# પ્રાચીન ભારતવર્ષ - 4

## ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

*ઇ.સ. પૂ. 900 થી ઇ.સ. 100 સુધીનો*
*એક હજાર વર્ષનો ભારતવર્ષનો ઇતિહાસ*

પ્રથમ આવૃત્તિ : 1938

પ્રકાશક

**શશિકાન્ત એન્ડ કંપની**

વડોદરા

ઈ. સ. પૂ. ૯૦૦ થી ઈ. સ. ૧૦૦ સુધીના

એક હજાર વર્ષનો

# પ્રાચીન ભારત વર્ષ

ચાર ભાગમાં યોજેલ

પણ

હવે પાંચ વિભાગમાં પ્રગટ થતો

## ભાગ ચોથો

અતિ પ્રાચીન શિલાલેખો-સિક્કાઓ અને પ્રમાણભૂત ઇતિહાસવેત્તાઓના
આધાર આપી ઐતિહાસિક દૃષ્ટિએ લખેલ તદ્દન નવીન હકીકત સાથે





લેખક :

ત્રિભુવનદાસ લહેરચંદ શાહ
એલ. એમ. એન્ડ એસ.

ગોયાગેઈટ રોડ } વડોદરા

| | | |
|---|---|---|
| પ્રથમ આવૃત્તિ | મ. સં. | વિક્રમ સંવત ૧૯૯૪ |
| પ્રત ૧૨૫૦ | ૨૪૬૪ | ઈ. સ. ૧૯૩૮ |

| છુટક કિંમત | |
|---|---|
| પ્રથમ ભાગ | રૂ. ૫) |
| દ્વિતીય ,, | રૂ. ૭ાા |
| તૃતીય ,, | રૂ. ૬ાા |
| ચતુર્થ ,, | રૂ. ૬) |
| પંચમ ,, | રૂ. ૫) |
| કુલ | રૂ. ૩૦) |

આખા સેટના
ગ્રાહક થનારને
રૂ. ૨૨ાા
પાંચમો ભાગ
પ્રગટ થતાં સુધી
તે બાદ રૂ. ૨૪)

[redacted]: આદિત્ય મુદ્રણાલય • રાયખડ રોડ • અમદાવાદ
[redacted]: મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ.

# ટૂંકાક્ષરી સમજ

| | |
|---|---|
| અ. | અધ્યાય |
| આ. આકૃ. | આકૃતિ |
| ઇ. | ઇત્યાદિ |
| ઇ. સ. | ઇસવીસન |
| ઇ. સ. પૂ. | ઇસવીસનની પૂર્વે |
| ઉપો. | ઉપોદ્ઘાત |
| ખં. | ખંડ |
| ગુ. વ. સો. | ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ |
| ટી. | ટીકા અથવા ટિપ્પણ |
| નં. | નંબર |
| પરિ. | પરિચ્છેદ, પરિશિષ્ટ |
| પારા. પારિ. | પારાગ્રાફ, પારિગ્રાફ |
| પુ. | પુસ્તક |
| પૃ. | પૃષ્ઠ |
| પં. | પંડિત |
| પ્રક. | પ્રકરણ |
| પ્રસ્તા. | પ્રસ્તાવના |
| મ. સં. | મહાવીર સંવત |
| મિ. | મિસ્ટર |
| વિ. | વિગેરે |
| સં. | સંવત્, સંવત્સર |
| વિ. સં. | વિક્રમ સંવત્સર |
| A. D. | ઇસવીસન |
| B. C. | ઇસવીસનની પૂર્વે |
| F. N. | (ફૂટનોટ) ટીકા |
| Intro. | (ઇન્ટ્રોડક્ષન) પ્રસ્તાવના, પ્રવેશક |
| P. | (પેઇજ) પૃષ્ઠ |
| Pl. | (પ્લેઇટ) પટ |
| Pref. | (પ્રીફેઇસ) પ્રસ્તાવના |
| Prof. | (પ્રોફેસર) અધ્યાપક |
| Vol. | (વૉલ્યુમ) પુસ્તક, વિભાગ, ભાગ |



## જે જે પુસ્તકોના આધારો ટાંકયા છે તેમના ટૂંકાક્ષરોની સમજ

પુ. ૧ થી ૩ સુધીમાં જે અનેક પુસ્તકો નિહાળવા પડયા છે તેમની યાદી ત્યાં આપેલ છે. આ ચોથા વિભાગમાં જે વિષયોનું નિરૂપણ કરતાં પુ. ૧ થી ૩ સુધીમાંના હવાલા આપવા પડયા છે, ત્યાં તે અસલ પુસ્તકોનાં નામોનો નિર્દેશ ન કરતાં, પ્રાચીન ભારતવર્ષ પુ. ૧, ૨, ૩ જુઓ એવા ટૂંકા ઇસારાજ કર્યા છે; કેમકે અસલ નામો જણાવવાથી નાહક પુસ્તકોની નામાવળી મોટી થઈ જાય તેમજ જે ચર્ચા, દલીલો કે સમજૂતિ અમે અમારા તરફથી પુ. ૧, ૨, ૩માં રજુ કરી ને નિર્ણયો બાંધ્યા હોય, તેની સહાય લેવાની નિરર્થકતા ઉભી થઈ જાય છે. આ બે કારણથી અત્રે રજુ કરેલી નામાવળી કદાચ ટૂંકી પણ દેખાશે.

### (અ) ટૂંકાક્ષરમાં લખ્યાં છે તેવાં પુસ્તકનાં નામની યાદી

| | |
|---|---|
| અ. હિ. ઇં. / E. H. I. | અર્લી હિસ્ટરી ઑફ ઇન્ડિયા — વિન્સેન્ટ સ્મિથ |
| આ. રી. સ. ઇં. | આર્કીઑલૉજીકલ રીપોર્ટ ઑફ સધર્ન ઇન્ડિયા |
| આ. સ. સ. ઇં. | આર્કીઑલૉજીકલ સર્વે ઇન સધર્ન ઇન્ડિયા (ન્યુ ઇમ્પીરીઅલ સીરીઝ) |
| એ. ઈ. / ઈ. ક. | એન્શન્ટ ઇરાઝ — સર કનિંગહામ |
| ઇં. એ. / I. A. | ઇન્ડિઅન ઍન્ટીકવેરી (માસિક) |
| ઇં. હિ. ક્વૉ. / I. H. Q. | ઇન્ડિયન હિસ્ટોરીકલ ક્વૉર્ટર્લિ નામનું ત્રિમાસિક |
| એ. ઇ. | જુઓ ઉપરમાં ઇ. ક. |
| એ. ઈ. / E. I. | એપિગ્રાફિકા ઇન્ડિકા |

| | |
|---|---|
| એ. રી.<br>એશિ. રીસર્ચ | એશિઆટીક રીસર્ચીઝ |
| ઓ. હિ. ઇ.<br>O. H. I. | ઓકસફર્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિયા |
| ક. સુ. સુ.<br>ક. સૂ. સુ.<br>ક. સુ. | કલ્પસૂત્રની સુખબોધિકા ટીકાનું ભાષાંતર. પં. હિરાલાલ હંસરાજકૃત જામનગર |
| કે. હિ. ઈ.<br>C. H. I. | કેમ્બ્રીજ હિસ્ટરી ઑફ ઇન્ડિઆ |
| કે. શૉ. હિ. ઇ.<br>K. S. H. I. | કેમ્બ્રીજ શૉર્ટ હિસ્ટરી ઑફ ઇન્ડિયા |
| કૉ. આં. રે.<br>C. A. R. | કૉઇન્સ ઑફ ધી આંધ્ર ડીનેસ્ટી; પ્રો. રેપ્સન |
| કૉ. એ. ઈ.<br>કૉ. ઇ. એ.<br>C. A. I. | કૉઇન્સ ઑફ એન્શન્ટ ઇન્ડિયા; સર કનિંગહામ |
| કૉ. એ. ઇ.<br>(સી. જે. બ્રાઉન) | કૉઇન્સ ઑફ એન્શન્ટ ઇન્ડિયા જે. સી. બ્રાઉન કૃત ૧૯૨૨ લંડન |
| ક્રૉ. ડ.<br>ક્રૉ. ઇ.<br>C. I. | ક્રૉનોલોજી ઑફ ઇન્ડિયા મિસિસ મેક ડફ |
| જ. આં. હિ. રી. સો.<br>J. A. H. R. S. | ધી જરનલ ઑફ ધી આંધ્ર હિસ્ટોરીકલ રીસર્ચ સોસાઇટી |
| જ. ઓ. બિ. રી. સો.<br>J. O. B. R. S. | ધી જરનલ ઑફ ધી ઓરિસા બિહાર રીસર્ચ સોસાઇટી |
| જ. બોં. બ્રં. રો. એ. સો.<br>J. B. B. R. A. S. | ધી જરનલ ઑફ ધી બોંબે બ્રેંચ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાઇટી |
| જ. રો. એ. સો.<br>J. R. A. S.<br>R, A. S. | ધી જરનલ ઑફ ધી રૉયલ એશિઆટિક સોસાઇટી ઑફ લંડન |
| જ. રો. એ. સો. | ઑફ ધી ગ્રેટ બ્રિટન એન્ડ આયર્લાંડ |
| જ. એ. સો. બેં.<br>જ. રો. સો. બેં.<br>J. B. A. S.<br>R. A. S. B. | ધી જરનલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાઇટી ઑફ બેંગાલ |
| જૈ. નો. ઇ.<br>J. I. N. | જૈનીઝમ ઇન નોર્થર્ન ઇન્ડિયા; સી. જે. શાહકૃત લોંગમેન્સ કુ. |
| જે. સ. ઇ.<br>J. S. I. | ધી સ્ટડીઝ ઇન જૈનીઝમ ઇન સધર્ન ઇન્ડિયા (બે ભાગ) પ્રો. રાવ, એમ. એ. |
| જૈ. સા. સં.<br>જૈ. સા. સંશો. | જૈન સાહિત્ય સંશોધક, ત્રિમાસિક, જીનવિજયજી સંપાદક, પુના |
| ના. પ્ર. સ. | નાગરી પ્રચારિણી સભાની પત્રિકા, બનારસ |
| પ્રા. ભા.<br>પ્રાચીન ભા. | પ્રાચીન ભારતવર્ષ ડૉ. ત્રિભુવનદાસ લ. શાહકૃત |
| બુ. ઈ.<br>B. I. | ધી બુદ્ધિસ્ટીક ઇન્ડિયા પ્રો. રીસ ડેવીઝ |
| બુ. પ્ર. | બુદ્ધિપ્રકાશ (ગુ×વ×સો) |
| ભા. પ્રા. રા. | ભારતનો પ્રાચીન રાજવંશ (બે ભાગ) વિશ્વેશ્વરાય રાઉ, એમ. એ. |
| ભાં. અ. | અશોકચરિત્ર; ડી. આર. ભાંડારકર કૃત |
| ભા. સં. ઇ. | ભારતનો સંક્ષિપ્ત ઇતિહાસ કાંગડી ગુરૂકુળના પ્રો. બાલકૃષ્ણ એમ.એ. લાહોર ૧૯૧૪ |
| પા. ક. | પાર્જીટર્સ ડાઇનેસ્ટીક લિસ્ટ ઑફ ધી કલી એઇજ |
| ભિ. ટો. | ધી ભિલ્સા ટોપ્સ: જનરલ કનિંગહામ કૃત |
| મૌ. સા. ઈ. | મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ કાંગડી ગુરુકુલના આચાર્ય શ્રી વિદ્યાભૂષણ અલંકાર–૧૯૩૦, અલ્હાબાદ |
| રે. વે. વ.<br>R. W. W. | રેકર્ડ્ઝ ઑફ ધી વેસ્ટર્ન વર્લ્ડ (બે ભાગ) રેવરંડ એસ. બીલ. |

| | | | |
|---|---|---|---|
| હિ. હી. H, H. | ધી હિંદુ હિસ્ટરી ઓફ઼ ઇન્ડિયા, કલકત્તા ૧૯૨૦ એ. કે. મજમુદાર કૃત | હિ. ઈ. ઇ. આર્કી. H. I E. A. | હિસ્ટરી ઓફ઼ ધી ઇન્ડિયન એન્ડ ઇસ્ટર્ન આર્કીટેકચર. જેમ્સ ફરગ્યુસન કૃત (બે ભાગ) |

## (આ) અન્ય પુસ્તકો, જે પૂરાં વાંચ્યાં હોય કે જેમાંથી માત્ર અવતરણો જ લીધાં હોય તેમનાં સંપૂર્ણ નામવાળી યાદી


અમરકોષ
એકટા ઓરીએન્ટેલિયા
અનેકાંત (માસિક) પુ. ૧, ૧૯૩૦; દીલ્હી (બંધ પડી ગયું છે)
આર્કીઓલોજીકલ રીપોર્ટસ
આવશ્યક વૃત્તિ; હરિભદ્રસૂરિ
એન્શન્ટ જીઓગ્રાફી ઓફ઼ ઇન્ડિયા: ડે કૃત
(શેઠ) અંબાલાલ નાનાભાઈ પુસ્તકભંડાર (વડોદરા)
'કલ્યાણ' પત્રનો શિવાંક : ૧૯૯૦, શ્રાવણ ભાગ ૮
કુવલયમાળા : દાક્ષિણ્યચિન્હસૂરિ
ખરોષ્ઠી ઇન્સ્ક્રીપ્શન્સ : સ્ટેન કોનાઉ
ગણપત કૃષ્ણાજી કૃત શક પંચાંગ
ગાથા સપ્તશતી
ગુજરાતી—પત્ર (સાપ્તાહિક) મુંબઇની ભેટ ૧૯૧૩ની; જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય
"ગંગા" માસિક ખાસ અંક ૧૯૩૩ જાન્યુઆરી
ગૌડવહો પ્રો. હોલ કૃત
ઇન્ડીયન એન્ટીકવીટીઝ : પ્રિન્સેપ્સ
ઉપનિષદ
જૈનધર્મ પ્રકાશ (માસિક) ભાવનગર
જૈન જ્યોતિ (માસિક) ૧૯૮૮ અમદાવાદ (બંધ પડી ગયું છે)
જૈન યુગ (માસિક) મુંબઇ
જૈન કાળગણના : મુનિશ્રી કલ્યાણવિજયજી વિ. સં. ૧૯૮૭
જૈન પત્રનો રૌપ્ય મહોત્સવ અંક : ૧૯૩૦
જૈન આગમ સૂત્રો તથા ગ્રંથો
જોડણી કોષ સાર્થ ગુજરાત વિદ્યાપીઠ
ટોડ રાજસ્થાન (સસ્તુ સાહિત્ય વર્ધક : ૧૯૧૩ ગ્રંથ પહેલો)
ટોડ રાજસ્થાન : વ્યંકટેશ્વર પ્રેસ
પુરાણો
પ્રિન્સેપ્સ જરનલ એન્ડ યુસફુલ ટેબલ્સ
પરિશિષ્ટ પર્વ
ફરિસ્તાહ : ડેઇન્સ કૃત, ભાષાંતર પુ. ૧
પ્રોસીડીંગ્ઝ ઓફ઼ ધી આર્યન સેક્શન ઓફ઼ ધી સેવન્થ ઓરીએન્ટલ કોંગ્રેસ, ડૉ. ફ્લીટનો લેખ
બોમ્બે ગેઝેટીઅર
બૃહસ્પતિ સૂત્ર
ભારહુત સ્તૂપ : જનરલ કનિંગહામ
મદ્રાસ ગવરમેંટ કોમ્યુનીક; ૩૦-૧૨-૨૯ નો
ભાવનગર સ્ટેટના સંસ્કૃત અને પ્રાચીન શિલાલેખ : પ્રો. પીટરસન કૃત
ભગવાન પાર્શ્વનાથ : મુદ્રિત સુરત ૧૯૮૭
મેરૂતુંગ વિચાર શ્રેણી
મથુરાના શિલાલેખો : ગૌરીશંકર હીરાચંદ ઓઝા કૃત
મથુરા લાયન કેપીટલ પીલર
તીર્થમાળાનું સ્તવન : કવિ સમયસુંદર કૃત
માલવિકાગ્નિમિત્ર
મથુરા એન્ડ ઇટ્સ એન્ટીકવીટીઝ : ૧૯૦૧
મોહન જાડેરો (છૂટું છપાયું)
મુદ્રારાક્ષસ
યતિ રુષભદત્તનો તિલોયપન્નતિ ગ્રંથ
રાજતરંગિણિ
રૂલર્સ ઓફ઼ ઇન્ડિયા સીરીઝ—અશોક
શત્રુંજય મહાત્મ્ય—ધનેશ્વરસૂરિનું
વીર ચરિત્ર-હેમચંદ્રસૂરિ
સમરાદિત્ય કથા-હરિભદ્રસૂરિ
'સુધા' (માસિક) ૧૯૯૦ માર્ગશીર્ષ (?)
હીસ્ટરી ઓફ઼ ઓરીસ્સા : બે ભાગ : આર. ડી. બેનરજી કૃત.

# ગ્રંથ પ્રશસ્તિ

આખુંય પ્રાચીન ભારતવર્ષનું પુસ્તક નવીન શૈલીએ જ તૈયાર થયું હોવાથી તેના પ્રથમ ભાગમાં જ તેના સર્જન વિશે ખુલાસો કરવા આવશ્યક લાગ્યું હતું. ઉત્તરોત્તર ત્રણ વિભાગો પ્રગટ થઈ ગએલ હોવાથી, તેના ખુલાસાની હવે અપેક્ષા રહેતી નથી. જેથી પ્રથમ વિભાગે જે પૃષ્ઠો ૨૮, બીજામાં ૧૦ અને ત્રીજામાં ૭।। રોકવાં પડયાં છે તે માટે આ ચતુર્થ વિભાગે તો તેથી પણ કમતી કરવા રહેત; પરંતુ બીક રહે છે કે કદાચ તે નિયમ અહીં ન પણ સચવાય; કેમકે જેમ વિભાગ વધતા જાય તેમ વાંચનનાં ક્ષેત્ર અને વિશાળતા પણ વધે; એટલે વિવેચકોના મતભેદ પણ વધારે પ્રમાણમાં બહાર પડે તે સ્વભાવિક છે.

આવી રીતે બહાર પડતા વિવેચનોનો ઉત્તર વાળવાનું આ સ્થાને નથી, તેમ જરૂર પણ ન ગણાય; પરંતુ તેમ કરતાં બે સ્થિતિ ઉભી થાય છે. જો મતભેદનો ખુલાસો નથી અપાતો, તો અમે રજુ કરેલા વિચાર ખોટા છે એમ અમે પોતેજ સ્વીકાર કરી લીધાની માન્યતા પ્રસરે છે અને ખુલાસો આપવા પ્રયત્ન કરાય છે તો, જેમ એક ભાઈએ જણાવ્યું છે તેમ 'પડયા પણ તંગડી ઉંચી' અથવા અહંકાર અને અભિમાનનું આળ માથે ચોંટે છે. બીજા પ્રકારની સ્થિતિમાં જો કોઈ જાતની હાનિ પહોંચતી હોય તો અમને એકલાને જ છે; જ્યારે પહેલી સ્થિતિમાં તો આખા ઇતિહાસને હાની પહોંચે છે. આ વસ્તુસ્થિતિમાં જાતિ વિષયક હાનિને ગૌણ લેખી, ઇતિહાસને થતી સર્વ સામાન્ય હાનીને બચાવી લેવી તે કર્તવ્ય છે. જેથી થોડી ઘણી પણ અત્ર ઉપયોગી લેખાય તેટલી સમજૂતિ આપીશું. આવી સમજૂતી આલેખવાનું ધોરણ આપણે 'ભૂમિકા'ના શિર્ષક તળે રાખ્યું છે.

## (અ) ભૂમિકા

સમર્થન આપનાર જે અનેક અભિપ્રાયો, અવલોકનો કે અભિનંદન પત્રો મળ્યાં હોય તેનો ઉલ્લેખ કરવો તે આત્મશ્લાઘા કહેવાય માટે તેની સંખ્યા ગમે તેટલી વિપુલ હોય તોયે જતી કરવી જ ઉચીત ગણાય છે. જ્યારે વિરૂદ્ધ પડતી ગમે તેવી નાની ટીકા હોય તો પણ તેને લક્ષમાં લઈ, તેમાંથી ગ્રાહ્ય હોય તેનો અમલ કરવાથી આપણને મજબૂતી મળે છે. આવાં થોડાંક ટીકાસ્થાનો અમારી નજરે પડયાં છે; (૧) શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીજીએ પ્રાચીન ભારતવર્ષનું "પ્રસ્થાન" માસિકમાં અવલોકન લીધું છે; તેમાં તથા કરાંચી મુકામે મળેલ સાહિત્ય પરિષદના એક વિભાગીય પ્રમુખ તરીકે વાંચેલ

ભાષણમાં, કાઢેલા ઉદ્ગારમાં (૨) ૧૯૩૬ના "ગુજરાતી સાહિત્ય સભા"ના રીપોર્ટમાં તેના સમીક્ષક રા. રા. પ્રોફેસર માંકડે અમારા પુસ્તક વિષે પ્રગટ કરેલા વિચારમાં (૩) "મુંબઈ સમાચાર" નામે દૈનિકમાં શ્રીયુત મિ. ઝવેરીએ કોઇ પણ જાતની દલીલ આપ્યા વિના ટાંકેલા પોતાના અનેક નિર્ણયોમાં (૪) અને પૂ. આ. મ. શ્રી. ઇન્દ્રવિજય સૂરિએ બહાર પાડેલ અનેક કૃતિઓમાં. ઉપરના ચારેનાં સમાધાનનો પ્રયાસ હવે એક પછી એક કરીએ

(૧) શ્રીયુત દુર્ગાશંકર શાસ્ત્રીજીના પ્રમુખ તરીકેના ભાષણમાં કાંઈ દલીલોની અપેક્ષા ન જ રખાય; તેમ તે સ્થિતિમાં પોતે ગમે તેવાં વિશેષણો વાપરે તોયે સર્વને મૌનજ સેવવું રહે; એટલે તે બાબત આપણે જતી કરવી રહી; બાકી અવલોકનમાં પણ દલીલો જેવું થોડું જ દાખવ્યું છે; માત્ર પોતાનો અભિપ્રાય દર્શાવતાં અમને ધર્માંધ-પણાના, અહંભાવના ઈ. ઈ. ઇલકાબો છૂટે હાથે આપ્યે ગયા છે, પરંતુ તે ઇલકાબો પોતાને લાગુ પડે છે કે અમને, તે તો ભાવી નક્કી કરે તે ખરૂં. અત્ર તેમની એક શંકાનો ઉત્તર આપવો જરૂરી છે. પરિશિષ્ટકાર શ્રી હેમચંદ્રસૂરિએ અવંતિપતિઓના સમય બાબત ત્રણ ગાથા ટાંકી છે, તેના અર્થ ડૉ. શાંતિલાલ નામના વિદ્વાને ચાલી આવતી માન્યતા પ્રમાણે કરી બતાવ્યો છે. જ્યારે અમે જુદીજ રીતે કરી બતાવ્યો છે. એટલે શ્રીમાન શાસ્ત્રીજીને તે બહુ આકરૂં પડયું છે અને તે માટે પોતાના તરફની સંગીન દલીલ આપવાને બદલે (૧)માત્ર બોલે છે કે ' આધાર એક જ હોવા છતાં નિર્ણય જુદા જુદા '; આ વાકયને પણ જો એક દલીલ જ ગણાતી હોય તો જણાવવું રહે છે કે કાયદાની કોર્ટો હાલમાં અનેક દરજ્જાની ગણાય છે. સૌથી નાની મુનસફની, તેના ઉપર સેશન્સજજ, તેના ઉપર હાઈ કોર્ટ, તેની ઉપર ફુલબેંચ અને છેવટ પ્રીવી કાઉન્સીલ; એક કેસ જે મુન્સફની કોર્ટમાં ચાલ્યો હોય અને તેનું પરિણામ સંતોષકારક ન હોય તો ફરિયાદી તેને તેજ કાગળો લઈને એક પછી એક ઉપરની કોર્ટમાં જાય છે. અને પાંચે કોર્ટોમાં કોઈ વખતે જુદા જુદા નિર્ણયો પણ આવે છે. આ પ્રમાણે સર્વે પાસે " કાગળો-આધારો એક જ હોવા છતાં નિર્ણય જુદા જુદા " કાં આવતા હશે તેનો કાંઇ ખુલાસો છે કે ?

(૨) રા. રા. પ્રો. ડોલરરાયજી માંકડ; તેમણે રીપોર્ટમાં અમારા પુસ્તક વિશે અભિપ્રાય દર્શાવતાં એવી તો શબ્દ અને વાકય રચના કરી છે કે ગુજરાતી ભાષાના નિષ્ણાત તરીકે તે તરી આવે અને બીજા પક્ષે આપણને તેમના હાથ તળે બેસીને જ ગુજરાતી ભાષાનું જ્ઞાન મેળવવાનું મન થયાં કરે; તેમને બે બાબતનો દોષ મુખ્ય પણે લાગ્યો છે. એક તો ઐતિહાસિક પુસ્તકોમાં ન દાખલ કરવા જેવી બાબતોનો સમાવેશ કર્યો છે જેથી પુસ્તકને શુદ્ધ ઇતિહાસ ન કહેવાય; અને બીજો, દલીલ કરવાની તથા

(૧) અમને એક અન્ય વિદ્વાને કહેલ શબ્દો અત્રે યાદ આવે છે તેમના કહેવાનો સાર એ હતો કે શ્રીમાન શાસ્ત્રીજીને ગુજરાતના ઇતિહાસનો અભ્યાસ હજુ હશે પરન્તુ પ્રાચીન ભારતવર્ષનો નહીં હોય. નહીં તો રીતસરની દલીલો આપત.

સારાસાર તારવી કાઢવાની પદ્ધતિ બાબતનો છે. પહેલી બાબત વિશે એમ ઉત્તર આપવાનો કે, ઇતિહાસ કોને કહેવો તે પ્રશ્ન મતમતાંતરનો છે. તે વિશે અમારા કેટલાક વિચારો પુ. ૧ ની પ્રસ્તાવનામાં જણાવ્યા છે. વિશેષમાં "પ્રસ્થાન" માસિકમાં ૧૯૯૪ ના કાર્તિક માસના અંકમાં "ઇતિહાસનું પરિશીલન" નામે જે વિદ્વતાપૂર્ણ લેખ અત્રની કોલેજના અધ્યાપક રા. રા. કેશવલાલ હિમતરામ કામદારે લખ્યો છે તે ઉપર ધ્યાન ખેંચવા રજા લઈએ છીએ. બીજો હોય જે તેઓશ્રીએ મૂકયો છે તે જાણવા તથા વિદ્યાર્થી તરીકે તેમાંથી શીખવા યોગ્ય તત્ત્વો ગ્રહણ કરવા, તેઓશ્રીને અમદાવાદમાં જ એક વખતે અમે રૂબરૂ મળ્યા હતા. ત્યારે થોડીક ચર્ચા થઇ હતી તેનો સાર એ હતો કે, તેમણે અમારૂં પ્રથમ પુસ્તક તેમજ તેની પ્રસ્તાવના વાંચી નથી; બનવા જોગ છે કે જો વાંચ્યું હોત તો તેમને દેખાતી ત્રૂટીઓ વિશેનું સમાધાન તેમાંથી મળી રહેત એટલે નિરૂપાયે બીજી વખત સર્વ પુસ્તકો સહિત મળવા ઉપર મુલતવી રાખ્યું. તે બાદ કરાંચી મુકામે તેમના નિવાસસ્થાન ઉપર બે વખત અમે મળ્યા પણ સમયના અભાવે તે મુદ્દાઓ ચર્ચી શકાયા નથી. ત્યાંથી આવ્યાબાદ બે ત્રણ વખત પત્રદ્વારા તેના જવાબની ઉઘરાણી કરી પણ છે. પરંતુ ઉત્તર મળ્યો નથી એટલે હવે જયારે વળી બને ત્યારે ખરૂં.

(૩) મુંબઈ સમાચારના એક લેખક શ્રીયુત ઝવેરી-તેમણે લગભગ અઢી ડઝન જેટલા પોતાના નિર્ણયો જ કેવળ જણાવી દીધા છે. તે નિર્ણયો ઉપર આવવાને તેમને શું શું કારણો મળ્યાં હતાં તેનો ઉલ્લેખ સરખોયે નથી. બલ્કે પૂ. આ. મ. ઇન્દ્રવિજયસૂરિ મહારાજના જ સર્વ પ્રશ્નો અને નિર્ણયો કેમ ઉતાર્યા ન હોય અથવા કેમ જાણે તેમની નિશ્રામાં રહીને જ આખોયે લેખ લખાયો ન હોય તેવો આભાસ ઉભો થાય છે. આ સ્થિતિમાં તેમને સ્વતંત્ર જવાબ ન આપતાં, ઈન્દ્રવિજયસૂરિજી માટેનો નીચે જણાવેલ ઉત્તર વાંચી જવા વિનંતિ છે.

(૪) પૂ. આ. મ. ઈન્દ્રવિજયસૂરિ અમારી કૃતિમાં અપૂર્વ રસ લેતા માલમ પડયા છે. ઈ. સ. ૧૯૩૭ના મે માસ સુધીમાં તેમણે જે પ્રવૃત્તિ આદરી હતી અને તેમાં કયાં કયાં તેમણે ઉંધે રસ્તે વાચકોને દોર્યા છે તેનું દિગ્દર્શન પુસ્તક વિભાગ ૩ ની પ્રસ્તાવનામાં પૃ. ૧૦ થી ૧૪ સુધીમાં ટૂંકમાં દોરી બતાવ્યું છે. તે બાદ તેમના તરફથી ત્રણ પુસ્તકો પ્રગટ થયેલ અમે નિહાળ્યાં છે (૧) પ્રાચીન ભારતનું સિંહાવલોકન (૨) મથુરાનો સિંહધ્વજ[૨] અને (૩) મહાક્ષત્રપ રાજારૂદ્રદામા. પાછળના બે પુસ્તકો દેખીતી રીતે અમોને સ્પર્શતા નથી પરંતુ અમોએ જાહેર કરેલ માન્યતાના ખંડન માટેના તેમાં વારંવાર ઇસારા કરાયલ હોવાથી તેનાં નામ અત્રે ઉતાર્યા છે. આ ઉપરથી જે એક બે વિદ્વાનોએ તે સર્વે જોયાં-વાંચ્યા હશે તેમણે પૃચ્છા પણ ચલાવેલ કે, ડૉ. ત્રિભુવનદાસ ઉપર ઇંદ્રવિજયસૂરિને આટલો બધો વેરભાવ થવાનું કારણ શું? અમારા કાને તે વાત આવી ત્યારે ત્યારે અમે

(૨) સિંહધ્વજ નામ તેમણે શા માટે આપ્યું હશે તે તેઓશ્રીએ કયાંય જણાવ્યું નથી. મૂળ શબ્દ તો Lion-capital Pillar છે; જેનો અર્થ સિંહસ્તંભ થઈ શકે.

એટલો જ જવાબ આપેલો કે અમારૂં પુસ્તક બહાર પાડયું તે પહેલાં તેમજ પછી પણ, જ્યાં સુધી ગુજરાતમાં–કાઠિયાવાડમાં તેઓશ્રી વિચરતા હતા ત્યાંસુધી અમે સારી રીતે તેમના સમાગમમાં આવ્યા છીએ. એટલે ત્યાંસુધી વેરભાવ તો એક બાજુ રહ્યો પણ કોઈ રીતે અપ્રીતિનો ભાવ પણ દર્શાવાયો નથી! બાકી તો જેની પાસે જે વસ્તુ વધારે હોય તેનું તે દાન આપે છે, અથવા સ્વભાવ પડયો હોય તેનું નિવારણ શું?

તે તેમનાં ત્રણે પુસ્તકો ધ્યાનપૂર્વક વાંચી જોયાં છે. તે વિશે બોલવા જતાં અનેક ઇલ્કાબોની નવાજેશ આવી પડશે જ, છતાં હિંમતપૂર્વક સંક્ષિપ્તમાં કહી શકાય તેમ છે કે, એક બે નાની વિગત સિવાય, અન્ય કોઇ પણ મહત્વનું તત્ત્વ તેમાંથી ગ્રહણ કરવા જેવું નીકળ્યું નથી. સવિસ્તર તો ઉત્તર આપવાનો તો અવસર જ્યારે પ્રાપ્ત થાય ત્યારે ખરો, પરંતુ એક બે મુદ્દા જે વાચક વર્ગને ખાસ જણાવવા યોગ્ય છે તે અત્ર રજુ કરીશું. વસ્તુ સંગ્રહ કરવાનો તેમણે ભગીરથ પ્રયત્ન કર્યો છે, વળી અનેક આધારો અને પ્રમાણો ટાંકીને પાનાંને પાનાં ભરાય તેટલું લખાણ પણ ઉપજાવી કાઢયું છેઃ આ બધાંથી અમે પણ ઘણા પ્રમાણમાં માહિતગાર છીએ, છતાં અમોએ જે નવાં નિર્ણયો કે અનુમાન બાંધ્યાં છે અને તેમ કરવા માટે કારણો અને વિગતો દર્શાવી છે, તેમાંની એકે પોતે વાંચતા નથી, વિચારતા નથી, ખંડન કરતા નથી; પરંતુ જે વસ્તુઓ કયારની જાણી ચૂકાઇ છે, ચર્વિતચૂર્ણ થઈ ગઈ છે, તે વારંવાર ગાયા જ કરે છે તેનો અર્થ શું? પોતે સંગ્રાહકનો પાઠ ભજવે છે પણ સાથે સાથે રજુ કરાતી દલીલો ઉપર વિચાર કરી, સંશોધકના માર્ગે વળી જાય તો ઘણું ઘણું નવું જાણવાનું આપી શકે. એક જ દૃષ્ટાંત આપીશું. મથુરાના સિંહધ્વજવાળી પુસ્તિકામાં ઇતિહાસના વિષયમાં વર્તમાનકાળે સત્તાસમાન ગણાતા મહાધુરંધર એવા બે પાંચ કે દશપંદર નહીં, પણ ત્રેવીસ ત્રેવીસ વિદ્વાનોના અભિપ્રાયો મેળવીને તેમણે રજુ કર્યા છે; તે સર્વનો એક જ ધારો અભિપ્રાય વાંચતાં તે બાબતમાં આપણે હાથ જ ધોઈ નાંખવા રહે છે. પરંતુ તે અભિપ્રાયો મેળવવામાં તેમણે એવી સિફતથી કામ લીધું છે કે, ઇતિહાસના વિષયથી અપર રહેલ વાચક વર્ગને તે સહેલાઈથી ખબર જ ન પડે. તેમણે પ્રથમ તો ૧૫–૭–૩૭ની મિતિનો એક છાપેલ પરિપત્ર, ઉપરના ત્રેવીસે વિદ્વાનોને પાઠવ્યો લાગે છે; અને તે પણ એવા રૂપમાં કે ચાલુ આવતી માન્યતાનું સ્વરૂપ રજુ કરતા વાકયોમાંજ; કે જેનો ઉત્તર, હા કે ના, જેવા થોડા શબ્દોમાં જ અથવા તો તેવા મીતાક્ષરી વાકયોમાં જ આવી જાય. પરિપત્રમાં જો તેમણે ચાલુ માન્યતાથી ઉલટ જવામાં અમારી શું શું દલીલો છે અથવા અમને શું શું સંયોગો છે તેઓનું વર્ણન કર્યું હોત કે ટૂંકમાં પણ તેનો ચિતાર આપ્યો હોત, તો તો જરૂર તે ઉપર વિચાર કરીને જ તેઓ પોતાનો અભિપ્રાય આપત (આ હકીકત વધારે સ્પષ્ટતા પૂર્વક જરા આગળ વર્ણવી છે તે વાંચી જુઓ) એટલે સ્વભાવિક છે કે અમારા પુસ્તકથી જે કોઈ અપરિચિત છે, તે જેમ ભારપૂર્વક કહી શકે છે કે, અશોક અને પ્રિયદર્શિન એક જ છે એટલેકે ભિન્ન નથી; તેમ આમણે પણ અદ્યાપિ પર્યંત માન્ય રહેલી સ્થિતિને જ સંમતિ દર્શાવી દીધી દેખાય

છે. મતલબ કે, ત્રેવીસે વિદ્વાનોના અભિપ્રાય આ સિંહસ્તૂપ વિશેની કેવળ સંગ્રાહક સ્થિતિદર્શક છે. હવે જ્યારે આ ગુજરાતી પુસ્તકનો અનુવાદ થઇને ઇંગ્રેજીમાં બહાર પડે છે (પ્રથમ ભાગ તૈયાર પણ થઇ ગયો છે તે વિશે આગળ જુઓ) ત્યારે ઉમેદ રહે છે કે, અનેક વિદ્વાનોનાં કરકમળમાં તે પહોંચશે, તે ઉપર વિવાદ-ચર્ચાઓ બહાર પડશે અને પરિણામે જે શુદ્ધ હશે તેજ તરી આવશે.

બાકી રૂદ્રદામાવાળી પુસ્તિકામાં જૂની પ્રણાલિકાએ, કે કોણ જાણે કયા સાધનોદ્વારા (ક્યાંય બહુ આધાર જેવું આપેલ ન હોવાથી) સમય પરત્વે તેમણે કામ લીધું છે, કે જાહેર કરેલ વિગતોમાં, પાને પાને, પારીગ્રાફે પારિગ્રાફે અને કેટલેક ઠેકાણે તો વાક્યે વાક્યમાં પરિસ્થિતિ સુધારો માંગી રહી છે. ખરી વાત છે કે પરદેશી વિદ્વાનો પાસેથી પ્રારંભમાં આપણને ઘણું ઘણું શીખવાનું મળ્યું છે, પરંતુ હમેશાં તેઓનું જ માર્ગદર્શન સ્વીકારવું અને આપણામાં તો પરાલંબન સિવાય કાંઈ છેજ નહીં, એવી લાચાર સ્થિતિ સેવ્યા કરવી તે કયા પ્રકારનું માનસ કહેવાય?

ઉપરમાં કહેવામાં આવ્યુ છે કે પ્રશ્નોના ઉત્તર મેળવવામાં તેમણે એક પ્રકારની સિફ્ત જે વાપરી છે તેનું વર્ણન સ્પષ્ટતા પૂર્વક આગળ આપ્યું છે. તે અત્ર હવે સમજાવીશું. તેમણે પરિપત્રમાં શું શબ્દો લખ્યા છે તે આપણે જો કે જાણતા નથી પરંતુ, તેમના પત્રનો જવાબ, કલકત્તા મ્યુઝીઅમ વાળા પ્રો. રામચંદ્રમજીએ તા. ૨૪-૭-૩૭ના રોજે આપ્યો છે તેમાંથી કાંઇક માહિતી મળી જાય છે જ. તેમના શબ્દો આ પ્રમાણે છેઃ—

With reference to your letter of the 15th Inst, inquiring if the Mathura Lion Capital inscription contains any reference to Jaina affairs or names of Nahapana, Bhumak or Nanaka, I have to give you a reply in the negative= આપે જે પત્ર તા. ૧૫ મીનો લખેલ છે અને જેમાં પૂછવામાં આવ્યું છે કે, મથુરા સિંહ-સ્તૂપમાં જૈનધર્મ પરત્વે કાંઇ હકીકત છે અથવા તો નહપાણ, ભૂમક કે નનકમાંથી કોઈનાં નામ તેમાં આવે છે; તો ઉત્તરમાં મારે નકાર જ ભણવો રહે છે. મતલબકે બન્ને પ્રશ્નનો ઉત્તર તેમણે નકારમાંજ દીધો છે. આ પત્રલેખન પૂ. આ. મ. શ્રી. એ અમારા પુસ્તકમાં દર્શાવેલા વિચાર પરત્વે કરેલ છે. એટલે પોતે અમારા નામે એમ કહેવાને માંગે છે કે, કેમ જાણે અમે એવું કહ્યું છે કે, તે મથુરાસ્તૂપમાં જૈનને લગતી હકીકત દર્શાવી છે તથા તેમાં નહપાણ અને ભૂમકનાં નામ લખાયલ છે. (નનક નામ ક્યાંથી તેઓએ ઉતાર્યું? તે તો હજુ આ પ્રથમવાર તેમના જ તરફથી સાંભળવામાં આવ્યું છે એટલે તે વિશે અમો મૌન જ સેવીશું) તો અમારી તેઓશ્રીને વિનમ્રભાવે વિનંતિ છે કે, અમે ક્યાં આવું વિધાન કર્યું છે તે મહેરબાની કરીને તેઓ જણાવશે.

બાકી અમે જરૂર એટલું તો કહ્યું છે જ, કે ક્ષહરાટ નહપાણ પોતે સિંહસ્તંભમાં દર્શાવેલ મહાક્ષત્રપ રાજુવુલનો સમકાલીન છે. તે માટે જ. ઓં. પ્રે. રો. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩ પૃ. ૬૧નું અવતરણ પણ ટાંકી બતાવ્યું છે (જુઓ પુ. ૩ પૃ. ૨૩૪ ટી.

નં. ૧૩) કે "It is obvious that Nahapana was a contemporary of Rajuvula* the Mahakshatrapa of Mathura=લખીતું છે કે, મથુરાનો મહાક્ષત્રપ રાજુવુલ અને નહપાણ સમકાલીન છે." આ ઉપરાંત અન્ય ઐતિહાસિક હકીકતો મળવાથી, તે સર્વ પરિસ્થિતિને ગુંથીને અમે અનુમાન તારવી કાઢયું છે; જેને ચારે તરફથી સમયના આંકડા-વડે સમર્થન મળવાથી સત્ય ઘટના તરીકે જાહેર કરી છે. પરંતુ પોતે મુદ્દો ન સમજવાથી, જે અમે બોલ્યાં પણ ન હોઇએ તેવાં વિધાનો અમારા નામે કરીને, વાચકોને ભ્રમમાં જ નાંખવા ધાર્યું હોય, ત્યાં દોષ કોનો? અગાઉ પણ અનેક વખત આજ પ્રમાણે તેમણે પગલાં ભર્યાં હતાં; અને તે વખતે પણ દુઃખિત હૃદયે અમારે જાહેર વર્તમાનપત્રમાં તેનાં દૃષ્ટાંતો આપીને તેનું સત્ય બતાવવું પડયું હતું.

ઉપરમાં લેખિત સાહિત્યની વાતો કરી; તેવોજ એક મૌખિક પ્રસંગ વર્ણવીશ. આપણા ગુજરાતના એક નામાંકિત વિદ્વાનને અમે બહાર પાડેલ પુસ્તકો લઈને ખાસ મળવા જતાં નીચે પ્રમાણે પ્રશ્નોત્તરી થઈ હતી. પ્રથમ અમારાં પુસ્તકો તેમની પાસે રજુ કર્યાં.

(૧) પ્ર૦ શેનાં પુસ્તકો છે? ઉ૦ 'પ્રાચીન ભારતવર્ષ'નાં: તેમણે વળતો જવાબ આપ્યો કે તે વિશે મેં સાંભળ્યું છે.

(૨) પ્ર૦ શું? ઉ૦ હં, આગળ ચલાવો.

(૩) પ્ર૦—આપે પુસ્તકો વાંચ્યાં છે. ઉ૦—ના.

(૪) પ્ર૦—આપની પાસે આ પુસ્તકો મૂકી જઉ છું. અવકાશે જોઈ જશો; ઉ૦—વાંચવાનો અવકાશે નથી તેમ જોવાં પણ નથી. આવાં પુસ્તકો પ્રગટ પણ થવાં ન જોઇએ.

(૫) આપે પુસ્તક વાંચ્યાં નથી, જોયાં નથી તો આવો અભિપ્રાય શા ઉપરથી બાંધો છો?

ઉ૦—તે વિશે બીજાઓ પાસેથી ખૂબ સાંભળ્યું છે એટલે હવે જોવાં જ નથી.

આ પ્રમાણે જયાં પૂર્વબદ્ધ વિચારોનું સામ્રાજ્ય પ્રવર્તી રહ્યું હોય ત્યાં બીજો ઉપાય કયાં રહ્યો? વિવેકપૂર્વક સલામ કરી છૂટો પડયો.

આ પ્રમાણે પુસ્તક માંહેલી હકીકતની વિરૂદ્ધતાની સ્થિતિ જયાં સુધી જાણવામાં આવી ત્યાં સુધી વર્ણવી છે. ત્યારે બે સ્થાને વળી જુદાજ સ્વરૂપે તે નિહાળાઈ છે. (એક) કાશીથી પ્રગટ થતી નાગરી પ્રચારણી સભાની પ્રત્રિકા ભા.૧૬ અંક ૧. વૈશાખ ૧૯૮૧ના અંકમાં લગભગ ૬૫ પૃષ્ઠોનો ઉજ્જૈનના શ્રી. પં સૂર્યનારાયણ વ્યાસે પોતાના નામે "પદચ્યુત મહારાજા અશોક અથવા સંપ્રતિના શિલાલેખો" વાળો અમારો આખોય લેખ ઉતાર્યો છે. પત્રકારે અથવા લેખક મહાશયે આવા પ્રસંગે મૂળ લેખક પ્રત્યે જે સૌજન્યઋણ બતાવવું જોઇએ તે બતાવ્યું નથી. અલબત કયાંક કયાંક (ચાર-પાંચ સ્થાને) અમારૂં નામ લેવાઈ ગયું છે

* તેમની માન્યતા એમ છે કે (જુઓ તેમનું પુસ્તક, મથુરાનો સિંહધ્વજ પૃ. ૧૯ પંકિત ૨૩) વાસ્તવમાં સિંહધ્વજની પ્રતિષ્ઠા વખતે નહપાણની હસ્તી જ હતી નહીં, તે તો સો વર્ષ પછી થયો છે. કોઇ વિદ્વાન તેનો ઉલ્લેખ કરતો નથી. (તો પછી જ. ઓં. બ્રૌ. રો. એ. સો ના લખાણનો અર્થ શું?) આવી તો કેટલીયે અજ્ઞાન પૂર્ણ ટીકાઓ તેમણે કરી દીધી છે. પરંતુ તે અહીં અસ્થાને કહેવાય એટલે જણાવીશું નહીં.

પરંતુ આવા કિસ્સામાં જે સ્થાને મૂળ લેખકનું નામ નોંધાવું રહે તે પ્રમાણે તો મૂકાયું નથી જ. આ બાબતમાં પત્રકાર સાથે વ્યવહાર થતાં કાંઇક સંતોષકારક ખુલાસો મળી ગયો છે. (બીજો) પુના શહેરથી પ્રગટ થતા "ચિત્રમય જગત" ૧૯૩૫ ડીસેંબરના અંકમાં શ્રીયુત રસીકલાલ દામોદરે સમ્રાટ ચંદ્રગુપ્ત અને પં. ચાણક્ય સંબંધી દશેક કોલમનું લખાણ અમારા "પ્રાચીન ભારતવર્ષ" બીજા વિભાગમાંથી ઉતાર્યું છે. તેમાં પણ શિષ્ટોપચાર સચવાયો નથી પરંતુ ઉપરના લેખમાં છૂટું છવાયું બેએક વખત નામ લેવાઈ ગયું છે. આ બાબત પત્રકારને વિનંતિપત્રથી પૂછાવ્યું પણ હતું પરંતુ તેમણે તો ઉત્તર વાળવાનું કે પત્ર સ્વીકારનું પણ સૌજન્ય સુદ્ધાં દાખવ્યું નથી. ખેર, અમારે તે વિષયનો વાંધો નથી; કેમકે વિદ્યાજ્ઞાન છે તે તો પ્રચાર માટે જ સર્જાયેલું છે એટલે મૂળ હેતુ સરતો હોઇને અમારે તો તે બન્ને પત્રોનો તથા ભાઈઓનો તેટલે દરજ્જે ઉપકાર જ માનવો રહે છે.

આટલું વિવેચન બહારથી આવેલ ટીકા પરત્વે થયું. હવે અમે અમારા તરફના વિચારો પણ થોડાક જણાવી દઇએ. પુ. ૩માં જંબુદ્વીપની સીમા અમે દોરી બતાવી છે. જોકે કેટલીક હકીકત પરત્વે અમારૂં કથન બંધબેસતું આવે પણ છે છતાં તેને સર્વથા સત્ય માની ન લેવા વિનંતિ પણ કરેલ છે એટલે અત્યારે તો વિશેષ ઉહાપોહ માટે એક વિકલ્પ રજુ કરાયો છે એમ તેને સમજવું રહે છે.

બીજું એક વકતવ્ય મોહનજાડેરો સંબંધી કરવું રહે છે. અમરેલીવાળા શ્રીયુત પ્રતાપરાય મહેતા આ બાબતમાં ખૂબ રસ લઈ રહ્યા છે. વ્યવહાર પ્રસંગે તેમનું અત્રે પધારવું થતાં રૂબરૂ મળવું થયું હતું. તેમની સાથેની ચર્ચાનો સાર એ આવ્યો હતો કે તે સ્થળનાં કે આસપાસમાંથી મળી આવતાં સર્વ અવશેષો, માટી અને પત્થરનાં જ છે; ધાતુંનું એકપણ ચિન્હ મળી આવ્યું નથી. એટલે ધાતુના યુગપૂર્વની જ તેની સંસ્કૃતિ માનવી રહે છે સિવાય કે અત્યારે પ્રવર્તી રહેલી માન્યતા જે ધાતુયુગની પૂર્વે માટી યુગ હતો તે ફેરવાઈ જવા પામે. તેમના કથન ઉપર વિશેષ વિચાર કરતાં એમ સૂચના કરવી રહે છે કે, મહાભારતનો સમય ત્યારે કયો લેખવો? જો મહાભારતનો સમય પ્રાચીન હોય, તો મહાભારતના સમયે ઉપરના નિયમ પ્રમાણે કોઈ ધાતુનું હથિયાર જ ન હોઈ શકે; પરંતુ તેમ હોવાનું અત્યારે તો મનાતુંજ નથી. એટલે તો મોહન જાડેરોને જ પ્રાચીન કહેવું રહે અને એમ જો હોય તો મહાભારતમાં પણ મોહન જાડેરો વિશે કોઇક પ્રકારનો ઈસારો તો આવવો જોઇએ જ? તેમ પણ બન્યું નથી, તો હવે તોડ શી રીતે કાઢી શકાય?

એટલે અમારી તરફથી ફરી ફરીને જણાવવાનું કે, આખુંયે પુસ્તક તદ્દન નવીન વિગતોથી તથા વિધાનોથી ભરપુર છે, તેમજ જ્યાં જ્યાં બન્યું ત્યાં ત્યાં આધારો ટાંકી બતાવ્યા છે. બનવા જોગ છે કે અમને પુસ્તક પ્રસિદ્ધનો મહાવરો નહીં હોવાને લીધે વિગતોનું દર્શન પદ્ધતિસર નહીં થયું હોય. બાકી ઇતિહાસના આલેખનમાં જે શુદ્ધ દૃષ્ટિથી કામ લેવું જોઇએ તે (જુઓ પુ. ૨ મુખપૃષ્ઠનો શ્લોક તથા પુ. ૨ની પ્રસ્તા૦ પૃ૦ ૧૩) યથાશક્તિ નજર રાખીને જ રજુ કરી છે. માથે આવી પડતા આક્ષેપો પણ નજર બહાર ન જવા દેતાં

તેના યથામતિ અગાઉથી ખુલાસા આપ્યા જ છે. છતાં જે કાંઈ દોષ જણાઈ આવે તે માટે અમે પોતાને જ જવાબદાર લેખીએ છીએ; તે માટે વાચકવર્ગની ક્ષમા યાચીએ છીએ. હવે આ ચોથા ભાગની પ્રસ્તાવના ઉપર આવીએ.

## (આ) પ્રસ્તાવના

આખા પુસ્તકના ચાર ભાગને બદલે હવે પાંચ ભાગ કરવા પડયા છે તથા કરવા ધારેલા અગીયાર ખંડમાંથી પ્રથમના છ ખંડનું વૃત્તાંત, પ્રગટ થયેલ ત્રણ ભાગમાં અપાઈ ગયું છે. ત્યાં સુધીની સ્થિતિ સર્વની જાણમાં છે. એટલે બાકી રહેતા બે ભાગમાં સાતથી અગીયાર સુધીના પાંચ ખંડનું વર્ણન કરવું રહ્યું ગણાય. આ પાંચમાંથીયે સાતમા તથા આઠમા ખંડનું સ્થાન ફેરફાર થયા વિના કાયમ રાખ્યું છે. પરંતુ ચેદિવંશનો નવમો, શતવહનવંશનો દશમો અને કુશાન તથા ચષ્ઠાણવંશની હકીકતને લગતો અગીઆરમો ખંડ, એમ જે ક્રમ ઠરાવ્યો હતો તેમાં ફેરફાર કરીને વર્ણનોનો સંબંધ અને સમયને લગતી સમજૂતી બરાબર સરળતાથી મગજમાં ઉતરી જાય તે હેતુથી, કુશાન–ચષ્ઠણવંશને નવમા ખંડે અને ચેદિવંશને દશમા ખંડે ગોઠવી, તેમનો આ ચોથા ભાગમાં સમાવેશ કર્યો છે; જ્યારે શતવહન વંશનો આખોયે અગિયારમો ખંડ સ્વતંત્ર રીતે પાંચમા ભાગને માટે બકાત રાખ્યો છે. એટલે આ ચોથા ભાગના પૂર્વાર્ધના વર્ણનમાં કેટલેક ઠેકાણે ચષ્ઠણ–કુશાન વંશ કે ચેદિવંશની વિગત જોવાના આધાર બતાવતાં પુસ્તક પાંચમામાં જુઓ એવું લખાઈ ગયેલું દેખાઈ આવે છે તે સુધારી લેવા વિનંતિ છે.

ખંડ સાતમો— આખા ગર્દભીલ વંશનું વર્ણન અપાયું છે. તેના ત્રણ પરિચ્છેદ પાડયા છે. ખરી રીતે ગર્દભીલ વંશના બેજ પરિચ્છેદ કહેવાય; પરંતુ વચ્ચે સાત વર્ષ સુધી શક પ્રજાનો અવંતી ઉપર અમલ થવા પામ્યો હતો એટલે તે પ્રજાના અધિકારનું વર્ણન એક પરિચ્છેદમાં આપી તેને આ ગર્દભીલવંશી રાજાઓના ખંડમાં જ સ્થાન આપવું પડયું છે. ત્રણે પરિચ્છેદમાં અત્યાર સુધી ભારતીય ઇતિહાસના પુસ્તકોમાં ન જણાયલી હકીકતોનો જ મુખ્ય અંશે નિર્દેશ કરાયો છે. એટલે આખીયે વસ્તુ નવીન જ લાગે છે.

ખંડ આઠમો—સમયની કાળગણના–એટલે ભારતીય ઇતિહાસમાં કેટલા સંવત્સરો કયારે જણાયા છે; તેમની ઉત્પત્તિ, તેમનો સ્થાપક કોણ, સ્થાપનાનો સમય કયો તથા કયા કારણથી સ્થાપના કરવામાં આવી તે સર્વની સવિસ્તર નોંધ લીધી છે; તેમજ વિદ્વાનોનાં કથનોનાં અવતરણો ટાંકી ટાંકી, તેમાં રહેલું રહસ્ય, દાખલા દલીલો તથા ઉલટા સુલટા પ્રશ્નો ઉભા કરીને, એક પછી એક મુદ્દા લઈ સમજાવવા પ્રયત્ન કર્યો છે અને છેવટે પાકા નિર્ણયો કરી બતાવ્યા છે. તેમજ ક્ષહરાટ સંવત, મહાવીર સંવત, ચષ્ઠણ સંવત આદિનાં નામ જે કદાપી નહીં સંભળાયલ, તે સંવતો પણ શિલાલેખો, સિક્કાઓ તેમજ સરકારી દસ્તાવેજો સુદ્ધાતમાં પણ વપરાયા છે તે દષ્ટાંતસહિત સાબિત કરી બતાવ્યું છે. વિક્રમ સંવત એક વખત ગતિમાં આવ્યા બાદ કેટલીય વખત તેનું પાછું નામનિશાન જતું રહ્યું છે અને વળી અમુક સંજોગોમાં પુર્નજીવન પામ્યો છે તેનું વર્ણન

આપ્યું છે, જે વળી ઓર નવીન જ વૃત્તાંત પુરૂં પાડે છે. તેમજ 'શક સંવત' ને લગતા છ પ્રકારના અર્થ, તેમનો આખોયે ઈતિહાસ, ઉત્પત્તિ, સ્થિતિ તથા વિકાસ તદ્દન નવીન રૂપેજ સારાયે ઇતિહાસમાં દેખા દે છે. વળી આશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવી અનેક વિગતો આ ખંડના બન્ને પરિચ્છેદમાં ભરેલી છે.

ખંડ નવમો—કુશાનવંશને લગતો છે. તેના ચાર પરિચ્છેદ પાડયા છે, ત્રણમાં ખાસ કુશાન વંશનું જ વર્ણન છે. અને ચોથામાં તે વંશના ક્ષત્રપો, એટલે ચષ્ઠણવંશી પશ્ચિમ હિંદના ક્ષત્રપોનું બ્યાન કર્યું છે. આમાં ચષ્ઠણ સંવત કેમ અને કયારે ઉભો થયો, ક્ષત્રપ મહાક્ષત્રપના અધિકાર કેવા હોય છે; ચષ્ઠણને શક કહેવાય છે તે વ્યાજબી છે કે કેમ? નહપાણ અને ચષ્ઠણની જાતિ, સમય તથા અન્ય પ્રકારે જે ભિન્નતા છે તે બધું બહુ જ રસભર્યું વાંચન રજુ કરે છે તથા અદ્યાપિ પર્યંત ચાલુ આવેલી માન્યતાને ઘણીયે રીતે ઉથલાવી નાંખતી નજરે પડે છે. કુશાનવંશી રાજાના વર્ણન માટે ત્રણ પરિચ્છેદ રોકવા પડયા છે. પ્રથમ પરિચ્છેદે તેમનું ઉત્પત્તિસ્થાન, નામાવળી અને વંશાવળીની ચર્ચા ઉપાડી તે બધું યથોચિત, સ્પષ્ટાકારે ગોઠવી દીધું છે. તેમાં મુખ્ય ખૂબી બે ત્રણ બાબત વિશે તરી આવતી દેખાશે. અત્યાર સુધી એક કનિષ્ક થયાનું જણાયું છે; જ્યારે બે કનિષ્ક થયાનું પુરવાર થાય છે. તેમજ રાજા હુવિષ્કે જે જુષ્ક નામથી ઓળખાવી તેનો અધિકાર હાથ લીધો હોવાનું શીખવાય છે તેને બદલે હવે રાજા વઝેષ્ક નામની તદ્દન નવીન વ્યક્તિ દાખલ કરાઇ છે અને તેનું નામ જ જુષ્ક હતું જ્યારે હુવિષ્ક તો કનિષ્ક બીજાની સગીર અવસ્થા દરમ્યાન રીજંટ તરીકેજ હતો; અને કનિષ્ક બીજો ગાદીએ આવતાં, તેણે પોતાના કાકા હુવિષ્કને તેમની જીંદગી સુધી કેટલાક વિશેષ અધિકાર આપી એક સ્વતંત્ર રાજકર્તા તરીકે પોતાના સામ્રાજ્યના અમુક ભાગ ઉપર હકુમતનો ભોગવટો કરવા દીધો હતો. આ પ્રકારની ઘણી ઘણી નૂતન વિગતો શિલાલેખો આધારે શોધી કાઢી સાબિત કરી આપી છે. ઉપરાંત આઠ નવીન પ્રશ્નો ઉભા કરીને સર્વેનું વિગતવાર વર્ણન આપ્યું છે તથા ઐતિહાસિક બનાવોની ગુંથણી કરી બતાવી છે. સૌથી આશ્ચર્યભર્યું એક તત્ત્વ તો એ છે કે, જે શક સંવતનો પ્રારંભિક સમય અદ્યાપિ પર્યંત ઈ. સ. ૭૮ નો મનાયો છે તેની સાલ કયાંક આઘી જ નીકળી પડે છે. તે આખુંયે પ્રકરણ નવીનજ સ્વરૂપ ધારણ કરતું દેખાય છે અને નિશ્ચિતપણે ઠરાવી આપેલ આ નવીન સમય પ્રમાણે, હવે પછી બની રહેલી ઐતિહાસિક ઘટનાઓ, જેને સમજવામાં કેટલીય મુશ્કેલીઓ, ગૂંચવણો, શંકાઓ અને અનિશ્ચિતતાઓ ઉદ્ભવતી આવી છે તે સર્વેનું સમાધાન કેવી સરળતાથી આવી જાય છે તે દૃષ્ટાંતપૂર્વક બતાવી અપાયું છે. એટલે તે ઠરાવી આપેલ નવીન સમયને કસોટીએ ચડાવી તેની સત્યતા પણ પુરવાર કરી આપી છે.

દશમો ખંડ—ચેદિવંશનો છે. તેણે પાંચ પરિચ્છેદ રોકયા છે. પ્રથમ પરિચ્છેદે પુસ્તક પહેલામાં જ્યાંથી ચેદિવંશનો ઇતિહાસ છોડી દીધો છે ત્યાંથી માંડીને, હાથી-ગુંફામાં નિર્દિષ્ટ રાજા ક્ષેમરાજ ગાદીપતિ થયો ત્યાં સુધીનું અનુસંધાન જોડી બતાવ્યું

છે. તે બાદ તેના તથા તેના પુત્ર વૃદ્ધિરાજના રાજઅમલનો સંપૂર્ણ વૃત્તાંત આપ્યો છે. બીજા પરિચ્છેદમાં ઇતિહાસકારોએ હાથીગુંફામાં દર્શાવેલ મગધપતિ પુષ્યમિત્ર–બૃહસ્પતિ-મિત્રને જે પુષ્યમિત્ર ઠરાવ્યો છે અને તેમ કરી પુષ્યમિત્રને ખારવેલનો સમકાલીન ઠરાવી આખા ઇતિહાસનું ચણતર ઘડી કાઢયું છે, તે સર્વ હકીકતની પોકળતા લગભગ વીસ જેટલી સંખ્યામાં Negative, Positive and Affirmative–નકારાત્મક, હકારાત્મક અને પૂરક પુરાવાઓ આપીને સિદ્ધ કરી આપી છે. એટલે કે ખારવેલનો સમય પુષ્યમિત્ર શુંગવંશીના સમસમયી તરીકે ઈ. સ. પૂ. ૧૮૦ની આસપાસનો જે મનાયો છે તેને બદલે તેની પણ પૂર્વે આશરે અઢીસદીનો હોવાનો તથા લેખમાં વપરાયલ ૧૦૩નો આંક નથી મૌર્યસંવતનો કે નથી નંદસંવતનો, તે પણ સાબિત કરી આપ્યું છે. હાથીગુંફાના લેખની સત્તરે પંક્તિઓના અનુવાદમાં રહેલી બરાબર ત્રણ ડઝન જેટલી ગેરસમજૂતિઓનો ઉકેલ કરી, તેની સત્યતાની ખાત્રી માટે તેજ લેખમાં વર્ણવેલી ઐતિહાસિક ઘટનાનો કેવી રીતે સુમેળ સંધાતો દેખાય છે તે બતાવી આપ્યું છે; તેમજ રાજા ખારવેલના ધર્મ સંબંધી જે વિગતો દર્શાવાઈ છે તેનું વિવેચન કરી કેટલીયે હકીકત ઉપર નવીન પ્રકાશ પાડયો છે. એટલે તે લેખ રાજકીય દૃષ્ટિએ ઘડાયો હોવાની જે માન્યતા છે તેના કરતાં ધાર્મિક દૃષ્ટિએ કોતરાવાયો હોવાનું સ્પષ્ટ કરી આપ્યું છે. આ ઉપરથી શિલાલેખની લિપિના ઉકેલમાં કેટલે દરજ્જે ભૂલ થઇ જાય છે તે હવે સ્પષ્ટ સમજાતું જાય છે; તેમજ ભૂતકાળના વિદ્વાનો ભૂલ ખાય જ નહીં; તેઓ જે વદે છે અથવા વદયા છે તે સર્વદા જડબેશલાક જ રહેવું જોઇએ; ઈ. ઈ. પ્રકારનું માનસ હવે પલટો માંગે છે. તેમજ શિલાલેખ અને સિક્કાના પુરાવા ઉપર જ કેવળ આધાર ન રાખતાં તેને ગણિતશાસ્ત્રની રિતીએ પણ ચકાસી જોવા જોઇએ અને તે પછી જ તેને નિશ્ચયપૂર્વક સ્વીકારી લેવું રહે છે. ચોથા પરિચ્છેદે લેખમાં વપરાયલ બે ત્રણ શબ્દો વિશેષ સ્પષ્ટીકરણ માંગતા હોવાથી તેનું વિવેચન કર્યું છે. તે શબ્દોમાં એક, પુસ્તકોદ્ધાર તથા દુષ્કાળને લગતો, બીજો મહાવિજય પ્રાસાદને લગતો અને ત્રીજો કલિંગજીન મૂર્તિને લગતો છે; પ્રસંગોપાત આ સ્થાનમાં આવી રહેલી જગન્નાથપુરીના વિશ્વમંદિર તથા તેમાં રહેલી શ્રીકૃષ્ણ, સુભદ્રા અને બળરામજીની ત્રિમૂર્તિઓનું વર્ણન આપી તે સંબંધીની પ્રચલિત માન્યતામાં પરિવર્તન કરવી પડે તેવી હકીકતો દાખલા દલીલોપૂર્વક સમજાવાઈ છે; તથા મૂર્તિ અને મૂર્તિપૂજા, હિંદુ અને જૈન, એક કે ભિન્ન તે પ્રશ્ન ચર્ચ્યો છે. પંચમ પરિચ્છેદે ત્રિકલિંગનું સ્વરૂપ સમજાવી તેમાં કયા કયા દેશો ગણાતા તેનો રસપૂર્વક ઇતિહાસ ઉપજાવી કાઢયો છે. તથા હિંદી આર્કીપેલેગોમાં પણ કેવી રીતે હિંદી સંસ્કૃતિનું સરણ થવા પામ્યું હતું તે સાબિત કરી બતાવ્યું છે; છેવટે ખારવેલનું સામાજીક જીવન ચીતરી બતાવી સમ્રાટ પ્રિયદર્શિનના જીવનની સાથે તુલનાત્મક વર્ણન કર્યું છે અને તેના મરણબાદ જે બે રાજાઓ થયા છે તેના રાજ્યે બનેલા બનાવોનું વૃત્તાંત આપી ચેદિવંશની સમાપ્તિ કરી બતાવી છે. આ પ્રમાણે દશમાખંડના પાંચ પરિચ્છેદે પણ આગળના ખંડોની પેઠે ઘણી

કોની સત્તા જામી પડી હતી તે પણ ખ્યાલ આપી દીધો છે; જેથી તે સમયે બની રહેલા સર્વ બનાવોની વિહંગદષ્ટિએ તુરત સમજ આવી જાય.

ચારે ખંડમાંના વર્ણવાયલા વંશોની નામાવલી ચાલુ રીત પ્રમાણે, પુસ્તક પુરૂં થતાં એકત્ર કરીને ઉતારી છે. જ્યારે તેમના સમકાલીનપણે કયા વંશના કયા ભૂપતિઓ હતા તે જોવા માટેના વંશવૃક્ષના કોઠાઓ પુ. ૩માં અપાયા છે એટલે ત્યાંથી નજર ફેરવી લેવા વિનંતિ છે.

આ પ્રમાણે પુસ્તકની સમાપ્તિ થાય છે. પુસ્તકના લેખનમાં તથા ચિત્રો રજુ કરવામાં જે જે ગ્રંથકર્તાઓ, લેખકો અથવા અન્ય વસ્તુઓના માલિકો વગેરેની મદદનો ઉપયોગ કરવો પડયો છે તે સર્વેનો ઉપકાર માનવા રજા લઈએ છીએ.

વિક્રમાર્ક ૧૯૯૪
અષાઢ શુક્લ નવમી
વડોદરા


વિદ્યોપાસક
ત્રિભુવનદાસ લહેરચંદ શાહ

## (इ) પ્રકાશકોનું નિવેદન

આ વખતે પણ આ ભાગનું પ્રકાશન ધાર્યા પ્રમાણે સમયાનુસાર કરી શકાયું નથી એટલે દરજજે ક્ષમા તો જરૂર માંગવી જ રહે છે; પરંતુ વાચકગણ જાણીને ખુશી થશે કે તેમાં અમારો પ્રમાદ કારણભૂત નથી. કેમકે આગળ જણાવ્યા પ્રમાણે હવે ઈંગ્રેજી આવૃતિ બહાર પાડવાનું હાથ ધરાયું છે અને તેનો પ્રથમ ભાગ પ્રગટ પણ થઈ ચૂકયો છે. ગુજરાતી વિભાગે પુસ્તકના પાંચ ભાગ થયા છે, પરંતુ ઈંગ્રેજી વિભાગે વસ્તુ તેને તેજ મુખ્યત્વે હોવા છતાં, કેટલાક જરૂરી ફેરફારો કરવાથી ચાર ભાગ થયા છે એટલે હવે તેના ત્રણ ભાગ પ્રગટ કરવા રહે છે. આ ઉપરાંત "સુવાસ" નામનું સર્વ સામાન્ય માસિક કાઢીને સાહિત્યની સેવામાં અમે ઝંપલાવ્યું છે. તેના ત્રણ અંક બહાર પણ પડી ચૂકયા છે. આ બે કારણને લઈને ગુજરાતી પુસ્તકને ત્રણેક મહિના અસુર થઈ છે. વાચકવર્ગને પ્રાર્થના કરીએ છીએ કે તેમના તરફથી સર્વ શકય સહકાર, સહાનુભૂતિ અને સહાય અમારા સાહસમાં તેમના તરફથી મળતી રહેશે. આખાયે પુસ્તકના હવે પાંચ ભાગ થયા છે એટલે ભલે અમને ખર્ચનો બોજો વધે છે છતાં જે જે ગ્રાહકોએ પોતાનાં નામો નોંધાવી અમારા સાહસની કદર કરી છે તેમને તો ચાર ભાગની જે કિંમત રાખી હતી તેને તેજ કિંમતે એટલે રૂા. ૨૦) વીસમાં આપવાના છીએ; જે ફેરફાર કર્યો છે તે એટલો જ કે આગળમાં જાહેર કરી ગયા પ્રમાણે વધારાના ભાગની બંધાઈ અને પરચુરણ ખર્ચ મળી નામનો એક રૂપીઓ લેવાનું ઠરાવ્યું છે. એટલે કે પાંચે ભાગ તેમને રૂા. ૨૧) એકવીસમાં મળે છે એમ ગણવું. જ્યારે હવેથી નવા થનાર ગ્રાહક માટે પણ આડું અવળું કોઈ ધોરણ ન રાખતાં એક જ રીત ઠરાવી છે કે તેમને આખો સેટ રૂા. ૨૨।। સાડીબાવીસે આપવો; મતલબ કે જેમ ચાર ભાગ હતા ત્યારે છુટક કિંમત રૂા. ૨૫) હતી અને આખો સેટ લેનારને તે ઉપર ૨૦% કમીશનના કાપી આપી રૂા. ૨૦) લેતા હતા તેમ હવે પાંચ ભાગની છૂટક કિંમત રૂા. ૩૦) છે અને ઉપરના હિસાબે ૨૦% કાપી આપતાં રૂા. ૨૪) થાય તેને બદલે ૨૨।। માં આખો સેટ આપવાનું ઠરાવ્યું છે. અલબત એટલી સરત સાથે કે, તેઓએ પાંચમો ભાગ પ્રગટ થાય ત્યાંસુધીમાં નામ નોંધાવી લેવું જોઈએ; ત્યારબાદ ધોરણ પ્રમાણે રૂા. ૨૪) ચોવીસ ગણવા રહેશે.

આ સિવાય વિશેષ કાંઇ કહેવા પણું નથી. અંતમાં જે જે પુસ્તકોનો, સાધનોનો, –વ્યક્તિગત કે સંસ્થાઓની માલિકીના–કિંચિત યા મોટા પ્રમાણમાં આ પ્રકાશન પરત્વે ઉપયોગ કરાયો છે તે સર્વેનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ, એજ વિનંતિ.

સેવકો
શશિકાન્ત એન્ડ કું. ના
સ્નેહવંદન

વડોદરા : રાવપુરા
૧૯૯૪ અશાડ સુદ ૯

# અનુક્રમ


| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| **સપ્તમ ખંડ** | |
| **પ્રથમ પરિચ્છેદ** | |
| **ગર્દભીલ વંશ** | |
| નામાવળી તથા વંશાવળી | |
| જાણવામાં આવેલી | ૩ |
| શોધીને સુધારેલી | ૭ |
| વંશની ઉત્પત્તિ તથા કુળ | ૧૦ |
| (૧) રાજા ગંધર્વસેનનું જીવન વૃત્તાંત | ૧૨ |
| **દ્વિતીય પરિચ્છેદ** | |
| **ઈન્ટરેગનમ–અંતર્કાળ** | |
| શક પ્રજા–ખાસિયતો, ઈ. | ૧૬ |
| તેમના રાજાઓ તથા રાજઅમલ | ૨૦ |
| વિદિશા, ભિલ્સા તથા ઉજ્જૈની વિશે | ૨૨ |
| પુષ્પપુર નગર વિશેની માહિતી | ૨૫ |
| **તૃતીય પરિચ્છેદ** | |
| **ગર્દભીલ વંશ (ચાલુ)** | |
| (૨) રાજા શંકુ અને શકારિ વિક્રમાદિત્ય; | ૩૨ |
| તેના સંવત્સરની આદિની વિચારણા | ૩૬ |
| વેધશાળા તથા સિક્કાનો આરંભ | ૩૮ |
| તેનું રાજદ્વારી જીવન; વિધવિધ દૃષ્ટિએ | ૪૨ |
| (૩) માધવાદિત્ય (૪) ધર્માદિત્ય અને | |
| (૫) વિક્રમ ચરિત્ર | |
| તેમના રાજ્યવિસ્તારનો વિવાદ | ૫૧ |
| (૬ થી ૧૦) શેષ રાજાઓનો ટૂંક હેવાલ | ૫૪ |
| **અષ્ટમ ખંડ** | |
| **પ્રથમ પરિચ્છેદ** | |
| **સમય–કાળગણના** | |
| (૧) મહાવીર સંવત (૨) ક્ષહરાટ સંવત | |
| (૩) ચેદિ સંવત (૪) વિક્રમ સંવત | ૬૨ |
| શકારિ વિક્રમાદિત્યની વિચારણા | ૬૫ |
| પંદર વિક્રમાદિત્યનાં તારવણી તથા ચાલણ | ૭૯ |
| સંવત્સરની ગણત્રીમાંની કેટલીક વિટંબણા | ૮૫ |
| **દ્વિતીય પરિચ્છેદ** | |
| **સમય–કાળગણના(ચાલુ)** | |
| (૫) માલવ સંવત | ૯૦ |
| (૬) શક સંવત–શબ્દના ભિન્ન ભિન્ન અર્થ | ૯૫ |
| તેના સ્થાપક અને સમય વિશે | ૯૮ |
| જુદા જુદા સંવતની તુલના | ૧૦૬ |
| સંવત્સરોની ફેરબદલી કરવાની રીત | ૧૦૯ |
| **નવમ ખંડ** | |
| **કુશાન વંશ** | |
| **પ્રથમ પરિચ્છેદ** | |
| નામાવળી તથા સમયાવળી | ૧૨૦ |
| હિંદ બહારના સત્તાધારી તરીકે | |
| કડફસીઝ પહેલો | ૧૩૭ |
| કડફસીઝ બીજો; વેમ | ૧૪૧ |
| **દ્વિતીય પરિચ્છેદ** | |
| (૧) કનિષ્ક પહેલો | ૧૪૮ |
| તેની રાજનીતિ, ધર્મ તથા રાજ્યવિસ્તાર | ૧૫૨ |
| વિચારવા યોગ્ય તારવી કાઢેલા આઠ મુદ્દાઓ | ૧૫૯ |
| આર્ય અનાર્યના ભેદની સમજૂતિ | ૧૬૪ |
| (૨) વાસિષ્ક; વઝેષ્ક, જુષ્ક | ૧૬૬ |
| (૩) હુવિષ્ક | ૧૬૭ |
| તેના સમય વિશેની મુશ્કેલીઓની વિચારણા | ૧૬૯ |
| (૪) કનિષ્ક બીજો | ૧૭૦ |
| (૫) વાસુદેવ પહેલો | ૧૭૭ |
| (૬ થી ૧૩) અન્ય આઠ રાજાઓ | ૧૮૦ |
| **તૃતીય પરિચ્છેદ** | |
| **ચષ્ટણવંશી ક્ષત્રપો** | |
| તેમના શકની સમજૂતિ | ૧૮૩ |

આકૃતિ નં. વિષય — પૃષ્ઠાંક

(૧) ઘ્યમોતિક ૧૯૩
(૨) ચષ્ઠણુ ૧૯૪
નહપાણુ તથા ચષ્ઠણુની સરખામણી ૧૯૮
ક્ષત્રપ, મહાક્ષત્રપના અધિકાર વિશે ૨૦૨
ચષ્ઠણુશક અને કુશાનશકનો તફાવત ૨૦૫
(૩) જયદામન (૪) રૂદ્રદામન ૨૦૭
સુદર્શન તળાવના અર્થ વિશે ૨૦૮
જૈન ધર્મનાં તીર્થસ્થળો વિશે કાંઇક ૨૨૮

દશમ ખંડ

ચેદિ વંશ

પ્રથમ પરિચ્છેદ

ચેદિ વંશની ઉત્પત્તિ તથા વિભાગો ૨૨૯
(૧) ક્ષેમરાજ ૨૩૯
રાજ્યવિસ્તાર તથા રાજધાનીની ચર્ચા ૨૪૨
(૨) વૃદ્ધિરાજ ૨૪૯

દ્વિતીય પરિચ્છેદ

(૩) રાજા ખારવેલ : ભિખ્ખુરાજ : ધર્મરાજ ૨૫૨
પુષ્યમિત્રના સમકાલીનપણા વિશેની ચર્ચા;
લગભગ ૨૪ પુરાવાથી લીધેલ તપાસ ૨૫૩
ખારવેલનો નક્કી કરાયેલ સમય ૨૬૭

તૃતીય પરિચ્છેદ

રાજા ખારવેલ (ચાલુ)
હાથીગુંફાના લેખનો અનુવાદ ૨૭૧

વિષય — પૃષ્ઠાંક

તેમાં થતી ગેરસમજૂતિઓનો સમજાવેલ મર્મ ૨૭૯

ચતુર્થ પરિચ્છેદ

રાજા ખારવેલ (ચાલુ); હાથીગુંફાના લેખની ચર્ચા ૩૧૪
દુષ્કાળનો પ્રસંગ અને પુસ્તકોદ્ધારનો સંબંધ ૩૧૫
મહાવિજયપ્રાસાદ વિશેની માહિતી ૩૧૬
કલિંગજીન મૂર્તિનો ઇતિહાસ અને તે ઉપર પ્રકાશ ૩૨૧
સાત તીર્થધામોની વ્યાખ્યા ૩૩૮
કેટલીક ચાલુ આવતી ઘટનાઓ ૩૩૯

પંચમ પરિચ્છેદ

રાજા ખારવેલ (ચાલુ);
ત્રિકલિંગનું સ્વરૂપ ૩૪૫
તેનું સામાજીક જીવન અને રાજ્યવિસ્તાર ૩૫૧
પ્રિયદર્શિન સાથેની તેની કરેલી તુલના ૩૬૧
(૪) વક્રગ્રીવ : પર્વતેશ્વર ૩૬૩
(૫) મલયકેતુ : મકરધ્વજ ૩૬૫

પરિશિષ્ટ

પુરાતત્ત્વનાં દશ્યો સંબંધી આપેલી સમજૂતિ ૩૬૯
વંશાવળીઓ ૩૭૪
સમયાવળી ૩૭૭
વિષય શોધવાની ચાવી ૧
શુદ્ધિપત્રક ૧૯
શું ? અને કયાં ? ૨૧




# સપ્તમ ખંડ

## પ્રથમ પરિચ્છેદ

ગર્દભીલ વંશ

નામાવળી, તથા સમયાવળી

(૧) રાજા ગંધર્વસેન

## દ્વિતીય પરિચ્છેદ

ઈન્ટરેગમન; અંતકાળ

શક પ્રજાનું રાજ્ય

## તૃતીય પરિચ્છેદ

ગર્દભીલ વંશ (ચાલુ)

(૨) શકારિ વિક્રમાદિત્ય

અંતર્ગત રાજા શંકુ અને ભર્તૃહરી

(૩) માધવાદિત્ય (૪) ધર્માદિત્ય અને

(૫) વિક્રમ ચરિત્ર

(૬ થી ૧૦) શેષ રાજાઓનો ટૂંક હેવાલ



# પ્રથમ પરિચ્છેદ

## ગર્દભીલ વંશ

**ટૂંક સારઃ**—ગર્દભીલ વંશ નામ કેમ પડયું તેનું કારણ—તે વંશના સમય વિશે તથા તેના રાજાઓની સંખ્યાનું લિસ્ટ આપી તે વિશે, અન્ય વિદ્વાનોનાં મંતવ્યો ટાંકી, તે ઉપર ચલાવેલી ચર્ચા અને બાંધી આપેલ નિર્ણય—અને છેવટે વિશેષ શુદ્ધ સ્વરૂપમાં રજુ કરેલી તેમની નામાવળી તથા વંશાવળી—

તે બાદ આ વંશના સ્થાપક રાજા ગંધર્વસેનના કુળ વિશે ઉતારેલાં અવતરણો અને તે ઉપરથી દોરાતા નિર્ણયની કરેલી રજુઆત—

રાજા ગંધર્વસેનના જીવન ચરિત્રની આછી સમાલોચના—આમંત્રિત શહેનશાહી શક પ્રજાના હાથે તેનું હારી જવું તથા અંતે તેને કરવો પડેલો અવંતિનો ત્યાગ—ગર્દભી વિદ્યાના પ્રભાવનું આપેલું વર્ણન—

નહપાણનું મરણ ઇ. સ. પૂ. ૭૪ માં નીપજ્યું હતું તેમજ તે અપુત્રીઓ હતો; જેથી અવંતિની ગાદી ઉપર તેનો જમાઇ રૂષભદત્ત બિરાજમાન થવાનો હતો. પણ તે સમયે તેની ઉમર ૮૦ ઉપરની થઇ ગઇ હતી. તેમજ તે બહુ દૂર હતો એટલે અવંતિની ગાદી રાજા દર્પણ ઉર્ફે ગંધર્વસેનના હાથમાં આવી પડી હતી. આ ક્ષત્રિય રાજા બહુ પરાક્રમી હતો તથા તેણે ગર્દભી નામની વિદ્યા સાધી હતી. તે ગર્દભી વિદ્યાનો મહિમા એવો હતો કે, જ્યારે તેની સાધના કરે ત્યારે તેનો સાધક પુરૂષ પોતાનું મ્હોં ઉઘાડીને એક જાતનો ગર્દભ–ખરના ભૂંકણ જેવો અવાજ કરે, અને તે સૂર જેના જેના કાને પહોંચે તે સર્વ મરણને શરણ થઇ જાય.[1] વળી આ વિદ્યાની સાધના અમુક દિવસેજ તે કરી શકે એવી પણ વિધિ હતી. આ ગર્દભી વિદ્યા તેને સાધ્ય હોવાથી તેનું ખરૂં નામ ઉપર પ્રમાણે જો કે દર્પણ હતું છતાં, તેને કોઇકે[2] ગધરૂપ (ગદ્ધાના જેવું સ્વરૂપ છે જેનું તે) નામ પણ આપ્યું છે. તથા તેના વંશનું નામ ગર્દભીલ વંશ પાડયું છે. એટલે આ વંશની સ્થાપના ઇ. સ. પૂ. ૭૪=મ. સં. ૪૫૩ માં થયાનું ગણી શકાશે.

**નામ સમય તથા સંખ્યા**

આ વંશના પ્રારંભ માટેના સમયનો નિર્ણય કરવામાં જેમ ઘણાખરા સંમત છે તેમ તેના અંત વિશેના સમય માટે નથી. એક પક્ષ[3] તેનો અંત ઇ. સ. ૭૮ માં ગણીને એકંદરે તે ૧૫૨ વર્ષ ચાલ્યો હોવાનું માને છે પણ તેમણે પોતાની માન્યતા જે હકીકત ઉપર રચી છે અને જે આપણે અક્ષરશઃ અહીં ટીપણમાં ઉતારી છે, તેમાં તો તેવું વિધાન કાંઇ સ્પષ્ટપણે ઉચ્ચાર્યુંજ નથી. તેમાં માત્ર એટલું જ જણાવાયું છે કે વિક્રમના રાજ્યે ૧૭ મા વર્ષે સંવત-સરની સ્થાપના થઇ, અને તેથી ૧૫૨ વર્ષમાંથી તે ૧૭ બાદ કરતાં ૧૩૫ વર્ષ જે વિક્રમ સંવતના રહ્યા તે સમયે અમુક બનાવ બન્યો હતો. આમાં ૧૫૨ ના આંક સાથે તે વંશના અંતને કાંઇ સંબંધ છે કે કેમ તે વિશે કાંઇ ઇસારો પણ નથી: બલ્કે ઇતિહાસના જ્ઞાનથી આપણે એમ કહી શકીએ છીએ કે તે આખું કથન શક સંવતના સમય નિર્ણય માટેજ વદેલું છે. એટલે તેમાં કહેવાની મતલબ એવી છે કે, વિક્રમ સંવતના ૧૩૫ વર્ષ ગયા બાદ શક સંવતની સ્થાપના થઇ હતી. બાકી તો વિક્રમ રાજ્યે ૧૭ મા વર્ષેજ વિક્રમ સંવતની સ્થાપના થઇ તે હકીકત પણ માન્ય નથી; વળી ૧૫૨ નો આંક કયાંથી ઉભો કરાયો છે તે જો કે જણાવ્યું નથી છતાં ૧૩૫+૧૭ = એમ કરીને ૧૫૨ જોડી કહાયો હોય તો તે પણ માન્ય નથી એમ આગળ ઉપર સમજાશે. આ કથનમાં ૧૫૨ ના આંકની ઉત્પત્તિના મેળ માટે ભલે કશોયે ઉદ્ગાર મળતો નથી છતાં અન્ય ઘણે ઠેકાણે[4] થી તે વસ્તુને સમર્થન કરતી હકીકતો તો મળે છે જ; અને તે ઉપરથી તે વંશની આખી ને આખી નામાવળી તથા સમયાવળી ગોઠવી દીધેલ પણ નજરે પડે છે; છતાં કહેવું પડશે જ, કે જ્યાં સુધી તે આંકની

---

(૧) નીચેની ટીકા નં. ૪૭, ૪૮ સરખાવો.

(૨) પ્રીન્સેપ્સ જરનલ ૪. પૃ. ૬૮૮; જ. એ. સો. બેં પુ. ૪૯ ભાગ ૧:—

The father of Vikrama is called Ghosh Raja or the king of thickets; which is another name for Gandharup or Gaddharaj in the west=વિક્રમના પિતાને ઘોષ રાજા અથવા ઝાડીનો રાજા કહેવાય છે; જેને પશ્ચિમમાં ગધરૂપ ઉર્ફે ગદ્ધારાજ પણ કહે છે.

વળી જુઓ એશિયાટિક રીસર્ચીઝ પુ. ૯. પૃ. ૧૪૫

(૩) ના. પ્ર. પત્રિકા પુ. ૧૦. ભાગ ૪. પૃ. ૭૨૪:—

सप्तदश वर्षे विक्रम राज्यानंतरं वत्सर प्रवृत्तिः । कोऽर्थः । नभोवाहन राज्यात् १७ वर्षे विक्रमादित्यस्य राज्यम् । राज्यानंतरं च तदेव वत्सर प्रवृत्तिः । ततो द्वि पंचाशदधिक शत (१५२) मध्यात् १७ वर्षेषु गतेषु शेष पंचत्रिंशदधिक शत (१३५) विक्रम काले प्रविष्टम् ॥

(૪) નીચેનાં સ્થાનેથી આ વંશના રાજાઓની આંક સંખ્યાને લગતી હકીકત મળે છે. પણ કોઈમાં ૧૫૨ આંક વિશે

ઉત્પત્તિ નો જ પત્તો ન લાગે અથવા પ્રમાણિકપણે તે પુરવાર કરી ન બતાવાય, ત્યાં સુધી તે પાયા ઉપર ઉભી કરાયલી સર્વ હકીકત કાચીજ ગણવી રહે છે. તો પણ જે જે માહિતી ઉપલબ્ધ થઈ છે—થાય છે—તેમાંથી જો કાંઈ નિશ્ચય ઉપર આવી શકાતું હોય તો તેવો પ્રયત્ન કરવો અગત્યનો ગણાશે.

મત્સ્ય, વાયુ અને વિષ્ણુ (કેમ્બ્રીજ મેન્યુસ્ક્રીપ્ટ) પુરાણોમાં ગર્દભીલ વંશી રાજાની સંખ્યા સાત[૫] હોયાનું જણાવાયું છે. જ્યારે ભાગવત પુરાણમાં દશની સંખ્યા કહી છે.[૬] આ બધાં કથનો ભિન્ન પડી જતાં જણાય છે; છતાં અત્યાર સુધીનો આપણો અનુભવ શીખવે છે કે, પ્રાચીન ગ્રંથકારોનાં કથનો તો વાસ્તવિકતામાં લગભગ સત્યજ છે. પરંતુ તેમની આલેખન પદ્ધતિમાં દૃષ્ટિકોણ જુદાં રખાયલાં હોવાથી આપણને તે ભિન્ન દેખાઈને મુંઝવણમાં ઉતારી નાંખતાં જણાયાં છે. એટલે તેમની ઉંડાણમાં ઉતરવાની કાંઈક જરૂર જણાય છે. સર્વથી પ્રથમમાં કાંઈક પાયા રૂપ થઈ પડે તે માટે એક નામાવળી તેના સમય સાથે ઉતારીએ અને પછી તેના ઉપર વિચારણા તથા વિવેચન કરીએ તો કાંઈક માર્ગ નીકળી આવે પણ ખરો.

| | મ. સં. થી | મ. સં. | | ઇ. સ. પૂ. થી | ઇ. સ. પૂ. | વર્ષ. |
|---|---|---|---|---|---|---|
| (૧) દર્પણઃ ગધરૂપ; ગંધર્વસેન | ૪૫૩ | ૪૬૩ | = | ૭૪ | ૬૪ | ૧૦ |
| (૨) ઇન્ટરેગનમ અથવા શકપ્રજાનું રાજ્ય[૭] | ૪૬૩ | ૪૭૦ | = | ૬૪ | ૫૭ | ૭ |
| (૩) વિક્રમાદિત્ય—શકારિ | ૪૭૦ | ૫૩૦ | = | ૫૭ | ૪ | ૬૦॥[૮] |
| (૪) વિક્રમચરિત્રઃ ધર્માદિત્ય | ૫૩૦ | ૫૭૦ | = | ૪ | ૪૪ | ૪૦ |
| (૫) ભાઈલ્લ | ૫૭૦ | ૫૮૧ | = | ૪૪ | ૫૫ | ૧૧ |
| (૬) નાઈલ્લ | ૫૮૧ | ૫૯૫ | = | ૫૫ | ૬૯ | ૧૪ |
| (૭) નાહડ | ૫૯૫ | ૬૦૫ | = | ૬૯ | ૭૮ | ૯॥ |
| | | | | | | ૧૫૨ |

બહુ સ્પષ્ટતા નથી. પરંતુ પા. ક. માં કાંઈક વિશેષપણે હકીકત છણાઈ છે તે આપણે આગળ ઉપર તપાસીશું.

(અ) પા. ક. પૃ. ૭૨.

(બ) જ. બો. બ્રૈ. રો. એ. સો. પુ. ૯. પૃ. ૧૪૭ થી ૧૫૭.

(ક) કો. આં. રૈ. પ્રસ્તાવના પૃ. ૬૯.

(ડ) મેરૂતુંગ વિચારશ્રેણિ પત્ર ૩ નો ઉતારો, જૈન શૌર્ય મહોત્સવ અંકમાં પૃ. ૪૬ ટી. નં. ૩૧.

(૫) જોકે સંખ્યા સાત લેખી છે: પણ તેમાં ઉતારેલી વિગતો બારીકાઇથી તપાસતાં તે સંખ્યા છ હોવાનું પણ ગણી શકાય છે. જેમકે નીચેની ટીકામાં (ડ)નું અવતરણ વાંચી જુઓ.

(૬) ઉપરની નં. ૪ ટીકામાં (અ) (ક) જુઓ: જ્યારે (ડ) માં આ પ્રમાણે લખ્યું છે. "विक्रमस्य राज्यं ६० वर्षाणि, ततस्तत्पुत्रस्य विक्रमचारत्रापर नाम्नो धर्मादित्यस्य राज्यं ४० वर्षाणि. ततो माईल्लराज राज्यं वर्ष ११ । ततः श्री नाइल राज्यं वर्ष १४ । ततः श्री नाहड राज्यं १० वर्षाणि जातम् । અને (બ)માં તારવણી કરતાં છ રાજા થયાનું જણાય છે.

(૭) બુદ્ધિપ્રકાશ નામનું ગુ×વ×સો. નું મુખપત્ર પુ.૭૬ પૃ. ૯૦ મા ૭ વર્ષ લખ્યા છે: જ્યારે જૈન ગ્રંથોમાં (જુઓ પ્રાચીન ભારતવર્ષ પુ. ૧. પૃ. ૨૦૨. ટી. નં. ૩૩ માં કરેલું અવતરણ; ગાથા ત્રીજીનો અંતભાગ) ચાર વર્ષ કહ્યાં છે. પણ વસ્તુસ્થિતિ વિચારતાં બુ. પ્ર. નો અભિપ્રાય સુસંગત દેખાય છે. તેથી તે પ્રમાણે અહીં મેં સાત વર્ષ લખ્યાં છે. [ અથવા જૈન ગ્રંથકારોનું એમ માનવું થયું હોય કે ગર્દભીલે ગાદિ-ત્યાગ તો કર્યો અને શકનું રાજ્ય પણ મ. સં. ૪૬૩ માં થયું (જુઓ આગળ શકરાજ્યની હકીકત) છતાં ગર્દભીલનું મરણ તે બાદ ત્રણ સાડાત્રણ વર્ષે થયું છે તેથી શકરાજ્ય તેટલું ઘટાડીને ચાર વર્ષ જ લખવાં જોઇએ. આ સ્થિતિ વિશેષ કારણભૂત લાગે છે. કેમકે જેમ પુરાણકારોએ સર્વ હકીકત સાચી લખી છે તેમ પરિશિષ્ટકારે પણ સાચીજ લખી છે. માત્ર દૃષ્ટિકોણ બધાંના ભિન્ન હતાં એટલું જ ].

(૮) જુઓ ઉપરની ટી. નં. ૬.

ઉપરમાં કરેલ વર્ણનથી જણાય છે કે ગર્દભીલ વંશી રાજાઓની સંખ્યા જુદી જુદી ગણત્રીથી ૭, સાત અને દશની કરવામાં આવી છે. તેમાં પ્રથમ ૭ સંખ્યાનો વિચાર કરીએ. તે બે ત્રણ પ્રકારે સંભવી શકે છે. એક પ્રકાર:–ઉપરના લિસ્ટમાં સાત આંક ભરી બતાવ્યા છે. પણ તેમાંનો આંક નં. ૨. તો શક રાજાઓનો છે. એટલે શુદ્ધ ગર્દભીલ વંશી તો બાકીના ૭ જ રહે છે: બીજો પ્રકાર:–ટીપણુ નં. ૪ (બ) માં લખ્યા પ્રમાણે તેમજ ટી. નં. ૫ (ડ) માં જણાવ્યા પ્રમાણે પણ ૭ થાય છે: છતાં આમાંની કોઈ ગણત્રીથી મહત્ત્વનો ફેરફાર થતો ન હોવાથી ઉપરનું લિસ્ટ, નામ અને સમય બન્નેની બાબતમાં કાયમ જ રહે છે:

હવે સાત કે તેથી વધારેની સંખ્યા કેમ હોઈ શકે તે તપાસીએ: એક રીતે, તો લિસ્ટમાં સાતની જ સંખ્યા બતાવી છે તે જ પ્રમાણે સાત બતાવી શકાય: બીજી રીતઃ લિસ્ટમાંના સાતમાંથી શક પ્રજાનું રાજ્ય–ઇન્ટરેગનમ–બાદ કરીએ અને તેને બદલે "ધી હિંદુ હીસ્ટરી"ના લેખકે[૯] જે જણાવ્યું છે કે "At some opportune tine Gandharvasen seized the throne of Ujjain. He was succeeded by his eldest son Sanku, who ruled for a short time and then fell a victim to the ambition of his brother Vikrama; who made some conquests and consolidated a prety large kingdom. After some years leaving the reins of government to his younger brother Bhartrihari the noted poet, he himself went out in disguise to study India and the Indian politics. Several years after, Bhartrihari disgusted with the world, through a family calamity, let Raj to his ministers and passed into religious retirement. Hearing this, Vikrama hastened to his capital, organized a powerful army, beat back the Scythians and the Parthians and made ample conquests in North India=પ્રસંગ મળતાં, ગંધર્વસેને[૧૦] ઉજ્જૈનીની ગાદી હાથ કરી. તેની પછી તેનો જ્યેષ્ઠ પુત્ર શંકુ ગાદીએ બેઠો હતો. તેણે થોડો સમય રાજ કર્યું. તેટલામાં પોતાના ભાઈ વિક્રમનો ભોગ થઈ પડયો. આ વિક્રમે કેટલીક જીત મેળવી ઠીક ઠીક મોટું સામ્રાજ્ય બનાવી દીધું. કેટલાંક વર્ષ બાદ, પોતાના નાના ભાઈ અને પ્રખ્યાત કવિ ભર્તૃહરીને રાજની લગામ સોંપીને, ભારત દેશ તથા તેની રાજદ્વારી ચર્ચા નિહાળવાને છૂપા વેશે તે નીકળી પડયો. અને કેટલાંક વર્ષ વીત્યા બાદ કૌટુંબિક ઉપાધિને લીધે સંસારથી વિરક્ત બની તે ભર્તૃહરીએ રાજકાજ પ્રધાનોને સોંપી સન્યાસ લીધો.[૧૧] આ ખબર વિક્રમને મળતાં, તે ઉતાવળે રાજનગરે

(૯) ધી હિંદુ હિસ્ટરી: કર્તા એ. કે. મજમુદાર: કલકત્તા ઈ. સ. ૧૯૨૦ (ઈ. સ. પૂ. ૩૦૦૦ થી ઈ. સ. ૧૨૦૦ સુધી) તે પુસ્તકમાં પૃ. ૬૩૮ અને આગળ; તથા પૃ. ૬૪૯ અને આગળ જુઓ.

(૧૦) ગર્દભીલવંશ સ્થાપક અને શકારિ વિક્રમાદિત્યનો પિતા; પૃ. ૨. ના લિસ્ટમાં જેનો આંક ૧ લખ્યો છે તે વ્યક્તિ. તેનાં બીજાં નામો તરીકે દર્પણ અને ગધરૂપ આપણે નોંધ્યા છે.

(૧૧) આ હકીકતને લગતું વિવેચન જેનો ઇતિહાસ સાથે સંબંધ છે તે તેમના જીવન ચરિત્ર લખતાં જણાવવામાં આવશે. પણ અત્રે એમ કહેવાની જરૂર છે કે, આ ગંધર્વસેન, વિક્રમાદિત્ય, રાજા ભર્તૃહરી (રાજા ગોપીચંદ) વિગેરેની વાતો (Folk-lore) લોકકથા તરીકે પશ્ચિમ હિંદમાંજ–અને મુખ્યત્વે કરીને ગુજરાત કાઠિયાવાડમાંજ–વધારે પ્રચલિત છે. પરંતુ પૂર્વ હિંદમાં તેને અગત્યનું સ્થાન મળ્યું નહીં હોય. છતાં જ્યારે આ "હિંદની તવારીખ"ના કર્તા બંગાળી ગૃહસ્થ હોવા સાથે ઇતિહાસ રસિક પુરૂષ છે: તેમણે જ આ હકીકત ઉતારી છે. અને તે પણ એવા સ્વરૂપે કે, તેના ઉપરથી કેટલોક ઇતિહાસ ઉપજાવી શકીએ છીએ; વળી તેમણે પણ ઇતિહાસ સર્જ્યો છે: એટલે અનુમાન કરાય કે તેમણે અનેક પુસ્તકનો આધાર લીધો હોવો જોઇએ જ.

આવ્યો; જબરૂં લશ્કર એકત્રિત કર્યું અને શક તથા પાર્થિઅનોને હરાવી ઉત્તર હિંદમાં તેણે પુષ્કળ વિજય પ્રાપ્ત કર્યો." આ વાક્યમાં જે અન્ય ઐતિહાસિક બનાવો રજુ કરાયા છે તેનો પરિચય યથાસ્થાને આપણે આપીશું, પણ અત્ર તો સંખ્યાને અંગેજ માત્ર વિચાર કરવાનો હોવાથી તે બાબત લેતાં, એક રીતે શંકુનેજ રાજાની નામાવલીમાં ઉમેરી શકાય: અને તેમ કરતાં છની સંખ્યામાં એકની વૃદ્ધિ થતાં પાછા સાતે સાત થઈ રહે છે. પણ જો શંકુ, ભર્તૃહરી અને વિક્રમાદિત્યને બે વખત ગાદીએ બેસતો ગણીને આંક સંખ્યા ગણવામાં આવે, તો પ્રથમના છ સાથે ગણતાં તેમની સંખ્યા નવ કે દશની થઈ જશે. વળી ઉપરનાજ બંગાળી સંશોધનરસિક વિદ્વાન જણાવે છે[૧૨] કે:— "He (Vikramaditya) was succeeded by his son Madhavsen, who married Sulochana, daughter to the king of an island of the Arabian Sea=વિક્રમાદિત્યની પછી તેનો પુત્ર માધવસેન ગાદીએ આવ્યો છે અને તે આરબી સમુદ્રમાંના એક ટાપુના રાજાની કુંવરી સુલોચનાને પરણ્યો હતો." એટલે કે તેમના મત પ્રમાણે વિક્રમાદિત્યના પુત્રનું નામ માધવસેન છે; જ્યારે ટી. નં. ૪ (ડ) અને નં. ૬ માં ટાંકેલા શ્રીમેરૂતુંગ વિચારશ્રેણિના અવતરણાનુસાર એમ જણાય છે કે વિક્રમાદિત્યની પછી તેનો પુત્ર વિક્રમચરિત્ર ઉર્ફે ધર્માદિત્ય ગાદી ઉપર બેઠો છે. આમ બન્ને ગ્રંથકારોનાં વચનો ભિન્ન થઈ જાય છે: એટલે માધવસેનને અને ધર્માદિત્યને ભિન્ન ભિન્ન વ્યક્તિ માની લઈને કદાચ તે બન્નેનો સમાવેશ ગર્દભીલ વંશી મહીપતિઓની નામાવલીમાં કરવો પણ રહે: અને તેમ થતાં તેની સંખ્યા નવ કે દશની થાયજ: જેમ નામની સંખ્યામાં ૭ સાતથી માંડીને દશ સુધીનો સુધારો કરવો આવશ્યક લાગે છે, તેમ તે સર્વેના રાજત્વકાળ માટે પણ વિદ્વાનોનાં મંતવ્યમાં ફેરફાર હોવાથી તેના સમયમાં પણ ફેરફાર કરવોજ પડે છે; અરે કદાચ રાજત્વકાળ માટે સર્વે સહમત હોય તો પણ જ્યારે ભૂપતિઓની સંખ્યા વધે, ત્યારે તે પ્રમાણમાં આખા વંશનો સમય-(આદિ સમય તેને તેજ કાયમ રાખવાનો છે એટલે અંત સમય) તો ફેરવવો જ રહે. જેથી તે વંશનો અંત ઉપરના લિસ્ટમાં જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૭૮ થી ખસેડીને આઘો લઈ જવો પડશે તે સ્વભાવિક છે; અને તેમ કરવું તે વ્યાજબી થઈ પડશે; કેમકે તે પ્રશ્ન પણ આપણે વિચારવો રહે છે. વસ્તુસ્થિતિ સૂચવે છે કે તે સમય ઇ. સ. ૭૮ થી હઠાવીને ઘણો આઘો લઈ જવાથીજ બધી ઘડ મળી રહેશે; કારણ કે ગર્દભીલપતિઓ અવંતિમાં ગાદી ભોગવતા હતા[૧૩] એટલું તો ચોક્કસ છે જ. એટલે આપણે એમ વિચારવું રહેશે કે, ઇતિહાસમાં એવા કયા ભૂપતિઓ નજરે ચઢી શકે છે કે જેઓ પોતે ઇ. સ. ૭૮ બાદ વહેલામાં વહેલા સમયે અવંતિપતિ બની બેઠા હોય; અથવા તો એવા પ્રબળ પ્રતાપી તેઓ થયા હોય કે આ ગર્દભીલોને અવંતિમાંથી હાંકી કાઢયા હોય. ઇતિહાસનો આપણો અભ્યાસ આવી બે ત્રણ સત્તા ઉપર આપણું ધ્યાન ખેંચી લઇ જાય છે. ઉત્તર હિંદમાંના સત્તાધારી ઇન્ડો પાર્થિયન્સ, કુશાન વંશી અને ચષ્ઠણ ક્ષત્રપવંશીઓ તથા દક્ષિણ હિંદમાંના અંધ્રપતિઓ; એમ કુલ ચાર

---

વળી બંગાળી સાહિત્ય, ગુજરાતી સાહિત્ય કરતાં વિશેષ સમૃદ્ધ છે. અને તેમાં પણ આ વિદ્વાન લેખકના વિચારો તો પથરાયલા સાંપડયા જ માત્ર કહી શકાય. એટલે નક્કી માનવું રહે છે કે ઉપરની મનાતી આવેલી બાબતો દંતકથાઓ નથી, પણ જનતાના ઝુકાવાગ્રહે સચવાઇ રહેલી ખરી ઐતિહાસિક ઘટનાઓ જ છે.

(૧૨) જુઓ હિં. હિ. પૃ. ૬૩૯.

(૧૩) ઇં. એં. પુ. ૧૦. ઈ. સ. ૧૮૮૧ પૃ. ૨૨૨:— The Gardabhillas were the rulers of Ujjain= ગર્દભીલ રાજાઓ ઉજ્જૈનના શાસકો હતા એમ પ્રો. ઓલ્ડનબર્ગનું પણ કહેલું થાય છે (વળી જુઓ કો. આં. રે. [illegible])

સત્તાઓ આપણી આંખે ચડે છે. તેમાં ઈન્ડો પાર્થિઅન્સના છેલ્લા શહેનશાહ ગોંડોફારનેસને ઇ. સ. ૪૫ આસપાસ (જુઓ પુ. ૩ માં તેનું વૃત્તાંત) હિંદનો ત્યાગ કરી ઈરાનમાં ગાદીપતિ બન્યાનું જણાવાયું છે; તેમ કુશાન વંશમાંના પહેલા બે પુરૂષોએ તો હિંદમાં રાજ્યપ્રાપ્તિજ કરી નથી. જ્યારે ત્રીજો જેને કનિષ્કના નામથી ઇતિહાસકારોએ ઓળખાવ્યો છે તેણે હિંદમાં ગાદી[14] કરી છે ખરી, પણ તેની રાજસત્તા મથુરાની દક્ષિણે લંબાઈજ નથી. એટલે તેનો પગ અવંતિ સુધી આવ્યો હોય તે કલ્પના પણ કરવી રહેતી નથી. આ પ્રમાણે ઉત્તર હિંદના ત્રણમાંથી બે વંશની વિચારણા છોડી દેવી ઠરે છે; જ્યારે ત્રીજો વંશ જે ચષ્ઠણનો રહ્યો તેમણે અવંતિની ગાદી મેળવી પણ દેખાય છે તેમ તેઓ કડેધડે પણ થઈ ગયા છે એટલે તેમનો વિચાર આપણે જરૂર કરવોજ રહે છે. ઉપરાંત ચોથો વંશ જે દક્ષિણના અંધ્રપતિઓનો છે તેમાંના કોઇએ પણ, જો દક્ષિણ હિંદના સ્વામિત્વ ઉપરાંત ઉત્તર હિંદમાં પણ પગપેસારો કર્યો હોય, તો માત્ર બે ભૂપતિઓ નાંજ નામ હજુ લઈ શકાય તેવાં છેઃ એક વસિષ્ઠ પુત્ર શાતકરણી ઉર્ફે બીજો શાતકરણીઃ અને બીજો રાણી બળશ્રીનો પૌત્ર ગૌતમીપુત્ર શાતકરણીઃ આમાંના પહેલાનો સમય ઇ. સ. પૂ. ૨૨૪ નો ઠરાવાયો છે (જુઓ પુ. ૩ માં પૃ. ૭૩) એટલે તે આપણી વિચારણાની બહાર જતો રહે છે; જ્યારે બીજો જે ગૌતમીપુત્ર શાતકરણી—રાણી બળશ્રીનો પૌત્ર છે તેનો સમય વિદ્વાનોએ ભલે ઇ. સ. ૭૮ ગણાવ્યો છે (જો કે તેનો ખરો સમય તો અન્યથા છેઃ જે આપણે પુ. ૫ માં જોવું રહે છે) પણ તેણે ઉત્તર હિંદમાં રાજકાજ કર્યું હોય એમ કોઇ જાતનો પુરાવો નીકળતો નથી. તેણે જો કે સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર—અરે કદાચ વિંધ્યા પર્વત ઓળંગીને અવંતિની ભૂમિ ઉપર પણ—પગ માંડયો છે ખરો, છતાં તે અવંતિપતિ તો બનવા પામ્યો. નથી જ. જો તેમ થયું હોત તો, રાણી બળશ્રીએ પોતાના પૌત્રની યશગાથા ગાતો જે શિલાલેખ કોતરાવી મૂકયો છે તેમાં "દક્ષિણાપથપતિ"=Lord of the Deccan લખ્યું છે તે સ્થાને "અવંતિપતિ=Lord of Avanti" જેવા શબ્દો ઉમેરવાને તેણી ઘડીભર પણ વિલંબ કરતે ખરી કે? મતલબ કે અવંતિના સંબંધમાં અંધ્રપતિનો વિચાર કરવાનું પણ દુર્લક્ષજ કરવું રહે છે. એટલે ચાર રાજસત્તામાંથી ફરીફરીને હવે માત્ર એકજ સત્તાનો—ચષ્ઠણવંશીનોજ પ્રશ્ન વિચારવો રહે છે.

આ ચષ્ઠણવંશમાં તેનોજ પૌત્ર રૂદ્રદામન નામે એક મહા પ્રતાપી રાજવી થયો છે. તેણે સૌરાષ્ટના રાજપાટ સમા જુનાગઢ શહેરની પાસેના રૈવતાચળ પર્વતની તળેટીમાંના સુદર્શન તળાવની પ્રશસ્તિ કોતરાવવામાં પોતાનો કાંઇક હિસ્સો પૂર્યો છે. તેમાં ૫૨ (બાવન)ની સાલનો આંક છે. તેને શક સંવત માનીને તેનો સમય ૭૮+૫૨=ઇ. સ. ૧૩૦ નો વિદ્વાનોએ ઠરાવ્યો છે. અને તે પ્રશસ્તિ કોતરાવવા પૂર્વે આશરે દસેક વર્ષે અવંતિપતિ તે (એટલે તેનો આદિ પુરૂષ અને તેનો દાદો ચષ્ઠણ મહાક્ષત્રપ) બન્યો હોય એમ ગણી તે સમય ઇ. સ. ૧૨૦ મનાવે છેઃ જ્યારે મારી ગણત્રીમાં તે ઇ. સ. ૧૪૨ આવે છે.[15] વળી તે સમયે તેણે જે અવંતિની ગાદી મેળવી છે તે, આપણે જે ગર્દભીલવંશી રાજાઓની ચર્ચા કરી રહ્યા છીએ તેમની પાસેથીજ; મતલબ કે ગર્દભીલ વંશનો અંત ઇ. સ. ૧૪૨ ની આસપાસમાં આવ્યો હતો એમ નોંધવું રહે છે. જ્યારે આ સમય પણ હવે નક્કી થઈ ગયો ત્યારે, તેના આરંભની સાલ જે ઇ. સ. પૂ.

(૧૪) ગોંડોફારનેસે ઉત્તર હિંદ ઇ. સ. ૪૫ માં ખાલી કર્યુંઃ અને કુશાનવંશી કનિષ્કે કબજે કર્યું તેનો સમય વિદ્વાનોએ ઇ. સ. ૭૮ મનાવ્યો છે; જ્યારે મારી ગણત્રી ઇ. સ. ૧૦૩ છે. જેની ચર્ચા પુ. ૫ ના અંતે કરવાની છે ત્યાં જુઓ. આ બે મંતવ્યની વચ્ચેનો ગાળો ૧૦૩-૪૫=૫૮ વર્ષનો છે. તેમાં કઈ સત્તા તે પ્રદેશ ઉપર રાજ કરતી રહી હતી તે પ્રશ્નનો ઉકેલ માંગે છે. તે આપણે આ સપ્તમ ખંડેજ વિચારવું રહે છે. તે માટે આગળ ઉપર આ ગર્દભીલ વંશની હકીકતે જુઓ.

(૧૫) આ હકીકત આપણે પુ. ૫માં સાબિત કરીશું.

૭૪ ની કહી છે તે હિસાબે, આ આખા વંશનો રાજ્યકાળ ૧૪૨+૭૪=૨૧૬ વર્ષનો આપણે કહી શકીશું; તેમાંથી વચ્ચેના સાત વર્ષનું શક રાજ્ય બાદ કરતાં તેનો સમય ૨૦૯ વર્ષનો કહેવાય; અને તેમાં પણ પ્રથમના દશ વર્ષ રાજા દર્પણના જે છે, તે બાદ કરીએ તો બાકીના ૧૯૯ વર્ષ પર્યંત તે વંશની સત્તા, અખંડિત પણે અવંતિ ઉપર પ્રવર્તી રહી હતી એમ નિઃસંદેહપણે કહી શકાય. વળી તે વંશના રાજાની સંખ્યા દશની ઠરાવાય છે જ્યારે ઉપરમાં તો આપણે ૭ લખી ચૂકયા છીએ. એટલે બાકીનાને યથા સ્થાને ગોઠવી તેમની સમસ્ત વંશાવળી નીચે પ્રમાણે આપીએ તો ઠીક ઠીક સ્વરૂપમાં તે દર્શાવી લેખાશે.

| | મ. સં. | મ. સં. | વર્ષ | ઇ. સ. પૂ. | ઇ. સ. પૂ. |
|---|---|---|---|---|---|
| (૧) ગંધર્વસેનઃ[૧૬] દર્પણઃ ગધરૂપ | ૪૫૩ | ૪૬૩ | ૧૦ | ૭૪ | ૬૪ |
| શક પ્રજાનું રાજ્ય | (૪૬૩ થી ૪૭૦ = ૬૪ થી ૫૭ = ૭ વર્ષ) | | | | ઇ. સ. |
| (૨) વિક્રમાદિત્ય | ૪૭૦ | ૫૩૦ | ૬૦ | ૫૭ | ૩ |
| [૧૭]અંતરગત શંકુ | ૪૭૦ — ૪૭૦ ૬ માસ; | | | ૫૭ ૫૬ | |
| ભર્તૃહરી : શુક્રાદિત્ય | ૪૭૦ થી કેટલાંક વર્ષ. | | | ઇ. સ. | ઇ. સ. |
| (૩) માધવાદિત્ય[૧૮] | ૫૩૦ | ૫૭૦ | ૪૦ | ૩ | ૪૩ |
| (૪) ધર્માદિત્ય[૧૯] | ૫૭૦ | ૫૮૦ | ૧૦ | ૪૩ | ૫૩ |
| (૫) વિક્રમચરિત્રઃ માધવસેન[૨૦] | ૫૮૦ | ૬૨૦ | ૪૦ | ૫૩ | ૯૩ |
| (૬ તથા ૭) બે રાજાઓ | ૬૨૦ | ૬૩૪ | ૧૪ | ૯૩ | ૧૦૭ |
| (૮) ભાઇલ્લ[૨૧] | ૬૩૪ | ૬૪૫ | ૧૧ | ૧૦૭ | ૧૧૮ |
| (૯) નાઇલ્લ | ૬૪૫ | ૬૫૯ | ૧૪ | ૧૧૮ | ૧૩૨ |
| (૧૦) નાહડ | ૬૫૯ | ૬૬૯ | ૧૦ | ૧૩૨ | ૧૪૨ |
| | | કુલ વર્ષ = | ૨૦૯ | | |

(૧૬) જુઓ. પૃ. ૪ ઉપર હિં. હિ. પૃ. ૬૩૮ નું ઇંગ્રેજીમાં અવતરણ.

(૧૭) જુઓ આગળ તેમના વૃત્તાંતે.

(૧૮) નં. ૩ થી ૧૦ સુધીનો એકંદર સમય ૧૩૯ વર્ષનો (ઇ, સ. ૩ થી ૧૪૨ સુધી) સાચો સમજવોઃ રાજાનાં નામ પણ સાચાં સમજવા. પણ તેમનો અનુક્રમ તથા પ્રત્યેકનો રાજ્યકાળ કલ્પનાથી ગોઠવ્યો છે એમ સમજવું.

(૧૯) નં. ૨ અને ૩ નાં રાજ્ય લાંબાં છે; અને એક સિદ્ધાંત એવો છે કે, પિતા પુત્ર ગણાતા હોય તેવા ત્રણ રાજાઓ એક પછી એક ગાદીએ બેસીને લાંબો સમય રાજ્ય ચલાવી ન શકે. (જુઓ પુ. ૧ પૃ. ૮૮.) માટે નં. ૪ નું રાજ્ય નાનું ઠરાવવું પડયું છે અને નં. ૫ નું પાછું દીર્ઘ સમયી કર્યું છે. વળી એક રીતે વિક્રમચરિત્રને વિક્રમાદિત્યનો પુત્ર ગણાવે છે ત્યારે બીજી બાજુ વિક્રમાદિત્યના પુત્ર તરીકે માધવાદિત્યને લેખવે છેઃ માટે માધવાદિત્ય કાયમ રાખી આ વિક્રમચરિત્રને માધવસેન ગણાવવો પડયો છે. વળી માધવાદિત્ય અને માધવસેન બન્નેનો સમય ૪૦ વર્ષનો હોવાથી પ્રાચીન લેખકોએ, બન્ને ને એક ગણીને નં. ૩,૪ ઉડાવી દઇને નં. ૫ ને જ નં. ૨ ના પુત્ર તરીકે મનાવી દીધો છેઃ આ પ્રમાણે અનેક ગૂંચવણો કરી નાંખી છે. દરેકનો ઉકેલ નં. ૨, ૩, ૪ અને ૫ એમ ચારે વ્યક્તિ ભિન્ન ધારી લેવાથી આવી જાય છેઃ તેમજ આખા વંશનો સમય પણ તુરત ગોઠવાઈ જાય છે. વળી જે એક ગૂંચ રાજતરંગિણિકારે ઉભી કરી છે તેનો નિચોડ પણ આવી જાય છે. (જુઓ તે માટે આગળ ત્રીજા પરિચ્છેદે વિક્રમાદિત્યના રાજ્ય વિસ્તારના વર્ણનમાં)

(૨૦) નં. ૮, ૯, ૧૦નાં ગાદીપતિ તરીકે શું નામ હતાં તે જાણાયું નથી.

(૨૧) માધવાદિત્ય (નં. ૩) અને માધવસેન (નં. ૪) બન્ને નામ સાદરા લાગતાં હોવાથી તથા બન્નેના રાજ્ય

રાજા નહપાણુના મરણ પછી અવંતિની ગાદી તેના જમાઈ રૂષભદત્તને ન જતાં ગર્દભીલ વંશમાં ગઈ છે. આ ગર્દભીલ વંશનો આદિ પુરૂષ રાજા દર્પણ ઉર્ફે ગંધર્વસેન કોણ હતો? શી રીતે તેનો હક્ક પહોંચ્યો? તથા શી રીતે ચડી આવ્યો? વિગેરે કોઇ પણ માહિતી એકે પુસ્તકમાં સ્પષ્ટ-પણે તેના સંબંધી જણાવવામાં આવી નથી. પરંતુ છૂટું છવાયું જે મારા વાંચવામાં આવ્યું છે તે સંકલિત કરીને તેના વિશે જે અનુમાન મેં દોર્યું છે તે અત્રે જણાવીશ.

**તેમની ઉત્પત્તિ વિષે**

એક ગ્રંથમાં[૨૨] લખ્યું છે કે–તેનો(વિક્રમાદિત્યનો) જન્મ ખંભાતમાં થયો હતો. તે નગરીને તે સમયે તંબાવટી પણ કહેવાતી હતી. જ્યારે એક બીજા પુસ્તકમાં[૨૩] એમ જણાવાયું છે કે–" A strange tale is prevalent in north–west India. A Gardabha marrying a daughter of a king of Dhar ( Asia. Res. Vol. VI. p. 38; & Vol. IX. p. 149 ) = હિંદના વાયવ્ય પ્રાંતોમાં[૨૪] એક વિચિત્ર વાર્તા પ્રચલિત છે. ( કે ) એક ગર્દભને[૨૫] ધારના રાજાની કુંવરી પરણાવી હતી. (એશિ. રી. પુ. ૬. પૃ. ૩૮ તથા પુ. ૯. પૃ. ૧૪૯) વળી તેજ ગ્રંથમાં એક સ્થાને[૨૬] લખ્યું છે કે– " Before their (ancestors of Vikramaditya ) occupation of Malwa, they probably lived in Anandapur[૨૭] near Udaipur (Mewar)=(વિક્રમાદિત્યના વડવાઓએ) માળવા કબજે કર્યું તે પહેલાં તેઓ ઘણું કરીને (મેવાડના) ઉદેપુરની નજીકના આણંદપુરમાં[૨૮] રહેતા

કાળ પણ ચાલીસ વર્ષ સુધી લંબાયલ હોવાથી વિદ્વાનોએ, તે બન્નેને એકજ રાજા તરીકે લેખીને કામ લીધું છે; વળી તેમ થતાં સંખ્યા પણ કમી હોવાનું જણાવ્યું છે.

(૨૨) એશિઆટીક રીસર્ચીઝ પુ. ૯. પૃ. ૮૨.

(૨૩) હિં. હિ. પૃ. ૬૪૯ (પણ આ ગ્રંથકારનું કથન ઉપરના એશિ. રી. પુ. ૯ ને આધારે જ લખાયલું છે ).

(૨૪) અવંતિના રાજાઓની આ જીવનકથા વાયવ્ય પ્રાંતો સુધી ઠેઠ કેમ જવા પામી હશે તેનાં કારણ માટે આગળ ઉપર વિક્રમચરિત્રના વૃત્તાંતમાં જુઓ.

(૨૫) ગર્દભ શબ્દ સંસ્કૃત છે અને તેનો અર્થ 'ગધેડા નામનું પ્રાણી' થાય છે. વાયવ્ય પ્રાંતોમાં રહેતા માણસોને ખબર નહીં હોય કે અહીં ગર્દભ તે પશુ નથી પણ ગર્દભીલ વંશી એક રાજાનું નામ છે. નહી તો તે મનુષ્યની કન્યા ગર્દભ વેરે પરણવા જેવી હકીકતને વિચિત્ર કથા તરીકે લેખત નહીંજ,

(૨૬) જુઓ હિં. હિ. પૃ. ૬૩૮

(૨૭) આણંદપુરના સ્થાન વિશે નીચેનું ટી. નં. ૨૮ જુઓ. બાકી ઉદેપુર નજીક ( Near Udaipur ) અને ઘણું કરીને (Probably) શબ્દો જે વાપર્યા છે તે આ હિં. હિ. ના લેખકનોજ અભિપ્રાય લાગે છે એમ મારૂં માનવું થાય છે.

(૨૮) લેખકે આણંદપુરને ભલે ઉદેપુર નજીક માન્યું છે ( જુઓ ઉપરનું ટી. ૨૭ ) પણ તે તેમની ગેર સમજણ છે. પ્રથમ તો ઉદેપુર નજીક કોઈ આનંદપુર હોવાનુંજ જણાયું નથી.

આનંદપુર નામે ત્રણ શહેર હોવાનું મેં સાબિત કર્યું છે. ( જુઓ ભાવનગરથી પ્રસિદ્ધ થતું "જૈન ધર્મ પ્રકાશ" નામનું માસિક. પુ. ૪૫ અં. ૫. પૃ. ૧૬૧ થી ૧૭૪ ઉપર વર્દ્ધમાનપૂરીનો લેખ; ગુ×વ×સો. નું બુદ્ધિપ્રકાશ ૧૯૩૪. પૃ. ૫૮ તથા ૩૧૮ થી ૩૨૩; આનર્તપુર, આનંદ-પુર, સૌરાષ્ટ ઇ. લેખ; અમદાવાદનું " જૈન જ્યોતિ " પુ. ૧ પૌષ અંક ૪. સં. ૧૯૮૮ આણંદપુરનું સ્થાન નામે લેખ; મુંબઇના ગુજરાતી સાપ્તાહિકમાંની તે વિશેની ચર્ચા.

(૧) એક આણંદપુર કાઠિયાવાડના ઝાલાવાડ પ્રાંતમાં આવેલ ચોટીલાના ડુંગરની તળેટીમાં વસેલ છે. જ્યાં મૂળરાજ સોલંકીના સમયે ઇ. સ. ૯૯૮ માં ધરસેન નામે રાજા રાજ્ય કરતો હતો; તેને આ મૂળરાજે હરાવ્યો હતો એમ હડાળાના તામ્રપટ ઉપરથી જણાય છે.

(૨) બીજા આણંદપુરની હકીકત એમ છે કે કાઠિયા-વાડમાં આવેલ ધોળકાને વડનગર કહેતા; અને વડનગરનું બીજું નામ આણંદનગર હતું; પણ આણંદપુર અને આણંદનગર જુદાં હોવાં છતાં એક ગણાઈ ગયાં છે. ( જુઓ નીચે નં. ૩ ).

ગુજરાતમાં આવેલ હાલનું વડનગર તેને પણ આણંદપુર

હતા." ઉપર ટાંકેલાં આ ત્રણે કથનનો તથા તેને લગતાં ટીપણોનો સાર કાઢીશું તો એમ ફલિતાર્થ નીકળશે કે, કોઇ ગર્દભીલવંશી રાજા, જેનું નામ ગંધર્વસેનઃ ગર્દભ હતું[29] અને જેનું રાજ્ય કાઠિયાવાડમાં આવેલ હતું તથા રાજગાદી આણંદપુર ગામે હતી; તેનું લગ્ન ધારના[30] (મેવાડ–અવંતિની હદમાં આવેલ છે) રાજાની કુંવરી વેરે થયું હતું; આ રાણીએ ખંભાતમાં[31] એક પુત્રને જન્મ આપ્યો હતો. તેનું નામ વિક્રમાદિત્ય હતું. આ ખંભાત નગરીને તે સમયે તંબાવટી[32] પણ કહેવાતી હતી. આ પ્રમાણે જે વસ્તુસ્થિતિ તારવી કઢાય છે તે સત્ય હોવાનું વળી પુરવાર થઈ શકે છે. કેમકે (૧) જ્યારે ધારના રાજાની કુંવરીને તે ગર્દભવંશી કુમાર પરણ્યો છે ત્યારે તે ભૂમિ ઉપર પોતાનો હક્ક કાંઇક આડકતરી રીતે પણ પહોંચે છે એવી તેની માન્યતા બંધાઈ હશે. (૨) તેમજ તેનો પ્રદેશ ઠેઠ ખંભાત સુધી એટલે કે અવંતિની અડોઅડ આવીને રહેલો છે. તેથી જો ત્યાં કાંઇ બખેડા જેવું થાય કે અંધાધૂની પ્રવર્તતી હોય તો પોતાને ચડાઈ કરવાની સગવડતા પણ છે. (૩) તેમજ ચડાઈ લઇ જાય તો પોતાના શ્વશુર પક્ષની પણ મદદ મળી શકશેજ. (૪) તથા અવંતિની ગાદી ઉપર નહપાણનું રાજ્ય ભલે સુલેહશાંતિ ભરેલું ગણાઈ ગયું હતું છતાંયે તે પરદેશી તો હતોજ ને? તેને બદલે હવે પોતે જો અવંતિપતિ થાય તો ત્યાંની પ્રજા પણ પોતાના દેશના–વતનીને–રાજા તરીકે વધાવી લેશે જ. (૫) તેમ નહપાણ અપુત્રિયો મરણ

કહેવાયું છે; પણ ગુજરાતના આ વડનગરની સ્થાપના સોલંકી કર્ણદેવના સમયે (ઇ. સ. ૧૧–૧૨ સૈકામાં) થઈ છે. જ્યારે આપણી આ હકીકત ઈ. સ. પૂ.ની છે એટલે તે અસ્થાને છે.

(૩) કાઠિયાવાડની દક્ષિણે આવેલ કોડિનાર પાસે પ્રખ્યાત કવિ નરસિંહ મહેતાના જીવન સાથે સંબંધ ધરાવતું એક આણંદનગર હોવાનું મનાયું છે તેની ચર્ચા ગુજરાતી સાપ્તાહિકમાં આવી હતી (જુઓ નં. ૨ ને લગતી હકીકત) પણ તે સ્થાન બરાબર નથી એમ મેં તેજ સાપ્તાહિકમાં જણાવ્યું છે (જુઓ ઉપરમાં ટાંકેલ ટી. નં. ૨૮માંના મારા લેખનાં પૃષ્ઠો).

આ સઘળી ઐતિહાસિક પરિસ્થિતિનો વિચાર કરતાં પ્રસ્તુત આણંદપુર તે ઉપર નં. ૧ માં જણાવેલ ચોટીલા ડુંગરની તળેટીવાળું આનંદપુર સમજાય છે. અને તે ખંભાતના રાજાને તાબે પણ હશે. ખંભાત બંદર ધીકતું હોઇને રાજા ત્યાં પણ અમુક સમયે રહેતો હશે. ગમે તેમ, પણ આણંદપુર તથા ખંભાત બન્ને એકજ રાજાની આણમાં હોવા જોઇએ; જેથી તે રાજાની ગર્ભવતી રાણીએ ખંભાતમાં વિક્રમાદિત્યને જન્મ આપ્યો છે.

(૨૯) ગર્દભી વિદ્યા તેણે સાધી હતી (આગળ ઉપર તેની હકીકત આવશે) તે ઉપરથી આ વંશનું નામજ ગર્દભીલ વંશ પાડવામાં આવ્યું છે; અને આ ગંધર્વસેન તેનો સ્થાપક હોવાથી ગર્દભ નામે પણ ઓળખાયો છે.

(૩૦) ધાર અથવા ધારાનગરીની સ્થાપના તો પરમાર વંશી ભોજદેવે ઈ. સ. ની દસમી સદીમાં કરી છે એમ મનાય છે. કેમકે ત્યાં તેણે રાજધાની બનાવી હતી. કદાચ ત્યાં આગળ, પૂર્વ કાળથી નગર વસી રહ્યુંજ હોય અને પછી હવામાન જોઇને રાજપાટ બનાવ્યું હોય એમ પણ માની શકાય. ગમે તે સંજોગ હોય; આપણે તો અહિં એમ સમજવું રહે છે કે તે પ્રદેશનો તે રાજા હતો.

(૩૧) ખંભાત અને આણંદપુર બન્ને એકજ રાજાની હકુમતમાં આવેલ માની શકાય છે; અને આ રાજા કાંતો રાજા નહપાણનો ખંડિયો હોય કે પછી તેટલા દરજ્જે સ્વતંત્ર પણ હોય ઉપરાંત સૌરાષ્ટ્રપતિ પણ હોય. જો કે, ઉપરમાં તો આ સૌરાષ્ટ્ર ઉપર રાજા નહપાણની અને પછી રૂષભદત્તની સત્તા હોવાનું મેં જણાવ્યું છે. પણ ગંધર્વસેન રાજાની હકુમતમાં જો તે ભાગ હોવાનું વધારે માન્ય રહે તો પછી એમ સમજવું રહેશે કે, રાજા ગર્દભીલે જ્યારે અવંતી લઇ લીધું ત્યારે રૂષભદત્તે તેનું સૌરાષ્ટ્ર લઈ લીધું હોવું જોઇએ. બાકી રૂષભદત્તનું રાજ્ય સૌરાષ્ટ્ર ઉપર હતું એટલી વાત માન્ય રાખવીજ રહે છે. બેમાંથી કઈ સ્થિતિ વધારે સંભવિત છે તે સંશોધકોએ તપાસ ચલાવી પુરવાર કરવું રહે છે.

(૩૨) આપણે તંબાવટીની સ્થાપના વિશે કેટલીક ચર્ચા પુ. ૩ પૃ. ૧૯૨ માં કરી છે. તેમાં વળી આ એક સ્થળનો હવે ઉમેરો કરવો રહે છે.

પામ્યો છે એટલે તેનો જમાઈ રૂષભદત્ત ગાદીએ આવવાને હક્ક ધરાવે છે; છતાં તે અતિ દૂર પડ્યો છે. ઉપરાંત ખખડધજ જેવો થઈ ગયો છે. એટલે યુદ્ધ કરવાની જરૂર પડશે તો પણ પોતે જ તેમાં ફાવી જશે. આવી આવી અનેક વિધ કલ્પનાઓ અને મુરાદો બાંધી, આ ગર્દભીલ કુમારે અવંતિની ગાદી મેળવવા સર્વ ચક્રો જો ગતિમાન કરી દીધાં હોય તો બધું બનવા જોગ છે. એટલે સર્વ સંજોગો જોતાં આ ગર્દભીલ વંશી રાજાઓની ઉત્પત્તિ સંબંધી આપણે દોરેલાં અનુમાન, ઉપર ટાંકેલાં વિદ્વાનોનાં કથનને અનુરૂપજ છે એમ સમજવું પડશે.

ઉપરમાં તેની ઉત્પત્તિ વિશેનો ખ્યાલ આપી ચૂક્યા છીએ. હવે તેના કુળ વિશે પણ થોડુંક જણાવીએ. મિ. પ્રિન્સેપ્સે તેઓને

**તેનું કુળ**

તુઆર (Tuar) જાતિના ક્ષત્રિય તરીકે લેખ્યા છે.[33] પણ પોતે આ અનુમાન ઉપર કેવી રીતે આવ્યા છે તે જણાવ્યું નથી. જ્યારે એક બીજા ગ્રંથકાર, જો કે લગભગ તેવાજ અભિપ્રાય ઉપર આવ્યા છે પરંતુ તેમણે જે દલીલો અને હકીકતો ઉપજાવી કાઢી, ભળતી વાતો ગોઠવી દીધી છે, તે ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે તેમણે તો પુરાણોનો આધાર બતાવીને, ઉચ્ચારમાં સાદશ પડતા એક શબ્દને બીજા તરીકે માની લઈ, આખી વાતનું વટેસરજ વાટી નાંખ્યું લાગે છે. તે શબ્દો એક રીતે તો અવગણના કરવા ગોગ્યજ છે; છતાં બીજી રીતે શોધખોળની આખી ઇમારતજ આવી આવી વસ્તુઓના પાયા ઉપર ઉભી કરાય છે, તે બીના પણ વાંચકવર્ગના ખ્યાલમાં આવી શકશે. ઉપરાંત અન્ય પ્રજાના ઇતિહાસ ઉપર કેટલોક પ્રકાશ પણ પડે છે. તેમ કેટલીક ઐતિહાસિક ઘટના પણ બહાર આવે છે. એટલે તે ગ્રંથકારનાં વાક્યો[34] અત્રે ઉતારવા ઇચ્છા થઇ છે. તેમણે જણાવ્યું છે કે:-" Kushan rule in India–Their two dynasties (1) Kadphisis Dynasty and (2) The Tochari Dynasty. Hindu Puranas called them (Kuchan–Tochari people) Tusharas or Tukharas=હિંદમાં કુશાન પ્રજાનું રાજ્ય તેમના બે વંશો છે. (૧) કડફીસીઝનો વંશ અને (૨) ટોચરી વંશ; હિંદી પુરાણોમાં તેમને (કુશાન-ટોચરી પ્રજા) તુશાર અથવા તુખાર તરીકે ઓળખાવ્યા છે." આ ઉપરથી સમજાશે કે કુશાણવંશી કડફીસીઝની જાતિવાળાને પુરાણકારોએ તુશાર અથવા તુખાર કહ્યા છે; આ તુશાર શબ્દ ઉચ્ચારમાં તુઆરને મળતો આવે છે. એટલે સંભવ છે કે પુરાણકારનો "તુશાર" અને મિ. પ્રિન્સેપ્સનો "તુઆર"–તે બન્નેને એક ગણીને આ ગ્રંથકારે નીચેનાં વાક્યો જોડી દીધાં લાગે છે. " Kadphisis in local Prakrit was uttered as Gaddabhas, which the Brahmins sanskritized as Gardabha, Gardabhin, or Garddabhilas. A strange tale is prevalent in N. W. India. A Garddabha marrying the daughter of a king of Dhar, was changed into an Ass, skr. Garddabha. That Garddabha is the sanskritized form of Kadaphisis. The sanskrit word Garddabha means an ass. Hence through mis–naming, the foreign dynasty was afterwards known as ass–dynasty Old Gadhai–Pysa or ass–money have been found in various parts of Western India (J. A. S. B.

(૩૩) પ્રિન્સેપ્સ ઈન્ડીઅન એન્ટીક્વીટીઝ યુસફુલ ટેબલ્સ નામે પુસ્તકમાં પૃ. ૧૫૭:–This prince (Vikramaditya) was of the Tuar Dynasty; આ કુમાર–વિક્રમાદિત્ય–તુઆર વંશનો હતો,

[ મારૂં ટીપ્પણ–દિલ્હીની ગાદીએ તુઆર વંશી–તુમાર વંશી ક્ષત્રિયો થયા છે. તેમને અને આ ક્ષત્રિયોને કાંઈ સંબંધ હશે કે !]

(૩૪) જુઓ હિં. હિ. પૃ. ૬૪૯

Dec. 1835 p. 688 ). It was certainly the coinage of Garddabha princes. In the sanskrit drama entitled "The Little Toy-Cart" of the first century A. D. mention is made of Gaddhi-skr. Garddabhi-explained by commentators as coin ( Wilson J. R. A. S. III. 385 ). Of the ten Garddabha rulers of India, hitherto we know only two=કડફીસીઝ (શબ્દનો) સ્થાનિક પ્રાકૃત[૩૫] (ભાષામાં) ગદ્દભ ઉચ્ચાર થતો; બ્રાહ્મણોએ તેનું સંસ્કૃત રૂપ ગર્દભ, ગર્દભિન અથવા ગર્દભિલ (ઠરાવ્યું) છે. હિંદના વાયવ્ય ભાગમાં એક વિચિત્ર વાર્તા પ્રચલિત છે. (કે) ધારના રાજાની કુંવરીને પરણનાર ( એક કુમાર )ને ગધેડો-સંસ્કૃત ગર્દભ-બનાવી દેવામાં[૩૬] આવ્યો હતો. તે ગર્દભ શબ્દ કડફીસીઝનું સંસ્કૃતમાં રૂપાંતર છે. સંસ્કૃત ગર્દભ શબ્દનો અર્થ ગધેડું થાય છે. તેટલા માટે, પરદેશી (પ્રજાના) વંશને ખોટું નામ દેવાયું છે; જે કાળાંતરે 'ગર્દભવંશ' તરીકે ઓળખાયો છે.[૩૭] પ્રાચીન (શામ-યના) ગધૈયા-પૈસા અથવા ગધૈયાં[૩૮] પશ્ચિમ ભારતના[૩૯] અનેક ભાગોમાંથી મળી આવે છે. ( જ. એ. સો. બં. ઈ. સ. ૧૮૩૫ નો ડિસેમ્બર અંક પૃ. ૬૮૮ ) ગર્દભ વંશી રાજાઓના જ તે સિક્કા છે તે ચોક્કસ છે. ઈ. સ. ની પહેલી સદીનાં મૃચ્છકટિક નામે[૪૦] ઓળખાતા સંસ્કૃત નાટકમાં ગધ્ધી-સંસ્કૃત ગર્દભી-નો ઉલ્લેખ મળી આવે છે; જેને વિવેચકોએ સિક્કા ( તરીકે ઓળખાવ્યો ) છે, ( જ. રો. એ. સો. પુ. ૩ પૃ. ૩૮૫: વિલ્સનનો લેખ ) હિંદના ગર્દભીલ વંશી દશ રાજાઓમાંથી[૪૧] અદ્યાપિ પર્યંત બેનેજ[૪૨] આપણે પીછાનીએ છીએ."

[ મારૂં ટીપ્પણ-માત્ર નામોચ્ચારની સામ્યતાને લીધે તેમણે તુઆરવંશી કડફીસીઝને અને તુઆરવંશી ગર્દભીલને એક માની લઈ બધો ખીચડો બાફી માર્યો છે. આપણે પુ. ૫ ના અંતે આ કડફીસીઝના કુશાન સિક્કાઓ મળી આવ્યાનું જણાવાયું છે. તો પશ્ચિમ હિંદને (W. India) વાયવ્યપ્રાંતો (N. W. India) શા માટે માની લેવાયા છે? એક બારગી માની લ્યો કે, એવાં ગધૈયાં વાયવ્ય પ્રાંતોમાંથી પણ મળી આવે છે-આવ્યાં છે-તો ત્યાં પણ ગર્દભીલવંશી રાજાઓની સત્તા જામી હતી એમ પુરવાર થશે. ( જુઓ આગળ ઉપર વિક્રમચરિત્રનું વૃત્તાંત ) પણ તેથી તે સિક્કાને કડફીસીઝના વંશના માની લેવાને શું કારણ મળે છે?

(૩૫) વાયવ્ય પ્રાંતોમાં બોલાતી પ્રાકૃત ભાષામાં કડફીસીઝ શબ્દનો અર્થ ગધેડો થાય છે કે કેમ તે તો ત્યાંના વતનીઓ જાણે: પણ આ લેખક મહાશયે તપાસ કરી હશેજ અને તે ઉપરથી આ કથન ઉતાર્યું હશે એમ આપણે માની લેવું રહે છે.

(૩૬) આ વાત તો ગોઠવવી પડી લાગી છે કેમકે નહીં તો મનુષ્યને પશુ તરીકે કેમ બતાવાય? (જુઓ ઉપરમાં ટી. નં. ૨૫) બાકી ગર્દભ શબ્દનું ઉપનામ આ વંશને શા માટે લગાડયું છે તે માટે આગળ ઉપર ગંધર્વસેનના વૃત્તાંતે જુઓ.

(૩૭) આ કડફીસીઝના વંશને કોઇ પણ લેખકે ગર્દભ-વંશ તરીકે ઓળખાવ્યો છે કે ઉદ્દેશ્યો છે, તેવો દૃષ્ટાંત આપ્યો હોત તો, પોતાના કથનને જરૂર સમર્થન મળત.

(૩૮) જુઓ પુ. ૨. સિક્કા નં. ૩૮, ૩૯નું વર્ણન તથા તેનું ચિત્ર: પટ નં. ૨, અને ૫. એટલે આ ગધૈયાં ગર્દભવંશી રાજાના ઠર્યા કહેવાશે અને તેનો સમય ઇ. સ. પૂ. ની પહેલી સદીનો કહી શકાશે.

(૩૯) જોકે કડફીસીઝનો મુલક, પંજાબ અને કાશ્મિર છે અને તેના વંશજોનો, ઉત્તરહિંદના પાંચાલ અને સૂરસેનવાળા પ્રાંતો છે. જ્યારે અહીં તો માત્ર 'પશ્ચિમ ભારત'માંથીજ તે

(૪૦) મૃત્+શકટિક: મૃત=માટી. અને શકટિક=નાનું ગાડું: માટીનું નાનું ગાડું અથવા માટીના બનાવેલા ગાડા જેવું રમકડું (clay-cart); પછી સંસ્કૃત વ્યાકરણના નિયમે મૃચ્છકટિક શબ્દ થયો છે.

(૪૧) જુઓ પૃ. ૭ ઉપરનું લિસ્ટ

(૪૨) એટલે લેખક મહાશયની ગણત્રી કડફીસીઝ પહેલો અને બીજો, એમ બે વ્યક્તિ કહેવાનો થાય છે. (તેમણે પોતાનો ગ્રંથ ઇ. સ. ૧૯૨૦માં મુદ્રિત કર્યો ત્યારે કદાચ આ બે નામજ હશે. પરંતુ હવે તો કુશાનવંશના પણ ઘણાં નામો મળી આવ્યાં છે; તેમજ ગર્દભીલવંશના પણ ઘણાં નામો મળી આવ્યાં છે.)

વંશને મધ્ય એશિયાની તુખાર જાતીમાંથી ઉતરી આવેલી પ્રજા તરીકે પુરવાર કરીશું. મતલબ કે તુખાર તે તુર્કી પ્રજાનો વર્ગ છે. જ્યારે તુઆર તે હિંદી ક્ષત્રિયનો અંશ છે: એની વચ્ચે કોઈ જાતનો કાંઈ સંબંધ જ નથી ] અહીં તો તાત્પર્ય એટલો જ ગ્રહણ કરવાનો છે કે ગર્દભીલ વંશી રાજાઓ તુઆર ક્ષત્રિય જાતિના હતા. હવે આપણે તે વંશના પ્રત્યેક રાજવીનું જીવન વૃત્તાંત લખવા ઉદ્યમ કરીશું.

## (૧) દર્પણઃ ગંધર્વસેનઃ ગધરૂપ

તેનું ખરૂં નામ દર્પણ લાગે છે. પણ અવંતિની ગાદીએ આવ્યા પછી ગંધર્વસેન નામ ધારણ કર્યું લાગે છે. તેણે કેવી રીતે અવંતિની ગાદી પ્રાપ્ત કરી તે વૃત્તાંત ઉપરમાં જણાવી ગયા છીએ. એટલે પુનરૂક્તિ કરવા જરૂર નથી. જે ઉપરથી માનવું રહે છે કે તે સાહસિક વૃત્તિવાળો તેમજ પરાક્રમી હતો. વળી તેણે ગર્દભી નામની વિદ્યા સાધી હતી[૪૩]. એટલે તંત્રજંત્રમાં પણ પ્રવીણ હશે એમ સમજાય છે. આ વિદ્યાપ્રાપ્તિને લીધે તેનું નામ ગધરૂપ[૪૪] પડી ગયું દેખાય છે. તેમજ તેના વંશનું નામ પણ ગર્દભીલ ઠરાવાયું છે. પોતે મેલી વિદ્યાનો સાધક હોવાથી, તેમજ નાના રાજ્યનો સ્વામી મટી, મોટા સામ્રાજ્યનો ધણી બની બેઠો હોવાથી, મદોન્મત્ત અને વ્યભિચારીપણે વિચરતો થયો હતો. હવે પછી વર્ણવવાના તેના વૃત્તાંત ઉપરથી જેની આપણને પ્રતીતિ થાય છે.

[૪૫]બંગાળ તરફના કોઈ ક્ષત્રિય કુટુંબના ભાઈ બહેને જૈન દીક્ષા લઈ, વિહાર કરતાં કરતાં ભવિતવ્યતાના યોગે અવંતિમાં એક ચાતુર્માસ કર્યું હતું: તેમનાં દીક્ષિત નામ કાલિકસૂરિ[૪૬] અને સરસ્વતી હતાં. કાલિકસૂરિ વિદ્વાન અને શાસ્ત્ર વિશારદ હોઈ યુગપ્રધાનપદને[૪૭] પામ્યા હતા: સાધ્વી સરસ્વતી અતિ સ્વરૂપવાન અને લાવણ્યમયી હતી. એકદા તેણી ગોચરી અર્થે બહાર નીકળી હતી. ત્યાં રાજા ગર્દભીલની દૃષ્ટિએ પડી ગઈ. રાજા મોહાંધ બની ભાન ભૂલો થયો અને સાધ્વીને રાજપુરૂષો મારફત પકડાવી પોતાના અંતઃપુરમાં હડસેલી દીધી. આ જુલ્મ અને નિંદ્ય આચારથી પ્રજામાં હાહાકાર થઈ રહ્યો. નગરજનોએ બહુ બહુ વિનંતિ કરી રાજાને સમજાવ્યો. પણ કોઈનું કહ્યું માન્યું નહીં. છેવટે કાલિકસૂરિએ પોતે પણ આર્જવભરી પ્રાર્થના કરીને સાધ્વીને છોડી દેવા મર્મમાં તેમજ ખુલ્લી રીતે સમજાવ્યું; પણ રાજા જ્યારે એક ટળીને બીજો નજ થયો ત્યારે, સ્વધર્મ રક્ષણાર્થે તે પ્રસંગને આપદ્ ધર્મ માની લઈ તેણે

(૪૩) આ વિદ્યાનો પ્રભાવ શું હતો તે માટે જુઓ પૃ. ૨ ની હકીકત.

(૪૪) ગધેડા જેવું જેનું મહોં અર્થાત્ રૂપ હોય તેઃ અથવા ગધેડાના મહોં જેવું રૂપ જે ધારણ કરી શકે તે, એવા અર્થમાં આ શબ્દ વપરાતો થયો લાગે છે. જુઓ ઉપરમાં ટી. નં. ૧

(૪૫) આ આખીયે વાર્તાનો પ્રસંગ બહુ રસિક અને બોધપ્રદ છે: અત્ર તો માત્ર આપણા ખપજોગીજ હકીકત ઉતારી છે. સંપૂર્ણ વાંચવાનું જેને મન હોય તેણે જ. બોં. બ્રૅ. રો. એ. સો. પુ. ૯ પૃ. ૧૪૭થી ૧૫૭ વાંચવાં.

(૪૬) આ કાલિકસૂરી જુદા અને શુંગવંશી રાજા બળમિત્ર ભાનુમિત્રના મામા જે કાલિકસૂરી હતા તે પણ જુદા. બળમિત્રવાળા કાલિકસૂરિ નો સમય ઇ. સ. પૂ. ૧૫૨નો છે ત્યારે આ ગર્દભીલવંશની સાથે સંબંધ ધરાવનાર (ગર્દભીલોચ્છેદક)નો સમય ઇ. સ. પૂ. ૭૪ છે.

વધારે સ્પષ્ટ સમજવા માટે પુ. ૩. પૃ. ૧૦૭ તથા આગળ અને ખાસ કરીને ટી. નં. ૫. પૃ. ૧૦૭ જુઓ.

(૪૭) જૈન સાહિત્ય ગ્રંથોમાં તેમનો સમય મ. સં. ૪૭૦-૪૫૩=ઇ. સ. પૂ. ૧૨૭થી ૭૪ આપ્યો છે. જ્યારે ગર્દભીલનો સમય આપણે ઈ. સ. પૂ. ૭૪ થી ૬૪ ગણાવ્યો છે. એટલે સમજવું રહે છે કે, તેમણે જેવો સાધુવેશ ત્યાગ કર્યો કે યુગપ્રધાનપદ જતું રહ્યું ગણવું: અને સાધ્વીને પકડવારૂપ પ્રસંગ પણ રાજા ગાદીએ આવતાંને વાર થોડા સમયમાંજ બન્યો હશે. જ્યારે યુદ્ધ થવાનો અને ગર્દભીલને ગાદી ત્યાગ કરવો પડયો છે તે ઈ. સ. પૂ. ૬૪માં છે; જેથી વચ્ચેનાં દશ વર્ષ કે ઓછાવધતો વખત જે લાગ્યો ગણાય તેને, સાધ્વીનું પકડાવું થયું ત્યારથી માંડીને રાજા હાર્યો ત્યાંસુધીનો સમય તરીકે ગણવો.

સાધુવેશનો ત્યાગ[૪૮] કરી, ગાંડા માણસની માફક આખા શહેરમાં ફરવા માંડયું. છતાં રાજાને સાન ન આવી એટલે પ્રજાએ પણ ગામ ખાલી કરવા માંડયું[૪૯]. તેણે તે શહેરનો ત્યાગ કર્યો તથા રાજાને પોતાના કૃત્યનું ભાન કરાવવા અને ઘટતી શિક્ષાએ પહોંચાડવાનો વિચાર કરી તે દેશાટન માટે નીકળી પડયો. વાટ વીતાડતો વીતાડતો રસ્તો કાપી સિંધુ નદીની પેલીપારના શક પ્રજાના દેશમાં તે પહોંચ્યો.[૫૦] ત્યાં એકાદ વર્ષ રહી, પોતાની જ્યોતિષશાસ્ત્ર આદિ વિદ્યાથી તેણે લોકોનો સારો ચાહ અને મમતા મેળવી લીધાં. પ્રસંગ સાધીને તે શક પ્રજાના અનેક સામંતોને[૫૧] મોટી મોટી જાગીર મેળવી આપવાનું વચન આપીને હિંદમાં તેડી લાવ્યો. તેઓ સર્વે ઇરાની અખાત અને સિંધુ નદીના તટ પ્રદેશે થઈ સૌરાષ્ટ્રમાં પ્રથમ ઉતર્યા. ત્યારે ચોમાસુ આવી જવાથી યુદ્ધ માટે નિરૂપયોગી સમય જાણી અવંતિ જવાનું મુલતવી રાખી સૌરાષ્ટ્રમાં થોડો વખત થોભ્યા. તે સમયે તેમનીજ શકજાતિના રાજા રૂષભદત્તનું[૫૨] શાસન આ સૌરાષ્ટ્ર ઉપર ચાલતું હતું. એટલે તેના તરફથી પણ સારી રીતે આશ્રય અને આશ્વાસન મળી રહ્યાં. ત્યારપછી ૠતુ સાનુકૂળ થતાં, ગુજરાતદ્વારા અવંતિ ઉપર તેઓ હલ્લો લઈ ગયા. પ્રથમ તો રાજા ગર્દભીલ પોતાના બાહુબળ ઉપર મુસ્તાક બનીને યુદ્ધમાં સામો ઉતર્યો અને ખૂબ ઝઝુમ્યો. પણ શક પ્રજાનાં શૌર્ય અને તિરંદાજી[૫૩] તથા યુદ્ધકળામાં નિપુણતા જોઈ અંતે અકળાયો. પોતાની મૂર્ખાઈ નજરો નજર દેખવા લાગ્યો. પણ કરે શું! લાચાર બની, શહેરના દરવાજા બંધ કરી દીધા. અને અમુક દિવસે પોતાની ગર્દભી વિદ્યાનું શરણું લેવાનો નિશ્ચય કર્યો. શહેરના દરવાજા રાજાએ બંધ કરાવ્યાના સમાચાર શકસૈનિકોએ કાલિકસૂરિને પહોંચાડયા. એટલે હવે પછી રાજાએ રમવાની ગત તથા શકસૈનિકો માથે ઝઝુમી રહેલો ભય તુરત તે સમજી ગયા. તેમણે સર્વે સરદારોને પાસે બોલાવીને જણાવી દીધું કે, રાજા અમુક દિવસે વિદ્યા સાધશે અને સાધનાના અંતે ભૂંકણનો અવાજ કરશે. જેથી તે અવાજ તમારા કાને ન પહોંચે માટે કાનમાં રૂ આદિ પદાર્થો નાંખી શ્રવણ રૂંધન કરવું[૫૪] તથા જેઓ તીર ફેંકવામાં અતિ નિપુણ હોય તેવા

(૪૮) ઉપરની ટી. નં. ૪૭ જુઓ.

(૪૯) જુઓ આગળ ઉપર દ્વિતીયખંડે ટી. નં. ૯.

(૫૦) શા માટે અહીં ગયો તેના કારણ માટે આગળ દ્વિતીયખંડે ટી. નં. ૧૭ તથા ટી. નં. ૫. જુઓ.

(૫૧) જ. ઈ. હિ. કૉ. પુ. ૧૨. પૃ. ૧૭ (લેખક પ્રૉ. સ્ટેન કોનાઉ છે.) I am inclined to agree with Mr. Jayaswal that the Sakas left Seistan during the reign of Mithradates II in consequence of the increasing pressure he was bringing on them: મિથ્રેડેટસ બીજાના રાજઅમલે શક પ્રજા ઉપર જે ઉપરાસાપરી દબાણ કર્યે જવાતું હતું તેથી તેઓ શિસ્તાન છોડી ગયા હતા, એમ જે મિ. જાયસ્વાલનું મંતવ્ય છે તે સાથે હું મળતો થવાની ઈચ્છા ધરાવું છું. [મારૂં ટિપ્પણ-કાલિકસૂરિનું વૃત્તાંત લખતાં જૈન ગ્રંથોમાં એમ લખ્યું છે કે, જે શક સરદારો પાસે મદદ માટે તે ગયા હતા તે સરદારોમાં તેમના શહેનશાહ તરફથી અમુક પ્રકારે માંગુ થતું હતું ત્યારે તેઓએ પોતાના પુત્રને ભોગ આપવા માટે મોકલી દેવો પડતો હતો-આ બધી હકીકત ઈરાની શહેનશાહ મિથ્રેડેટસ બીજાના સમયે (ઈ. સ. પૂ. ૧૨૩ થી ૮૮=૩૫ વર્ષ: જુઓ. પુ. ૩ પૃ. ૧૪૫ ઉપરનો કોઠો) બની હોવાની ગણવી રહે છે.]

શક પ્રજાના આ સરણને ત્રીજું ગણવું (જુઓ પૃ. ૩માં શકપ્રજાની હકીકત.)

જે રાજાને ત્યાં આ કાલિકસૂરિએ આશ્રય લીધો હતો તેનું નામ સાધનસિંહ હતું અને તેને 'શકકુલરાજા'કહીને સંબોધ્યો છે. જૈનગ્રંથોમાં તેને 'પારસકુલ રાજા' કહેલ છે. (સરખાવો પુ. ૩. પૃ. ૨૯૪, ૩૪૨. ની હકીકત).

(૫૨) જુઓ પુ. ૩ માં તેના વૃત્તાંતે

(૫૩) આ આખીયે શકપ્રજા (હિંદમાં તેમનાં ત્રણ ટોળાં આવ્યાનું નોંધાયું છે) તિરંદાજીમાં નિષ્ણાત હતી તે માટે જુઓ પુ. ૩ માં ભાનુમિત્ર વૃત્તાંતે પૃ. ૧૧૦ અને ભૂમક વૃત્તાંતે પૃ. ૧૮૪ થી આગળની હકીકત તથા તેની ટીકાઓ.

(૫૪) અને બાકીના બધા લશ્કરે, કોટની દિવાલથી એટલે દૂર જતા રહેવું કે તેથી તે ભૂંકણનો અવાજ કાને સંભળાય નહીં; જો સંભળાય તો સાંભળનાર મરણ પામે એવી તે વિદ્યાની શક્તિ હતી. (સરખાવો પૃ. ૨ ની હકીકત)

સૈનિકોએ જ માત્ર કિલ્લા ઉપર ચડી જઈ, જેવો રાજા ભૂંકણુ કરવાને પોતાનું મ્હોં ઉઘાડે કે તુરત તુરત અને ઉપરા ઉપરી એવાં તો બાણ છોડવાં કે સર્વે તેના મ્હોંમાં જ આવીને સીધા ભોંકાય[૫૫] તથા તેના જથ્થાથી એવું તો મ્હોં ભરી દેવું કે પાછો અવાજ પણ બહાર નીકળી ન શકે. આ પ્રમાણેની સવેળાની ચેતવણી મળી જવાથી તેઓ બહુ પ્રસન્ન થયા અને કાલિકસૂરિનો આભાર માનતા તેમની આજ્ઞાને શિરોધાર્ય ચઢાવી, ઠરાવેલ દિવસે અને સમયે કિલ્લાની રાંગ ઉપર ચઢી તૈયાર થઈ બેઠા. તથા તીર કામઠાં સુસજ્જિત કરી રાખ્યાં. જેવું રાજા ગર્દભીલે ભૂંકણુ કરવા મ્હોં ઉઘાડયું કે સત્વર અને ટપોટપ ભાથામાંથી તીરો કાઢી, જાણે કેમ વરસાદ ન વરસતો હોય તેમ, કામઠાં ઉપર ચડાવી ચડાવીને છોડવાં જ માંડયાં અને રાજાનું મ્હોં ભરી દીધું. ધાર્યા પ્રમાણે પરિણામ આવ્યું. રાજાએ દીનમુખા થઈ સામે આવી સલાહ-સમાધાન માંગ્યુ. કાલિકસૂરિને બીજું તો કાંઈ જોઈતું નહોતું જ; તેમને વેર વાળીને કાંઈ બદલો પણ લેવો નહોતો. એટલે પોતાની બહેન સરસ્વતી સાધ્વીને બંધિખાનેથી છોડી દેવાની પ્રથમા પ્રથમ માગણી કરી. પછી સર્વે શક સરદારોને જે વચન આપીને અત્ર સુધી લઈ આવ્યા હતા તે પ્રમાણે વચન પાળી મોટી મોટી તેમને જાગીરો આપી અને રાજા ગર્દભીલને જીવતો રાખી પોતાના પુત્ર પરિવાર સાથે દેશ ત્યાગ કરવાનું સંભળાવી દીધું. આ બનાવની તારીખ મ. સં. ૪૬૩=ઈ. સ. પૂ. ૬૪ નોંધવી રહે છે.

**તેનો અંત તથા રાજ્ય વિસ્તાર**

આ પછી રાજા ગર્દભીલનું શું થયું તે જાણવામાં આવ્યું નથી.[૫૬] પણ તેના પુત્રોએ[૫૭] દક્ષિણમાં જઈ[૫૮] તે વખતના અવંતિપતિ અરિષ્ટકર્ણનો આશરો લીધો હતો. આ રાજા કાંઈક પરાક્રમી હતો તેમજ જૈનધર્મી પણ હતો. એટલે ત્યાં જવામાં ગર્દભીલ પુત્રોનો આશય એ હોઈ શકે કે એક તો સ્વધર્મી રાજા છે એટલે આશ્રય પણ મળશે, તેમજ પ્રસંગ પડયે જો અવંતિમાં હવેના રાજકર્તા શકરાજાઓ સામે માથું ઉચકવું પડશે, તો તેમને હાંકી કાઢવામાં તથા ફરીને અવંતિની ગાદી હસ્તગત કરવામાં તેની સહાય બહુ મદદરૂપ નીવડશે. તેમની આ ગણત્રી પાછળથી સાચી પણ પડી હતી જે આપણે આગળ ઉપર જોઈશું. હાલ તો અવંતિની ગાદી ઉપર શકપ્રજાનું રાજ્ય પ્રવર્તતું થઈ ચૂકયું છે. માટે તેમનો અધિકાર કેવો ચાલ્યો હતો તેનું જ કાંઈક દિગ્દર્શન કરાવવું રહે છે.

નહપાણના રાજ્યમાંના અરવલ્લીની પશ્ચિમના પ્રદેશ ઉપર તથા સૌરાષ્ટ્રમાં, રૂષભદત્તની આણ જામી હતી અને તાપીની દક્ષિણના મુલક ઉપર અંધ્રપતિની સત્તા ચાલતી હતી. અથવા કદાચ ગોદાવરી નદીના મૂળવાળા પ્રદેશ સુધી જો ગર્દભીલની સત્તા હતી એમ ગણવું હોય તો પણ તે નામશેષરૂપ હતી એમ જ લેખવું રહેશે. એટલે એમ સાર નીકળે છે કે તેનું રાજ્ય માત્ર અવંતિના પ્રદેશ ઉપર જ જળવાઈ રહ્યું હતું.

(૫૫) આ ક્રિયા તો નજરથી કરવાની હોય છે તેને કાંઈ શ્રવણેંદ્રિય સાથે સંબંધ ન કહેવાય. (સરખાવો ટી. નં. ૫૪)

(૫૬) એક રીતે એમ અનુમાન ઉપર જવાય છે કે ગાદિત્યાગ પછી તે કોઈક અજ્ઞાત સ્થાને રહ્યો હશે અને ત્યાં (જુઓ ઉપરની ટી. નં. ૭) સાડાત્રણ વર્ષ બાદ મરણ પામ્યો હશે: તેમ થયું હોય તો તેનું મરણ મ. સં ૪૬૬=ઇ. સ. પૂ. ૬૧માં થયું લખવું રહે છે.

(૫૭) વિશેષ પુત્રો હતા કે કેમ તે જણાયું નથી પણ કમમાં કમ ત્રણ તો હતાજ: આગળ ઉપર તેમનું વૃત્તાંત આવશે.

(૫૮) આ વખતે અંધ્રપતિની ગાદીનું સ્થાન પ્રતિષ્ઠાનપુરે નહોતું; પણ નહપાણના જમાઇ રૂષભદત્ત સાથેના યુદ્ધમાં હારી જવાથી તેમને વરંગુળના પ્રદેશમાં રાજગાદી લઇ જવી પડી હતી. એટલે ગર્દભીલપુત્રો ત્યાં ગયા હતા એમ સમજવું.



# દ્વિતીય પરિચ્છેદ

## ઈન્ટરરેગનમ—અંતકાળ

**સંક્ષિપ્ત સારઃ**—અંતકાળ શબ્દ જે ભાવાર્થમાં વાપર્યો છે તેની સમજૂતિ—શકપ્રજાની ખાસિયતો તથા તેમણે હિંદ તરફ કરેલાં અનેક સરણનો ઇતિહાસ—જે સંજોગ વચ્ચે તેમને હિંદમાં આવવાનું નિમંત્રણ થયું હતું તેનું વર્ણન—આ આમંત્રણ કેવું ભારે પડી ગયું હતું તેનો ટુંક ખ્યાલ—શકરાજાઓની વંશાવળી તથા તેમના અધિકાર સમયનું વર્ણન— શકારિ વિક્રમાદિત્ય તથા અંધ્રપતિ શાત સાથે તેમણે કરેલા યુદ્ધનો હેવાલ અને તેમાંથી નિપજેલું પરિણામ

વિદિશા, ભિલસા અને ઉજૈની નગરીના શાસક એવા અનેક વંશી અવંતિપતિઓના સમયે થઈ રહેલ તે નગરીઓનો ઐતિહાસિક પ્રભાવ તથા વિકાસ-પુષ્પપુર નગર કેટલાં અને કયાં હોઈ શકે તેનું કરેલું પૃથક્કરણ—જૈન સંપ્રદાયવાળાઓ અવંતિના પ્રદેશને કેટલું મહત્ત્વ આપી શકે તે માટે તે સ્થાનનું ઐતિહાસિક તેમજ સાહિત્યિક દૃષ્ટિએ કરેલું નિરૂપણ—

ઈન્ટરેગનમ (ઈન્ટર=વચ્ચગાળેનો અને રેગનમ=રાજ્યાભિષેક) એટલે કે કોઈ રાજા ગાદીએ બેસે ખરો પરંતુ વિધિપૂર્વક તેનો રાજ્યાભિષેક ન થાય ત્યાં સુધીના કાળને ઈન્ટરેગનમ કહી શકાય.

**અર્થ, સમય તથા નામ**

આવા બનાવ બન્યાનું જેમ પ્રાચીન સમયે (જુઓ અશોકવર્ધન મૌર્યનું દૃષ્ટાંત) નોંધાયું છે તેમ સાંપ્રતકાળે પણ બનતું આપણે જોઈએ છીએ (જુઓ માજી સમ્રાટો સાતમા એડવર્ડના અને પંચમજ્યૉર્જના તથા તત્ર ભવાન્ આપણા વર્તમાન સમ્રાટ છઠ્ઠા જ્યૉર્જનાં દૃષ્ટાંતો). આ પ્રમાણેના આશયમાં ઈન્ટરેગનમ શબ્દ મેં વાપર્યો નથી. પણ પ્રાચીનસમયે સિલોનમાં (જુઓ પુ. ૨ પૃ. ૨૬૪ ટી. નં. ૭૧) અને વર્તમાનકાળે અફ્ઘાનિસ્તાનમાં પેલા બંડખોર બચ્ચાના અમલ અંગે કેટલોક સમય જે અંધાધૂની ચાલી રહી હતી અને કેમ જાણે રાજાનું અસ્તિત્વજ ન હોય તેવી પરિસ્થિતિ વર્તી રહી હતી તેવા ભાવાર્થમાં આ શબ્દ વપરાયો છે એમ સમજવું.

આવી સ્થિતિનો સમય કેટલાક ગ્રંથકારોએ ચાર વર્ષનો[1] જણાવ્યો છે. જ્યારે અન્યોએ સાત સાડાસાત વર્ષનો પણ દર્શાવ્યો છે.[2] આ પાછલી હકીકત વિશેષ વ્યાજબી જણાય છે. જો કે તેમણે જે નામાવળી નોંધી છે તે ઉપરથી તો તે સમય લગભગ સાડાઆઠ વર્ષ જેટલો[3] પણ લંબાતો દેખાય છે.

આ અંધાધૂનીના સમય દરમ્યાન અવંતિ ઉપર શકપ્રજાનો અમલ હતો. તેમણે કેવી અંધાધૂની ચલાવી હતી તે આગળ ઉપર જોવાશે. પણ આ પ્રજા કયાંથી આવી? તેમનું આગમન શા કારણે થવા પામ્યું? વિગેરે ટૂંક હકીકત, ગત પરિચ્છેદે રાજા ગંધર્વસેનનું વૃત્તાંત લખતાં જણાવી ગયા છીએ. તેનો હવાલો આપીને અત્રે એટલુંજ જણાવવાનું કે, ત્યાં ઉતારેલી હકીકત મુખ્યતઃ જૈન સાહિત્ય ગ્રંથના આધારે જણાવેલી સમજવી. પણ વૈદિક આમ્નાયના ગર્ગસંહિતા નામે જ્યોતિષ્ વિદ્યાના જૂના પુસ્તકના ગ્રંથના છેડે યુગપુરાણ નામનો જે અધ્યાય જોડયો છે તેમાં પણ તથાસ્વરૂપેજ તે હકીકત માલૂમ પડે છે. આ પ્રમાણે બન્ને સ્વતંત્ર પુરાવા હોવાથી આપણે તે નરા સત્ય તરીકેજ સ્વીકારવી રહે છે. વળી આ બાબત ઉપર બિબ્લિઓથીકા ઇન્ડિકા (Bibliotheca Indica) નામે ગ્રંથાવળીમાં બૃહત્સંહિતાના ઇંગ્રેજી ઉપોદ્ઘાતમાં ડૉ. કેર્ને કાંઈક ઉલ્લેખ કરીને શોધરસિક પુરૂષોનું ધ્યાન તે તરફ ખેંચ્યું છે. આ ઉપરથી પ્રસિદ્ધ પુરાતત્ત્વ વિશારદ પંડિત જાયસ્વાલજીએ પણ કેટલોક પ્રકાશ પાડી, ધી જરનલ ઑફ ધી બિહાર એન્ડ ઓરિસ્સા રીસર્ચ સોસાઈટી નામક સામાયિક પત્રમાં ૧૯૨૮ના સપ્ટેંબરના અંકમાં ઇંગ્રેજી અનુવાદ અને ટીપ્પણ સાથે તે છપાવ્યો છે. એટલે દરેક રીતે આ પ્રકરણ હવે તો ઇતિહાસના એક સ્વીકારાયલા સત્ય તત્ત્વ જેવુંજ બની ગયું છે. આ શક પ્રજા જ્યારે હવે હિંદ ઉપર રાજકર્તા કોમ તરીકે જણાઈ ગઈ છે ત્યારે તેમનો ઇતિહાસ વિશેષપણે આપણે જાણવોજ રહે છે.

છઠ્ઠા ખંડમાં એક શક પ્રજાનું વર્ણન આપણે કરી ગયા છીએ. પણ તેઓ રાજ્યસત્તા ઉપર આવ્યા તે પહેલાં તેમનો વસવાટ હિંદમાં થઈ ગયો હતો તેથી તેમને આપણે હિંદી શક-ઇન્ડોસિથિઅન્સ તરીકે સંબોધ્યા છેઃ જ્યારે આ પ્રજા તેમનાજ દેશની હતી ખરી, એટલે તેમને શક તો કહેવાયજ; પણ હિંદમાં તેમણે રાજ્ય કરવા માંડયું તે પૂર્વે તાજેતરમાંજ ચઢાઈ લઈ આવી ને વિજય મેળવ્યો હતો તેથી તેમનો તે તફાવત દર્શાવવા આપણે તેઓને શક-શહેનશાહી શક-અથવા ઇંગ્રેજીમાં Scythians, True Scythians સિથિઅન્સ તરીકેજ ઓળખાવીશું.

(૧) જુઓ પુ. ૧. પૃ. ૨૦૨ ટી. નં. ૩૩; તથા ઉપરમાં સપ્તમખંડે પ્રથમ પરિચ્છેદે ટી. નં. ૭ની હકીકત.

(૨) ના. પ્ર. પત્રિકા પુ. ૧૦ ભાગ ૪. પૃ. ૭૩૨ ટી. ૧૦૪માં જણાવ્યું છે કે "મત વિકલ્પોમેં એક માન્યતા યહ ભી હૈ કિ વીર નિર્વાણસે ૪૬૧ વર્ષકે બાદ ૪૬૬મેં શક રાજા ઉત્પન્ન હુઆ" (આ ગણત્રીએ ૮ા વર્ષનો કાળ થયો કહેવાશે. વળી સરખાવો નીચેની ટી. નં. ૩.)

(૩) જુઓ ઉપરની ટી. નં. ૨.

પ્રથમ તેમની ખાસિયતો કાંઈક અંશે જાણી લઈએ. તેમનું વતન શિસ્તાન ગણાય છે એમ જણાવી ગયા છીએ. પૂર્વમાં તે સિંધની, પશ્ચિમે ઈરાનની અને ઉત્તરે ક્ષહરાટ પ્રજાની સાથે નિકટ વ્યવહારમાં આવવાથી તે ત્રણે પ્રજાની રીતભાતો અને આચાર વિચારો તેમણે પોતાનામાં ઉતારી લીધાં હતાં. પ્રથમના સિંધ ઉપર, જ્યારે ઉદાયનનું સ્વામિત્વ બહુજ પ્રભાવવંતુ નીવડયું હતું ત્યારે તેની અસર આ શક પ્રજા ઉપર સૌથી વિશેષ પડી હતી. તે એટલે સુધી કે ઉદાયનની પ્રજામાં પ્રધાનપણે જે જૈનધર્મ[૪] પળાતો હતો તેમાં આ પ્રજા એકદમ સંલગ્ન અને અનુરત—એકાકાર થઈ ગઈ હતી. પણ જ્યારથી રાજા ઉદાયને વ્રત્ત અંગિકાર કરી જૈનદીક્ષા લીધી હતી અને પોતાના ઉત્તરાધિકારી તરીકે ભાણેજને ગાદીએ બેસાર્યો હતો; તેમજ તે નવા રાજાએ પોતાના મંત્રીની ઉંધી સલાહથી પ્રજા ઉપર જુલ્મ તથા સત્તાનો દોર પાડવા ત્રાસ વર્તાવવા માંડયો હતો ત્યારથી તો તે પ્રજા ત્રાસી ગઈ હતી. તેટલામાં અધુરામાં પૂરૂં જ્યારે તે જ રાજા ઉદાયન, સાધુના વેશમાં પાછો પોતાના પ્રદેશમાં, પ્રજાના તેમજ ભાણેજ રાજવીના કલ્યાણ અર્થે ઉપદેશ આપવા ઉતરી આવ્યો હતો, ત્યારે તે ભાણેજ રાજવીએ તેમનો સત્કાર કરવાને બદલે સ્વમંત્રીની સલાહથી આહારમાં વિષ ભેળવીને રાજર્ષિને મારી નાંખવાને પ્રયત્ન કર્યો હતો ત્યારથી આ હિંદુ રાજ્યની પડતી થવા માંડી હતી. અને થોડાજ કાળમાં તે રાજા તેમજ પ્રદેશ, દૈવકોપના ભોગ થઈ પડયા હતા. જેના પરિણામે તેનું રાજનગર દટાઈ ગયું અને વર્તમાન જેસલમીરના મોટા રણનો ઉદ્ભવ થયો તથા પુરાણતત્ત્વના વિશારદોના અભ્યાસનું એક કાર્યક્ષેત્ર ઉઘડયું. આ પ્રમાણે આ મોહનજાડેરાનો પૂર્વભૂત ઇતિહાસ પુ. ૧ પૃ. ૨૨૫ થી આગળમાં જણાવવામાં આવ્યો પણ છે. ત્યારબાદ આ મુલક ઉપર પાડોસી રાજ્ય ઈરાનની હકુમત આવી. તે લગભગ દોઢથી બે સૈકા સુધી ચાલુ રહી હતી. એટલે આ પ્રજા પોતાની પૂર્વની કેટલીક હિંદી ખાસિયતો ભૂલી પણ ગઈ. આ પ્રમાણે તેમની સંસ્કૃતિના બે પ્રસ્તાર થયા ગણી શકાય (૧) સિંધુપતિ ઉદાયનના અમલ તળેનો (૨) અને બીજો ઇરાનની શહેનશાહતનો; (૩) ઉપરાંત, એક ટોળું ઈ. સ. પૂ. પાંચમી સદીની મધ્યમાં, રણ ઓળંગીને હિંદમાં વ્યાપારાર્થે[૫] આવી ચડયું હતું તેમણે વર્તમાન જોધપુર રાજ્યની હદમાં ઓશિયા નામની નગરી વસાવી ત્યાં વસાહત બનાવ્યું. (જુઓ પુ. ૩ પૃ. ૩૮૬ ની વિગત) (૪) તેટલામાં વળી તેમના ઉપર દૂર દૂરથી બીજી નવીજ હકુમત ઉતરી આવી; આ સત્તા પેલા યવન બાદશાહ સિકંદરશાહની જાણવી. જો કે આ સત્તા તો માત્ર ૨૫–૩૦ વર્ષજ ટકવા પામી હતી, પણ જ્યારથી તેના સરદાર સેલ્યુકસ નિકેટોરે પોતાની પુત્રીને મગધપતિ અશોકવર્ધનને પરણાવી અને દાયજામાં આ મુલક આપી દીધો (૫) ત્યારથી તે પ્રજા વળી આર્યાવર્તના હિંદી રાજાના અમલ તળે આવી ગઈ. આ અમલ પણ લગભગ પોણી સદી સુધી સમ્રાટ અશોક અને તેના પૌત્ર પ્રિયદર્શિનના રાજ્યના અંતસુધી લંબાયો હતો. તે બાદ મૌર્યવંશની સત્તા નબળી પડી અને (૬) તે મુલક હમેશને માટે અહિંદી રાજકર્તાની મુખત્યારીમાં ચાલ્યો ગયો. પછી તો ઈરાનમાં શહેનશાહ મિથ્રેડેટસના રાજ્યકાળે થયેલ દબાણને લીધે તેમજ મધ્યદેશ ઉપરના ક્ષહરાટ ભૂમકના સમયે તેની રાજનીતિથી આકર્ષાઈને જે બે નાનાં ટોળાં હિંદમાં ઉતરી આવ્યાં હતાં તેની આપણે પુ.૩.પૃ.૩૪૮માં નોંધ લીધી છે. (૭) તથા છેવટે એક ટોળાને હિંદમાં આવવાનો પ્રસંગ પાછો ઉપસ્થિત થયો હતો. આ પ્રમાણે દેખીતી રીતે સાતેક વખત—પણ વાસ્તવિક રીતે ત્રણ ચાર વખતજ, માત્ર ચારથી પાંચ સદીમાંજ, તેમના ઉપર કેટલીયે રાજકર્તા સત્તાનો

**તેમની ખાસિયતો**

(૪) સિંધદેશમાં આવેલ મોહનજાડેરોનાં જે અવશેષો હાલમાં પુરાતત્ત્વ ખાતાને મળતાં રહ્યાં છે તે ઉપરથી આ હકીકતની સત્યતાનું માપ કાઢી શકાશે.

(૫) ઘણું કરીને ઇરાની શહેનશાહના ત્રાસથી કંટાળીને આ હિજરત થઈ હશે એમ સમજાય છે.

અદલોબદલો થઇ ગયો હતો. જેથી કેટલાક અંશો જે જમાનાને અનુસરીને તેમનામાં પ્રવેશવા જોઇતા હતા અથવા કહો કે તે પ્રમાણે તેમણે સુધરવું જોઈતું હતું તેને બદલે તેઓ એમને એમ રહી ગયા હતા. એટલે શકસ્થાનમાં ઉતરી આવ્યા પહેલાં, એશિયાઇ તુર્કસ્તાનમાંની તેમની મૂળ ખાસિયતો જે ક્રૂરપણાની, ઢોરચારવાની, ઘોડેસ્વારીની, તિરંદાજીની ઈ. ઈ હતી—તે એમને એમ જળવાઇ રહી હતી. છતાં રાજકર્તા કોમ-પ્રજાના વહેવારમાં પણ સાથે સાથે તેઓ થોડાઘણા ઘડાતા જતા હતાજ.

તેમનામાં જેમ કેટલાક અવગુણો કે દુર્ગુણો હતા તેમ કેટલાક સદ્‌ગુણો પણ હતા. સાધારણ રીતે આવી રીતે અર્ધજંગલી લુંટારૂ અને ઢોરચારૂ પ્રજામાં સ્ત્રી-ચારિત્ર્ય અને શીલ માટે બહુ સન્માન હોય છે. જેનો ઈસારો આપણે પુ. ૩પૃ. ૩૫૭માં કરી ગયા છીએ.તે મુજબ આ પ્રજામાં પણ તે નૈતિક સદ્‌ગુણ ખીલેલ હતો. જેથી કરીને જ આ પ્રજાની મદદ લેવાને કાલિકસૂરિ (આગળ આપણને ખબર આપવામાં આવશે) નામે જૈનાચાર્યે તક સાંધી હતી[૬]; કેમકે એ તો દેખીતું જ થઈ ગયું હતું કે, શુંગવંશી રાજ્યઅમલે રાજામાં તથા પ્રજામાં સ્ત્રીલંપટપણાને લીધે અત્યંત શિથિલાચાર પ્રવેશ થવા પામ્યો હતો[૭]. તેમાં કાંઇક અંશે નહપાણના અમલ દરમ્યાન, (તે તેમજ તેના જમાઈ રૂષભદત્તમાં પણ શક પ્રજાનો આ સદ્‌ગુણ તરવરતો હતો ) જો કે સુધારો થયો હતો ખરો,[૮] પણ ગર્દભીલવંશની સત્તા થવા બાદ, અને તેનો મૂળ સ્થાપક રાજા ગંધર્વસેન પોતે જ વ્યભિચારી હોવાથી, પાછા તેના તે દિવસો જ પ્રજાને તો જોવા રહ્યા હતા.

પણ પાછળથી થયેલ અનુભવે બોધપાઠ આપ્યો છે કે, આ રક્ષણ તો પ્રજાને બહુ ભારે પડી ગયું હતું.

**આ રક્ષણ અંતે ભારે પડી ગયું**

કારણ કે આ શક લોકના સાતથી આઠ વર્ષના[૯] રાજશાસનમાં તેમને ઘણું ઘણું શોષવું પડયું હતું. એટલું જ નહીં પણ તેમના જુલ્મ સામે જો વસ્તીમાંથી કોઈ માથું ઉંચકતું તો તેમને બાનમાં પકડી લઇ જતાં તથા લુંટફાટ કરી,

(૬) આ રક્ષણ મેળવવામાં કાલિકસૂરિએ શકપ્રજાના માત્ર આ એકજ સદ્‌ગુણનો વિચાર કર્યો હતો એમ નહીં. પણ અન્ય મુદ્દા પણ વિચાર્યા હશે; જેવા કે, તેમના શૌર્યનો તથા જૈનધર્મ પ્રત્યે તેમના પક્ષપાતપણાનો; આ ત્રણે મુદ્દા મધ્યદેશની પ્રજામાં ભૂમક અને નહપાણના લગભગ ૮૦ વર્ષ ઉપરના અમલને લીધે-જાણીતા થઇ ગયા હતા.

( સરખાવો નીચેની ટી. નં. ૨૧ )

(૭) શુંગવંશી રાજાઓ ઉપર, પતંજલી મહાશયના ઉપદેશની તેમજ કન્વવંશી અમાત્યોની પ્રબળ અસર હતી તે તો નિર્વિવાદિત છે જ. વળી પતંજલી મહાશય તથા કાન્વાયન વંશી પ્રધાનો, ઉપનિષદ અને શ્રુતિકારનાજ અનુયાયીઓ છે. તેમજ આ ઉપનિષદકારોની જન્મભૂમિ પણ શકસ્થાન છે: તેજ શકસ્થાનની પ્રજા-જે આ શક પ્રજા-જ્યારે સ્ત્રી મર્યાદાનો અથવા શીલનો ભંગ કે અનાદર થતો સહન કરી શકતી નહોતી ત્યારે તે જ ઉપનિષદકારના અનુયાયી પતંજલી મહાશય વિગેરે પોતાના સમયમાં સ્ત્રીલંપટપણું જે કાર્યથી પ્રજામાં પ્રવેશ થાય તેવાં પગલાં કેમ ભરતાં થઇ ગયાં હશે તે આશ્ચર્યકારક ઉખાણુંજ ગણાશે ! [સંભવ છે કે ઉપનિષદ અને શ્રુતિકારનો સમય ઇ. સ. પૂ. ની આઠ થી દસમી સદી ગણાય છે, ત્યારે ચારિત્ર્યશીલતાને બહુજ માન અપાતું હશે. પણ તે બાદ જ્યારે બુદ્ધદેવ અને મહાવીરનો ઉદ્‌ભવ થયો તેની પૂર્વે જ વૈદિક મતનું રૂપ ફરી ગયું હશે; અને તેમાં ચારિત્રની અવનતી પણ થઈ હશે-સરખાવો પરિત્રાણાય સાધૂનામ્-સંભવામિ યુગેયુગે વાળા શ્લોકનાં ગૌરવ અને ગાંભિર્ય.]

(૮) શક પ્રજા, શીલ અને ચારિત્ર્યમાં કાંઇક ઉચ્ચપદ ધરાવતી હતી જ. પણ તેઓ અવંતિની જૂની વસ્તીના સંસર્ગમાં આવવાથી, સંગતિદોષની વધતા ઓછા અંશે તે ભોગ થઈ પડી હતી. જેનાં દૃષ્ટાંત આપણને આગળ ઉપર આ ગર્દભીલવંશી રાજા ભર્તૃહરીના જીવન ચરિત્રે વાંચવાં પડશે.

(૯) જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૯ પૃ. ૧૩૯ (કૉ. એ. ઇં. પૃ. ૧૦૪) In fact the Jaina Chronicles give 17 years to a Saka rule at Ujjain from B. C. 57 to 74 when Satigani was Raja of Paithan=ખરી રીતે ઈ. સ.પૂ. ૭૪ થી ૫૭ સુધીના ૧૭ વર્ષના ગાળામાં ઉજ્જૈન ઉપર શક પ્રજાનું રાજ્ય

ગામડાંને ગામડાં, શહેરોને શહેરો કે પ્રદેશના પ્રદેશ ઉજ્જડ કરી દેતા હતા. આટલી ટૂંક મુદતના તેમના રાજ્યવહીવટમાં પણ પ્રજા તો ત્રાહી ત્રાહી પોકારી ઉઠી હતીઃ વિદિશા અને ઉજ્જૈનીનો આખો પ્રદેશ વસ્તીહીન બની ગયો હતો અને આવા જુલ્મમાંથી કોઈ તારણહાર આવી મળે તો ઠીક એવી વર્ષાઋતુનાં મેઘની પેઠે હિંદી પ્રજા રાહ જોતી દિવસો ગાળી રહી હતી.

આટલી ટૂંકી મુદતમાં પણ આ શક પ્રજાના પાંચ રાજાઓ થઇ ગયા હતા. તેમનું કાંઈ પણ વર્ણન આપણી કલમથી લખવા કરતાં જે વર્ણન યુગપુરાણમાં[૧૦] આપેલું છે તે જ સદાબરું અત્રે ઉતારીશું જેથી વાચકવર્ગને તેનો સંપૂર્ણ ખ્યાલ આવી શકશે. "એ શકોમાં જેની મૂઠી ધનુષ હશે[૧૧] એવો મહાબળવાન અમ્લાટ થશે. જેની સામે કોઈ રણ માંડી નહીં શકે એવો એ રાતી આંખનો શક, પુષ્પપુર[૧૨] ઉપર ચડાઈ કરશે. એ નગરે તે આવી પહોંચતાં શહેર ખાલી થયેલું[૧૩] જોશે. પછી તે રાતી આંખનો રક્ત વસ્ત્રધારી મલેચ્છ અમ્લાટ અનાથ વસ્તીમાં કત્લ ચલાવી શહેર ઉજાડશે[૧૪]. એ રીતે તે રાજા એ શહેરમાં ચાતુર્વર્ણ્યનો[૧૫] નાશ કરશે. પછી ચાર વર્ણથી નીચ લોકોને[૧૬] શહેરમાં વસાવતો છતો રાતી આંખનો[૧૭] એ અમ્લાટ અને એના બાંધવ નાશ પામશે. તેના જુલ્મી અમલનો અંત આવતાં રહીસહી રૈયતનો[૧૮] પછી ગોપાળ[૧૯] એવા નામનો શક રાજા થશે. એ ગોપાળ એક વર્ષ રાજ ભોગવી પુષ્પક સાથે લડતાં તેના હાથે માર્યો જશે. પછી તે અધર્મી પુષ્પક નામનો મ્લેચ્છ[૨૦] રાજા થશે. તે પણ એક

---

હતું એમ જૈન તવારીખમાં જણાવેલું છે. અને તે સમયે પૈઠણમાં શાતિગની રાજા હતો (મારૂં ટીપ્પણ–શાતિગની નહીં પણ શાતકરણી રાજા હતો. આ હકીકત આંધ્રવંશના વૃત્તાંતમાં પુ. ૫ માં અપાશે: વળી આ ૧૭ વર્ષના આંકે જે ખીચડો ઉભો કર્યો છે તે આ જ પુસ્તકમાં વિક્રમ સંવતસરની હકીકતે જણાવવામાં આવશે.)

(૧૦) આ વિષય ગુજરાતના એક મહાન સાક્ષર શ્રી દિવાનબહાદુર કેશવલાલ હર્ષદભાઈ ધ્રુવે વ્યાખ્યાન રૂપે આપેલ છે જે ગુજરસોના બુદ્ધિપ્રકાશમાં પુ. ૭૬ પૃ. ૮૮ ઉપર છપાયલ છે તેમાંથી ઉદ્ધૃત (જુઓ તેનું પૃ. ૯૦).

(૧૧) ઉપરનો 'તેમની ખાસિયતો' વાળો પારિગ્રાફ સરખાવો.

(૧૨)મૂળ પુસ્તકમાં ગામનું નામ ખાલી હતું પણ ભાષાંતર કારે મગધદેશનું પાટલિપુત્ર નગર જાણીને પુષ્પપુર નામ ગોઠવી દીધું છે. વળી જ્યાં જ્યાં નગરનું નામ આ પારિગ્રાફમાં આવ્યું છે ત્યાં ત્યાં તેજ નામ દર્શાવાયું છે. બાકી તેનો અર્થ આ પ્રમાણે કરવાનો છે. ખીલેલા પુષ્પોથી જે ભરપુર એવું શહેર તે પુષ્પપુર કહેવાય. મતલબ કે આ નગરમાં ઘણા બાગબગીચા, ઉદ્યાન, વિગેરે હતાં. જેમ ખીલેલાં પુષ્પો મનને આનંદ આપે છે તેમ આ શહેર પણ વેપારઉદ્યોગથી ખીલેલું હોઈ મનને આનંદ આપતું હતું એવો પણ બીજો અર્થ થઈ શકે છે. અહીં બન્ને અર્થ આ નગરને લાગુ પડતા હતા.

(૧૩) શક પ્રજા આ નગરમાં દાખલ થઈ ત્યારે પણ નગર ખાલી જેવું જ હતું, કારણ કે પ્રજા હિજરત કરીને બહાર નીકળી ગઈ હતી. અને થોડી ઘણી વસતી રહી હતી તેની કત્લ ચલાવવામાં આવી હતી. નીચે ટી. નં. ૧૪ તથા ગત પરિચ્છેદે ટી. નં. ૪૯ નીં જુઓ.

(૧૪) ઉપરની ટીકા નં. ૧૩ જુઓ.

(૧૫) એટલે કોઇ વર્ણનો ભેદભાવ રાખ્યા વિના સર્વ હિંદી પ્રજાનો નાશ કર્યો હતો એમ સમજવું.

(૧૬) એટલે પોતાની જ્ઞાતની શક પ્રજાને કે જેમાં કાંઇ વર્ણ જેવું હતું જ નહીં.

(૧૭) આ પ્રજાની, તેમાં પણ ખાસ કરીને અમ્લાટના સ્વભાવની પિછાન કરાવી છે.

(૧૮) ઉપર જે નં. ૧૩ માં શહેરને ખાલી થયેલું કહ્યું છે, તેનો અર્થ સમજાવતાં એમ જણાવે છે કે, થોડી ઘણી વસ્તી બાકી હતી તો ખરી જ.

(૧૯) આ ભલે શક પ્રજાનો રાજા છે. પરંતુ તેમનામાં આપણા હિંદી જેવાં નામો હતાં તે બતાવે છે કે તેમાં આર્ય સંસ્કૃતિનાં બીજ હતાં જ. સરખાવો નરવાહન, ઋષભદત્ત વિગેરે નામો.

(૨૦) મ્લેચ્છ અને યવનના તફાવત માટે જુઓ પુ. ૩ પૃ. ૧૪૬ ટી. નં. ૧. તાત્પર્ય એ છે કે, યુરોપી પ્રજા નહીં તેવાને અથવા મલીન ઇચ્છાવાળાને, મ્લેચ્છ; મલ+ઇચ્છા=મલ કહેતાં મલિન છે ઈચ્છા જેમની તે મલેચ્છ.

વરસ રાજ ભોગવી માર્યો જશે. પછી જેની સાથે કોઇ પણ રણ માંડી ન શકે એવો અતિ ઘણો બળવાન શર્વિલ રાજા થશે તે પણ ત્રણ વર્ષ પૃથ્વી ભોગવી માર્યો જશે. તે પછી બ્રાહ્મણોના દ્વેષી[૨૧] તરીકે દુનિયામાં જાણીતો કોઇ બદનામ રાજા થશેઃ એનું ભૂંડું રાજ્ય ત્રણ વર્ષ પહોંચશે. પછી તે ધનનો લોભી, ભૂંડાઇનો ભરેલો, પાપી મહાબળવાન શકપતિ, કલિંગરાજ શાતની[૨૨] ભૂમિનો ભૂખ્યો, કલિંગ દેશ પર ચડાઈ કરી જીવ ખોશે. અને ભાલોડાંથી[૨૩] સંગ્રામમાં અંગ વઢાઈ જઇ સર્વે ધીચ અધમ શકોનો સંહાર વળશે તે નિઃસંશય છે. પછી તે શાન્તિમાં ઉત્તમ રાજા[૨૪], પોતાની સેનાથી પૃથ્વી હસ્તગત કરી દસમું વર્ષ જીવતાં મરણ પામશે. સર્વ મહાબળવાન શક રાજાઓ ધનલોભી હશે. શક રાજ્ય ઉચ્છિન્ન[૨૫] થશે. ત્યારે [મગધની] (અવંતિની જોઇએ) ભૂમિ ઉજ્જડ હશે. ત્યારથી પુષ્પપુર[૨૬] સૂનું રહેશે. અને જોનારને ખાવા ધાશે. ભવિષ્યમાં તે કોઈ નવીન વંશના[૨૭] રાજાની રાજધાની થશે એ આશિષ છે[૨૮]."

### શક રાજાઓ વિશે વિશેષ

યુગપુરાણના ઉપરના કથનથી તેમની વંશાવળી આ પ્રમાણે ગોઠવી શકાય છે.

| | મ. સં. | ઈ. સ. પૂ. | વર્ષ |
|---|---|---|---|
| (૧) અમ્લાટ | ૪૬૩–૪૬૩ | ૬૪–૬૩ | ૦॥ |
| (૨) ગોપાળ[૨૯] | ૪૬૩–૪૬૪ | ૬૩–૬૩ | ૦॥ |
| (૩) પુષ્પક | ૪૬૪–૪૬૫ | ૬૩–૬૨ | ૧ |
| (૪) શર્વિલ | ૪૬૫–૪૬૭ | ૬૨–૬૦ | ૨॥ |
| (૫) અજ્ઞાતઃ બદનામ | ૪૬૭–૪૭૦ | ૬૦–૫૭ | ૨॥ |
| | | | વર્ષ ૭॥ થી ૭ |

(૨૧) બ્રાહ્મણનો દ્વેષી એટલે વૈદિકધર્મમાં નહીં માનનાર તેવો. આ હકીકત પણ દેખાડે છે કે શકપ્રજામાં જૈન ધર્મના અંશો હતા જઃ પાછળથી પ્રિયદર્શિને તે પોષ્યા હતા અને તેથી જ જૈનાચાર્ય કાલિકસૂરિએ તેમનો આશ્રય લેવાને લલચાવેલા હતા (સરખાવો ઉપર પ્રથમ પરિચ્છેદે ટી. નં. ૫૦) તથા આ પરિછેદે ટી. નં. ૬.

(૨૨) શતવહનવંશી રાજાને ટૂંકમાં શાત પણ કહેતા (જુઓ પુ. ૫ તેમનું વૃત્તાંત) અને શતકુળનો જે રાજા તેને શાત કહેવાય. અહીં તેવા અર્થમાં વપરાયો છે.

વળી આ ઉપરથી સાબિત થાય છે કે તે સમયે કલિંગ દેશ અંધ્રપતિ શતવહનવંશી રાજાના તાબામાં હતો.

(૨૩) કોઈ જાતનું શસ્ત્ર કે અસ્ત્ર હશે. વધારે સંભવ અસ્ત્રનું છે. તીરનું પાનું.

(૨૪) સર્વે અંધ્રપતિ શતવહનોમાં આ રાજાનું સ્થાન એકદમ ઊંચું ગણ્યું છે. (સરખાવો પુ. ૫ માં તેનું વૃત્તાંત): વળી આ જીત મેળવ્યા પછી તે દશ વર્ષ જ જીવંત રહ્યો છે એમ પણ કહી દીધું.

(૨૫) અહીંથી શક પ્રજા ઉચ્છિન્ન થઈ (સરખાવો ગૌતમીપુત્રની માતા રાણી બળશ્રીના શિલાલેખની હકીકત).

(૨૬) પુષ્પપુરનો નાશ તથા તેની પાછળ કોઇ બીજી નગરીનું વસવું થયું હશે એમ સમજવું. સરખાવો ઉપરની ટી. નં. ૧૨. તથા નીચેના 'અપાપા નગરી' વાળા પારિગ્રાફની હકીકત.

(૨૭) નવીનવંશ એટલે બીજોજ વંશ. શક પ્રજાનું રાજ્ય પણ નહીં તેમ શાતવંશનું પણ નહીં. વળી જુઓ ટી. નં. ૨૮૦

(૨૮) રાજધાની એટલે રાજનગર. તે શહેરમાં નવીન વંશના રાજાઓ પોતાની ગાદી સ્થાપશે. સરખાવો 'અપાપા નગરી' વાળો નીચેનો પારિગ્રાફ એટલે કે જે રાજા શક પ્રજાનો નાશ કરશે તે રાજા પોતાની ગાદી ત્યાં સ્થાપીને નવીનવંશ ચલાવશે.

(૨૯) આ નામ સંસ્કૃત જેવાં છે. જ્યારે પંડિત જાયસ્વાલજી તેમને ગ્રીક સરદારો સાથેનો સંબંધ હોવાનું (જુઓ જ. બી. ઓ. રી. સો. ૧૯૨૮ સપ્ટેંબર અંક પૃ. ૧૪૨) જણાવે છે. આ ઉપર બુ. પ્ર. પુ. ૭૬ પૃ. ૧૦૦ માં દિ. બ. કેશવલાલ હર્ષદભાઇ ધ્રુવ સાહેબે જણાવ્યું છે કે, એમનાં સંસ્કૃત નામથી જણાય છે કે સિંધુ નદીના બે બાજુના પ્રદેશમાં વસી હિંદી બની ગયેલા શકોના એ વંશજ છે. અંતર્વેદિનો (ગંગા યમુના વચ્ચેનો) પ્રદેશ શકોએ તે વખતે જીતી લીધેલો જણાતો નથીઃ (કહેવાની મતલબ કે, (૧) આ શકોને ઇન્ડોસિથિઅન્સ સાથે સંબંધ હતો. (૨) તથા આ શકો ઉત્તર હિંદમાંથી આવેલ નથી તેમજ તેમની સાથે તેમને કાંઇ સંબંધ પણ નથી. (કેટલાક વિદ્વાનો

ઉપરની હારમાળામાંના અંતિમ રાજાનું રાજ્ય ચાલતું હતું ત્યારે એટલે કે ઈ. સ પૂ. ૫૭ના પહેલા ચરણમાં જ[૩૦], મરહુમ ગર્દભીલ–ગંધર્વસેનના જે પુત્રો દક્ષિણમાં આશ્રય માટે ચાલી ગયા હતા[૩૧] તેમણે ત્યાંના અંધ્રપતિ અરિષ્ટકર્ણની સંપૂર્ણ સહાયતા લઈ શકપતિ–અવંતિ ઉપર હુમલો લઇ જવાનું પ્રયાણ આદર્યું[૩૨]. વચ્ચે નર્મદા નદીના તટ પ્રદેશમાં કારૂર[૩૩] મુકામે જબરદસ્ત–ભીષણ સંગ્રામ જામ્યો. આ ભયંકર અને ખૂનખાર યુદ્ધમાં શક પ્રજાનો ખોરફૂટો વળી ગયો અને ગર્દભીલ કુમાર વિક્રમાદિત્યનો જય થયો. તેણે શક પ્રજાનો સંહાર વાળ્યો તે માટે હવેથી શકારિનું બિરૂદ તેણે પ્રાપ્ત કર્યું. તેમજ શકપ્રજાના ત્રાસથી લુંટફાટની નીતિરીતિથી તથા વારંવારની કત્લેઆમથી અવંતિની પ્રજા એટલી બધી તો ત્રાસી ગઇ હતી, કે તેવા અસહ્ય સંકટમાંથી તેમને મુક્તિ અપાવનાર આ વિક્રમાદિત્યના સંવત્સરનો તે યાદગાર જીતના સ્મરણ માટે તે દિવસથી પ્રારંભ કરી દીધો[૩૪]. એટલે આપણે પણ તે દિવસને વિક્રમ સંવત્સર ૧ ના પ્રથમ દિન તરીકે જણાવીશું જેથી મ. સં. [૩૫]૪૭૦=ઈ. સ. પૂ. ૫૭=વિ. સંવત ૧ જાણવો.

---

આ શકપ્રજાને ઉત્તર હિંદમાંથી આવેલી માને છે તેઓ આ ઉપરથી વિચાર કરશે).

પં. જાયસ્વાલજી આ અમ્લાટ વિગેરેને ગ્રીક સરદારોની સાથે ઘટાવવા ઈચ્છે છે. તે બનવા જોગ નથી એમ અભિપ્રાય આપી પોતાની દલીલમાં જણાવે છે કે, (૧) વાયુપુરાણના મતે આ રાજાઓને મ્લેચ્છ કહ્યા છેઃ તેમને યવન કહ્યા નથી. જો તેઓ ગ્રીક હોત તો વાયુપુરાણમાં તેમને યવન શબ્દ વાપરત (૨) યવનો પરાક્રમી નરો હતા જ્યારે શકો જંગલી લુંટારા હતાઃ મહાન અલેકઝાંડરની પેઠે ગ્રીકવીરો સામા થનાર આર્યાવર્તીઓની, કત્લ કરતા હતા એટલે અંશે તેમનું પરાક્રમ કલંકિત લેખાય. જ્યારે શકો તો કત્લેઆમ ચલાવતા હતા અને ધનના ધનેરૂ હતા, એ બધું ધ્યાનમાં લેતાં વિદ્વાન સંસૂતાએ (પંડિત જાયસ્વાલજીએ) સૂચવેલી એકતા સંભવતી નથી. પં. જાયસ્વાલજી અમ્લાટની Amyntas સાથે, ગોપાલો ભામની Apollophanes ની સાથે, પુષ્પકની Penkelaos ની સાથે, તા શર્વિલની Zoilos ની સાથે એકતા ધરાવવા માગે છે. તે બરાબર નથી. [મારૂં ટીપ્પણ–આપણે તો યવન અને શક પ્રજા વચ્ચેના પ્રકૃતિ ગુણ વચ્ચેનું અંતરજ જાણવું રહે છેઃ અને જાણિતા વિદ્વાનો તર્ક બાંધવામાં કેવી કેવી અને કયાં સુધી કલ્પના દોડાવ્યે જાય છે તે પણ નિહાળવું રહે છે.]

(૩૦) એટલે કે ૫૭ની સાલ બેઠાને ત્રણેક માસ થયા હતા અને ૫૬ ને નવ માસ બાકી હતા ત્યારે. સર કનિંગહામ, બુક ઓફ ઈન્ડીયન ઈરાઝ પુસ્તકના પૃ. ૮ માં લખે છે કે, "The initial point of this (Vikramaditya's) era ought to be B. C. 57 or 56¾ instead of 56=આ વિક્રમ સંવતસરની આદિનો સમય ઈ. સ. પૂ. ૫૭ અથવા ૫૬।।। જોઇએ, નહીં કે ૫૬.

(૩૧) જુઓ પ્રથમ પરિચ્છેદે પૃ. ૧૪.

(૩૨) કેટલાક વિદ્વાનો આ લડાઈનું સ્થાન ઉદેપુર પાસેનું મંદસોર ગણાવે છે. પણ તે ન હોઈ શકે. તે બાબત આગળ ઉપર સંવત્સરની ચર્ચા વાળા પરિચ્છેદે જુઓ.

(૩૩) કે. હિ. ઈ. પૃ. ૫૩૩ (ટી. નં. ૧) These kings (Gardabhillas) appear to have been, according to the Puranas the successors of Andhras) (See Kali Age pp. 44–6, 72) from the account which represents Vikramaditya as having come to Ujjain from Pratisthanpur =પુરાણ ગ્રંથના આધાર પ્રમાણે આ ગર્દભીલવંશી રાજાઓ આંધ્રની પછી ગાદીએ આવનાર ગણાય છેઃ અને જે પ્રમાણે તેમણે વર્ણન લખ્યું છે તે ઉપરથી દેખાય છે કે, વિક્રમાદિત્યે પ્રતિષ્ઠાનપુરથી ઉજૈન તરફ આગમન કર્યું હશે. [મારૂ ટીપ્પણ–આંધ્રની પાછળ ગાદીએ આવનાર નથી જઃ ગાદીનાં સ્થાનજ જુદાં છેઃ પણ આપણે જે પ્રમાણે હકીકત આલેખી છે તે પ્રમાણે સર્વ વસ્તુસ્થિતિ હતી. કેવા ઠેકાણે વિદ્વાનાએ પુરાણકારો ને સમજવામાં ભૂલ ખાધી છે તે આપોઆપ સમજી શકાય તેમ છે.]

(૩૪) જુઓ ઉપરની ટીકા નં. ૩૦.

(૩૫) ગર્દભીલવંશના સ્થાપકનો સમય મ. સં. ૪૫૩ ગણાવ્યો છે; જ્યારે વિક્રમ સંવતસરની સ્થાપના ૪૭૦ માં ગણાવી છે. એટલે બેની વચ્ચેનું અંતર ૧૭ વર્ષનું છેઃ ગર્દભીલવંશના આ મહત્ત્વપૂર્ણ બે બનાવ વચ્ચેના અંતરને લીધે સંવત્સરની ગણત્રીમાં કેટલીક ગુંચવણો ઉભી થવા પામી છે તેનું કાંઇક વર્ણન આગળ સંવતસરની ચર્ચામાં આપવામાં આવશે.

આ બાજુ વિક્રમાદિત્યના હાથથી શકપતિ અજ્ઞાત-બદનામ રાજાએ મારો-માર-ખાધાથી તેની સામે થવાનું છોડી દીધું. પણ તેને એવા વાવડ મળ્યા હતા કે, આ બધાં કારસ્થાનનું મૂળ તો અંધ્રપતિ જ છે. તેણે જો આ કુમારોને મદદ ન કરી હોત તો તેની પોતાની આ ફજેતી થાત નહીં. એટલે પોતાના પરાજયથી ઉત્પન્ન થયેલ ક્રોધાગ્નિના શાંતવન અર્થે તે યુદ્ધના સ્થાનથી પરબારોજ દક્ષિણ દિશાએ ચાલ્યો, અને અંધ્રપતિની પૂંઠે ધાયો. પોતાના ઉપર શકપતિને ધસી આવતો સાંભળી, અંધ્રપતિ શાતરાજાએ દાવપેચ આદર્યા. તેણે પાસેના કોઇ જંગલનો આશ્રય લીધો હોય એમ મારૂં ધારવું થાય છે. ત્યાં બન્ને દુશ્મનોના દળનો ભેટો થતાં, યુદ્ધ મંડાણું અને યુગપુરાણના કહ્યા પ્રમાણે, અરિષ્ટકર્ણના કોઈક સૈનિકે ફેંકેલા ભાલોડાંની તીક્ષ્ણ ધારથી શકપતિનું મરણ નીપજ્યું[૩૬]. આ બનાવ પછી એટલે ઇ. સ. પૂ. ૫૬॥ પછી શાતકરણી રાજા દશ વર્ષ જીવીને ઈ. સ. પૂ. ૪૬-૪૭માં મરણ પામ્યો છે.

અહીં આગળ શક રાજ્યની સમાપ્તિ અને ગર્દભીલવંશની પુનઃસ્થાપના થઈ કહેવાશે. એટલે કે Inter-regnum ના કાળનો અંત આવે છે. જેથી વિક્રમાદિત્યાદિ ગર્દભીલવંશી અન્ય ભૂપતિઓનું વર્ણન આપવું પડશે. પણ તે પહેલાં ઉજ્જૈની-અવંતિનગરીનું કેટલુંક વિશિષ્ટ વર્ણન જે તારવી શકાય છે તે અત્રે આપીશું.

**વિદિશા, ભિલસા અને ઉજ્જૈની**

વર્તમાનકાળે સર્વ પ્રવૃત્તિઓનાં અનેક કેન્દ્રોમાંથી જેમ લંડન શહેર સારી દુનિયામાં સર્વનું ધ્યાન પ્રથમ દરજ્જે ખેંચે છે. તેમ પૂર્વ સમયે મગધદેશની રાજધાની રાજગૃહી અને પાટલિપુત્ર કેંદ્ર બન્યાં હતાં: પણ પાછળમાં જ્યારથી ચંદ્રગુપ્ત મૌર્યે અવંતિને પણ મહત્ત્વ આપી વર્ષનો થોડો ભાગ ત્યાં રહેવા માંડયું તથા સમ્રાટ પ્રિયદર્શિને ત્યાંજ રાજગાદી કરી, ત્યારથી તો તે જ કેંદ્ર બનવા પામ્યું હતું. તે બાદ ઉત્તરોત્તર શુંગવંશી રાજાઓ તથા અન્ય પરદેશી વસાહતના ભૂપતિઓએ તેનું ગૌરવ વધારી મૂક્યું હતું એટલે સુધી કે, રાજકાજ સિવાયનાં એટલે વિદ્યાનાં તથા અન્ય સામાજીક અને લોકોપયોગી કાર્યોમાં પણ, તે સ્થાનનેજ અગ્રપદ અપાતું રહ્યું હતું. અત્યારે આપણે શકપ્રજાના અને ગર્દભીલવંશી રાજાઓના અમલની વાતો કરી રહ્યા છીએ. તે સમયે તેને અનેક લીલીસૂકી જોવા પડી હતી. તે વાયુપુરાણના આધારે ઉપરના પ્રારિગ્રાફે આપેલ વર્ણનથી આપણે જોઈ શકીએ છીએ. એટલે તેણે મહત્ત્વ પ્રાપ્ત કરવા માંડયું ત્યારથી તે શકારિ વિક્રમાદિત્યે તેને રાજગાદી બનાવી, ત્યાંસુધીની તેની ચડતી પડતી અને જાહોજલાલીનું કાંઇક ચિત્ર જાણી લેવાની જરૂર છે. મને જે જણાયું છે તેજ રજુ કરીશ.

કેટલુંક વર્ણન પુ. ૧ અને પુ. ૨માં અપાઈ ગયું છેઃ તેમાંથી જે બીનાઓનું સ્મરણ અત્ર કરાવવું પડે છે તે નીચે પ્રમાણે જાણવીઃ—

(૧) અવંતિનું એક નામ વિશાળાનગરી તેમ બીજું પુષ્પપુર[૩૭] પણ હતું.

(૨) અવંતિના પ્રદેશના બે ભાગ પાડવામાં આવ્યા હતા. પૂર્વભાગની રાજધાની વિદિશા ઉર્ફે ભિલસા હતી અને પશ્ચિમની ઉજ્જૈની-અવંતિ હતી.

(૩) વિદિશામાં ચંદ્રગુપ્તે રાજમહેલ બંધાવી વસવા માંડયું હતું. તે બાદ અશોકવર્ધને પોતાની સુબાગિરિના કાળ દરમ્યાન ત્યાંના વૈશ્ય ધનવાનની પુત્રી સાથે લગ્ન કર્યું હતું.

(૪) આ વિદિશાના એક ભાગને બેસનગર કહેવાતું હતુંઃ બેમાંથી કયો ભાગ પહેલો વસ્યો તે જણાયું નથી.

(૫) વિદિશા નગરીવાળા પ્રદેશોના અમુક ભાગને સાંચી નામ અપાયું હતું અને તે પ્રદેશને જૈનધર્મ સાથે મહત્ત્વનો સંબંધ છે.

---

(૩૬) શાણીથી બળશ્રીએ પોતાના પૌત્ર ગૌતમીપુત્રની પ્રશસ્તિ ગાતો નાશિકનો જે શિલાલેખ કોતરાવ્યો છે તેની હકીકત સાથે સરખાવો. આ વૃત્તાંત આપણે પુ. ૫ માં આપવાનું રહે છે.

(૩૭) આના ખુલાસા માટે નીચેનું ટી. નં. ૪૮ જુઓ.

આ પાંચે બિના અવંતિ પ્રદેશની–એક યા બીજા ભાગની રાજધાની વિશેનાં સ્થાન અને પ્રભાવ વિશેને લગતી છે. એટલે દરેકને છૂટી ન પાડતાં સમગ્રપણેજ વર્ણન કરીશું.

પુષ્પપુર નામ સાંભળતાંવેંત,પ્રથમ સ્મરણ મગધની રાજધાની પાટલિપુત્રનુંજ વર્તમાનકાળના અભ્યાસકોને થાય છે. અને તેથીજ દિવાનબહાદુરે તે નામ આગળ ધરી દીધું છે. બાકી તો તેમણેજ વાયુ પુરાણમાંના ઉપર ટાંકેલ ફકરાથી હવે સ્પષ્ટ થાય છે કે ઉજ્જૈનીને પણ પ્રાચીનકાળે તે નામથીજ સંબોધાતી હતી. વળી આ અવંતિ પ્રદેશને જૈન સંપ્રદાયનો એક અતિ મહત્ત્વનો ભાગ ગણવામાં આવ્યો છે. એટલે સમજાય છે કે, પુષ્પપુર નામ સાથે (પછી મગધનું હોય કે અવંતિનું હોય)–સ્થાન પરત્વે–કાંઈક જૈનધર્મની વિશિષ્ટતા સંયુક્ત થયેલી છેઃ આનો પુરાવો પુષ્પપુર એટલે વર્તમાનકાળનું પેશાવર–તક્ષિલાનગરીવાળા પ્રદેશના ઇતિહાસ ઉપરથી (જુઓ પુ.૩.પૃ.૨૬૫–૨૮૨ તેના પરિશિષ્ટનું વર્ણન)–આપણને જડતો રહે છે; વળી ઉજ્જૈનીનું નામ વિશાળા નગરી પણ કહેવાયું છે પણ વિશાળાનગરી તો જૈનધર્મના તીર્થંકર શ્રી મહાવીરનું જન્મસ્થાન છે. એટલે આ બધી વસ્તુસ્થિતિનો પરસ્પર સંબંધ જો જોડીએ તો એમ ગર્ભિત સાર નીકળે છે કે, આ બે નામ સાથે–પુષ્પપુર અને વિશાળા સાથે–જૈનધર્મનાં સ્થાન તરીકે પક્ષપાત જોડાયલો છે. જેથી તે બે નામોને વિશેષનામે ન ગણતાં, વ્યુત્પત્તિ પ્રમાણે[૩૮] તેનો અર્થ બેસારી વિશેષણરૂપમાં, તેમને સામાન્ય નગરીનાં નામો સમજીએ તો પણ વાસ્તવિક લેખાશે. આ સ્થાનનું તે ધર્મની દૃષ્ટિએ વિશેષ કયું મહત્ત્વ છે તે નીચેના સ્વતંત્ર પેરામાં આલેખીશું એટલે અહીં તો કેવળ ભારતીય ઇતિહાસની દૃષ્ટિએજ વિવેચન કરીશું.

અશોકવર્ધન જ્યારે અવંતિના સૂબાપદે હતો, ત્યારે તેણે વિદિશા નગરીના એક મહા ધનાઢ્ય વણિકની પુત્રી વેરે લગ્ન કર્યું હતું કે જે રાણીને પેટે કુમાર કુણાલનો જન્મ થયો હતો વિગેરે વિગેરે. આ સર્વ જાણીતી બિના છે.[૩૯] તેમ રાજા ચંદ્રગુપ્તે ત્યાં રાજ॰ મહેલ બંધાવ્યો હતો. ત્યાં સૂતાં સૂતાં એકદા તેને અનેક સ્વપ્નોની હારમાળા ખડી થઇ હતી.[૪૦] આ હકીકતથી સ્પષ્ટ થાય છે કે ચંદ્રગુપ્તના સમય પહેલાં–થોડા કાળે કે દીર્ઘકાળે તે વાત અલગ રાખીએ–તે સમૃદ્ધિવાળી એક મહાન નગરી તો હતીજ. વળી ચંદ્રગુપ્તના સમય પૂર્વે અને ચંડપ્રદ્યોતના રાજઅમલે, વત્સપતિ રાજા ઉદયનને અમુક કારણે જે વેર આ ચંડની વચ્ચે બંધાયું હતું તેના વારણ માટે તેને પોતાની રાજધાની વત્સપટણ–કૌશાંબીથી અવંતિ નગરીના માર્ગમાં આવતાં જંગલમાં હસ્તિખેલનની ક્રીડા કરતો તથા ચંડપ્રદ્યોતની રાજકુમારી વાસવદત્તાનું હરણ કરી જતો પણ આપણે વાંચી ગયા છીએ.[૪૧] એટલે તાત્પર્ય એમ થયું કે, ચંડના જીવંત કાળસુધી અવંતિ અને કૌશાંબી વચ્ચે મોટું અને ગીચ ફોર્સ્ટ જંગલ[૪૨] આવી રહ્યું હતુંઃ અને તેની ગીચતાને લીધે હસ્તિ જેવા મોટા પશુઓ સાથે ક્રીડા કરવામાં સુખ સગવડતા પણ જળવાતી હતી. આ પછી ચંડનું ઈ. સ. પૂ. ૫૨૭માં મરણ નીપજ્યું તે બાદ કેટલાક કાળપર્યંત તે વંશની સત્તા તે પ્રદેશ ઉપર રહી હતી. પરંતુ ઈ. સ. પૂ. ૪૬૭માં ત્યાં મગધપતિ નંદિવર્ધન પહેલાની[૪૩] આણ પ્રવર્તતી થઈ. આ સમયે તે સ્થાનની કેવી દશા હતી

(૩૮) પુષ્પપુરના અર્થ માટે ઉપરની ટી. નં. ૧૨ જુઓ: જ્યારે વિશાળા નગરીના અર્થ માટે પુ. ૧. પૃ. ૧૯૩ જુઓ.

(૩૯) જુઓ પુ. ૨ માં અશોકનું વૃત્તાંત.

(૪૦) આ હકીકત માટે પુ. ૨ માં રાજા ચંદ્રગુપ્તનું વર્ણન જુઓ.

(૪૧) આ હકીકત ઇતિહાસના અભ્યાસીઓને સારી રીતે જાણીતી છેઃ તેમ આનું ટૂંક વર્ણન પુ. ૧ માં વત્સપતિ ઉદયન અને પ્રદ્યોતનવંશી ચંડના વૃત્તાંતમાં પણ અપાયું છે. તે જુઓ.

(૪૨) સરખાવો પુ. ૧. પૃ. ૨૧૨ ટી. નં. ૫૦માં ટાંકેલી કડી 'સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેન વન આવ્યા.'

(૪૩) જુઓ પુ ૧. પૃ. ૨૧૭ તથા તેજ પુસ્તકે નંદિવર્ધનના વૃત્તાંતની હકીકત.

તે જાણવામાં આવ્યું નથી. પણ એટલું તો ચોક્કસજ છે કે ઈ. સ. પૂ. ૫૨૭ પર્યંત તો તે સ્થાને જંગલ જેવુંજ હતું. તેમ ઈ. સ. પૂ. ૩૭૨ અથવા તે અરસામાં ચંદ્રગુપ્તના સમયે તે સ્થાને મોટું વિસ્તારવાળું અને અનેક શાહસોદાગરથી ધમધમી રહેલું વ્યાપાર ખેડતું એક નગર આવી રહ્યું હતું. એટલે પુરવાર થયું કે ૫૨૭-૩૭૨=૧૫૫ વર્ષ જેટલા ગાળામાંજ આ સ્થાન ઉપર તે નગરીનો ઉગમ થયો હોવો જોઇએ. આ દોઢસો વર્ષના ગાળામાંયે જ્યારથી ઇ. સ. પૂ. ૪૬૭થી માંડીને ૩૭૨ સુધીના ૯૫ વર્ષ દરમ્યાન જ્યાં સુધી તે ઉપર મગધપતિ નંદવંશીઓનો રાજસૂર્ય તપતો હતો ત્યાં સુધી તો, તે રાજાઓને એટલી બધી પડી નજ હોય કે પોતાની રાજધાની પાટલિપુત્રને મૂકી દઇને તેનીજ બરાબર સ્પર્ધામાં ઉતરે તેવું-બલ્કે તેથી ચડી જાય તેવું કોઈ બીજું નગર વસાવે અને તેને ખીલવે. તેમ બનવું અસંભવિત છે. એટલે સમજવું રહે છે કે તે ૯૫ વર્ષના ગાળામાં તો મોટા નગરની ઉત્પત્તિ થઈ નહીંજ હોય: પણ ઇ. સ. પૂ. ૫૨૭થી ૪૬૭ સુધીના ૬૦ વર્ષના ગાળામાં એટલે કે જ્યાં સુધી તે પ્રદેશ ઉપર પ્રદ્યોતવંશી રાજાઓનો અમલ હતો[૪૪] ત્યાંસુધીમાંજ કદાચ તે નગરી વસી જઇને પૂરબહારમાં ખીલવા પામી હોય. આનું અનુસંધાન આપણને નીચેના પારામાં મળી શકે છે. અત્રે તો એટલુંજ માત્ર જણાવીશું કે ઇ. સ. પૂ. ૫૨૭ના અંતભાગે જે રાત્રીના રાજા ચંડનું મરણ થયું હતું તેજ રાત્રીના જૈનધર્મના છેલ્લા તીર્થંકર શ્રી મહાવીરનું નિર્વાણ થયું હતું એમ ઇતિહાસે[૪૫] નોંધ લઈ રાખી છે. અને એમ પણ બનવાજોગ છે કે આ બનાવ પછી થોડા સમયમાંજ તે નગરની સ્થાપના થઈ હોય.

એટલું તો સાબિત થઈજ ગયું છે કે, મૌર્યવંશી ઉત્તર સમ્રાટોના રાજ્યકાળે વિદિશાનગરી પૂરબહારમાં ખીલી નીકળી હતી. તેમની રાજગાદી પણ તે નગરે હતી; અને તેથીજ મૌર્યવંશ પછી અવંતિપતિ બનનાર શુંગવંશી સમ્રાટોનું રાજનગર તે વિદિશાને ગણવામાં આવ્યું છે. એટલે કે. હિ ઈ.ના લેખકે જે જણાવ્યું છે કે:[૪૬] "Agnimitra, the ruler of Vidisha= વિદિશાનો રાજકર્તા અગ્નિમિત્ર" હતો તે તદ્દન સત્ય હકીકત છે. અહીં એક સંશય ઉભો થાય છે. શુંગવંશી સમ્રાટો વૈદિક હોઈને જૈનધર્મી મૌર્યોના ધર્મદ્વેષી હતા. તેથી પૂર્વનું જે કાંઈ હતું તે આ શુંગવંશીઓએ ભાંગી તોડી નાખવાજ માંડયું હતું. એટલે જો તેમણે વિદિશાની પણ તેજ દશા કરી નાંખી હોય તો તેમનું પાટનગર ઉજ્જૈનીમાં હતું એમ સમજવું; અને તેનું નામજ વાયુપુરાણમાં સૂચવાયલું પુષ્પપુર સમજવું. પણ પુ. ૩ પૃ. ૭૯ ટી. ૪૮માં જણાવ્યા પ્રમાણે સ્થિતિ જો બની રહી હોય તો, આ વિદિશાનુંજ બીજું નામ પુષ્પપુર સમજવું. અને સમ્રાટ અગ્નિમિત્રની રાજગાદી પણ ત્યાંજ સમજવી. પરંતુ વળી જ્યારે સમ્રાટ અગ્નિમિત્ર ને પુષ્પપુર લૂંટીને ખેદાનમેદાન કરી નાંખતો વાંચીએ છીએ ત્યારે આ વિદિશા-પુષ્પપુર-નોજ નાશ તેણે કરી નાંખ્યો હોય એમ ઘડીભર કલ્પવું રહે છે. છતાં સાથે સાથે તેના વિનાશનું કારણ જ્યારે સુવર્ણસ્તૂપનું[૪૭] ધરવામાં આવે છે, તથા સોન નદીનો અને વર્ષા થવાનો તથા શહેરનો નાશ પામવાનો-એવા સાફસાફ શબ્દોમાં કરાયલા ઉલ્લેખોનો-વિચાર કરીએ છીએ, ત્યારે તે પુષ્પપુર તો પાટલિપુત્ર જ હોવું જોઇએ એમ નક્કી કરાય છે. અને તેમ ઠરાવાય તો, પછી પુષ્પપુર એટલે વિદિશા અને તેનો જ રાજા સમ્રાટ અગ્નિમિત્ર હતો. એટલે દરજજે વાત ખીલે બંધાઇ જતી ગણાશે. વળી

(૪૪) જુઓ પુ. ૧માં અવંતિ દેશના ઇતિહાસનું વૃત્તાંત.

(૪૫) જુઓ પુ. ૧. પૃ. ૨૦૨ ઉપર ટાંકેલા ત્રણ શ્લોકનો ભાવાર્થ.

(૪૬) જુઓ પુ. ૩, પૃ. ૯૩, ટી. નં. ૩૮ કે. હિ. ઈ. પૃ. ૨૭૧ નું અવતરણ.

(૪૭) નંદરાજાએ સુવર્ણસ્તૂપો પાટલિપુત્રમાં ઉભા કરાવ્યાનું હજુ જણાયું છે. પણ વિદિશા પાસે તેમ થયાનું કયાંય નોંધાયું નથી; ત્યાં સ્તૂપો છે અને હતા પણ ખરા, છતાં કોઇમાં દ્રવ્ય સંગ્રહ થયાનું કે કરાયાનું જાણવામાં આવ્યું નથી.

અગ્નિમિત્રનો શુંગવંશ ખતમ થતાં નહપાણે પણ તે જ સ્થાને ગાદી કરેલ. તેમ ગર્દભીલે પણ તે જ સ્થાનને મહત્ત્વ આપેલ. વળી શક પ્રજાએ આવીને ગર્દભીલને હરાવ્યો ત્યારે નગરને જે ખાલી જોયું હતું એમ વાયુપુરાણનું લખવું થાય છે તે આ વિદિશાનગરી ગણવી. એટલે ગર્દભીલના જોરજુલમથી પ્રજાએ જે હિજરત કરેલી તે પણ વિદિશાનગરીનો જ ત્યાગ હતો એમ લેખવું. પછી હિજરતે ગયેલી પ્રજાને વિદિશાનો ત્યાગ કરીને પાસેનું જ બેસનગર વસાવતી લેખવી કે ઉજ્જૈની નગરીએ જતી ગણવી, તે નિરાળો પ્રશ્ન છે. તેમજ શકારિ વિક્રમાદિત્યે પોતાની રાજધાની તરીકે જે નગરની જમાવટ કરી છે, તે મૂળ નગર ઉજ્જૈનના સ્થાનનું સમજવું. આખી ચર્ચાનો સાર એ થયો કે, મૌર્યવંશની, શુંગવંશની અને છેવટે નહપાણની રાજધાની વિદિશામાં જ હતી અને તેનું જ બીજું નામ પુષ્પપુર હતું[૪૮]. પછી ગર્દભીલના તથા શક પ્રજાના સમયે કયાં ગાદી હતી તે નક્કી થતું નથી. કદાચ વિદિશામાં[૪૯] પણ તે હોય અથવા ઉજ્જૈનીમાં પણ હોય. બેમાંથી ગમે તે સ્થાને હોય, તોપણ એક નગરી તે સમયે ભાંગી છે અને બીજી તેજવંત બની છે એટલું નક્કી છે. છતાં વિક્રમાદિત્યે ઉજ્જૈનીને સમૃદ્ધ બનાવી છે તે હકીકત વિચારતાં, તો વિદિશાનો જ નાશ થયાનું લેખવું ઉચિત મનાશે. એટલે ગર્દભીલ ગંધર્વસેનની રાજગાદી અને શક પ્રજાએ કરેલ નગરીનો નાશ, તે બન્ને બનાવ વિદિશાને[૫૦] લાગુ પડતા જ ગણવા પડશે.

આ પ્રમાણે વિદિશાનું સ્થાપન થવું ઈ. સ. પૂ. ૫૨૭ના અરસામાં અને તેનો નાશ–(વિનાશ નહીં પણ ઉજ્જડ બનવાપણું) ઈ. સ. પૂ. ૫૭માં ગણતાં તેની જાહોજલાલીનો કાળ સાડીચારસો વરસનો ગણાશે.

ઉપરમાં જણાવ્યું છે કે પુષ્પપુરને જૈનધર્મ સાથે પક્ષપાત છે. તે પ્રશ્નનો વિચાર કરીને આ પરિચ્છેદ પૂરો કર્યાબાદ આ

**પુષ્પપુર જૈન દૃષ્ટિએ**

પારાની હકીકત ભલે જૈનસંપ્રદાયવાળાને વિશેષ ઉપયોગી છે, છતાં ભારતીય ઈતિહાસના અભ્યાસીને, કોઈ વસ્તુના પરિચયથી અનભિજ્ઞ રહેવું ન હોય, તો તેમને પણ તેમાંથી કાંઈક જાણવાનું તો મળી રહેશેજ.

સમ્રાટ પ્રિયદર્શિનના વર્ણને દર્શાવી ગયા છીએ કે તેણે પોતાના ધર્મના પ્રચાર માટે અનેક પ્રકારની યોજનાઓ ઘડીને અમલમાં મૂકી હતી; જેમકે પોતાના ધર્મના પ્રવર્તકો ગણાય તેવા તીર્થંકરોની નિર્વાણ ભૂમિના સ્થાને[૫૨] (૧) **મોટા ખડકલેખો**[૫૩]; પોતાના કુટુંબીઓ વિગેરેના સ્વર્ગસ્થાન જગ્યાએ (૨) **નાના ખડકલેખો;**

---

(૪૮) ઉપર ટી, નં. ૩૭ માં આપણે ઉજ્જૈનીનું નામ પુષ્પપુર લખ્યું છે. પણ તે વ્યુત્પત્તિના અર્થમાં સામાન્ય નામ તરીકે લેખવું. વિશેષ નામ તરીકે નહીં.

(૪૯) નીચેની ટી. નં. ૫૦ જુઓ.

(૫૦) બીજી બાજુ એમ વિચાર થાય છે કે, આ શક પ્રજા કાલિકસૂરિના આશ્રારમાં હતી અને વિદિશા તે કાલિકસૂરિના ધર્મનું સ્થાન છે તેમ શક પ્રજા પોતે પણ તેજ ધર્મ ઉપર પ્રેમ ધરાવે છે. એટલે વિદિશાનો નાશ તે પ્રજા જાણી જોઇને ન જ કરે, જેથી ગર્દભીલ વંશની રાજગાદી ઉજ્જૈનમાં માન્ય રાખવી પડે છે.

(૫૧) સરખાવો નીચે ટી. નં. ૬૧.

(૫૨) મોટા એટલે મોટા કદના નહીં પણ મહત્ત્વની દૃષ્ટિએ મોટા: સરખાવો નીચેની ટીકા ૫૩.

(૫૩) તીર્થંકરના નિર્વાણસ્થાન પાંચ છે: સમેતશિખર, અષ્ટાપદ, ગિરનાર, ચંપાપુરી અને પાવાપુરી (જુઓ પુ. ૧ પૃ. ૭૭ ટી. નં. ૧૩ તથા તેનો અર્થ) આ સ્થાનો તે સમયે ધૌલી–જાગૌડા, કાલ્સિ, જુનાગઢ અને રૂપનાથ તરીકે અનુક્રમે ઓળખાવાયાં છે. આમાંના કેટલેક ઠેકાણે ખડક તો નાના કદના છે, પણ તેનું મહત્ત્વ વધારે છે, તે સૂચવવા સમ્રાટ પ્રિયદર્શિને પોતાની સહી તરીકે પોતાનું સાંકેતિક ચિન્હ જે હસ્તિ છે (જુઓ પુ. ૨ પ્રિયદર્શિનનુ વૃત્તાંત) તે કોતરાવ્યો છે, ઉપરના પાંચ સ્થાનોમાંનું જે છેલ્લું પાવાપુરી છે, તે સ્થાન હજુ શોધી કઢાયું નથી. પણ આગળ જતાં (જુઓ પૃ. ૨૯) મેં અનુમાન બાંધી બતાવ્યો છે કે તે સ્થાન વિદિશા–ભિલસા–સાંચી વાળો પ્રદેશ જ છે. હાલ તો તે અનુમાન જ રહેવાનું છે. પણ સંશોધનખાતાને પ્રિયદર્શિને કોતરાવેલ ખડકલેખ જો હાથીના ચિન્હ સાથે મળી આવે તો તે મારૂં અનુમાન એક સત્ય સ્થિતિ સૂચવતો

शासन उपकारी चरम तीर्थंकर श्री महावीरने उपसर्गो नडया हता तेवा स्थाने (३) स्तंभलेखो; (४) पोताने उपकारी थयेला होय तेवा पूज्य मुनिवरो माटेना स्थान सूचक काउसग्ग अवस्थामां तेमनी प्रचंडकाय मूर्तिओ (५) तथा अन्यरीते तीर्थधाम गणाता स्थान उपर[५४] टोप्स-घटाकार मोटां चणतर कामो उभां कराव्यां छे. आ पांच प्रकारनां स्मारकोमांथी, विदिशा नगरीवाळा प्रदेशमां मात्र छेल्लो प्रकार ज नजरे पडे छे. एटले मानवुं रहे छे के ते स्थान कोइक रीते तीर्थधामनी गणनामां मूकी शकाय तेवी कोटीनुं हशे; आ एक स्थिति थई. बीजी बाजु, तेवोज एक गंजावर टोप मध्य प्रांतना जबलपुरना ईशानखूणे, कटनी अने सतना शहेरोनी पासे नागोड राज्ये भारहुत नामना गामडा पासे नजरे पडे छे, जे स्थान असलमां वत्सदेशनी हदमां आवेलुं छे; जेने विद्वानोए "भारहुत टोप" नाम आप्युं छे. एटले कल्पना करवी रहे छे के, आ बन्ने-अवंतिदेश अने वत्सदेशना-टोपोनुं महात्म्य एक ज प्रकारनुं हशे. वळी आ बन्ने टोपनां स्थान वच्चेना अंतरनो अंदाज काढो तो आशरे अढीसोएक माइल थाय छे. आ एक वस्तुस्थिति.

वळी श्री महावीरना जीवन चरित्र उपरथी समजाय छे के, दीक्षा लीधा पछी बारमुं चोमासुं संपूर्ण थया बाद लगभग छ मासे तेमने केवळज्ञान प्राप्त थयुं छे; अने बारमुं चोमासुं कौशांबीए कर्युं हतुं तथा ते पछीना छए मास तेनी आसपासना प्रदेशमां गाळ्या हता; जेमांना त्रणेक मास गाळ्याबाद कानमां खीला ठोकावानो अने कु. चंदनबाळाए अठमना पारणे अडदना बाकुळा वहोराव्यानो प्रसंग थयो हतो. एटले एम साबित थाय छे के, तेमने कैवल्यज्ञान उत्पन्न थयानी भूमि-जेने जैननी परिभाषामां कैवल्य कल्याणक कहेवाय छे ते, आ कौशांबीनी आसपासना प्रदेशमां ज होवुं जोइए; आ प्रमाणे बीजी वस्तुस्थिति.

वळी श्री महावीरना जीवन चरित्रथी खुल्ले छे के, कैवल्य उत्पन्न थतां ज[५५] तेमणे स्वाचार प्रमाणे देशना दीधी हती. पण ते अफळ थई हती. एटले रातोरात विहार करीने लगभग दोढसो गाउनो विहार करीने अपापा नामनी नगरीए पोते पधार्या हता. त्यां गौतम इंद्रभूति आदि अगियार विद्वानोने तेमना ४४०० शिष्यो सहित जैन दीक्षा आपी हती अने ते मुख्य ११ने पोताना शिष्य बनावी गणधर पदे स्थाप्या हता; एटले के गणधर स्थाप्नानुं स्थळ अपापा नगरी हतुं. ते बाद अनेक देशविदेश पोते विचरीने छेवटना चोमासे अपापा नगरीमां ज स्थिरता करी हती अने त्यांज निर्वाण पाम्या हता.

अवंति प्रदेश साथे जैनधर्मनो महिमा संकळायेल छे अने तेमांय, विदिशा अने सांचीवाळा भागमां अनेक टोपो-सारी तेमज बिस्मार हालतमां आवेला नजरे पडे छे. आ टोपोनां स्मारको तीर्थधामना स्थान तरीके उभां करावववानुं आपणे जोई गया छीए. वळी आ स्थळे आवेल अनेक[५६] टोपोमां साचवी

---

पाको निर्णय ज थइ जाय. संशोधन खातुं आ दीशाए प्रयत्न आदरे एटली खास प्रार्थना छे.

(५४) उपरना चारे प्रकारनां स्मारक चिन्हो उभां करवानां कारण विशेनी चर्चा पु. २ मां प्रियदर्शिनना वृत्तांते करी छे. पण आ पांचमी कृति वीशे स्पष्टपणे चर्चा करी नथी. तेनुं वर्णन प्रियदर्शिनना स्वतंत्र जीवन वृत्तांतना पुस्तके आपवानुं छे. अहीं तेनुं कारण जणावी दउं छुं बाकी चर्चा तो उपरना पुस्तके ज लखाशे.

(५५) दोढसो गाउ जो के ग्रंथोमां लखायुं छे, पण गाउनुं माप विधविध रीते गणाय छे. कोईक १ गाउ = १॥ माईल, १ गाउ = २ माइल लेखे छे. पण आपणे अहीं अढीसो त्रणसो माईलनी वच्चेनो कयास लइशुं.

कोइ शंका करे के एक रात्रीमां शुं आवडुं चाली शकाय? अने ते पण रात्रीना समये? वळी रात्रीना साधुथी विहार थाय खरो? आ त्रणे शंकारूपी प्रश्नना जवाबमां जणाववानुं के केवळज्ञान प्राप्त थया पछी ते जीवने अनंत शक्तिओ खीले छे तेमज तीर्थंकरो अने केवळीओने कल्पातीत कहेवाय छे एटले के तेओने कोई आचारनो प्रतिबंध ज होतो नथी. जेथी तेवी त्रणमांथी एके शंकाने स्थान रहेतुं नथी.

(५६) आ विस्तारमां आवेल नाना मोटा टोपनी

રખાયલા કરંડકો ઉપરના લેખોમાં, જે જે મહાત્માઓનાં તેમાં અવશેષો સંગ્રહિત થયેલ છે તેમનાં ગોત્રોનાં નામો અંકિત કરેલાં છે.[૫૭] તેવાં ગોત્રોનો જો અભ્યાસ કરવામાં આવે તો જણાશે કે, શ્રી મહાવીરની પાટપરંપરાએ થયેલા અનેક આચાર્યોનાં ગોત્રનાં તે નામો દેખાય છે. ખાસ કરીને એક ટોપ ઉપર 'મહાકશ્યપ' શબ્દ લખાયેલ છેઃ તે ટોપ કદમાં સૌથી મોટો છે તેમ તેને 'સિદ્ધકાસ્થાન' તરીકે લોકો ઓળખતા આવ્યા છે.[૫૮] મતલબ કે, આ ટોપોવાળો પ્રદેશ જૈન સંપ્રદાયના તીર્થધામનો છે. તેમાં અનેક મહાત્માઓનાં અવશેષો તેમનાં ગોત્રોની તખ્તી સાથે સચવાયલાં નજરે પડે છે. આવાં ગોત્રોવાળા મહાત્માઓ શ્રી મહાવીરની પાટપરંપરાએ થયેલ માલૂમ પડે છે. વળી તેમાં એક વિશિષ્ટ કદનો અને વિશિષ્ટ દંતકથા ધરાવતો પણ ટોપ છે. આ પ્રમાણે ચોથી વસ્તુસ્થિતિ.

ઉપરાંત સર્વને ટક્કર મારે તેવી એક પાંચમી વસ્તુસ્થિતિ એ છે કે, એક લેખ મૌર્યવંશી સમ્રાટ ચંદ્રગુપ્તે અને બીજો લેખ અંધ્રપતિ કોઇક શાતકરણીએ કોતરાવેલ છે. પહેલાની મતલબ, તે ટોપ ઉપર દીપમાળા પ્રગટ કરવાના[૫૯] ખર્ચને પહોંચી વળવા માટે ચાલીસ હજાર રૂપીઆના દાનની છે.[૬૦] તેમ નિર્દિષ્ટ શાતકરણી કયો છે તે તેમાં જણાવ્યું નથીજ પણ આપણને ઇતિહાસ શીખવે છે કે, તે વંશના અનેક રાજવીઓ જૈનધર્મી હતા. બાકી ચંદ્રગુપ્તમૌર્ય તો જૈનધર્મીજ હતો. એટલુંજ નહીં પણ તેણે પોતાની ઉત્તરાવસ્થામાં રાજકાજનો ત્યાગ કરીને જૈનસાધુત્વ અંગીકાર કર્યું હતું.[૬૧] મતલબ કે અમુક ટોપ ઉપર કોતરાયેલ લેખથી સ્પષ્ટપણે સાબિત થાય છે કે તે જૈનધર્મ સાથે સંબંધ ધરાવતા અમુક બનાવો સૂચવતી સ્થિતિનાં સ્મારકસ્થાનો છે. આ પ્રમાણે પાંચમી વસ્તુસ્થિતિ.

છઠ્ઠી અને છેલ્લી વસ્તુસ્થિતિમાં એમ સમજાવવાનું કે, જેમ ચંદ્રગુપ્તે દીપમાળાની અગત્યતા પીછાણી તેને કાયમીરૂપ આપવા રાજ તરફથી ઉત્તેજન

---

સંખ્યા નીચે પ્રમાણે નક્કી કરવામાં આવી છે (જુઓ ભિલ્સા ટોપ્સ કનિંગ હામ કૃત)

| | મોટા | નાના | |
|---|---|---|---|
| સાંચી | ૪ | ૧૦ | |
| સતધાર | ૧ | ૭ | ૫૮ |
| સોનારી | ૨ | ૮ | |
| અંધેર | ૧ | ૩ | થી વધારે |
| ભોજપુર | ૨ | ૨૦ | |
| | ૨૦ | ૪૮ થી વધારે | |

(૫૭) તેમાંના કેટલાંક ગોત્રોનાં નામો આ નીચે ઉતારૂં છું.

સાંચીમાં
કોડીની પુત્ર
ગોત્રિપુત્ર
મોગલિપુત્ર
વાચ્ચીપુત્ર
સતધાર
સારિપુતસ
મહામોગલાતસ
ભોજપુર
ઉપહિતકસ
સોનારી
કોટિપુતસ કાસપગોતસ
સપુરિસસ કોસિકિપુતસ
અંધેર
વાચ્છિપુતસ
કોડીનો ગોતસ
મોગલિકતસ
ગોતિપુત
હરિતિપુત
અસદેવસ

(૫૮) આ આખીએ વસ્તુસ્થિતિ સમજવી હોય તેમણે સર કનિંગહામ કૃત ધી ભિલ્સા ટોપ્સ નામનું પુસ્તક વાંચી જવા વિનંતિ છે.

[મારૂં ટીપ્પણઃ આ બધા લેખોનો તથા ગોત્રોનો કયો કયો અર્થ ઘટાવી શકાય તેમ છે. તેનો પત્તો મારા તરફની આટલી સૂચનાના આધારે ઉત્સાહી વાચક લગાવી શકશે. છતાં તે વિષય અહીં ન હોવાથી સમ્રાટ પ્રિયદર્શિનના જીવનનું જે સ્વતંત્ર પુસ્તક હું લખવાનો છું તેમાં તેની ચર્ચા કરવામાં આવશે.]

(૫૯) નીચે જણાવેલી વસ્તુસ્થિતિ નં. ૬ ની હકીકત સાથે સરખાવો.

(૬૦) આ બન્ને લેખ માટેનો ઇસારો આપણે પુ. ૨ માં ચંદ્રગુપ્તના વૃત્તાંતે કરી ગયા છીએ (જુઓ પુ. ૨. પૃ. ) વિશેષ અધિકાર માટે ધી ભિલ્સા ટોપ્સનું પુસ્તક જુઓ.

(૬૧) આ બધા અધિકાર માટે પુ. ૨ માં ચંદ્રગુપ્તનું વર્ણન જુઓ.

આપી, સદાને માટે તે યાદ રહે તે સારૂ લેખ તરીકે કોતરાવી રાખી છે, તેમ જૈન સાહિત્યગ્રંથોમાં પણ જણાવાયું છે કે, શ્રી મહાવીર નિર્વાણ પામ્યા ત્યારે તેમના અનુયાયી અઢાર ભક્ત રાજાઓ એકત્ર થયા હતા; અને ભાવદીપક (શ્રી મહાવીર) અસ્ત પામતાં, તેની યાદગીરી જાળવવા દ્રવ્યદીપક (દીપકોની કટાર) પ્રગટાવવાની[૬૨] ગોઠવણ કરી હતી. એટલે કે પાંચમી અને છઠ્ઠી વસ્તુસ્થિતિ એકબીજાની પૂરક અને સામર્થ્ય આપતી ઘટનાઓ છે.

ઉપર ટાંકેલી છએ વસ્તુસ્થિતિ, તથા તે ઉપરથી દોહન કરીને રજુ કરેલી મતલબ તથા તે સર્વેમાંથી નીકળતો સાર—આ બધી ઘટનાનું સમીકરણ કરવામાં આવે તો, શું એમ તેમાંથી તાત્પર્ય નથી નીકળતું કે, વિદિશા અને ભારહુતના પ્રદેશના ટોપો કેવળ જૈનધર્મ સાથે સંબંધ ધરાવતાં સ્થાનકો છે? તેમાં પણ વિદિશાનું ધામ વિશિષ્ટ છે? આ વિશિષ્ટતાની સાથે તેમાં આવેલાં સંખ્યાબંધ ટોપો ઉપરના લેખો તથા તેમાં અંકિત થયેલી હકીકત સાથે ભારહુત ટોપની એકાકી જેવી સ્થિતિની તુલના કરીએ છીએ, ત્યારે શું એમ નથી સમજાતું કે, તે વિશિષ્ટધામ શ્રી મહાવીરના નિર્વાણનું સ્થાન હોય અને પેલું એકલડોકલ ભારહુતવાળું સ્થાન તેમનું કૈવલ્ય કલ્યાણસૂચક તીર્થધામ હોય? કેમકે તે બન્ને વચ્ચેનું અંતર પણ જૈન સાહિત્યગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે મળી રહે છે, તેમજ તેમાંથી સ્ફૂરણ પામતી શ્રીમહાવીરના જીવનને સ્પર્શતી અનેક ઘટનાઓનો પણ પરસ્પર મેળ ખાતો દેખાઇ જાય છે. ઉપર પ્રમાણે જ્યારે સર્વ વસ્તુસ્થિતિ તેના યથાસ્વરૂપે સમજાઈ ગઇ છે. ત્યારે આપણે બુલંદ અવાજે ઘોષણા કરી શકીશું કે, વિદિશાનું સ્થાન તે શ્રી મહાવીરનું નિર્વાણ કલ્યાણક છે અને ભારહુતનું સ્થાન તે તેમનું કૈવલ્ય કલ્યાણક છે. અને આ સ્થિતિ જ્યારે સ્પષ્ટ થઈ ત્યારે કહેવું પડશે કે પુષ્પપુર નગર તે જૈન સાહિત્યની દૃષ્ટિએ વિદિશાનુંજ નામ હોવું જોઇએ.




(૬૨) આ દીપકની કટાર—લંગરને લગર-પ્રગટ થવાથી થોડી દીપમાળા લાગે તે દેખીતું જ છે. જેથી લૌકીક શબ્દોમાં તેને દીપોત્સવીના પર્વ તરીકે ઓળખાવવાની પ્રથા પ્રચલિત થઈ છે.

પણ વિદિશાનું-શ્રી મહાવીરના નિર્વાણના સ્થાનનું-નામ મધ્યમઅપાપા વિશેષપણે કહેવાયું છેઃ જેથી તે નામનો પણ વિચાર કરી લઈએ. એમ કહેવાય છે કે, મૂળે તે નગરનું નામ અપાપા—પાપ જેમાં નથી તેવી—નગરી હતું. પણ જ્યારથી તે નગરીએ શ્રી મહાવીર જેવા પુણ્યાત્માનો ભોગ લીધો, એટલે કે તે ભૂમિ ઉપર તેમનો દેહવિલય થયો ત્યારથી તેનું નામ, અપાપા મટીને પાપા—એટલે પાપથી ભરેલી એવી—પુરી પડયું અને કાળાંતરે તેનું અપભ્રંશ થતાં થતાં "પાવાપુરી" નામ પ્રચલિત થઈ ગયું છે. [૬૩]પાવાપુરી કે અપાપાપુરી શબ્દની સાથે, જ્યારે મધ્યમ શબ્દ જોડાયો છે ત્યારે તેમાંથી બે પ્રકારના અર્થ નિષ્પન્ન થઈ શકે છે. (૧) એક એમ કે, અપાપા નગરી તો એકજ હોય પણ તેનાં ત્રણ પરાં હોય (પૂર્વ, મધ્યમ અને પશ્ચિમ) જેમાંથી મધ્યભાગે આવેલ પરામાં શ્રી મહાવીરનું નિર્વાણ થયું હોય; એટલે વિદિશાનાં ત્રણ પરાં થયાં, જેમાંના મધ્યમભાગને બેસનગર અથવા વિદિશા, પશ્ચિમને સાંચી અને પૂર્વને ભિલ્સા કહી શકાય. (૨) અને બીજી રીતે જો ઘટાવીએ તો અપાપા નામની નગરીની સંખ્યા જ ત્રણ લેવીઃ તેમાંની મધ્યમ—(મધ્યમ એટલે તેની જાહોજલાલી કે વૈભવની દૃષ્ટિએ નહીંજ; પણ સ્થાન નિર્માણની સ્થિતિની અપેક્ષાએ) નગરીમાં શ્રી મહાવીરનો દેહ પડયો હતો. તે ઉપરાંત પૂર્વ અને પશ્ચિમની પણ બીજી અપાપા નગરીઓ તે વખતે હતી. તેને જો અપાપા—પાપરહિત એટલે પુણ્યવંતી—નગરીની ઉપમા આપવાનો હેતુ હોય, તો પૂર્વની અપાપા નગરી એટલે ભારહુત ટોપવાળી નગરી સમજવી કે જે પણ એક પુણ્યવંત નગરજ કહેવાય અને પશ્ચિમની અપાપા નગરી, તે ખરી અથવા અસલ ઉજ્જૈની સમજવી રહે. કેમકે, સંભવ છે કે તે સ્થાને શ્રી મહાવીરે મહસેન[૬૪] વનમાં-ચંડપ્રદ્યોત ઉર્ફે મહાસેન રાજાના અધિકારમાં આવેલા વનમાં—સમોસરીને ગણધર પદની સ્થાપના કરી હતી તેથી તે સ્થાનને પણ એક પવિત્ર—પુણ્યવંત નગરજ ગણવાનું કહી શકાય. આ પ્રમાણે 'મધ્યમ અપાપા'વાળા પદનો અર્થ બે રીતે ઘટાવતાં, સ્થાનનિર્માણવાળા અર્થ તરીકે, તેની ગણના પૂર્વ ગ્રંથકર્તાઓએ કરી હોય તે વધારે સંભવિત છે, કેમકે જો ત્રણ પરાંના અર્થમાં લઈ એ તો એકબીજાની અપેક્ષાએ પૂર્વનું પરૂં તો અંતિમજ કહેવાય, મધ્યમ ન કહેવાય; અને પેલું પદ તો કહે છે કે પૂર્વના પરામાંજ શ્રી મહાવીર મુક્તિને પામ્યા છે; એટલે, મધ્યમ અથવા પૂર્વ તે બેમાંથી એક શબ્દને ખોટોજ માનવો પડશે. પણ

---

(૬૩) પૂર્વ દિશિ પાવાપુરી, રૂદ્ધે ભરીરે,
મુક્તિ ગયા મહાવીર, તીરથ તે નમુંરે ।

આમાં 'પૂર્વ દિશિ પાવાપુરી' તેનો અર્થ અનેક રીતે ઘટાવી શકાય તેમ છે. જેમ કેઃ—

(૧) પાવાપુરી લઇએ તો

(અ) પૂર્વ+દિશિ+પાવા=પાવાપુરીનો જે પૂર્વ ભાગ રૂદ્ધિથી ભરાઈ રહ્યો છે (જે પાવાપુરીના પૂર્વ ભાગમાં ધનવાન વર્ગ વસી રહ્યો છે) તે પાવાપુરી.

(બ) પૂર્વ+દિશિએ+પાવા=તો પણ ઉપર પ્રમાણે જ અર્થ નીકળે અથવા આ ગાથાના કર્તા સમયસુંદર પોતે અવંતિમાં સ્થિત થઇને તે બનાવી હોય તે સ્થાનની પૂર્વ દિશામાં પાવાપુરી આવી હોય માટે તે સ્થળનો નિર્દેશ છે એમ ઘટાવી શકાય છે.

(૨) અપાપાપુરી લઈએ તો

(અ) પૂર્વ+દિશિ+અપાપા=પૂર્વ દિશ્ય પાપા વંચાય.

(બ) પૂર્વ+દિશિએ+અપાપા=પૂર્વ દિશિઽપાપા વંચાય ગમે તે રીતે ગોઠવો પણ અર્થ તો ઉપર પાવાપુરીમાં જણાવ્યા પ્રમાણે જ થતો રહેશે. એટલે એમ કહેવા માંગે છે કે, તે નગરીનો પૂર્વ ભાગ (નહીં કે મધ્ય ભાગ) જેમાં અનેક શાહુકાર લોકો વસતા હતા તે ભાગમાં શ્રી મહાવીર નિર્વાણને પામ્યા છે.

પુ. ૧. પૃ. ૧૮૬ ટી. નં. ૧૦૮માં મેં અન્ય સૂચના કરીને 'પૂર્વ વિદિશિ પાવાપુરી' તરીકે તે પદ હોવાનું જણાવ્યું છે; તેમ લેવાથી પણ અર્થમાં તો ફેરફાર થતો નથી જ.

(૬૪) ઉજ્જૈની નગરીને વૈશાળી નગરી તરીકે પણ ઓળખાવી છે (જુઓ પુ. ૧ પૃ. ૧૮૩. તથા મુનિશ્રી કલ્યાણવિજયજી સંપાદિત "જૈનકાળ ગણના" સં. ૧૯૮૭. પૃ. ૩૧ ટી. નં. ૨૮ તેના આ પ્રમાણે શબ્દો છે.) "શ્રીવીર નિર્વાણાત્ વિશાલાયાં પાલક રાજ્યં ૨૦ વર્ષાણિ"

સ્થાનસ્થિતિ પરત્વે વિચારતાં તે કડીનું હાર્દ બરાબર મળતું આવી જાય છે જ. અને તેમ સ્વીકારીએ તો એક ફેરફાર જે આપણે હવે કરવો રહેશે, તે આ વિદિશાના ઉદ્દ્ગમના સમય વિશેનો બનશે. આપણે તેની સ્થાપના ઈ. સ. પૂ. ૫૨૭ બાદ કે તે અરસામાં એટલે કે શ્રી મહાવીરના અને રાજા ચંડપ્રદ્યોતના મરણ બાદ–કલ્પી હતી તેને બદલે તે સમયે તો તે નગરીને સંપૂર્ણ સમૃદ્ધિવાળી ગણવી પડશે.[૬૫]

[ટિપ્પણ:—આ પારામાં શ્રી મહાવીરના કૈવલ્ય અને નિર્વાણ પ્રાપ્તિના સ્થાન વિશે ચર્ચા કરીને જે આનુમાનિક નિર્ણય મેં બાંધી આપ્યો છે, તે અદ્યુના પ્રચલિત અને માન્ય રહેલા સ્થાનથી ભિન્ન પડી જાય છે ખરો. પણ તેથી એમ માની લેવાનું નથી કે તે અંતિમ નિર્ણયજ છે. આ વિશે તજ્જ્ઞ વિદ્વાનો પોતાના વિચારો દર્શાવશે એવી પ્રાર્થના સાથે વિરમું છું.]

---

(અહીં અવંતિ દેશમાં પાલક રાજાનું રાજ્ય વીર નિર્વાણથી ૨૦ વર્ષે એમ કહેવાનો હેતુ છે.) તે હકીકત બતાવે છે કે તે સ્થાન સાથે શ્રી મહાવીર-વૈશાલિકને સંબંધ હશે ખરો.

(૬૫) સરખાવો ઉપરની ટી. નં. ૫૩.





# તૃતીય પરિચ્છેદ

## ગર્દભીલ વંશ (ચાલુ)

**ટૂંકસાર :**—રાજા શંકુનું જીવનવૃત્તાંત : તથા તેનું મરણ નીપજેલું કે ખૂન થયેલું તે સંબંધીની કરેલી ચર્ચા—

વીરવિક્રમ, શકારિ વિક્રમાદિત્યનાં વિધવિધ નામોની લીધેલ તપાસ–તેનો જન્મ, કુટુંબ તથા આયુષ્ય ઉપર પાડેલ પ્રકાશ–વિક્રમ સંવત્સરની સ્થાપનાનાં બતાવેલ કારણ–વિદ્વાનોએ તે માટે કલ્પેલ વિવિધ અનુમાનો–તેના પાટનગર વિશે આપેલી કાંઇક સમજૂતિ–તેણે વેધશાળાની કરેલ સ્થાપના તથા પડાવેલ સિક્કા સંબંધીની આપેલી માહિતી–ઐતિહાસિક પુરાવાસહ તેના રાજ્ય વિસ્તારની બતાવેલી સીમા–તેના ધર્મ સંબંધી કરેલો વિવાદ–વિક્રમ સંવત્સરનો વપરાશ કેટલોક સમય જે બંધ પડયો છે તેનાં કારણો સહિત બતાવેલી સમજ–છેવટમાં તેના રાજદ્વારી તથા નૈતિક ચારિત્ર્યની કરેલી સમાલોચના તથા તેની સાથે કેટલાક સમયસુધી રાજવહિવટ ચલાવેલ તેના બંધુ અને રાજા ભર્તૃહરીનું સંક્ષિપ્ત જીવન—

(૩) માધવાદિત્ય (૪) ધર્માદિત્ય અને (૫) વિક્રમચરિત્ર ઉર્ફે માધવસેન—તે ત્રણેનાં જીવનમાંથી મળી આવતા, મોઘમ પાંચેક બનાવોની કરેલી ચર્ચા અને પરિણામે તે દરેકનું સ્થાન, કોના સમયે હોઈ શકે તેનો કરી આપેલ નિર્ણય–નં. ૫ વાળા વિક્રમ ચરિત્રનો આપેલ રાજ્ય વિસ્તાર—

(૬ થી ૧૦) સુધીના પાંચ રાજાઓના સમયે પ્રવર્તી રહેલ રાજ્યની સ્થિતિનો આપેલ ચિતાર તથા ગર્દભીલવંશનું છેવટ કેમ અને કોના હાથે આવ્યું તેનો આપેલ સંક્ષિપ્ત હેવાલ–છેવટે કુશાનવંશના પ્રારંભની કેટલીક નવીન હકીકત વિશેની આપેલી ટૂંકી સમીક્ષા—

## રાજા શંકુ

ગાદીપતી તરીકે તેણે શું નામ ધારણ કર્યું હશે તે જણાયું નથી. પણ રાજા ગંધર્વસેનનો તે જ્યેષ્ઠ પુત્ર હોવાથી અવંતિની ગાદીએ તેને સ્થાપિત કરવામાં આવ્યો હતો. થોડા જ વખતમાં તેના રાજ્યનો અંત આવી ગયો દેખાય છે. તે બાદ તેનો ભાઈ વીર વિક્રમાદિત્ય અવંતિપતિ થયો છે. જેથી રાજા શંકુનો સમય આપણે ઇ. સ. પૂ. ૬૪ થી ૬૩ સુધીના ૭ માસનો નોંધવો પડ્યો છે.

મૂળે તો તેનું નામ જ અવંતિપતિઓની કે ગર્દભીલ વંશીઓની નામાવલીમાં કયાંય માલૂમ પડતું નથી.

**ખૂન કે મરણ** કેવા સંજોગોમાં તે ગોઠવવું પડયું છે તેનો ખ્યાલ પ્રથમ પરિચ્છેદે અપાઈ ગયો છે.[1] એટલે તેની ચર્ચામાં ન ઉતરતાં જે બીજું કાંઈ જણાવવા યોગ્ય લાગે છે તેજ અત્રે લખીશું.

તેનું રાજ્ય માત્ર ૭ માસ જ ચાલ્યું છે. એટલે પ્રશ્ન થાય છે કે, તેનું ખૂન થયું હશે કે કુદરતી રીતે મરણ પામવાથી જ વિક્રમાદિત્યે રાજ્યલગામ હાથમાં લીધી હશે? અથવા ખૂન થયું હોય તો કોના હાથથી? અન્ય કોઈની બાબતમાં આવો પ્રસંગ બન્યો હોત તો આ પ્રશ્નને ક્ષુલ્લક ગણી આપણે આગળ ચલાવ્યે જાત; પણ વિક્રમાદિત્ય જેવો રાજા, જેનો સંવત ચાલુ રાખીને, સારાએ ભારતવર્ષની પ્રજાએ, પોતા ઉપર તેણે કરેલ ઉપકારના બદલામાં જેનું નામ પ્રાતઃસ્મરણ ચિહ્ન તરીકે જાળવી રાખ્યું છે, તેવી એક અદ્‌ભૂત વ્યક્તિના કિસ્સામાં આવા મુદ્દાને તદ્દન જતો કરવામાં આવે તો, ઇતિહાસને પણ અન્યાય થાય તેમ વિક્રમાદિત્યના ચારિત્રને પણ શંકામય લેખાવી દીધું કહેવાય. જો ખૂન થયું હોત કે કરવામાં આવ્યું હોત તો તે કાળના, કે થોડે કાળે તુરતમાં થયેલ કોઈ ઈતિહાસકારે, રાજા વિક્રમાદિત્યના અન્ય ઉપકારની શેહમાં દબાઈને તે પ્રસંગને ઈતિહાસપટ્ટ ઉપર ચિતરવાને ભલે આંખ આડા કાન કર્યા હોય, એમ હજુ બને; પણ તે બાદ લાંબા કાળે થયેલ કોઈ પણ લેખકને શું વિક્રમાદિત્યની પોતાની કે તેણે કરેલ ઉપકારની પડી હોય કે, અમુક બનેલી ખરી હકીકતને દબાવી રાખે?[2] મતલબ કે ઇતિહાસ લેખનમાં કોઈ દિવસ ધાલમેલ ચાલી શકે નહીં. કદાચ કયાંય લખાયું હોય અને પ્રકાશમાં જ ન આવ્યું હોય તો વાદ જૂદી કહેવાય. પણ સર્વ સુલભ્ય સાધન સામગ્રીમાં આ બાબતને લગતો એક હરફવટીક પણ રાજા વિક્રમાદિત્યની વિરૂદ્ધમાં લખાયલ માલૂમ પડતો નથી; તો એક જ નિર્ણય ઉપર આવવું રહે છે કે, રાજા શંકુનું મૃત્યુ કુદરતી સંજોગોમાં જ નીપજ્યું હશે તથા વિક્રમાદિત્યના હાથ પણ તદ્દન ચોખ્ખા જ રહી ગયા હશે. આ પ્રમાણે સ્થિતિ ઠરતાં બે અનુમાન કરી શકાય છે. (૧) શકરાજ્ય સમાપ્ત થતાં રાજા ગંધર્વસેનના જે અનેક પુત્રો હૈયાત હતા તેમાં તે સૌથી જ્યેષ્ઠ હોવાથી, તેની લાયકાત કે બીનલાયકાતનો પ્રશ્ન અલગ રાખીને, વીર વિક્રમાદિત્યે પોતાના વડીલ બંધુ તરફના પૂજ્યભાવ અને સન્માન બતાવીને તથા પ્રજાજનોને સર્વ હકીકત સમજાવીને રાજા શંકુને ગાદીનશીન કરાવ્યો હશે. (૨) અથવા તો શક પ્રજાને હરાવવામાં આ શંકુ રાજાએ જ મુખ્ય ફાળો આપ્યો હશે; જેથી પોતાના બાહુબળ અને પરાક્રમને લીધે જ તે અવંતિપતિ બનવા પામ્યો હોય. જો આ બેમાંથી બીજા અનુમાન પ્રમાણે જ વસ્તુસ્થિતિ હોત તો, શકારિ વિક્રમાદિત્ય તરીકે જે નામ ગાજી રહ્યું છે તેને બદલે શકારિ શંકુ એવો ધ્વનિજ આપણા કાને અથડાયા કરત; પણ તેમ નથી બન્યું એટલે પ્રથમના અનુમાન પ્રમાણે સંયોગો બધા બનવા પામ્યા હતા એમ સ્વીકારવું રહે છે.

---

(૧) જુઓ પૃ. ૪ ટી. નં. ૯ માં હિં. હિ. માંના પૃ. ૬૩૯ તથા ૬૪૯ ના અવતરણો.

(૨) અરે છેવટે, જે લેખકે આટલી પણ હકીકત લખવાની હામ ભીડી છે. (તે અવતરણોના અસલ શબ્દો માટે જુઓ ઉપરની ટીકા ૧) તો તેણે તો લખી હોતને! છતાં તેમણે પણ જ્યારે મૌન જ સેવ્યું છે ત્યારે સમજાય છે કે, રાજા વિક્રમાદિત્યનું ચારિત્ર નિષ્કલંક્જ હતું.

રાજા શંકુ વૃદ્ધ હોવાથી કદાચ નામનો જ રાજા હશે; અને બધો રાજ કારભાર વિક્રમાદિત્ય ચલાવતો હશે. પણ તેના મરણ બાદ વિક્રમાદિત્યે રાજમુકુટ પોતાના શિરે ધારણ કર્યો હશે. જેથી આ સર્વ સમયને ઇતિહાસકારોએ વિક્રમાદિત્યનોજ રાજ્યકાળ લેખાવી દીધો હોય. આમ બનવા યોગ્ય પણ છે. તેથી આપણે તો વિક્રમાદિત્યના ચરિત્રમાં તેના અનેક સદ્દગુણોની હારમાળામાંજ ઓર એકની વૃદ્ધિજ લેખવી રહે છે.

**(૨) શકારિ ગર્દભીલ : વિક્રમાદિત્ય[૩] ઉર્ફે વિક્રમસિંહ અથવા વિક્રમસેન**

**તેનાં નામો**

વર્તમાનકાળે ભારતવર્ષમાં વસતી હિંદી પ્રજાના મોટા ભાગને જે નામ પુણ્યશ્લોક બની રહ્યું છે તથા જે નામ સારીએ વેપારીઆલમ પોતાના વ્યાપારી દફતરોમાં નિરંતર લખી રહી છે, તે નામ મહાપ્રતાપી, બળવાન, પ્રતિભાસંપન્ન રાજા વિક્રમાદિત્યનું છે. તે વિક્રમાદિત્ય બીજો કોઈ નહીં પણ ગર્દભીલ રાજા ગંધર્વસેનઃ દર્પણનો કુમાર, આ વિક્રમાદિત્યજ સમજવો. તેમજ શકપ્રજાનું નિકંદન કાઢી નાંખી, શકારિનું ઉપનામ મેળવનાર[૪] ભાગ્યશાળી, નરપુંગવ કેશરી સમાન રાજવી પુરૂષ, પણ આજ વિક્રમાદિત્ય હતો. વળી એ દેખીતું જ છે કે આ અવંતિની પ્રજા કચરાતી, રીબાતી, મુંગેમોઢે અંતર્વેદના અનુભવતી તથા રાતદિવસ માનસિક યંત્રણા સહન કરતી, સાત સાત વર્ષ જેટલા લાંબા કાળનાં વહાણાં ઉગતાં અને આથમતાં સુધી મુક્તિને માટે જ્યારે અહર્નિશ પ્રભુ પ્રાર્થના કરી પડી રહી હતી, ત્યારે ઉપર પ્રમાણેની પોતા ઉપર રાજ ચલાવતી શકપ્રજાના[૫] સિતમ અને જહાંગીરીમાંથી તેમને મુક્તિ મેળવી આપનાર મળી આવે, તો તેવા ઉપકારી પુરૂષનું નામ પોતાના અંતઃકરણના ઉંડામાં ઉંડા ભાગમાં સદાને માટે કોતરી રાખે તથા તે પુરૂષને મહાન્ ઉદ્ધારક નરપતિ તરીકે લેખી, તેની યશકિર્તિને વિશ્વદિગંત કરી મૂકવા માટે, તેના નામનો સંવત્સર

(૩) વિક્રમાદિત્ય શબ્દના અર્થની સમજ કે. હિ. ઈ. પૃ. ૫૩૩ માં નીચે પ્રમાણે આપી છે. વિક્રમ=Might, પરાક્રમ +આદિત્ય=The Sun, સૂર્યઃ એટલે કે વિક્રમાદિત્ય=The Sun of the might પરાક્રમનો સૂર્ય, પરાક્રમમાં સૂર્ય સમાન.

ના. પ્ર. પત્રિકા પુ. ૧૦ ભાગ ૪ પૃ. ૭૨ ટી. ૪૪ માં પણ ઉપર પ્રમાણે જ અર્થ ઘટાવ્યો છે અને જણાવ્યું છે કે (લેખક મુનિ શ્રી કલ્યાણવિજયજી મહારાજ છે) શુંગવંશી બળમિત્ર ભાનુમિત્રના અમલને ૬૦ વર્ષ આપ્યાનું પરિશિષ્ટકારે જણાવ્યું છે. (જુઓ પુ. ૧. પૃ. ૨૦૨ ટી. નં. ૩૩ માં ટાંકેલ ગાથાઓ) એટલે આ ગર્દભીલ વિક્રમાદિત્ય તે પેલો શુંગવંશી બળમીત્ર જ જાણવો. વ્યુત્પત્તિ ઉપરાંત આ વિક્રમાદિત્યનું રાજ્ય પણ ૬૦ વર્ષજ ચાલ્યું છે. [મારૂં ટિપ્પણઃ–ખરો ભેદ કયાં સમાયલો છે તે માટે પુ. ૩ પૃ. ૧૦૬ થી ૧૦૮ નું લખાણ તથા ટીકાઓ જુઓ. ખાસ કરીને પૃ. ૧૦૮ ટી. નં. ૭.]

(૪) આ વિક્રમાદિત્ય જ શકારિ ઠરાવી શકાય તેમ છે. તેની ચર્ચા બહુ વિસ્તારપૂર્વક આગળના ખંડે કરવામાં આવી છે તે જોઈ લેવી.

(૫) અહીં ભલે, શક પ્રજાના જુલમનીજ નોંધ કરી છે. એટલે તેનો કાળ સાત વર્ષનો લખવો પડયો છે. બાકી ખરી રીતે તો સમ્રાટ પ્રિયદર્શિનના મરણથી માંડીને અત્યાર સુધીનો સર્વ સમય 'મારે તેની તરવાર' જેવો જ ગયો છે. આ વિક્રમાદિત્યે ગાદીએ બેસીને બધું શાંત પાડયું, ત્યારે જ પ્રજાના મન શાંત પામ્યાં છે. અને તેટલા માટેજ સંવત્સરની ખરી રીતે સ્થાપના થઈ છે.

પ્રિયદર્શિન બાદ જોશો, તો બધા રાજાનો સમય પાંચ પાંચ કે છ છ વર્ષ જ ચાલ્યો છે. તેના મરણ પછીના ૨૯ વર્ષમાં પાંચ મૌર્ય, ૯૦ વર્ષના શુંગવંશમાં ૧૦ શુંગો, ૪૦ વર્ષમાં એક નહપાણ (આ એક અપવાદ રૂપ ગણી શકાશે), પછીના ૧૦ વર્ષમાં ગર્દભીલ દર્પણ, તે બાદ સાત વર્ષમાં પાંચ શક રાજાઓઃ તે પ્રમાણે ૨૯, ૯૦, ૪૦, ૧૦ અને ૭ મળી ૧૭૪ વર્ષમાં ૫, ૧૦, ૧, ૧ અને ૭ મળી ૨૪ રાજાઓ અવંતિ ઉપર રાજ કરી ગયા છે. એટલે પ્રજાનાં મન તે અગાઉ જે શાંતિ ભોગવતાં તે આ પોણાબસો વર્ષમાં ગુમાવી દીધી હતી. ખરી વાત છે કે વચ્ચે શુંગવંશીનો સમય દીર્ઘકાળ ટકયો છે. પણ તેમાંયે તેમની ધનતૃષ્ણા, પરદેશી પ્રજાનું ચડી આવવું તથા તેઓની સાથેના વારંવાર

ચલાવે[6] તેમાં આશ્ચર્ય પામવાનું કાંઈ કારણ નથી. તેટલા માટે તે પ્રસંગની ખુશાલી જણાવવા તથા પોતાને ઋણમુક્ત થયેલી સમજવા માટે, આ બનાવ બન્યાની તારીખથી[7] તે પ્રજાએ શકારિ વિક્રમાદિત્યનો સંવત પોતાના દરેક કાર્યમાં જોડવાનું નક્કી કરી દીધું.

શકારિ સિવાય[8] તેનાં બીજાં પણ બે ત્રણ નામો જણાયાં છે. તેમાંનું એક વિક્રમસેન છે તથા[9] બીજું વિક્રમસિંહ પણ છે.અમરકોષમાં તેનું નામ શૂદ્રક જણાવ્યું છે એમ કહીને એક લેખક[10] પોતાના વિચારો ટાંકે છે કે "This Sudraka may be said to have founded the Vikrama Era in B. C. 58, by defating the Sakas of Malwa. Tradition is strong in asserting that Vikramaditya defeated alien Sakas near Karur and established his era=માળવાના[11] શકોને ઈ. સ. પૂ. ૫૮ માં હરાવીને આ શૂદ્રકે (વિક્રમાદિત્યે)[12] પોતાનો વિક્રમસંવત ચલાવ્યો છે એમ ગણાય છે. કિંવદંતિ (પણ) પ્રબળપણે પોકારે છે કે વિક્રમાદિત્યે કારૂર નજીક શક જેવાને પરાસ્ત કર્યા હતા અને પોતાનો સંવત્સર ચલાવ્યો હતો."

**જન્મ કુટુંબ તથા આયુષ્ય**

રાજા ગંધર્વસેન: ગધરૂપ; ગર્દભીલનો તે પુત્ર થતો હતો.[13] આ ગર્દભીલ રાજાનો મૂળ મુલક ખંભાતની આસપાસનો પ્રદેશ હતો. તે સિવાય અન્ય વિસ્તારમાં તે સત્તા ભોગવતો હતો કે કેમ તે નક્કી પણે જણાયું નથી. પણ તેનું લગ્ન ધારના રાજાની કુંવરી વેરે થયું હતું અને ખંભાતમાં

---

અને લાંબા કાળ સુધી ચાલતા યુદ્ધને લીધે, પ્રજાને જે શાંતિ જોઈએ તે મળી જ નહોતી. વચ્ચે નહપાણના રાજ્યે લાંબા કાળના વહીવટને અંગે જરા છૂટકારાનો દમ મળ્યો હતો, પણ તે તો, અવ્યવસ્થામાંથી વ્યવસ્થિત થવામાંજ નીકળી ગયો હતો. એટલે જે ખરી મોજ માણવી રહે અને તેનાં મીઠાં પરિણામ ભોગવવાં રહે તે અનુભવવા જેવો સમય તેમને મળ્યો નહોતો.

(૬) આ સંવત્સર વિશે અનેક વિગતો જાણવી રહે છે. વિદ્વાનોનું એમ માનવું થતું રહ્યું છે કે સંવત્સર પ્રવર્તક ખરો વિક્રમાદિત્ય તો વળી બીજી જ વ્યક્તિ છે. તેમ તેનો સમય પણ જુદો જ છે. આ બધી ચર્ચા ઠીક ઠીક પરિણામ દાયી નીવડે, માટે તેનો અધિકાર એક સ્વતંત્ર ખંડે જ લખવાની ગોઠવણ કરી છે. (આગળ જુઓ).

(૭) આ બનાવની મીતિ કઈ હતી, વિગેરેની ચર્ચા આગળ ઉપર "સમય નોંધની પ્રથા"ના ખંડમાં કરી છે, તે જોવી.

(૮-૯) જુઓ એશિયાટીક રીસર્ચીઝ પુ. ૯. પૃ. ૧૨૨.

(૧૦) જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ ૧ પૃ. ૬૪-૬૫: From Amarakosa we learn that Sudraka, Hala and other kings had the title of Vikramaditya=અમરકોશથી સમજાય છે કે, શૂદ્રક, હાલ અને અન્ય રાજાઓને પણ વિક્રમાદિત્યનું બિરૂદ લગાડવામાં આવતું હતું" [મારૂં ટીપણ:-'શૂદ્રક, હાલ' વચ્ચેનું અલ્પ વિરામ નિરર્થક છે. તે કાઢી નાખવું, એટલે શૂદ્રક હાલ વંચાશે અને તેવા રૂપમાં જ ખરૂં વાંચન થાય, તો યોગ્ય દેખાય છે. વળી શૂદ્રક એટલે વિક્રમાદિત્ય એટલું જ આમાં સૂચન છે. પણ તેજ વિક્રમાદિત્ય શકારિ હતો એમ તેમાં લખ્યું નથી. અનેક વિક્રમો થયા છે એટલું તો એમાંથી જરૂર સ્પષ્ટ થાય છે જ. આ આખો વિષય અષ્ટમ ખંડે ચર્ચ્યો છે ત્યાંથી જોવો.]

(૧૧) આ સમયે 'માળવા' શબ્દનું અસ્તિત્વ થયું નહોતું એમ મારૂં માનવું છે. તે શબ્દ તો આ લેખકે પોતાની મતિ અનુસારે લખ્યો દેખાય છે.

(૧૨) અમરકોષ જેવા ગ્રંથમાં લખાયલી હકીકત સદા પ્રમાણભૂતજ ગણાય. પણ એક વિક્રમાદિત્યને તેવાજ નામધારી વિક્રમાદિત્ય સાથે કેવી રીતે ભેળવી દેવાય છે અને ઇતિહાસમાં ગૂંચવણો ઉભી કરાય છે તે વિષય આખો "કાળ ગણના-Dating of events"વાળા ખંડમાં લખાયો છે તે જોવાથી સ્પષ્ટ સમજાશે.

(૧૩) ભિલ્સા ટોપ્સ પૃ. ૧૪૨:-"It is said in Agni-Purana (Princeps Journal, iv, 688) that Vikrama the son of Gadharupa should ascend the throne of Malwa=અગ્નિપુરાણમાં (જુઓ પ્રીન્સેપ્સ જરનલ પુ. ૪. પૃ. ૬૮૮) કહ્યું છે કે ગધરૂપ પુત્ર વિક્રમ માળવાનો ગાદીપતિ થશે."

તેણીને પેટે એક પુત્ર અવતર્યો હતો. તેનું નામ શકારિ વિક્રમાદિત્ય હતું એટલું જ્યારે જણાયું છે ત્યારે અનુમાન કરવો રહે છે કે ગંધર્વસેન રાજા કાંઈક મોટા વિસ્તારના ભૂપ્રદેશનો સ્વામી હતો તથા ધાર રાજાની કુંવરી જે તેની રાણી હતી તેણીના પેટે આ વિક્રમાદિત્યનો જન્મ થયો હોવો જોઇએ.[૧૪] આ ગંધર્વસેનને એકંદરે કેટલા પુત્ર હતા તે માલૂમ પડયું નથી.પણ વિક્રમાદિત્યથી એક મોટો, નામે શંકુ અને એક નાનો, નામે ભર્તૃહરિ ઉર્ફે શુક્રાદિત્ય-એમ ત્રણ તો હતા જ એટલું સ્પષ્ટ સૂચન મળી આવે છે.[૧૫] આમાંના રાજા શંકુ વિશેનું વર્ણન ઉપરમાં લખાઈ ગયું છે: જ્યારે ભર્તૃહરિનો પરિચય[૧૬] હવે પછી આપવો રહે છે.

આ વિક્રમાદિત્યની માતાનું નામ જેમ જણાયું નથી તેમ તેને કેટલી રાણીઓ હતી તથા તેમનાં નામો શું હતા તે પણ હજુ અંધકારમાંજ છે. પરંતુ ભર્તૃહરિ નામક નાટક જે હિંદુ પ્રજામાં જાણીતું છે અને પ્રાચીન સમયના એક ઐતિહાસિક બનાવ તરીકે રંગભૂમિ ઉપર ભજવી બતાવવામાં આવે છે તે ઉપરથી સમજાય છે કે આ રાજા ભર્તૃહરિને પિંગળા નામે એક રાણી હતી. તેણીનું ચારિત્ર કલંકિત નીવડવાથી ભર્તૃહરિનું મન સંસાર ઉપરથી ખાટું થયું હતું અને ઉત્તરાવસ્થામાં તેણે સાધુજીવનનો સ્વીકાર કર્યો હતો. તે સમયના શુંગવંશી રાજાઓનું તેમજ રાજા ગંધર્વસેનનું જીવનવૃત્તાંત લખતી વખતે આપણે ઇસારો કરી ગયા છીએ કે આ સર્વે રાજાઓ વ્યભિચારી હતા. અને 'યથા રાજા તથા પ્રજા'ના ન્યાયે પ્રજા પણ તેવીજ નીતિભ્રષ્ટ કાંઈક અંશે થઈ ગઈ હતી. રાજા ભર્તૃહરિની રાણી પિંગળાના દૃષ્ટાંતથી આપણા ઉપરના કથનને ટેકો મળતો ગણાશે.

આ વિક્રમાદિત્યને કેટલાં પુત્રપુત્રીઓ હતાં તે પણ કયાંય વાંચવામાં આવ્યું નથી. પરંતુ તેની પાછળ જે કુંવર ગાદીએ આવ્યો છે તેનું નામ માધવસેન હતું.

તેનું આયુષ્ય કેટલું હતું તે હજુ સુધી અપ્રકાશિતજ છે. પરંતુ એમ નિર્ધાર કરી શકાય છે કે, જ્યારે તેણે યુદ્ધમાં આટલું બધું કૌશલ્ય અને પરાક્રમ બતાવી, શક જેવી જોરાવર પ્રજા ઉપર વિજય મેળવ્યો છે ત્યારે–ગાદીએ બેઠો ત્યારે–તેની ઉમર કમમાં કમ ૨૫–૩૦ વર્ષની તો હશેજ; તેમ તેનું રાજ્ય ૬૦ વર્ષ પર્યંત લંબાયું છે. એટલે તેનું આયુષ્ય ૮૫ થી ૯૦ વર્ષનું તો સહેજે કલ્પી શકાય છે. પરંતુ જ. એ. સો. બં. પુ. ૪૯ ભા. ૧ માં જે લખ્યું છે કે The first Vikramaditya is mentioned in the Kumarchhanda in which it is declared that after 3020 years of Kaliyuga had elapsed then would Vikramaditya appear–કુમારછંદ (નામે પુસ્તક)માં પ્રથમ વિક્રમાદિત્યનો ઉલ્લેખ થયો છે. તેમાં એમ જણાવ્યું છે કે, કલિયુગમાં ૩૦૨૦ વર્ષ વીત્યાબાદ વિક્રમાદિત્ય દેખાવ દેશે" આ વાકયમાં દર્શાવેલ 'દેખાવ દેશે' શબ્દનો અર્થ જન્મ થશે એવો સમજાતો હોય તો, ૩૧૦૧[૧૭]–૩૦૨૦=ઇ. સ. પૂ. ૮૧ માં તેનો ઉદ્ભવ થયો કહેવાય. અને વિક્રમસંવતનો પ્રારંભ ઇ. સ. પૂ. ૫૭ માં[૧૮]

(૧૪) જુઓ ગંધર્વસેનના વૃત્તાંતે.

(૧૫) જુઓ એશિયાટિક રીસર્ચીઝ પુ. ૯. પૃ. ૧૨૨.

(૧૬) નં. ૪ના રાજા તરીકે આગળ જુઓ તથા ઉપરની ટીકા નં. ૨ સરખાવો.

(૧૭) કલિયુગ સંવતનો પ્રારંભ ઇ. સ. પૂ. ૩૧૦૧ ગણવામાં આવે છે (જુઓ. પા. ક. તથા કનિંગહામ કૃત એન્શન્ટ ઈરાઝ) આપણું પુ. ૧. પૃ. ૯૬

(૧૮) કે. હિ. ઇ. પૃ. ૧૫૫: પ્રો. કાર્પેન્ટીઅરના મતે વિક્રમ સંવત્સરનો આરંભ ઇ. સ. પૂ. ૫૮ માં છે; અને કનિંગહામના મતે ઇ. સ. પૂ. ૫૬। વર્ષે છે; વળી જુઓ એશિ. રીસ. પુ. ૯ પૃ. ૧૪૫ અને આગળ.

[મારે ટીઃ–૫૭ થી કાંઇક વધારે હોય તો પણ ૫૮ કહેવાય: અને ૫૬ થી કાંઈક વધારે (કનિંગહામ સાહેબનો મત ૫૬। છે માટે) હોય તો ૫૭ કહેવાય. આ બન્ને વિદ્વાનોની ગણત્રીમાં એકનો ફેર રહે છે. પણ આપણે જાણીએ છીએ કે ચાલુ વર્ષ–Year current, અને પૂરે થએલ વર્ષ–Year past એ બેની ગણત્રી કરતાં હમેશાં એક વર્ષનું અંતર રહેજ. ઉપરના બન્ને વિદ્વાનોએ કઈ રીતની ગણત્રી માટે ઉપરના આંક સૂચવ્યા છે તે જોવું રહે છે.

ગણતાં, તેની ઉમર ગાદીએ બેસતી વખતે ૮૧–૫૭=૨૪ વર્ષની ઠરી શકશે. જેથી આપણો દોરેલો અનુમાન પણ વ્યાજબીજ ઠરે છે.

**તેના સમય તથા સંવત્સર વિશે**

શાતવહન વંશ જે દક્ષિણ હિંદના પ્રદેશ ઉપર સાર્વભૌમપણે રાજ્ય અમલ ચલાવી રહ્યો હતો તે વંશના એક નૃપતિ–અરિષ્ટકર્ણ શાતકરણીએ, શક પ્રજાને હરાવવામાં ગર્દભીલ વિક્રમાદિત્યને મદદ કરી હતી એમ ઉપરમાં આપણે જોઈ ગયા છીએ. અરિષ્ટકર્ણનો એક પુત્ર નામે હાલ, અતિ પ્રખ્યાત રાજા થયો છે. તેણે ગાથા સપ્તશતિ નામે એક ગ્રંથ રચ્યો હતો, જે સાહિત્ય વિષયક ગ્રંથોમાં અનુપમ ગણાય છે. તે ગ્રંથના પ્રકાશનમાં તેના પ્રકાશકે એક વિક્રમાદિત્યનો ઉલ્લેખ કર્યો છે[૧૯] એટલે સાબિત થાય છે કે વિક્રમાદિત્ય રાજા, હાલની પૂર્વે થઈ ગયો હોય અથવા રાજા હાલ અને વિક્રમાદિત્ય બન્ને સમકાલીન હોય; અને સમકાલીન હોય તોપણ, ઉમરમાં તેમજ અધિકારમાં અથવા છેવટે સાહિત્ય પોષક–વૃત્તિમાં તો, તે હાલરાજા કરતાં મોટો હોવો જ જોઇએ. નહીંતો રાજાહાલ જેવો સમ્રાટ, પોતાને વિક્રમાદિત્યની સાથે તુલનામાં મૂકવાને લલચાત નહીં. રાજા હાલના સમયને જેમ 'ગાથાસપ્તશતિ' ગ્રંથથી સાબિતી મળે છે, તેમ જૈન સાહિત્યમાં પણ જણાવાયું છે કે, પાદલિપ્ત, નાગાર્જુન અને આર્યખપુટાચાર્ય એમ મળી ત્રણે ધુરંધર ધર્માત્મા પુરૂષો, રાજા વિક્રમાદિત્યના સમકાલીન હતા. એટલું જ નહીં પણ આ રાજા વિક્રમાદિત્યે તથા અંધ્રદેશપતિ રાજા હાલે, ઉપરના ત્રણે આચાર્યોના સાનિધ્યપણામાં શત્રુંજય પર્વત ઉપર અમુક અમુક ધાર્મિક ક્રિયાઓ[૨૦] પણ કરાવી છે. મતલબ એ થઈ કે રાજા હાલ તથા વિક્રમાદિત્ય એમ બે રાજાઓ તથા ઉપરના ત્રણ જૈનાચાર્યો, એકદા સમસમયી હતાજ. મજકુર આચાર્યોના સમય વિ. સં. ૪૭૦–૪૮૪ ગણાવાય છે. જ્યારે રાજા હાલનો સમય વિદ્વાનોએ[૨૧] ઇ. સ. ૭૦ની આસપાસ ભિન્ન ભિન્ન આંકયો છેઃ પણ પુ.૫માં આપણે સાબિત કરી બતાવીશું કે તેનો સમય ઇ. સ. પૂ. નો છે. તાત્પર્ય એ થયો કે ઉપરની છયે વ્યક્તિઓ ઐતિહાસિક પણ છે તેમજ ખરા સ્વરૂપે પણ છે. તથા ટીકા નં. ૧૯માં જણાવ્યા પ્રમાણે આ બન્ને રાજાનાં નામ પણ વિક્રમાદિત્યજ છે. આ પ્રમાણે તેના સમય વિશેની ચર્ચા થઈ. હવે તેના સંવત્સરનો વિચાર કરીએ.

સામાન્ય રીતે કોઈ પણ સંવત્સરની સ્થાપના કોઈ વિશિષ્ટ પ્રકારના બનાવની યાદગીરી માટે થાય છે. અને તેવો બનાવ હમેશાં કાંઈ અમુક રાજાના રાજઅમલના પ્રારંભે જ બનવો જોઇએ એવો નિયમ

---

(૧૯) જુઓ પુ. ૫ માં તેના વૃત્તાંતે. તથા ઉપરની ટી. નં. ૧૦માં ટાંકેલું અમરકોશનું વાક્ય પણ, સાથે રાખીને વાંચશો તો જણાશે કે, રાજા હાલનું નામ પણ વિક્રમાદિત્ય હતું. એટલે કે ગાથાસપ્તશતિકારનું નામ જેમ વિક્રમાદિત્ય હતું તેમ તેણે ઉલ્લેખ કરેલ રાજાનું નામ પણ વિક્રમાદિત્ય હતું.

(૨૦) એક વખત શત્રુંજય પર્વત ઉપર જીર્ણોદ્ધાર કરાવ્યો છે તથા બીજી વખતે, ત્યાંના મંદિર ઉપર ધ્વજદંડ ચડાવ્યો છે. તેમાં જીર્ણોદ્ધાર સમયે, કાઠિયાવાડ સૌરાષ્ટ્રના મહુવા–મધુમંતીનો મૂળ વતની પણ વેપાર અર્થે અરબસ્તાનમાં જઈને અમાપ લક્ષ્મી મેળવનાર, શેઠ જાવડશાહે સાથ આપ્યો હતો. આમાંની થોડી હકીકત પ્રસંગોપાત આપણે જણાવી ગયા છીએ.

(૨૧) અ. હિ. ઈ. ત્રીજી આવૃત્તિમાં તેનો સમય ઇ. સ. ૬૮ લખ્યો છેઃ આ સમય તેમણે ઇ. સ. ૭૮ માં થયેલ શક પ્રવર્તક શાતકરણી રાજાના સમયની સરખામણી કરીને ગોઠવ્યો છે. પણ જ્યાં શાતવહનવંશી રાજાઓ ૩૬ ની સંખ્યામાં થયા હોવા છતાં, એકનો સમય નિશ્ચિતપણે બતાવાયો નથી, ત્યાં ઉપર પ્રમાણે આનુમાનિક સમયનો આધાર મજબૂત ગણાય નહીં.

પુ. ૫ માં આપણે આ રાજા હાલનો સમય ઇ. સ. પૂ. ૪૦ થી ઇ. સ. ૧૫=૫૫ વર્ષનો ઠરાવ્યો છે.

ના. પ્ર. પત્રિકા પુ. ૧૦ ભા. ૪ પૃ. ૭૩૬ માં ગાથા સપ્તશતિના રાજા હાલ વિશે લખાણ છે અને તે પૃષ્ઠમાં ટી. નં. ૧૦૭ માં જણાવે છે કે, "સપ્તશતિમેં વિક્રમાદિત્ય કી પ્રશંસા મેં લિખી હુઈ ગાથા એક ઉપલબ્ધ હોતી. (વળી જુઓ પુ. ૫ હાલના વૃત્તાંતે કવિ ગુણાઢયનો ઉલ્લેખ કરીને હકીકત આપી છે તે).

તો ઠરાવી શકાય જ નહીં. એટલે તે યાદગીરીના સમય માટે તે બનાવ બનવાની તારીખનું[૨૨] નિર્માણ ન કરતાં, જે રાજાના સમયે તેમ બન્યું હોય તેના રાજઅમલના આરંભની સાલજ, તે નૂતન સંવત્સરની લેખવામાં આવે છે.

તે માટે મિ. રેપ્સન સાચુંજ કહે છે કે[૨૩] The foundation of an era must be held to denote the successful establishment of the new power, rather than its first beginning or the downfall of any=કોઈ વંશની પડતીના સમયથી કે કોઈના આરંભકાળથી સંવત્સરની ગણના કરવા કરતાં, તે ફતેહમંદ થયેલ નવા રાજકર્તાના પ્રારંભકાળથી[૨૪] તેની સ્થાપના થવી જોઇએ. અથવા તે રાજાને કે પ્રજાને જો પોતાના પૂર્વજો માટે બહુજ સન્માન હોય તો વિવેક અને વિનયની ખાતર તેવા પૂર્વજના રાજ્યારંભના કાળથી[૨૫] પણ તેવા સંવત્સરની ગણના કરવાનું ધોરણ ઠરાવે છે.

આ બન્ને પ્રથાનાં અનેક દૃષ્ટાંતો ઇતિહાસમાં મોજુદ પડયાં છે. આ વિક્રમ સંવત્‌ની સ્થાપના વિશે એક વિદ્વાન લેખકે પોતાનો વિચાર, નીચેના શબ્દોમાં જણાવ્યો છે.[૨૬] "શકસે ૧૩૫ વર્ષ પૂર્વે, ઔર વીર નિર્વાણસે ૪૭૦ વર્ષ પીછે, એક સંવત ચલાયા, યહ બાત લગભગ સર્વ માન્ય હૈ. મેરૂતુંગને જો નિર્વાણ ઔર વિક્રમ સંવત્ કે બીચ ૪૭૦ કા અંતર લિખા હૈ, ઉસકા તાત્પર્ય, ઇસ સંવત્સરકે અંતરસે હૈ. ચાહે સંવત્, વિક્રમસે ચલા હો યા દૂસરે કિસીસે"=એટલે કે, મહાવીર નિર્વાણને અને વિક્રમ સંવત્‌ની સ્થાપનાને ૪૭૦ વર્ષનું અંતર છે-(પછી તે સંવત વિક્રમે ચલાવ્યો કે બીજાએ તે ભલે સંદિગ્ધ હોય) તથા શક સંવત્‌ની પૂર્વે ૧૩૫ વર્ષે તે થયો છે. આ કથનને જો પૃ. ૨ ઉપર લિસ્ટમાં, મહાવીર નિર્વાણના આપેલ આંક સાથે આપણે સરખાવીશું તો માલૂમ થશે કે ૪૭૦ના વર્ષે રાજા વિક્રમાદિત્યનું તો ગાદીનશીન થવું થયું છે. એટલે તેના રાજ્યના આરંભકાળથી તે સંવત્સરની ગણના શરૂ થઈ ગણવી રહેશે. પણ તેના પિતા અને ગર્દભીલ વંશના સ્થાપકના સમયથી-એટલે કે ગર્દભીલ વંશનીજ આદિથી-જો સંવત્સરની ગણના કરાય, તો ૪૫૩થી ગણવી પડશે. મતલબ કે બન્ને ગણનાની વચ્ચે ૧૭ વર્ષનું અંતર પડી જાય છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે ઉપરની ટી. નં. ૨ માં જે, ના. પ્ર. પ. પૃ. ૭૨૪ના અવતરણમાં સમજાવાયું છે કે, વિક્રમરાજાએ ૧૭મા વર્ષે વિક્રમ સંવત્‌ની સ્થાપના થઈ હતી, તે વસ્તુ માન્ય રખાય તેવી નથી.[૨૭] (જુઓ પૃ ૨માંનું લખાણ): ઉપરમાં દર્શાવેલ સાહિત્યકથનને દૂર રાખીને ઇતિહાસની દૃષ્ટિએ એક વખત ફરી તેનો વિચારીએ. રાજા દર્પણે અવંતિ ઉપર રાજ્ય ચલાવવાની શરૂઆત ૪૫૩ માં કરી છે એટલે તે વંશની શરૂઆત તે સમયથી થયેલી નોંધાય. પણ તેનું રાજ્ય દશ વર્ષ ચાલ્યાબાદ સંયોગોએ ગાદી

(૨૨) ધાર્મિક માન્યતાનો સંવત્સર હોય તો તે બનેલ બનાવની તારીખથી હજુ ગણવામાં આવે છે ખરો, પણ રાજકીય બાબતને અંગે થતી સંવત્સરની સ્થાપનાનું ધોરણ જુદા જ પ્રકારે છે. (સરખાવો નીચેની ટી. નં. ૨૪-૨૫)

(૨૩) જુઓ કે. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૬૨ પારિ. ૧૩૫

(૨૪) કુશાન વંશની સ્થાપના આવા દાખલા તરીકે ગણાશે; તેનો આરંભ તે વંશના ત્રીજા પુરૂષના રાજ્યારંભથી ગણાય છે; શક સંવત્સરની સ્થાપના શાલિવાહન વંશમાં કેટલેયે દૂર થયેલ રાજાના સમયે થયેલી ગણાય છે; અત્ર પ્રસ્તુત વિક્રમ સંવત્સરનું પણ તેમજ સમજવું. તેની સ્થાપના તેના ત્રીજા પુરૂષથી ગણવામાં આવી છે, નહીં કે પ્રથમ પુરૂષથી.

(૨૫) દા. ત. ચષ્ઠણવંશી ક્ષત્રપોના સંવતની સ્થાપના કરી છે, બીજા પુરૂષ ચષ્ઠણે, છતાં તેનો સમય તેના પિતા ઝ્યમોતિકના રાજ્યારંભથી ગણ્યો છે. ગુપ્ત સંવતની સ્થાપના કરી છે ત્રીજા પુરૂષે, છતાં સમય નોંધાયો છે પ્રથમ પુરૂષના રાજ્યકાળથી: ત્રિકૂટ સંવત્સરનો દૃષ્ટાંત પણ આ કિસ્સાનો છે. (જુઓ પૃ. ૩માં અને એકાદશમ પરિચ્છેદ.)

(૨૬) જુઓ ના. પ્ર. પત્રિ. પુ. ૧૦ ભાગ ૪ પૃ. ૭૩૭

(૨૭) આ પ્રમાણે વિક્રમસંવત્‌ની સ્થાપનાના સમય વિશે, બે મત થયા-એક મતે ૪૫૩, બીજા મતે ૪૭૦: આ ૧૭ વર્ષના અંતરને લીધે કેવા ગુંચવાડા ઉભા થયા છે તેની કાંઇક ઝાંખી આપતાં દૃષ્ટાંતો, આગળના ખંડે આપવામાં આવશે તે જુઓ.

ત્યાગ કરવાની તેને ફરજ પાડી હતી. પછી સાત સાત વર્ષ સુધી નરી અંધાધૂની ચાલી રહી હતી. અને તે બાદ અંધાધૂની ચલાવનાર જુલ્મી રાજસત્તાની ઝુંસરીમાંથી પ્રજાને મુક્તિ મળી હતી. એટલે પ્રજાને તો આનંદના વિષય અને સંવત્સરની સ્થાપના કરવા માટેનું કારણ, તે વંશની સ્થાપના થયા બાદ, ૧૦+૭=૧૭ વર્ષેજ[૨૮] પ્રાપ્ત થયું છે; કે જે સમયે રાજા વિક્રમાદિત્યે શકપ્રજાને હરાવીને શકારિનું બિરૂદ પ્રાપ્ત કરી,અવંતિપતિ તરીકે રાજલગામ હાથમાં લીધી છે. એટલે નિર્વિવાદિત પણે હવે સાબિત થયું કે, વિક્રમસંવત્‌ની સ્થાપના અવંતિની પ્રજાએજ, રાજા વિક્રમાદિત્યે કરેલ ઉપકારના સ્મારક તરીકે, તે રાજઅમલના પ્રારંભકાળથી જ કરી બતાવી છે; નહીં કે તેના[૨૯] વંશની સ્થાપનાના કાળથી.

વિક્રમાદિત્યના જીવનમાં જેમ ઘણી પ્રવૃત્તિઓએ નવીન સ્વરૂપ ધારણ કર્યા છે તેમ ગાદીસ્થાન વિશે પણ કલ્પવુંજ પડશે. આ વિષયની ચર્ચા ગત પરિચ્છેદના અંતમાં કરાઈ ગઈ છે એટલે અહીં તો માત્ર તેનો ઇસારો કરીને જે અંતિમ નિર્ણય બંધાયો છે તેજ જણાવી દઈશું; કે વિદિશા નગરીને બદલે હવે ઉજ્જૈની નગરીએ તે ગર્વયુક્ત પદ શોભાવવા માંડયું હશે. એટલે એક તીર્થધામના મહત્ત્વ સાથે, હિંદી સામ્રાજ્યના પાટનગર તરીકેનું તેમાં ગૌરવ ઉમેરાયું. વળી એક ત્રીજા પ્રકારે પણ તેની મહત્તા વધી હોય એમ અનુમાન કરવાને કારણ મળે છે.

**ગાદીસ્થાન તથા વેધશાળા અને કાળગણનાનું તંત્ર**

હિંદી જ્યોતિષ અને ખગોળશાસ્ત્રીઓએ પૃથ્વીના માપની–રેખાંશ અને અક્ષાંશની[૩૦] ગણત્રીના સ્થાન તરીકે આ સમયથી આ પાટનગરને પસંદ કર્યું હોય એમ દેખાય છે. આમ માનવાને સબળ કારણ એ છે કે, આ વિક્રમાદિત્ય રાજા પોતેજ ક્ષત્રિયોચિત શૌર્ય ધરાવવા ઉપરાંત, બહુ વિદ્યાવિલાસી હતો. તેની બુદ્ધિ અને ચાતુર્યની અનેક દંતકથાઓ વાર્તારૂપે ગુંથાઇને[૩૧] આમપ્રજાના હસ્તકમળમાં–વિશેષે કરીને ગામડામાં વસતી પ્રજાના નિવૃત્તિના સમયે કાળક્ષેપ કરવાના અને નિર્દોષ આનંદ મેળવવાના સાધનરૂપે–વારંવાર નજરે પડતી દેખાય છે. આ કથાઓમાંની કોઈકમાં, રાજા વિક્રમને દૈવીશક્તિનો ધારક, તો કોઈકમાં વળી તેવી શક્તિનો ઉપાસક તો વળી કોઈકમાં તેને નિડરતાપૂર્વક ભૂત, વેતાળ, પિશાચાદિની સાથે અગમ્ય અને ગૂઢ રીતે કામ પાડનાર તરીકે–મતલબ કે દરેકે દરેકમાં–એક મહા ભડવીર અને કર્મવીર તરીકેજ ચીતરી બતાવાયો છે. એટલે લોકને રંજન કરી આશ્ચર્યમાં લીન કરી નાંખે તેવી સર્વ શાખામાં નામાંકિત થઈ પડેલ આવા રાજવીના રાજ્યકાળે, જ્યોતિષ અને ખગોળવિદ્યાના દેદાર પણ નવાજ લેબાસ ધારણ કરે એમ શું માની શકાય નહીં ?

બીજો એક મુદ્દો પણ અત્રે જણાવી દેવો ઉપયોગી થઇ પડશે. તેણે અથવા તેના રાજ્યઅમલ દરમ્યાન ઉજ્જૈનીમાં વેધશાળા સ્થાપન થયાનું જો નક્કી[૩૨] થાય

(૨૮) આ વિશે ના. પ્ર.પ. પૃ. ૧૦ ભા. ૪ પૃ. ૭૩૦ માં લખે છે કેઃ-विक्कम रज्जाणंतर तेरस वासेसु वच्छर पविता । ( વિક્રમ રાજાના તેરમા વર્ષે ) ઉસને અપના સંવત્સર ચલાયા (પૃ. ૭૨૮) આ શ્લોકનો આધાર તેમણે ટાંકયો નથી, પણ પૃ. ૭૩૦ ટી. નં. ૧૦૨માં જણાવે છે કે, વડોદરાના શેઠ અંબાલાલ નાનાભાઇના પુસ્તક ભંડારમાં પ્રાચીન છૂટા પાનામાંથી આ બાબત મળી છે.

(૨૯) સરખાવો ઉપરની ટી. નં. ૨૭.

(૩૦) જેને ઇંગ્રેજીમાં લોન્જીટયુડ અને લેટીટયુડ કહેવાય છે તે; વર્તમાનકાળે આ લોંજીટયુડની ગણત્રીના સ્થાન તરીકે લંડન શહેરનું એક પરૂ જેને 'ગ્રીનીચ' કહેવાય છે ત્યાંની વેધશાળા ગણવામાં આવે છે.

રેખાંશ=લોન્જીટયુડ=ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાંથી પસાર થતી, પૃથ્વીના ગોળા ઉપરની લીટી; તે ૩૬૦ છે.

અક્ષાંશ=લેટીટયુડ=વિષુવવૃત્ત (Equator)થી સમાંતરે ઉત્તર દક્ષિણે દોરેલી ગોળ રેખાઓમાની કોઈ પણ; તે કુલ ૧૮૦ છે.

(૩૧) આવી વાર્તાઓમાં મુખ્યપણે સુડાબહોતેરીની વાર્તા (૭૨ પોપટની), મડા પચ્ચીસીની (૨૫ મુડદાંની) વાર્તા, અને બત્રીસ પુતળીની વાર્તા ઇ. ઇ. છે.

(૩૨) જુઓ અને સરખાવો સમ્રાટ પ્રિયદર્શિનના વૃત્તાંતે પુ. ૨ પૃ. ૩૪૯ ટી. નં. ૮૭.

તો, કાળગણનામાં પણ જબરો પલટો થયાનું જ માની લેવું પડશે. કારણકે અત્યારસુધી પૂર્ણિમાંત મહિનો ગણવાની રૂઢી પ્રચલિત હતી. તેને બદલે ચંદ્રની ગતિ ઉપર મહિનાનો ક્રમ નિયત કરવાનું ઠરવાથી, અમાસાંત મહિનો ગણવાની શરૂઆત પણ આ સમયથીજ દાખલ થઈ ગણાય.[૩૩] આના પુરાવામાં આપણે જોઈ શકીએ છીએ કે વિક્રમ સંવત્સરનો નિર્દેષ કરવામાં, પ્રત્યેકમહિનો અમાવાસ્યાના દિવસે પૂરો કરી, શુક્લપક્ષના પ્રતિપદાને નૂતન માસના પ્રારંભિક દિવસ તરીકે લેખવામાં આવે છે.[૩૪] જ્યારે તેની પૂર્વે–દષ્ટાંત તરીકે મહાવીર સંવતની ગણનામાં–પૂર્ણિમાના દિવસને માસાંત લેખી, કૃષ્ણ પ્રતિપદાનેજ નવીન માસનો પ્રારંભિક દીન ગણવામાં આવતો હતો. જોકે વિક્રમના સમયબાદ કોતરાયલા કેટલાક શિલાલેખમાં, ઋતુ અનુસાર પણ કાળગણના કરાઈ હોય એમ નજરે પડે છે. આ બાબત મહત્ત્વની છે; જેથી તે વિષયમાં કાંઇક લખવાની ઇચ્છા પણ થાય છે; પરંતુ તે વિષય આપણી મર્યાદાની બહારનો હોઇ લાચારીથી છોડી દેવો પડે છે. બાકી કેટલાક પ્રસંગે જ્યાં સમયનો નિર્ણય કરવામાં કોઈ પ્રકારે સંશય ઉભો થાય છે, ત્યાં કાળગણના તે સમયે કેવી ચાલતી હતી તેનો પત્તો લગાવી, તે આધારે તેનો સમય કાંઇક ચોક્કસ કરી શકાય છે. અને તેમ થવાથી કેટલાયે વિવાદગ્રસ્ત ઐતિહાસિક મુદ્દાઓનો ઉકેલ આવી જાય છે. એટલે આ વિષયનું ખાસ જ્ઞાન ધરાવનારાઓએ, સ્વતંત્ર રીતે અને સંપૂર્ણતાથી આ આખોયે પ્રશ્ન વિચારપૂર્વક છણી લેવાની આવશ્યકતા છેજ.

જેમ સર્વ ખાતામાં પ્રગતિ થતી દેખાઇ છે, તેમ આ શાખા પણ બાકી તો નહીંજ રહી હોય એમ સહજ અનુમાન કરી શકાય છે.

**તેના સિક્કાઓ** આશ્ચર્ય જેવું તો એ છે કે આ વિક્રમાદિત્યનું રાજ્ય તો સાઠ સાઠ વર્ષ જેટલા દીર્ઘકાળ સુધી જોકે ચાલ્યું છે; પરંતુ તેનાથી કયાંય અલ્પસમયી અને કેટલાય અંશે ઉણા એવા રાજાઓના સિક્કાઓ જ્યારે ઘણી સંખ્યામાં છપાયલા મળી આવે છે, ત્યારે આવા તેજસ્વી અને કીર્તિ-શાળી રાજાનો એક પણ સિક્કો હજુ સુધી મળી આવ્યાનું સંભળાયુંજ નથી. વળી તેની પૂર્વના (એટલે ઇ. સ. પૂ.

(૩૩) ઇ. ક. પૃ. ૩૧ માં જણાવ્યું છે કે—In Western India, Kartika beginning Thursday Sept 18th. B. C. 57. : In Northern India, Purnimanta begins with full-moon Chaitra, making epoch Sunday February 23 rd. B. C. 57 or Kaliyuga 3044 expired=પશ્ચિમ હિંદમાં (વર્ષની શરૂઆત) કાર્તિક માસમાં ઇ. સ. પૂ. ૫૭ ના સપ્ટેંબરની ૧૮ તારીખ ને ગુરૂવારથી થઇ છે. અને ઉત્તર હિંદમાં ચૈત્ર પૂર્ણિમાંતના દિનથી એટલે ઈ. સ. પૂ. ૫૭ ના ફેબ્રુઆરી ૨૩ ને રવિવારથી અથવા કલિયુગ ૩૦૪૪ વર્ષ સંપૂર્ણ થયા બાદ ગણવામાં આવે છે. (વળી જુઓ ભા. પ્રા. રાજ. પુ. ૨ પૃ. ૩૯૦ તથા આ પુસ્તકમાં આગળ ઉપર જુઓ) એટલે કે ઉત્તર હિંદમાં સંવતનો પ્રારંભ છ માસ અગાઉથી થયો છે અને પશ્ચિમ હિંદમાં પાછળથી થયો છે.

આ હકીકત સાબિત કરે છે કે, વિક્રમાદિત્યનું રાજ્ય પશ્ચિમ હિંદમાં લંબાયલું હતું પણ તેની સત્તા ઉત્તરહિંદમાં એટલે યુક્તપ્રાંતો, પંજાબ કે કાશ્મિરમાં ફેલાઇ નહોતી.

(૩૪) પૂર્ણિમાંત=પૂર્ણિમાનો દિવસ જેને અંતે છે તેવો; એટલે કે પૂર્ણિમાના બીજે દિવસે=કૃષ્ણપક્ષની એકમથી જે નવો માસ ગણવામાં આવે તે પદ્ધતિની ગણનાને પૂર્ણિમાંત માસ કહેવાય; તેનાથી ઉલટી પદ્ધતિ એટલે જેમાં અમાસને છેલ્લો દિવસ ગણી, શુકલ પ્રથમાથી નવો માસ ગણાય તેને અમાસાંત મહિનાની પદ્ધતિ કહેવાય.

વધારે સ્પષ્ટ કરીએ તો:—

| પૂર્ણિમાંત | અમાસાંત |
|---|---|
| કાર્તિક વદ ૧ | આશ્વિન વદ ૧ |
| કાર્તિક વદ ૦)) | આશ્વિન વદ ૦)) |
| કાર્તિક સુદ ૧ | કાર્તિક સુદ ૧ |
| કાર્તિક સુદ ૧૫ | કાર્તિક સુદ ૧૫ |
| માર્ગશીર્ષ વદ ૧ | કાર્તિક વદ ૧ |

મતલબ કે બન્નેમાં સુદનો માસ એક જ હોય છે પણ વદમાં તો પૂર્ણિમાંતમાં જે હોય તેની પુર્વનો મહિના અમાસાંતમાં હોય.

આ વિષય આગળ ઉપર સમયગણનાના ખંડમાં ચર્ચવામાં આવશે.

૫૭ ની અગાઉના) અને તેની પશ્ચાદ્‌ના (એટલે ઇ. સ. ૪ પછીના) તેજ અવંતિ પ્રદેશના અનેક રાજવીના સિક્કાઓ જ્યારે ઓળખી શકાયા છે ત્યારે આ રાજાનાજ ન હોય એમ માની લેવું જરા વધારે પડતું કહેવાય. એટલે કલ્પી શકાય છે કે તે સિક્કાઓ પુરેપુરા ઓળખી શકાયાજ નહીં હોય. કારણકે સિક્કા પાડનાર હિંદુ રાજાઓમાં, હજુ સુધી કોઇએ પોતાનું નામ કે ચહેરો, સિક્કા ઉપર કોતરાવ્યો હોય એમ માલૂમ પડતું નથી. એકદમ પ્રાચીનકાળે તો માત્ર પોતાના વંશના ધાર્મિક ચિહ્ન તરીકે અમુક ચિત્ર છાપતાં;[૩૫] તે પછી કોઇક મહત્ત્વનો પ્રસંગ પોતાના રાજ્યઅમલે બન્યો હોય તો તેનું સ્મરણ ચિહ્ન છાપવાનો રીવાજ થોડોક વખત ચાલ્યો હતો.[૩૬] પછી વિદેશી પ્રજાનો સહવાસ થતાં, ધર્માભિમાન અને કુળાભિમાન ઓછાં થવાં લાગ્યાં અને તેની જગ્યાએ જાતિ અભિમાન પ્રગટ થવા માંડ્યું. એટલે રાજાઓએ પોતાનું સાંકેતિક ચિહ્ન દાખલ કર્યું.[૩૭] છતાં કોઇએ નથી પડાવ્યું પોતાનું મહોરૂં[૩૮] કે નથી છપાવી કોઇએ પોતાની સાલ.[૩૯] આવાં આવાં અનેક કારણોને લીધેજ વિક્રમાદિત્ય જેવા પરાક્રમી અને મહિમાશાળી રાજાઓના સિક્કા, વિના પરખાયે પડી રહ્યા હશે એમ કહી શકાય. તે બાબત એક કલ્પના—અલબત્ત કલ્પનાજ છે–મારા મનમાં ઉગી છે. તે એમ છે કે ઉજ્જૈનીના કોઈ કોઈ સિક્કા એવા છે કે જેમાં, ઉજ્જૈનીની વેધશાળાના ચિહ્ન ઉપરાંત ☽ ચંદ્રનું કે 卐 સ્વસ્તિકનું[૪૦] ચિહ્ન પણ પડાયું છે. આ સિક્કાઓ કદાચ વિક્રમાદિત્યના હોય. જ્યાંસુધી નિશ્ચિત ન થાય ત્યાંસુધી આ બાબતમાં વિશેષ લખવું નિરર્થક ગણાશે. [મારું ટીપ્પણ:--આ પ્રમાણેના મારા વિચારો, અનુમાન કરીને નોંધી રાખ્યા હતા. પણ તેને મુદ્રિત કરવાનો પ્રસંગ પુ. ૨માં આલેખેલ સિક્કાને લગતું પ્રકરણ–ઉપલબ્ધ થયો. તે અરસામાં વિશેષ વાંચનના પરિણામે જણાયું હતું કે, પ્રાચીન સમયના જે સિક્કાઓને ગધૈયા તરીકે ઓળખાવાયા છે, તે આ ગર્દભીલવંશનાજ હોવા સંભવ[૪૧] છે. વળી સિક્કાચિત્રો જોતાં, એક બાજુ ગધેડા જેવું પ્રાણી અને બીજી બાજુ ઉજ્જૈનીનું ચિહ્ન દેખાય છે. પ્રાણીનું ચિહ્ન ગર્દભીલવંશ સૂચવે છે અને ઉજ્જૈની ચિહ્ન તે વેધશાળા બતાવે છે.[૪૨] ]

**રાજ્ય વિસ્તાર**

રાજા વિક્રમાદિત્યને લગતા અન્ય મુદ્દાવિશે જેમ અનુમાન કરવા અને કલ્પનાના ઘોડા દોડાવવા પડ્યા છે તેમ આ વિષયનું પણ સમજી લેવું. કેમકે કોઈ પણ હિંદુ, બૌધ કે જૈન સંપ્રદાયિક સાહિત્યમાં કોઈ હકીકત સ્પષ્ટ રીતે આ બાબતને જાળવી રાખતી પ્રાપ્ત થતી નથી. હજુ કાશ્મિરને લગતો રાજતરંગિણિ

(૩૫) શિશુનાગવંશી (મોટો નાગવંશ) અને નંદવંશી (નાનો નાગવંશ) રાજાઓએ અનુક્રમે મોટો નાગ અને નાનો નાગ પોતાના સિક્કા ઉપર કોતરાવ્યો છે (જુઓ પુ. ૨ માં સિક્કા ચિત્રો નં. ૪૪ થી ૪૬) તે ઉપરાંત ધાર્મિક ચિહ્નો છે: કૌશાંબીપતિ–વત્સદેશના–સિક્કાઓ પણ આ કિસમના સમજવા (સિક્કા નં. ૨૩–૨૪–૨૬).

(૩૬) મહાનંદ અથવા ધનનંદે, પોતાને જે વિધિથી ગાદી પ્રાપ્તી થઈ હતી તે સ્થિતિનું એટલે કે હાથણીએ કળશ ઢોળ્યો હતો તેનું ચિહ્ન કોતરાવ્યું છે.(જુઓ સિક્કા નં. ૨૯,૩૦)

(૩૭) સમ્રાટ પ્રિયદર્શિને પોતાના સાંકેતિક ચિહ્ન તરીકે હાથી કોતરાવ્યો છે (જુઓ સિક્કા નં. ૨૧, ૨૨, ૩૩,૩૪ ઈ.)

(૩૮) ક્ષહરાટ નહપાણે સૌથી પ્રથમ પોતાનું મહોરૂં સિક્કા ઉપર કોતરાવ્યું છે. સાલ પણ તેણેજ પ્રથમ કોતરાવી છે. પણ તે તો વિદેશી નૃપતિ છે જ્યારે આપણે અહીં હિંદી નૃપતિઓનીજ વાતો કરી છે.

(૩૯) જુઓ ઉપરની ટીકા નં. ૩૮

(૪૦) આ ચિહ્નને સિક્કા શાસ્ત્રીઓએ ચંદ્રનું નામ આપ્યું છે, પણ જૈનસંપ્રદાયમાં તેને સિદ્ધશિલ્લા અથવા નિર્વાણ, મુક્તિ (absolute salvation from the fetters of this world=જેને બૌદ્ધ ધર્મમાં પરિનિર્વાણ કહે છે તે સ્થિતિ)ના ચિહ્ન તરીકે ઓળખાવાય છે, (જુઓ પુ. ૨ પૃ. ૬૨) સરખાવો 'સૂર્યચંદ્ર' વિશેની માન્યતા (કો. આં. રેમાં પૃ ૧૧૩ પારિ. ૯૨; આપણુ પુ. ૨ ચિત્ર નં. ૪૨ પૃ. ૫૯ તથા ૬૨ ટિ. નં. ૫૪).

(૪૧) જુઓ પૃ. ૯નું વર્ણન તથા ટી. નં. ૩૨–૩૩ની હકીકત; સિક્કાચિત્રો નં. ૩૮, ૩૯ તથા ૮૨, ૮૩ જુઓ.

(૪૨) વેધશાળા સંબંધી ઉપરમાં ઉપર ટાંકેલ વિચાર સાથે સરખાવો.

નામનો જે ઐતિહાસિક ગ્રંથ છે તેમાં કાંઈક ઈસારો થયેલ નજરે પડે છે[૪૩] ખરો; ( જેનો વિચાર આપણે આ પારિગ્રાફમાંજ આગળ ઉપર કરવાના છીએ ).

રાજા નહપાણનું રાજ્ય, ઉત્તરહિંદમાં મથુરાનો સુરસેન અને પાંચાળદેશ; તેમજ પંજાબ કાશ્મિર છોડી દઈને, લગભગ સર્વત્ર ફરી વળ્યું હતું. તેમ દક્ષિણ હિંદમાં આંધ્રવંશીઓનું સામ્રાજ્ય જામેલું પડયું હતું. પરંતુ પૂર્વ હિંદની અગત્યતા, જ્યારથી હિંદીસમ્રાટની ગાદી મગધમાંથી ફેરવાઇને અવંતિમાં લાવવામાં આવી ત્યારથી તો ઘણીજ ઘટી ગઈ હતી. તેમાં હવે તો, તેના ઉપર કોઇની સત્તા હતી કે નહતી તે ઉપર બહુ લક્ષ પણ રખાતું નહોતું. છતાં અવંતિમાં ગાદી આવ્યા પછી જે અવારનવાર છૂટક બનાવો ત્યાં બનવા પામ્યા છે તે ઉપરથી માનવાને કારણ મળે છે, કે તે ભાગ પણ અવંતિના શહેનશાહને તાબેજ હોવો જોઇએ. (કદાચ ખંડિયા તરીકે કે અર્ધખંડિયા તરીકેજ હશે ) બાકી પશ્ચિમ હિંદનો આખો સિંધ, સૌરાષ્ટ્ર અને કોંકણની લાંબી પટ્ટીવાળા પ્રદેશનો ઉત્તર ભાગ--પુના આગળ જ્યાંથી પશ્ચિમનો ઘાટ શરૂ થાય છે ત્યાં સુધીનો સર્વભાગ--અવંતિપતિ રાજા નરવાહન--નહપાણના રાજ્ય વિસ્તારમાં આવી જતો હતો. આ વિસ્તારમાંનો કેટલોક ભાગ નહપાણના મૃત્યુ પછી ગર્દભીલ અને શકરાજાઓના અમલમાં અવંતિની આણમાંથી ખરી ગયો હશે.[૪૪] વળી જે ભાગ તેમાંથી શક પ્રજાએ બથાવી પાડયો હતો તે તો અવંતિની ગાદી મળતાંજ વિક્રમાદિત્યને આધીન થઈ ગયો હતો, પણ સૌરાષ્ટ્રનો આખો ભાગ તથા અરવલ્લીની પશ્ચિમનો ભાગ, જે ઉપર શાહી રાજા-હિંદી શકપતિ રૂષભદત્તની સત્તા જામી પડી હતી તે માટે તો યુદ્ધ લડીનેજ જીત મેળવવી રહી હતી. આ યુદ્ધ વિક્રમાદિત્ય ગાદીએ બેઠો ( ઇ. સ. પૂ. ૫૭ ) અને શાત અરિષ્ટકર્ણ મરણ પામ્યો ( ઇ. સ. પૂ. ૪૭ ) તે બેના વચગાળે અને તે પણ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપરજ લડાયું દેખાય છે. આ યુદ્ધમાં વિક્રમાદિત્ય અને તેના સહાયક આંધ્રપતિએ, શક(હિંદી તેમજ મૂળવતનીઓનો) તથા ક્ષહરાટ પ્રજાનો ખોડો કાઢી નાંખ્યો હતો[૪૫] તથા પોતાને મળેલ વિજય માટે કેટલાંક ધર્મકાર્યો[૪૬] પણ તે બન્નેએ આ પ્રદેશમાં કર્યાં હતાં. આ પ્રમાણે પશ્ચિમ હિંદનો અગત્ય ગણાતો ભાગ મુખ્યપણે તેણે મેળવી લીધો હતો. જ્યારે દક્ષિણ હિંદમાં તો તેના ઉપકારક, સહાયક અને મિત્ર જે ગણો, તેવા આંધ્રપતિનું રાજ્ય હતું એટલે ત્યાં તો તે દીશામાં કાંઇપણ કરવાપણું હતુંજ નહીં; તેમ પૂર્વ હિંદનો ભાગ વસ્તુતઃ રાજદ્વારી કક્ષામાંથી બકાત થઈ ગયો હતો. એટલે પછી જીતવાનો કોઈ પ્રદેશ બાકી રહ્યો હોય.તો તે ઉત્તર હિંદનોજ ભાગ કહેવાય. એટલે તેણે શક પ્રજા સાથે બે વખત મહાન યુદ્ધો ખેલ્યાં હતાં: પ્રથમનું ગાદી મેળવતી વખતે અને બીજું પોતાના ધર્મનું મહાન્ તીર્થ શત્રુંજ્ય જે સૌરાષ્ટ્ર પ્રાંતમાં આવી રહ્યું હતું તેના ઉપર આધિપત્ય મેળવતી વખતે-અહીં આગળ ઉપર દર્શાવેલ રાજતરંગિણિકારનું વર્ણન વિચારવું પડે છે. તે વિશેષ વજનદાર અને વિશ્વસનીય ગણાય તેમ છે. કેમકે તે ગ્રંથ કેવળ કાશ્મિરની તવારીખનોજ છે અને તેના લેખકે તે દેશના સઘળાં સાધનો, જેટલાં જેટલાં ( રાજકીય સુદ્ધાં પણ ) તે સમયે પ્રાપ્ત થઇ શકયાં હશે તેટલાં મેળવીને, તેના દોહન--સારરૂપેજ ગ્રંથનું લખાણ કર્યું હશે. એટલે તેમાં જે એમ લખ્યું છે કે, રાજા વિક્રમાદિત્યે કાશ્મિર જીતી ત્યાં પોતાના સૂબા તરીકે મંત્રીગુપ્તને નીમ્યો હતો તે હકીકતને સત્ય તરીકે લેખવી પડશે. આ વિક્રમાદિત્ય કયો હોવો જોઇએ તેનો નિર્દેશ કર્યો નથી. જોકે પ્રથમ દરજ્જે શકારિ વિક્રમાદિત્ય માની લેવાય તેમ છે. પણ તેમ કરતાં એક મુશ્કેલી એ આવે છે, કે જો વિક્રમાદિત્યે કાશ્મિર કબજે કર્યું હોય તો તેણે પોતાના સમય ( ઇ. સ. પૂ. ૫૭

(૪૩) જ. રો. એ. સો. પુ. ૧૨ પૃ. ૧૪નું અવતરણ જે આપણે આગળ ઉપર અષ્ટમ ખંડે સમયગણના વિશેના પરિચ્છેદમાં કર્યું છે તે જુઓ.

(૪૪) જુઓ રૂષભદત્તના વૃત્તાંતે.

(૪૫) સરખાવો રાણીશ્રી બળશ્રીનો નાસિકનો શિલાલેખ.

(૪૬) આગળ ઉપર તેના ધર્મવાળો પારા જુઓ.

થી ઇ. સ. ૩) દરમ્યાન કોઇક કાળે કાશ્મિરના રસ્તામાં આવતું પંજાબ સર કરી લેવુંજ રહે. જ્યારે ઇન્ડોપાર્થિઅન શહેનશાહ મોઅીઝથી માંડી ગોંડોફારનેસ સુધીના પાંચેનાં વૃત્તાંત જોતાં માલૂમ થાય છે કે, પંજાબ અને મથુરાના સળંગ પ્રદેશ ઉપર ઇ. સ. પૂ. ૮૫ થી ઈ. સ. ૪૫ સુધીના સમય[૪૭] સુધી અપ્રતિબદ્ધપણે તેઓ હકુમત ભોગવ્યે ગયા છે. એટલે તેને વિચારણામાંથી અલગ કરવો પડયો. વળી ઉત્તર હિંદમાં જે પદ્ધતિએ કાળગણના થતી હતી, તે ઉપરથી પણ સાબિત થઈ શકે છે કે તે પ્રાંતો વિક્રમાદિત્યની સત્તા તળે[૪૮] આવ્યા નહીંજ હોય; પછી બીજી કલ્પનામાં, મંત્રીગુપ્તને કોઈ ગુપ્તવંશી પ્રધાન માની લઇ, ચંદ્રગુપ્ત બીજો જેને ઈતિહાસકારોએ કવિકુળ શિરોમણી કાલીદાસના આશ્રયદાત્તા અને વિક્રમાદિત્ય તરીકે ઓળખાવ્યો છે, તેનો વિચાર ધરવો પડયો. ત્યારે વળી બીજીજ મુશ્કેલી ઉભી થઇ; તે એ કે, ઈન્ડોપાર્થિઅન શહેનશાહ ગોંડોફારનેસે ઇ. સ. ૪૫ માં હિંદનો ઉત્તર ભાગ ખાલી કરીને (જુઓ પુ.૩.) પોતાની ગાદી ઈરાનમાં કરી, ત્યારથી તે આ ગુપ્તવંશી ચંદ્રગુપ્તે ઉત્તર હિંદ કબજે કર્યું, ત્યાંસુધી પંજાબ અને કાશ્મિર ઉપર કોણેકોણે વહીવટ ચલાવ્યો હતો તે વિચારવું જોઇએ. ઇતિહાસ તો એમ જણાવે છે કે ગુપ્તવંશીઓએ તે સર્વ ભાગ કુશાનવંશી પાસેથી મેળવ્યો હતો. પણ કુશાનવંશની સત્તામાં તે પ્રાંતો પ્રથમમાં પ્રથમ તો ઈ. સ. ની પહેલી સદીની આખરે (વિદ્વાનોની માન્યતા પ્રમાણે ઈ. સ. ૭૮માં) જ્યારે કુશાનવંશી રાજા કનિષ્કે હિંદના ઉત્તર પ્રાંતો જીતી પોતાનો શક પ્રવર્તાવ્યો, ત્યારેજ આવ્યા છે; તો પછી ઉપરના ઈ. સ. ૪૫ થી ૭૮ સુધીના ૩૫ જેટલા વર્ષના ગાળામાં, તે ભૂમિ ઉપર કોની સત્તા રહી હશે? કે રાજાની આણ વિનાજ તે ભૂમિ ન ધણિયાતી પડી રહી હશે? કોઈ અન્ય રાજાએ ત્યાં હકુમત સ્થાપી હતી તેમ પણ જણાયું નથી, તેમજ ધણી વિનાની જમીન પડી રહે તે પણ બનવા જોગ નથી. એ ઉપરથી ચંદ્રગુપ્ત બીજાની કલ્પનાનો પણ ત્યાગ કરવો પડયો. પછી એકજ વિચારે આવવું પડયું કે જે કોઈ રાજા વિક્રમ નામધારી હોય તથા ઇ. સ. ૪૫ થી ૭૮ સુધી કે કુશાનવંશીઓના હાથમાં તે મુલક આવી પડયો ત્યાંસુધીના સમયમાં, જે રાજા પ્રબળ પરાક્રમી થયો હોય, તેનોજ પ્રધાન તે કાશ્મિરનો સૂબો મંત્રીગુપ્ત હોવો જોઇએ; આ હકીકત જોતાં, માત્ર અવંતિપતિઓજ એવા દેખાયા કે જેમની સત્તા ઉત્તર હિંદમાં હજુ વિસ્તરી શકે. તેમ ઉપરની અવધિમાં વિક્રમચરિત્ર નામે એક રાજા આ શકારિ વિક્રમાદિત્યનાજ વંશમાં થયેલ નજરે પડે છે. વળી તેનો સત્તાકાળ દીર્ઘકાલીન છે; એટલે તેને પરાક્રમી કે સત્તાશાળી પણ લેખવોજ રહે છે. આ પ્રમાણે બધા સંજોગોનો ઉકેલ મળી રહેતો હોવાથી, કાશ્મિરના વિજેતા તરીકે તરંગિણિકારના લેખન પ્રમાણે, વિક્રમાદિત્યને નહીં, પણ તેના પૌત્ર વિક્રમચરિત્રને આપણે માનવો પડશે. આ તો આપણે અનુમાન દોર્યું છે. છતાં સ્વતંત્ર રીતે જ્યારે સમર્થન મળી રહે છે, ત્યારે તેને નિશ્ચિત તરીકે માની લેવાને પણ આપણે લલચાઇએ છીએ. ઉપરમાં પૃ. ૭ ટી. ૧૮ અને પૃ. ૯ ટી. ૨૮ માં હિં. હિ. પૃ. ૬૪૯નું અવતરણ જે આપ્યું છે તે હકીકત સાક્ષી આપે છે કે, કોઇક ગર્દભીલવંશી[૪૯] રાજાના પરાક્રમ વિશે, વાયવ્યપ્રાંતોમાં (પંજાબ અને કાશ્મિરવાળા ભાગમાં) એક દંતકથા પ્રચલિત થઈ હતી. વળી સમજાય છે કે, તે રાજાનો વસવાટ તેમનાથી અતિ દૂર પડી ગયેલ હોવાથી, તેને લગતી સત્ય હકીકત તેમને પૂરેપૂરી સમજાઇ નહોતી.

(૪૭) જુઓ પુ. ૩ પૃ. ૧૪૫ ઉપરનો કોઠો.

(૪૮) જુઓ ઉપર ટીકા નં. ૩૩.

(૪૯) ગર્દભ-ગધેડા જેવું પશુ, મનુષ્ય જાતિની સ્ત્રી સાથે સમાગમથી જોડાય તે હકીકત વિચિત્ર લાગે જ; પણ ગધેડાને સ્થાને ગર્દભીલવંશી પુરૂષને ઉદ્દેશીને, તે ગર્દભી શબ્દ વપરાયો છે, એમ જો તેમને સમજાયું હોત તો?

આ સ્થિતિ સૂચવે છે કે, તે પ્રદેશની પ્રજા પોતાના રાજાને ગર્દભીલવંશી રાજપુરૂષ ધારવાને બદલે, વિચિત્ર રીતનો માનવી હોવાનું ધારતી હતી.

તેથીજ તે આખી વાર્તાને એક આશ્ચર્યકારક ઘટના તરીકે[૫૦]–A strange tale–સ્વીકારીને તેમણે ચલાવ્યે લીધી હતી. એટલે માનવું રહે છે કે, કાશ્મિર ઉપર ગર્દભીલવંશીનીજ રાજહકુમત સ્થાપિત થવા પામી હતી; અને તે શકારિ વિક્રમાદિત્ય કરતાં વિક્રમ-ચરિત્રનો સંભવ વિશેષપણે માનનીય ગણાશે.

રાજ્ય વિસ્તારના આટલા ટૂંક વર્ણન ઉપરથી સમજાશે કે, રાજા વિક્રમાદિત્ય કાંઈ મોટા પ્રદેશનો સ્વામી નહોતો. તેના કરતાં તો વિશેષ વિસ્તારવંત ભૂમિ ધરાવનારા ભૂપતિઓ, આ ભારતદેશની ધરા ઉપર થઈ ગયા છે. છતાં કોઇનો સંવત્સર ચાલ્યો નથી. જ્યારે આ રાજાનો સંવત્સર પ્રજાએ જે ચલાવ્યો છે એટલુંજ નહીં પણ હોંશથી તેને વળગી રહી છે તેનું કારણ કેવળ તે રાજાનો પ્રજાપ્રેમ જ હતો.

સ્પષ્ટપણે કોઈ શિલાલેખી પુરાવા આ બાબતના નથીજ. પણ ઐતિહાસિક દૃષ્ટિએ જે માનનીય ગણી શકાય, તેવા સિક્કાઈ તથા સાહિત્યીક દૃષ્ટાંતોથી જરૂર કહી શકાય તેમ છે કે તે (અથવા તેનો વંશ) વૈદિક કે બૌદ્ધ મતાનુયાયી નહોતા; એટલે કહેવું પડે છે કે જૈન મતાનુયાયી હતા.

**તેનો ધર્મ**

તેમનાજ સિક્કા છે એમ તો હજુ ચોક્કસપણે સાબિત નથીજ થયું, પણ જેનું વર્ણન આપણે ઉપર કરી ગયા છીએ, તે તેમનાજ ઠરે તો ચંદ્ર (◡) તથા સ્વસ્તિક (卐)નાં ચિહ્નો ઉપરની હકીકતને સામર્થ્ય આપે છે.[૫૧]

વળી વિક્રમાદિત્યને આંધ્રપતિઓએ રાજ્ય મેળવવામાં મદદ આપી છે. ઉપરાંત અનેક વખતે યુદ્ધમાં પણ તેમના પક્ષે ઊભા રહ્યા છે. તેથી અનુમાન થાય છે કે તેઓને સાધર્મિકપણું હોવું જોઇએ. આ વાતને ટેકો આપનારી હકીકત એ છે, કે તે બન્ને એ જૈન-ધર્મના તીર્થાધિરાજ ગણાતા શત્રુંજય પર્વત ઉપર અનેક ધર્મકાર્યો[૫૨] સાથે રહીને કર્યા છે. વળી શક રાજાએ,જૈનાચાર્ય કાલિકસૂરિના કહેવાથી વિક્રમાદિત્યના પિતા રાજા ગંધર્વસેનને જીવતો છોડી દીધો છે[૫૩], તે હકીકત પણ કાંઈક એમજ કહેવા જાય છે કે તે સ્વધર્માનુયાયી હશે. તેમજ આંધ્રપતિના સિક્કાઓ, તે ઉપર નામ કોતરાયલા હોવાથી તેમનાજ કહી શકાય છે; તે ઉપરનાં ચિહ્નો તો દાંડી પીટીને પોકારે છે કે તેઓ જૈનધર્મીજ હતા.[૫૪] મતલબ કે આ પ્રમાણે અનેક પુરાવાથી તેઓ જૈનધર્મી હોવાનું સાબિત થઈ જાય છે.

માત્ર પ્રાચીન સાક્ષી અને પુરાવાજ, ઉપર પ્રમાણે જણાવે છે એમ નથી; પણ વર્તમાનકાળના સંશોધકોએ પણ તે વાતને સમર્થન આપ્યું છે. ડૉક્ટર ભાઉ દાજી જણાવે છે[૫૫] કે: "I believe that the era (Vikram) was introduced by the Buddhists or rather the Jains=મારૂં એમ માનવું થાય છે કે (વિક્રમ) સંવત બૌદ્ધોએ–બલ્કે જૈનોએ દાખલ કર્યો છે." એટલે વિક્રમ સંવત ચલાવવામાં ઉપરી હાથ જૈનધર્મીઓનોજ હતો. અને તેમ હોવાનું કારણ આ ગર્દભીલવંશી રાજાઓ પોતે

(૫૦) ઉપરની ટી. નં. ૪૯ ની હકીકત વાંચો, વિચારો અને હૃદયમાં ઉતારો; એટલે ખરી વસ્તુસ્થિતિ આપોઆપ સમજી જવાશે.

(૫૧) આ ચિહ્નોનાં વર્ણન વિશે પુ. ૨ જુઓ.

(૫૨) જુઓ ઉપરમાં પૃ. ૪૧ની હકીકત; તથા નીચે પૃ. ૪૨ અને ૫૧ ની હકીકત સરખાવો.

(૫૩) જીવતો છોડી દીધો છે અને તે બાદ તે કોઈ અજ્ઞાત સ્થળે, ચારેક વર્ષે મરણ પામ્યો હોય એમ સમજાય છે ( જુઓ પૃ. ૩ ટી. નં. ૭ તથા પૃ. ૧૨ ટી. નં. ૪૭ ).

(૫૪) આ વંશની સ્થાપના થઇ ત્યારથી ગૌતમીપુત્ર શાતકરણી (નં. ૨૬ મો રાજા) રાજા થયો, ત્યાંસુધી મુખ્ય-પણે સર્વે રાજાઓ જૈનધર્મી હતા. વચ્ચે પતંજલી વૈયા-કરણીની સત્તા જ્યારે જામી હતી, ત્યારે એ ચાર રાજા વૈદિક મત તરફ ઢળ્યા હતા ખરા; બાકી નં. ૨૬ મા રાજાના સમય બાદ તો તેઓ ઉઘાડે છોગે વૈદિક મતાનુયાયી જ થઇ ગયા હતા.

(૫૫) જુઓ. જ. બો. બ્રૅ. રો. એ. સો. પુ. ૮ પૃ. ૨૩૩.

જૈનધર્મી હોવાનું વિશેષપણે દેખાય છે. વળી બીજા વિદ્વાન [56]જણાવે છે કે: "Vikram Samvat is used by the Jains only, and was first adopted by the kings of Anahilpattan in Gujerat=વિક્રમ સંવત્‌નો ઉપયોગ કેવળ જૈનોએજ કર્યો છે, અને ગુજરાતના અણહિલપટ્ટણના રાજાઓએજ પ્રથમ તેનો વપરાશ કર્યો હતો."[57] આ હકીકત પણ ઉપર ટાંકેલ ડૉકટર ભાઉ દાજીના કથન સરખીજ છે. વિશેષ પુરાવામાં તેજ વિદ્વાન લેખકનું એક અન્ય વાકય ટાંકવાનું[58] અત્રે જરૂરી મનાય છે. "In whose (Vikramaditya's) time the great temple of Shri Mahavira named Yaksa-Vasati was built on the top (horn) of Suvarnagiri, near Jalaurapara, by a merchant of 99 lacs wealth=(વિક્રમાદિત્યના) વખતમાં[59]

---

(૫૬) જ. બો. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૯ પૃ. ૧૪૫.

(૫૭) તેનો વપરાશ તો તે પૂર્વે કયારનોયે થતો રહ્યો હતો; પણ વચ્ચે બંધ થયો હતો. એટલે તેને પાછો સજીવન કરનાર આ રાજાઓ હતા એમ કહેવું વધારે વાસ્તવિક ગણાશે.

વિક્રમ સંવત વચ્ચે બંધ પડવાનાં કારણ મારી ગણત્રીમાં નીચે પ્રમાણે જણાયાં છે. (૧) તેનો વંશ લગભગ ૨૦૦ વર્ષ ચાલ્યો છે. તે કાળને દીર્ઘ તરીકે ગણાય કે નહીં તે પ્રશ્ન જુદો છે. (૨) તે બાદ ચક્ષ્ઠણ ક્ષત્રપનો વંશ ઇ. સ. ૩૧૯ સુધી હિંદના સમ્રાટ બની અવંતિપતિ તરીકે રહ્યો છે. તેઓએ પોતાનો શક ચલાવ્યો હતો. (૩) તે બાદ ગુપ્ત વંશ ગાદીએ આવ્યો. તેમણે પણ પોતાનો શક ચલાવ્યો હતો. (૪) તે બાદ પરમારવંશી ક્ષત્રિયોનું રાજ્ય થયું. તેમણે અવંતિનું નામ માળવા પાડી પોતાનો માળવ સંવત ચલાવ્યો હતો. (જો કે વિક્રમ સંવત અને આ માળવ સંવતને વિદ્વાનોએ એક માન્યો છે પણ ખરી રીતે તેમ નથી; જુઓ આગળના પરિચ્છેદે) આ બધાં કારણોથી સમજાશે કે જે પ્રજા પોતાનો સંવત્સર ચલાવે, તે કોઈ બીજાના સંવત્સરનો ઉપયોગ કરે નહીં જ. પણ પછી જયારે હિંદુત્વની અથવા એક રાષ્ટ્રિયતાની લાગણીનો જન્મ થયો, ત્યારે વિક્રમ સંવત્સરનો પુનરૂદ્ધાર થયો હોવો જોઇએ. આવો બનાવ જયારે આરબોના અને મુસ્લીમ પ્રજાના હુમલા, હિંદ ઉપર થવા માંડયા તથા તેઓ ઉત્તર હિંદના શાસકો થવા માંડયા, ત્યારે બનવા પામેલ અને ત્યારથીજ આ પ્રવૃત્તિને વિશેષપણે ઉત્તેજન મળ્યું લાગે છે.

તે પૂર્વે ગુજરાતમાં ચાવડાવંશનો અમલ થઈ ગયો છે. તેઓ જૈનધર્મી હતા. (જુઓ ઉપરનું જ. બો. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૯ પૃ. ૧૪૫ નું લખાણ) તેમણે વિક્રમ સંવત્ ચાલુ રાખ્યો હતો. તે બાદ ચૌલુકય વંશ;-તેનો સ્થાપક મૂળરાજ, દક્ષિણના ચૌલુકય વંશમાંથી ઉતરી આવેલ હતો; એટલે તે વૈદિક ધર્માનુયાયી હતો (જો કે તેમનો ઉતાર તથા ધર્મ કાંઈક શંકાસ્પદ પ્રશ્ન છે) તેની પછીની ચાર પેઢી સુધી-એટલે ચામુંડ, વલ્લભસેન, દુર્લભસેન અને ભીમદેવ, એમ ચાર વૈદિકધર્માનુયાયી મનાયા છે (?) પણ તે પછીનો કર્ણદેવ ઉર્ફે ત્રૈલોકયમલ, જયારથી ગોકર્ણપુરી-ગોવાના કદંબ રાજા જયકેશીની બહેન મયણલ્લાદેવીને પરણ્યો, ત્યારથી તે રાજા પોતાની રાણીનો ધર્મ પાળતો થયો હતો. એટલે આ કર્ણદેવ તથા મયણલ્લાદેવીનો પુત્ર સિદ્ધરાજ જયસિંહ, ભલે ઉઘાડી રીતે કહાય વૈદિકધર્મી દેખાતો હશે, પણ અંદરખાનેથી તે જૈનધર્મનો પક્ષપાતી હતો જ; વળી તેની પાછળ ગાદીએ આવનાર રાજા કુમારપાળે તો એટલો બધો જૈન ધર્મનો ડંકો વગડાવ્યો હતો કે તેનું નામ જૈનધર્મીઓમાં ઘરગતુ થઈ પડયું છે.

(૫૮) જ. બો. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૯ પૃ. ૧૪૯.

(૫૯) વિક્રમાદિત્યના સમયે બંધાવાયું તેથી તેનો ધર્મ જૈન હતો એમ ભારપૂર્વક ભલે કહી ન શકાય; પણ જયારે બધી વસ્તુસ્થિતિ અને સંયોગો, તેવી હકીકતને પુષ્ટિ આપનારાં હોય, ત્યારે સહજ દેખાતા અને નાનાં નાનાં બનાવો પણ, વિશેષ ઉપયોગી નીવડતા લેખી શકાય છે; વળી તે સમયે આખાયે ભારતવર્ષમાં કોઈ હિંદુધર્મ-રાજધર્મ તરીકે હતો જ નહીં. વૈદિક ધર્મે રાજધર્મ તરીકે ખરૂં સ્વરૂપ ધારણ કર્યું હોય, તો આ વિક્રમાદિત્યના સમય પછી લગભગ ૧૩૫ વર્ષ બાદ છે (જુઓ આગળના પરિચ્છેદે; શુંગવંશી અમલે વૈદિકધર્મ રાજધર્મ હતો જ, પણ તેનો સમય ઇ. સ. પૂ. ૨૦૪ થી ૧૧૪ સુધી છે, જયારે આપણે અત્યારે ઇ. સ. પૂ. ૫૭ નો એટલે શુંગ પછી દોઢસો વર્ષ બાદનો સમય વિચારી રહ્યા છીએ) એટલે કે ત્યાં સુધી તો જૈન ધર્મ એકલો જ બીનહરીફ તે સમયે પ્રવર્તી રહ્યો હતો. (વળી જુઓ નીચેની ટી. નં. ૬૦-૬૨ તથા ૬૩).

જાલૌરપુર[૬૦] નજીક, સુવર્ણગિરિ પર્વતના[૬૧] એક શૃંગ ઉપર, યક્ષવસતિ નામે શ્રી મહાવીરનું એક મોટું ચૈત્ય[૬૨] ૯૯ લક્ષ (સોનૈયા)ની મુડી[૬૩] ધરાવતા એક વેપારીએ[૬૪] બંધાવ્યું હતું.

ઉપરના સઘળા--સિક્કાઇ તથા સાહિત્યીક—ઐતિહાસિક પ્રમાણોથી સ્પષ્ટ થાય છે કે, શકારિ વિક્રમાદિત્યનો તથા તેના આખા ગર્દભીલવંશનો રાજધર્મ જૈનધર્મ હતો. આપણા નિયમ પ્રમાણે ધર્મસંબંધીનો આ પ્રશ્ન તે વંશના વર્ણનની સમાપ્તિ કર્યાબાદ પરિચ્છેદના અંતે જણાવવો જોઇતો હતો. પણ સાક્ષીપુરાવાનાં ટાંચણો ત્રુટિત થઇ જવાની ભીતિથી અહીંજ તે લખી કાઢયો છે તે માટે વાચકવર્ગની ક્ષમાપના માંગી લઉં છું.

**રાજદ્વારી તથા નૈતિક ચારિત્ર્ય**

છેલ્લા બે હજાર વર્ષ સુધીના કાળમાં, હિંદની ભૂમિ ઉપર જુદા જુદા પ્રદેશ ઉપર રાજવહીવટ ચલાવતા કેટલાયે નૃપતિઓ થઇ ગયા છે. પણ તે સર્વેમાં જો કોઇ પણ નરપતિનું નામ ખરા પ્રજાપતિ તરીકે પ્રજાના હૃદયમાં સદૈવ કોતરાઇ રહ્યું હોય, તો તે એકલા આ વીર વિક્રમનુંજ છે. તે માટે માનવાને કારણ મળે છે કે, જ્યારે જ્યારે પ્રજાને એમ લાગતું કે અમુક રાજાનો રાજઅમલ, સત્યસ્વરૂપે પ્રજાના પિતા તરીકેનો તથા પ્રજાના સંરક્ષક=પ્રજાપતિ તરીકેનો નીવડયો છે ત્યારે ત્યારે તેવા ભૂપાળના[૬૫] નામ જોડે વિક્રમાદિત્યનું ઉપનામ[૬૬] લગાડતા; એટલે તે રાજાનો રાજ્યઅમલ ખતમ થઇ ગયા બાદજ તે ઉપનામ લાગું પડયું છે, તથા તેવું બિરૂદ તેની પ્રજાએજ જોડયું છે[૬૭] એમ બહુધા માનવું રહે છે.

તેનામાં તે નામ પ્રમાણે ગુણો હતા. દરેકે દરેક માનુષી સદ્ગુણોમાં તે એક આદર્શ રાજપતિ હતો એમ કોઈ પણ જાતની અતિશયોક્તિ વિના કહી શકાશે. પોતાની પ્રજા ઉપર જેમ તે વાત્સલ્યભાવ ધરાવતો હતો, તેમ પ્રજા પણ, તેણે કરેલા ઉપકારના બદલામાં તેના ઉપર તેટલીજ અનુગ્રાહી બની રહી હતી. તે ભૂપતિના મોંમાંથી પડતા બોલ, પ્રજા એકશુકને અને ખડે પગે ઉપાડી લેતી હતી. પ્રજાનો એટલો બધો સંપૂર્ણ વિશ્વાસ તેનામાં જામી ગયો હતો કે, તેના વિશે સ્વપ્નામાં પણ કોઈ વ્યક્તિ એવો ખ્યાલ નહોતી કરતી, કે તે રાજા કોઈ રીતે આપણું અનિષ્ટ કરશે.

---

(૬૦) આ જાલૌરપુરને જાલૌરનગર, જાલોરપુરી, જાલોર વિગેરે નામથી પણ ઓળખવામાં આવે છે. તે એક પ્રાચીન જૈન તીર્થ ગણાય છે. વિશેષ હકીકત માટે જૈન પત્રના રૌપ્ય મહોત્સવ અંકમાં પૃ. ૪૧ થી ૫૫ સુધીનો પૂ. મુનિશ્રી કલ્યાણવિજયજીએ લખેલ નિબંધ જુઓ.

(૬૧) આ સુવર્ણગિરિ પર્વતને (ટી. નં. ૬૦ માં દર્શાવેલ પૂ. મુનિશ્રી કલ્યાણવિજયજીએ ગુજરાતમાં આવેલ હાલના ડીસાકેંપ અને ભીલડીયાજીની આસપાસના પ્રદેશમાં હોવાનું ઠરાવ્યું છે. (જૈનયુગ નામનું માસિક; વિ. સં. ૧૯૮૫ નો અંક જુઓ).

(૬૨) શ્રી મહાવીરનું ચૈત્ય બંધાવ્યું છે એટલે તે બંધાવનાર જૈન હોવાનું સિદ્ધ થાય છે (સરખાવો ઉપરનું ટી. નં. ૫૯)

(૬૩) ૯૯ લક્ષ સોનૈયા જેટલી સંપતિ ધરાવનાર વેપારીઓ હતા; આ હકીકતથી તે સમયની અઢળક સમૃદ્ધિનો ખ્યાલ આવે છે.

(૬૪) ચૈત્ય બંધાવનાર ભલે વેપારી છે; પણ જે રાજાના રાજ્યે તે બંધાવાયું તેની સહાનુભૂતિનો એક પુરાવો તો ખરોજ ને? સરખાવો ઉપરની ટી. નં. ૫૯, ૬૦ તથા ૬૨)

(૬૫) સરખાવો નીચેની ટીકા નં. ૬૬ તથા ૬૭ નું લખાણ.

(૬૬) આ પ્રથા હિંદુ રાજાઓની હિંદી પ્રજાએ અખત્યાર કરેલી હતી એમ સમજવું રહે છે. અને તેથી ફરીને જેવી મુસ્લીમ અધિકારની હિંદ ઉપર જમાવટ થઈ કે તે બાદ તે નષ્ટ થઈ ગઇ છે.

(૬૭) પૃ. ૩૪ ટી. નં. ૧૦ From Amarakosa we learn that Sudraka, Hala and other kings had the title of Vikramaditya=અમરકોષના લખાણથી સમજાય છે કે, શુદ્રક, હાલ અને બીજા રાજાઓએ વિક્રમાદિત્યનો ઇલકાબ ગ્રહણ કર્યો હતો. (રાજાએ પોતે આવું બિરૂદ નહીં ગ્રહણ કરેલ, પણ તેમની પ્રજાએજ તેમના સદ્ગુણથી આકર્ષાઇને તે લગાડયું હોવું જોઇએ.)

જેથી કરીને તે પોતાના હરહમેશના વ્યવહારમાં, વેપારમાં તથા સાંસારિક જીવનના દરેકેદરેક કાર્યમાં, નિશ્ચિંતપણે, મોકળામને અને નિર્ભયતાથીજ આનંદમાં દિવસો ગુજાર્યા કરતી હતી. રૈયતના નૈસર્ગિક અને મામુલી હક્કોની વ્યાખ્યા પણ વિચારવી રહેતી નહોતી. સ્ત્રીવર્ગને પણ સારી રીતે, નીચો શ્વાસ મૂકીને નિરાંત ધરવાનો અવસર મળ્યો હતો. દુરાચાર, વ્યભિચાર કે સ્ત્રીજાતિ પ્રત્યેનું કિંચિત્ અમર્યાદિત વર્તન અથવા અન્ય કોઇ પ્રકારના અનીચ્છનીય પ્રસંગો ઉભા થતા, તો તજ્જનક સર્વે કાર્યો પર તુરતજ ઘટતો અંકુશ, રાજ તરફથી મૂકી દેવામાં આવતો હતો.[૬૮] આ પ્રમાણેની સ્થિતિ પ્રવર્તતી હોવાથી, સર્વે મનુષ્યપ્રાણી, પુરૂષ યા સ્ત્રી, વૃદ્ધ યા બાળ, સર્વે પોતપોતાનાં કૌટુંબિક અને સામાજીક જીવનમાં, યથેચ્છ રીતે અમનચમન કર્યે જતાં હતાં. જેમ તેણે પ્રજાનાં આવા પ્રાથમિક હક્કોનું પરિપાલન કરી બતાવ્યું હતું, તેમ તેઓની આર્થિક વિષમતા ટાળવાને પણ તેણે ખૂબ પ્રયાસ કર્યો હતો. આર્થિક ઉપાધિ અને વિષમતાના મૂળ કારણભૂત, ચોરી, લુંટફાટ, ધાડ, ખૂન વિગેરે દુર્ગુણો–ગુન્હાઓ ઇ. ઇ. જે બેકારી ભોગવતા માણસોમાં જીવનનિર્વાહ ચલાવવાના બહાના હેઠળ પ્રવેશ થવા પામ્યા હતા, તે પણ તેણે વિચારપૂર્વકની રાજનીતિ ગોઠવાને મૂળમાંથીજ ડાંભી દીધા હતા.[૬૯] છતાં રાજનીતિથી જે દબાઇ શક્યા નહોતા, તેનો વિનાશ કાયદાના અંકુશોદ્વારા[૭૦] કરી નાંખ્યો હતો. આવાં કાર્યને માટે તેના વિશે એમ કહેવાય છે કે, તે પોતે રાત્રીના સમયે પણ સુખેથી નિદ્રા લેતો નહીં. મધ્યરાત્રીએ છૂપા વેષે કાળો અંધેર પોશાક પહેરીને, થોડાક વિશ્વાસપાત્ર અંગરક્ષકો લઇને, પોતે જાતેજ જનચર્યા તપાસવાને નીકળી પડતો.[૭૧] કેટલાક પ્રસંગે પોતે બહુરૂપી બનીને પ્રજાવર્ગમાં ભેળાઈ જતો તથા તેમનાં કાર્યો નિહાળતો. વળી જરૂરીયાત ઉભી થતી, તો જંગલમાં કે ખંડિયેર જેવી દેખાતી જગ્યાઓમાં ભરાઇ રહેવા માટે, તથા ભુતાવળ અને પીશાચ જેવા જીવાત્માઓ જે મનુષ્યજાતિના દ્વેષી અને લોહી તરસ્યા કહેવાય છે, તેમની સામે પણ ખેલ રમવાને[૭૨], તે તૈયાર થઇ જતો હતો. તેમજ ભર અંધકારમય રાત્રીમાં અથવા કાલીમા અને સ્મશાન જેવા વેરાન અને ઉજ્જડ બની ગયેલા સ્થળોમાં પણ નિર્ભીક બનીને જવામાં, તે લેશમાત્ર પણ પાછી પાની કરતો નહીં. આવી રીતે બહાદૂરી ભર્યાં કામો કરવાને તે એક્કોજ હતો. તેટલા માટે પ્રજા તેને "વીરવિક્રમ" તરીકેજ સંબોધતી હતી. પ્રજા કલ્યાણના માર્ગો યોજવાનું, તે પોતાનું પરમ કર્તવ્ય સમજતો હતો. તેમ પોતાના જીવની જોખમની પણ દરકાર કરતો નહીં. આ બધું પોતાની વાહવાહ કહેવરાવવા કરતો હતો એમ પળવાર પણ કોઈએ માનવું નહીં. તે તો જે કરતો હતો, તે માત્ર પોતાની એક રાજવી તરીકેની પરમ પવિત્ર ફરજ જગન્નિયંતાએ તેના ઉપર મૂકી છે અને તે તેણે અદા કરવી જોઈએ, એવા વિચારથી જ કરતો હતો. એટલે નિષ્કામ ભાવેજ તે સર્વ કાર્ય કર્યે જતો હતો. પરિણામે જે કોઈ રાજવી, પોતાની યશઃકીર્તિ દિગંત વ્યાપી બને એવી અભિલાષા સેવી, પ્રજા કલ્યાણનાં કાર્યો કરતો રહે છે તેવા રાજવી કરતાં પણ અધિકાંશે આ ભૂપતિના યશ અને ગુણગાન દીપી નીકળ્યાં હતાં.[૭૩] નહીં તો અદ્યાપિ પર્યંત, કેમ કોઇ સમ્રાટ

(૬૮) સરખાવો ઉપર માં રાજા ભર્તૃહરીની રાણીના કલંકિત ચારિત્ર વાળો બનાવ.

(૬૯) આ ઉપરથી સમજાશે કે ચોરી, લુંટફાટ વિગેરે ગુન્હાઓના નિવારણ માટે કેવળ કાયદાનુંજ આલંબન ઉપયોગી નથી; પરંતુ રાજનીતિને પણ અમુક રસ્તે વાળવી પડે કે જેથી તેવા ધંધા તરફ પ્રજાનું મન દોરાય નહીં.

(૭૦) જુઓ ઉપરની ટીકા નં. ૬૯.

(૭૧) સરખાવો પૃ. ૪ ઉપર હિં.હિં.ના લેખનું ઇંગ્રેજીમાં He himself went out in disguise વાળા શબ્દોનું અવતરણ.

(૭૨) સરખાવો પૃ. ૩૮ ટી. નં. ૩૧ ની હકીકતો.

(૭૩) બીજા પણ અનેક ગુણો તેનામાં હતા. તેમાંના એક માટે જુઓ ૨૫ પૃ. માં 'ખૂન કે મરણ' વાળો પારિગ્રાફ.

અથવા રાજરાજેશ્વરનું નામ હિંદીપ્રજાનાં અંતઃકરણમાં ઘર કરી ન રહ્યું ? પણ એકલા આ રાજવીનું નામજ તેમણે હૃદયમાં ધારી રાખ્યું (!) તેનું કારણ ઉપર જણાવ્યા પ્રમાણે, સર્વ પ્રકારે તેણે પ્રજાનાં દિલ રંજન કરીને જીતી લીધાં હતાં તેજ છે. તેના મનમાં સાચો પ્રજાપ્રેમ જાગ્યો હતો અને તેણે તે પ્રેમ એક ભૂપતિની સર્વે શક્તિઓ અમલમાં મૂકી, મનુષ્ય તરીકે બજાવ્યો હતો. ટૂંકમાં કહેવાનું કે હરકોઇ તેમજ સમૂચિત પ્રકારે, પ્રજાપ્રેમ જીલવો તેજ તેના જીવનવહનની[૭૪] ચાવી બની ગઈ હતી.

ઉપર તો માત્ર પ્રજાના સામાજિક જીવનની હાડમારીના, તેણે કરેલ ઉકેલ વિશેજ જણાવાયું છે. પણ તેથી એમ નથી સમજવાનું કે પ્રજાસંબંધી અન્ય ક્ષેત્રી કાર્યોમાં-રાજકીય, આર્થિક કે ધાર્મિક-તેમને જોઇતા હક્કો સંતોષવા, જાળવવા કે વૃદ્ધિ કરી આપવા તરફ તે દુર્લક્ષ રાખતો હતો અથવા બેપરવા બનાવતો હતો. તેમ બનવા પામ્યુંજ નથી. ઉલટું, પોતાની બુદ્ધિ પહોંચી, તે પ્રમાણમાં તેણે કાંઇને કાંઇ સુધારા વધારા કર્યાજ કર્યા હતા. ટૂંકમાં ઉપર જણાવ્યા પ્રમાણે, તે એક આદર્શ રાજવી અને નરપુંગવ તરીકેનું જીવન જાણી શકયો છે; તેમજ આચારમાં પણ તેણે તે મૂકી બતાવ્યું છે. તેની કીર્તિ જે જળવાઇ રહી છે, તે તેની ઇચ્છાનો પરિપાક નથી, પણ તેણે આદરેલાં પૂણ્યકર્મોનાં બહુમૂલી ફળોનું પરિણામ માત્રજ છે, એમ સમજવું.

## ભર્તૃહરી-ભરથરી : શુદ્રકાદિત્ય

આ રાજાનો અધિકાર સ્વતંત્ર રીતે તો ગણી શકાય તેવો કહી નજ શકાય[૭૫]. પણ તેના વડીલબંધુ શકારિ વિક્રમાદિત્યના રાજ્યકાળ દરમ્યાન, રાજ્યના એક મહાન્ સ્તંભરૂપ તે ગણાતો હતો. અને અમુક સંજોગોમાં, તેને રાજ્યની કુલ લગામ પણ સાચવવી પડવાનો મોક્કો ઉભો થયો હતો. આટલા દરજ્જે પુરાણકારોએ તેને પણ અવંતિપતિની નામાવળીમાં ગણવાનું મુનાસબ ધાર્યું દેખાય છે. તેથી આપણે પણ તે રીતિનું અનુકરણ કરીશું.

હકીકત એમ બની હતી કે, રાજા વિક્રમાદિત્યને ન્યાય તોળવો એટલો બધો પ્રિય લાગતો હતો, કે જેમ સમ્રાટ પ્રિયદર્શિને ધર્મપ્રચાર માટે લેખ લઇને અમર નામ કર્યું છે, પંડિત ચાણક્યજીએ રાજસૂત્રોને બરાબર અમલમાં મૂકવાની ધૂનને પાર પાડી અમરકીર્તિ કરી છે, તેમ આ શકારિને પણ ન્યાય ઉતારવા આકાશ પાતાળ એક કરવાની ધૂન લાગી હતી. એટલે જ્યારે ન્યાય છણતાં, કોઈ અટપટો પ્રશ્ન ઉભો થતો ત્યારે, તેના અમલદારોનાજ કથનમાત્રથી સંતોષ ન પકડતા, પોતે છુપાવેશે અંધાર પીછોડો ઓઢી, રાત્રી ચર્ચા નીહાળવાને ઉતરી પડતો; અને અનેક ગુહ્ય બાતમી મેળવતો. પોતાના તે નિયમાનુસાર, એકદા એવોજ પ્રસંગ ઉભો થયો હોવાથી[૭૬] તેને રાજપાટની બહાર અમુક સમય સુધી જવાની જરૂરીઆત લાગી હતી. અને તેટલા વખત સુધી રાજ્યનો સારોયે કારભાર પોતાના વિશ્વાસુ લઘુભ્રાતા ભર્તૃહરીના હાથમાં સોંપ્યો હતો[૭૭]. આ સ્થિતિ કેટલો વખત ચાલુ રહી હતી તે કહેવાને કોઇ સામગ્રી આપણી પાસે નથી.

રાજા ભર્તૃહરી પણ પોતાના વડીલ બંધુની પેઠે

(૭૪) આ આખો પારિગ્રાફજ તેની સાક્ષી રૂપે સમજવો.

(૭૫) કવિતોમાં, દુહાઓમાં ઇ. લોકગીતોમાં તેને 'રાજા ભરથરી' તરીકે ઓળખાવાયો છે. પણ ખરી રીતે તે રાજપદવીએ આવ્યો લાગતો નથી. તેને અને તેના વડીલ બંધુ વિક્રમાદિત્યને, એટલી બધી પ્રીતિ હતી કે વિક્રમાદિત્ય રાજપદે હતો અને પોતે ફટાયો હતો; છતાં એટલી બધી સત્તા અને હક્ક તે ભોગવતો હતો કે, કોણ રાજા ને કોણ નહીં, તે પારખવું કઠિન થઇ પડતું હતું. તેમજ રાજા વિક્રમાદિત્ય અવાર નવાર રાજ્યમાંથી ગેરહાજર રહેતો હોવાથી, કુલકુલાં રાજા ભરથરીજ મનાતો હતો. જુઓ નીચેની ટીકા નં. ૭૭

(૭૬) આવો પ્રસંગ શું ઉભો થયો હતો તે હજુ જણાયું નથી. પણ અતિ મહત્વનો હશે એમ સહજ અનુમાન કરી શકાય છે.

(૭૭) જુઓ પૃ. ૪ ટી. ૯ નું ઈંગ્રેજી અવતરણ તથા સરખાવો ઉપરની ટીકા ૭૫.

પ્રજાવત્સલ રાજા હતો. તેણે ટુંક વખતના કારભારામાં પણ, પ્રજાનો ચાહ સારો જીતી લીધો હતો. આનો પુરાવો એ છે કે જ્યારે તેણે સંસારનો ત્યાગ કરી ભેખ લઈ જંગલવાસ કર્યો, ત્યારે પ્રજાએ પોતાનો જે શોક (લોક કથામાં ગવાઇ રહેલ છે તે પ્રમાણે) વ્યક્ત કર્યો હતો તે ઉપરથી મળી શકે છે. પ્રસંગ એમ બન્યો હતો કે, પ્રજામાં જે વ્યભિચાર અતિ મોટા પ્રમાણમાં ઠેઠ શુંગવંશી રાજાઓના અમલથી ચાલ્યો આવતો હતો (જુઓ ઉપરમાં પરિચ્છેદ પહેલાનું વર્ણન),–કેટલોક સમય થતાં પ્રવેશ કરી ગયો હતો–તેનું મોટા ભાગે નિકંદન તો થઇ જવા પામ્યુંજ હતું. છતાં એકદમ વિનાશ થયો નહોતોજ. આ દુર્ગુણનો ભોગ, રાજા ભર્તૃહરીની રાણી પિંગલા બની હોય એમ નાટય પુસ્તકો ઉપરથી સમજાય છે; અને તેની ખાત્રી સંપૂર્ણપણે રાજાને થતાં, તેનું મન સંસાર ઉપરથી ઉદ્વિગ્ન થયું હતું; જેથી પોતે ભેખ લઇ રાજ્યનો ત્યાગ કરી, જંગલમાં નીકળી પડયો હતો[૭૮]. પાછળથી તે સમાચાર રાજા વિક્રમાદિત્યને કાને પડતાં, તેણે આવી રાજકાજ સંભાળી લીધું હતું.

રાજા ભર્તૃહરી પોતે વિદ્યાવિલાસી હતો. કવિતા રચવાનો પણ શોખીન હતો. જે તેણે પોતાના નામ શુકાદિત્ય ઉપરથી–શુકસપ્તતિ નામે રચેલ ગ્રંથ ઉપરથી સમજી શકાય છે. તેમજ જંગલવાસી બન્યા[૭૯] બાદ પ્રસંગને છાજતાં અનેક કાવ્યો રચ્યાં છે તે ઉપરથી પણ સમજાય છે. ભર્તૃહરીને સાદી ભાષામાં, રાજા ભરથરી, કહીને સંબોધવામાં આવ્યો છે. પોતે કયારે મરણ પામ્યો તે જણાયું નથી.

આ પ્રમાણે તેણે રાજ્યલગામ જે સમય માટે ગ્રહણ કરી હતી તે સર્વ રાજા વિક્રમાદિત્યના સમયની અંતરમાં સમાવિષ્ટ થતો હતો એટલે સ્વતંત્ર રાજવી તરીકે તેની ગણના કરાય નહીં. તેણે સંસાર ત્યાગ કર્યા પછી, પાછી ગાદિ વિક્રમાદિત્યેજ સંભાળી લીધી હતી. હવે પછી કેટલા વર્ષ તે જીવ્યો છે તેનો પત્તો નથી. પણ આ વિક્રમાદિત્ય શકારિનું મરણ ઇ. સ. ૪ માં થયું હતું એટલું નક્કી છે. તે પછી તેનો પુત્ર માધવાદિત્ય અવંતિની ગાદીએ આવ્યો હતો.

### (૩) માધવાદિત્ય (૪) ધર્માદિત્ય અને (૫) વિક્રમચરિત્ર: માધવસેન

સામાન્ય પ્રણાલિકા એવી છે કે, પ્રત્યેક રાજવીનું વૃત્તાંત પૃથક પૃથકપણે આલેખવું જોઇએ. છતાં અહીં ત્રણ ત્રણ વ્યક્તિઓનાં વૃત્તાંત એકી સાથ લખવાનું સાહસ ઊઠાવવું પડયું છે; કેમકે (૧) પુસ્તક પહેલામાં વર્ણવાયલા, પ્રાચીન સમયના આખાને આખા અનેક ભારતીય રાજવંશો વિશે[૮૦], જેમ ઇતિહાસ તદ્દન અંધકારમય હતો, તેમ આ ગર્દભીલવંશ વિશેની સ્થિતિ પણ છે, એમ કહેવું અતિશ્યોક્તિભર્યું નથી. જેથી અતિ પ્રયાસવડે તારવી કાઢેલાં અનુમાનો, ઘણીઘણી સાવચેતી રાખ્યા છતાંયે, કોઈ ને નામે ચડી જવાનો સંભવ રહી જતો જણાય છે. વળી (૨) આ ત્રણે રાજાઓનો સમગ્ર સત્તાકાળ, ભલે ૯૦ વર્ષ જેટલો ઠરાવવો પડયો છે અને વર્તમાનકાળના ઐતિહાસના લેખક, તો તેટલા કાળનું અનેક પૃષ્ઠોનું વાંચન આપી શકે તેટલી સામગ્રી ઉપજાવી શકે છે; જ્યારે આપણા ક્ષેત્રે હાથ ધરેલ સમયના તો માત્ર ચારપાંચજ

---

(૭૮) સરખાવો પૃ. ૪ ઉપરના ઈંગ્રેજી લખાણ વાળો ભાગ "Younger brother Bhartrihari, the noted poet,—several years after, Bhartrihari disgusted with the world, through a family calamity let Raj to his ministers and passed into religious retirement.

(૭૯) ભગવા ધારણ કરી જંગલવાસ સેવ્યો હોય એવો ફલિતાર્થ દંતકથામાં નીકળે છે. પણ તેના કુલધર્મની હકીકત તપાસીશું તો તે જૈન ધર્માનુયાયી હોઇ, તેણે જૈન દીક્ષા લીધી હતી એમ કહી શકાય.

(૮૦) આવાં નામોમાં નીચેના રાજવંશો ગણી શકાશે.

કોશળદેશનો રાજા પ્રસેનજીતવાળો;
કાશીદેશનો રાજા બૃહદ્રથનો;
વત્સદેશના રાજા ઉદયનનો;
અવંતિપતિ પ્રદ્યોતવંશી રાજાઓનો;
ચેદિપતિ મહામેઘવાહન રાજાનો;
સિંધુ-સૌવીરપતિ ઉદયન રાજાનો; ઇ. ઈ.

બનાવ[૮૧] હાથ લાગ્યા છે. તેમાંયે તેનું વર્ણન તો ગણ્યાગાંઠયાં પૃષ્ઠોમાંજ સમાપ્ત થઇ જાય તેમ છે; અને તેટલાને પાછું ભિન્ન ભિન્ન રાજવીના નામ તળે વહેંચી નાંખતા આખો દેખાવજ ફરી જતો હોય, તેવું દૃશ્ય ખડું થઇ જવાની ભીતિ ઉત્પન્ન થાય છે. માટે તે સર્વેને હાલ તો એકત્રિત કરીને રજુ કરવાનું યોગ્ય લાગ્યું છે.

આ ત્રણેને અનુક્રમે આપણે ૪૦, ૧૦ અને ૪૦ વર્ષો અર્પણ કર્યા છે. અને તેમ કરવાનાં કારણો તથા દલીલો પ્રથમ પરિચ્છેદે જણાવી ગયા છીએ. એટલે અહીં પાછા તેમાં ઉતરવાની જરૂર જણાતી નથી. પરંતુ અત્રે એટલું જણાવીશું, કે તેમના નામના અનુક્રમમાં ફેરફાર કદાચ હોય ખરો. એટલે કે નં. ૫ નું નામ જે વિક્રમચરિત્ર ઉર્ફે માધવસેન જણાવ્યું છે તેને બદલે કદાચ નં. ૩ નું નામજ તે હોય અથવા માધવસેન નામ નં. ૩ નુંજ હોય અને નં. ૫ વાળો વિક્રમચરિત્ર ઉર્ફે માધવાદિત્ય કહેવાઇ ગયો હોય; જો કે નં. ૩ અને નં. ૫ ના સ્થાન અથવા નામ વિશે શંકાશીલતા ઉદ્ભવે છે, પરંતુ નં. ૪ માટે તો તે એમાંથી એકે શંકાને સ્થાન નથી રહેતું; કેમકે વિક્રમાદિત્યની પાછળ ગાદીએ આવનારનું નામ માધવસેન (પછી માધવાદિત્ય પણ હોય) જણાયલુંજ છે[૮૨]; જ્યારે નં. ૪ નું નામ તો આપણે ધર્માદિત્યજ એટલે કે માધવાદિત્ય અને માધવસેનથી તદ્દન ભિન્ન પડી જાય તેવુંજ ઠરાવ્યું છે. એટલે તેનું સ્થાન તથા નામ નિશ્ચિત લાગે છે. ઉપરાંત ત્રણેના સમયના આંકમાં પણ થોડાં ઘણાં વર્ષની હેરફેર રહેવા સંભવ છે, છતાં એટલું નક્કી કહી શકાય કે નં. ૩ અને નં. ૫ એમ બન્નેનો રાજ્યકાળ, વચલા નં. ૪ કરતાં દીર્ઘકાલીનજ હશે. કેમકે નં. ૨ વાળા વિક્રમાદિત્યનો રાજ્યકાળ જ્યારે ચોક્કસપણે ૬૦ વર્ષ જેટલો જણાયોજ છે તેમ તેની પાછળ આવનાર નં. ૩નો રાજ્યકાળ પણ સંયોગાનુસાર ઠીકઠીક લાંબો ઠરાવ્યો છે તથા તેને નં. ૨નો પુત્ર હોવાનું પણ જણાવાયું છે; એટલે પેલા નિયમાનુસાર[૮૩] કલ્પના કરવી રહે છે કે નં. ૪નો શાસનકાળ અલ્પ સમયીજ હોવો જોઇએ. આ પ્રમાણે ત્રણેનાં સ્થાન, નામ તથા સમય બાબતમાં પરસ્પર સ્થિતિ વિશેની સંભાવના જાણી લેવી. હવે તેમના સંબંધમાં જણાયલા બનાવોની પર્યાલોચના કરીએ.

જે ચાર પાંચ બનાવો નોંધાયલા નજરે પડ્યા છે તે આ પ્રમાણે છે: (૧) રાજતરંગિણિકારના કહેવા પ્રમાણે[૮૪] કોઇક વિક્રમાદિત્યનો મંત્રિગુપ્ત નામે સુબો કાશ્મિરવાળા પ્રદેશ ઉપર રાજવહીવટ ચલાવી ગયો છે. (૨) જ. બોં. બ્રૅ. રો. એ. સો. પુ. ૯ પૃ. ૧૪૨માં જણાવ્યા પ્રમાણે In a Marwari manuscript of 121 pages without date, Gardabhila is said to have 84 Samantas =સમય નોંધ્યા વિનાની ૧૨૧ પૃષ્ઠોની એક મારવાડી હસ્તલિખિત પોથીમાં ગર્દભીલને ૮૪ સામંતો હોવાનું કહેલું છે. (૩) વિક્રમાદિત્યના પુત્ર માધવસેને અરબી સમુદ્રમાંના એક ટાપુના કોઇ રાજાની સુલોચના નામની કુંવરી સાથે લગ્ન કર્યું હતું.[૮૫] (૪) હિંદના વાયવ્ય પ્રાંતોમાં પેલી જે દંતકથા પ્રચલિત થયેલી હતી કે ધારના રાજાની કુંવરીને કોઇ ગર્દભવેરે પરણાવી હતી.[૮૬] (૫) તથા જૈન સાહિત્યમાં એમ લખેલ માલૂમ પડે છે કે,[૮૭] તેમના અંતિમ તીર્થંકર શ્રી

(૮૧) આ બનાવોનું વિસ્તૃત વર્ણન આગળ ઉપર લખવામાં આવ્યું છે.

(૮૨) આ બધી હકીકત પ્રથમ પરિચ્છેદે જણાવાઈ ગઈ છે.

(૮૩) આ નિયમનો આધાર અનેક રાજવંશી નામાવળી ગોઠવવામાં અનેક વખત પુ. ૧ માં આપણે લેવો પડયો છે; જેમ કે:—

કાશીના શિશુનાગ વંશની
વત્સદેશના શતાનિકની
અવંતિના ચંડપ્રદ્યોતની ઇ. ઇ.

તે નિયમ પ્રમાણે જાણવો.

(૮૪) ઉપરમાં પૃ. ૪૧ જુઓ.

(૮૫) ઉપરમાં પૃ. ૫ જુઓ.

(૮૬) ઉપરમાં પૃ. ૮ જુઓ.

(૮૭) પરિશિષ્ટ પર્વ જુઓ.

મહાવીરની પંદરમી પાટે થયેલ શ્રી વજ્રસ્વામિ નામના આચાર્યે શત્રુંજય પર્વત ઉપર તીર્થોદ્ધાર કરાવ્યો હતો. તે સમયના અરસામાં અવંતિપતિ રાજા વિક્રમાદિત્યે તથા શતવહનવંશી રાજા હાલ–શાલિવાહને પણ શત્રુંજય પર્વત ઉપર કેટલાંક ધાર્મિક કાર્યો ઉજવ્યાં હતાં.[૯૮] આ પાંચ બનાવો કોના સમયે બન્યા હોવા જોઇએ તથા તેને સંકલિત બીજી કઈ કઈ ઘટના થવા પામી હતી તેનો વિચાર કરીશું. તે પાંચેને અનુક્રમવાર તપાસીએ.

પ્રથમ કાશ્મિર ઉપર મંત્રિગુપ્તની સૂબાગીરીવાળો મુદ્દો તપાસીએ.–પૃ. ૪૧ માં ચર્ચા કરતાં જણાવી ગયા છીએ કે આ મંત્રિગુપ્ત તે ગર્દભીલવંશી વિક્રમાદિત્યનો હાકેમ હશે. પણ આ વિક્રમાદિત્ય કયો તે ત્યાં જણાવ્યું નથી. સામાન્ય રીતે શકારિ વિક્રમાદિત્ય તે હોવાનું માની લેવાયજ. પણ ઐતિહાસિક સ્થિતિ તપાસતાં તે માન્યતા ટકી શકે તેમ લાગતું નથી. કેમકે જો તેની સત્તા કાશ્મિર ઉપર સ્થાપિત થયાનું સ્વીકારી લેવાય તો ફલિતાર્થ એ થયો કે, તેની રાજગાદીવાળા પ્રાંત અવંતિથી માંડીને કાશ્મિર સુધી વચ્ચે આવતો સર્વ પ્રદેશ તેને તાબે હતો એવી સ્થિતિનો સ્વીકાર કર્યો કહેવાય. હવે વિક્રમાદિત્યનો સમયકાળ ઇ. સ. પૂ. ૫૭ થી ઇ. સ. ૩ સુધીના ૬૦ વર્ષનો હોવાનું સાબિત થયું છે. (જુઓ પૃ. ૭ની વંશાવળી) અને તે સમયે પંજાબપ્રાંત ઉપર તો ઇન્ડોપાર્થિઅન શહેનશાહ અઝીલીઝ અને અઝીઝ બીજાની હકુમત ચાલુ હતી (જુઓ પુ. ૩ માં તેમના વૃત્તાંતો) એટલે તે સમયે શકારિ વિક્રમાદિત્યની આણ ત્યાં હતી તે અનુમાન બંધબેસતું થતું નથી. ત્યારે બીજો કયો વિક્રમાદિત્ય ગર્દભીલવંશી હોઈ શકે? તે તપાસવાનું રહે છે. ઇતિહાસ આપણને શીખવે છે કે, ઇન્ડોપાર્થિઅન શહેનશાહ ગોંડોફારનેસનો હિંદદેશનો રાજ્યવહીવટ ઇ. સ. ૪૫માં ખતમ થયો છે અને પંજાબ તથા ઉત્તરહિંદમાં કુશાનવંશી રાજાઓનો અમલ ઇ. સ.ની પહેલી સદીના ઉત્તરાર્ધમાં (વિદ્વાનોની માન્યતા પ્રમાણે ઇ. સ. ૭૮ છે.[૯૯] મારી ગણત્રીમાં તે સમય ઇ. સ. ૧૦૩ આવે છે.) થયો હોવાનું જણાય છે. એટલે કે ઇ. સ. ૪૫ થી ૧૦૩ સુધીના ૫૦–૬૦ વર્ષના ગાળામાં જે કોઈ ગર્દભીલવંશી રાજા પરાક્રમી નીવડયો હોય તેનોજ રાજઅમલ તે પ્રદેશ ઉપર હોઈ શકે. અને પૃ. ૭ ઉપરની વંશાવળી જોતાં તેનું નામ વિક્રમચરિત્રઃ માધવસેન દેખાય છે. જેથી સંભવ છે કે વિક્રમચરિત્રને પણ વિક્રમાદિત્યના નામથી પ્રાચીન ઇતિહાસકારોએ ઓળખાવી દીધો હોય. એટલે વિશેષ સંભવિત એ માનવું રહે છે કે, વિક્રમચરિત્ર ગર્દભીલની સત્તાજ અવંતિથી માંડીને ઠેઠ કાશ્મિર સુધી ફેલાવા પામી હતી અને ત્યાં વહીવટ ચલાવવા તેણેજ પોતા તરફથી મંત્રિગુપ્ત નામના પ્રધાનને નીમ્યો હતો. એમ પણ પ્રશ્ન ઉદ્ભવી શકે કે, ગોંડોફારનેસનો અમલ ઇ. સ. ૪૫ માં બંધ થયો છે, તે સમયે અવંતિપતિ તો નં. ૪ વાળો ધર્માદિત્ય હતો. એટલે ૪૫ થી ૫૩ સુધીના પોતાના સમય દરમ્યાન કોઇ કાળે તેણે તે પ્રદેશ જીતી લીધો હોય એમ શું ન બની શકે? સંભવિત છે. પરંતુ તેનો રાજ્યઅમલ માત્ર ૧૦ વર્ષજ ચાલ્યો છે એટલે તે સ્થિતિ ધ્યાનમાં લેતાં, નં. ૫ વાળાનું રાજ્ય જે

(૯૮) આની કેટલીક હકીકત ઉપરમાં અપાઈ ગઇ છે તે જુઓ.

(૯૯) ઈ. એ. પુ. ૩૭ પૃ. ૩૩:–Prof. Oldenberg put forth the statement that Kanishka founded the Saka era and this theory has been generally accepted by the majority of oriental scholars=પ્રો. ઓલ્ડનબર્ગે સૂચન કર્યું કે, કનિષ્કે શકસંવત સ્થાપ્યો હતો. અને પૌર્વાત્ય વિદ્વાનોની બહુમતિએ તે પક્ષ સામાન્ય રીતે સ્વીકારી લીધો હતો.

ઉત્તર હિંદના આ પ્રાંતોમાં માસની ગણત્રી પૂર્ણિમાંત પદ્ધતિએજ ચાલુ રહી દેખાય છે. જ્યારે મધ્ય હિંદ, અને પશ્ચિમમાં અમાસાંત પદ્ધતિ (વિક્રમ સંવતની) દાખલ થઈ ગઇ હતી. એટલે સમજવું રહે છે કે, ઉત્તર હિંદમાં ભલે રાજદ્વારી હકુમતનો ફેરફાર થયો હશે પણ તે બહુ ટુંક સમય માટેનોજ હોવો જોઇએ. કેમકે આખા કુશાનવંશી રાજ અમલમાં પણ તેજ પદ્ધતિ પાળી માલૂમ પડી છે. (જુઓ આગળના પરિચ્છેદે According to Dr. Kielhorn himself વાળું અવતરણ.)

૪૦ વર્ષ આવ્યું છે તેને વિશેષ પરાક્રમી હોવાનું માની શકાય તેમ છે. તેથી તેના ફાળે તે જીત ચડાવવાને વધારે મુનાસીબ લાગે છે. તેમ તેનું નામ પણ વિક્રમને મળતું આવે છે, નહીં કે ધર્માદિત્યનું.

બીજો મુદ્દો---કોઈ ગર્દભીલને તાબે ૮૪ સામંતો હોવાની માન્યતા વિશેનો. લઈએ-વંશાવળી જોતાં આવા પરાક્રમી ગર્દભીલોમાં તો નં. ૨, ૩, કે ૫ વાળાને મૂકી શકાય તેમ છે. જોકે નં. ૨ વાળોજ તે ગર્દભીલ હોય તે માન્યતા તરફ વલણ દેખીતી રીતે વિશેષ જતું કહી શકાય. પણ જ્યારે નં. ૨ વાળાના રાજ્ય વિસ્તારમાં પંજાબ કે કાશ્મિર ન હોવાનું, પરંતુ તે તો (ઉપરમાંનો પ્રથમ મુદ્દો જુઓ) નં. ૫ વાળાની આણમાંજ આવ્યાનું સાબિત થાય છે. તેથી નિર્વિવાદ પણે માનવું પડશે કે નં. ૨ વાળા શકારિ વિક્રમ કરતાં નં. ૫ વાળો વિક્રમ ગર્દભીલ વિશેષ ગૌરવવંતો અને પ્રભાવશાળી હોવો જોઈએ. તથા ૮૪ સામંતોના અધિપતિ તરીકે તેનેજ લેખવો પડશે.

ત્રીજો મુદ્દો---કોઈક વિક્રમાદિત્યના પુત્ર માધવસેનનું લગ્ન, અરબી સમુદ્રમાંના ટાપુના અધિપતિની કુંવરી સુલોચના સાથે થયું હતું તે મુદ્દો; સુલોચના નામજ એમ સૂચવે છે કે તે કોઈ આર્ય અને હિંદુ[૯૦] રાજાની કુંવરી હશે. તે રાજા કોણ? કયા ટાપુનો સ્વામી? તથા તેનું નામ શું? તે વિશે તેમાં કોઈ ઉલ્લેખ સરખો પણ કરવામાં આવ્યો નથી; એટલે કોઈ પ્રકારનું અનુમાન કરવા જેવી સ્થિતિમાં આપણે નથી. પરંતુ વિચારતાં મને એમ લાગે છે કે, પાંચમા મુદ્દાની હકીકત પણ જો સાથે સાથે વિચારી લેવાય તો કદાચ તેની ત્રુટિ સંધાઈ શકે તેમ છે. એટલે ચોથો મુદ્દો મુલતવી રાખી પ્રથમ પાંચમાની તપાસ લેવાનું હાથ ધરીશું.

પાંચમા મુદ્દામાં કેવળ જૈન સાહિત્યનોજ સંબંધ હોવાનું મનાયું છે. ટુંકમાં તે સ્થિતિ આ પ્રમાણે જણાવાય છે. શ્રી મહાવીરની પંદરમી પાટે થયેલ આચાર્ય શ્રી વજ્રસ્વામિએ (તેમનો સમય વિક્રમ સં. ૭૮ થી ૧૧૪=ઇ. સ. ૨૧ થી ૫૭=૩૬ વર્ષ ગણાય છે) શત્રુંજય પર્વત ઉપર તીર્થોદ્ધાર કરાવ્યો છે. તેમાં મુખ્ય ભાગ લેનાર અને દ્રવ્ય ખર્ચનાર તરીકે જાવડ શાહ શેઠનું નામ ધરાયું છે. આ શેઠ મૂળે સૌરાષ્ટ્ર દેશમાં દક્ષિણે આવેલ મહુવા-મધુવતી નગરી-ના વતની હતા. તેમના પિતાનું નામ ભાવડશાહ હતું. તે શેઠ વહાણો દ્વારા અનેક પરદેશો સાથે વેપાર ખેડતા હતા. તેમાં દ્રવ્ય પ્રાપ્તિ થતાં, જ્યાં હાલ અરબસ્તાન આવેલ છે, તે પ્રદેશ ઉપર સ્વામિત્વ મેળવી તે જમીનનો ભોગવટો કરતા હતા. તે કરોડપતિ ગણાતા હતા, અને સામાજીક પ્રસંગે પોતાની જન્મભૂમિ-સૌરાષ્ટ્ર તરફ ઉતરી આવતા હતા. તેવો એક પ્રસંગ, ઉપર નિર્દિષ્ટ થયેલ શ્રી વજ્રસ્વામિના સમયે શત્રુંજયના તીર્થોદ્ધાર ના કારણે બનવા પામ્યો હતો. આ વૃત્તાંત ઉપરથી સમજાય છે કે જાવડશાહ શેઠ, અરબી સમુદ્રમાં આવેલ અરબસ્તાન નામે દ્વીપકલ્પ ઉપર અથવા તેની આસપાસની કોઈ જમીન-ટાપુ-ઉપર આધિપત્ય ધરાવતા હતા; અને ધર્મકાર્ય નિમિત્તે અથવા અન્ય સામાજીક કાર્યને અંગે, વારંવાર પોતાની જન્મભૂમિ-સૌરાષ્ટ્રમાં આવતા હતા. તેઓ ધર્મે જૈન હતા તેમ ધર્મભક્ત પણ હતા. તેવીજ રીતે આપણને માહિતી મળી છે કે (જુઓ પુ. ૩માં) ગર્દભીલ વંશી શકારિ વિક્રમાદિત્યે તથા તેના મિત્ર એવા આંધ્રપતિ હાલ શાલિવાહને, સાથે મળીને જૈનાચાર્ય પાદલિપ્ત-સૂરિ[૯૧], નાગાર્જુન અને આર્યખપુટની વિદ્યમાનતા-

(૯૦) અરબસ્તાનમાં અત્યારે મુસ્લિમ પ્રજા વસે છે એટલે કોઈને આશ્ચર્ય થશે કે શું આવા મુસ્લિમ પ્રદેશમાં હિંદુઓ વસી શકે અને તેમાંયે વળી તેઓ રાજકર્તા તરીકે રહી શકે? તેમની શંકાના નિવારણમાં જણાવવાનું કે, ઇસ્લામ ધર્મની ઉત્પત્તિ ઇ. સ.ના સાતમા સૈકામાં થયાનું મનાય છે; જ્યારે આપણે અહીં વાત કરી રહ્યા છીએ તે તો ઈ. સ.ના પહેલા સૈકાની છે એટલે કે ઇસ્લામ ધર્મનો ઉદય થયો તે પૂર્વે છસો વરસની છે. વળી આપણે પુ. ૨ પૃ. ૬૩. ટી. નં. ૫૪ ઉપર સિક્કાની ચર્ચા કરતાં જણાવી ગયા છીએ કે આ પ્રદેશ ઉપર પણ જૈન રાજાઓની સત્તા હતી તેમ ત્યાં તે ધર્મ પ્રચલિત પણ હતો.

(૯૧) આ પાદલિપ્તસૂરિના નામ ઉપરથી પાલિતાણા

ચાં[૯૨] શત્રુંજય ઉપર કેટલાંક ધાર્મિક કાર્યો કરાવ્યાં છે. એટલે એમ અનુમાન બાંધવો રહે છે કે, તેઓ સર્વે જૈન ધર્માનુયાયી હતા. આ હકીકત આપણને એવા સાર ઉપર લઇ જાય છે કે, ગર્દભીલ વંશી રાજાઓ જૈનધર્મી હતા[૯૩]. અને જૈનધર્મના પવિત્ર તીર્થધામ શત્રુંજય ઉપર, ધાર્મિક કાર્યો કરી ધર્મજ્યોત ઉજ્વળ કરવામાં તેમણે પોતાનો સંગીન ફાળો નોંધાવ્યો હતો. એટલે સંભવ છે કે ગર્દભીલ રાજાઓ પોતાની ધાર્મિક વૃત્તિને લીધે, જાવડશાહ જેવા સ્વધર્મી ધનાઢ્ય જાગીરદાર સાથે અવારનવાર ગાઢ સમાગમમાં આવ્યા હોય અને તેવો સંસર્ગ કુટુંબ સંબંધ જોડવાને પરિણમ્યો હોય[૯૪]. આ પરિસ્થિતિ પ્રમાણે જો બનવા પામ્યું હોય તો કુંવરી સુલોચનાને આ સૌરાષ્ટ્રવાસી અને અરબસ્તાન જેવા પ્રદેશ ઉપર ભોગવટો ધરાવતા શાહ સોદાગર શેઠ જાવડશાહની પુત્રીજ સમજવી રહે છે.

તપાસી રહેલ લગ્નમાં, કન્યા પક્ષનાઓની બાબ આટલે દરજ્જે મેળવી શકાઈ છે, તો હવે વર પક્ષે પણ પત્તો મેળવવા પ્રયત્ન કરવો રહે છે; કે તે કયો ગર્દભીલ વંશી રાજા હોઈ શકે? લેખક મહાશયે તો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે કે વિક્રમાદિત્યનો પુત્ર માધવ-સેન તે સુલોચનાનો પતિ હતો. અને વિક્રમાદિત્યનો પુત્ર એટલે પૃ. ૭ ની વંશાવળીમાં નં. ૩ વાળી વ્યક્તિ ઠરે છે. તે કથન વ્યાજબી છે કે કેમ તે હવે આપણે કસી જોઇએ. નં. ૩ નો રાજ્યકાળ ઇ. સ. ૩ થી ૪૩ છે. જ્યારે શત્રુંજયના તીર્થોદ્ધારનો સમય અને આચાર્ય શ્રી વજ્રસ્વામિનો શાસનકાળ ઉપરમાં જણાવ્યા પ્રમાણે ઈ. સ. ૨૧ થી ૫૭ નો છે. એટલે તે બન્ને હકીકતના સમયને મેળ ખાતો જરૂર કહી શકાય. એટલે તેજ પ્રમાણે વસ્તુસ્થિતિ હોય તો એમ નક્કી થાય છે કે નં. ૩ વાળો ગર્દભીલ તેજ જાવડ-શાહ શેઠનો જામાતૃ થતો હતો.

એક બીજી સંભાવના પણ વિચારી લેવી રહે છે. વજ્રાચાર્યનો સમય ઇ. સ. ૨૧ થી ૫૭ નો છે એટલે તેમના સમકાલીન તરીકે નં. ૪ અને નં. ૫ ના ગર્દભીલ રાજાઓ પણ કહી શકાય. અને તે બેમાંથી પણ એકાદનો સંબંધ, શામાટે જાવડશાહ શેઠની સાથે સગપણથી ન બંધાયો હોય? બનવા જોગ છે. પણ તીર્થોદ્ધારનાં જે કાર્ય કરાયાં છે તેનો સમય શ્રી વજ્રાચાર્યના પુર્વાદ્ધમાં છે એટલે તે હિસાબમાં લેતાં નં. ૪ અને નં. ૫ ના કરતાં નં. ૩ ની સાથેનો સંબંધ અને પરિચય જાવડશાહને વિશેષ પણે હોવો જોઇએ એમ માનવું રહે છે.

ઉપરનાં અનુમાન જો સત્ય ઠરે તો નં. ૩ અને નં. ૫ વાળા બનાવો ગર્દભીલવંશી નં. ૩ ના રાજ્યને લગતા ઠરાવવા પડશે.

ચોથો મુદ્દો જેની તપાસ કરવી મુલ્તવી રાખી હતી તે હવે વિચારીએ. ધારના રાજાની કુંવરીને કોઈ ગર્દભ વેરે પરણાવ્યાની વાયવ્ય પ્રાંતોમાં ચાલી રહેલી દંતકથાને લગતો તે છે. વાયવ્યપ્રાંતમાં પ્રથમમાં પ્રથમ જો કોઈ ગર્દભીલની સત્તા જામવા પામી હોય તો તે ઉપરમાં સાબિત કરી ગયા પ્રમાણે નં. ૫ વાળાનીજ છે. અને જ્યારે દંતકથામાં કોઈ ગર્દભવેરે પરણાવવાની—નહીં કે આપણા રાજાવેરે પરણાવવાની —હકીકત છે ત્યારે એમ નક્કીજ થયું કહેવાય કે તે

---

ગામનું નામ પડ્યું છે એટલે સમન્વય છે કે તે સમયથીજ શત્રુંજય પર્વતની તળેટી, જુનાગઢથી ખસેડીને તે સ્થાને આણવામાં આવી હશે.

(૯૨) આ બનાવોનો સમય જૈનસાહિત્ય ગ્રંથોમાં વિક્રમ સંવતની આદિનો જણાવ્યો છે એટલે કે ઈ. સ. પૂ. ૫૭ બાદ ફરી પંદરેક વર્ષમાં તે સર્વે બન્યાનું ગણી શકાશે. તેમ ગર્દ-ભીલ વિક્રમાદિત્ય શકારિનું મરણ ઇ. સ. ૩ માં અને હાલ શાલિવાહન-વિક્રમાદિત્ય (જુઓ પૃ. ૩૪ ની ટી. નં. ૧૦ તથા ૧૨) નું મરણ ઇ. સ. ૯ (જુઓ પુ. ૫ માં આંધ્રપતિની વંશાવળી)માં છે; જ્યારે વજ્રસ્વામિના નેતૃત્વમાં જાવડશાહ શેઠે શત્રુંજયનો તીર્થોદ્ધાર કરેલ છે તેનો સમય ઇ. સ. ૫૦ લગભગ છે; એટલે સાબિત થશે કે વજ્રસ્વામિના પૂર્વે ૨૫-૫૦ વર્ષે રાજા વિક્રમ, શાલિવાહન તથા જૈનાચાર્યો પાદલિપ્ત, નાગાર્જુન અને આર્યખપુટ થઇ ગયા છે.

(૯૩) ઉપરમાં પૃ. ૪૩-૪૪ જુઓ.

(૯૪) આ સ્થિતિ સૂચવે છે કે, તે સમયે લગ્ન

દંતકથા પ્રચલિત થવાનો સમય વહેલામાં વહેલો નં. ૫ ના સમયે થયો હોવો જોઇએ. એટલે ગર્દભવેરે ધાર રાજાની કન્યા પરણાવવાની હકીકત તો નં. ૫ ની પહેલાના કોઇ રાજાના કાળે બની ગઇ હોવી જોઈએ. અને ઇતિહાસના પરિચયથી આપણે જાણી ચૂકયા છીએ કે તે ગર્દભીલરાજા અન્ય કોઇ નહીં, પણ આ ગર્દભીલવંશનો આદિ પુરૂષ અને શકારિ વિક્રમાદિત્યનો પિતા ગંધર્વસેન ઉર્ફે દર્પણ રાજા હતો.

આ પ્રમાણે હવે આપણે પાંચે બનાવની તપસીલ તપાસી લીધી કહેવાય. તેઓનું પરિણામ ટૂંકમાં એમ નોંધી શકાય કે તેમાંના પ્રથમ, દ્વિતીય, અને ચતુર્થ મુદ્દાઓ ગર્દભીલવંશી નં. ૫ વાળા રાજાને લગતા છે; જ્યારે તૃતીય અને પંચમ મુદ્દાઓ ગર્દભીલવંશી નં. ૩ વાળા રાજાના સમયના છે. આ સિવાય બીજું કાંઇ, આમાંના કોઈ રાજવીઓ વિષે જાણવામાં આવ્યું નથી એટલે આપણે તેમનાં વૃત્તાંતો સમાપ્ત થયાં લેખીશું.

**વિક્રમચરિત્રનો રાજ્ય વિસ્તાર**

આપણા સ્થાપિત નિયમ પ્રમાણે ગર્દભીલવંશના વર્ણનના અંતેજ તેમના પ્રત્યેક રાજાઓના રાજ્ય વિસ્તારનો ખ્યાલ આપત. પણ તેમને લગતી વિશેષ હકીકત જ્યાં ઉપલબ્ધ ન થતી હોય ત્યાં સ્વતંત્ર પરિચ્છેદ તે માટે ન રોકતાં યથાસ્થાને તે હકીકત જણાવી દેવીજ રહે છે, તેથી અત્ર તે લખીશું.

રાજા ગર્દભસેનઃ દર્પણ, ક્ષહરાટ નહપાણની પાછળ તુરતજ અવંતિપતિ થયો હોવાથી, સ્વભાવિક રીતે તેની સત્તાનો સર્વ પ્રદેશ તેને વારસામાં મળી ગયો ગણાય. પણ નહપાણનો ખરો ગાદીવારસ તેનો જમાઈ રૂષભદત્ત હતો; એટલે તેની સત્તા તળે જે જે પ્રાંતો હતા તે સર્વે તેણે પચાવી પાડયા હતા; જેથી ગંધર્વસેનના હિસ્સે બહુ જુજ પ્રદેશજ રહ્યો હતો. તેમ તેનો રાજ્યકાળ એટલો બધો અલ્પસમયી નીવડયો છે કે રાજ્યવિસ્તારવા જેવો અવકાશ પણ તેને મળ્યો નહોતો. જ્યાં કાંઇક રાજગાદી ઉપર ઠરીઠામ બેસવાનો વખત આવ્યો હતો ત્યાં તો પોતાનાજ અવિચારી કૃત્યને લીધે તેને આંતરકલેશ માટે તૈયાર થઈ જવું પડયું હતું. પરિણામે શક પ્રજાનું રાજ્ય અવંતિ ઉપર નિર્માણ થયું હતું, જે સર્વ હકીકતથી આપણે પરિચિત થઈ ગયા છીએ. આ શક પ્રજાની અતિ જુલ્મભરી રાજનીતિને લીધે તેમના હાથમાંથી તો, ઉલટું તેમણે રાજા ગર્દભીલ પાસેથી મેળવેલી ભૂમિમાંનો પણ મોટો ભાગ સરી ગયો હતો. એટલે કે તેઓ નામશેષ જમીનનાજ સત્તાધારી રહ્યા હતા. પણ જેવી શકારિ વિક્રમાદિત્યે અવંતિની ગાદી કબજે કરી, કે તેણે આસ્તે આસ્તે રાજ્યની હદ વિસ્તારવા માંડી હતી. અને સૌથી મોટો પ્રદેશ તો તેણે શાહીવંશી રૂષભદત્તના પુત્ર દેવણકને હરાવી કરીને પોતાની આણમાં મેળવી લીધો હતો, એટલે પરિણામ એ આવ્યું હતું કે, રાજા નહપાણના મરણ સમયે જેટલો પ્રદેશ અવંતિની સત્તામાં હતો, તેટલો સઘળો વ્યવહારૂરીતે આ વિક્રમાદિત્યના કબજામાં આવી ગયો હતો. અથવા ટૂંકમાં એમ કહીએ કે આખો મધ્ય હિંદુસ્તાન—પૂર્વથી પશ્ચિમ સુધી—તેની આણમાં હતો તો તે વાસ્તવિક કહેવાશે. આ ઉપરાંત અન્ય ભૂમિ તેને મેળવવા જેવું રહેતું નહોતું; કેમકે દક્ષિણ આખામાં ગર્દભીલવંશ સાથે પરમ મૈત્રી ધરાવતા આંધ્રપતિઓની હાક વાગી રહી હતી જ્યારે આખાયે ઉત્તર હિંદમાં ઈન્ડો—પાર્થિઅન્સ શહેનશાહનો ઝંડો ફરકી રહ્યો હતો. તેમ પોતાની હકુમતમાં આવેલ પ્રદેશની વસ્તી, પૂરા થયેલ શક પ્રજાના રાજ અમલથી એટલી બધી ત્રાસીને બેહાલ બની ગઇ હતી. કે પ્રથમ તો તેને આંતરિક સુલેહ અને શાંતિ તથા વ્યવસ્થા કરવાનીજ જરૂરીઆત હતી; એટલે તે કામમાંજ તેણે પોતાની સર્વ શક્તિ અને સમય રોકી દીધાં હતાં. પરિણામે તેનો રાજકાળ જોકે બહુજ દીર્ઘકાલી નિવડયો હતો, અરે કહો કે આપણી મર્યાદામાં અંકિત થતા સર્વે ભારતીય રાજાઓમાં તેનો નંબર પહેલો

---

**ગ્રંથથી જોડાવાને વર્ણભેદ આડો આવતો નહીં. વૈશ્ય અને ક્ષત્રિયો સમથી જોડાઇ શકતા હતા.**

કે બીજો પણ મૂકી શકાય તેવો હતો, છતાં તે બહુ ભૂમિવિસ્તારની સાધના કેળવી શકયો નહોતોજ; તેમ વળી જે શાંતિ અને સમૃદ્ધિનો વારસો તેણે પોતાના પુત્રને સોંપ્યો હતો, તે તેણે નિભાવ્યે રાખ્યો હતો એટલે તેના સમયે પણ વિસ્તારવૃદ્ધિ તો થવા પામી નહોતીજ. આ પ્રમાણેની સ્થિતિ નં. ૫ વાળો ગર્દભીલ અવંતિપતિ બન્યો ત્યાંસુધી જળવાઇ રહેવા પામી હતી. તેટલામાં તેના નશિબે જોર કર્યું દેખાય છે. તાજેતરમાંજ ઇન્ડોપાર્થિઅન શહેનશાહ ગોંડોફારનેસ પોતાની હિંદી રાજધાની મથુરા તથા તક્ષિલા ખાલી કરીને ઇરાન તરફ ઉપડી ગયો હતો એટલે તે પ્રાંતો ખરી રીતે રાજા વિહીન બની ગયા હતા. તેથી વિક્રમચરિત્ર ગર્દભીલને ઉત્તરહિંદ તથા પંજાબના પ્રાંતો પોતાના અવંતિના સામ્રાજ્યમાં ભેળવી લેતાં બહુ મુશ્કેલી પડી નહીં. જે હકીકત આપણે ઉપરમાં અનેક વખત પુરવાર થયેલી લેખાવી ગયા છીએ. હવે તેણે પંજાબ ઉપર પ્રભુત્વ જમાવી દીધા પછી, હિંદના સ્વર્ગ તરીકે ઓળખાતી કાશ્મિરની ભૂમિ ઉપર પદસંચાર કરવાની ઇચ્છા થઇ અને તે પણ મેળવી લીધા હતા. બાદ ત્યાં પોતા તરફથી વહીવટ ચલાવવા એક મંત્રિગુપ્તનામના સૂબાની નિમણૂક કરી આપી હતી. સારાંશ કે, વિક્રમચરિત્રના રાજકાળના અંતે સારાયે ભારતવર્ષમાં માત્ર બેજ સામ્રાજ્ય અસ્તિત્વ ધરાવતાં હતાં. વિંધ્યાચળની ઉત્તરે ગર્દભીલવંશી અને તેની દક્ષિણે શાતવહનવંશી સામ્રાજ્ય. આ સમયે હિંદની ઉત્તરે અડોઅડના પ્રદેશ ઉપર કુશાન નામની એક પ્રજાનો ઉદય થઇ ગયો હતો. તેમના સરદાર કડફસીઝ પહેલો તથા બીજો એમ બન્નેએ મળીને હિંદુકુશ પર્વતને ફરતો પ્રદેશ કબજે કરી લીધો હતો તેમજ અફગાનિસ્તાનનો જે ભાગ ઇન્ડોપાર્થિઅનને તાબે હતો તેમાંનો પૂર્વ તરફનો કેટલોક ભાગ–એટલે કાબુલના અને ચિત્રાલના પ્રાંતો પણ જીતી લીધા હતા. હવે તેઓ પોતાના કદમ હિંદમાં લંબાવવાને તલપાપડ બની રહ્યા હતા. પણ વિક્રમચરિત્રની સત્તાની સામે ઝઝુમવાને તેઓ પૂરતા સામર્થ્યવાન નહોતા. એટલે હિંદની સીમા બહાર અટકીને રાજ્ય ચલાવવાનો તેમને સંતોષ ધારણ કરવો પડયો હતો. તેટલામાં ઇ. સ. ૯૩માં રાજાવિક્રમચરિત્રનું મરણ નીપજ્યું. તે પછી શું શું બનાવ બનવા પામ્યા હતા તે આપણે નીચે જણાવેલા ગર્દભીલપતિઓનાં વૃત્તાંતે ઉતારીશું.

**નં. ૬–૭ ના બે રાજાઓ તથા નં. ૮ ભાઇલ્લ નં. ૯ નાઇલ્લ અને નં. ૧૦ નાહડ**

આ પાંચે રાજાઓનો રાજ અમલ કુલે ઈ. સ. ૯૩ થી ૧૪૧ સુધી ૪૯ વર્ષ સુધી ચાલ્યો હોવાનું નીકળે છે. એટલે પ્રત્યેકનો અમલ દશ દશ વર્ષ પર્યંત ટકયો કહી શકાશે. આવા અલ્પકાલી રાજાઓના સમયમાં ઘણા મહત્ત્વના કે પરાક્રમના બનાવો નોંધાવાની ભાવના આપણે સેવી શકીએ નહીં. પણ તેઓ પોતાના પૂર્વજોની કારકીર્દીને જો સંભાળી રાખે તો તેટલુંયે ગનીમત લેખાય. છતાં કહેવું પડે છે કે તેઓના ભાગ્યમાં તેટલું નિર્માણ થવાનું પણ સરજાયલું હોય એમ દેખાતું નથી.

કાશ્મિરવાળા મંત્રિગુપ્ત સૂબાનું શું થયું હતું તે વિશે કયાંય ઉલ્લેખ થતો વંચાયો નથી; સંભવ છે કે ઉપર જણાવેલા કુશાનવંશી સરદારોના હાથે કે તેમના વારસદારોના હાથે પરાજય પામીને તે આ પૃથ્વી ઉપરથી અદૃશ્ય થવા પામ્યો હશે. કુશાન સરદાર કડફસીઝ બીજાનું મરણ થતાં લગભગ ઇ. સ. ૧૦૦ ના અરસામાં તેનો યુવાન અને મહત્ત્વાકાંક્ષી પુત્ર કનિષ્ક તેની ગાદીએ બેઠો હતો. તે મહત્ત્વાકાંક્ષી હોવા સાથે પરાક્રમી પણ હતો. તેમ વળી પોતાને ચીનના શહેનશાહ જેવો સત્તાશાળી લેખાવવાની[૯૫] ઇચ્છા પણ ધરાવતો હતો. તેણે હિંદમાં પ્રવેશ કરી દઇને પંજાબ અને કાશ્મિર ઉપર સ્વામિત્વ મેળવી આગળ વધવા પણ માંડયું હતું; અને પોતાના પચીસેક વર્ષના અમલમાં આખો ઉત્તર હિંદ તથા રાજપુતાના જીતી લઇ, ઇન્ડો પાર્થિઅન્સની પેઠે મથુરામાં ગાદી પણ સ્થાપી દીધી હતી. એટલે તેટલા પ્રમાણમાં

(૯૫) આ હકીકતની પ્રતીતિ પુ. ૪માં તેનું વૃતાંત લખતી વખતે થશેઃ કે જે પૂનમાને પૂનમાં તે પોતાના પ્રયાસ

ગર્દભીલ રાજાઓની રાજ્યહદ સંકુચિત બની ગઇ કહેવાય. અને બીજાપક્ષે કુશાનવંશી માટે એમ કહી શકાય કે યોનપતિ મિનેન્ડરના સમયે જે જે પ્રદેશ ઉપર તેની સત્તા જામી પડી હતી તેટલી-બલ્કે કાશ્મિરના વધારા સાથે-સર્વ જમીન ઉપર આ કનિષ્ક પહેલાની હકુમત જડએસલાક થઇ ગઇ હતી. તેમજ મિનેન્ડરે જે પ્રદેશ ઉપર (રાજપુતાના-મધ્યદેશ) પોતાના ક્ષત્રપ તરીકે ક્ષહરાટ ભૂમકને નીમ્યો હતો તેવીજ રીતે આ કનિષ્કે પોતાના ક્ષત્રપ તરીકે ધ્યમોતિકને નીમ્યો હતો. કાળ જતાં કનિષ્ક પહેલાની ગાદીએ તેનો ભાઇ વસિષ્ક, હુવિષ્ક, ઇ. આવ્યા હતા. ને આ બાજુ ક્ષત્રપ ધ્યમોતિકના સ્થાને તેનો પુત્ર ચષ્ઠણ આવ્યો હતો. તેવામાં ઇ. સ. ૧૪૨ ની સાલ આવી પહોંચી;[૯૬] અને કુશાનવંશી રાજાઓની સત્તામાં મહત્ત્વના ફેરફાર થવા માંડયા હતા. તે તકનો લાભ લઇ મહાક્ષત્રપ ચષ્ઠણે પોતાની સત્તાવાળા રાજપુતાના પ્રદેશની પાસેના અવંતિ દેશ ઉપર આક્રમણ કર્યું અને અવંતિપતિ ગર્દભીલવંશના અંતિમ બાદશાહ નાહડને મારી કરી પોતે અવંતિપતિ બન્યો. આ પ્રમાણે ગર્દભીલવંશની સમાપ્તિ થઇ ગઇ.

વૃત્તાંતનાં પરિચ્છેદના અંતે તેમના ધર્મ વિશે માહિતી જણાવતા રહીએ છીએ. એટલે અહીં તે માટેનો સ્વતંત્ર પારીગ્રાફ લખી શકત; પણ વિક્રમાદિત્ય શકારિનું વૃત્તાંત લખતાંજ તેના ધર્મ વિશે ચર્ચા થઇ ગઈ છે (જુઓ પૃ. ૪૩) અને તેમાં ઇસારો કરી દેવાયો છે કે આખા ગર્દભીલવંશી રાજાઓનો ધર્મ પણ તેજ હતો. એટલે હવે ફરીને તેનું પુનરાવર્તન કરવા અગત્યતા રહેતી નથી.

---

આદરી રહ્યો હતો તેવામાં તેનું ખૂન થવા પામ્યું હતું.

(૯૬) કદાચ આ આંકને એક બે વરસ આઘેપાછે કરવો પણ પડે. વધારે સલામત નીવડે તેવો આંક હમણાં તો નક્કી કરીને કામ લેવાનું ઠરાવ્યું છે.



# અષ્ટમ ખંડ

## પ્રથમ પરિચ્છેદ

### સમય-કાળ ગણના

(૧) મહાવીર સંવત
(૨) ચેદિ સંવત
(૩) ક્ષહરાટ સંવત
(૪) વિક્રમ સંવત

## દ્વિતીય પરિચ્છેદ

### સમય-કાળ ગણના (ચાલુ)

(૫) માલવ સંવત
(૬) શક સંવત



# પ્રથમ પરિચ્છેદ

---

**ટૂંકસાર** :—તે સમયના ત્રણે ધર્મોના સાહિત્ય ગ્રંથોમાં કાળગણના માટે **અખ-ત્યાર** કરેલી પદ્ધતિની આપેલી સમીક્ષા, તથા હિંદમાં દેશીપરદેશી ભૂપતિઓએ તે માટે **કરેલી રીતનો આપેલ સંક્ષિપ્ત ઇતિહાસ**—

વિક્રમ સંવત્સરની સ્થાપના વિશે વિદ્વાનોનું રજુ કરેલ મંતવ્ય–સંવત સ્થાપક શકારિ વિક્રમાદિત્ય કહેવાય છે છતાં તે વ્યક્તિ કોણ? ને ક્યારે થઇ હતી? તે હજુ સુધી નક્કી કરાતું ન હોવાથી, લગભગ દશેક વિદ્વાનોના વિચારોનું અક્ષરશઃ અવતરણ રજુ કરી, તે ઉપર ચલાવેલ વિવાદ અને તેમાંથી તારવી કાઢેલ રહસ્ય–છેવટે તેમણે રજુ કરેલ શંકા પરત્વે ઇ. સ. પૂ. ૫૭ થી એક હજાર વર્ષ સુધીમાં વિક્રમાદિત્ય અને ભોજદેવ નામની થયેલ બારેક જેટલી વ્યક્તિઓ તથા તેમનો સમય શોધી કાઢી, તેમાંના કોને શકારિ વિક્રમાદિત્ય કહી શકાય તેની કરી આપેલી સંપૂર્ણ ખાત્રી તથા તેના સમયનો પાકે પાયે કરી આપેલો નિરધાર—

વિક્રમ સંવત્સર અમુક વખત સુધી વપરાતો બંધ પડયો છે તેનાં કારણોના અનુમાનની લીધેલ તપાસ તથા પ્રાચીન ગ્રંથકારોએ સંવતના નામઠામ આપ્યા વિના તેની સાથે માત્ર જોડેલ આંકડા ઉપરથી નીપજતી મુશ્કેલીઓનો આપેલ ખ્યાલ–તેમજ ખુદ વિક્રમ સંવતની આદિ માટે રજુ થયેલ બે આંક વચ્ચેના ભેદનો આપેલ ખુલાસો—

## સમય-કાળ ગણના=Dating of Events

### પ્રવેશિકા

અમુક હકીકત કે અમુક બનાવ ક્યારે બનવા પામ્યો હતો એમ મોઘમ વર્ણવવામાં આવે તેના કરતાં તે અમુક રાજાના રાજ્યે કે અમુક વર્ષમાં બન્યો હતો એમ જો લખવામાં આવે તો તે હકીકતની સત્યતા વિશે વાંચનારના મન ઉપર વધારે વિશ્વાસપાત્ર છાપ પડે છે. આવી રીતે બનતા બનાવોની કાળ-નિર્ણયસૂચક પદ્ધતિ, જુદાજુદા સમયે તેમજ જુદાજુદા રાજ્યે ભિન્નભિન્ન હોવાનું માલમ પડે છે.

પ્રાચીન ભારતીય ઇતિહાસમાં આવી કાળગણનાને સંવત્સર શબ્દ લગાડવામાં આવતો હતો. હિંદી શાસ્ત્રોમાં, તેવા એક બે સંવત્સરનાં નામો ઇતિહાસ આલેખતાં વપરાયાં હોય એમ દેખાય છે. તેમનાં નામ યુધિષ્ઠિર સંવત અને લૌકિક સંવત્સર છે. યુધિષ્ઠિર સંવતનું બીજું નામ કલિયુગ સંવત પણ છે; પરંતુ આ સંવતો એટલા બધા પ્રાચીન સમયે વપરાશમાં હતા કે આપણા આ પુસ્તકના વર્ણનના સમયની સાથે તેઓનો સંબંધ જોડી બતાવવો ઉચિત લાગતો નથી. જેથી તેમને લગતી માહિતી અત્રે આપવાની જરૂર રહેતી નથી.

આ પુસ્તકના ઇતિહાસ વર્ણનની કાળ મર્યાદા ઈ. સ. પૂ. ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીની આપણે ઠરાવી છે. તે સમયે ભારતમાં મુખ્યપણે પ્રજામાં બે જ ધર્મ જાણીતા હતા. અલબત વચ્ચગાળે ઈ. સ. પૂ. ની છઠ્ઠી શતાબ્દિથી બૌદ્ધધર્મ નામે ત્રીજા ધર્મનો ઉદય થયો હતો અને પ્રજાનો કેટલોક ભાગ તેનો અનુયાયી બન્યો હતો પણ અશોકવર્ધન નામે એક રાજાના અમલે જ માત્ર તે રાજધર્મ તરીકે વિશેષ પ્રગતિમાન તરીકે આગળ તરી આવ્યો હતો. તે સિવાય અન્ય રાજવીના હસ્તે તેને પ્રોત્સાહન મળ્યું નથી. તેમ તેનો પ્રચાર વિશિષ્ટ પ્રકારે સિલોનમાં[1] જ થવા પામ્યો હતો. એટલે ભારતીય પ્રજાને તેનો લાભ વિશેષ મળ્યો નહોતો. આવા સંયોગોમાં આપણે તે ધર્મનું નામ, આ પરિચ્છેદમાં વર્ણવવાના વિષય પરત્વે ન જણાવીએ, તો[2] તે વિષયને અન્યાય કરવા જેવું થઈ પડશે નહીં. એટલે જણાવવાનું કે બેજ ધર્મ આગળ પડતા હતા. એક હિંદુધર્મ અને બીજો જૈનધર્મ. આ હિંદુધર્મના મૂળપ્રણેતા બ્રાહ્મણો મનાય છે; અને તેમનો ધર્મ મુખ્યત: વેદગ્રંથોને અનુસરતો હોઇ તેમના ધર્મને વૈદિક નામથી સંબોધાય છે. એટલે કે ઇ. સ. પૂ. ના આઠમી સદીમાં એક વૈદિક અને બીજો જૈનધર્મ-એમ બેજ ધર્મનું અસ્તિત્વ હતું.

ઉપરમાં જે બે સંવતનાં નામો આપણે જણાવી ગયા છીએ તે સાધારણ રીતે વૈદિક ધર્મના પુસ્તકોમાં, વપરાશમાં હતાં અને તેનું કારણ મારી ધારણામાં આ પ્રમાણે આવે છે. કલિયુગના સમયનો પ્રારંભ તેમની માન્યતા મુજબ મહાભારતનું મશહુર યુદ્ધ શરૂ થયું ત્યારથી થયો છે. વળી આ મહાભારત યુદ્ધના યોદ્ધાઓને-પાંડવો તથા કૌરવો-તેમજ તેમના સહાયક નરવીર યાદવોને તેઓ વૈદિક મતાનુયાયી માને છે.[3] વળી આ યુદ્ધમાં જે પક્ષ વિજયી નીવડ્યો છે તે પાંડવો હતા; અને તેમાંની એક વ્યક્તિ જે વિશેષ વિશિષ્ટતા ધરાવતી માલમ પડી છે તે ધર્મરાજા ઉર્ફે યુધિષ્ઠિર મહારાજ હતા. એટલે આ યુદ્ધને આશ્રયીને જે સંવત ચલાવવામાં આવ્યો છે તેનું નામ તેમણે યુધિષ્ઠિર સંવત્સર પાડ્યું. અથવા તે સમયથી કલિયુગનો

---

(૧) જુઓ નીચેનું ટી. નં. ૨.

(૨) અહીં સંવત્સરની ચર્ચા કરવાની છે. આ બૌદ્ધધર્મ ઉપરથી બુદ્ધ સંવત ચલાવાયો છે. પણ તેનું મહત્વ સિલોનના રાજપ્રકરણમાંજ જોવામાં આવે છે. ભારત દેશમાં જો તે જણાયું હોય તો કેવળ અશોકવર્ધનના રાજ્યકાળેજ બન્યું છે. ભારતીય પ્રજામાં તે ધર્મનો પ્રભાવ કેટલેક અંશે પડયો હતો તેથી કરીને પ્રજાએ ઉપયોગમાં પણ લીધો હતો. પરંતુ તે સામાન્ય બનાવ ન લેખાય.

(૩) આ ધર્મનો મુદ્દો-એટલેકે તેઓ કયા ધર્મના અનુયાયી હતા-તેની ચર્ચા આ પુસ્તકની મર્યાદાક્ષેત્રની બહારની વાત ગણાય. તે વાતને આપણે સ્પર્શ કરવાનો નથી.

આરંભ થયેલ હોવાનું માની, તેને કલિયુગ સંવત્સરનું નામ પણ આપ્યું. આ પ્રમાણે વૈદિક પુસ્તકોમાં કાળગણનાના કાર્ય માટે યુધિષ્ઠિર સંવતનો ઉપયોગ વિશેષતઃ કરવામાં આવ્યો છે. આવી સ્થિતિને લીધે વૈદિક આમ્નાયના ગ્રંથોમાં તો માર્ગ સરળ થઈ ગયો જણાય છે. પણ જૈન સંપ્રદાયના ગ્રંથોમાં સ્થિતિ અતિ વિષમ છે.

જૈનધર્મનાં પુસ્તકોમાં સામાન્યતઃ કોઈ સંવત વાપરવાની પ્રથા અસ્તિત્વ ધરાવતી જોવામાં આવતી નથી. બહુમાં બહુ તો જે કાંઈ સમયની નોંધ તેઓ બતાવે છે, તે એટલા પુરતી જ કે તેમના ફલાણા ફલાણા તીર્થંકરના વારામાં[૪] અમુક બનાવ બન્યો હતો. આવા એકેક તીર્થંકરના વારાનો સમય પણ કેટલાયે સંખ્યાના વર્ષનો હોય છે. જેથી આવા મોઘમ સમયમાં બનેલી હકીકતને, ભલે પછી તે તદ્દન ઐતિહાસિક તત્ત્વપૂર્ણ અને સત્ય હોય છતાં, વર્તમાનકાળના ઇતિહાસકારો તેને તે સ્થિતિમાં તેનો સ્વીકાર કરી લેવાને જરા આંચકો ખાય છે. તેટલા કારણથી ઇતિહાસની દૃષ્ટિએ જૈન ઇતિહાસના આલેખનની આ ખામી જ રહી ગઇ દેખાય છે. જે સમયથી આ પુસ્તકના વર્ણનનો પ્રારંભ કરાયો છે તે ઇ. સ. પૂ. ની ૯ મી સદીમાં તો તેમના બાવીસમા તીર્થંકર નેમિનાથનો વારો[૫] ચાલતો હતો; તે બાદ એકાદ સદીએ ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથનો વારો શરૂ થયો હતો. ત્યાંથી માંડીને તે ઠેઠ, તેમના છેલ્લા એટલે ચોવીસમા તીર્થંકર શ્રીમહાવીરનું નિર્વાણ થયું ત્યાં સુધી[૬] જે જે ઐતિહાસિક ઘટનાઓ બનવા પામી છે તે સર્વેને, ઉપરમાં બતાવેલા તેમના નિયમ પ્રમાણે શ્રી પાર્શ્વનાથના વારામાં તે બનાવો બન્યા હોવાનું જણાવીને નોંધ લીધી છે. અને મહાવીરના નિર્વાણબાદ તેમનો સંવત ચલાવવાનું યથાર્થ વિચાર્યું છે. જો કે આ પદ્ધતિ ( મહાવીર સંવતના વપરાશની ) પણ હજુ, ગ્રંથ વિશેષમાં વર્ણન કરતાં કરતાં વપરાતી હોય એમ સર્વથા જોવામાં આવતી નથી; તેમ રાજનીતિના અંગે કે રાજવહીવટના દફતરમાં, તવારીખ સાચવી રાખવાની બાબતમાં પણ તે વપરાઈ હોય તો, તેનો પત્તો મેળવવાનું કોઈ સાધન પ્રાપ્ત થયું નથી. છતાં તે સમયના જે કોઇ છૂટાછવાયા શિલાલેખ મળી આવે છે, તેમાં[૭] આ મહાવીર સંવતનો નિર્દેશ[૮] કાંઇક કાંઇક થયેલ વાંચવામાં આવે છે; એટલે આપણને પ્રતીતિ

---

(૪) વારો એટલે સમય, વેળા; જેમ અત્યારે કોઈ સંસ્થાના કાર્યવાહક તરીકે તેના વિદ્યમાન પ્રમુખને, ફરીને બીજો પ્રમુખ ન નિમાય ત્યાં સુધીના સમય માટે, તે સંસ્થાના કાયમી પ્રમુખ ગણવામાં આવે છે; તેમ એક તીર્થંકરના નિર્વાણકાળથી, તે પછીના અન્ય તીર્થંકરનો સમય ન આવી પહોચે ત્યાં સુધીના કાળને "પૂર્વના તીર્થંકરનો વારો" એવો શબ્દ વપરાય છે ( વળી વિશેષ માટે ટી, નં. ૬ જુઓ. )

(૫) જુઓ પુ. ૩ પૃ. ૧૩૭ તથા મથુરાનગરીના પરિશિષ્ટમાં શ્રીકૃષ્ણ અને શ્રીનેમિનાથ સંબંધી વિવેચન

(૬) અથવા વધારે સ્પષ્ટપણે કહેવાની જરૂર લાગે તો જણાવવાનું કે, મહાવીરને જ્ઞાનપ્રાપ્તિ થઈ અને ધર્મોપદેશ તેમણે શરૂ કર્યો ત્યા સુધીના સમયને "શ્રીપાર્શ્વનાથનો વારો" એવી સંજ્ઞાથી ઓળખી શકાય.

(૭) આવા શિલાલેખમાં બે ત્રણનાં નામો જણાવીશું (૧) ચક્રવર્તી ખારવેલનો હાથીગુંફાનો શિલાલેખ; જેમાંના આંકને વિદ્વાનોએ મૌર્ય સંવત્સર હોવાનું માન્યું છે. પણ તે વાસ્તવિક નથી તે આપણે તે તે પ્રસંગોનું વર્ણન કરતાં જણાવીશું. (૨) મહારાજ પ્રિયદર્શિને કોતરાવેલ સહસ્રામનો શિલાલેખ પણ, આ પ્રકારનોજ લેખી શકાય (કાંઇક ખ્યાલ માટે પુ. ૨ માં તેનું વૃત્તાંત જુઓ; વિશેષ અધિકાર સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર જે મારી તરફથી પ્રગટ થવાનું છે તેમાં આપવામાં આવશે). (૩) શ્રી. ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ બહાર પાડેલ મથુરાના શિલાલેખોમાં પૃ. ૨ ઉપર લખેલ ગામના લેખનું વર્ણન જુઓ. જેમ ઉપરમાં શિલાલેખી પુરાવા છે તેમ સિક્કાથી પણ મહાવીર સંવત ચાલુ થયાનું સાબિત કરી શકાય છે. ( જુઓ પુ. ૨ પૃ. ૬૧ થી ૬૩ સુધીનું વર્ણન તથા ટીકાઓ; ખાસ કરીને ટી. નં. ૭૦-૭૧).

(૮) 'મહાવીર સંવત' એવા શબ્દો તેમાં સ્પષ્ટપણે લખાયલ નથી પણ સર્વ હકીકતનો સબંધ મેળવતાં તે પ્રમાણે હોવાનું નક્કી થાય છે. ( જ્યારે ટી. નં. ૭ માં નોંધેલ નં. ૩ ની બાબતમાં વધારે સ્પષ્ટ છે. )

મળે છે કે તેવો કોઇ સંવત વપરાશમાં લેવાતો તો હતો જ.[૯] પરંતુ તેને એક નિયમ તરીકે દરેક શિલાલેખ ઉભો કરનારે વાપર્યો હોય એમ બન્યું દેખાતું નથી. એટલે આપણી મુશ્કેલી તો પાછી જેવી ને તેવી ઉભી રહેતી જ માલૂમ પડે છે. પરંતુ એટલું હજુ જોવામાં આવે છે કે, કેટલાક રાજકર્તાઓએ, પોતાના રાજઅમલમાં બનતા બનાવોને, પોતાના રાજ્યે આટલામાં વર્ષે તે બન્યા હતા એમ જણાવ્યું છે.[૧૦] એટલે કેટલેક દરજ્જે સમય વિશે નિર્ણય ઉપર આવવાને તે હકીકત સહાયક થઇ પડે છે ખરી. પણ જ્યાં સુધી અમુક પદ્ધતિ સર્વમાન્ય ન થાય અને સર્વથા તેને અનુસરવામાં ન આવે ત્યાં સુધી આપણો માર્ગ તદ્દન સરળ થઈ શકતો નથી. પૂર્વના જૈનધર્મી રાજકર્તાઓએ આવી કોઈ પદ્ધત ગ્રહણ કરી લાગતી નથી. તેનું કારણ એમ ધારી શકાય છે કે, તેઓ એક તો પોતાની કીર્તિની આ પ્રમાણેની જાહેરાત, વિશેષપણે બહાર ગવાયા કરે તે ઇચ્છતા નહીં હોય; તેમ વળી બીજું, તે સમયે આવા ઐતિહાસિક કાર્યની મહત્ત્વતા પીછાણવામાં પણ આવી નહીં હોય.

આવી સ્થિતિ મહાવીર પછી લગભગ ત્રણ સદી સુધી તો જૈન ધર્માનુયાયીઓએ ચલાવી લીધી જણાય છે. પણ જેમ જેમ કાળ આગળ વધતો ગયો અને હિંદુસ્તાન ઉપર પરદેશી આક્રમણો શરૂ થયાં તથા આર્યેતર તેવી પ્રજાના સહવાસમાં હિંદીઓને આવવું જ પડયું, તેમ તેમ તવારીખ નોંધવાની અને તેને માટે તારીખનો નિર્ણય કરવાની જરૂરિયાત ઉભી થવા લાગી. આવા પરદેશી આક્રમણકારોમાં સૌથી પ્રથમ યવન બાદશાહ અલેકઝાંડર હતો. જો કે હિંદની સરહદ ઉપર તો ઇરાનના શાહોના હુમલાઓ આ અલેકઝાંડર પૂર્વેની બે ત્રણ સદી ઉપર થઇ ગયા હતા. પણ તેને હિંદના આંતરિક વહીવટની સાથે સંબંધ કે નિસબત ન હોવાથી આપણે તેને ગણત્રીમાં લીધા નથી. અલેકઝાંડર પછી તેના સહધર્મીઓ કેટલાક આવ્યા છે. પરંતુ તેમને હિંદી તવારીખ જાળવી રાખવાની અગત્યતા કદાચ લાગી પણ ન હોય. એટલે તેમણે કોઈ તારીખ ટાંકી જ નથી. છતાં જો તેમને તેવી જરૂરીયાત લાગી હોત, તોયે તેમના દેશમાં વપરાતો કોઈ સંવત્સરજ તેમણે વાપર્યો હોત. એટલે પ્રથમમાં પ્રથમ જો કોઈ હિંદી પ્રદેશના રાજકર્તાએ—પછી તે હિંદી હો કે અહિંદી હો—સંવત્સરનો ખરી રીતે અને સામાન્યપણે ઉપયોગ કરવા માંડયો હોય, તો મારી નજરમાં તે ભૂમક ક્ષહરાટ અને તેનો પુત્ર નહપાણ દેખાઈ આવે છે. તેમણે

(૯) C. A. R. pref. CXC:—With the silver coins of Chasthan, begins the use of patronymics which is the chief characteristic of this dynasty and which together with the regular practice of dating the coins, has made it possible to restore the outlines of its geneology and chronology with remarkable completeness=કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૯૦;—ચષ્ઠણના રૂપાના સિક્કામાં પિતૃકુળની વપરાશનો આરંભ થયો છે. તે (પદ્ધતિ) આ વંશ માટે ખાસ લાક્ષણિક છે. સાથે તેમણે જે નિયમપૂર્વક સાલ નોંધવા માંડી છે, તેથી તો તે, વંશાવળી તથા સમયાવળી બન્ને અમુક રીતે સંપૂર્ણ બનાવવામાં ઉપયોગી થઇ પડી છે. (મારૂં ટીપણ:—આથી સ્પષ્ટ સમજાય છે કે આ લેખકના મત પ્રમાણે ચષ્ઠણના સમય સુધી એટલે કે ઈ. સ. ના આરંભ સમય સુધી, કોઈ વંશે પોતાનો સંવત ચલાવ્યો નહીં હોય. માત્ર ધર્મ પ્રવર્તકનોજ સંવત ચાલતો હશે. જેમ વિક્રમાદિત્યે સંવતની શરૂઆત કરેલી, તેમ તેની દેખાદેખીમાં ચષ્ઠણે તથા ગૌતમીપુત્ર શાતકરણીએ પણ આરંભ કર્યો હશે. કદાચ દ્વેષમાંને દ્વેષમાં વિક્રમ સંવત નાબુદ પણ કરી નાંખ્યો હોય. એટલે સંવત ચલાવવાનું પ્રથમ માન જેમ વિક્રમને ખાતે નોંધવું પડશે; તેમ ધર્મપ્રવર્તક કે તેના સંવત્સરની મહત્તાને ઓછપ આપવાનું શરૂ કર્યાનું કલંક પણ તેને શીરેજ ચોંટશે. વિક્રમ સંવત્સર જે કેટલોક વખત વપરાતો અદૃશ્ય થયો છે તેનું કારણ પણ આવી રીતે અન્ય સંવત્સરોની ઉત્પત્તિ થવાને લીધેજ સમજી શકાય તેમ છે. (આગળ જુઓ)

(૧૦) શિલાલેખમાં સમ્રાટ પ્રિયદર્શિને તથા હાથીગુંફાના લેખમાં સમ્રાટ ખારવેલે આવી પદ્ધતિ વાપરી છે.

સિક્કામાં ત્રૈકૂટવંશી રાજાઓએ પણ આ પદ્ધતિનો ઉપયોગ કર્યો છે (જુઓ પુ.૩ પૃ.૪૦૩ નં.૧૦૩-૧૦૪ સિક્કાનું વર્ણન.)

પોતાનો ક્ષહરાટ સંવત[૧૧] શરૂ કર્યો હતો. વળી તે સંવત્સરનો ઉપયોગ તેના જેવા અન્ય અહિંદી ક્ષત્રપોએ,[૧૨] કે જેમણે હિંદના જુદા જુદા ભાગ ઉપર અધિકાર ભોગવ્યો હતો, તેમણે પણ કર્યો છે એમ આપણે જોઈ ગયા છીએ.[૧૩] છતાં કહેવું પડશે કે સાર્વભૌમ જેવી સત્તા ધરાવતો કોઇ અવંતિપતિ જેવો રાજા થયો હોય અને તેવા રાજવંશીએ નિયમિત રીતે સંવત્સરનો ઉપયોગ કર્યે રાખ્યો હોય, તેવો કોઈ પણ દૃષ્ટાંત ઇતિહાસને પાને મ. સ. ૪૭૦ = ઈ. સ. પૂ. ૫૭ સુધી નોંધાયો હોવાનું શોધી શકાતું નથી.

આટલું લાંબુ વિવેચન કરવાની મતલબ એ છે કે વૈદિક ગ્રંથોમાં જેમ ઇતિહાસ આલેખન પરત્વે યુધિષ્ઠિર[૧૪] કે કળિયુગ વા લૌકિક સંવત્સરનો નિર્દેષ કરાયો હતો, તેમ જૈનગ્રંથોમાં કોઈ માર્ગ નિયમતરીકે અખત્યાર કરાયો જ નહોતો. આ સ્થિતિ ઈ. સ. પૂ. ૫૭=મ. સં. ૪૭૦ સુધી ચાલુ રહી હતી; પણ હવે તો અનેક જાતની પ્રજા—આર્યાવર્તની તેમજ બહારની—હિંદમાં આવીને વસવાટ કરી રહી હતી. તેમજ બનાવો પણ એક પછી એક, એવા ઝપાટાભેર બન્યે જતા હતા કે તે દરેકને જાળવી રાખવાની આવશ્યકતા પણ દીસતી જતી હતી. એટલે નવા યુગ પ્રવર્તકની કેમ જાણે રાહજ જોવાતી ન હોય, તેમ પરદેશી એવી શક પ્રજાનું રાજ્ય અવંતિ ઉપર નિર્માણ થયું. તે બાદ પ્રજાને કેવા કેવા પ્રકારની હાડમારીઓ અને હાલાકીઓ વેઠવી પડી હતી તેનું કાંઈક દર્શન આપણે આગળ કરી ગયા છીએ. એટલે સામાન્ય પ્રજા જે અવસર પ્રાપ્તિની તીતિક્ષા ધરાવી રહી હતી તે સ્વભાવિક રીતે આવી ચડી; અને તેના સુયશનો કળશ રાજા વિક્રમાદિત્યને શીરે ઢોળાયો. ત્યારથી તે શકારિ વિક્રમાદિત્ય કહેવાયો અને તેના નામ ઉપરથી જે સંવત્સરનો પ્રારંભ થયો તેને સંક્ષિપ્તમાં વિક્રમ સંવતનું નામ અપાયું. આ પ્રમાણે ભારતવર્ષમાં સંવત્સર ચલાવનાર જો કોઈ ભૂપતિ પ્રથમ પાકયો હોય તો તે આ વિક્રમાદિત્ય ગર્દભીલ જ સમજવો રહે છે. જો કે ડો. કીલ્હોર્ને આ બાબતમાં સત્ય જ વદે છે કે, Samvat (संवत) and Sam (सं) may be used for the years of any era, and only in quite modern times are those terms by the Hindus themselves employed to distinguish the Vikram from Saka years. In fact the words **वर्ष** and **संवत्सर** are synonymous and such differentiation can hardly be exact=કોઈ પણ સંવતના વર્ષ દર્શક માટે સંવત અને સં. વાપરી શકાય; જો કે વર્તમાનકાળે ખુદ હિંદુઓજ શકસંવતથી વિક્રમ સંવતનો ભેદ પારખવાને તે શબ્દો વાપરતા થયા છે. વાસ્તવમાં તો **वर्ष** અને **संवत्सर** બંને સમાર્થી શબ્દો

(૧૧) જુઓ. પુ. ૩ તેમના વૃત્તાંતે.

(૧૨) ભૂમકે, નહપાણે, પોતાના સત્તાપ્રદેશ નાસિકના શિલાલેખોમાં રાજુવુલે,પાતિકે મથુરા અને તક્ષિલાના પ્રદેશમાં; (જુઓ પુ. ૩. મથુરાસાયન પીલર કેપીટલનો શિલાલેખ.)

(૧૩) નં. ૧૨માં ઇન્ડોપાર્થીઅન શહેનશાહના નામ જણાવવામાં આવ્યાં નથી. તેનાં બે કારણો છે. એક તો તેમનો સમય ભૂમક, નહપાણ વિગેરે પછીનો છે તેથી તેમને પ્રથમ વાપરનાર તરીકે લેખાવી ન શકાય; વળી બીજું કારણ એ છે કે તેમણે કોઇ સંવત વાપર્યો જ નથી. તક્ષિલાના તામ્રપત્રમાં જે આંક વપરાયો છે તે ભૂલથી વિદ્વાનોએ મોઝીઝનો માની લીધો છે. બાકી ખરી સ્થિતિ શું હતી અને તે આંક કેમ અને કોણે વાપર્યો છે તેની ચર્ચા મેં પુ. ૩ માં જણાવી દીધી છે. (જુઓ પુ. ૩. પૃ. ૨૩૮-૯) એટલે જાણ થશે કે તે સંવત પણ ક્ષહરાટ સંવત જ હતો.

(૧૪) શુંગવંશી રાજાઓ જો કે વૈદિક મતાનુયાયી હતા તેમજ તેમના પ્રખ્યાત રાજ્યપુરોહિત મહાશય પતંજલી જેવા પ્રખર વૈદિક ભૂષણરત્નાલંકારની વિદ્યમાનતા હતી, છતાં તેમણે યુધિષ્ઠિર સંવતનો ઉપયોગ કર્યો હોય એમ ઇતિહાસ ઉપરથી જણાતું નથી. તેથી માનવાને કારણ રહે છે કે રાજા યુધિષ્ઠિર અને પતંજલી ભિન્નભિન્ન મતાનુયાયી હોવાનું તે સમયે પણ ધરાતું હશે (રાજા કલ્કિ—અગ્નિમિત્રે મથુરાનો વેડવાસ્તૂપ તોડી નાંખ્યો હોવાથી તેને પણ વિષ્ણુ—કૃષ્ણભક્ત અથવા વૈદિકમતાનુયાયી હોવાનું, ધારી નહિ લેવા વિષેનું અનુમાન સરખાવો પુ. ૩. પૃ. ૨ )

છે; અને તેવો (ઉપર જણાવ્યા પ્રમાણેનો) અર્થ ભેદ ભાગ્યે જ વ્યાજબી ગણી શકાય. અન્ય વિદ્વાનો આ બાબતનું સ્પષ્ટિકરણ કરતાં જણાવે છે કે[૧૫] The term Samvat does not apply exclusively to the era of Vikramaditya. Colebrooke first corrected this erroneous supposition in regard to the Bhupal dynasty, the Samvant of the Gour Inscriptions, Col. Todd in regard to Vallabhi Samvat and Kirkpatrick in regard to Newar era (A. D. 880) of Nepal=સંવત શબ્દ ખાસ ખાસ કાંઈ વિક્રમાદિત્યના સંવત માટે જ વપરાતો નથી. ગૌર શિલાલેખમાંના ભૂપાલ વંશના સંવત સંબંધીની ભ્રામક માન્યતા પ્રથમમાં મિ. કૉલ્બ્રુકે ભાંગી હતી; તેજ પ્રમાણે કર્નલ ટોડે વલ્લભી સંવત પરત્વેની અને મિ. કર્કપેટ્રીકે નેપાલના નેવાર (ઈ. સ. ૮૮૦ સંવત પરત્વેની) સંવત ભૂલ ભાંગી હતી[૧૬].

ઉપર પ્રમાણે વિક્રમ સંવતના પ્રારંભનો ઇતિહાસ જાણવો. સમસ્ત ભારતવર્ષના ઉત્તર ભાગમાં–એટલે ઉત્તર હિંદમાં–જ્યાં જ્યાં હિંદી રાજાનો અમલ હતો ત્યાં ત્યાં લગભગ સર્વત્ર આ સંવત્સરનો ઉપયોગ થવાની શરૂઆત થઈ ગઈ. જ્યારે દક્ષિણ હિંદમાં વળી જુદી જ સ્થિતિ પ્રવર્તતી થઈ હતી તે આપણે આગળ ઉપર જોઈશું.

જે સમયનું આલેખન આ પુસ્તક માટે આપણે ઠરાવ્યું છે તે એક હજાર વર્ષના કાળમાં હિંદની ભૂમિ ઉપર ચારેક સંવત્સરનો ઉપયોગ કરવામાં આવ્યાનું મને જણાયું છે. તેમનાં નામ આ પ્રમાણે છે **(૧) મહાવીર સંવત** (૨) **ચેદિ સંવત**[૧૭] (૩) **ક્ષહરાટ સંવત** અને (૪) **વિક્રમ સંવત**. આ નામો તેમના વપરાશ માટેના સમયના અનુક્રમવાર પ્રમાણે ગોઠવ્યાં છે. તેમાંનો નં. ૧, ૨, અને ૪ એમ ત્રણ સંવત્સરો હિંદી પ્રજાના છે. જ્યારે માત્ર નં. ૩ એક અહિંદી પ્રજાનો છે. વળી નં. ૧ અને નં. ૩ની ઉત્પત્તિ તથા વપરાશ વિષેની માહિતી કાંઇક અંશે ઉપરમાં જણાવી ગયા છીએ. તેમજ તે વિષેની અન્ય કાંઈ વિશેષ જણાવવી બાકી રહેતી નથી. બાકીના નં, ૨ વિષે જ્યારે ચેદિવંશનો ઇતિહાસ લખીશું ( જે આગળ ઉપર આલેખવાનો છે ) ત્યારે જણાવવામાં આવશે. એટલે નં. ૪ વાળા વિક્રમ સંવત્સરને લગતું જ વર્ણન કરવું અત્ર બાકી રહે છે,

## વિક્રમ સંવત

આ વિક્રમ સંવત્સરના સ્થાપકના નામ વિષે જો કે બહુ મતભેદ તો નથી જ, છતાં કિંચિત્ અંશે છે તો ખરો જ. વળી અલ્પ સમય સુધી ચાલુ રહીને તે લુપ્ત થઈ ગયાનું અને પાછો પુનર્જીવન પામ્યાનું જણાયું છે એટલે તેની સત્યાસત્યતા વિષે પણ અનેક વિભ્રમો પેદા થયા છે. ઉપરાંત તેની આદિના સમય માટે પણ મતમતાંતરો પ્રચલિત થયેલ નજરે

(૧૫) જુઓ. ઈ. એ. પુ. ૨૦. પૃ. ૪૦૪; ઈ. એ. પુ. ૩૭. પૃ. ૪૬: પ્રીન્સેપ્સ ઈન્ડિયન એન્ટીક્વીટીઝ યુસફુલ ટેબલ્સ પુ. ૧ પૃ. ૫૨૫.

(૧૬) એટલે એમ અર્થ સમજવો કે જે ભૂમિમાં જે સંવત્સર ચાલતો હોય તેનો નિર્દેષ કરવા માટે માત્ર **સંવતસર** શબ્દ જ જણાવાય. પરંતુ કયો સંવત્સર તે કહેવાય (એટલે કે તેનું વિશેષનામ જે હોય તે ) તે અધ્યાહાર રાખે; [આ પદ્ધતિની વપરાશ જૈન સંપ્રદાયના લહિયાઓએ પણ પોથી લખવામાં કરેલ છે; છતાં તેનો ઉકેલ કરનારાઓ અજાણ હોવાથી તેવા સવત્સરના આંકને વિક્રમ સંવત્ માની લઈ કામ ચલાવ્યે રાખ્યું છે; જેથી ઘણી કદર્થના ઉભી થવા પામી છે; આવાં દષ્ટાંતો અનેક છે, પણ એક બે અત્ર માત્ર દર્શાવીશ; દેવર્દ્ધીગણી ક્ષમાશ્રવણનો કાળ ૫૧૦ અને હરિભદ્ર સૂરિનો કાળ ૫૮૫ વિક્રમ સંવત્ તેઓએ ગણાવ્યો છે જ્યારે તે બે બીજેજ સંવતસર—તો પછી હાથીગુંફામાં અને સહસ્ત્રામના ખડકલેખમાંના આંકને 'મહાવીર સંવત્' માનવામાં કાંઈ હરકત નજ આવી શકે]

વળી આગળ ઉપર ટી નં. ૩૨ જુઓ.

(૧૭) ઉદાહરણ માટે હાથીગુંફાના લેખમાંની છઠ્ઠી પંક્તિ જુઓ.

પડે છે. કેટલાક તેને વિક્રમાદિત્યના રાજ્યારંભથી જ ગણાતો શરૂ થયાનું માને છે, ત્યારે કેટલાકોએ તે બાબતમાં શંકા ઉપસ્થિત કરી છે. આ પ્રમાણે વિષય એક છતાં, તેના અનેક અંશો વિષે ભિન્નભિન્ન મત નોંધાએલ છે; જેનો વિસ્તૃતપણે વિચાર કરવાની જરૂર દીસે છે. તેથી તે તે વિષયમાં પડેલ અનેક વિદ્વાન શોધકોનું અને ઈતિહાસવિત્તોનું આ સંવત્સરની ઉત્પત્તિ વિષે તેમજ તેના પાલન અને અનુસરણ વિષે શું મંતવ્ય છે તે રજુ કરવું પડશે; તથા તે ઉપર આપણા વિચારો–વિવાદ અને ચર્ચારૂપે–જણાવવા પડશે. તેમ કોઈ વખત તેમની બ્રાંતિનું નિરસન પણ કરવું પડશે; કે જેથી આખા વિષયનો નિર્મળ સ્ફોટ આવી રહે; અને પરિણામે વાચકવર્ગની ખાત્રી થઈ જાય કે વિક્રમ સંવતનો ઉપયોગ કરવામાં પૂર્વની પ્રજાએ કોઈ જાતની–વિદ્વાનોએ માની લીધી છે તેવી–ગફલતી પણ કરી નથી તેમ સમયવર્તીને વ્યવહાર ડહાપણ વાપરવામાં ઉણપ પણ આવવા દીધી નથી.

બીજી વાત–આ વિક્રમસંવત્સરની સાથે બીજા એક બે સંવત્સરો એવી રીતે સમાગમમાં આવીને અંદરોઅંદર ગુંચવાઈ ગયા છે કે તેની પણ માહિતી જો આપી હોય, તો તે સર્વેને એક બીજાથી છૂટા પાડવાની અને ખરૂં તારતમ્ય સમજવાની વાચકવર્ગને સરળતા થઈ પડે, એવું લાગવાથી તેની પણ થોડીક હકીકત આપવા ઈચ્છા થઈ છે. જો કે તેવા સંવત્સરો આપણા આ પુસ્તકના વર્ણનક્ષેત્રની મર્યાદા બહાર જાય છે જ; છતાં ઉપરનો આશય બળવત્તર દેખાવાથી તેટલી છૂટ લેવા માટે ક્ષમા ચાહું છું. આ બે સંવત્સરોમાંના એકનું નામ માલવસંવત છે અને બીજાનું નામ શકસંવત્સર છે. તેથી કરીને આ બન્ને વિશે સૌથી છેવટે અને તે પણ બને તેટલી ટૂંક હકીકત આપીનેજ સંતોષ ધરીશું. આ ઉપરાંત એક બીજો સંવત્સર પણ ઉત્તર હિંદમાં ઇ. સ. પૂ. ૮૦ ની આસપાસ શહેનશાહ મોઝીઝ અથવા તેના વારસદાર અઝીઝ પહેલાના સમયે પ્રવર્ત્યો હોય, એવી માન્યતા કેટલાક વિદ્વાનો ધરાવે છે. પરંતુ તેનું નામ પણ શકસંવત્સર હોવાથી અત્રે તો આટલો અંગુલીનિર્દેશ કરીને, તે વિશેની વિશેષ માહિતી શકસંવત્સરનું વર્ણન કરતાં જ લખવી એમ ઉચિત ધાર્યું છે.

હવે આપણે વિક્રમ સંવત્સરની ખરી વિગત ઉપર આવી જઇએ. તપાસ કરીશું તો માલૂમ થશે કે, દરેક સંવત્સરની સ્થાપના કોઈપણ મહત્ત્વપૂર્ણ બનાવ બન્યાના સ્મરણ તરીકેજ[૧૮] કરવામાં આવેલ હોય છે. પછી તે બનાવ ભલે રાજકીય હોય, ધાર્મિક હોય કે સામાજીક હોય, તેને અંગે કાંઈ ફેરફાર રહેતો નથી. આ સંવતનું નામ જ્યારે 'વિક્રમ સંવત્સર' રાખવામાં આવ્યું છે. ત્યારે સ્પષ્ટ થાય છે કે તે સંવત્સરને કોઈ વિક્રમ–વિક્રમાદિત્ય નામની વ્યક્તિસાથેજ સબંધ હોવો જોઇએ; અને તેની સ્થાપના, તે વિક્રમાદિત્યના જીવનમાંના કોઈ મહત્ત્વ ભરેલા બનાવ સાથે સંકલિત થયેલ હોવી જોઈએ હવે આપણું કર્તવ્ય છે કે, તે વિક્રમાદિત્ય કોણ હતો ? ક્યારે થયો ? અને તેના જીવનનો તે મહત્ત્વશીલ બનાવ કયો હતો ? તે સર્વ હકીકત શોધક બુદ્ધિ અને પદ્ધતિએ વિચારવા જેવી છે.

તે વિક્રમાદિત્ય કોણ હતો તે પ્રથમ વિચારીએ. સર્વ કોઈ એટલે દરજ્જે તો સહમત છે કે વિક્રમાદિત્યનું બિરૂદ શકારિ હતું તેથી તેને

**તે કોણ?**

શકારિ વિક્રમાદિત્યના નામથી પણ ઇતિહાસકારો ઓળખાવે છે.પરંતુ તે ક્યારે થયો અથવા તો કયા વંશનો હતો અથવા તેવી નામધારી કોઈ વિશેષ વ્યક્તિઓ થઈ ગઈ હોય તો તેમાંથી કઈ વ્યક્તિ આ સંવતસ્થાપક હોઈ શકે, તે બાબતની અદ્યાપિ પર્યંત નિશ્ચિતપણે અભિપ્રાય

(૧૮) કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૬૨, પારા. ૧૩૫ The foundation of an era must be held to denote the successful establishment of the new power rather than its first beginnings or the down-fall of any=કોઈ નવી રાજસત્તાની શુભ શરૂઆત કે અન્યની પડતી સ્થિતિ સૂચવવા કરતાં, તે (નવી) રાજસત્તાના ફતેહ પૂર્ણ કાર્યનું દર્શન કરાવવાજ કોઈ સંવત્સરની સ્થાપના લેખાવી જોઈએ.

ઉચ્ચારાયો નથી; જેથી આપણે તે પ્રશ્નના ઉકેલ માટે ઊંડાણમાં ઉતરવા પૂર્વે, ભિન્ન ભિન્ન વિદ્વાનોનાં મંતવ્યો રજુ કરીશું અને તે ઉપરથી ચર્ચાનો ઉહાપોહ કરી કંઈ પણ તારતમ્ય શોધી કઢાતું હોય તો તેમ કરવા પ્રયત્ન કરીશું. અને તેમ કર્યા પછી, જે જુદીજુદી વ્યક્તિઓ વિક્રમાદિત્ય નામની થઈ ગઈ છે, તેની સમાલોચના કરીશું. તે બાદ છેવટે સંવતની સ્થાપના માટેનો મહત્ત્વપૂર્ણ બનાવ કયો હોઈ શકે તથા તે સંવત હિંદના કયા ભાગમાં વિશેષ પ્રચલિત છે તેની સામાન્ય ચર્ચા કરીશું.

શકારિ સિવાય તેનાં બીજાં પણ બે ત્રણ નામો જણાયાં છે. એક વિક્રમસેન છે. બીજું વિક્રમસિંહ[૧૯] પણ છે. જ્યારે અમરકોષમાં તેનું નામ શૂદ્રક[૨૦] જણાવાયું છે.આટલું કહીને આપણે હવે અનેક વિદ્વાનોના અભિપ્રાયની સમાલોચના કરીશું.

(૧) એક લેખક જણાવે છે કે[૨૧]–Chandragupta II Vikramaditya A. D. 389–414 finally crushed the Saka power of Ujjain–India tradition does not make any distinction between the first Vikramaditya and the second. It regards the supposed founder of the era, which began in B. C. 57, and the royal patron of Kalidas, who lived more than four hundred years later as one and the same person=ચંદ્રગુપ્ત બીજા–વિક્રમાદિત્યે[૨૨] (ઇ. સ. ૩૮૦–૪૧૪) ઉજ્જૈન મુકામે શક સત્તાને હમેશ માટે કચરી નાંખી–પ્રથમ અને દ્વિતીય વિક્રમાદિત્ય વચ્ચેના તફાવતની કાંઈજ ઓળખ હિંદી દંતકથામાં દર્શાવાઈ નથી–તેના નામનો જે સંવત ઇ. સ. પૂ. ૫૭માં આરંભાયો છે તેના સંભવિત સ્થાપક, તથા જે કાલીદાસ તેની પાછળ ચારસો વરસે થયો છે તેના આશ્રયદાતા, એમ બન્ને વ્યક્તિ એકજ દેખાય છે." એટલે આ કથનના લેખકની માન્યતા

(૧૯) એશિઆટિક રીસર્ચીઝ પુ. ૯. પૃ. ૧૨૨.

(૨૦) જ.-આં. હિ. રી. સો. પુ. ૨ આંક ૧ પૃ. ૬૪–૬૫ "From Amarkosha we learn that Shudraka, Hala and other kings had the title of Vikramaditya=અમરકોષથી આપણને જાણ થાય છે કે, શૂદ્રક, હાલ અને અન્ય રાજાઓનું બિરૂદ પણ વિક્રમાદિત્ય હતું. (મારૂં ટીપણ–એટલે સાબિત થાય છે કે રાજા હાલનું નામ પણ વિક્રમાદિત્ય હતું જ).

બાકી શૂદ્રક વિશે અમરકોષકારના પોતાના શબ્દો આ પ્રમાણે છે. This Shudraka may be said to have founded the Vikrama era in B. C. 58 by defeating the Sakas of Malwa. Tradition is strong in ascertaining that Vikramaditya defeated alien Sakas near Karur and established his era=આ શૂદ્રક વિશે કહી શકાય છે કે, તેણે માળવાના શકને હરાવીને ઈ. સ. પૂ. ૫૮ માં વિક્રમ સંવતની સ્થાપના કરી હતી–કારૂર નજીક શકને વિક્રમાદિત્યે હરાવ્યા અને પોતાના સંવતની સ્થાપના કરી એવી ખાત્રી આપતી દંતકથા બહુ જોશભેર ચાલે છે.

(૨૧) કે. હિ. ઇ. પૃ. ૫૩૩.

(૨૨) વિક્રમાદિત્ય શબ્દનો અર્થ કરતાં કે. હિ. ઇ. ના લેખકે તેજ પૃષ્ઠ ઉપર જણાવ્યું છે કે—

Vikramaditya "The sun of Might", It is hopeless to attempt to discriminate between the elements, which may be historical and others which are undoubtedly romantic in the great cycle of legends, which has gathered round the name or rather the title of Vikramaditya. The Sun of the Might may be kings at different periods and in different countries of India may have been so styled, while it is possible–nay even probable that there may have been a Vikramaditya, who expelled the Sakas from Ujjain=વિક્રમાદિત્ય=વિક્રમ : પરાક્રમ અને આદિત્ય-સૂર્ય = પરાક્રમનો પુંજ : પરાક્રમનો સૂર્ય : વિક્રમાદિત્યના નામની અલકે તે બિરૂદની સાથે દંતકથાનો જે મહાપ્રવાહ લાગી પડયો છે, તેમાંના રોમાંચક તત્ત્વો એક બાજુ, અને બીજી બાજુ ઐતિહાસિક તત્ત્વો, તે બેને પારખી કાઢી છૂટા પાડવાનો પ્રયત્ન કરવો નીરર્થક છે. 'પરાક્રમના સૂર્ય' તેવા નામ ધારી, હિંદના જુદા જુદા ભાગમાં જુદા જુદા

એમ છે કે (અ) ચંદ્રગુપ્ત બીજો ઉર્ફે વિક્રમાદિત્ય, જે ગુપ્તવંશી સમ્રાટ છે અને અવંતિપતિ પણ છે, તેણે ઇ. સ. ૩૮૦ થી ૪૧૪ સુધી રાજ્ય કર્યું હતું અને તેણે જ શકપ્રજાને હમેશને માટે કચરી નાંખી હતી. તેજ વિક્રમાદિત્યથી ખરી રીતે વિક્રમસંવત્સરની સ્થાપના કરવામાં આવી છે (બ) પણ હિંદીપ્રજાએ એક તેવોજ નામધારી બીજો વિક્રમાદિત્ય, જે ઇ. સ. પૂ. ૫૭માં થયો છે તેના નામે વિક્રમસંવત શરૂ કરાયાનો યશ અર્પી દીધો છે અને તેમ કરીને (ક) આ બે વિક્રમાદિત્ય વચ્ચેનો ભેદ હિંદુશાસ્ત્રો પૂરી રીતે પીછાણી શક્યા નથી.

[ મારૂં ટીપ્પણ-ગુપ્તવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત બીજાનું નામ વિક્રમાદિત્ય હતું તે ખરી વાત છે. તેમજ તેણે અવંતિપતિ ચષ્ઠણવંશી ક્ષત્રપોને હરાવીને અવંતિની ગાદી મેળવી હતી તે પણ ખરીજ વાત છે. આ ઉપરથી લેખક મહાશયે તે ચષ્ઠણવંશી ક્ષત્રપોને શક પ્રજા લેખી કાઢી હોય એમ સમજાય છે. પણ ઇતિહાસ કહે છે કે[૨૩] શકપ્રજાનું નિકંદન તો ગૌતમીપુત્ર શાતકરણીએજ ઇ. સ. ૭૮માં કાઢી નાંખ્યું હતું; એટલે પ્રશ્ન એ થાય છે કે, તો પછી ઇ. સ.ના ઠેઠ ચોથા સૈકામાં પાછી શક પ્રજા આવી ક્યાંથી ? તે લેખકનું કથન સાચું માનવું ? કે શિલાલેખની હકીકત સાચી માનવી ? બાકી ખરી વાત તો એમ છે કે, ચષ્ઠણ પોતેજ શક નહોતો.[૨૪] તેમ શક પ્રજાના પણ બે વિભાગ હતા. તેમાંની ખરી શકપ્રજાનું નિકંદન ગર્દભીલ વંશી વિક્રમાદિત્યે ઇ. સ. પૂ. ૫૭માં કાઢી નાંખ્યું છે[૨૫] જ્યારે બીજી શકપ્રજા, જે શકપ્રજાનો હિંદી વિભાગ ગણાય અને જેને ઇતિહાસકારોએ ઇન્ડોસીથીઅન્સ તરીકે ઓળખાવ્યો છે, તેનો વિનાશ, રાણીશ્રી બળશ્રીના પૌત્ર ગૌતમિપુત્ર શાતકરણીએ કરી નાંખ્યો છે.[૨૬] આ પ્રમાણે બે વખતે મળીને, શકપ્રજાનું નામ સુદ્ધાંત ઇતિહાસમાંથી ભૂંસી જઇને હમેશને માટે અદૃશ્ય થઈ ગયું છે. એટલે ઇ. સ.ના ચોથા સૈકામાં શકપ્રજાનું પુનઃ અસ્તિત્વ કલ્પવું તે, વંધ્યાને પુત્ર હોવાનું કહેવા સમાન ગણાય. આ ઉપરાંત બીજી તો ઘણી દલીલો ગુપ્તવંશી ચંદ્રગુપ્તની વિરૂદ્ધ જાય તેવી છે. પણ ઉપરના ફકરામાં ટાંકેલા શબ્દોથી તે પર હોવાને લીધે, તેની ચર્ચામાં ઉતરવું દુરસ્ત ગણાય નહીં. એટલે સાબિત થઈ શકે તેમ છે કે, ગુપ્તવંશી ચંદ્રગુપ્ત બીજાને, ન કહી શકાય શકારિ વિક્રમાદિત્ય કે ન કહી શકાય વિક્રમસંવતનો સ્થાપક. તેમ હિંદીપ્રજાએ પોતાના ઉપકારક પુરૂષને પોતાના હૃદયમાં ધારી રાખવાના કાર્યમાં ભૂલ ખાધી છે એમ પણ નહીં કહેવાય ]

(૨) એક બીજા લેખક પોતાનું મંતવ્ય નીચે પ્રમાણે રજુ કરે છે.[૨૭] This Aziz the first has been placed in about B. C. 58; and it appears therefore that the era referred to, in the Taxilla inscription is the Vikram era, beginning in 58 B. C., which was founded perhaps to commemorate the accession of Aziz I= આ અઝીઝ પહેલાનો સમય આશરે ઇ. સ. પૂ. ૫૮ ઠરાવાયો છે. એટલે માનવું રહે છે કે, તક્ષિલાના લેખમાં જણાવેલ સંવત, વિક્રમનો સંવત છે. જેની આદિ

સમયે અનેક રાજાઓ થયા હશે, છતાં સંભવ છે-બલ્કે શક્ય પણ છે કે, એક એવો જ વિક્રમાદિત્ય થયો હશે કે જેણે ઉજ્જૈનીમાંથી શકને હાંકી કાઢયા હોય. [ મારૂં ટીપ્પણ—આ બાબત આપણે આગળ વિચારવાની છે એટલે હાલ તુરત તે ઉપર કાંઇ વિવેચન કરવા જેવું રહેતું નથી.]

(૨૩) જુઓ રાણીશ્રી બળશ્રીએ કોતરાવેલ નાસિકનો શિલાલેખ ( પુ. ૩. પૃ. ૨૦૨)

(૨૪) જુઓ પુ. ૩. પૃ. ૨૧૭ થી ૨૨૨ ઉપર નહપાણ અને ચષ્ઠણની જાતિની સરખામણીવાળી હકીકત.

(૨૫) જુઓ ઉપરમાં સપ્તમ ખંડે ત્રીજા પરિચ્છેદે પૃ. ૩૩-૩૪ ની હકીકત.

(૨૬) જુઓ પુ. ૩ પૃ. ૩૬૯ ઉપર રૂષભદત્તના શાહી વંશના અંતવાળું નિવેદન.

(૨૭) જ. બો. બ્રં. રો. એ. સો. ૧૯૨૮ નવી આવૃત્તિ પુ. ૩. પૃ. ૬૮ : તથા આ પરિચ્છેદે આગળ ઉપર ટાંકેલી દલીલ નં. ૧૦ જુઓ.

ઇ. સ. પૂ. ૫૮માં થઈ છે અને તેની સ્થાપના અઝીઝ પહેલાના રાજ્યાભિષેકના સ્મરણચિહ્ન તરીકે કદાચ કરવામાં આવી હોય." આ પ્રમાણે લેખક મહાશયના કથન વિષે, પોતાનું મંતવ્ય રજુ કરતાં મિ. રૅપ્સન કહે છે કે–"The interpretation may well be correct, inspite of the tradition, that the era was founded by Vikramaditya of Ujjain to commemorate the defeat of the Sakas=શકના પરાજયની યાદગીરીમાં, ઉજ્જૈનીના વિક્રમાદિત્યે તે સંવતની સ્થાપના કરી હતી એમ જોકે દંતકથા ચાલે છે, છતાં તે સમજૂતી સત્ય હોવા સંભવ છે. એટલે આ બન્ને વિદ્વાન ઇતિહાસકારોના મતથી એમ દેખાય છે કે (અ) શકપ્રજાને હરાવનાર જોકે ઉજ્જૈનપતિ વિક્રમાદિત્યજ હતો ખરો પણ (બ) વિક્રમનો સંવત જે ઇ. સ. પૂ. ૫૮થી શરૂ થયાનો મનાય છે અને જેની નોંધ તક્ષિલાના શિલાલેખમાં કરવામાં આવી છે, તેની આદિ તો અઝીઝ પહેલાના સમયના પ્રારંભથી ગણવાની છે. (ક) વળી કદાચ તેજ સાલમાં અઝીઝ પહેલો ગાદીએ બેઠો હશે તેથી, તેની યાદગીરીમાં આ સાલથી તે સંવત્સરની આદિ કરવામાં આવી હશે.

[ મારૂં ટીપણ–પ્રથમ નજરેજ, એ આશ્ચર્યપૂર્વક લાગે છે કે, શકપ્રજાને હરાવનાર જે ઉજ્જૈનપતિ હોય તેના નામે સંવત્સર ચાલુ થાય કે અઝીઝ પહેલો, જે માત્ર મથુરાપતિ અને તક્ષિલાપતિજ હતો (પણ જે અવંતિપતિ કદી બન્યોજ નથી) તેના નામે અને તેના સ્મરણ માટે તે સંવત્સર શરૂ થાય ? વળી અઝીઝ પહેલાનું રાજ્ય જ્યારે અવંતિના પ્રદેશમાં કદાપિ થયુંજ નથી ત્યારે શકપ્રજાને હરાવનાર અવંતિપતિને અને મથુરાપતિને લેવાદેવા પણ શું હોઈ શકે ? તેમજ અઝીઝ પહેલો જ્યારે અવંતિપતિજ બન્યો નથી ત્યારે તેને ફાળે શક પ્રજાને હરાવ્યાનું માન પણ કેમ નોંધી શકાય ? આ બધા પ્રશ્નોનો તાત્પર્ય એજ છે કે, આ અઝીઝને પણ, ન કહી શકાય શકારિ, કે ન કહી શકાય વિક્રમસંવતનો સ્થાપક; વળી તેની પોતાની કારકીર્દી કદાચ, ઇ. સ. પૂ. ૫૮ની આસપાસમાં ભલે શરૂ થઈ હોય અને તેટલા દરજ્જે તેટલા પૂરતી હકીકત સાચી ઠરાવી શકાતી હોય, છતાં તેમ પણ બન્યું નથી; કેમકે ઈ. સ. પૂ. ૫૮માં તો તેના રાજ્યનો આરંભ થવાને બદલે અંત આવ્યાનું નોંધાયું છે.[૨૮]].

(૩) એક બીજા વિદ્વાન લેખક[૨૯] કહે છે કે: In general, the Hindus know but of one Vikramaditya, but the learned acknowledge four; and when written authorities examined, they were found no less than eight or nine. Those, who reckon four heroes of that name, agree only about two. The first Vikramaditya was he, after whom the period is demonstrated; the second is Raja Bhoja–સામાન્ય રીતે હિંદુઓને એકજ વિક્રમાદિત્યનો પરિચય છે, પણ વિદ્વાનોને ચારની જાણ છે; પરંતુ જ્યારે ગ્રંથો તપાસીએ છીએ ત્યારે તો તે નામની વ્યક્તિઓ આઠ કે નવથી ઓછી દેખાતી નથી. આ (વિક્રમાદિત્ય) નામના, ચાર વીરપુરૂષ થયાનું જેઓ સ્વીકારે છે તેઓ બે વિશે તો એકમત છેજ. તેમાંનો પહેલો તે વિક્રમાદિત્ય છે, કે જેના ઉપરથી સંવતની ઓળખ થવા પામી છે; જ્યારે બીજો (વિક્રમાદિત્ય) તે રાજા ભોજ છે." એટલે કે આ લેખકના અભિપ્રાય પ્રમાણે (અ) હિંદુપ્રજાને મન તો એકજ વિક્રમાદિત્ય થયેલ છે. (બ) જ્યારે વિદ્વાનો અને પંડિતો તેવા ચાર વિક્રમાદિત્ય થયાનું માને છે. (ક) પણ ગ્રંથોનું સંશોધન કરવાથી તો વળી આઠ કે નવ વિક્રમાદિત્યો થયાનું નીકળે છે. (ડ) છતાં જેઓ ચાર વિક્રમાદિત્યો થયાનું માને છે, તેમણે આપેલાં તેમનાં વૃત્તાંતો જો મેળવીએ, તો આ ચારમાંથી બે જણની હકીકત જ ઠીકઠીક મેળ ખાતી જણાય છે. તેમાંનો એક, વિક્રમ સંવતનો સ્થાપક વિક્રમાદિત્ય પોતે

(૨૮) જુઓ પુ.૩.વંશાવળીના કોઠા પૃ.૧૪૫તથા પૃ.૪૦૬

(૨૯) એશિઆટિક રીસર્ચીઝ પુ. ૯. પૃ. ૧૧૭

છે, અને બીજો વિક્રમાદિત્ય, તે જે રાજાભોજ તરીકે ઓળખાયો છે તે છે.

[ મારૂં ટીપ્પણ-આ વિદ્વાન મહાશયનું કથન હજુ વિચારપૂર્વક અને બહુ જ બારીક અવલોકનથી તારવી કાઢેલું દેખાય છે. તેમણે નથી કોઈને ખોટા પણ ઠરાવ્યા, તેમ નથી સાચા વિક્રમાદિત્યની સાલ પણ બતાવી, તેમ નથી બીજી વિશેષ ઓળખ પણ આપી; છતાં અનેક વિક્રમમાંથી જે રાજા વિક્રમભોજ તરીકે ઓળખાઈ ગયો છે તેની પૂર્વે કેટલાક સમયે વિક્રમ-સંવત્સરનો ખરો સ્થાપક થઈ ગયો છે; એટલું તેમના કથનમાંથી ગર્ભિત સૂચન નીકળે છે ખરૂં.

ઉપરાંત તેમણે એમ પણ બતાવ્યું છે, કે કુલ્લે ચારથી આઠ અને નવની સંખ્યામાં વિક્રમાદિત્ય નામ-ધારી રાજાઓ હીંદના ભૂમિતળ ઉપર થઈ ગયા દેખાય છે. તેમાંનો કયો પુરુષ સંવત્સરનો સ્થાપક ગણી શકાય તે બાબત પોતાનો અભિપ્રાય ઉચ્ચારવાથી ચૂપજ રહ્યા છે. કદાચ ગર્ભિત અભિપ્રાય એમ તદ્દન ધરાવતા પણ હોય કે, સર્વે વિક્રમાદિત્યમાં જે પ્રથમ થયો છે તેજ સંવત્સરનો સંચાલક હોય.

વિક્રમાદિત્ય નામની વ્યક્તિઓ કેટલી થઈ છે અને કયારે થઈ છે તથા રાજાભોજ પણ કેટલા અને કયારે થયા છે તે બધુ આપણે આ પરિચ્છેદે આગળ ઉપર જણાવવાનું છે. એટલે અહીં તો આટલેથીજ પતાવીને આગળ વધીશું. ]

(૪) સર કનિંગહામ સાહેબનો મત[૩૦] એમ છે કે, A cave inscription at Udayagiri of the Samvat year 1093 or A. D. 1036, couples the name of Chandragupta, with the kingdom of Vikramaditya. In the Raja Tarangini also it is mentioned that Mantrigupta was placed on the throne of Kashmir by Vikramāditya of Ujjain. According to my corrected chronology of the Raja Tarangini, this happened in A. D. 433. The Satrunjaya-mahatmya also places ( Wilford Researches A, S. Bengal IX 156 : and Wilso Res. A. S. Beng XV 39 note ) the third Vikramaditya in Samvat 466: A. D. 409=સંવત ૧૦૯૩ અથવા ઈ. સ. ૧૦૩૬ના ઉદયગિરિની ગુફાના એક શિલાલેખમાં વિક્રમાદિત્યના રાજ્યની સાથે ચંદ્રગુપ્તનું નામ જોડાએલું માલમ પડે છે. રાજતરંગિણિમાં પણ એવી હકીકત મળે છે કે, ઉજ્જૈનીના વિક્રમાદિત્યે કાશ્મિરની ગાદી ઉપર મંત્રગુપ્તને નિયુક્ત કર્યો હતો. રાજતરંગિણિની મેં શુદ્ધ કરેલી વંશાવળી પ્રમાણે આ બનાવની તારીખ ઇ. સ. ૪૩૩ નોંધી શકાય છે. શત્રુંજય મહાત્મ્યમાં પણ ( જુઓ વીલ્ફોર્ડ કૃત એ. સો. બેંગાલનું રીસર્ચીઝ પુ. ૯, ૧૫૬ : અને વિલ્સન કૃત એ. સો બેંગોલનું પુ. ૧૫. ટી. નં. ૩૯ ) ત્રીજા વિક્રમાદિત્યનો સમય, સંવત ૪૬૬ એટલે ઇ. સ. ૪૦૯ બતાવાયો છે." એટલે કે કનીંગહામ સાહેબના મત પ્રમાણે (અ) ઉદયગિરિ પહાડની ગુફામાં જે વિ. સં. ૧૦૯૩નો શિલાલેખ છે અને જેમાં વિક્રમાદિત્યના રાજ્યે કોઇ ચંદ્રગુપ્ત થઈ ગયા હોવાનો ઉલ્લેખ છે તે (બ) તેમજ રાજતરંગિણિમાં ઉજ્જૈનીના જે વિક્રમાદિત્યે પોતાના તરફના પ્રતિનિધિ તરીકે મંત્રિગુપ્તને કાશ્મિરની ગાદી ઉપર બેસાર્યાનું વર્ણવ્યું છે તે (ક) તેમજ જે વિક્રમાદિત્યના રાજ્ય અમલે શત્રુંજ્યમહાત્મ્ય નામનું પુસ્તક રચાયું હતું તેઃ એમ કુલ મળીને આ ત્રણે વિક્રમાદિત્યો એકજ વ્યક્તિ લાગે છે. કારણ કે રાજ-તરંગિણિમાં કાશ્મિરના શાસનકર્તાઓની જે વંશાવળી પોતે શોધી કરીને શુદ્ધ કરી બતાવી છે,તેમાં વિક્રમાદિત્યે નીમેલ મંત્રિગુપ્તનો સમય ઈ. સ. ૪૩૩નો આપેલ છે. તથા તે હકીકતને સમર્થન આપનારી અને સ્વતંત્ર સાધન તરીકે ગણી શકાય તેવી વસ્તુ એ છે, કે મિ. વિલ્વર્ડ અને મિ. વિલ્સન નામના બે વિદ્વાનોએ પણ શત્રુંજયમહાત્મ્ય નામનું પુસ્તક જે વિક્રમાદિત્યના

(૩૦) જુઓ તેમણે પોતે રચેલું પુસ્તક નામે બી ભિલ્સા ટોપ્સ પૃ. ૧૪૩

રાજ્યે લખાતું હોવાની નોંધ નીકળે છે તેમાં તેનો રચનાકાળ ઇ. સ. ૪૦૯નો બતાવ્યો છે; એટલે કે જે બે વ્યક્તિઓ એક નામધારી અને એક સમયેજ વિદ્યમાન હોય તે બંને વ્યક્તિઓ એકજ હોય એવો સંભવ છે. આ દલીલો વડે તેઓ સાહેબ, ઉપર વર્ણવેલા ત્રણે પ્રસંગોના વિક્રમાદિત્યને એકજ વ્યક્તિ તરીકે માને છે. અને તેનો સમય ઈ. સ. ૪૦૯–૪૩૦ની આસપાસનો ઠરાવે છે.

[ મારૂં ટીપ્પણ–પ્રથમ તો તેમણે જે સિદ્ધાંત રજુ કર્યો છે, કે એક નામધારી બે વ્યક્તિઓ જો એકજ સમયે વિદ્યમાન હોય, તો તે એકજ વ્યક્તિ હોવા સંભવે છે; તે સિદ્ધાંતજ ભૂલ ખવાડનારો છે. આ ઉપર વિશેષ વિવેચન ન કરતાં પુ. ૧. પૃ. ૧૮૬ના ટીપ્પણમાં આપેલ વંશાવળી તરફજ વાચકવર્ગનું ધ્યાન દોરીશું. તે જોવાથી ખાત્રી થશે કે, ભોજદેવ નામના બે રાજાઓ એકજ વખતે થયા હોવાથી, ઇતિહાસ કારોએ એકના જીવન બનાવોને બીજાના માની લઇને કેટલો બધો ગોટાળો ઊભો કરી દીધો છે. છતાં તેમણે તે સિદ્ધાંતને નિશ્ચયપૂર્વક ખરો નહિ માનતાં, માત્ર સંભવિત હોવાનું જણાવ્યું છે એટલે તે ઉપર વિવાદ કરવાનું છોડી દઈશું.હવે તેમની બીજી દલીલો તપાસીએ. શત્રુંજયમહાત્મ્યની રચનાનો સમય (તેમની જે ત્રણ દલીલો છે તે) જેમ તેમણે ટાંકી બતાવ્યો છે તેમ ઇ. સ. ૪૦૯ નથી જ. આ બાબતમાં મેં અનેક પુરાવા આપીને સાબિત કરી આપ્યું છે[31] કે તે ઈ. સ. ૪૦૯=વિક્રમ સંવત ૪૬૬ નથીજ. જો કે ગ્રંથ કર્તાએ તેનો રચનાકાળ ૪૭૭ જણાવેલ છે તે આંક વિક્રમ સંવતનો લેખીએ તો ઇ. સ. ૪૧૯ લેખાય, નહિ કે ૪૦૯ ) પણ વાસ્તવમાં તો તે ૪૭૭નો આંક તે વખતે તે પ્રદેશમાં ચાલતા માલવ સંવતનો છે, નહીં કે વિક્રમસંવતનો;[32] અને તેની ગણત્રી કરતાં તેનો સમય વિ. સં. ૧૦૬૬ની આસપાસમાં આવે છે, કે જે કાળે માલવપતિ ભોજરાજદેવ (જુઓ પુ. ૧. પૃ. ૧૮૬ની ટીકામાં આપેલું વંશવૃક્ષ) ઉર્ફે વિક્રમાદિત્યનું રાજ્ય પ્રવર્તી રહ્યું હતું. અને તેમના રાજદરબારે શત્રુંજયમહાત્મ્યના કર્તા જૈનાચાર્ય શ્રી ધનેશ્વરસૂરીજી પોતે, તેમના રાજગુરૂ તરીકે[33] વિદ્યમાન હતા. એટલે કે આ ગ્રંથનો રચિત સમય વિ. સં. ૧૦૬૬=ઇ. સ. ૧૦૦૯ ની આસપાસનો છે.[34] નહી કે ઇ. સ. ૪૧૯ નો, કે ૪૦૯ નો; તેવી જ રીતે તેમની દલીલ નં. ૨ ની બાબતમાં જણાવવાનું કે, તેઓ સાહેબે રાજતરંગિણિની જે વંશાવળી શોધી કરીને મંત્રિગુપ્તનો સમય ઇ. સ. ૪૩૦ નો ઠરાવ્યો છે,[35] તેમાં તો ઉજ્જૈનપતિ વિક્રમાદિત્યને "શકારિ વિક્રમાદિત્ય" એવું ચોખ્ખું ઉપનામ આપીને સંબોધેલ છે; એટલે વિક્રમાદિત્ય વિશેની બીજી કોઈ પણ કલ્પનાને સ્થાનજ રહેતું નથી. વળી ઉપરમાં વર્ણવેલી નં. ૧, ૨ અને ૩ની દલીલોમાં આપણે ચર્ચા કરીને સ્પષ્ટિકરણ કરતાં સાબિત કર્યું છે કે, શકારિ વિક્રમાદિત્ય તે બીજો કોઈ નહિ, પણ ગર્દભીલવંશી વિક્રમાદિત્યજ છે. એટલે સર કનિંગહામ સાહેબની ત્રણ દલીલોમાંની છેલ્લી બે, આ પ્રમાણે લુલી પડી જાય છે. અને પ્રથમની જે દલીલ છે તેમાં તો માત્ર ચંદ્રગુપ્ત નામની વ્યક્તિ, વિક્રમાદિત્ય રાજ્યે થઈ હતી એટલુંજ બતાવ્યું છે.

(૩૧) જુઓ, ભાવનગરથી પ્રસિદ્ધ થતું માસિક : નામે જૈન ધર્મ પ્રકાશ પુ. ૪૩ સંવત ૧૯૮૪, ફાલ્ગુનનો અંક ૧૨ મો, પૃ. ૪૨૦ થી ૪૨૪.

(૩૨) ઉપરમાં આપેલ ટી. નં. ૧૬ ની હકીકત સરખાવો એટલે આ બાબતમાં પણ કેમ અને કેટલો અનર્થ થવા પામ્યો છે તેની સમજણ પડી જશે.

(૩૩) સોલંકી વંશના ગૂર્જરેશ્વર કુમારપાળના સમયે શ્રી હેમચંદ્રાચાર્યનું સ્થાન જે હતું તે સ્થાન માલવપતિ ભોજદેવના સમયે આ ધનેશ્વરસુરિજીનું હોવાનું સમજવું રહે છે.

(૩૪) આસપાસ શબ્દ એટલા માટે લખવો પડયો છેકે, માલવ સંવતની આદિ ક્યારે થવા પામી છે તેનો નિર્ણય હજુ બરાબર કરી શકાયો નથી. (જુઓ આગળ ઉપર આજ ખંડે તેનું વર્ણન.)

(૩૫) આ મંત્રિગુપ્ત વિશે ઉપરમાં પૃ. ૪૦–૪૧ જુઓ. ત્યાં તેનો સમય ઈ. સ. પૂ. ૫૩ થી ૯૩ સુધીનો ઠરાવ્યો છે; તથા વિશેષ સ્પષ્ટીકરણ પૃ. ૭૧ ઉપર દલીલ નં. ૫માં કર્યું છે તે જુઓ.

પણ તે ચંદ્રગુપ્ત રાજા હતો કે કોઇ સામાન્ય-સાધારણ પુરૂષ હતો, તેમજ તે બંનેને, એટલે કે વિક્રમાદિત્યને અને ચંદ્રગુપ્તને કાંઈ સબંધ હતો કે કેમ, તે વિષે જરાપણ પ્રકાશ પાડયો નથી. એટલે તે દલીલ ઉપર બહુ મોટો મદાર બાંધીને આગળ વધવું સલાહકારક લાગતું નથી. ]

(૫) મિ. થોમસ નામના વિદ્વાન લખે છે[૩૬] કે — As there were many Vikramadityas; so probably there were many Sakaris, Every frontier encounter with the Scythians, which did not result in absolute defeat of the Indian forces, would under the usual terms of oriental hyperbole, entitle the local monarch to the honorary appellation of "Foe of the Scythians; and whatever may have been the real effect of the vaunted success of Vikramadityas' arms against the Sakas-now conclusively dated in A. D. 78-જેમ વિક્રમાદિત્ય અનેક છે તેમ શકારિ પણ અનેક હોવા સંભવ છે.[૩૭] શક લોકો સાથેની દરેક સરહદી લડાઇ, કે જેમાં હિંદી લશ્કરની સંપૂર્ણ હાર થઈ નથી હોતી, તેમાં સ્થાનિક રાજવીને, પૌર્વાત્ય અતિશ્યોક્તિની હમેશની સામાન્યપદ્ધતિ પ્રમાણે 'શકારિ'નું માનવંતુ બિરૂદજ લગાડવામાં આવે છે.— અને શક સામેની લડાઈ, જે હવે નક્કીપણે ઇ. સ. ૭૮ માં બન્યાનું ગણાય છે, તેમાં વિક્રમાદિત્યના લશ્કરની ભપકા ભરેલી ફતેહનું ગમે તે પરિણામ આવેલું ગણાય, તોયે...વળી તેજ લેખક અન્ય ઠેકાણે[૩૮] પોતાનો વિચાર જણાવતાં લખે છે કે—The Raja Tarangini, the only Sanskrit Indian history extant, though avowedly local in its purpose, gives promise-could we rely on its chronology-of unexpected illustration of the present subject of inquiry, in as much as, it notices a Vikramaditya of Ujjain, specified particularly as Emperor of India, who nominated Mantrigupta to the throne of Kashmir, moreover to extend the coincidences, this Vikramaditya is cited as having previously expelled the Mlechhas and destroyed the Sakas- રાજતરંગિણિ, જે એક જ સંસ્કૃત હિંદી ઈતિહાસનું બચત પુસ્તક છે અને જેનો આશય ચોખ્ખી રીતે સ્થાનિક (વર્ણન કરવાનો) છે-તેમાં વર્ણવેલા બનાવ ને વિશ્વાસનીય લેખી શકાતા હોય તો—જેની તપાસ આપણે કરી રહ્યા છીએ, તે પ્રસ્તુત વિષયનો એક અણુધાર્યોજ-અલક્ષિત દૃષ્ટાંત આપે છે; કેમકે તેમાં ઉજ્જૈનીના એક વિક્રમાદિત્ય, જેને ખાસ કરીને હિંદના શહેનશાહ[૩૯] તરીકે ઓળખાવ્યો છે તેણે કાશ્મિરની ગાદીએ મંત્રિગુપ્તને નીમ્યાનું જણાવ્યું છે. વળી તેને વિશેષ સમ્મતિ-સમર્થન-આપતાં જણાવે છે કે તે વિક્રમાદિત્યે અગાઉ મ્લેચ્છોને હાંકી કાઢયા હતા અને શકનો કચ્ચરઘાણ વાળી નાંખ્યો હતો."

આ આખોયે લેખ લગભગ ૯૦ વર્ષનો પ્રાચીન છે. તેમજ તે લખાયા પછી કેટલીયે શોધખોળ થઇને તેમના વિચારોમાં સુધારા વધારા થઈ ગયા છે. એટલે

(૩૬) જ. રો. એ. સો. પુ. ૧૨. પૃ. ૧૪.

(૩૭) ઘણા વિક્રમાદિત્યો થઇ ગયા છે તે કથન સત્ય છે. પણ શકારિ ઘણા થઇ ગયા છે તે સત્ય નથી લાગતું. તે માટે તેમણે જો પુરાવા રજુ કર્યા હોત તો વિચારવાનું ઠીક સાધન મળત. બાકી ઇતિહાસમાં હજુ સુધી એક જ શકારિ વિક્રમાદિત્ય નોંધાયો હોય એમ જણાય છે. વિક્રમાદિત્ય કેટલા થયા છે તે સર્વે આપણે આ પરિચ્છેદમાં આગળ ઉપર ચર્ચવાના છીએ ત્યાંથી જોઈ લેવું.

(૩૮) જ. રો. એ. સો. પુ. ૧૨. પૃ. ૧૩.

(૩૯) જુઓ His des. Roi's du Kachmir II 76 (Troyer) વીલ્સન એશિ. રીસર્ચીઝ પુ. ૧૫, ૩૮.

તે ઉપર વિશેષ ચર્ચા ન કરતાં જે મુદ્દાઓ આપણને ઉપયોગી છે, પણ હજુ સુધી છપાયા વિના અથવા અસ્પર્શ્યાજ પડી રહ્યા છે, તેના ઉપર જ માત્ર આપણે વિવેચન કરીશું. તેમનું કહેવું એમ છે કે વિક્રમાદિત્ય અનેક થઈ ગયા છે અને શકારિ પણ ઘણા થઇ ગયા છે; જોકે તે વિશે તેમણે કોઈ પુરાવો કે આધાર ટાંક્યો નથી. એટલે તે વિશે આપણે કાંઈ પણ ચર્ચા-વિવાદ-કરવા જેવી સ્થિતિમાં નથી જ, તેથી તે મુદ્દો છોડી દઈશું. પણ એટલું તાત્પર્ય તો તેમના લેખમાંથી નીકળી શકે જ છે, કે સંવત્સરનો સ્થાપક જે વિક્રમાદિત્ય છે તે 'શકારિ' તો હતોજ; તેમજ બીજો મુદ્દો એ પણ નીકળે છે કે, તેઓ રાજતરંગિણિના પુસ્તકની હકીકત તો માને છે જ, પણ તેમાં આપેલી સાલ માટે તેમને વિશ્વાસ બેસતો નથી. અને ત્રીજો મુદ્દો એ છે કે, તે ઉજ્જૈનીનો નૃપતિ હતો તેમ હિંદનો શાહેનશાહ પણ હતો અને મંત્રિગુપ્તને પાઠવનાર પણ તે પોતે જ હતો. આ સર્વ મુદ્દાઓ ઉપરમાં ચર્ચાઈ ગયેલી નં. ૪ ની દલીલમાં બતાવ્યા પ્રમાણે ગર્દભીલ વિક્રમાદિત્યનેજ લાગુ પડે છે. એટલે નં. ૪ અને નં. ૫ની દલીલોમાં એકજ વિક્રમાદિત્ય માટે લખાયું છે, એમ સમજી લેવું.

(૬) એક અન્ય લેખકે, વળી જુદુંજ અનુમાન ઉઠાવીને એમ દલીલ કરી છે કે,[૪૦] Traditions are strong in asserting that 'Vikramaditya Salivahan defeated the alien Sakas near Karur and established his era, Salivahan Sakabda=દંતકથામાં ખાત્રીપૂર્વક અને ભાર દઇને જણાવાયું છે કે, કારૂર મુકામે પરદેશી શકોને વિક્રમાદિત્ય શાલિવાહને હરાવ્યા હતા અને શાલિવાહન શકાબ્દ નામે પોતાનો સંવત્સર સ્થાપ્યો હતો. એટલે તેમનું કહેવું એમ છે કે (અ) શાલિવાહન વિક્રમાદિત્ય નામે એક રાજા થઈ ગયો છે (બ) તેણે શકપ્રજાને કારૂર મુકામે હરાવી હતી; (ક) તેણે તે પ્રસંગની યાદગીરીમાં પોતાના નામે શાલિવાહન શકાબ્દ ચલાવ્યો હતો તથા (ડ) દંતકથાઓ આ પ્રમાણે ભારપૂર્વક ખાત્રી આપતી જણાઈ છે એમ તે કહે છે.

[ મારૂં ટીપ્પણ—આમાં બે ત્રણ બાબતનું મિશ્રણ કરી નંખાયું છે. લેખક મહાશય પોતે વિક્રમસંવત માટે વિવેચન કરે છે કે શકસંવત માટે તે સ્પષ્ટ થતું નથી. કારણ કે પોતે "શકાબ્દ" શબ્દ ચોખ્ખો લખે છે, જ્યારે કારૂરની લડાઈનો હવાલો આપે છે તે તો વિક્રમસંવતના સ્થાપકને લગતો છે. છતાં આપણે તો ન્યાય તોળવા માટે બન્ને સંવત્સરનો વિચાર કરવોજ રહે છે.

જો 'શકાબ્દ' ઉપરજ તેમની દલીલ કેંદ્રિત થતી હોય તો, એટલી વાત તો આપણે જરૂર સ્વીકારવીજ રહે છે કે, કોઈ શાલિવાહનવંશના રાજાએ શકનામનો સંવત્સર પ્રવર્તાવ્યો છેજ. અને તેણે શકપ્રજાને હરાવી પણ છે.[૪૧] છતાં શું તે ઉપરથી એમ કહી શકાય કે તેનું નામજ શાલિવાહન વિક્રમાદિત્ય[૪૨] હતું? તે તેમણે સ્પષ્ટપણે સાબિત કરી બતાવ્યું તો નથીજ. તેમ શાલિવાહનવંશની વંશાવળી (પહેલેથી છેલ્લે સુધી લગભગ છત્રીસ રાજાઓ થયા છે તેમાં) આખીયે તપાસી જોતાં કોઈનું નામ વિક્રમાદિત્ય હોય એમ

(૪૦) જ. આં. હી. રી. સો પુ. ૨. ભાગ ૧ પૃ. ૬૫.

(૪૧) વિશેષ અભ્યાસને પરિણામે આ કથનમાં સુધારો કરવો પડશે તેમ લાગ્યું છે. જુઓ શતવહન વંશના વર્ણને.

(૪૨) આ ગૌતમીપુત્રનું બિરૂદ વિક્રમાદિત્ય જે જોડાયું છે તે તેના રાજ્યકાળે થયેલ કવિ ગુણાઢ્યે, પોતાના રાજાના ગુણાતનનું વર્ણન કરવા માટે અને તેની પૂર્વના વિક્રમાદિત્યની ઓળખ કરાવવા માટે વાપરેલું છે (જુઓ તેમનાં જીવન ચરિત્રો પૃ. ૫)

જેને હાલમાં મંદસોર કહેવાય છે, તે સ્થાનને કારૂર તરીકે ઓળખાવે છે. આ મંદસોર વર્તમાનના રતલામ શહેર પાસે આવેલું છે; એટલે કે અવંતિની ઉત્તરમાં. પણ મારી માન્યતા એવી છે કે, કારૂર શહેર તો અવંતિથી દક્ષિણ દેશમાં જવાના રસ્તા ઉપર, ક્યાંક આવેલું હોવું જોઇએ, નહીં કે અવંતિની ઉત્તરમાં; (જેમ મંદસોરનું સ્થાન હાલ બતાવાય છે તેમ)—આ ભેદનો ખુલાસો પણ આપણને આગળ જતાં સમજાય છે.

જણાતું નથી. અલબત્ત અમરકોશકારના વર્ણન ઉપરથી સમજાય છે કે તેમાંના હાલનામે રાજાનું બીજું નામ વિક્રમાદિત્ય હોવા સંભવ છે ખરૂં (જુઓ ઉપરમાં ટી. નં. ૨૦ ) જ્યારે શક પ્રજાને હરાવનારનું નામ તો રાણીબળશ્રીના નાસિકના શિલાલેખમાં તેણીના પૌત્ર ગૌતમીપુત્ર શાતકરણીનું જણાવાયું છે. આ પ્રમાણે ચારે તરફ અચોક્કસતાનું તત્ત્વ પથરાયલું નજરે પડે છે. વળી તેમણે કારૂર મુકામે યુદ્ધ થયાનું જણાવ્યું છે. આ કારૂર શહેરનું સ્થાન હજુ કોઈ રીતે ચોક્કસ થયું નથી. પણ ઘણા ખરા વિદ્વાનોની એમ માન્યતા છે કે, તે હાલના માળવા પ્રાંતમાં આવેલ હોવું જોઈએ.[૪૩] જ્યારે ઇતિહાસથી આપણે જાણીએ છીએ કે તે સમયે માળવા પ્રાંત, નહોતો શકપ્રજાની સત્તામાં, કે નહોતો ગૌતમીપુત્ર શાતકરણીની સત્તામાં; પણ અવંતિપતિ ગર્દભીલવંશી ભૂપતિઓની માલિકીમાં તે ભૂમિ હતી. તો શું શકપ્રજાનું અને ગૌતમીપુત્રની વચ્ચેનું આ કારૂરવાળું યુદ્ધ, કોઈ ત્રીજા ભૂપતિએ પોતાની ભૂમિ ઉપર લડવા દીધું હતું એમ માની લેવું કે? તેવી માન્યતા તો યુદ્ધના સાધારણ નિયમની વિરૂદ્ધજ જાય તેમ છે;[૪૪] કેમકે યુદ્ધ હમેશાં બે પક્ષકારમાંથી એકની ભૂમિ ઉપરજ લડવામાં આવી શકે. વળી ધારો કે આ કારૂર શહેર, જેમ વિન્સેન્ટ સ્મિથનું માનવું થયું છે તેમ, દક્ષિણ હિંદમાં આવેલ કોચીન રાજ્યનું પ્રાચીન સમયે રાજધાનીનું શહેર હતું તો ત્યાં પણ પાછો, ઉપર પ્રમાણેજ વાંધો આવીને ઉભો રહે છે; કેમકે આંધ્રપતિ શાતવાહનવંશની સત્તા કોઈ કાળે, તુંગભદ્રા નદીની દક્ષિણે કે તેની પેલી પાર અને હાલના મૈસુર રાજ્યની ઉત્તર સીમા સુધી પણ પહોંચીજ નથી, તેમ શક પ્રજાનું રાજ્ય પણ નર્મદા નદીના દક્ષિણ કાંઠાથી, અને બહુ બહુતો નાસિક જીલ્લામાં ગોદાવરી નદીના મૂળથી, દક્ષિણ દિશા તરફ લંબાયું જ નથી. તો પછી બન્ને પક્ષકારના રાજ્યની હદનું જ્યાં સ્વપ્નું પણ આવે તેમ નથી તે જગ્યાએ યુદ્ધ થયાનું શી રીતે સંભવી શકે? જ્યારે ખરી રીતે તો આ ગૌતમીપુત્ર અને શક પ્રજા વચ્ચેની લડાઇ સૌરાષ્ટ્ર પ્રાંતમાંજ[૪૫] થઈ છે. આ પ્રમાણે શાલિવાહન રાજાની માન્યતા અને કારૂરની લડાઈમાં તેનું જોડાણ, તે બન્ને હકીકતોનું અસંભવિતપણું સિદ્ધ થાય છે. વળી જો શાતવાહનવંશી રાજા હાલને, વિક્રમ સંવતના સ્થાપક તરીકે લેખવા માંગતા હો, તો બીજી મુશ્કેલી એ આવે છે કે, પ્રથમ તો તેનું રાજ્ય ઈ. સ. પૂ. ૫૭ માં હતું જ નહીં. તેના રાજ્યનો પ્રારંભજ ઇ. સ. પૂ. ૫૭ પછી લગભગ દશેક વર્ષે થવા પામ્યો છે.[૪૬] છતાંયે જો વિક્રમાદિત્યને કારૂરની લડાઈમાં યુદ્ધ કરનાર અને શક પ્રજાને હરાવનાર તરીકે ગણી, શક સંવત્સરને સ્થાને વિક્રમ સંવત્સરનો સ્થાપક ગણવો, એમ જો લેખક મહાશયના કથનનો હેતુ હોય તો ઉપરની દલીલો નં. ૧, ૨, ૩માં આપણે પુરવાર કરી ગયા છીએ તે પ્રમાણે અહીં પણ તેજ ગર્દભીલવંશી વિક્રમાદિત્યને શકારિ તરીકે લેખવો પડશે.

(૭) અન્ય વિદ્વાન વળી પોતાની માન્યતા નીચે પ્રમાણે જણાવે છે[૪૭]:—"He was called

(૪૩) વર્તમાનકાળે યુરોપનું મહાયુદ્ધ (ઈસ. ૧૯૧૪થી ૧૮ સુધીનું) બેલજીઅમની ભૂમિ ઉપર લડાયું હતું. જે ભૂમિ, બે પક્ષે લડનાર એકપણ પ્રજાની નહોતી અને તેથી તેને યુદ્ધના નિયમ વિરૂદ્ધની ગણાતી હતી. કારણકે ત્રીજા પક્ષની પ્રજા જે તદ્દન નિર્દોષ હોય અને જેનો લડાઇની હાર જીતમાં કાંઈજ સ્વાર્થ નથી તે પ્રજા શા માટે યુદ્ધના જોખમમાં પોતાને ઉતારે?

(૪૪) જુઓ અશોક (વિન્સેંટ સ્મિથ કૃત) પૃ. ૧૫૭. ટી. ૫ તેમાં લખ્યું છે કે-The ancient capital (of Keralputa) was Vanji, Vanchi or Karur (Tiru-Karur) about 28 miles E. N. E. of Kochin. કેરલપુત્રની પ્રાચીન રાજધાની વંજી, વંચી અથવા કરૂર હતું: જેને હાલ તિરૂર-કારૂર કહેવાય છે અને કોચીનથી ઈશાન ખૂણે લગભગ ૨૮ માઇલ ઉપર આવેલ છે.

(૪૫) જુઓ પુ. ૩ માં રૂષભદત્ત શાહીવંશના રાજ્યાધિકારનું વૃત્તાંત.

(૪૬) જુઓ શતવહન વંશની વંશાવળી પુ. ૫ મું.

(૪૭) કેંબ્રે એન્શન્ટ જીઓગ્રાફી ઓફ ઇન્ડિયા પૃ. ૫૪૦

Vikramaditya II the Great, who founded Samvat era A. D. 515 to 550, who revived Hinduism and introduced Shiva-puja=તેને વિક્રમાદિત્ય બીજો (મહાન) કહેવાતો હતો, તેણે ઈ. સ. ૫૧૫-૫૫૦ સુધીમાં સંવતની સ્થાપના કરી છે, વળી તેણે હિંદુ ધર્મનો પુનરૂદ્ધાર કરીને શિવપૂજા દાખલ કરી છે." એટલે કે તેમની ગણત્રી એમ છે કે (અ) આ પુરૂષને વિક્રમાદિત્ય બીજા તરીકે સંબોધવામાં આવે છે. (બ) તેનો સમય ઈ. સ. ૫૧૫ થી ૫૫૦ નો ગણાય છે અને (ક) તેણેજ હિંદુ ધર્મનો ઉદ્ધાર કરીને શિવપૂજા દાખલ કરી મહિમા વધાર્યો છે.

[ મારૂં ટીપ્પણ—પ્રથમ તો આ રાજા કયા વંશનો હતો તથા કયા પ્રદેશનો ભૂપતિ હતો વિગેરે કોઈ પ્રકારનું તેમણે વિવેચન જ કર્યું નથી. એટલે તેનો પત્તો લગાવવોજ ભારે છે. માત્ર સાલ ઉપરથી જ તેની ખોળ કાઢવી તે તો ધૂમાડામાં બાચકા ભરવા જેવું ગણાય. એટલે તે વિશે પ્રયત્ન કરવાનું આપણે છોડી દેવું જ રહે છે. પરંતુ એક વાત યાદ આવે છે કે, કદાચ લેખક મહાશયનો ઈરાદો, મિહિરકુળ અને તોરમાણની સાથે જે યુદ્ધ માળવાના રાજપૂતોને થયેલ છે, તે સંબંધી ઈસારો કરવાનો હોય તો તે મત પણ કેટલો ખોટો છે, તે આપણે નીચેની દલીલ નં. ૮ માં બતાવવાનું છે એટલે ત્યાંથી જોઈ લેવા વિનંતિ છે.

(૮) એક લેખક મહાશય જણાવે છે કે[૪૮] માલવપતિ યશોધર્માએ કારૂર મુકામે ઇ. સ. ૫૪૪માં મિહિરકુલને હરાવ્યાની વાત ડૉ. હૉર્નેલે અને ડૉ. કીલહૉર્ને કરી છે. પણ તે વાતનો ઈન્કાર રા. બ. વૈદ્ય મહાશયે કર્યો છે. કારણ કે ઉપરના બન્ને વિદ્વાનોએ મિ. અલ્બરૂનીના કહેવાનોજ આધાર લીધો છે. વળી તે ઉપર વિચાર કરતાં તે કારૂરનું યુદ્ધ તો ઇ. સ. ૫૪૪ની પહેલાં ઘણા વર્ષે થઈ ગયું છે એમ જણાવે છે. એટલે લેખક મહાશયનું કહેવું એમ થાય છે કે (અ) અલ્બરૂનીના કહેવાથી ડૉ. હૉર્નેલ અને ડૉ. કીલહૉર્નની માન્યતા એમ થઈ છે કે, કારૂર મુકામે યુદ્ધ ઇ. સ. ૫૪૪માં થયું છે. આ યુદ્ધમાં એક પક્ષે માળવાના રાજપૂતો હતા અને સામાપક્ષે મિહિરકુળ તથા તોરમાણની જાતવાળાઓ હતા. (બ) પણ રા. બ. વૈદ્ય સાહેબની માન્યતા પ્રમાણે મિ. અલ્બરૂનીનું કથન બરાબર નથી લાગતું. (ક) તથા આ બન્ને મુદ્દા ઉપર વિચાર કરીને પોતાનું મંતવ્ય રા. બ. વૈદ્ય તરફ ઢળતું હોવાનું જણાવ્યું છે.

[ ટીપ્પણ—પ્રથમ તો મિ. અલ્બરૂનીનો સમયજ ઈ. સ. ની બારમી સદીનો છે એટલે કે કારૂરની લડાઇ (જો ઈ. સ. ૫૪૪માં થયાનું તે કબૂલીએ તો) થયા બાદ છ અને ( જો તેને ઇ. સ. પૂ. ૫૭માં થયાનું ગણીએ તો) બાર સદીનો સમય તેને કહેવાય. વળી મિ. અલ્બરૂનીના લખવાનો સર્વ આધાર પણ કેવળ દંતકથાઓ અને તેવાજ અન્ય બીન વિશ્વસનીય સાધન ઉપર રચાયલો છે, એમ તેનાં પુસ્તકોનાં વાંચનથી ખુલ્લું દેખાઈ આવે છે. એટલે પણ રા. બ. વૈદ્ય મહાશયનું મંતવ્ય સાચા જેવું ગણી શકાય. વળી મિ. અલ્બરૂનીના મંતવ્ય સામે પડકાર ઝીલનાર, અમરકોશકાર જેવી[૪૯] સર્વમાન્ય થયેલ સત્તાનો છે. તેમ અમરકોશકાર, એક હિંદી હોવા ઉપરાંત હિંદુ પણ છે એટલે હિંદુત્વનો તથા હિંદને લગતી હકીકતનો, તે જેટલો જાણકાર હોઈ શકે તેટલો મિ. અલ્બરૂની જેવો એક અહિંદુ નજ હોઈ શકે. વળી મિ. અલ્બરૂની કરતાં અમરકોષકારની કે કોઇ પણ કોષકારની, એકઠી કરેલી હકીકતમાંથી ખરી વસ્તુ ચાળી કાઢવાની અને પછી તેનું પૃથક્કરણ કરી નિહાળી જોવાની શક્તિ, પણ વિશેષ અંશે ખીલેલી હોય એમ ગણી શકાય છે. એટલે પણ અમરકોષકારનું વચન વધારે વિશ્વસનીય દેખાય છે. બીજું, કારૂરની જીત મેળવનારને તો, શકારિ વિક્રમાદિત્ય કહેવાય છે, જ્યારે

(૪૮) જુઓ, ભારતકા પ્રાચીન રાજવંશ પુ. ૨ પૃ. ૩૮૬થી આગળનાં પૃષ્ઠો.

(૪૯) અમરકોષમાંજ વિક્રમાદિત્યને શકારિ કહીને સંબોધાયો છે. (જુઓ ઉપરમાં ટી. નં. ૨૭. )

મિહિરકુલ અને તારમાણને તો શકજાતિના નહીં પણ હૂણ જાતિના ગણાવાયા છે, એટલે તેમના હરાવનારને શકારિ ન કહેતાં હૂણારિ કહી શકાય. વળી હૂણ પ્રજાનું નિવાસસ્થાન, હિમાલયની ઉત્તરે તિબેટના પ્રદેશમાં, અથવા તેનાથી પણ બહુ છેટે અને ઉત્તરે એશિયાઈ તુર્કસ્તાનમાં ગણાય છે, જ્યારે શક પ્રજાનું નિવાસસ્થાન બલુચિસ્તાન, અફગાનિસ્તાન અને ઈરાનની સરહદો જ્યાં સંલગ્ન થાય છે ત્યાં આવેલ શકસ્તાન નામવાળા પ્રદેશમાં આવેલું છે. એટલે કે હૂણ પ્રજા અને શક પ્રજા કોઈ રીતે એકજ પ્રજા તરીકે માની લેવાય તેમ પણ નથી. આ પ્રમાણે સર્વ વસ્તુસ્થિતિ એક બીજાથી ઘણે દરજ્જે ભિન્ન ભિન્ન છે. મતલબ કે સર્વ હકીકત જોતાં, કારૂરનું યુદ્ધ અમરકોષકારના કહેવા પ્રમાણે ઈ. સ. ૫૪૪ પહેલાં ઘણાં વર્ષો પૂર્વે, એટલે ઇ. સ. પૂ. ૫૭ માં જે ધારવામાં આવ્યું છે તેમજ બન્યું હોવું જોઇએ. અને તે યુદ્ધમાં અવંતિપતિ ગર્દભીલવંશી વિક્રમાદિત્યનો જ હાથ હોવો જોઇએ.

(૯) વળી પ્રખ્યાત વિદ્વાન મિ. ફરગ્યુસનની માન્યતા એવી છે કે[૫૦]:—"Hieun Tshang is generally so careless about his dates -Shree Harsha Vikramaditya Sakari lived and defeated the Sakas at the battle of Karur in the first half of the sixth century of our era, and the Hindus for the sake of adjusting their eras, placed these events in the first century before Christ=મિ. હુએન શાંગ સામાન્ય રીતે તારીખ દર્શનમાં બહુ બેદરકાર દેખાય છે; કેમકે, શકારિ વિક્રમાદિત્ય શ્રી હર્ષવર્ધન જે આપણા સંવતની છઠ્ઠી સદીના પૂર્વાદ્ધમાં થઈ ગયો છે અને કારૂરના યુદ્ધમાં જેણે શકોને પરાજય પમાડયો છે; તેમજ જે હિંદુઓએ માત્ર પોતાના સંવત્સરની તારીખો બંધબેસતી કરવાને આ બનાવોને ઇ. સ. પૂ. ની પહેલી સદીમાં બન્યાનું ગોઠવી કાઢયું છે. ઈ. ઈ." એટલે કે તેમના મતે (અ) મિ. હુએન શાંગે હકીકતોની તારીખો નોંધવામાં બહુ બેદરકારી વાપરી છે. (બ) શ્રી હર્ષવર્ધન સમ્રાટ કે જેનું બીજું નામ વિક્રમાદિત્ય હતું તેજ શકારિ છે અને કારૂરના યુદ્ધમાં તેણેજ વિજય પ્રાપ્ત કર્યો છે. (ક) વળી આ યુદ્ધ ઈ. સ. ની છઠ્ઠી શતાબ્દિના પૂર્વાદ્ધમાં થયું છે તેમજ (ડ) હિંદુ પ્રજાએ આ બનાવને પોતાની વૃત્તિ સંતોષવાની ખાતર ઇ. સ. ની છઠ્ઠી શતાબ્દિને બદલે ઈ. સ. પૂ. ની પહેલી શતાબ્દિમાં તે બન્યાનો ગણાવી કાઢયો છે. ઈ. ઈ.

[ ટીપ્પણ—અલબત્ત વિદ્વાન સંશોધક તરફ સંપૂર્ણ માન ધરાવતાં છતાં પણ કહેવું પડે છે કે, બીજા ઉપર ટીકા કરવી તે જેટલું સહેલું છે તેના કરતાં તે સાબિત કરવું તે વિશેષ કઠિન કાર્ય છે. પોતે ટીકા કરવા બહાર તો પડયા છે પણ પોતે વિચાર કર્યો છે કે (૧) શ્રી હર્ષવર્ધનનું નામ તે શિલાદિત્ય હતું કે વિક્રમાદિત્ય હતું? (૨) અને શ્રી હર્ષનો સમય તે તે ઇ. સ. ૬૩૪ એટલે ઇસ્વીની સાતમી સદીનો પૂર્વાદ્ધ છે કે તેમના કથન પ્રમાણે છઠ્ઠી સદીના પૂર્વાદ્ધનો છે? (૩) શું હિંદુ પ્રજા એવી અજ્ઞાન અને અજાણ હતી કે એક હકીકતને સાતસો સાતસો વર્ષ જેટલી આગળ પાછળ હાંકી લઇ જાય અને ઐતિહાસિક તત્ત્વો જેવી જીવતી જાગતી અને નક્કર સત્ય સિદ્ધ થયેલ વસ્તુને નાના બાળકનાં રમકડાં જેવી વસ્તુ ઠરાવી, સ્વેચ્છાપૂર્વક આમને તેમ ગબડાવ્યે જ જાય? (૪) વળી શક પ્રજા જ જ્યાં તે સમયે (ઇ. સ. ની છઠ્ઠી કે સાતમી સદી, ગમે તે લ્યો) અસ્તિત્વમાં નહોતી ત્યાં પછી શકારિ નામ જ શી રીતે ઉપસ્થિત કરી શકાય? કોઈ પણ ઇતિહાસકારે શ્રી હર્ષવર્ધનને શકારિ ઉપનામ લગાડયું હોય એમ હજુ સુધી તો જણાયું નથી જ; છતાં જણાવ્યું હોય તો પોતે તેનો આધાર ટાંકવો જોઇતો હતો, અથવા પોતાની એકલાનીજ તે માન્યતા થતી હોત તો

(૫૦) જ. રૉ. એ. સો. એટબીઠન એન્ડ આયર્લાંડ પુ. ૧૨. પૃ. ૨૭૯.

પ્રિયતોથી અને દલીલોથી તે પુરવાર કરી બતાવવું હતું. પણ તેમ કરવાને બદલે પોતાની કલ્પનામાં જેમ આવે તેમ ગોળા ગબડાવ્યે જવા તે ઇતિહાસનું ચણતર ચણવામાં તો જરા પણ ઊચિત નહીંજ ગણાય. (૫) વળી હ્યુએન-શાંગ જેવો (બીજી બાબતોમાં-તેના ધર્મની મહત્ત્વતા ગાવામાં-કદાચ અતિશ્યોક્તિ કરે તે માની શકાય, પણ આમાં તો કાંઈ તેને સ્વાર્થ જેવું પણ નથી તેથી), તટસ્થ પુરૂષ પોતાના જ સમયની બનેલ હકીકતની તારીખોમાં ફેરફાર કરે છે એમ કાંઇ પણ પુરાવો ટાંક્યા સિવાય જાહેર કરવું તે શું શોભાસ્પદ છે? ગમે તેમ હો, પણ ફેરગ્યુસન સાહેબના કથનની સત્યતા વિશે આપણા મનમાં ઠીક છાપ પડતી નથી જ.

(૧૦) વળી એક પ્રમાણભૂત ગણાતા પુસ્તકમાં[૫૧] લખેલું છે કેઃ—"To Aziz I has been attributed the foundation of Vikrama Era, beginning in B. C. 58 and according to Sir John Marshall, an inscription discovered by him at Taxilla is actually dated in the year 136 of Aziz. This inscription may well be correct, in spite of the tradition that this era was founded by king Vikramaditya of Ujjain to commemorate the defeat of the Sakas, and whatever may have been the origin of this era, the assignment of Aziz I to this period is justified by other considerations=ઈ. સ. પૂ. ૫૮માં શરૂ થતો વિક્રમ સંવત, અઝીઝ પહેલાએ સ્થાપ્યાનું કહેવાયું છે તથા તક્ષિલાનો જે શિલાલેખ સર જૉન માર્શલ સાહેબે શોધી કાઢયો છે તે અઝીઝના (એટલે અઝીઝ સંવતના) ૧૩૬મા વર્ષમાં લખાયો છે એમ પોતાનું કથન છે. શક લોકોના પરાજયની યાદગીરીમાં ઉજ્જેનીના વિક્રમાદિત્યે આ (વિક્રમ) સંવત સ્થાપ્યો છે એવી દંતકથા ચાલે પણ છે છતાં આ શિલાલેખ સત્ય હોવા સંભવ છે. વળી આ સંવતની સ્થાપનાનું મૂળ ગમે તે ઠરે, તોયે બીજી વસ્તુસ્થિતિ વિચારતાં અઝીઝ પહેલાનો સમય તો આ કાળે ઠરાવવાનું વ્યાજબી ગણાય છે. એટલે લેખક મહાશયના કહેવાનો ભાવાર્થ એ છે કે, (અ) જે વિક્રમસંવતનો ઈ. સ. પૂ. ૫૮ની આદિમાં પ્રારંભ થયો છે તેનો પ્રવર્તક બાદશાહ અઝીઝ પહેલો હતો (બ) વળી તક્ષિલામાંથી જે શિલાલેખ સર જોન માર્શલ સાહેબને મળી આવ્યો છે તે તેમના મંતવ્ય પ્રમાણે અઝીઝના સંવતના ૧૩૬ના આંકનો છે. (ક) તથા શકારિ વિક્રમાદિત્યનો તે સંવત ભલે ગણાતો આવે છે, છતાં બધી હકીકતોનું નિરીક્ષણ કરતાં, તેની સાથે અઝીઝ પહેલાનો સમય બરાબર મળતો આવે છે ખરો.

[ટીપ્પણ—(૧) પ્રથમ તો અઝીઝ પહેલો અને વિક્રમાદિત્ય તે બન્ને સમકાલિન જ નથી. હા, હજુ એટલું બનવા યોગ્ય છે કે, અઝીઝ પહેલાનું મરણ જ્યારે થયું છે ત્યારે, કે ત્યાર પહેલા અથવા તે પછી થોડા વર્ષે વિક્રમાદિત્ય ગાદીએ આવ્યો છે. એટલે કે અઝીઝના મરણ સમયે વિક્રમાદિત્યની હૈયાતી તો આ પૃથ્વી ઉપર થઈ ચૂકી હતી, પણ રાજપદે વિભૂષિત થયો હોય વા ન પણ થયો હોય. તેટલે દરજ્જે બન્ને સમસમયી કહી શકાય. બાકી તો એકનું મરણ થયું છે અને બીજો તેજ અરસામાં ગાદીપતિ બન્યો છે એમ બનવા પામ્યું છે. તો પછી શું ઇ. સ. પૂ. ૫૮ માં અઝીઝનું મરણ થયું છે તેની યાદગીરીમાં તેણે પોતાના સંવતની સ્થાપના કરી હશે એમ માનવું? (૨) પ્રશ્ન એ થાય છે કે અઝીઝને અને વિક્રમાદિત્યને અરસપરસ એટલું બધું શું લાગતું વળગતું હતું, કે હેત ઉભરાઇ જવું હતું, કે અઝીઝ જેવો શહેનશાહ ઉઠીને વિક્રમાદિત્યના નામનો સંવત ચલાવે? અને તેમાં પણ ખૂબી એ છે કે, જે બનાવ ભવિષ્યમાં બનવાનો છે (કારણકે અઝીઝના મરણ બાદ જ વિક્રમાદિત્ય

(૫૧) કે. હિ. ઇં. ૧, પૃ. ૫૭૧.

ગાદિએ આવ્યો છે ) તેના ઉપર તે ગણત્રી કેવી રીતે કરી શકે ? વળી તે બન્ને નથી એક નાત જાતના કે નથી બેના વચ્ચે કોઇ જાતની મિત્રાચારી કે ભાઈબંધી, કે તે તેનો સંવત ચલાવવાને પ્રેરાય. (૩) તેમજ ૧૩૬ના આંકને[૫૨] જે અઝીઝનો ગણાવે છે તે માટે આધાર શો છે ? છતાંયે તે ૧૩૬નો આંક અઝીઝનો જ છે એમ સાબિત થતું હોય તો તેનો અર્થ એમ થયો કે તક્ષિલાનો શિલાલેખ જ્યારે અઝીઝે કોતરાવ્યો ત્યારે કોઈક એવો સંવત ચાલતો હતો કે જેનો આશ્રય લેવાનું અઝીઝે મુનાસબ ધાર્યું હતું; અને તે સમયે તે સંવતનું ૧૩૬ મું વર્ષ ચાલતું હતું. તે ઉપરથી તો ઉલટું એમ સિદ્ધ થયું, કે તે ૧૩૬ના આંકવાળો સંવત, ન ઠર્યો અઝીઝનો કે ન ઠર્યો વિક્રમાદિત્યનો; પણ અઝીઝ ગાદીએ આવ્યો તે પહેલાં આશરે સવાસો વર્ષ ઉપર થઇ ગયેલ કોઇ અન્ય પરાક્રમશીલ વ્યક્તિએ તેની સ્થાપના કરી હોવી જોઇએ; તેમ વળી તે ૧૩૬નો આંક અઝીઝના પોતાના રાજ્યનો હોવાનું પણ સંભવિત નથી કેમકે તેવડું મોટું દીર્ઘકાલીન રાજ્ય કે આયુષ્ય કોઇ ભોગવી શકતું નથી. મતલબ કે આ સર્વ દલીલ અને ચર્ચાઓથી એમ સિદ્ધ થાય છે કે ઈ. સ. પૂ. ૫૭ ની સાલમાં જે સંવત્સરની આદિ થઇ છે તેને અને પાર્થિઅન શહેનશાહ અઝીઝ પહેલાને, કોઈ રીતે કાંઈ સંબંધજ નથી. (આ અઝીઝ પહેલા વિશેની કેટલીક હકીકત ઉપર નં. ૨ ની દલીલોમાં આપણે વિચારી ગયા છીએ તે ત્યાંથી જોઈ લેવી ).

આ પ્રમાણે ભિન્ન ભિન્ન વિદ્વાનોના તેમજ ભિન્ન ભિન્ન મુદ્દા ઉપસ્થિત કરતા પ્રશ્નોવાળા દશ અભિપ્રાયોને લગતી ચર્ચા આપણે ઉપરમાં કરી ગયા છીએ. તે ઉપરાંત હજુ અનેક મતો ટાંકી શકાય તેમ છે. પરંતુ તેમાંના સર્વે મુદ્દાઓ, ઉપરની ચર્ચાવાળા પ્રશ્નોમાં લગભગ સમાવિષ્ટ થઇ જાય છે, એટલે વિશેષ વિસ્તાર થઇ જવાના ભયથી આપણે આગળ ચાલીશું. ઉપરના મુદ્દાઓની છણાવટ કરીને જે સાર આપણે તારવી શકયા છીએ તે સંક્ષિપ્તમાં આ પ્રમાણે છે. (૧) વિક્રમ સંવત્સરનો સ્થાપક તેના નામ પ્રમાણે વિક્રમાદિત્ય જ હતો અને હોવો જોઈએ (૨) તેમજ તેણે કારૂર મુકામે શકપ્રજાને હરાવીને શકારિ નામનું બિરૂદ પ્રાપ્ત કર્યું હતું (જોકે કારૂરનું સ્થાન નક્કી કરી શકાયું નથી). બાકી વિક્રમાદિત્યના નામવાળી અનેક વ્યક્તિઓ થઈ ગઇ છે. તેમાંથી કોને શકારિ તરીકે ઓળખાવી શકાય તે પ્રશ્નજ સર્વને મુંઝવનારો થઈ પડયો છે. એટલે કયા વિક્રમાદિત્યને શકારિ કહી શકાય તે રહસ્ય જો સમજી જવાય તો પછી પાકા નિર્ણય ઉપર આવવાને જરાપણ શંકા કે ભ્રાંતિનું સ્થાન રહે નહીં. તેટલા માટે વિક્રમાદિત્ય નામ ધરાવનારા કેટલા રાજાઓ થયા અને તેઓ દરેક કયારે થઇ ગયા, તેનો એક કોઠો જો વાંચક મહાશયની સમક્ષ ધરવામાં આવે, તો આપણું કાર્ય ઘણું સુઘટ અને સરળ થઈ જાય એમ મારૂં ધારવું થાય છે. એટલે તેવો પ્રયત્ન હવે આદરૂં છું.

મિ. પ્રિન્સેપ્સના કહેવા પ્રમાણે[૫૩] વિક્રમ સંવતનો પ્રચાર–પ્રદેશ, મુખ્યત્વે ઉત્તર હિંદમાંજ છે. તેમનો વિચાર તેમણે આ શબ્દોમાં વ્યક્ત કર્યો છે : "The era of Vikramaditya is in general use throughout Telengana and Hindustan properly so called, it is less used although known in Bengal, Tirhut and Nepal, and according to Warren, is nearly unknown in the Peninsula= વિક્રમાદિત્યનો સંવત તેલંગણમાં[૫૪] તેમજ ખરી

(૫૨) ખરી રીતે તક્ષશિલાના શિલાલેખમાં આંક તો ૭૯ નોજ છે : પણ તે આંક ઈ સ. પૂ. ૫૭ના કોઇ સંવત્સરનો ઠરાવીને ૫૭+૭૯=૧૩૬ હોવાનું તેમણે જણાવી દીધું છે. મતલબ કે શિલાલેખમાં ૧૩૬નો આંક જ નથી. આ ૭૯ના આંક વિશેની ચર્ચા પુ. ૩માં પૃ. ૨૪૦ ઉપર આપણે કરી ચૂકયા છીએ તે જોઇ લેવી.

(૫૩) જુઓ પ્રીન્સેપ્સ સાહેબનું રચેલું ઇન્ડિયન એન્ટીકવીટીઝ એન્ડ યુસફુલ ટેબલ્સ નામનું પુસ્તક પૃ. ૧૫૭.

(૫૪) આમાં કોઈ તેલંગણ દેશ વિશે કહેવા માંગે છે પણ તે સ્પષ્ટ નથી : સંભવ છે કે જેને હાલ આપણે તેલંગુ

રીતે ઓળખાતા હિંદુસ્તાન ભરમાં, સામાન્ય રીતે પ્રચલિત છે. બેંગાલ, તિરહુટ અને નેપાલમાં તે જણીતો છે પણ બહુ વપરાશમાં નથી. અને મિ. વૉરનના કહેવા પ્રમાણે (હિંદના) દ્રીપકલ્પમાં તો તે લગભગ અપરિચિતજ છે." આ સ્થિતિ અને સંયોગો વિચારતાં, વિક્રમ સંવતના સ્થાપકને ઉત્તર હિંદમાં થયેલ ભૂપતિઓની હારમાળામાંના એક તરીકેજ આપણે લેખવો રહે છે. છતાંયે દક્ષિણ હિંદના રાજવીઓમાં પણ જે કોઇ વિક્રમાદિત્ય નામધારી રાજાઓ થઇ ગયા જણાયા છે તેમનાં નામો પણ તપાસી જોઈશું. જેથી શંકાનો કિંચિદ્ અંશ પણ આપણા હૃદયમાં પાછળથી રહી જાય નહીં, કે કયો શકારિ રાજા વિક્રમાદિત્ય હોઈ શકે? તેમ વળી જે સવાલ ઉભો થયો છે તે ઈ. સ. પૂ. ૫૭ થી આરંભીને બહુમાં બહુતો ઈ. સ. ૬૫૦ સુધીના સાતસો વર્ષના ગાળામાં થયેલ વિક્રમાદિત્ય નામના રાજાઓની વચ્ચેનો નિર્ણય કરી લેવા માટેનોજ છે; નહીં કે તે પછીના સમયના; છતાં વળી કોઈના મનમાં શંકા ન રહી જાય, માટે ઈ. સ. ૯૦૦ સુધીનો[૫૫] સમય તપાસી લઈશું. કેમકે "વિક્રમસંવત" લખેલ એવો પહેલો શિલાલેખ વિ. સં. ૮૧૧= ઈ. સ. ૭૫૪[૫૬], અને વિ. સં. ૮૨૬= ઈ.સ.૭૬૯માં[૫૭] કે વિ. સં. ૮૯૭ = ઈ. સ. ૮૪૦માં [૫૮]કોતરાયલ અદ્યાપિ પર્યંત મળી આવેલ છે. જો કે કાઠિયાવાડમાંથી મળી આવેલ એક લેખમાં[૫૯] ઈ. સ. ૭૩૮= ૭૯૪ ની સાલ વિક્રમ સંવતમાં લખેલ છે. પણ તેનાં તિથિ, વાર, નક્ષત્ર બરાબર મળતાં નથી આવતાં એટલે તેને સપ્રમાણ કહી શકાય નહીં.

ઉપર પ્રમાણે તપાસવા યોગ્ય (આપણે ઠરાવેલા એક હજાર વર્ષના ગાળામાં ઈ. સ. પૂ ૧ થી ઈ. સ. ૯૦૦ સુધીના) જે રાજાઓ ઉત્તર હિંદમાં થઈ ગયા છે તેમાં કેટલાક હિંદી ઓલાદના છે ને કેટલાક અહિંદીના પણ છે. જ્યારે આપણે તો અહીં વિક્રમાદિત્યના નામની સાથેજ લેવા દેવાનું છે. એટલે અહિંદી ઓલાદના રાજાઓનાં નામો અલગજ પાડી દઈશું. પછી જે બાકી રહ્યા તે આ પ્રમાણે છે. અવંતિપતિનો એક ગર્દભીલવંશ, બીજો ગુપ્તવંશ, અને

ભાષા બોલતા દેશ તરીકે ઓળખાતી રહ્યા છીએ તેજ હશે; કેમકે આ વાક્યનું ઉત્તરાર્દ્ધ જે છે તેમાં સાફ જણાવ્યું છે કે દ્રીપકલ્પમાં તો તેનું નામ તદ્દન અજાણ્યું છે અને દ્રીપકલ્પ એટલે દક્ષિણહિંદ. તેમાંજ ઉપરનો તેલંગુ દેશ વર્તમાનકાળે આપણે માન્યો છે. છતાં, તે વાક્ય મિ. વોરનનું છે અને પોતે તેનાથી જુદો મત ધરાવે છે એમ જો તેમનું કહેવું થતું હોય, તો તેલંગણનો દક્ષિણ હિંદમાં જ સમાવેશ કરવો પડશે.

(૫૫) વળી વિક્રમાદિત્ય એવું નામ પાડવાની પ્રથા મુસલમાન રાજ્ય હિંદમાં સ્થાપિત થયા પછી–ખાસ કરીને ઉત્તરહિંદમાં નાબુદ થઇ ગઈ લાગે છે (સરખાવો વિક્રમાદિત્ય શકારિના ચારિત્રમાંની હકીકત.)

(૫૬) આર્કીઓલોજીકલ રીપોર્ટ બીજો પૃ. ૬૮માં જ. રો. એ. સો. પુ. ૨ પૃ. ૨૭૧નો હવાલો આપીને ડૉ. ભાઉ દાજીએ જણાવ્યું છે કે, He knows of no inscription dated in the Samvant, before the eleventh century of the Christian Era, General Cunningham goes nearly so far. He says the Samvat of Vikramaditya was not used so early as 826; Arch. Dep. Vol. II p. 266; though somewhat inconsistently he says in the same volume that the earlist inscription he knows dated in the Vikram Era is 811 or A. D. 754 (Arch. Dept II p. 68)=ઈસવીના અગિયારમા સૈકાની પહેલાંનો અને જેમાં વિક્રમ સંવત વપરાયો હોય તેવો કોઇ શિલાલેખ તેમની જાણમાં નથીજ. સર કનિંગહામ પણ તેજ હદ આંકે છે. તેમનું કહેવું તો એમ થાય છે કે (આ. ડી. પુ. ૨ પૃ. ૨૬૬) ઈ. સ. ૮૨૬ ની પૂર્વે વિક્રમ સંવત વપરાતોજ નથી. છતાં તે કથનની વિરૂદ્ધ જઇને તેજ પુસ્તકમાં પાછું પોતે જણાવે છે કે (આ. ડી. પુ. ૨. પૃ. ૬૮) વિક્રમ સંવતમાં લખેલ વહેલામાં વહેલો શિલાલેખ જો પોતે જાણતા હોય તો તે વિ. સં. ૮૧૧=ઇ. સ. ૭૫૪નો છે.

(૫૭) આ. ડી. પુ. ૨. પૃ. ૨૬૬ (ઉપર ટી. નં. ૫૬ માં તેનું વિવેચન જુઓ.)

(૫૮) ભા. પ્રા. શા. પુ. ૨. પૃ. ૩૮૯ : ઈ. એ. પુ. ૧૯. પૃ. ૩૫ (ધૌલપુરના મહાસેન ચહુઆણના સમયનો).

(૫૯) ઈ. એ. પુ. ૧૯, પૃ. ૩૫.

ત્રીજો પરમાર વંશ. ઉપરાંત કનોજનો એક પ્રતિહાર વંશ અને બીજો પરિહારવંશ અને સૌરાષ્ટ્રનો વલ્લભી-વંશ. આ સિવાય કોઇ હિંદી રાજાઓ, ઉપરના એક હજાર વર્ષના ગાળામાં, ઉત્તર હિંદની કોઈ ભૂમિ ઉપર સત્તાધીશ બન્યા નથી; જ્યારે દક્ષિણ ભારતમાં, આંધ્રવંશ, ચાલુકયવંશ અને રાષ્ટ્રકૂટવંશ; તે નામના ત્રણવંશજ રાજ્યાધિકારે આવી ગયા છે. આ પ્રમાણેના ઉત્તર હિંદના છ અને દક્ષિણ હિંદના ત્રણ, એમ મળી નવ રાજવંશમાંથી, ઉત્તરના વલ્લભી અને દક્ષિણના આંધ્ર[૬૦] તથા રાષ્ટ્રકૂટવંશમાંથી કોઇ વિક્રમાદિત્ય નામધારી રાજા થયો નથી એટલે તે ત્રણ બાદ કરતાં બાકીના છમાંથી કેટલા વિક્રમાદિત્ય થયા છે તેનીજ નોંધ લેવી રહે છે. તે તપાસતાં નીચે પ્રમાણે હકીકત સાંપડે છે.

| વંશ | સાલ | વર્ષ |
|---|---|---|
| (અ) ગર્દભીલ | | |
| (૧) વિક્રમાદિત્ય : વિક્રમસિંહ | ઇ. સ. પૂર્વે ૫૭ થી ઈ. સ. ૩ | = ૬૦ |
| (બ) ગુપ્તવંશ | | |
| (૨) ચંદ્રગુપ્ત પહેલો : વિક્રમાદિત્ય પહેલો | ઈ. સ. ૩૧૯ થી ઇ. સ. ૩૩૦ | = ૧૧ |
| (૩) ચંદ્રગુપ્ત બીજો : વિક્રમાદિત્ય બીજો | ઇ. સ. ૩૭૫ થી ,, ૪૧૪ | = ૩૯ |
| (૪) કુમારગુપ્ત : વિક્રમાદિત્ય ત્રીજો | ઇ. સ. ૪૮૦ થી ,, ૪૯૫ | = ૧૫ |
| (ક) પરમારવંશ | | |
| (૫) યશોધર્મન:[૬૧] વિક્રમાદિત્યઃ શિલાદિત્ય. | ઇ. સ. ૫૧૫ થી ૫૫૦<br>વિકલ્પે ,, ૫૪૦ થી ૫૯૦ | ૩૫ થી<br>૫૦ |
| (૬) દેવશક્તિ (વિક્રમાદિત્ય નામ સંભવિત છે) | ઇ. સ. ૭૨૦ થી ૭૮૦ | = ૬૦ |
| (ડ) ચૌલુકયવંશ. | | |
| (૭) વિક્રમાદિત્ય પહેલો[૬૨] | શક. ૬૫૫–૬૮૧ = ઇ. સ. ૭૩૩–૭૫૯ | = ૨૬ |
| (૮) વિક્રમાદિત્ય બીજો[૬૩] | ,, ૬૮૧ ,, ૭૫૯ થી | |

આ પ્રમાણે ચાર વંશમાં આઠ વિક્રમાદિત્ય થયા છે. વળી કેટલાક ગ્રંથકારનું[૬૪] એમ પણ માનવું થયું છે કે વિક્રમાદિત્યને કોઇ કોઈ ઠેકાણે રાજા ભોજ તરીકે હિંદુઓએ ગણી કાઢયો છે. એટલે તેવા ભોજદેવ કેટલા થયા છે તેની પણ આપણે તપાસ કરવી જ રહે છે. તેવી વ્યક્તિઓ કર્નલ ટૉડના મંતવ્ય પ્રમાણે બે વંશમાં મળીને ત્રણ થઈ છેઃ [૬૫]તેમ મારી તપાસમાં પણ ત્રણનીજ સંખ્યા થયેલ નીકળે છે. અલબત્ત

(૬૦) પાછળથી માલમ પડયું છે કે આંધ્રવંશના ૩૬ રાજાઓમાં નં. ૨૦ વાળા રાજા હાલનું નામ પણ વિક્રમાદિત્ય હતું (જુઓ ઉપરમાં ટી. નં. ૨૦) પણ તેને શકારિ કહી શકાય તેમ નથી (જુઓ ઉપરમાં નં. ૬ વાળી દલીલ) એટલે અત્ર તે નામની ગણના કરેલ નથી; છતાં આપણા વિષયની છણાવટ કરવામાં કોઇ દોષ રહી જતો નથી એટલા માટે અત્ર તે જણાવી લીધું છે.

(૬૧) જુઓ ગોડવહો પુસ્તકની પ્રસ્તાવના પૃ. ૨૧૯.

(૬૨) જ. બોં. બ્રે. રૉ. એ. સો. પુ. ૮ પૃ. ૧૭.

(૬૩) જુઓ ઉપરમાં દલીલ નં. ૩ : એશિ. રીસ. પુ. ૯ પૃ. ૧૭૭.

(૬૪) જુઓ ઉપરમાં દલીલ નં. ૩ તથા એશિ. રીસ. પુ. ૯. પૃ. ૧૭૭ : જ. રૉ. એ. સો. પુ. ૧૨ પૃ. ૨૭૫માં લખેલ છે કે Bhoja is the name of Persians given to Vikramaditya's son and often confound the acts of the one with those of the other; Farishtah Danes translation vol. I p. 13. =ઇરાની લોકો વિક્રમાદિત્યના પુત્રને ભોજ નામથી સંબોધે છે અને વારંવાર એકના જીવન બનાવને બીજાની સાથે ભેળવી દે છે-ફરિસ્તાહ ડેન્સી, ભાષાંતર પુ. ૧ પૃ. ૧૩)

(૬૫) તે ત્રણનો સમય કર્નલ ટૉડ આ પ્રમાણે નોંધે છે. (૧) ૬૩૧ (૨) ૭૨૧ અને (૩) ૧૦૬૧ આ પ્રમાણેની

તેમાં એટલી વિશિષ્ટતા છે કે, તે ત્રણમાંના બે ભોજદેવ તો એકજ સમયે વિદ્યમાન હતા. તે સર્વેનો સમય નીચે પ્રમાણે છે.

(ઇ) પરમારવંશ (અવંતિપતિ)

| | |
|---|---|
| (૯) વૃદ્ધ ભોજદેવ-વૈદિકમત પ્રમાણે કવિ બાણ અને મયૂરવાળા-અને જૈન મત પ્રમાણે ભક્તામર સ્તોત્રના કર્તા માનતુંગસૂરિવાળા. | ઈ. સ. ૫૫૦ની. આસપાસમાં રાજ્યકાળ આશરે ૬૦ વર્ષ |
| (૧૦) ભોજદેવ: આદિવરાહ: ઉપમિતિ ભવપ્રપંચાના કર્તા સિદ્ધર્ષિવાળા, વિ. સં. ૯૬૦. | ઈ. સ. ૮૭૦ થી ૯૧૫ = ૪૫ વર્ષ આશરે |
| (૧૧) ભોજદેવ: શિલાદિત્ય : પ્રતાપશીલ; મુંજરાજા ઉર્ફે પૃથ્વીવલ્લભનો ભત્રિજો, તથા વાદિવેતાલ શાંતિસૂરિનો પ્રબોધિત, | ઈ. સ. ૯૯૬ થી ૧૦૫૫=૫૯ |

(ઈ) પરિહારવંશ—કનોજપતિ

| | |
|---|---|
| (૧૨) ભોજદેવ-તે ઉપરના નં. ૧૦ નો સમકાલીન તથા જે રાજા આમ્રદેવ (બપ્પભટ્ટ સૂરિવાળા)નો પૌત્ર થતો હતો તે | નં. ૧૦ નો સમય |

ઉપર પ્રમાણે આઠ વિક્રમાદિત્ય અને ચાર ભોજદેવ થયા છે. તે દરેકની સાથે તેમનાં ઉપનામો—બિરૂદો—પણ ટાંકી બતાવ્યાં છે. તે ઉપરથી જોઈ શકાશે કે જે ચાર ભોજદેવ થયા છે તેમાંથી નં. ૧૦-૧૧ અને ૧૨ માં તો કોઇનું નામજ વિક્રમાદિત્ય નથી. એટલે તે બાદ કરવા રહ્યા બાકી નં. ૯ વાળો હજુ સંભવી શકે ખરો. વળી જો વિક્રમાદિત્યનાં નામ તપાસીશું તો. નં. ૫ વાળો જે છે તેનું રાજ્ય ઇ. સ. ૫૫૦માં ખતમ થાય છે અને નં. ૯ વાળા ભોજદેવનું શરૂ થાય છે (આ સાલો મેં અટકળે ગોઠવી છે. કદાચ પાંચ દશ વર્ષ એકની બાબતમાં આગળ મૂકવા પડે તો બીજાની બાબતમાં તે પ્રમાણે સુધારો કરવો પડે તેટલું ગનીમત લેખવું. બાકી નં. ૫ વાળા વિક્રમાદિત્યની પછી તુરતજ નં. ૯ વાળો ભોજદેવ અવંતિપતિ બન્યો છે તેટલું તો ચોક્કસજ સમજવું ). હવે જો શકારિ વિક્રમાદિત્યે લડેલ કારૂરના યુદ્ધની સાલ ઇ. સ. ૫૩૪ ઠરાવાય[૬૬] તો તે નં. ૫ વાળા વિક્રમાદિત્યના અમલમાંજ ઠરાવી શકાય, નહીં કે નં. ૯વાળા ભોજદેવના સમયે. મતલબ એ થઇ કે, ત્રણ અથવા ચારની સંખ્યામાં જે ભોજદેવ થયા હોવાનું ગણો તે સર્વેને વિક્રમસંવત્સરના સ્થાપક તરીકેની ગણત્રી કરવામાંથી આપણે તો બાતલજ રાખવા રહે છે.

હવે વિક્રમાદિત્યનો પ્રશ્ન વિચારીએ-કે તેમની આઠની સંખ્યામાંથી કઇ વ્યક્તિ શકારિનું બિરૂદ ધારણ કરવા યોગ્ય છે? આ માટેની તપાસ આપણે બે ત્રણ નિયમોના આધારે કરી શકીએ તેમ છે. સાધારણ રીતે એક એવો નિયમ હોય છે કે કોઇપણ નૃપતિ પોતાના વંશનો સંવત્સર ચાલતો હોય તો તેનો ત્યાગ કરીને, બીજા કોઇએ સ્થાપિત કરેલ સંવત્સર હોય તે વાપરવાની ઇચ્છા પોતે કરે નહીં. બીજી બાજુ એટલું તો ઇતિહાસ પ્રસિદ્ધ બીના છે કે, ગુપ્ત સંવત નામનો સંવત્સર ગુપ્તવંશી રાજાઓએ ચલાવ્યો હતો. એટલુંજ નહીં પણ તેને સારી રીતે વપરાશમાં પણ લીધો છે. જ્યારે આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોય અથવા

સાલ આપી છે. પણ તે કયો સંવત્સર છે એમ લખ્યું નથી. સંભવિત છે કે વિક્રમ સંવત હશે જેથી કરીને તે ત્રણેની સાલ અનુક્રમે ઈ. સ. ૫૭૫, ૬૬૫ અને ૧૦૩૫ આવશે (જુઓ કર્નલ ટૅાડનું રાજસ્થાન.)

(૬૬) ખરી રીતે તેની સાલ ઈ. સ. ૫૩૧ હોવા સંભવ છે.

છે, ત્યારે તો નં. ૨, ૩ અને ૪ વાળા વિક્રમાદિત્ય, શું પોતાના વંશનો ગુપ્ત સંવત્સર મૂકી દઇને વિક્રમ સંવત્સર ગ્રહણ કરે ખરા ? હરગીજ નહીં. તેમજ ઉપરમાં નં. ૧ ની દલીલે આપણે સાબિત કરી ગયા છીએ કે નં. ૨ અને ૩ વાળા વિક્રમાદિત્ય તો શકારી પણ કહેવાયા નથી, એટલે જે દલીલ આ ગુપ્તવંશી વિક્રમાદિત્યોને લાગુ પડે છે તે જ દલીલો નં. ૭ અને ૮ વાળા ચાલુક્યવંશી વિક્રમાદિત્યોને પણ લાગુ પડે છે; કારણ કે તેમનો સંવત શક સંવત્સર હતો. એટલે તેઓ પણ તેનો ત્યાગ કરીને વિક્રમ સંવત્સર વાપરવાનું મુનાસબ ધારે નહીં. આ પ્રમાણે નં. ૨, ૩, ૪, ૭ અને ૮ ને બાદ કરતાં, માત્ર નં. ૧, ૫ અને ૬ વાળા ત્રણ વિક્રમાદિત્યનો જ વિચાર કરવો રહ્યો.

આ ત્રણે અવંતિપતિઓ છે જ. તેમ કારૂરનું સ્થળ પણ માળવા પ્રાંત—અવંતિના પ્રદેશની હદમાં જ આવેલ છે. એટલે પ્રદેશની ગણનાથી પણ, તે ત્રણેને લાગુ પડે તેમ છે. પણ સમયની ગણત્રીએ તેમ થતું નથી. હવે જો કારૂરનું યુદ્ધ ઈ. સ. પૂ. ૫૭માં ઠરાવો તો નં. ૧ વાળાને તે લાગુ પાડી શકે તેમ છે અને ઈ. સ. ૫૩૩ની આસપાસ ઠરાવો તો નં. ૫ ને લાગુ પડી શકે. બાકી નં. ૬નો સમય તો ઈ. સ. ૫૩૩થી બહુ દૂર ચાલ્યો જાય છે. એટલે એક પછી એક વિક્રમાદિત્ય અને ભોજદેવ, એમ પ્રત્યેકના સંજોગોનો વિચાર કરતાં, અને તે પ્રમાણે એક પછી એકનું ટાળણ કર્યે જતાં, આપણે બીજા સર્વેનો બહિષ્કાર કરી નાખ્યો છે. હવે માત્ર નં. ૧ અને નં. ૫ વાળા એમ કેવળ બે જ વ્યક્તિની તપાસ લેવી રહે છે.

આમાં સ્થળનો વિચાર કરતાં કોને કારૂર મુકામે યુદ્ધ ખેલવું પડયું હતું તે ભલે વિવાદગ્રસ્ત પ્રશ્ન રાખીએ, છતાં એટલું તો ચોક્કસ છે જ કે, તે બન્નેને પરદેશી પ્રજા સાથે યુદ્ધમાં ઉતરવું પડયું હતું. તેમાં (૧) એક મુદ્દો—એ કે નં. ૫ વાળાને હૂણ પ્રજા સાથે બાખડવું પડયું હતું (જુઓ ઉપરની દલીલ નં. ૮ અને ૯). જ્યારે નં. ૧ વાળાને શક પ્રજા સાથે ખાંડાના ખેલ ખેલવા પડયા હતા. એટલે નં. ૫ વાળાને હજુ હૂણારિ આપણે કહી શકીએ પણ નં. ૧ ને શકારિ કહી શકાય. (૨) બીજો મુદ્દો—ઇતિહાસકારોએ જ્યાં જ્યાં શકારિનું નામ જોડયું છે ત્યાં ત્યાં નં. ૧ વાળાની સાથે સ્વયં જોડી દીધું છે. જ્યારે નં. ૫ વાળા સાથે તો અમુક કારણસર જ (વિક્રમ સંવત કેમ ચાલતો બંધ થઇ ગયો અને પાછો કેમ શરૂ થયો તેનો મેળ ઉતારવાના હેતુથી જ) તે નામ જોડવાને પ્રેરાયા છે. (૩) ત્રીજો મુદ્દો—શક પ્રજાનો ઇતિહાસ તપાસતાં તેની ઉત્પત્તિના અને વિનાશ[૯૭]ના સમય સાથે વિચારતાં નં. ૧ ને જ શકારિનું બિરૂદ સર્વથા લાગુ પડી શકે તેમ છે. એટલે આ દૃષ્ટિએ જોતાં શકારિ તરીકે તો નં. ૧ વાળાને જ લેખાવી શકાય તેમ છે. જ્યારે નં. ૫ વાળાને હૂણારિ તરીકે જ ગણવો રહે છે.[૯૮]

હવે તેમના યુદ્ધના સ્થાન પરત્વે વિચાર કરીએ. અમરકોષકાર જેવો સુપ્રસિદ્ધ વિદ્વાન જ્યારે આપણને એમ જણાવે છે કે, શકારિ વિક્રમાદિત્યને કારૂર મુકામે શક પ્રજા સાથે વિગ્રહમાં ઉતરવું પડયું હતું. ત્યારે આપણે તે મતને માન્ય રાખ્યા વિના છૂટકો થતો નથી. અને નં. ૫ વાળા હૂણારિના સંગ્રામ સ્થળ માટે અન્ય સ્થાનકનું નિર્માણ કરવું પડશે. અત્ર મિ. ફરગ્યુસનના શબ્દો આપણને માર્ગદર્શક થઈ પડે તેમ લાગે છે. તેમણે લખ્યું છે કે[૯૯], Battles of Karur and Mansheri freed India from the Sakas and Huns, who had long

(૯૭) રાણીશ્રી બળશ્રીનો નાસિકનો શિલાલેખ જુઓ. તેમાં શક પ્રજાનો નાશ કર્યાનું લખ્યું છે. વળી તેનો સમય મોડામાં મોડો ઈ. સ. ની પહેલી સદીનો ગણાય છે. મતલબ કે તે સમય બાદ શકપ્રજાનું નામનિશાન રહેવા પામ્યું નથી.

(૯૮) આ વિષય પરત્વેની કેટલીક ચર્ચા માલવસંવતને લાગુ પડે તેવી છે. એટલે અત્ર કરવી ઉચીત ન લાગવાથી છોડી દેવી પડે છે. ઈચ્છુક જનોને આગળ ઉપર તેનું વૃત્તાંત લખ્યું છે તે વાંચી જવા ભલામણ છે.

(૯૯) જ. રો. એ. સો. પુ. ૨૧ પૃ. ૨૮૪

held her in utter subjection; that these two battles were fought between A. D. 524–544; or I feel inclined to fancy that they may be only different names of the same battle. At all events they almost certainly represent tracts of the same campaign; which freed India in that age from the Yavanas; and that it was to commemorate the glories of these struggles that the Vikramaditya Samvat was afterwards instituted=શક અને હૂણ પ્રજાએ હિંદને લાંબા વખતથી તદ્દન ગુલામી દશામાં રાખી મૂક્યો હતો. તેમાંથી કારૂર અને મંશેરી[૭૦]ની લડાઇથી તેને મુક્તિ મળી હતી. આ લડાઇઓ ઇ. સ ૫૨૪–૫૪૪ વચ્ચે થઇ લાગે છે. અથવા એમ માનવાને મારૂં મન લલચાય છે કે તે એક જ લડાઇના બન્ને જુદાં જુદાં નામ પણ હોય; ગમે તેમ હો, પણ તે બન્ને ખરેખર એક જ યુદ્ધના માર્ગો તો બતાવે છે જ; જે યુદ્ધને અંગે તે કાળે યવનોથી હિંદ મુક્તિને પામ્યું; અને આ યુદ્ધના વિજયની યાદરમરણની ઓંધાણીમાં પાછળથી વિક્રમ સંવતની સ્થાપના કરવામાં આવી છે." આ અભિપ્રાયમાં કેટલાક વિવાદાત્મક પ્રશ્નો ઉપસ્થિત થાય છે ખરા, પણ તે સાથે આપણે નિસ્બત નથી. માત્ર એટલું જ જણાવવું અત્ર આવશ્યક છે કે આ હૂણારિ વિક્રમાદિત્યનું યુદ્ધ મંશેરી મુકામે થયાનું જો ગણી લેવાય તો ખોટું નથી.

આ પ્રમાણે આખાયે ગુંચવાડાભર્યા પ્રશ્નનો નીકાલ આવી ગયો ગણાશે. એટલે કેઃ–

(અ) શકારિ વિક્રમાદિત્યનું યુદ્ધ શક પ્રજા સાથે ઈ. સ. પૂ. ૫૭માં[૭૧] અને કારૂર મુકામે થયું હતું; તે વિક્રમાદિત્ય પોતે ગર્દભીલવંશી હતો તેમ જ અવંતિપતિ બન્યો હતો.

(બ) હૂણારિ વિક્રમાદિત્યનું યુદ્ધ હૂણ પ્રજા સાથે ઈ. સ. ૫૩૧ આસપાસમાં અને મંશેરી મુકામે થયું હતું; તે પોતે પરમારવંશી રાજપૂત હતો અને માલવપતિ બન્યો હતો.

વિક્રમ સંવત વિશે જે લખવાનું હતું તે અહીં પૂરું થાય છે જ્યારે તે સંવતની અંદર અટવાઇ જઇને ગુંચો ઉભા કરતા માલવ

જૈનઇતિહાસકારોને સંવત અને શક સંવતને લગતી

નડતી મુશ્કેલીઓ હકીકત, તદ્દન છૂટી પાડી.

આવતા પરિચ્છેદે જુદી જ

આપવાની છે. એટલે ખરી રીતે તો અત્રે જણાવવાનું કાંઇ રહેતું નથી એમ કહેવાય. છતાંયે આ પરિચ્છેદ પૂરો કરીએ તે પહેલાં જે કેટલીક મુશ્કેલીઓ લેખકોને વિક્રમ સંવતને અંગે નડી છે તેનો તો ખ્યાલ આપવાનું જરૂરી લાગે છે જ. તે અત્રે જણાવી દઇએ.

વિક્રમ સંવતની સ્થાપના થઇ તે પૂર્વે તેમ જ તે બાદ પણ તે તે કાળે પ્રચલિત ત્રણે સંપ્રદાયના લેખકો તો હતા જ, છતાં મુશ્કેલી તો માત્ર એક જ સંપ્રદાયના લેખકને ઉદ્ભવી દેખાય છે. કારણ કે બીજા બે સંપ્રદાયના લેખકોને પોતપોતાના સમયે ઇતિહાસ સામગ્રીની ગુંથણી કરવામાં ઉપયોગી થઇ પડે તેવા કાળ દર્શાવતા સંવત્સરો હતા જ; એટલે તેમને જ્યારે કાંઇ પણ વર્ણન કરવાનો અથવા તેનો સમય ટાંકવાનો મુદ્દો ઉભો થતો, ત્યારે તેઓ તો તેનો આશ્રય લઈ લેતા; પણ જૈન ધર્મવાળાની સ્થિતિ

(૭૦) આ મંશેરી જો હાલનું મંદસોર ઠરે તો કેટલાક વિદ્વાનો કારૂરને જે મંદસોર ઠરાવે છે તે ખોટું ગણાશે. બાકી કારૂરની લડાઈ શકારિ વિક્રમાદિત્યે લડી કાઢી છે, તે અમરકોષકારના શબ્દ જોતાં ઠીક લાગે છે. (મારો અભિપ્રાય શું છે તે માટે પુ. ૫ જુઓ. ત્યાં જણાવ્યું છે કે આ કારૂરનું સ્થાન માળવા અને દક્ષિણહિંદની વચ્ચે નર્મદાના દક્ષિણ પ્રદેશમાં ક્યાંક હશે એમ માનવાનું કારણ છે) હાલ તુરત તો આપણે એમ જ ઠરાવીશું કે શકારિનું યુદ્ધ કારૂર મુકામે અને હૂણારિનું યુદ્ધ મંદસોર અથવા મંશેરી મુકામે થયું હતું.

(૭૧) કે. હિ. ઈ. પૃ. ૧૫૫:–Initial point of this era ought to be B. C. 57 or 56¾ instead of B. C. 56. (Book of Indian Eras by Cunningham pre. viii)=ઈ. સ. પૂ. ૫૬ને બદલે આ સંવતની આદિ ઇ. સ. પૂ. ૫૬॥ અથવા ૫૭ ગણવો જોઈએ. (કનિંગહામ કૃત બુક ઓફ ઈન્ડીયન ઇરાઝની પ્રસ્તાવના પૃ. ૮).

ન્યારી હતી. જો કે વિક્રમ સંવતની આદિ થઈ તે પૂર્વે તેઓ મહાવીર સંવતનો ઉપયોગ હજુ કરતા હતા. પરંતુ જ્યારે આ સંવત ગતિમાં આવ્યો અને તે રાજા પણ જૈનધર્માનુયાયી જ હતો ત્યારે તે ધર્મના લેખકોની મુંઝવણમાં ઔર વૃદ્ધિ થવા પામી હતી; કેમકે તેમણે પોતાના ધર્મના પ્રણેતાનો એટલે મહાવીરનો સંવત વાપરવો કે પોતાના રાજાનો–એટલે વિક્રમનો–સંવત વાપરવો તે પસંદ કરી લેવાનું હતું. વળી વિક્રમનો ગર્દભીલવંશ સત્તા ઉપર હતો ત્યાં સુધી તો તે સંવત વાપર્યે જાય તો પણ ચાલ્યે જતું. પરંતુ લગભગ દોઢસો વર્ષ તે ચાલ્યા પછી અવંતિમાં ચષ્ઠણવંશી રાજઅમલ તપવા માંડયો હતો તેમ અવંતિની ઉત્તરના હિંદી પ્રાંતોમાં કુશાનવંશીની સત્તા તો ક્યારની ચાલુ હતી જ. વળી આ બંને વંશના રાજાઓએ પોતાનો સંવત ચલાવ્યો હોવાના દાખલા પણ મોજુદ છે. તે બાદ આ રાજવંશીઓની સત્તાની ઓટ થતાં ગુપ્ત વંશે દેખાવ દીધો હતો અને તે વંશના નૃપતિઓએ વળી પોતાનો જ સંવત ચાલુ કરીને મુશ્કેલીની હારમાળામાં એક મણકો ઉમેર્યો હતો. કાળાંતરે તેમનું રાજ્ય પણ ખતમ થતાં, હૂણ પ્રજા અવંતિમાં ઉતરી પડી. તેઓ પણ પોતાના અડધી સદીના કારભાર પછી હિંદીઓમાંથી નવસર્જન પામી રાજપૂત બનેલા અગ્નિકૂલીય ક્ષત્રીયોની સાથે અથડામણમાં આવી પડયા. તેમાં આ રાજપૂતોને વિજય વરવાથી તેમણે રાજસૂત્રો હાથમાં લઈ પોતાનો સંવત સ્થાપ્યો. વળી તેમનો વહીવટ દોઢ બે સદીઓ ચાલ્યો ને મુસ્લીમ ધર્મના અનુયાયીઓમાંના આરબો, ગીજનીઓ, ગોરીઓ, ઈ. ઈ. આવી ચડયા. આ પ્રમાણે સાત આઠ સદીના ગાળામાં ઉત્તરોત્તર પાંચ છ સત્તાઓનો વહીવટી હાથ બદલો થઇ જવા પામ્યો. તેમાંની દરેક સત્તાને પોતાનો સંવત્સર ચલાવવાનો મોહ હતો. એટલે પરિણામ એ આવ્યું કે રાજદ્વારી સ્થિતિના પલટાથી જેમ પ્રજાને અમુક સમયે અમુક પ્રકારે હેરાનગતિમાં ઉતરવું પડતું હતું અને અવદશા ભોગવવી પડતી હતી તેમ સાહિત્યક્ષેત્રના વિટંબણાઓમાં પણ તેજ પ્રકારની સ્થિતિ ઉપસ્થિત થતી ચાલુ રહી હતી. આવાં કારણને લીધે રાજકારણના ક્ષેત્રે જેમ વિક્રમ સંવતનો ઉપયોગ કરાતો ઘણીએ સદી સુધી બંધ પડયો હતો,[૭૨] તેમ સાહિત્ય ક્ષેત્રે પણ તે સંવતનો વપરાશ બંધ પડી ગયો હતો. એટલે જે કાળે જે સ્થાને જે ગ્રંથ લખવામાં આવતો, તેમાં તે સમયે તે સ્થાન ઉપર પ્રવર્તતા સંવતનો ઉપયોગ કરાતો[૭૩] રહ્યો હતો. એટલું જ નહિ પણ એ સંવતનું નામ કદાચ લખવામાં આવતું તો વળી

(૭૨) હવે સમજાશે કે વિક્રમ સંવતની આદિ થયા પછી તેનો વપરાશ જે કેટલીયે સદી સુધી બંધ પડી ગયાનું વિદ્વાનો જણાવતા રહ્યા છે તેનું કારણ ક્યાં છૂપાઈ રહ્યું છે.

(૭૩) આ કથનનાં બેચાર દૃષ્ટાંતો આપીશું એટલે સ્થિતિ બરાબર સમજાશે.

(૧) દેવર્દ્ધીગણિ નામના જૈન આચાર્યના સમયે વલ્લભીપુરમાં ગ્રંથ આલેખન વિપુલ પ્રમાણમાં કરાયું છે. તેનો સમય લહીઆઓએ ૫૧૦ લખ્યો છે. વિદ્વાનોએ તેને વિક્રમ સંવત માની લીધો છે જ્યારે ખરી રીતે, વલ્લભીરાજાઓ જે ગુપ્ત સવત વાપરી રહ્યા હતા તે ગુપ્ત સંવતની જ ૫૧૦ની સાલ તેમની હતી. એટલે કે ૫૧૦+૩૭૫=વિક્રમ સંવત ૮૮૫ નો તે સમય કહી શકાય.

(૨) ઉપર પ્રમાણેનો બીજો દૃષ્ટાંત શ્રીહરિભદ્રસૂરિનો છે. તેમણે ૧૪૪૪ ગ્રંથો રચ્યા કહેવાય છે જેમાં 'સમરાદિત્ય કથા' નામનો અતિ પ્રખ્યાતી પામેલો સાહિત્ય ગ્રંથ છે; જેનો અંગ્રેજીમાં અનુવાદ અનેક વિદ્વાનોએ કર્યો છે. આ જૈનાચાર્ય પણ વલ્લભી રાજ્યે વસતા હતા. એટલે તેમણે પોતાની વિદ્યમાનતા માટે વાપરેલ ૫૮૫ના આંકને જો કે વિદ્વાનોએ વિક્રમ સંવત માની લીધો છે પરંતુ તેમનો ખરો સમય ૫૮૫+૩૭૫=૯૬૦ વિક્રમ સંવત છે.

(૩) જૈનાચાર્ય શિલાંકસૂરિ, દાક્ષિણ્યચિહ્નસૂરિ, જીનભદ્રગણિ ક્ષમાશ્રમણ ઇત્યાદિ ઘણા પૂર્વાચાર્યોના સમયમાં ઉપર પ્રમાણે જ માન્યતા પથરાયલી છે. આ આખોય વિષય અનેક દલીલોપૂર્વક ભાવનગરથી પ્રસિદ્ધ થતા જૈનધર્મ પ્રકાશ નામના માસિકમાં નીચેના અંકોમાં આપીને મેં સાબિત કરવા પ્રયત્ન કર્યો છે તેની વિગત માટે જુઓઃ

સં. ૧૯૮૩ પુ. ૪૩ અંક ૬ પૃ. ૧૯૬ થી ૨૦૪
" " " ૪૩ " ૭ " ૨૨૯ " ૨૩૬

ઘણી વેળા એમને એમ તેને અધ્યાહાર રાખી સમજી લેવામાં પણ આવતું. અથવા તો સંવતનો અર્થ સમજાવતો જે 'શક' શબ્દ છે તેજ માત્ર તેના આંકની પૂર્વે મૂકાતો. એટલે અધ્યાહાર માત્રથી જે ગુંચવાડો ઉભો થવાની ભીતિ હતી તેમાં વળી વિશેષ વૃદ્ધિ થવાની તક ઉભી થઇ. કેમકે 'શક' શબ્દથી ઉત્તર હિંદની પ્રજાના મનમાં તો માત્ર 'સંવત્સર' એવો જ અર્થ[૭૪] કરાતો હતો; જ્યારે દક્ષિણ હિંદની પ્રજામાં શક નામનો એક સ્વતંત્ર સંવત્સર જ ચાલુ થયેલ હતો. એટલે હવે સમજી શકાશે કે ઉત્તર હિન્દમાં અને દક્ષિણ હિન્દમાં 'શક'નો અર્થ તદ્દન જુદી જ રીતથી કરવામાં આવતો હતો.

તેમાં વળી જ્યારે રાજાના નામની સાથે આંક જોડવામાં આવતો ત્યારે તો તેથી પણ વિશેષ મુશ્કેલી અનુભવવી પડતી હતી. કારણ કે મનુષ્ય સ્વભાવની એક ખાસિયત છે કે કોઇને પોતાનું જરાપણ ઢીલું કે લાસું અથવા પોણા સોળ આના બોલાય તે ગમતું જ નથી. જેથી કોઇ ગ્રંથકાર પોતે, જે રાજ્યની પ્રજા હોય કે જે રાજાનો આશ્રિત હોય અથવા કોઇ પણ પ્રકારે ઋણી હોય તે ભૂપતિનું વર્ણન કરતાં, હમેશાં તેની પ્રશસ્તિમાં થોડા ઘણા પ્રમાણમાં અતિશયોક્તિ ગાયા જ કરે તે સ્વભાવિક છે; એટલે તેવો ગ્રંથકાર પોતાના ઉપકારક પુરૂષને વિક્રમાદિત્ય કે રાજાભોજ ઇ. ઇ. [૭૫] ની ઉપમા આપતો જ. આ પ્રથા હિન્દ ઉપર મુસલમાની રાજ્યહકુમતની અસર થઇ ત્યાં સુધી વિશેષ પ્રમાણમાં હતી. અને આપણે જાણીએ છીએ કે ઉત્તર હિન્દ કરતાં, દક્ષિણ હિન્દ ઉપર મુસલમાની રાજ્ય સત્તા બહુ મોડેથી દાખલ થઈ છે. એટલે ત્યાંના હિન્દુ રાજાઓમાં 'વિક્રમાદિત્ય શબ્દ બિરૂદરૂપે-ઉપમાના રૂપમાં તેમજ ખરા-વિશેષ નામે પણ બહુ મોડા સમય સુધી ચાલુ રહ્યો છે.[૭૬] આવા ને આવા કિસમના ઉપર વર્ણવાયેલા અનેક પ્રકારના સંયોગોમાં ત્રણે સંપ્રદાયોના, તેમાં મુખ્યપણે જૈન સાહિત્યકારો તથા લેખકોને-દરેકે દરેક પ્રદેશોમાં-ભાતભાતની મુશ્કેલીઓ સંવત્સરના નિર્દેશમાં નડયા કરી છે. મતલબ કે, વિષય એટલો બધો અટપટો થઇ પડયો છે કે, તે માટે એક સ્થાપિત નિયમે સર્વની બાબતમાં કામ લઇ શકાય તેમ નથી.

આટઆટલી મુશ્કેલીઓ પોતાના માર્ગમાં પડેલી હોવા છતાંયે તેમણે તો પોતાની બુદ્ધિ પ્રમાણે સાહિત્ય સેવા કરવામાં કચાસ આવવા દીધી નથી; એટલે હવે આપણી ફરજ રહે છે કે તે ગુંચમાંથી કાંઇક માર્ગ કાઢવો.

**છતાં ઓળખી કાઢવાની રીત**

ઉકેલ માટેની સર્વ સામાન્ય ચાવી શોધી કાઢવી તો મુશ્કેલ છેજ, છતાં મનુષ્ય યત્ન કરીને રસ્તો સૂઝે તે

,, ૧૯૮૪ ,, ૪૩ ,, ૯ ,, ૩૧૭ ,, ૩૨૩

,, ,, ,, ૪૩ ,, ૧૦ ,, ૩૪૬ ,, ૩૪૯

તેવી જ રીતે માલવપતિ રાજા મુંજ અને તેના ભત્રીજા ભોજદેવના રાજગુરૂ શ્રીધનેશ્વરસૂરિએ શત્રુંજયમહાત્મ્ય રચીને ૪૭૭નો આંક મૂકયો છે. જેને વિક્રમ સંવત માની લીધો છે; પણ તે આંક માલવ સંવતનો હોઈ વિ. સં. ૧૦૬૬ આશરે આવે છે. તે વિષયની ચર્ચા માટે ઉપર પ્રમાણે સંવત ૧૯૮૪ના જૈનધર્મ પ્રકાશમાં પુ. ૪૩ ફાલ્ગુણ અંક ૧૨ પૃ. ૪૨૦થી ૪૨૪ મેં લખેલ નિબંધ જુઓ. આવા તો અનેક દાખલાઓ આપી શકાય તેમ છે.

(૭૪) ઉપરની ટી. નં. ૭૩માં દૃષ્ટાંત ૩ માં શિલાંકસૂરિ અને દાક્ષિણ્યચિહ્નસૂરિના નામો જણાવ્યાં છે. તેમાંના દાક્ષિણ્યચિહ્નસૂરિએ કુવલયમાળા નામનો ગ્રંથ રચ્યો છે. તેમણે પોતાના દાદાગુરૂ તરીકે શિલાંકસૂરિને જણાવીને તેની રચના 'શક ૭૯૦' માં જણાવી છે; તેને વિદ્વાનોએ શક સંવત ૭૯૦ લેખી વિક્રમ સંવત ૭૯૦+૧૩૫=૯૨૫ જણાવ્યો છે. પણ તેને શક સંવતને બદલે, શક એટલે સંવત, તેવા ભાવાર્થમાં લેખવાનો છે; તેની ચર્ચા પણ ઉપરના પુ. ૪૩ના અંકોમાં કરી બતાવી છે.

(૭૫) આનાં દૃષ્ટાંતો માટે ઉપર ચર્ચાઈ ગયેલ 'વિક્રમાદિત્ય' તથા 'ભોજદેવ' કયારે ને કેટલા થયા છે તેનું વૃત્તાંત જુઓ એટલે ખાત્રી થશે.

(૭૬) ઉત્તર હિંદમાં બહુ તો ઈ. સ. ની ૮ કે ૯ સદી સુધી આવાં નામો વપરાતાં નજરે પડશે જ્યારે દક્ષિણ હિંદમાં ચૌલુકયવંશીઓમાં તો તેથી પણ મોડે સુધી તે બિરૂદ વપરાતું દેખાશે.

પ્રથમ દોરી કાઢવો; જનતા પાસે રજુ કરવો અને તેમાં સુધારા વધારાની ઇચ્છા ધરાવવી તે વિશ્વ નિયમ કહેવાય. તે કાનૂનને અનુસરીને જણાવું છું:—

(અ) એકદમ પહેલાં (૧) સ્થાનનો નિર્દેશ થયો છે કે નહીં તે શોધી કાઢવું. તેનો પત્તો લાગ્યો તો ત્યાં (૨) કયા કયા વંશના રાજપુરૂષોનો અમલ થઇ જવા પામ્યો છે તેની શોધ કરવી (૩) અને પછી તે રાજવંશનો સ્થાપિત કોઇ સ્વતંત્ર સંવત્સર હતો કે કેમ અથવા તો તેઓ જો કોઈ સાર્વભૌમ સત્તાને તાબે હોય તો તે સર્વોપરી સત્તાવાળાનો કોઈ સંવત્સર હતો કે કેમ?—આ પ્રમાણે ત્રણે મુદ્દા સંપૂર્ણપણે અથવા જેટલા ઓછાવધતા જણાય તો તે પ્રમાણમાં—કોકડાનો ઉકેલ આવી ગયો સમજવો.

(બ) સંવત્સર આલેખવાની અનેક રીતિઓ જોવામાં આવે છે. આ વિષય બહુ જ લાંબો છે અને તે ઉપર ખાસ અભ્યાસીઓના વિચારો બહાર પડે તેવી અગત્યતા પણ છે. એટલે તેટલી સૂચના જ કરીને આગળ કલમ લંબાવતાં જણાવવાનું કે, તેવી પ્રથાઓ અનેક મારા જોવામાં આવી છે. તેમાંની થોડીનો ઉલ્લેખ માત્ર અત્ર કરીશ. જ્યાં જ્યાં બન્યું ત્યાં ત્યાં ચાર વસ્તુ લેખકો જણાવતા રહ્યા છે. સાલ, ઋતુ, માસ અને તિથિ. તેમાં કોઇએ પક્ષ અને દિવસનો વળી વધારો કર્યો છે, તો વળી કોઇએ પ્રથમની ચારમાંથી કોઈક સંખ્યા ઓછી પણ કરી છે. પરંતુ એકંદર ચારથી વધુની વિગત જણાવી નથી; ત્યારે કેટલાકે પૂર્ણિમાંત કે અમાસાંત માસની પદ્ધતિએ માસનું દર્શન કરાવવાનું યોગ્ય ધાર્યું છે. ગમે તે પ્રકારે રજુઆત થઇ હોય, તો પણ એકજ રીતે કામ લઇ શકાય તેમ છે; કે જ્યાં જ્યાં આવા દાખલા બન્યા હોય ત્યાં ત્યાં, એવાજ દાખલા અન્ય સ્થાને જણાયા હોય એ પોતાના જ્ઞાનથી શોધી કાઢવા અને ત્યાં જે સંવત્સર નક્કી થયો હોય તે પાછો અંહી ઘટાવી જોવો.

આ બે રિત્યા કામ લેવાથી મોટા ભાગે સર્વ સંવત્સરના આંકોનો નિકાલ આવી જવા વકી છે.

ત્રણ ધર્મમાંથી માત્ર જૈનધર્મી સાહિત્યકારોને અને રાજાઓને જેમ સંવતના આલેખનમાં મુશ્કેલીઓ વેઠવી પડી છે, તેમ ખુદ શકારિ વિક્રમના સંવત્સર માટેની આદિનો નિર્ણય કરવામાં પણ, તેમને અનિશ્ચિતતાઓનો સામનો કરવો પડયો છે. જેથી ઉપરના પારિગ્રાફોમાં જેમ જૈન પ્રજાનાં દૃષ્ટાંતો રજુ કરવાં પડયાં છે, તેમ આ પારિગ્રાફે પણ તેમનાં જ ઉદાહરણો પાછાં નોંધવાં પડશે.

**વિક્રમ સંવતની વિટંબણાઓ**

શકારિ વિક્રમાદિત્ય ગર્દભીલવંશી હતો તે તો આપણે ઉપરના પૃષ્ઠોમાં સાબિત કરી ગયા છીએ. વળી ગર્દભીલવંશના આદિપુરુષ તરીકે ખરી રીતે શકારિ વિક્રમાદિત્યના પિતા રાજા ગંધર્વસેનને જ ગણવો જોઇએ: જ્યારે કેટલાકનું માનવું એમ છે કે ભલે ગંધર્વસેનથી તે વંશની સ્થાપના થઇ કહેવાય ખરી, છતાં તેણે રાજગાદીનો ત્યાગ કરી દીધો છે અને વચ્ચે સાત વરસનો રાજઅમલ શકપ્રજાનો આવી ગયો છે. જ્યારે શકપ્રજાએ રાજલગામ હાથ ધરી ત્યારે રાજા ગંધર્વસેનને કે તેના વારસદારોને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે, પોતે પાછા ગાદીએ આવશે કે કેમ? અને આવશે તો ક્યારે? માટે વાસ્તવિક રીતે જ્યારથી શકારિએ અવંતિની ગાદીએ બિરાજમાન થઇને રાજ્યવહિવટ ચલાવવા માંડયો, ત્યારથીજ તે વંશની સ્થાપના થઇ ગણવી જોઇએ; કેમકે તે સમયથી જ પ્રજામાં નવા યુગનો પ્રારંભ ઉદયમાં આવ્યો કહી શકાય. તેમજ તે પછી જ તે વંશની સત્તા અખંડિત રીતે ચાલુ રહી છે. એટલે કે આ મત ધરાવનારના મંતવ્ય પ્રમાણે મ. સ. ૪૭૦=ઈ. સ. પૂ. ૫૭થી તે સંવતની આદિ ગણાય. જ્યારે પ્રથમના મત ધરાવનારાઓ તેનો સમય મ. સ. ૪૫૩=ઇ. સ. પૂ. ૭૪થી ગણાવા માંગે છે. તેમની દલીલ એ છે કે, ભલે સંવત સ્થાયી કરવા માટેનો મોકો, શકારિના રાજ્યે ઉદ્ભવ્યો છે, પણ જેમ અન્યકાળે—દા. ત. ચષ્ઠણ વંશના સંવત વખતે, આભીરપતિઓના વખતે, ગુપ્ત સંવત ઈ. ઇ. ના વખતે, પ્રસંગ બન્યો હોય અન્ય કાળે, છતાં સંવત્સરની સ્થાપના તો તેનો મૂળ પુરૂષ

જ્યારથી ગાદીપતિ બન્યો હોય, ત્યારથી જ તે સંવતનો પ્રારંભ થયો ગણાય છે, તે પ્રમાણે વિક્રમ સંવતની આદિ પણ ગણવી જોઈએ. આ પ્રમાણે બે મત થયા. તે ઉપરાંત વળી એક બે અન્ય મત પણ છે. તેમાંના એકનું મંતવ્ય એમ છે કે, ગર્દભીલ વંશી રાજાઓનો અમલ ભલે ત્રુટક થઈ ગયો છે, પણ પાછો ચાલુ થઈ ગયેલ હોવાથી, તેની આદિ તો તે વંશના મૂળ પુરુષના રાજ્યારંભથી ગણીશું. વળી વચ્ચે ચારેક વર્ષ૭૭ સુધી, જે રાજ્યઅમલથી તેઓ અલગ પડી ગયા છે, તેનો હિસાબ પણ મજરે લેવો જોઈએ; જેથી તેના સમયમાં, ઉપરના બે મતની વચ્ચેનું જેમ અંતર ૭૪–૫૭=૧૭ નું રહે છે, તેમ ચાર વર્ષ પડતરના બાદ કરી ૧૩ વર્ષનું રાખવું તે પણ બહેતર છે. જ્યારે ચોથો મત એમ જણાવે છે કે, ચાર વર્ષને બદલે સાત વર્ષનું શકરાજ્ય૭૮ છે. માટે બે વચ્ચેનું અંતર ૧૭ ને બદલે સાત બાદ કરતાં દશ વર્ષ રહે છે તેથી તેટલું અંતર રાખવું જોઈએ. પરંતુ આ મત વૈદિક મતવાળાનો હોઈ અને તેમને પોતાને વિક્રમ સંવતનો વપરાશ કરવાનો ન હોવાથી તેની ઉપેક્ષા કરાઈ છે. એટલે બાકી ત્રણ મત રહ્યા અને તે સર્વે જૈન મતાનુયાયીના જ ગણવા રહે છે. હવે તેનાં દૃષ્ટાંત આપીશું એટલે તેનો ફલિતાર્થ સમજાશે.

જૈન સંપ્રદાયમાં બે મોટા વિભાગ છેઃ એકનું નામ શ્વેતાંબર અને બીજાનું નામ દિગંબર. પ્રથમ શ્વેતાંબર માન્યતાની તપાસ લઈએ. તેમના સાધુઓમાં જેમ અત્યારે વિદ્વતાના પ્રમાણમાં વાચક, ગણિ, ઉપાધ્યાય, મહોપાધ્યાય અને સૂરિ–આચાર્ય ઈત્યાદી બિરૂદ–પદવીઓ છે તેમ, એક સમયે તદ્દુપરાંત. મહત્તર, ક્ષમાશ્રમણ આદિ પદવીઓ પણ હતી. આપણે જે સમયની અહીં વાત કરવા માગીએ છીએ તે સમયે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ નામના એક મહાન્ આચાર્ય થઈ ગયા છે. તેમના માટે એમ કહેવાય છે કે તેઓએ સૌરાષ્ટ્રના વલ્લભીપુર નગરથી પુસ્તકો મોટી સંખ્યામાં લખાવીને અનેક શહેરના પુસ્તક ભંડારમાં મોકલાવી દીધાં હતાં અને તે પ્રમાણે પુસ્તકો અથવા તેમની સાંપ્રદાયિક ભાષામાં કહીએ તો શ્રુતજ્ઞાન સાચવી રાખવાનું મહત્ પુણ્ય ઉપાર્જન કર્યું હતું. તેમનો સમય ૫૧૦નો નોંધાયો છે. પણ આ આંકની પાસે તે કયા સંવતનો છે તે દર્શાવવા કોઈ અક્ષર જોડેલ ન હોવાથી અને મનુષ્ય સ્વભાવની ખાસિયત પ્રમાણે પોતાના ધર્મની વિશેષપણે પ્રભાવિકતા બતાવવા માટે, પાછળના કાળના લહિઆઓએ તેને મહાવીર સંવત માની લીધો; જેથી તેનો આંક જે ખરી રીતે ૫૧૦ શુભ સંવતનો હતો (કેમકે વલ્લભીપુરમાં તે સમયે શુભ સંવત્સરનું જ ચલણ હતું)૭૯ તેને વિક્રમ સંવત્સરમાં ફેરવી નાંખીએ તો ૫૧૦+૩૭૫=૮૮૫ લખવો જોઈએ. તેને બદલે વીર સંવત માનવાથી૮૦, જે મત વિક્રમના સંવતની આદિથી–વિક્રમના રાજ્યાભિષેકથી–ગણે છે તેમણે ૪૭૦+૫૧૦=૯૮૦નો આંક મૂક્યો; પણ જેઓ રાજા ગંધર્વસેનના સમયથી તેની આદિ ગણવાના મતવાળા છે તેમણે ૧૭ વર્ષ ઉમેરીને ૯૮૦+૧૭=૯૯૭ મૂક્યા; અને ત્રીજા મતવાળાએ (૧૩નું અંતર ગણવાવાળાએ ૯૯૩ મૂક્યા). એટલે કે દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના પુસ્તકોદ્ધારના સમય માટે વિક્રમ સંવત ૯૮૦, ૯૯૩ અને ૯૯૭ એમ ત્રણ આંક મૂકાયા. આ ઉપરથી સમજાશે કે ત્રણે પક્ષો વિક્રમ સંવતની અપેક્ષાએ સાચા છે, છતાંયે પોતપોતાના દૃષ્ટિબિંદુથી કામ લીધું હોવાથી એકબીજાથી ભિન્ન દેખાય છે; જેવી રીતે વૈદિક મતાનુયાયી પુરાણકારોએ પોતાના દૃષ્ટિબિંદુથી અનેક ઐતિહાસિક ઘટનાઓનું નિરૂપણ કર્યું છે અને જે અનેક રીતે ભિન્ન પડી જતું હોવા છતાં વાસ્તવમાં તો તે સર્વ ખરૂં જ હોવાનું આપણે અનેક વખત

(૭૭) આ મતમાં પરિશિષ્ટકાર કલિકાળ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય લાગે છે; કેમકે તેમણે શકપ્રજાનું રાજ્ય ચાર વર્ષનું ગણાવ્યું છે (જુઓ પુ. ૧. પૃ. ૨૦૨ નોટ નં. ૩૩ જેમાં અવંતિપતિની નામાવલીની ત્રણ કડીઓ આપી છે).

(૭૮) આ મત વાયુપુરાણકારનો છે. (જુઓ ઉપરમાં પૃ. ૨ ટી. નં. ૬)

(૭૯) આ માટે ઉપરની ટી. નં. ૭૩ પેટા નં. ૧ જુઓ.

(૮૦) ઉપરમાં જુઓ.

અદ્યાપિપર્યંત જણાવી ગયા છીએ.[૮૧] આનાં દષ્ટાંતો વિપુલપણામાં તો શુંગવંશની હકીકતે જ નજરે પડે છે; કેમકે તે વંશ વૈદિક ધર્મનો અનુયાયી હતો; જેથી તેમનાં શાસ્ત્રગ્રંથોમાં–પુરાણોમાં–તે રીતીથી કામ લેવાયું છે. આ પ્રમાણે એક દષ્ટાંત થયો. વધારે સ્પષ્ટીકરણ માટે વળી એક દષ્ટાંત આપીએ.

જેમ ઉપર દર્શાવેલ બનાવ, પુસ્તક–શ્રુત જ્ઞાનના ઉદ્ધારનો છે તેમ અત્રે ટાંકવા ધારેલ બીજો પ્રસંગ પણ શ્રુતજ્ઞાનના વાચન પરત્વેનો છે. અને તે પણ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર જ બનવા પામ્યો છે. તેમનામાં કલ્પસૂત્ર નામનો અતિ પવિત્ર મનાતો એક ગ્રંથ છે. વિક્રમ સંવત ૯૮૦ની સાલ સુધી[૮૨] તેનું વાચન, માત્ર સાધુ વર્ગ જ કરી શકતો હતો. પણ તે સાલમાં સૌરાષ્ટ્રના આણંદપુર–વર્દ્ધમાનપુરના રાજા ધ્રુવસેનનો પુત્ર મરણ પામ્યો હતો અને તે સ્વધર્માનુયાયી હોવાથી તેના શોકનિવારણ સારૂં તે સમયના જૈનાચાર્યે ઉપરના કલ્પસૂત્રનું વાચન સભાસપક્ષ[૮૩] કર્યું હતું. આ બનાવ વિક્રમ સંવત ૯૮૦માં બન્યો છે જ[૮૪]; પણ એક મતે ૯૮૦ કહેવાય ત્યારે બીજા મતે તેને ૯૯૩ અને ૯૯૮ પણ કહેવાય જ. અને આ ત્રણે આંક ઉપર ટાંકેલા દેવર્દ્ધીગણિક્ષમાશ્રમણના દષ્ટાંતની પેઠે સત્ય જ છે. પરંતુ આ બન્ને બનાવ વચ્ચેનું–શ્રુત જ્ઞાનના પ્રચારનું અને કલ્પસૂત્ર સભા સમક્ષ વંચાયાનું–એક કાકતાલીય સાદૃશપણું ઉભું થયેલું બતાવવાની જરૂર દેખાય છે: બન્નેમાં ૯૮૦, ૯૯૩ અને ૯૯૮ના આંક મળતા આવે છે. બંને પ્રસંગો શ્રુતજ્ઞાન સંબંધિ જ છે અને બંને પ્રાચીન સમયના છે તથા અતિ પ્રભાવવંતા અને મહત્ત્વપૂર્ણ પ્રસંગો છે; એટલે કેટલાક વિદ્વાનોએ તે બન્નેને એકજ પ્રસંગ તરીકે માની લીધા છે. જ્યારે વાસ્તવિક પણે જોશો તો પ્રથમનો સમય ૫૧૦ ગુ. સં.=વિ. સં. ૮૮૫ છે ત્યારે બીજાનો સમય[૮૫] વિ. સં. ૯૮૯ નો છે; એટલે કે બન્ને પ્રસંગો વચ્ચે ૯૫ વર્ષનું અંતર છે. આ પ્રમાણે વિક્રમ સંવત્સરના આંકો પરત્વે મતમતાંતર ધરાવતા અન્ય પ્રસંગો અનેક નોંધી શકાય, પણ આલેખન વિસ્તારના ભયથી અત્ર અટકી જઈશું.

હવે દિગંબર સંપ્રદાયનો એકાદ દષ્ટાંત આપીએ. તે પણ ઉપરના કલ્પસૂત્રના વાચનની હકીકત અંગેનો જ છે. અને તેનો મર્મ પણ ઉપરના નિવેદન પ્રમાણે સમજવો રહે છે. પણ તે સંબંધી જે ખુલાસો તેઓ કરે છે તે જુદા પ્રકારનો હોઈને જ તે અત્રે જણાવીશ. તેમનામાં મૂળે ચાર સંઘ હોવાનું મનાયું છે; તેમાંના એકનું નામ સરસ્વતીસંઘ છે. તે સંઘના આચાર્યોની એક પટ્ટાવળી છે તેને સરસ્વતીસંઘની પટ્ટાવળી કહેવાય છે. તે સંબંધી વિવેચન કરતાં એમ જણાવ્યું છે કે[૮૬] વિક્રમ રાજા ૧૮ વર્ષનો થયો, ત્યારે તેમનો રાજ્યાભિષેક થયો હતો[૮૭]. એટલે તેનો સંવત તેના જન્મ દિવસથી જો ગણવામાં આવે તો આ અઢાર વર્ષનો ફેર નીકળી જાય.

(૮૧) આનાં દષ્ટાંતો વિપુલપણામાં તો શુંગવંશની હકીકતે જ નજરે પડે છે; કેમકે તે વંશ વૈદિકધર્મનો અનુયાયી હતો; જેથી તેમનાં શાસ્ત્રગ્રંથો–પુરાણોમાં તે રીતીથી કામ લેવાયું છે.

(૮૨) આ ૯૮૦ના આંકને કેટલાકો વીર સંવતનો માને છે. તેના ખુલાસા માટે નીચેની ટી. નં. ૮૩–૮૪ જુઓ.

(૮૩) જુઓ વિનયવિજયજીકૃત કલ્પસૂત્રની સુખબોધિકા-વૃત્તિનું ભાષાંતર પ્ર. ૭ કદાચ તેમાં ૯૮૦ (વિક્રમ સંવત) લખ્યો હોય પણ લહિઆઓએ વી. ૯૮૦ (વીરાત્ એટલે વીરનો સંવત) લખી વાચ્યો હોય.

(૮૪) આ આખોયે બનાવ કયારે બન્યો હતો? આ ધ્રુવસેન રાજા કોણ? તેનું નગર આણંદપુર–વર્ધમાનપુર ક્યાં આવ્યું કહેવાય? તે સમયે સૌરાષ્ટ્ર ઉપર કે ગુજરાત ઉપર કોની આણ ચાલુ હતી? તે સર્વ હકીકત શિલાલેખના આધારથી મેં પુરવાર કરી બતાવી છે તે માટે જુઓ જૈન ધર્મપ્રકાશ નામના માસિકમાં પુ. ૪૫ અંક ૫ પૃ. ૧૬૧–૧૭૪ સુધીનો મારો લેખ.

(૮૫) ઉપરની ટી. નં. ૮૨ જુઓ.

(૮૬) જુઓ મુનિ કલ્યાણવિજયજીએ લખેલી 'જૈન કાળ ગણના', મુદ્રિત ૧૯૭૬, પૃ. ૧૫૬ (આ આખો નિબંધ કાશીની નાગરી પ્રચારિણી સભાની પત્રિકા પુ. ૧૦ ભાગ ૪માં પ્રસિધ્ધ થઈ ગયો છે).

(૮૭) તેનો રાજ્યાભિષેક ૧૮ વર્ષે નહિ પણ ૨૪–૨૫ વર્ષની ઉમરે થયો છે (જુઓ ઉપરમાં પૃ. ૨૮).

પરંતુ વાસ્તવિક રીતે આ ૧૭ કે ૧૮ વર્ષનો ફેર કેમ થવા પામ્યો છે તેનો ખુલાસો ઉપરમાં ક્યારનો અપાઈ ગયો છે. તે ઉપરથી વાચકગણ સમજી શકશે કે તેઓ જે ખુલાસો રજુ કરે છે તે વાસ્તવિક છે કે કેમ ? આ પ્રમાણે વિક્રમ સંવત્સરની સમયગણના વિષે ઉદ્ભવતી મુશ્કેલીઓની વિચારણા સમાપ્ત થાય છે; તેમજ આ પુસ્તકની મર્યાદામાં આવતા ચાર સંવત્સરોની હકીકત પણ સંપૂર્ણ થઈ જાય છે, એટલે આપણે તે વિષય છોડીને આગળ વધવાનું જ રહે છે. છતાં ઉપરમાં ઉડતો ઇસારો કરી જવાયો છે કે વિક્રમ સંવત્સરની સાથે બીજા બે સંવત્સરો—માલવ અને શક સંવત્સરો અટવાઈ ગએલ છે જેથી તે સર્વની સ્થિતિ સ્પષ્ટ કરવાને આ બે સંવત્સરની આપણી વિચારણા પણ કરી લેવાની આવશ્યકતા રહે છે. તે માટે આવતો આખો પરિચ્છેદ જ ફાજલ પાડીશું.





# દ્વિતીય પરિચ્છેદ

## સમય–કાળ ગણના (ચાલુ)

**ટૂંક સારઃ**—માલવ સંવતની ઉત્પત્તિ તથા વિક્રમ સંવત અને માલવ સંવતની સાબિત કરી આપેલી ભિન્નતા, અને તેથી તેમનું સિદ્ધ થયેલું ભિન્નત્વ—વિક્રમ સંવત એક વાર ચાલુ થયા પછી જે બંધ પડી ગયો હતો તેનાં કારણની લીધેલ તપાસ—માલવ સંવતનો વિકાસ અને અંતે વિક્રમ સંવતમાં થતું તેનું લીનપણું—હૂણપ્રજાવિશે કાંઈક નવીન માહિતી—

શક સંવત—શક શબ્દના બતાવેલ છ અર્થો, તથા તે ઉપરથી ઉભી થતી મુશ્કેલીનો આપેલો ખ્યાલ—શક સંવતના સ્થાપક વિશેની કરેલી ચર્ચા—ઉત્તર અને દક્ષિણ હિંદમાંના શક સંવતની સ્થાપના તથા તેના સ્થાપક બાબતનો, શિલાલેખ, સિક્કા તેમ જ સાહિત્યાધારે કરેલ નિર્ણય અને તેથી તરી આવતી તે બન્નેની ભિન્નતા—શક સંવતની અન્ય વિશિષ્ટતાઓ—

સર્વે સંવત્સરોના વિધવિધ અંગોની કોઠારૂપે કરેલી નોંધ—વિધવિધ સંવત્સરોની ઉત્તમતા વિશેની કરેલી ચર્ચા—નોંધ રખાતા ત્રણ સંવતોની ચોક્કસ ગણના કરવા માટે સૂચવેલ સમય, તથા તે સર્વેની અંદરોઅંદર ફેરબદલી કરવાની બતાવેલી ચાવી—વિક્રમ અને ઈસુના સંવત વિશેનો એક ભ્રમ અને તેનું કરેલું નિવારણ—

## (અ) માલવ સંવત

આ પરિચ્છેદમાં વર્ણવવાના સંવત્સરોને આપણા પુસ્તક માટે નિર્મિત કરાયલી સમયમર્યાદા સાથે બીલકુલ સંબંધ નથી, છતાં કેવા આશયથી તે હાથ ધરવા આવશ્યક લાગ્યું છે તે મેં ઉપર જણાવી દીધું છે. એટલે અત્ર તે વિશે કાંઈ બોલવાનું રહેતું નથી.

**ઊત્પત્તિ**

મારૂં એમ ધારવું થાય છે કે, ઈતિહાસકારોએ વિક્રમસંવત્સરના સમયનો નિર્ણય કરવામાં સમયાનુસાર પ્રમાણિક પ્રયત્નો કરીને તથા અનેક તત્ત્વોનું શોધન કરીને જે અભિપ્રાયો પ્રગટ કર્યા છે તેમાં પણ કાંઈક સત્ય તો હોવું જ જોઈએ. તેઓ કાંઈ પોતાનો કાળ ખોટી બાબતમાં લમણાફોડ કરીને વ્યતીત કરે તેવા નહોતા જ. એટલે કે ગત પરિચ્છેદમાં ટાંકેલી દલીલોની વિચારણામાં આ મુંઝવતા પ્રશ્નમાં સર્વે વિદ્વાનોએ નં. ૧ અને નં. ૫ વાળા વિક્રમાદિત્યનો સંબંધ હોવાનું માન્યું છે. તે બાબત આપણે કાંઇક વિશેષ ઉંડાણમાં ઉતરીને જોવા જરૂર છે. ત્યાં આપણે જણાવ્યું છે કે નં. ૧ વાળો શકારિ વિક્રમાદિત્ય છે અને નં. ૫ વાળો હૂણારિ વિક્રમાદિત્ય છે. હવે આ હૂણારિ વિક્રમાદિત્યના સબંધમાં આપણે એમ નિર્ણય કરીએ કે, તેણે જ ઈ. સ. ૫૩૧=વિ. સં. ૫૯૮ની આસપાસમાં હૂણ પ્રજાનો સંહાર કરી, હિન્દી પ્રજાને તેમના ત્રાસમાંથી મુક્ત કરી, તે બનાવની યાદગીરીમાં વિક્રમ સંવત્સરને મળતા એવા માલવસંવતની[1] સ્થાપના કરી હતી તો અયુક્ત ગણાશે નહિ. કેમકે જેમ નં. ૧ નો વિક્રમાદિત્ય અવંતિપતિ હતો તેમ નં. ૫ વાળો પણ માલવપતિ જ હતો, અને પ્રાચીન સમયનો અવંતિ દેશ તેજ અર્વાચીન માલવાનો પ્રાંત છે, એટલે વાસ્તવમાં તો તે બન્ને એક જ પ્રદેશના અધિકારી હતા એમ થયું. પણ પ્રથમવાળો પોતાને 'ક્ષત્રિય' જ કહેવરાવે છે જ્યારે બીજો પોતાને 'પરમારવંશી રાજપૂત' કહેવરાવે છે. પ્રથમવાળાને હિન્દુ શાસ્ત્રકારોએ 'અવંતિપતિ'જ કહ્યો છે જ્યારે બીજાને 'માલવપતિ'[2] કહ્યો છે. વળી આપણે ઇતિહાસ ઉપરથી જાણીએ છીએ કે રાજપૂતોના જે ચાર મોટા વિભાગો[3]—અથવા શાખાઓ છે (પરમાર, ચૌહાણ, ચાલુક્ય અથવા સોલંકી[4] અને પ્રતિહાર અથવા પરિહાર) તેનો સમય પણ આની લગભગનો[5]જ છે. એટલે તાત્પર્ય એમ નીકળે છે કે, આ સમયની પૂર્વે ક્ષત્રિયો સર્વે પોતાને એક જ નામથી ઓળખાવતા હતા. પણ હૂણ પ્રજાની સાથેના આ યુદ્ધ પછી તેમની શાખાઓ ઉત્પન્ન થઈ છે. અને જુદી જુદી

---

(૧) ભા. પ્રા. રાજ. પુ. ૨. પૃ. ૩૮૬ અને આગળ.

મિ. સ્મિથ તથા ભાંડારકરના મત પ્રમાણે માલવ સંવત બદલીને વિક્રમ સંવત ચલાવનાર ગુપ્તવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત હતો, જેણે વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું છે. એટલે તો એમ મતલબ થઈ કે માલવ સંવત પ્રથમથી ચાલ્યો આવતો હતો પણ ચંદ્રગુપ્તે તેનું નામ વિક્રમ સંવત પાડ્યું હતું. આ એક ખોટી કલ્પના જ છે; કેમકે પ્રથમ તો માલવ સંવતની સ્થાપના જ ચંદ્રગુપ્તના સમયબાદ કેટલાયે કાળે થઇ છે. વળી ગુપ્તવંશી રાજાઓએ તો ગુપ્ત નામનો સંવત્સર ચલાવ્યો છે તે અન્ય સંવત્સરનો આધાર શા માટે લ્યે?

(૨) એમ પણ કદાચ બન્યું હોય કે, જેમ ક્ષત્રિય શબ્દમાંથી રાજપૂત શબ્દની ઉત્પત્તિ થઇ, તેમ આ સમયથી જ, મારવાડ, મેવાડ અને માળવા શબ્દની વપરાશનો પ્રારંભ થયો હોય; એટલે કે આ બધા શબ્દો એક બીજાને આશ્રયીને અત્યારથી જ વપરાવા માંડ્યા હોય. (વળી નીચેની ટીકાઓ જુઓ).

(૩) આ ચાર શાખા માટે કાંઈક વિશેષ જાણવા સારૂ પુ.૩. પૃ.૩૫૧ તથા આ પુસ્તકમાં ખંડ નવમાંના અંતે જુઓ.

(૪) ચૌલુક્ય અને સોલંકી બન્ને એક જ નથી લાગતા; કારણકે ચૌલુક્યો હમેશાં શક સંવતનો ઉપયોગ કરે છે જ્યારે સોલંકીઓ તે નથી વાપરતા. વળી તે બેના અક્ષર-લેખન કે નામોચ્ચાર સાથે પણ સૌમ્ય દેખાતું નથી. કદાચ સોલંકીરાજપૂતો તે ચૌલુક્યની એકાદ પેટા શાખા જેવી હોય તો સંભવે ખરૂં. નહીં તો બીજી અનેક રીતે ભિન્નતા તરી આવે છે. (જુઓ પુ. ૩ પૃ. ૩૯૧ની હકીકત તથા ટીપ્પણો).

(૫) પુ. ૩ પૃ. ૩૯૦થી આગળ. તે ઠેકાણે મેં ઈ. સ. ૫૩૩નો સમય જણાવ્યો છે. પણ તપાસ કરતાં તે ૫૩૧નો વધારે સંભવિત ગણાય તેમ છે.

શાખાવાળા જુદા જુદા પ્રદેશમાં વિખરાયા-ફંટાયા છે. તેમજ દરેકે પોતપોતાનું રાજ્ય સ્થાપ્યું છે. જેથી તે સમયથી "ક્ષત્રિય" શબ્દને પડતો મૂકી "રાજપૂત"[૬] (રાજકર્તાના પુત્રો) એવું સર્વમાન્ય નામ કબૂલ કરી તેમણે વ્યવહાર ચલાવવા માંડયો છે એમ કહી શકાશે.

આ રાજપૂતોની એક મુખ્ય શાખા, જે પરમારવંશી કહેવાતી હતી તેમણે માળવામાં રાજ્ય કરવા માંડયું હોવાથી તેઓને 'માલવપતિ' તરીકે પ્રજાએ ઓળખાવા માંડયા હતા તથા પૂર્વકાળે શકપ્રજાના ત્રાસ માંથી અવંતિની વસતીને મુક્તિ અપાવનારનું નામ જે વિક્રમાદિત્ય હતું તે ઉપરથી તેને જેમ 'શકારિ વિક્રમાદિત્ય'નું બિરૂદ અર્પણ કર્યું[૭] હતું, તેમ આ સમયે હૂણ પ્રજાના ઉપદ્રવમાંથી મૂક્તિ અપાવનાર આ પરમારવંશી યશોધર્મનને 'હૂણારિ વિક્રમાદિત્ય'નું બિરૂદ તેમણે લગાડવા માડયું-અરે કહો કે જોડી દીધું. વળી શકારિ વિક્રમાદિત્યના નામ ઉપરથી જેમ વિક્રમ સંવત્સરની સ્થાપના કરવામાં આવી હતી તેમ આ માલવપતિના નામ ઉપરથી માલવસંવતની યોજના ઘડી કાઢવામાં આવી. મતલબ કે લગભગ છસો વરસ પૂર્વે જેમ ધડમૂળથી ઉથલ પાથલ કરનારો યુગ પ્રવર્તી રહ્યો હતો તેમ અત્યારે પણ તેનુંજ પુનરાવર્તન થઈ રહ્યું હતું.

**તેનો વિકાસ અને ક્ષતિ**

હિંદુપ્રજામાં કહો કે, ભારતવર્ષમાં કહો, પણ ઉજ્જૈની નગરીની-અવંતિ દેશની રાજધાનીની-પવિત્રતા તેમજ મહત્ત્વતાનું સ્થાન કાંઇક અનેરૂં જ ગણાય છે. એટલે આ સર્વે રાજપૂતોએ માલવસંવતના પ્રચાર કરવાનું ઝીલી રાખ્યું હતું. આ રાજપૂતોની ચાર શાખામાંની ત્રણ શાખા ઉત્તર હિંદમાં રહી તેમણે માલવસંવતને સત્કાર્યે રાખ્યો હતો;જ્યારે દક્ષિણ ભારતમાં ચોથી શાખા જે ચૌલુક્ય ગણ[૮] તેણે તે પ્રદેશમાં વપરાતા[૯] 'શકસંવત' ને ગ્રહણ કર્યે રાખ્યો હતો.

શકારિ વિક્રમાદિત્યના વિક્રમ સંવત્સરની સ્થાપના જોકે અવંતિમાંજ થઈ છે અને અમુક વખત સુધી એટલે કે ઇ. સ. ૧૫૦ સુધી[૧૦]=બસો વર્ષ સુધી લગભગ ચાલ્યો પણ છે; પરંતુ તે બાદ ચષ્ઠણવંશી[૧૧] ક્ષત્રપો અવંતિપતિ થતાં,તેમણે પોતાનોજ શક, ગતિમાં મૂકયો હતો જેને આપણે 'ચષ્ઠણસંવત'[૧૨] તરીકે ઓળખાવીશું. તેમના વંશની સમાપ્તિ થતાં,[૧૩] ઇ. સ. ૩૧૯માં અવંતિપતિ તરીકે ગુપ્તવંશ રાજપદે આવ્યો

---

(૬) ઉપરની ટીકા નં. ૨ જુઓ.

(૭) આ બધી હકીકતના વર્ણન માટે ગર્દભીલવંશનું વર્ણન જુઓ.

(૮) આ ઉપરથી સમજાય છે કે, ચૌલુક્ય રાજપૂતોને જે અગ્નિકૂલિય રાજપૂતોની ચાર શાખામાંના એક તરીકે ગણાવ્યે જવાય છે તે બરાબર નહીં હોય (જુઓ પુ. ૩, પૃ. ૩૯૦ અને આગળ) વળી જુઓ નીચેની ટી. નં. ૯.

(૯) આ શબ્દથી સિદ્ધ થાય છે કે ત્યાં શક સંવત્સર કયારનો વપરાશમાં હતો જ; અને કદાચ એમ પણ માની શકાય કે ચૌલુક્ય રાજપૂતો પણ ત્યાં કયારના સ્થાયી થઈ ચૂકયા હોય.

(૧૦) જ. બો. બ્રે. રો. એ. સો. પુ. ૧૪, પૃ. ૨૨ તથા ગણપત કૃષ્ણાજીએ રચેલું શક ૧૮૦૦ નું પંચાંગ પૃ. ૨ જુઓ: તેમણે ૧૩૫ વર્ષ જણાવ્યા છે. એવી ગણત્રીથી કે આ ચષ્ઠણ ક્ષત્રપોએ જ તે શકસંવત પ્રવર્તાવેલ છે અને તેમની આદિ ઈ. સ. ૭૮માં થઇ છે. (પણ શકસંવતની સ્થાપના શી રીતે થઈ છે તે હકીકત માટે આ પરિચ્છેદે આગળ ઉપર જુઓ).

(૧૧) સામાન્ય રીતે સર્વ વિદ્વાનો ચષ્ઠણવંશી શકની આદિ ઇ. સ. ૭૮માં ગણે છે. જ્યારે મારી ગણત્રી તેનાથી જૂદીજ પડી છે; જેથી મેં અહીં ઈ. સ. ૧૫૦ અંદાજે મૂકી છે. જેની નિશ્ચિત સાલ માટે પુ. ૪માં ચષ્ઠણવંશની હકીકત જુઓ.

(૧૨) આ નામ મેં મારા તરફથી આપ્યું છે. કારણ કે તેનો સમય, શકસંવતથી ભિન્ન છે. (જુઓ ઉપરની ટીકા નં. ૧૦ અને ૧૧) એટલે તેનાથી તે જૂદો પડે તથા ઓળખી શકાય તે માટે તેના સ્થાપક ઉપરથી આ નામ આપવું દુરસ્ત વિચાર્યું છે.

(૧૩) અવંતિના ઇતિહાસને સંકલિત કરનારા જુદા જુદા રાજવીઓની સંક્ષિપ્ત સમાલોચના આ ખંડના અંતમાં આપવાની છે ત્યાં આ પ્રકરણ કાંઈક વિસ્તારથી સમજાવવામાં આવશે.

હતો. તેમણે વળી પોતાનો જ શક અથવા સંવત ચલાવ્યો હતો, જેને ઈતિહાસવિદોએ 'ગુપ્તસંવત'ના નામથી ઓળખાવ્યો છે. કાળે કરીને તે વંશનો રાજ અમલ ખતમ થતાંતેમજ તે પૂર્વે થોડાંક વર્ષે, એટલે કે ઇ.સ.ની પાંચમી સદીના અંતમાં તથા છઠ્ઠી સદીના પ્રથમના ચારમાંના પ્રથમ ચરણના સમયે, અવંતિના તથા આસપાસના પ્રદેશ ઉપર હૂણ પ્રજાની સત્તા જામવા પામી હતી. પરંતુ તેઓ બરાબર સ્થિર થઇને દીર્ઘાયુ ભોગવવા સામર્થ્યવાન થાય તે પહેલાં તો, ઉપરમાં જણાવ્યા પ્રમાણે અગ્નિકુલિય ક્ષત્રિયો-રાજપૂતોએ તેનો સંહાર વાળી નાંખ્યો હતો. અને પરમાર જાતિય યશોધર્મન[૧૪] રાજાએ અવંતિપતિ તરીકે રાજલગામ ગ્રહણ કરી હતી. ઉપરાંત તેના પૂર્વજે પરદેશી પ્રજાની ધૂંસરીમાંથી દેશને છોડાવીને પોતાનો નામનો સંવત્સર જે ચલાવ્યો હતો, પરંતુ જેનો પ્રારંભ થયા બાદ ઉપરમાં નિર્દેશ કર્યા પ્રમાણે ભિન્નભિન્ન જાતિના રાજકર્તાઓએ, પોતપોતાના સંવત્સરો ચલાવેલ હોવાથી જે અત્યારે તદ્દન લુપ્તપ્રાય બની ગયો હતો, તેને સજીવન કરવા ઈચ્છા થઈ હતી. પરંતુ આ સમયથી ક્ષત્રિયોમાં વર્ગીકરણ કરવાની જે પદ્ધતિ ઉભી થવા પામી હતી અને પોતાને ક્ષત્રિય ને બદલે રાજપૂત્રો તરીકે ઓળખાવવા મંડયા હતા તેને અનુલક્ષીને તેમને સ્વમાન જાળવવાની સ્ફુરણા પણ સાથે સાથે થઈ આવી હતી એમ સમજાય છે. જેના પરિણામે તેમણે, તેમનામાંની મુખ્ય શાખાના રાજપ્રદેશ-માલવા પ્રાંત-ઉપરથી, માલવસંવત નામે એક જુદો અને સ્વતંત્રજ શક પ્રવર્તાવ્યો લાગે છે. આ પ્રમાણે એકજ પ્રદેશમાંથી, તેમજ લગભગ એકજ આશયના સંસ્મરણ તરીકે અને એકજ નામ તથા ગુણ ધરાવતા રાજવીએ, પોત પોતાના સંવતો ઉભા કર્યા દેખાય છે. અને તેથી કરીનેજ એક સંવતના સમય સાથે, બીજાના સંવતનું મિશ્રણ થઈ ગયેલ દેખાય છે. પરિણામે વિદ્દ્વર્ગની મુંઝવણનો વિષય બની રહ્યો છે.

એક બાજુ, ઉપર જણાવ્યા પ્રમાણે વિદ્વાનોની મુશ્કેલી ઉભી થઈ છે-જો કે તેના મૂળ સ્થાપકને તો ભવિષ્યમાં ઉભી થનારી મુશ્કેલીનો ખ્યાલ પણ શેનોજ હોય ?-પરંતુ બીજી બાજુ તેમના શાસન તળે રહેલી જનતાને એમ લાગ્યું હોય કે old is gold=જે જૂનું છે તે સોના સમાન છે; વળી ઉત્તર હિંદમાંની રાજપૂતોની ત્રણે શાખાના રાજવીઓને પણ કદાચ મનમાં એમ ઉગ્યું હોય કે, શામાટે એકલા માલવપતિનો જ સંવત ચાલે અને અમારો નહી ? જેમ હૂણ પ્રજાને હરાવવામાં માલવપતિના પૂર્વજોએ ભાગ લીધો હતો તેમ અમારા વડવાઓએ પણ તેમાં બનતી સહાય આપીને પોતાનો હિસ્સો પૂરાવ્યો હશેજ; તો પછી અમારે પણ અમારો સંવતચલાવવો જોઇએ જ. આ પ્રમાણે ખેંચાખેંચ થતી અટકાવવા તથા તેમના ભાગલા પડી જઈ તેઓ સર્વે દુર્બળ કે નબળા પડી ન જાય[૧૫] તે હેતુથી, ત્રણે શાખાના રાજવીઓ એકઠા થયા હોય તે બનવા યોગ્ય છે (અને એમ અનુમાન પણ કરી શકાય છે કે આ પ્રમાણે બનવું કાંઈ અનુચિત નહોતુંજ) અને તે સર્વ મુશ્કેલીનો એમ નીકાલ આણ્યો દેખાય છે કે, માલવ સંવતનું નામ પડતું મૂકવું અને મૂળ અવંતિપતિનો જે વિક્રમસંવત ચાલ્યો આવતો હતો તેનો પુનરોદ્ધાર કરવો. આવું મહત્ કાર્ય કોણ કરી શકે ? ઉત્તર એટલોજ મળી શકે કે, જે રાજવી ડાહ્યો, વિદ્યાપ્રેમી, પ્રજાપ્રિય, રણવીર તેમજ ધર્મવીર અને વ્યવહારને ઓળખનાર હોય તેજ. એકી કાળે ત્રણે શાખાની ગાદી ઉપર આવા ગુણો ધરાવતા રાજવીઓ રાજ્યાસને આવે તેવો સુયોગ તો શી રીતેજ બને ? આવો સુમેળ સંધાવવો કે તેવો પ્રસંગ સાંપડવાની સાફલ્યતા થાય તે સ્થિતિ આપણ મનુષ્યની કલ્પનામાં તો

(૧૪) જેનો ધર્મજ યશ પ્રાપ્તિનો છે, તેવો રાજા: આ નામ ગુણનિષ્પન્ન હોય એમ જણાય છે. આ રાજાના સમય માટે તથા તેના વંશના રાજાઓની વંશાવળી માટે પુ. ૧, પૃ. ૧૯૭ જુઓ.

(૧૫) આ સ્થિતિ માલવસંવતની સ્થાપના થયા બાદ બસો અઢીસો વર્ષે મુસલમાનોના હુમલાઓ થવા માંડયા હતા તે વખતે ઉભી થવા પામી હશે એમ સંભવિત દેખાય છે: (સરખાવો નીચેની ટીકા નં. ૧૭,)

દુર્ઘટ અને વિષમજ લાગે છે. છતાં કુદરત ઇચ્છે છે તો ઘડીવારમાં તેવું બનાવી શકે છે એમ આપણુ સર્વને વ્યવહારમાં ઘણીયે વખત અનુભવ મળ્યો પણ છે. તેવાજ અણધાર્યા બે સુયોગ[16] આ રાજપૂત કુળ-દીપકોના બાબમાં બન્યા હતા એમ સમજાય છે. એકનો સમય[17] ઇ.સ.૭૫૦ તથા બીજાનો ઇ.સ.૮૭૫ની આસ-પાસ નોંધી શકાશે. પ્રથમનો સુયોગ પ્રાપ્ત થયો ત્યારેએ રાજવીઓતો પરાક્રમી અને સદ્‌ગુણીજ હતા.પણ તેમનાં જીવન ચરિત્રો વિશે તદ્દન અંધકારજ પ્રસરેલ હોવાથી તેમના વિશે એક શબ્દ ઉચ્ચારવા જેટલો પણ અધિકાર આપણને રહેતો નથી. પણ દ્વિતીય પ્રસંગે અવંતિની ગાદીએ ભોજદેવ પરમાર ઉર્ફે શિલાદિત્ય ઉર્ફે પ્રતાપશીલ હતો; અને લગભગ તેજ સમયે તેવોજ નામધારી ભોજદેવ પ્રતિહારી ગ્વાલિયર પતિ[18] હતો. આ બન્ને ભોજદેવો એક સરખા વિદ્યાપ્રેમી, દાનેશ્વરી તથા સર્વ સદ્‌ગુણી હતા; વળી તેમણે દેશપરદેશના વિદ્વાનોને પોતાના રાજદરબારે બોલાવી, સન્માન્યા છે તથા કેટલાકને તો હમેશને માટે આશ્રય આપી ઇતિહાસમાં સુવર્ણાક્ષરે પોતાનાં નામો અંકિત કર્યા દેખાય છે.[19] તે સમયે ચૌહાણવંશી કયો રાજપુત્ર-કુળદીપક અજમેરનો ગાદીપતિ હતો ? તે હું જાણતો નથી. પણ કલ્પી શકાય છે કે તે પણ શાણોજ રાજવી હશે અને કદાચ ઉપરના બે જેવો તે વિદ્યાપ્રેમી ન હોય કે જમાનાની પ્રગતિનો ઇચ્છક કાંઇક ઓછે અંશે હોય, તોપણ પોતાના બે મોટા પિત્રાઇઓ જે બાબતમાં સહમત થઈ ગયા, ત્યાં પોતાનો વિરોધ કે વાંધો નિરર્થક

---

(૧૬) આ કથનની ખાત્રી (પુ. ૧, પૃ. ૧૮૭ના ટીપ-ણમાં આપેલી વંશાવળી અને તેમને સમસમયી બનાવીને જે રીતે છપાવવામાં આવી છે તે ઉપરથી સમજાશે, કે જે સમયે પરમારવંશી (૫) મો દેવશક્તિ અવંતિપતિ હતો તેજ સમયે, પરીહારવંશી યશોવર્મન ગ્વાલિયરપતિ હતો: તેમજ જે સમયે (૯) મો પરમારવંશી ભોજદેવ હતો તેજ સમયે ગ્વાલિયરપતિ પણ તેવોજ નામધારી એક ભોજદેવ હતો.

આ અવંતિપતિની અને ગ્વાલિયરપતિની બે મુખ્ય શાખા ગણાય છે: અને તેમાંથીજ ઉપરના બન્ને સમયે શાણા રાજવીઓ રાજપદે હતા.

ઉપરના બન્ને સમય બાદજ માલવસંવતને બદલે વિક્રમસંવતની વપરાશ પાછી સ્થાપિત થવા પામી છે. તેનાં દૃષ્ટાંતો આગળ ઉપર જુઓ.

(૧૭) આ સમય બાદજ શિલાલેખોમાં વિક્રમસંવત વપરાયો હોવાનું વિદ્વાનોની જાણમાં આવ્યું છે. આર્કીઓ-લોજીકલ રીપોર્ટ. પુ. ૨. પૃ. ૬૮માં જણાવ્યા પ્રમાણે વિક્રમ સંવત્સરનો ઉલ્લેખ વહેલામાં વહેલો ઇ. સ. ૭૫૪ના (વિ. સં. ૮૧૧) એક શિલાલેખમાં થયો દેખાયો છે. જ્યારે તેજ ગ્રંથના પૃ. ૨૬૬-૬૮માં જણાવ્યા પ્રમાણે તેવી સ્થિતિ વિ. સં. ૮૨૬=ઇ. સ. ૭૬૯માં થવા પામી હોવાનું જણા-વાયું છે; જ્યારે ભા. પ્રા. રાજવંશ પુ. ૨, પૃ. ૩૮૬ અને ઇન્ડિઅન એન્ટીકવેરી પુ. ૧૯, પૃ. ૩૫ (જુઓ ધોલપુરનો મહાસેન ચહુઆણના સમયનો લેખ)માં લીધેલ નોંધ પ્રમાણે તેવો સમય વિ. સં. ૮૯૭=ઇ. સ. ૮૪૦ નો છે; ત્યારે ઇ. એ. ના તેજ ૧૯ મા પુસ્તકમાં પૃ. ૩૫ ઉપર એમ પણ નોંધ દેખાય છે કે કાઠિયાવાડના એક લેખમાં વિ. સં. ૭૯૪=ઈ. સ. ૭૩૮ની સાલ દેખાય છે. ( ઉપરમાં પૃ. ૭૮ ટી. નં. ૫૫ જુઓ).

(૧૮) આ પ્રતિહારવંશી ભોજદેવ ખરી રીતે તો ગ્વા-લિયરપતિજ હતો પરંતુ વિદ્વાનો તેને કનોજપતિ તરીકે ઓળખાવ્યે ગયા છે. ખરી ઘટના નીચે પ્રમાણે બનેલી છે.

પરિહારવંશી સમ્રાટ હર્ષવર્ધન, જે ઇતિહાસ પ્રસિદ્ધ છે તેમની ગાદી કનોજમાં હતી; તેને એક મોટો ભાઇ તથા એક બહેન હતી. આ બન્ને ભાઇઓ અપુત્રિયા મરણ પામવાથી તેમની ગાદી તેમની બહેનને ગઈ હતી. આ બહેનને ગ્વાલિયરના પ્રતિહારવંશી ગ્રહવર્મન વેરે પરણાવેલી હતી. એટલે આ ગ્રહવર્મનનો વંશ જે મૌખરી રાજપૂતોનો કહેવાતો હતો તેની સત્તામાં કનોજનું રાજ્ય આવ્યું હતું. અહીં જે પ્રતિહારી ભોજદેવનું નામ મેં જણાવ્યું છે તે ઉપરના ગ્રહવર્મનનો ચોથી-પાંચમી પેઢીએ વંશજ છે. (જુઓ પુ. ૧, પૃ. ૧૮૭ની વંશાવળી: પણ પ્રતિહાર અને પરિહાર વંશ એ બન્ને નામો એક સરખાં, તેમ બન્ને રાજાનાં નામો ભોજદેવ પણ એક સરખાં, ઉપરાંત તે બન્નેનો સમય પણ એકજ, એટલે વિદ્વાનોએ અન્ય હકીકતની ગેરહાજરીમાં બન્નેને એકજ માની લીધા છે.

(૧૯) આ કારણને લીધે પણ વિદ્વાનોએ ભૂલો ખાધી છે અને ગ્વાલિયરપતિનાં કેટલાંક કાર્યો પરમારવંશી અવંતિપતિનાં અને પરમારનાં કાર્યો પ્રતિહારી તરીકેનાં ગણાવી કાઢયાં છે.

જવાનો; માટે રાજી ખુશીથી સંમત થઈ જવું તે લાભપ્રદ ગણાશે એમ વિચારી તે પણ સંમત થઈ ગયો હોય. આ પ્રમાણે ત્રણે જણાએ એકઠા મળી વિક્રમસંવત[૨૦] ચાલુ કરી દીધો હોવો જોઈએ. આમ શરૂઆત થયા પછી પણ, થોડા સમય સુધી તો જૂનો સંવત–માલવ સંવત–ભૂલચૂકથી વપરાઈ ગયો કદાચ દેખાતો હશે (એવું તો આ વર્તમાન કાળે પણ કયાં નથી બનતું દેખાતું ? જેમકે, સ્ટાન્ડર્ડટાઇમ જ્યારે પ્રથમપ્રથમ શરૂ થયો ત્યારે તો જૂનો અને નવો ટાઇમ, એમ ગોટાળે ચઢી જતા હતા; જે આપણને જાણીતી વાત છે.) પણ પછી થોડો કાળ ગયે, નવા સંવતની વપરાશ થતાં અને તેમ કરવાની ધાટી બેસી જતાં, મૂળનો જે વિક્રમસંવત્સર હતો તેનીજ વપરાશ સર્વથા ચાલુ થઈ ગઈ છે; જે પ્રથા અદ્યાપિ પર્યંત પણ ચાલુ જ આવી છે.

વિક્રમ સંવતસરની અને માલવ સંવત્સરની ઉત્પત્તિ, ખીલવટ, તેમજ વચ્ચે અમુક સમય પર્યંત એકનો અભાવ અને બીજાની વિશેષતા, એમ જે બનતું[૨૧] દેખાયું છે, તે સર્વનો ઉકેલ મારી સમજમાં તો ઉપર પ્રમાણે આવ્યો છે અને તે પ્રમાણે મેં રજુ કર્યો છે. આ વિષય પરત્વે વિદ્વાનો પોતાના વિચારો જાહેર કરશે એવી વિનંતિ છે.

[તા. ક. વિક્રમસંવતનો વપરાશ અમુક વર્ષ સુધી ચાલીને જે બંધ થયો છે અને નવમી દશમી સદીમાં તેનું જે પુનર્દર્શન થયું છે તે વિષે કેટલાક વિદ્વાનો એમ પણ ધારે છે કે, માલવ સંવત અને વિક્રમ સંવત એકજ છે[૨૨] અને તેથી એવી કલ્પના ગોઠવી કાઢી છે કે "પૂર્વે હી યહ (માલવ) સંવતભી પહેલે, વિક્રમકે નામસે પહિચાના જાતા હોગા, પર લિખનેમે કેવલ 'સંવત' લિખા જાતા હોગા; ઔર જબસે શકસંવત, ગુપ્ત સંવત, આદિ અનેક સંવતોનો અપને વિશેષ નામોં કે સાથ લે લિયા હોગા, તબસે ઇસ માલવ સંવતનેભી માલવા કે પ્રસિદ્ધ રાજા વિક્રમાદિત્યકા નામ આપને સાથ લે લિયા હોગા"[૨૩] એટલે કે આ લેખક મહાશય એવી માન્યતા ધરાવતા જણાય છે કે વિક્રમ સંવત તો ઘણા પ્રાચીન કાળથી ચાલ્યો આવતો હોવો જોઈએ પણ તેની સાથે કેવળ 'સંવત' શબ્દજ લખાતો હોવાથી, જ્યારથી અન્ય સંવતો વપરાતા થયા અને તે સર્વેને ઓળખાવનારાં વિશેષણો, જેવાં કે ક્ષહરાટ, શક, ગુપ્ત, આદિ લગાડવામાં આવ્યાં ત્યારથીજ, મૂળથી વપરાતા વિક્રમસંવતને પણ 'માલવ' શબ્દ જોડવામાં આવ્યો સંભવે છે; કારણ કે આ સંવતનો સ્થાપક વિક્રમાદિત્ય તે 'માલવપતિ'જ હતો. આ પ્રમાણે તેમને દલીલ કરવાનું કારણ એજ છે કે તેમણે વિક્રમસંવત અને માલવ સંવતને એકજ ગણ્યા છે. જ્યારે વાસ્તવમાં તો તે બન્ને જુદાજ છે અને જુદાજ સમયે તથા જુદીજ વ્યક્તિઓએ તે પ્રવર્તાવ્યા છે. તે સઘળું વૃત્તાંત હવે આપણે સમજતા થઇ ગયા છીએ એટલે તે બન્ને સંવત્સરોના પ્રવર્તકો એકજ વ્યક્તિ હોવાનું મંતવ્ય આપણને અસ્વીકાર્ય થઈ પડે છે. વળી બીજી રીતે પણ તેમની માન્યતા ખોટી ઠરાવી શકાય તેમ છે. તેમનું ધારવું એમ થયું છે કે, અન્ય સંવત્સરોને જેમ વિશેષણો લગાડવામાં આવ્યાં છે તેમ આ વિક્રમસંવતને પણ, તેનો સ્થાપક માલવા દેશનો પ્રજાપતિ હોવાથી 'માલવ' નામનું વિશેષણ જોડવામાં આવ્યું છે. તો પછી પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, જેમ તેઓ માલવપતિ–એટલે અવંતિપતિ થયા છે તેમ તો ક્ષહરાટ, અને ગુપ્ત પ્રજાઓ ઈ. પણ અવંતિપતિ બન્યા

(૨૦) આનાં દૃષ્ટાંતો માટે ઉપરની ટી. નં. ૧૭ તથા પૃ. ૭૮ ટી. નં. ૫૫ જુઓ.

(૨૧) જ. બોં. બ્રે. રો. એ. સો. પુ. ૯, પૃ. ૧૪૫. The Vikrama Samvat does not, strange to say, appear to have been adopted till after the 10th century=કહેતાં આશ્ચર્ય થાય છે કે, દસમી સદી પૂરી થઇ ત્યાં સુધી વિક્રમ સંવતનો ઉપયોગ કરવાનું પસંદગી પામ્યું નહોતું. (પુરાવામાં ઉપરની ટી. નં. ૧૭ જુઓ. તથા પૃ. ૬૨ માંની ટી. નં. ૯ સાથે સરખાવો)

(૨૨) જુઓ ઇ. એ. પુ. ૧૯, પૃ. ૩૧૬.

(૨૩) ના. પ્ર. સભા પત્રિકા પુ. ૧૦, ભાગ ૪, પૃ. ૭૩૬ ટી. નં. ૧૦૮.

છે; ત્યારે એક અવંતિપતિએ 'ગુપ્તસંવત' બીજાએ 'ક્ષહરાટ સંવત' ત્રીજાએ 'વિક્રમ સંવત' ચોથાએ 'માલવ સંવત' ત્યારે વળી પાંચમાએ 'ચષ્ઠણ સંવત' એમ ભિન્નભિન્ન નામ આપી વિધવિધ રચના શા માટે કરી? જો સર્વે એકજ પ્રદેશના—માલવ દેશના—સ્વામી હતા તો તે સર્વએ એકજ સંવતને માન્ય રાખવો હતો. તેમજ જો તે સર્વે એકજ લક્ષણવાળા હોત, તો તે સંવત્સરોનો અને કાળગણનાનો સમય પણ એકજ રાખ્યો હોત. તે પ્રમાણે વસ્તુસ્થિતિ તો નજરે દેખાતી નથી. મતલબ કે, તેમણે ઉભાં કરેલાં અનુમાનો કેવળ કાલ્પનિક જ છે. બાકી દરેક સંવત સ્વયં એકબીજાથી ભિન્ન અને સ્વતંત્ર છે તથા આપણે સૂચવી ગયા પ્રમાણે જ તેમનો ઉદ્‌ભવ વિગેરે વસ્તુસ્થિતિ હશે એમ પ્રતિત થાય છે] આ પ્રમાણે 'માલવ સંવત'ની વિચારણા પૂરી થઈ. હવે તેવીજ અટપટી ધરાવનાર જે બીજો સંવત્સર 'શક' છે તે વિશે વિચારીએ.

### (આ) શક સંવત

ઉપરમાં તો માત્ર એકજ કારણ જણાવવામાં આવ્યું છે કે માલવસંવતની પેઠે શક સંવત પણ અટપટી ધરાવનાર હોવાથી તેની વિચારણા કરવી આવશ્યક લાગે છે. ઉપરાંત અન્ય વિશિષ્ટ કારણો પણ દેખાયાં છે. એક તો સ્વતંત્ર 'સંવત' તરીકેજ તે ઉદ્‌ભવ્યો છે. તદુપરાંત પહેલાના—માલવ સંવતના—કરતાં તે અતિ મોટું આયુષ્ય ભોગવતો અદ્યાપી પર્યંત મોજુદ રહ્યો છે. વળી તેનો શબ્દોચ્ચાર[૨૪] આકસ્મિક સંજોગો મળવાથી એવા પ્રકારનો બની ગયો છે કે, જે વિક્રમ સંવત્સરની ચર્ચા મુખ્યપણે આપણો વિષય બની રહ્યો છે તેના ઉપર તેનું આક્રમણ આવી પડે છે; ઉપરાંત આપણી વિવેચનની સમય મર્યાદામાં ન હોવા છતાં તેની અંદર ઘસડાઈ આવીને[૨૫] એક સ્વતંત્ર સંવત્સર કેમ જાણે પોતે ન હોય તેમ 'શક સંવત'ના નામથી પ્રવેશ કરી જાય છે.

'શક સંવત' એવા શબ્દોનો જ્યાં જ્યાં પ્રયોગ થયેલ વાંચવામાં આવ્યો છે ત્યાં ત્યાં સર્વ વિદ્વાનોએ તેનો ભાવાર્થ 'શક નામનો સંવત્સર' હોવાનોજ કર્યો દેખાય છે, એટલે જે ભાવાર્થમાં તે શબ્દવાળા

**શક શબ્દનો અર્થ**

દાનપત્રમાં તેના દાતાએ કે લેખકે (કોતરનારે) જે 'શક સંવત'નો ઉપયોગ કર્યો છે તેનો મેળ ખાય નહીં તે દેખીતું જ છે અને મેળ ન ખાય એટલે વિદ્વાનોએ સ્વ કલ્પાનુસાર તે માટેની દલીલો ઉભી કરી વાળી છે. આ વિષમતાનો ઊકેલ કરવા માટે પ્રથમ આપણે "શક સંવત" શબ્દના ભાવાર્થ કયા કયા હોઈ શકે તે વિચારી લેવા રહે છે તે નીચે પ્રમાણે જાણવા.

(૧) શક=સંવત, (The Epoch); એવા સામાન્ય અર્થમાં વપરાય છે પણ શક નામનો જ તેને સંવત્સર કહેવો એવા વિશેષ નામદર્શક સંવતના નામ માટે નહીં. એટલે કે it is used to denote "The Epoch, or the year, or the Era, in general but not the particular "Saka Era" itself : જેમકે

[૨૬]युधिष्ठिरो, विक्रम, शालिवाहनौ
ततो नृपः स्याद्विजयाभिनंदनः ।
ततस्तु नागार्जुन भूपतिः
कलौ कल्की षडेते शककारकाः स्मृताः ॥

In the Kali age, come Yudhisthir, Vikram and Shalivahan; afterwards will be the king Vijayabhinandan; then the king Nagarjun and the sixth Kalki. These six are stated to be the makers of Sakas or Eras=કલિયુગમાં, યુધિષ્ઠિર, વિક્રમ અને શાલિવાહન થશે; તે

(૨૪) 'શક' શબ્દનો અર્થ શું હોઇ શકે તે માટે આગળ વિવેચન કરવામાં આવ્યું છે તે જુઓ. એટલે આ ટીકા કરવાનો અર્થ સમજી જવાશે.

(૨૫) તેનો અર્થ કોઇક ઠેકાણે 'વિક્રમ સંવત' થઈ જાય છે અને તેથી ગુંચવાડો ઉભો થઈ જાય છે. તે લક્ષણ સૂચવવા માટેજ આ શબ્દો વાપરવા પડયા છે (તેનાં દૃષ્ટાંત માટે આગળ ઉપર જુઓ).

(૨૬) જુઓ. જ. બાં. બ્રે. રો. એ. સો. પુ. ૧૦ પૃ. ૧૨૮

બાદ વિજયાભિનંદન રાજા થશે; પછી રાજા નાગાર્જુન અને છઠ્ઠો કલકી. આ છએ શક અથવા સંવતના પ્રવર્તકો ગણાશે. આ પ્રમાણેના અર્થમાં તે શબ્દ વપરાયાના અનેક દૃષ્ટાંતો આપણને મળી પણ આવે છે. જેમાંનાં કેટલાંક પૃ. ૮૨ ઉપર ટી.નં. ૭૨માં આપણે આપ્યા પણ છે.

(૨) "શક" શબ્દ લખ્યા છતાં "વિક્રમ સંવત"ના અર્થમાં પણ તે શબ્દ વાપરવામાં આવે છે. તેનું દૃષ્ટાંત આપતાં સર કનિંગહામ જણાવે છે કે[૨૭]

"In the Saka year twelve hundred and seventy five called Chitrabhanu, in the light fortnight of Margashirsha, its fifth day and Saturday=ચિત્રભાનુ નામના ૧૨૭૫ના શક સંવતના વર્ષે, માર્ગશીર્ષના શુકલ પક્ષે, પંચમીના દિવસે અને શનિવારે" આ પ્રમાણે લેખના મૂળ શબ્દો છે. આમાં "શક સંવત" તેવા સ્પષ્ટ શબ્દ હોવાને લીધે અનેક વિદ્વાનોએ તેનો અર્થ શક સંવત્સર કરીને ૧૨૭૫ શક=ઈ. સ. ૧૩૫૩ (૧૨૭૫+૭૮=૧૩૫૩)ના વર્ષને ચિત્રભાનુ નામ હોવાનું જાહેર કર્યું છે. પણ તેઓના મતથી ભિન્ન પડતાં પોતે જણાવે છે કે "Nothing can apparently be clearer than this date which corresponds to A. D. 1353 and yet it is absolutly certain that the word Saka cannot be intended for Saka Era, as the name of Chitrabhanu, which is the 16th year of the Jovian Cycle, corresponds exactly with 1273 Vikramaditya=આ સમય જેની ગણત્રી કરતાં ઇ. સ. ૧૩૫૩ની સાલ આવે છે, તેના કરતાં વિશેષ સ્પષ્ટ બીજું નિવેદન હોઈ શકે નહીં. છતાં એ પણ તદ્દન સત્યજ છે કે "શક" શબ્દ તે "શકસંવત"ના ભાવાર્થમાં વપરાયો થીજ, કેમકે ચિત્રભાનુ તે બૃહસ્પતિ નક્ષત્રના ચક્રમાંનું સોળમું વર્ષ છે અને તે વિક્રમસંવત ૧૨૭૬માંજ આવેલું છે."એટલે કે આ પ્રસ્તુત ૧૨૭૫ના આંકને, શકસંવત્સરનો આંક લેખવો જોઇએ એમ પોતે જણાવે છે. વળી પોતાની માન્યતાનું સમર્થન કરતાં તેઓ સાહેબ તેજ પુસ્તકમાં તેજ પૃષ્ઠે ટી. નં. ૨૧માં દૃષ્ટાંત આપે છે કે, "I have since found an inscription dated in "Vikrama Saka"= "વિક્રમશક" એવા શબ્દમાં સમય દર્શાવતો એક શિલાલેખ મને તે પછી મળી આવ્યો છે." આ સર્વ કથનથી સ્પષ્ટ સમજાય છે કે, અહીં 'શક' શબ્દ જે છે તે શકસંવતના અર્થમાં વપરાયો નથી પણ 'વિક્રમશક' એટલે 'વિક્રમસંવત'ના અર્થમાં વાપરવામાં આવ્યો છે.

(૩) શક શાલિવાહન=શાલિવાહન રાજાનો શક[૨૮] અથવા સંવત; એટલે કે The Era founded by the king named Salivahan=શાલિવાહન નામના રાજાએ પ્રવર્તાવેલો સંવત; or it is used shortly as Saka so and so=અથવા તેને ટૂંકમાં એમ પણ જણાવાય છે કે, શક સંવત ફલાણો ફલાણો; દૃષ્ટાંતમાં જણાવીશું કે[૨૯] That the dates of the Western Kshatrapas are actually recorded in the years of the Saka Era beginning in 78 A. D. There can be no possible doubt=પશ્ચિમના ક્ષત્રપોએ જે સમયની નોંધ કરી છે તે ખરેખર શક સંવતના વર્ષોમાંજ કરી છે. અને તેની આદિ ઈ. સ. ૭૮ થી[૩૦]

(૨૭) જુઓ. સર કનિંગહામકૃત, બુક ઓફ એન્શન્ટ ઈરાઝ પૃ. ૨૧: તથા બેંગોલ એશિયાટિક સોસાઇટીના જરનલ નં. ૨૮ પૃ. ૪,૫ (ડૉ. હૉલ)

(૨૮) 'શક શાલીવાહન' નામનો પ્રયોગ વ્યાજબી છે કે કેમ, તથા તેનાં કારણ વિગેરે આગળ ઉપર પૃ. પમાં આપણે ચર્ચવાનાં છીએ તે જુઓ.

(૨૯) જુઓ કો. આં. રે. પ્રસ્તાવના પારિ. ૮૩; જ. રો. એ. સો. ૧૮૯૯ પૃ. ૩૬૫.

(૩૦) પશ્ચિમના ક્ષત્રપોએ જે શક ચલાવ્યો છે તેની આદિ ઇ. સ. ૭૮ થી વિદ્વાનોએ માની છે. પણ તે તેમ

થાય છે. તે વિષે કોઈ પણ જાતનો શક ઉઠાવી શકાય તેમ નથી."

(૪) "શક સંવત" એટલે શક પ્રજાએ ચલાવેલો સંવત અથવા શક પ્રજાને જે માન્ય હતો તેવો સંવત- "It may mean, the Era of the Saka nation themselves, or the Era used by the nation who call themselves Sakas. e. g. "But whatever their nationality may have been, it seems extremly probable that in later times, they ( western kshatrapas ) are actually called "Sakas" and it may be suggested that the name which was generally accepted at a later date for the era used by them, may not have been derived from the fact that, it was originally founded by a Saka king, as is generally assumed but from the fact that, it became best known in northern India, as the era which was used for so long a period by these Saka kings ( Saka–Nrupa–kala )= તેઓ[૩૧] ગમે તે જાતની પ્રજા હોય, છતાં એટલું સોવસા ચોક્કસજ છે કે, તેઓ (ચષ્ઠણવંશી ક્ષત્રપો)તે આગળ જતાં શક તરીકેજ[૩૨] ખરેખર રીતે ઓળખવામાં આવ્યા છે. અને (તેથી) એમ સૂચન કરી શકાશે, કે જે શકનો તેઓ સામાન્ય રીતે ઉપયોગ કરતા હોવાનું મનાયું છે, તેનું નામ જેમ સાધારણ રીતે ધારવામાં આવે છે કે તેનો મૂળ સ્થાપક શક રાજા હતો તેથી તેને શક સંવત કહેવાય; એમ ભલે ન બન્યું હોય, છતાં એટલું તો સત્ય છે જ, કે આ શક રાજાઓએ ઘણો લાંબો કાળ ઉત્તર હિંદમાં તેને વાપર્યે રાખ્યો હતો, તેથી તે નામ પડી ગયું હોય". એટલે તેમના કહેવાની મતલબ એ છે કે, ચષ્ઠણ ક્ષત્રપવાળી પ્રજાને શક કહેવાઈ છે અને તેથીજ, તેમણે જે શક સંવતનો ઉપયોગ કર્યો છે, તેનું નામ શકસંવત છે. આ શકસંવતના અર્થ બે રીતે થઈ શકે છે. એક તો શકરાજાએ સ્થાપેલ સંવત અને બીજો અર્થ, શક પ્રજાએ ઘણો લાંબો કાળ જે સંવતનો વપરાશ કર્યે રાખ્યો હતો તેવો સંવત. આ બે અર્થમાંથી બીજો વધારે સંભવિત હોય એમ તેમનું મંતવ્ય થતું જાય છે. ગમે તે અર્થમાં ઘટાવો પરંતુ તેને શક પ્રજાની સાથે સંબંધ છે એમ કહેવાની મતલબ છે.

(૫) 'શક–નૃપ–કાલ' એવો શબ્દ પણ વાંચવામાં આવે છે.[૩૩] આ શબ્દનો પદચ્છેદ કરતાં તેમાં કયા કયા અર્થ સમજી શકાય તેમ છે તે તપાસવાની જરૂર છે. તેમાં ત્રણ શબ્દનો સમાસ થયો દેખાય છે. એટલે ત્રણ અર્થ સામાન્ય રીતે તેમાંથી નીપજાવી શકાશે; (અ) શકનૃપ–કાલ (બ) શક–નૃપકાલ (ક) અને શક–નૃપ–કાલઃ તે ત્રણે શબ્દો એક પછી એક લઇએ. તેમાંનો (અ) પ્રથમ શકનૃપ–કાલ; એટલે કે શકપ્રજાનો જે રાજા છે તેનો સંવત; પછી તે રાજા પોતે શક હોય કે ન પણ હોય. વધારે સંભવિત એમ દેખાય છે કે તે પોતે શક જાતિનો નહોતો જ

---

નથી. તેની ચર્ચા આ પુસ્તકમાં નવમા અંડે કરવામાં આવશે. અહીંનો શક શબ્દ તે સંવત્સરના ભાવાર્થમાં વપરાયો છે એટલું બતાવવા પુરતુંજ આ દૃષ્ટાંત છે અને તે સત્ય છે એમ સમજવાનું છે.

(૩૧) જુઓ કો. આં. રે. પારિ. ૮૪.

(૩૨) આ ચષ્ઠણક્ષત્રપોને વિદ્વાનોએ શક તરીકે ઓળખાવ્યા છે. પણ ખરી રીતે તેઓ શક નથીજ. તેનો આપણે પુ. ૩માં અવાર નવાર ઉલ્લેખ કરી ગયા છીએ (જુઓ નહપાણના વૃત્તાંતે)પણ વિશેષ અધિકાર આગળ ઉપર ચષ્ઠણની હકીકતે લખવામાં આવશે. છતાં અત્રે શક તરીકે વિદ્વાનોનું કથન જે મેં અંગીકાર કર્યું છે તે એટલા માટે કે અહીં તે સઘળા રાજાઓની જાતિ વિશેની ચર્ચા કરતી નથી તેથી જ અહીં તો 'શકનૃપકાળ' શબ્દનીજ ચર્ચા થાય છે માટે અંગીકાર કરવામાં કાંઇજ ફેરફાર થઇ જતો નથી.

(૩૩) ઉપર ટાંકેલુંજ વાક્ય જુઓ.

=the king of the Saka nation; meaning he is the king of the Saka people but it does not encessary follow that he himself is a Saka; rather it clearly denotes that he himself was not a Saka; અને કાલ=time. એટલે આખાયે સમાસનો અર્થ એ થશે કે, During the time of the king, who ruled over the Sakas = શક પ્રજા ઉપર જે રાજાનું રાજ્ય સ્થાપિત થયું હતું તેવા રાજાના રાજ્ય અમલે–ઈ. ઈ. (બ) શક–નૃપકાલ તેમાં શક તે રાજાનું વિશેષણજ છે. એટલે જે રાજા પોતેજ શક જાતિનો હતો તેના રાજ્ય અમલે એવો અર્થ થશે=it means, he himself was a Saka; પણ જે પ્રજા ઉપર તેનું રાજ્ય ચાલતું હતું, તે પ્રજા શક હોય વા ન પણ હોય. બલ્કે નહોતી એવોજ ભાવાર્થ નીકળી શકે છે=but it is not necessary that the subjects, over whom he ruled, were also the Sakas and not others; or probably they were not the Sakas. (ક) શક–નૃપ–કાલ : તેમાં શક=સંવત the Year; નૃપ = રાજા the King અને કાલ= સમય the reign. એટલે તે આખા સમાસનો અર્થ એમ કરી શકાય કે તે રાજાના રાજ્ય અમલના અમુક વર્ષે–આવા ભાવાર્થવાળો થશે=in so many years of the king's reign અથવા સામાન્ય રીતે ઈતિહાસમાં જે એમ જણાવવામાં આવે છે કે, તે રાજાનો રાજ્યાભિષેક થયા બાદ અમુક વર્ષે=or what we generally find mentioned as, in so many years after his coronation. આ પ્રમાણે આ શબ્દના છૂટાછૂટા ભાગ પાડીને વિવિધ રીતે ગોઠવવાથી ત્રણ પ્રકારના વિવિધ અર્થ થઇ શકે છે.

ઉપરના સર્વે કથનને ટૂંકમાં ગુંથીએ તો 'શક' શબ્દના આ પ્રમાણે અર્થ થયા કહી શકાશે (૧) શક નામનો સંવત્સર [જુઓ નં. ૩]. (૨) શક નામની આખી પ્રજા [જુઓ નં. ૪ તથા નં. ૫ (અ) ]. (૩) પોતે જાતેજ શક હોઇ શકે [જુઓ નં. ૫ (બ) ]. (૪) શક એટલે સામાન્ય રીતે કોઈ પણ સંવત [જુઓ નં. ૧]. (૫) માત્ર 'વર્ષ'ના ભાવાર્થમાં [જુઓ નં. ૫ (ક) ] અને (૬) કવચિત્ વિક્રમ સંવત જેવા અર્થમાં [જુઓ. નં. ૨].

ઉપર પ્રમાણે શક શબ્દના જ્યારે છ છ જેટલા અર્થ નીકળી શકે છે, ત્યારે તે શબ્દ લખવામાં લેખકનો શું આશય રહેલો હોવો જોઈએ તે બરાબર રીતે સમજવામાં કેટલી મુંઝવણ થવાનો તથા તેને લીધે ભૂલ ખાઇ જવાનો તેમજ ભાવાર્થ સમજવામાં કેવો અનર્થ થઈ જવાનો સંભવ છે તેનો આપણને સહજ ખ્યાલ આવી શકે છે.

આટલે દરજ્જે તેનો અર્થ વિચાર્યા પછી હવે તેની સ્થાપનાનો વિષય હાથ ધરીએ. તેના બે ભાગ પાડી શકાશે. એક તેનો કર્તા અને બીજો તેનો સમય. પ્રથમ આપણે તેના કર્તા=સ્થાપક વિશે વિચાર કરી લઇએ. પછી સમયનો મુદ્દો વીચારીશું.

**તેનો સ્થાપક કોણ હોઇ શકે?** ઉપર જણાવેલ છ અર્થ ઉપરથી તેના સ્થાપક વિશે કાંઇ ખ્યાલ બાંધી શકાય તેમ છે કે કેમ તે મુદ્દો છણી લઇએ. છમાં નં. ૨ અને ૩, શક નામની પ્રજા અને તેના રાજા સાથે સંબંધ ધરાવે છે. નં. ૧ અને નં. ૪ કોઇ વિશિષ્ટ કે સામાન્ય સંવત સાથે સંબંધ રાખે છે. જ્યારે નં. ૫ માત્ર વર્ષ સૂચક જ શબ્દ છે અને નં. ૬ વિક્રમ સંવતને સ્થાને વપરાતો શબ્દ છે. નં. ૬ બાબતમાં તો આપણે અત્રે કાંઇ વિચારવાનું રહેતું જ નથી કેમકે તે ગત પરિચ્છેદે વિસ્તારથી ચર્ચી લીધો છે. તેમ નં. ૫ ને સ્પર્શ કરવો નિરૂપયોગી છે. તે બે બાદ થવાથી પ્રથમના ચાર અર્થનીજ તપાસ કરવી રહે છે. તેમાંથી નં. ૨ અને ૩ ના અર્થ, શક જાતની પ્રજા અને રાજા સાથે સંબંધ ધરાવતા જણાવ્યા છે. તેનો વિચાર કરવો કાંઈક સુતર છે. કેમકે પુ. ૩ માં હિંદ ઉપર ચડી આવેલા જે પરદેશી આક્રમણકારોનું વર્ણન આપણે કરી ગયા છીએ, તેમાં શક નામની એક પ્રજા પણ હતી એટલે તેની ખાત્રીપૂર્વક માહિતી આપણને પ્રાપ્ત

થઈ ગઈ છે; જેથી તેની વિચારણા નિશંકપણે કરી શકાય તેમ છે. તેમના વૃત્તાંતે સાબિત કરી ગયા છીએ કે, તેમના બે વિભાગ પાડી શકાય તેમ છે. એક શક, અને બીજો હિંદીશક. તેમાંયે શકપ્રજાનું રાજ્ય માત્ર ૭-૭॥ વર્ષ[૩૪] ચાલ્યું છે અને હિંદી-શકપ્રજાનું ૨૨ વર્ષ[૩૫] ચાલ્યું છે. એટલે આવા ટૂંક સમય સુધી રાજ કરી ગયેલી પ્રજા કે તેમનો કોઈ રાજા કાંઇ એવા પ્રભાવવંતા હોઇ ન શકે, કે જેથી તેનો સંવત્સર સ્થાપન થયો હોય, તેમજ તેમના સમય બાદ પણ ઘણો ઘણો લાંબો કાળ ચાલતો રહ્યો હોય. એટલે તે અર્થવાળી સ્થિતિને પણ આપણે વર્જી દેવીજ રહે છે. છતાં એક હકીકતને પણ આપણે ખ્યાલમાં લેવી ઘટે છે, કે આગળ વર્ણવાઈ ગયેલા શક અને હિંદી શકનો સમય માત્ર ઇ. સ. પૂ. ના સમયનો છે. પણ કોઇ શકપ્રજા તે બાદ કાં થવા ન પામી હોય અને તેમણે પોતાના નામે શક ચલાવ્યો હોય ? વળી એક બીજી બીના ધ્યાનમાં લેવી રહી જાય છે. પુ. ૩ માં જે પરદેશીઓને આપણે ક્ષહરાટ પ્રજાના શાસકો-જેવાકે ભૂમક, નહપાણ, રાજુવુલ, સોડાષ, લીઅક અને પાતિક-તથા ઈન્ડોપાર્થીઅન્સ પ્રજાના રાજકર્તાઓ-જેવાકે મોઝીઝ, અઝીઝ પહેલો, અઝીલીઝ, અઝીઝ બીજો અને ગોંડોફારનેસ-લેખાવ્યા છે છે તેમને અનેક ઇતિહાસકારોએ શક તરીકે ગણી લીધા છે. તો તેવી ગણત્રી પણ નજર બહાર જવા દેવાની જરૂર નથી. કેમકે, તેઓએ પોતા પાસે અનેક વસ્તુઓ ઉપલબ્ધ ન થયાને લીધે, ભલે ગલતી કરી નાંખી હોય, છતાંએ જ્યારે આપણે સંશોધન કરી નગદ સત્યજ તારવી કાઢવાને પ્રયાસ કરી રહ્યા છીએ, ત્યારે જરા જેટલી પણ બાતમી પાછળથી મળી રહી હોય, તો તેની અવગણના કેમ કરી શકીએ ? આ બે હકીકતોનો વિચાર કરી લેવાય, તો પછી માત્ર નં. ૧ અને નં. ૪ વાળા અર્થનીજ વિચારણા કરવી રહેશે. તે સ્થિતિએ પહોંચીએ તે પૂર્વે, ઉપરની બે હકીકતો ઉપર દૃષ્ટિપાત કરી લઇએ.

ઈ. સ. પૂ. બાદ અને આ પુસ્તકના સમયની મર્યાદાની વચ્ચેના કાળમાં, પ્રથમમાં જો કોઇ શક કે તેવી પરદેશી પ્રજા રાજસત્તા ઉપર આવવા પામી હોય, તો તેમાં આપણે કુશાનવંશ અને ચષ્ઠણવંશવાળાજ લેખાવી શકાય તેમ છે. આ બન્ને રાજવંશનાં વૃત્તાંતો આપણે આગળ આપવાના છીએ; એટલે અત્રે તો માત્ર એટલુંજ જણાવી દઈશું કે તે બેમાંથી કોઇને પણ શક તરીકે ઓળખાવી શકાય તેમ નથી. છતાં કેટલાક વિદ્વાનોએ, ક્ષહરાટ અને ઈન્ડોપાર્થીઅન્સમાંના શાસકોને જેમ શક માની લીધા છે, તેમ આ બે વંશના રાજકર્તાઓને પણ શક માની લીધા છે. એટલે બીજી હકીકતનો વિચાર પણ આપણે કરવો રહે છે. આ સર્વ ભૂલ ભરેલા ખ્યાલના નિરસનની વિચારણા પ્રથમ કરી લેવી પડશે. તે માટે ભિન્નભિન્ન વિદ્વાનોનાં મંતવ્ય તપાસી જવાં પડશે.

ઈં. એ. ના પુ. ૩૭ માં પૃ. ૩૩ ઉપર સર્વ સામાન્ય મત એવો રજુ કરાયો છે કે "Prof. Oldenburg put forth the statement that Kanishka founded the Saka Era and this theory has been generally accepted by the majority of Oriental scholars = કનિષ્કે શકસંવત સ્થાપ્યો હતો તેવી કલ્પના પ્રૉ. ઓલ્ડનબર્ગે રજુ કરી હતી અને તેને પ્રૌર્વાત્ય વિદ્વાનોમાંના મોટા ભાગે સામાન્ય રીતે માન્ય રાખી છે." આ કથનને મળતોજ, પરંતુ વિશેષ સ્પષ્ટીકરણ બતાવતો જે અભિપ્રાય એક વિદ્વાને આ બાબતમાં અન્ય સંશોધકોના અને વિશારદોના કથનનો અભ્યાસ કરી, તેમાંથી સારરૂપે કાઢયો છે, તે તેમણે નીચેના શબ્દોમાં વ્યક્ત કર્યો છે[૩૬]:-શકસંવત, કોઇ લોકો (૧) તુરૂષ્ક એટલે કુશન વંશી રાજા કનિષ્કનો જુઓ (તેમનું પુ. ૧. પૃ. ૩), (૨) ક્ષત્રપ નહપાણનો (૩) શકરાજા વેન્સફીનો અથવા

(૩૪) જુઓ આ પુસ્તકે ઉપરમાં પૃ. ૧૫.
(૩૫) જુઓ પુ. ૩. પૃ. ૪૦૫ની વંશાવળી.

(૩૬) જુઓ ભારતનો પ્રાચીન રાજવંશ ભાગ ૧, પૃ. ૫.

(૪) શકરાજા અય–અજ (Aziz) નો પ્રચલિત થયેલ માને છે. બારીક તપાસ કરતાં આ ચારે વસ્તુસ્થિતિ અસંભવિત છે; કેમકે નં. ૧ વાળા કુશાનવંશીઓ પોતે શકપ્રજા નથી તે હકીકત આપણે આગળ ઉપર સાબિત કરી આપીશું. તેમ નં. ૨ નો ક્ષત્રપ નહપાણ પોતે ક્ષહરાટ હતો એટલે કે શક નહોતોજ. વળી નં. ૩ વાળા વેન્સકી બાબતમાં જણાવવાનું કે, પ્રથમ તો આવું નામજ ઇતિહાસમાં આપણે સાંભળ્યું કે વાંચ્યું નથી. એટલે તેની સત્યાસત્યતાનું તોલ કરવાનું અશકય છે. પણ તેમનો હેતુ વીમાકડફસીઝને ઉદ્દેશીને કહેવાનો સમજાય છે.અને તેમજ હોય તો તે કુશાનવંશી છે. એટલે તે સંબંધી સ્થિતિ ઉપરના નં. ૧માં જણાવ્યા પ્રમાણે સમજી લેવી. જ્યારે નં. ૪ વાળા અઝીઝ વિશે પુ. ૩માં આપણે સ્પષ્ટ કરી બતાવ્યું છે, કે તે ઇન્ડો પાર્થીઅન હતો; અને તેણે કોઈ પણ શક ચલાવ્યો જ નથી. મતલબ કે તેમણે દોરેલા આ આબાએ દોહનના ચારે મુદ્દા અસત્ય ઠરે છે. આ ઉપરાંત પ્રાચીન ઇતિહાસમાં રસ લેતા અન્ય વિદ્વાનોના અભિપ્રાય પણ આપણે સ્વતંત્ર રીતે વિચારી લઈએ. સર કનિંગહામનો મત પણ એમજ છે, કે શક સંવત કુશાનવંશી કનિષ્કે સ્થાપ્યો છે જ્યારે મિ. વિન્સેન્ટ સ્મિથ તેમનાથી ભિન્ન પડતાં જણાવે છે કે[૩૭] "I do not affirm as a fact that the Saka Era of A. D. 78 was established by Kanishka=ઇ. સ. ૭૮ વાળો શકસંવત કનિષ્કે સ્થાપન કર્યો હતો તે હકીકત સત્ય તરીકે હું સ્વીકારતો નથી." આ વાકયમાં સમાયલી બીજી હકીકત સાથે આપણે અહીં નિસ્બત નથી; એટલે તેની ચર્ચામાં ઉતરીશું નહીં. પણ મિ. સ્મિથના કથનમાંથી એટલુ તો ફલિત થાય છે જ કે, રાજા કનિષ્ક પોતે શક નહીં જ હોય. આ પ્રમાણે વિદ્વાનોનાં રજુ કરેલાં મંતવ્યો ઉપરથી આપણે જોઈ શકયા છીએ, કે તે સઘળાઓ શકસંવતના કર્તા તરીકે કુશાનવંશી રાજાઓને માને છે ખરા, પણ તેઓ જાતે શક હોય કે નહીં, તે માટે શંકાવાળા હોઇને, ગોળગોળ શબ્દોમાં કથન કરી રહ્યા છે. જ્યારે મિ. રૅપ્સન નામનો વિદ્વાન તો સાફસાફ શબ્દોમાં સંભળાવી દે છે કે[૩૮] "One of the main objections brought against the...theory, that is Saka Era was founded by Kanishka was that, Kanishka was ,not a Saka but a Kushan=શકસંવતનો સ્થાપક કનિષ્ક છે તે મુદ્દાની વિરૂદ્ધ જતુ સૌથી મુખ્ય કારણ તો એ છે કે, કનિષ્ક પોતે શક નથી પણ કુશાન છે." એટલે તેમની દલીલ એ છે કે, કનિષ્ક પોતે કુશાન હોવાથી તેને શકસંવત (શકપ્રજા કે શકરાજા તરફથી પ્રચારમાં મૂકેલ એવા સંવત)ના પ્રચારક તરીકે કબૂલ રાખી ન શકાય. [ મારૂં ટીપ્પણ–યાદ રાખવાનું કે તેમણે આ વાંધો શકસંવત એટલે શકપ્રજાનો સંવત્સર કે શકરાજાએ ચલાવેલ સંવત્સર. તેવા ભાવાર્થમાં તેનો સ્થાપક કનિષ્ક હોઈ ન શકે તે ખાતર રજુ કર્યો છે, નહીં કે શકનામના કોઈ વિશિષ્ટ સંવત્સરના સ્થાપક તરીકે; એટલે કે શક શબ્દનો જે નં. ૧નો અર્થ થાય છે તે ભાવાર્થમાં કે, શક એટલે કોઈ સામાન્ય રીતે સંવત ગણાય તેવા નં. ૪ વાળા ભાવાર્થમાં ] આ પ્રમાણે શક શબ્દના જે છ અર્થ થાય છે તેમાંના નં. ૨, ૩ અને ૫, ૬ વર્જી નાંખવા ઠર્યા; એટલે પછી નં. ૧, અને ૪ રહ્યા. તેમાં તો શક નામનો સંવત્સર કે શક એટલે કોઈ સામાન્ય સંવત એવાજ અર્થ થાય છે; અને તે તો ચોક્કસ દેખીતુંજ છે કે, આ સમયે કોઈક સંવત્સર આ કુશાનવંશી કે ચષ્ટણવંશી રાજાઓએ ગતિમાં મૂકયો જ હતો. [ જુઓ ઉપરમાં તથા આ પુસ્તકમાં તે વંશના વૃત્તાંતમાં–પછી તે ઇ. સ. ૭૮ વાળો સંવત છે કે અન્ય છે અથવા કોઈ બીજા શકને મળતો છે, તે વસ્તુ ન્યારી છે. તેમણે એક સંવત ચલાવ્યો છે એટલું તો સત્ય છે જ ] એટલે સર્વ દલીલ અને ચર્ચાનું પરિણામ એ આવ્યું ગણાશે કે, કુશાનવંશીઓએ અથવા ચષ્ટણવંશીઓએ ઉત્તર હિંદમાં કોઈક સંવત ચલાવ્યો હતો. તેને શક એટલે સંવત એવા

(૩૭) જુઓ અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૫૪.

(૩૮) જુઓ કે. આં. રે. પારિ. ૯૫.

સામાન્ય અર્થમાં, અથવા તેનું નામજ શકસંવત એવા વિશિષ્ટનામથી સંબોધી શકાશે–પણ શકપ્રજાએ કે શકરાજાએ ચલાવેલ સંવત એવો અર્થ તો તેનો થતોજ નથી. આ પ્રમાણે ઉત્તર હિંદમાં (નહીં કે દક્ષિણ હિંદમાં) પ્રવર્તી રહેલ શકસંવતના સ્થાપક વિશેનો વિવાદ પૂરો થઇ રહ્યો. જ્યારે દક્ષિણ હિંદમાં જે શક-સંવત વપરાતો નજરે પડે છે, તેના સ્થાપક વિશેની તપાસ, દક્ષિણ હિંદ ઉપર સામ્રાજ્ય ભોગવતા અંધ્રપતિઓનું વર્ણન કરવાના છીએ, ત્યારે તે ઠેકાણે કરીશું. આ કથનથી એમ પણ સમજાશે કે શકસંવત બે જાતના; પણ તે બન્ને એકજ છે, કે ભિન્ન ભિન્ન, તે આપણે નીચેના પારિગ્રાફમાં સાબિત કરીશું. હવે તેના સમયને લગતો મુદ્દો અથવા અન્ય જે કાંઈ વિશિષ્ટતા છે તે વિચારીએ.

**તેના સમય તથા અન્ય વિશિષ્ટતાઓ**

સામાન્ય રીતે જ્યાં જ્યાં "શકસંવત" એવા શબ્દ ઉચ્ચારાય છે કે વાંચતાં વાંચતાં નજરે પડે છે, ત્યાં ત્યાં તુરત જ, દક્ષિણ હિંદમાં પ્રવર્તી રહેલ શકસંવતજ આપણી દૃષ્ટિમાં તરવરતો દેખાય છે. તે શક સંવત વિશેષપણે વૈદક મતાનુયાયીઓ વાપરતા જણાય છે. તેમના ગ્રંથાનુસાર[૩૯]આ શકસંવત અને વિક્રમસંવતની વચ્ચેનું અંતર ૧૩૫ વર્ષનું ગણાય છે. અને વિક્રમસંવત તથા ઇસ્વીસન વચ્ચે, આપણે સઘળા જાણીએ છીએ તે મુજબ, ૫૭ વર્ષનું અંતર છે. એટલે આ ત્રણ પ્રકારના સંવતોમાં પ્રથમ વિક્રમસંવત છે. તેનો સમય ઇસ્વીની પૂર્વે ૫૭ વર્ષનો હોવાથી ઇ. સ. પૂ. ૫૭માં તેનું ચલણ થયું હતું એમ[૪૦] કહી શકાય છે. તે બાદ ઇસુભગવાનના સ્મરણમાં ચલાવાયલો સંવત જેને આપણે ઇસ્વીસનના નામથી ઓળખી રહ્યા છીએ તે, અને સૌથી છેલ્લો શકસંવત ચાલુ થયો છે એમ કહેવાય. એટલે તેનો સમય ૧૩૫–૫૭=ઇ. સ. ૭૮ કહી શકાય. મિ. રેપ્સન પણ ઠીકજ કહે છે કે,[૪૧] The years of the Saka Era, bginning in A. D. 78. There can be no possible doubt=શકસંવતનો પ્રારંભ ઈ. સ. ૭૮માં થયો છે. તે વિશે લેશપણ શંકા નથી.[૪૨] જૈનગ્રંથોમાં પણ તેજ મતલબનું લખાણ મળી આવે છે કે[૪૩] "વીર નિર્વાણ-થી ૬૦૫ વર્ષ અને ૫ માસ બાદ શકરાજા હોઇગા." બીજા ગ્રંથોમાં પણ તેજ આશયનું કથન છે.[૪૪] યતિ રૂષભના સમયે નીચે પ્રમાણે ત્રણ માન્યતા પ્રવર્તતી હતી.

(૧) વીરનિર્વાણથી ૯૭૮૫ વર્ષ ૫ માસે શકરાજા હુઆ
(૨) ,, ૧૪૭૯૩ ,, ૫ ,, ,,
(૩) ,, ૬૦૫ ,, ૫ ,, ,,

આ માન્યતામાં દર્શાવેલા પ્રથમના બે રાજા સાથે હાલ આપણે નીસ્બત નથી તેથી તે ઉપર વિચાર કરવાનું છોડી દઈશું. જ્યારે ત્રીજાના સંબંધમાં જે ૬૦૫ વર્ષ લખ્યાં છે તે 'વીરનિર્વાણ'થી ગણવાનું ચોખ્ખું કથન છે. અને વીરનિર્વાણનો સમય વિક્રમ સંવત પૂર્વે ૪૭૦ અથવા ઈ. સ. પૂ. ૪૭૦+૫૭=૫૨૭ મનાયો છે.[૪૫]એટલે તે હિસાબે ગણતાં ૬૦૫–૪૭૦ =૧૩૫ વિક્રમસંવતના અને ૬૦૫–૫૨૭=૭૮ ઈ. સ. આવી રહે છે. અને ઉપર વૈદિકગ્રંથોના આધારે પણ તેજ સમય બતાવાયો હોવાનું આપણે જણાવ્યું છે, મતલબ એ થઇ કે, વૈદિકમતથી, જૈનમતથી, તેમજ વર્તમાન વિદ્વાનોની માન્યતાથી, શકસંવતની સ્થાપનાનો

(૩૯) જુઓ રાસમાળા, પ્રથમ પરિ. ટી. નં. ૨.

(૪૦) જુઓ વિક્રમસંવતવાળો પરિચ્છેદ તથા વિક્રમાદિત્ય રાજાનું વૃત્તાંત.

(૪૧) જુઓ કો. આં. રે. પારિ. ૮૩: તથા જ. રો. એ. સો. ૧૮૯૯ પૃ. ૩૬૫.

(૪૨) ધ્યાનમાં રાખવાનું છે કે આ કથન તેમણે સર્વ વિદ્વાનોનું જે સામાન્ય મંતવ્ય છે તેને અનુલક્ષીને કર્યું છે; સામાન્ય મંતવ્ય એ છે કે, ઉત્તર હિંદનો અને દક્ષિણ હિંદનો શકસંવત એકજ છે.

(૪૩) ના. પ્ર. પત્રિકા પુ. ૧૦ અંક ૪, પૃ. ૭૨૨–૨૩; નેમિચંદ્રજીનો તિલોકસાર તેમજ યતિરૂષભદત્તનો તિલોયપન્નતિ.

(૪૪) ના. પ્ર. પુ. પત્રિકા પુ. ૧૦, અંક ૪, પૃ. ૭૩૨ ટી. નં. ૪.

(૪૫) જુઓ પુ. ૨, પરિ. ૧.

સમય ઈ. સ. ૭૮=વિક્રમસંવત ૧૩૫=મ. સં. ૬૦૫માં મનાયો છે. અને સર્વે એકમત છે, એટલે વિશેષ ચર્ચાની તે માટે જરૂર રહેતી નથી. આ તો દક્ષિણહિંદમાં ચાલી રહેલ શકસંવતની વાત થઇ. પણ ઉત્તરહિંદમાં ચાલી રહેલ શકસંવતની તેજ સ્થિતિ હતી કે કેમ તે આપણે હજુ તપાસવું રહે છે.

ગત પારિગ્રાફમાં ઉત્તરહિંદના શકસંવતના સ્થાપકની ચર્ચાની અંતે આપણે એટલુંજ સાબિત કરી શકયા છીએ, કે તે કુશાનવંશીઓએ કે ચક્ષ્ણવંશીઓએ ચલાવ્યો હતો, તથા એટલું જણાવવા પુરતીજ માત્ર નોંધ કરી છે કે 'શકસંવત' એ જાતના (ઉત્તર હિંદનો અને દક્ષિણ હિંદનો) છે. પણ તે બન્ને એકજ હતા કે ભિન્નભિન્ન તે પુરવાર કરવાનું વિશેષપણે હવે પછી તે રાજાઓનાં વૃત્તાંત લખવા ઉપર છોડી દીધું છે. જ્યારે પુ. ૩, પૃ. ૩૮૧ના ટી. નં. ૪૬માં તો તેનો સમય ઈ. સ. ૭૮ નહીં પણ ઇ. સ. ૧૦૩ છે, એમ સાફસાફ નિર્દેશ પણ કરી દીધો છે. એટલે આ પ્રમાણે જો દક્ષિણ હિંદના સંવતનો સમય ઇ. સ. ૭૮ હોય અને ઉત્તર હિંદના સંવતનો સમય ૧૦૩ નોજ હોય-સાબિત થાય-તો તો સ્પષ્ટજ કહી શકાય કે બન્ને શકસંવત એક બીજાથી ભિન્નભિન્ન જ છે; અને ભિન્નભિન્ન ઠરે એટલે તે બન્નેના સ્થાપક પણ ભિન્નભિન્નજ કહેવાશે. પરંતુ જ્યાં સુધી આપણે તે મુદ્દો, પ્રમાણો આપીને પુરવાર કરી આપવા જેટલા સ્થાને પહોંચ્યા નથી, ત્યાં સુધી પુ, ૩, પૃ. ૩૮૧ ની ટી. નં. ૪૬ માં આપેલ માત્ર નિવેદન ઉપરજ અવલંબન રાખીશું. છતાં તે બાબત ઉપર પ્રકાશ પાડતું એકાદ કિરણ, જે અત્ર વર્ણવવા યોગ્ય લાગે છે તે જણાવીશું. ડૉ. કીલ્હૉર્ન નામના એક વિદ્વાનના અસલ શબ્દો ટાંકીને એક લેખકે જણાવ્યું છે કે[૪૧] "According to Dr. Kielhorn himself, the solar month is also used in Saka dates (first appears so late as in the year 944=A. D. 1022)......It may be said that the use of the lunar month -dates in Saka-era, is the result of its long residence in southern India, and that the use of the solar month -names, is the result of its northern & civic origin; or may it not be that the Buddhists of the earlier centuries of the Christian era used solar months in the reckonings, while the Brahmins used the lunar months, as their religious ceremonies and festivals are always connected with Tithis & Pakshas=ડૉ. કીલ્હૉર્ને પોતે નોંધ કરી છે કે શક સંવતની તવારીખમાં, સૌર્ય માસ[૪૭] પણ વપરાયો છે. (તેવા પ્રકારનું પ્રથમ દર્શન ઠેઠ વિક્રમ સં. ૯૪૪ =ઇ. સ. ૧૦૨૨માં માલમ થાય છે[૪૮]). એમ કહી શકાય કે, શક સંવતમાં ચાંદ્રમાસની પદ્ધતિથી જે તારીખો લખવામાં આવે છે, તેનું કારણ દક્ષિણહિંદમાં ઘણા લાંબા કાળથી તે વપરાશમાં છે તેને લીધે છે. જ્યારે સૌર્ય માસનાં નામો નજરે પડે છે, તે ઉત્તર હિંદમાં તેનું અસલ સ્થાન છે તેનું પરિણામ છે. અથવા એમ શું બનવા યોગ્ય નથી કે, ઇસુના

(૪૬) જુઓ. ઈ. એ. પુ. ૩૭ પૃ. ૪૬.

(૪૭) સૌર્યમાસમાં (પૂર્ણિમાંત માસમાં) કૃષ્ણપક્ષથી મહિનાની શરૂઆત ગણાતી લાગે છે: અને ચંદ્રમાસમાં (અમાસાંત માસમાં) જ્યારથી ચંદ્રનું દર્શન થાય ત્યારથી એટલે શુક્લ પક્ષથી માસની શરૂઆત ગણાય છે.

(કાંઇક વિશેષ ખુલાસા માટે ઉપરમાં પૃ. ૩૯ ટી. નં. ૩૪ જુઓ.)

(૪૮) મારી સમજ એમ છે કે, સૌર્યમાસની વપરાશ તો ઘણા લાંબા કાળથી જણાયેલી છે: પણ જેમ વિક્રમ સંવતની વપરાશ તેની આદિ થયા પછી કેટલીયે સદી સુધી (જુઓ ઉપરમાં પૃ. ૯૪) બંધ પડેલી છે હતી તેમ આ સૌર્ય માસ વાપરવાનું બંધ પડી ગયું હશે: અથવા તો વિ. સં. ૯૪૪માં જે પદ્ધતિએ તે દર્શાવાઈ છે તેના કરતાં જુદીજ રીતે દર્શાવાઇ હશે.

સંવતની પ્રારંભની સદીઓમાં થયેલા બૌદ્ધ લેકો, તેમની પોતાની ગણત્રીમાં સૌર્ય માસની પદ્ધતિનો આશ્રય લેતા? જ્યારે બ્રાહ્મણો ચાંદ્રમાસની પદ્ધતિ ગ્રહણ કરતા? કેમકે તેમનાં ધાર્મિક ક્રિયાકાંડો તથા ઉત્સવો તિથિઓ અને પક્ષોને અનુસરીને હમેશાં ગણવામાં આવે છે." એટલે ડૉ. કીલ્હૉર્નના મત પ્રમાણે (૧) શકસંવતમાં સૌર્ય માસ (પૂર્ણિમાંત) વપરાયો છે; છતાં (૨) ચાંદ્રમાસ (અમાસાંત) વપરાતો જે નજરે પડે છે તેનું કારણ એ છે કે, તે શકસંવત દક્ષિણ હિંદમાં ઘણા દીર્ઘકાળથી ચાલુ રહ્યો છે; (૩) અને ત્યાંના એટલે દક્ષિણ હિંદનાં બ્રાહ્મણો પોતાનાં સર્વ ધાર્મિક ક્રિયાકાંડો તથા સરઅવસરો, તિથિ અને પક્ષના આધારે એટલે કે ચાંદ્રમાસની–અમાસાંત માસની ગણત્રીએ કરે છે તેનું તે પરિણામ છે. (૪) જ્યારે ઇ. સ. ની પ્રારંભની સદીના (કે કદાચ તે પૂર્વેના સમયના) બૌદ્ધો તો સૌર્યમાસની–પૂર્ણિમાંત માસની પદ્ધતિએ કામ લેતા હતા. (૫) કેમકે પૂર્ણિમાંત–સૌર્યમાસ પદ્ધતિનું ઉત્પત્તિસ્થાન ઉત્તર હિંદમાંજ રહેલું છે. આ પાંચ મુદ્દામાંથી અહીં આપણને જે વિશે લાગતું વળગતું નથી તેની ચર્ચા મૂકી દઇશું (જો કે તેમાં કેટલીક તદ્દન નવીન હકીકતો સમાયલી છે એટલે છેક તેને જતી તો કરી નહીંજ શકાય; તેમ કરવામાં આવે તો ઐતિહાસિક ઘટના અંધકારમાંજ રહી જાય તેમ છે. એટલે, ગ્રહણ કરેલ વિષયને ઇન્સાફ આપીને છેવટે, ટીપ્પણ તરીકે તેની નોંધ લઇશું.) પણ આપણા વિષયને ખપ જોગો એટલો તાત્પર્ય તેમાંથી નીકળે છે જ કે, ઉત્તર હિંદમાં સૌર્યમાસ એટલે પૂર્ણિમાંત પદ્ધતિ પ્રમાણે સમયની ગણત્રી થતી હતી અને દક્ષિણ હિંદમાં ચાંદ્રમાસ એટલે અમાસાંત પદ્ધતિએ થતી હતી. તેથી આપણે કહી શકીશું કે ઉત્તર અને દક્ષિણ હિંદના શક સંવત્સરોની ગણના પદ્ધતિમાં ફેરફાર હતો જ.[૪૯] ઉપરાંત ઉપરમાં, આપણે તેમની આદિના સમયમાં પણ પચ્ચીસેક વર્ષનો તફાવત હોવાનું જણાવ્યું છે. મતલબ એ થઇ કે, બન્ને સંવતોનો સમય તથા પદ્ધતિ એક બીજાથી અલગ અલગ છે. તેથી જ તેમના સ્થાપકો પણ ભિન્ન ભિન્ન છે. અને તેમ છે તો તે બન્નેને એકજ સંવત તરીકે ન માનતાં[૫૦] જુદા તરીકે જ આપણે માનવા પડશે.

ઉત્તર હિંદના શકસંવતના સ્થાપક અને પ્રવર્તકમાં કુશાન અને ચષ્ઠણ વંશજ મુખ્ય અંશે છે. તે બાદ કેટલો સમય–તેજ સ્વરૂપમાં કે થોડાઘણા ફેરફાર સાથે–તે ચાલ્યો હશે તેની ખાત્રીપૂર્વક નોંધ[૫૧] લઇ શકાય તેવી માહિતી મળતી નથી. પણ એટલું તો જરૂર કહી શકાય તેમ છે કે વર્તમાનકાળે તો તે બીલકુલ વપરાશમાં નજરે પડતો નથી એટલે તેને મૃતપ્રાય: થયેલો આપણે જાહેર કરવો રહ્યો. હાલ જે શકસંવત વપરાઇ રહ્યો છે તે તો દક્ષિણ હિંદની ગણત્રી પ્રમાણેનો અમાસાંત પદ્ધતિ વાળોજ છે. જેથી વર્તમાનકાળના શક સંવતની સ્થાપનામાં તો માત્ર દક્ષિણ હિંદના સમ્રાટ એવા આંધ્રપતિ શાતવાહન વંશનેજ[૫૨]

---

(૪૯) આપણે તો અહીં ડૉ. કીલહોર્નની સાક્ષી આપીનેજ હકીકત રજુ કરી છે. પણ સર કનિંગહામ જેવાએ પણ તેજ હકીકત પોતે રચેલ "ધી બુક ઓફ ઇન્ડિયન ઇરાઝ'માં પૃ. ૩૧ ઉપર ભારપૂર્વક જણાવેલ છે.

(૫૦) જુઓ નીચેની ટીકા નં. ૫૧.

(૫૧) ડૉ. કીલ્હૉર્ને વિ. સ. ૯૪૪માં પ્રથમ નોંધ મળ્યાનું જણાવ્યું છે. જ્યારે આપણે અહીં લખ્યું છે કે તે પદ્ધતિનો ઠેઠ કુશાનવંશી રાજઅમલથી ઉત્તર હિંદમાં દાખલ થઇ ચૂકી હતી એટલે તે બે વચ્ચેના અંતરમાં શું સ્થિતિ પ્રવર્તી રહી હતી તેની નોંધથી આપણે અજ્ઞાત હોવાથી આ શબ્દો વાપરવા પડયા છે. પણ મારી ખાત્રી છે કે વિશેષ સંશોધન અને તપાસ કરવામાં આવશે તો ઉપરનું અંતર બહુજ સંકોચાઇ જવા પામશે.

(૫૨) શાતવહનવંશી જે રાજાઓએ આ શક પ્રવર્તાવ્યો છે અને માન્યો છે તે વૈદિકધર્મી હતા. (જુઓ તેમનાં વૃત્તાંતે–ડૉ. કીલ્હૉર્ને પણ તેમજ કહ્યું છે કે તે વૈદિક ધર્મની અસરનું પરિણામ છે) એટલે દક્ષિણ હિંદનો શક સંવત તે વૈદિક છે: જ્યારે ઉત્તર હિંદનો શક સંવત કુશાન વંશી રાજાએ સ્થાપન કરેલ હોવાથી તે જૈનધર્મ પ્રમાણે છે. પરિણામ એમ કહી શકાય કે, ઉત્તર હિંદનો શક તે જૈનધર્મી રાજાનો છે અને દક્ષિણહિંદનો શક તે વૈદિકધર્મી રાજાનો છે.

લાગતું વળગતું છે પણ ચષ્ઠણ કે કુશાન વંશને નથી[૫૩] એમ અહેસાનીથી કહી શકાશે

[ મારૂં ટીપ્પણ—અત્ર જે નોંધ કરવાની છે તે શક સંવતના સંબંધની નથીજ. પણ ઉપરમાં જણાવ્યા પ્રમાણે, તેનાથી પર, પરંતુ ઐતિહાસિક ઘટના ઉપર પ્રકાશ પાડતી હકીકતજ છે; ડૉ. કીલહૉર્ને કરેલી નોંધમાં પોતે એમ જાહેર કર્યું છે, કે ઉત્તર હિંદમાં બૌદ્ધો તે પદ્ધતિ વાપરતા હતા. પણ આપણે પુ. ૨ માં મૌર્ય સમ્રાટના વર્ણન કરતાં અને તેમાં પણ પ્રિયદર્શિનનું જીવન ચરિત્ર લખતાં સાબિત કર્યું છે કે, અત્યાર સુધી શિલાલેખોમાં કોતરાવલી ધમ્મલિપિ, જેને અશોકની કૃતિ લેખાવી બૌદ્ધ ધર્મના સંસ્કાર ઝીલતી વિદ્વાનોએ વર્ણવી છે, તે હવેથી—અશોક અને પ્રિયદર્શિન બન્ને ભિન્ન ભિન્ન વ્યક્તિઓ હોવાથી—સમ્રાટ પ્રિયદર્શિનનીજ લેખવાની રહે છે અને તે સમ્રાટ પોતે જૈન ધર્મી હોવાથી, તેણે કોતરાવેલ સર્વ શિલાલેખો માંહેની ધમ્મલિપિ પણ જૈનધર્મનાજ સિદ્ધાંતોની ઉદ્‌ઘોષણા કરે છે. આ કથનને સમર્થન આપતી અનેક માહિતી તેજ પુ. ૨ ના પ્રથમ પરિચ્છેદે મહાત્મા બુદ્ધ અને મહાવીરના જીવન સંબંધી કેટલીક ઘટનાના વર્ણન કરતાં કરતાં અપાઇ ગઈ છે; તથા તેને વિશેષ પુષ્ટિ આપતી હકીકતો તે પછીના દ્વિતીય અને તૃતીય પરિચ્છેદે સિક્કાચિત્રોના વર્ણનમાંથી પણ મળી આવે છે. એટલે નિર્વિવાદિત પણે સાબિત થાય છે કે, જ્યાં જ્યાં અત્યારસુધીના વિદ્વાનોએ બૌદ્ધ શબ્દ વાપર્યા કર્યો છે ત્યાં મુખ્ય અંશે હવે જૈન શબ્દ સમજીને જ આપણે કામ લેવું રહે છે. તે માટે ઉપરના ઇંગ્રેજી અવતરણમાં ડૉ. કીલહૉર્ને જે બૌદ્ધ લોકોમાં પૂર્ણિમાંત પદ્ધતિની કાળગણના હોવાનું માની લીધું છે, તે તેમની પદ્ધતિ નથી પણ જૈનપદ્ધતિ છે. અને આ આપણું અનુમાન સાચું પણ છે. તેના પુરાવા તરીકે આપણે કહી શકીશું કે (૧) બૌદ્ધધર્મીઓ સાધારણ રીતે પોતાના ધર્મપ્રવર્તક શ્રી બુદ્ધભગવાનનોજ સંવત વાપરતા આવ્યા છે અને તેમાં માત્ર સાલનોજ આંકડો લખાતો આવ્યો છે. છતાં ક્યાંય માસ, ઋતુ કે દિન ઈ. ની નોંધ સમય ગણનામાં જો કરાઇ હોય તો ત્યાં પૂર્ણિમાંત પદ્ધતિ ગ્રહણ કરાઇ હોવ એમ પસિદ્ધ રીતે જાહેર થયું નથી દેખાતું, જ્યારે જૈનગ્રંથોમાં પૂર્ણિમાંત માસ પ્રમાણે સમયનિર્દેશ થયાનું અનેક વાર નોંધાયું છે. (૨) તેમ શિલાલેખી પુરાવાના આધારે મિ. રેપ્સન જેવા વિદ્વાનોના કથનથી પુ. ૨. પૃ. ૩૯૫ ઉપર સાબિત કરી આપ્યું છે કે ચષ્ઠણવંશી ક્ષત્રપો જૈનધર્મી હતા. અને તેઓએ પણ જે સમય ગણના પૂર્ણિમાંત માસ વાપરવાની જૈનધર્મમાં તે સમયે પ્રવર્તી રહી હતી તેનોજ ઉપયોગ કર્યો હતો. તેથીજ ડૉ. કીલહોર્ન જેવા અનન્ય અભ્યાસીને સ્પષ્ટપણે તે જાહેર કરવું પડયું છે. (૩) જેમ શિલાલેખી પુરાવાથી ચષ્ઠણને જૈનધર્મી ઠરાવાયો છે તેમ સિક્કાના પુરાવાથી (જુઓ પુ. ૨. પરિ. ૩માં તેના સિક્કાનું વર્ણન) પણ તેને જૈન ધર્મી બતાવી શકાયો છે. મતલબ કે, સાહિત્યના, શિલાલેખના, તેમજ સિક્કાના, એમ અનેક વિધ પુરાવાથી આ સર્વ મુદ્દા સાબિત થઇ શકે છે અને કરી શકાયા છે. એટલે તેમાં શંકા કરવાનું કે વિવાદ ઉભો કરવા જેવું સ્થાનજ રહેતું નથી. કોઇ એમ પણ પ્રશ્ન કરે કે, શું કુશાન અને ચષ્ઠણવંશ જેવી અહિંદી પ્રજા, જૈનધર્મ જે ભારતદેશમાં ઉદ્‌ભવ્યો છે, તેની અનુયાયી પ્રજા બને ખરી? અથવા તો હિંદની બહાર રહીને તે જૈનધર્મી શી રીતે બની હશે? તો જવાબમાં જણાવી શકાય કે, જે સમયની આ વાત છે તે ઇ. સ. ના પહેલા સૈકાની હકીકત છે. તે સમયે અને તે પૂર્વે, સારા હિંદમાં (તે વખતે ભારતદેશ કહેવાતો હતો) તો શું પણ સારી દુનિયામાં પણ માત્ર ત્રણજ ધર્મો જાણીતા હતા. વૈદિક, બૌદ્ધ અને જૈન; અને છેલ્લે છેલ્લે ધ્રિસ્તાઇ ધર્મ, તે કાળે ઉગતો હતો; એટલે તેનો પ્રચાર તેની ઉત્પત્તિના સ્થાનથી ( જેને આપણે સિરિયા—પેલેસ્ટાઇન કહીએ છીએ ) વિશેષ આગળ વધ્યો નહોતો. તેમ બૌદ્ધધર્મી રાજાઓ(અશોકવર્ધન મૌર્ય

(૫૩) જુઓ ઉપરની ટીકા નં. ૫૧.

સિવાય )કોઈ રાજકર્તા તરીકે સત્તામાં આવેલ ન હોવાથી તે ધર્મની અસર બહુજ જુજ પ્રમાણમાં દેખાતી હતી. એટલે બાકી રહ્યા બે; વૈદિક અને જૈન; તેમાં વૈદિક ધર્મનાં પ્રભુતા અને ગૌરવ, શુંગવંશી અમલ દરમ્યાન –એક સદી જેટલા કાળસુધી–જરૂર પ્રદીપવંતાં થયાં હતાંજ હતાં; પરંતુ તેમનો અમલ અસ્ત થતાં, પાછું જૈનધર્મજ ઝગમગવા માંડયું હતું. વળી ભૂલવું જોઈતું નથી કે, જ્યારે સમ્રાટ પ્રિયદર્શિનનો રાજઅમલ તપતો હતો, ત્યારે તેણે જેમ અનેક દેશોમાં પ્રજાને ધર્મતત્વનું શિક્ષણ આપવા પોતાના ધમ્મમહામાત્રાઓ મોકલ્યા હતા, તેમ તે પોતે હિંદની ઉત્તરે નેપાળ, તિબેટ, ખોટાન અને રૂશિઆઈ તૂર્કી સુધી જીત મેળવવા ચડાઈઓ લઈ ગયો હતો (જુઓ પુ. ૨માં તેનું વર્ણન)અને તે જીતી લઈ ત્યાં પોતાનો જૈન ધર્મ ફેલાવ્યો હતો. ઉપરાંત બીજી વાત; તેની જીવંત અવસ્થામાં તેણે કાશ્મિર ઉપર પોતાના પુત્ર જાલૌકને,[૫૪] અને નેપાળ ઉપર પોતાના જમાઈ દેવપાળને, તથા તિબેટમાં પોતાના પુત્ર કુસ્થનને, તે તે દેશના સુબાપદે નીમ્યા હતા.[૫૫] જેઓ સમ્રાટ પ્રિયદર્શિનના મરણ બાદ તે તે પ્રદેશના સ્વામી બની બેઠા હતા. આ બધા બનાવનો સમય ઈ. સ. પૂ. ૨૦૦ નો છે. વળી તે પ્રદેશ હિંદની બહારનોજ છે. જ્યારે કુશાનવંશી કડફસીઝ પહેલો, બીજો, વિગેરે વિગેરેના ઉદ્ભવનો સમય ઈ. સ. ના પ્રારંભમાંજ છે અને તેમનું વતન તિબેટ –ખોટાન વાળા પ્રદેશમાંજ છે (જુઓ આગળના ખંડે તેમનું વર્ણન). એટલે કહેવાની મતલબ એ છે કે ઈ. સ. પૂ. ૨૦૦ થી ઈ. સ. ના પ્રારંભ સુધીના બસો અઢીસો વર્ષના કાળમાં પણ, ઉપર નિર્દેશેલા ત્રણે રાજાઓના–સમ્રાટ પ્રિયદર્શિનના સુબાઓ અને પ્રતિનિધિઓ જાલૌક, કુસ્થન અને દેવપાળના–પુત્રો, કે વંશવારસોજ ત્યાં રાજપદે હતા: અથવા તેમ નહીં તે બીજાઓ કદાચ ગાદીએ આવ્યા હોય, તોપણ તે પ્રદેશની પ્રજા તો તેમણે દાખલ કરેલ અને પ્રબોધેલ ધર્મનુંજ પાલન કર્યે જતી હતી. જેથી કુશાનવંશીઓ હિંદમાં જ્યારે ઉતરી આવ્યા ત્યારે જૈનધર્મ પાળતા હતા, એમજ કહી શકાશે. આ હકીકત સાંભળીને કે કોઈએ ભડકી જવાનું પણ નથી તેમ આશ્ચર્ય પામવાનું પણ નથી. વળી વિશેષમાં આ હકીકત જેમ આપણે ઉપર ટાંકેલ મિ. રૅપ્સન જેવા સિક્કાશાસ્ત્રીની સાહેદત આપી શિલાલેખ આધારે જણાવી છે તેમ ચષ્ઠણનાં પૌત્ર રૂદ્રદામનનો શિલાલેખ પણ તેજ કથનને પુષ્ટિ આપી રહ્યો છે. કેમકે તે લેખ ગિરનાર જેવા જૈનધર્મના કેન્દ્ર ગણાતા પર્વતની તળેટીમાં સમ્રાટ પ્રિયદર્શિને જે શિલા ઉપર કોતરાવ્યો છે તેજ શિલા ઉપર તેણે પણ કોતરાવ્યો છે તથા તેમ કરવામાં તેની મતલબ પણ પ્રિયદર્શિનની સાથે તુલનામાં પોતાને ઉભા રહેવાની હોય એમ દેખાય છે. હવે આપણે ડૉ. કીલહૉર્ને જણાવેલા એક બીજા મુદ્દા વીશે લખીશું. તેમણે જણાવ્યું છે કે દક્ષિણ હિંદ કરતાં ઉત્તર હિંદનો શક લખવાની પદ્ધતિમાં જે ફેર દેખાય છે, તે દક્ષિણ હિંદમાં વસતા બ્રાહ્મણોના ધર્મની અસરનું જ પરિણામ છે. અલબત એક બીજાના ઘાટા સહવાસને લઈને અરસપરસ અસર તો થાયજ અને તેથીજ વર્તમાનકાળે પણ જૈનધર્મના અને વૈદિકધર્મના અનુયાયીઓના ધાર્મિક તેમજ સામાજીક રીતરીવાજો મળી જતા દેખાય છે; પરંતુ તે સમયના તફાવતના કારણ વિશે જેવું ડૉ. કીલહૉર્ને અનુમાન દોરી લીધું છે તેવું નહોતું જ. પણ જેમ સઘળા વિદ્વાનોએ બે શકસંવતને–ઉત્તર અને દક્ષિણ હિંદના શક સંવતને–એક માની લીધા છે તેમ તેમણે પણ તે કથનને કબૂલ રાખીને, બન્ને સંવતની પદ્ધતિનો મેળ બતાવવા અને તોડ કાઢવા માટે જ અનુમાન જોડી કાઢયું છે. પરંતુ હવે આપણે જોઈ શકયા છીએ કે તેમનું તે અનુમાન ખોટી કલ્પના ઉપર જ ગોઠવાયું છે. અત્રે ડૉ. કીલ્હૉર્નના અવતરણ ઉપરનું મારૂં ટીપ્પણ પૂરૂં થાય છે. ]

---

(૫૪) જુઓ પુ. ૨ ના અંતે રાજા જાલૌકને લગતું પરિશિષ્ટ.

(૫૫) જુઓ પુ. ૨ માં પ્રિયદર્શિનના વૃત્તાંતે

એટલે સર્વે સંવત્સરોને લગતી માહિતી એકીજ સાથે જોઈ શકાય તે કાજે તેમને કોઠાના રૂપમાં રજુ કરી દઈએ.

| | નામ | સ્થાપક | સ્થાપનાનો સમય ઈ. સ. પૂ. ની ગણત્રીમાં | અન્ય હકીકત તથા સ્થાપનાનો પ્રસંગ. |
|---|---|---|---|---|
| ૧ | મહાવીર સંવત | પ્રજા | ૫૨૭ | તેમના નિર્વાણ બાદ |
| ૨ | બૌદ્ધ સંવત | પ્રજા | ૫૨૦ | સદર |
| ૩ | ક્ષહરાટ ,, | ભૂમક | ૧૫૯ | મહાક્ષત્રપ બન્યો ત્યારથી |
| ૪ | કુશાન ,, | કનિષ્ક પહેલો | ઈ. સ. ૧૦૩[૫૬] | ગાદીએ આવ્યો ત્યારથી |
| ૫ | ચષ્ઠણ ,, | ચષ્ઠણ | ,, | ચષ્ઠણે તે શક ચાલુ કર્યો છે, પરંતુ તેની આદિ પોતાના પિતા ઝ્મોતિકના રાજ્યનો-ક્ષત્રપ તરીકેનો-આરંભ થયો ત્યારથી ગણી છે, જેમ ત્રૈકૂટક વંશની બાબતમાં બન્યું છે તેમ (જુઓ પુ. ૩ પૃ. ૩૮૪) |
| ૬ | ઈસવી ,, | પ્રજા | ઈ. સ. ૧ | ઈસુ ક્રાઈસ્ટના જન્મ પછી ૩ા વર્ષે |
| ૭ | વિક્રમ ,, | પ્રજા | ઈ. સ. પૂ. ૫૭ | શકારિ વિક્રમાદિત્યના રાજ્યારોહણના દિવસથી |
| ૮ | માલવ ,, | રાજપૂતો | ઈ. સ. ૫૩૧-૩૩ | હૂણ પ્રજાનો તેમણે સંહાર કરી રાજસત્તા હાથમાં લીધી ત્યારથી |
| ૯ | શક ,, | પ્રજા-રાજા | ઈ. સ. ૭૮ | અર્દ્ધ ધાર્મિક કારણ[૫૬] |

અત્યાર સુધી આપણે પ્રત્યેક સંવત્સર સંબંધી પૃથકપણે વિચાર કરવાના મુદ્દા વિશેજ વિવેચન કર્યે ગયા છીએ. ઉપરાંત કેટલાક મુદ્દા એવા પણ છે કે જેનો વિચાર સમસ્ત સંવત્સરોને સ્પર્શીને પણ કરી શકાય તેમ છે. તેમાં તેની ઉપયોગીતા સંબંધીનો એક ગણાય તેવો છે. અત્યાર સુધી જે શક-સંવતો વિશે આપણે વિચારણા કરી ગયા છીએ તેમનાં નામ આ પ્રમાણે લેવાયાં છે.

**સંવત્સરોની ઉત્તમતા**

(૧) મહાવીર (૨) ક્ષહરાટ (૩) વિક્રમ (૪) માલવ (૫) કનિષ્ક (૬) ચષ્ઠણ અને (૭) શક શાલિવાહન; આ પ્રમાણે સાત છે. એક આઠમો સંવત્સર પણ આપણે નિર્ધારીત કરેલ સમયની મર્યાદામાં આવી જાય છે. પરંતુ તેનો ઉલ્લેખ કોઈ શિલાલેખ કે સિક્કા ઉપર થયેલ જોવામાં આવ્યો નથી તેથી ઐતિહાસિક બનાવ તરીકેનો તેનો નિર્દેશ આપણે કર્યો નથી. અલબત્ત તે સંવતનો ઉપયોગ રાજકીય દૃષ્ટિએ થયો નથી, કેમકે તે સંવતને કોઇ રાજ તરફથી વધાવી લેવામાં આવ્યો નથી. તથાપિ એમ સમજવાનું નથી કે તેની મહત્ત્વતા કોઈ દરજ્જે ઓછી હતી, કે છે. તે આઠમાનું નામ 'બૌદ્ધસંવત' છે. આ સંવતનો ઉલ્લેખ જો કોઈ પણ સમયે ઈતિહાસના પાને નોંધાયાની અપેક્ષા આપણે રાખી શકીએ, તો તે ધર્માનુગામિક મૌર્યસમ્રાટ અશોકવર્ધનના કેવળ એક રાજ્યે જ બની શકે તેમ છે. પરંતુ તેનો કોઈ સિક્કો કે શિલાલેખ હજુ સુધી આપણી જાણમાં આવ્યો નથી. એટલે જ આ સંવતની હકીકત આપણી

(૫૬) તેમના વૃત્તાંતે આને લગતી હકીકત જણાવવામાં આવશે.

નોંધમાં કયાંય લેવાઈ નથી. બાકી બૌદ્ધ ગ્રંથોમાં તથા અન્ય દંતકથાઓનાં વર્ણનમાં તો તે વારંવાર વપરાતો રહ્યો દેખાય પણ છે.

અત્ર તો આપણે ભિન્ન ભિન્ન સંવત્સરોની ઉત્તમતા જ વિચારવાની છે એક સિદ્ધાંત એ છે કે કાર્ય અને કારણને હમેશાં પરસ્પર નીકટ સંબંધ હોય છે. એટલે કોઈ સંવત્સરની ઉત્તમતા સિદ્ધ કરવા માટે, તેના ઉદ્ભવનું કારણ અથવા તેની ઉત્પાદક વ્યક્તિના મનોભાવ આદિ સંયોગો વિશે આપણે વિચાર કરવો જ રહે.

ઉપર દર્શાવેલા આઠ સંવત્સરોમાંના, મહાવીર અને બૌદ્ધ સંવતો, તે તે ધર્મના પ્રવર્તકોનાં નિર્વાણ–મુક્તિ પ્રસંગને આશ્રયીને પ્રવર્તાવાયા છે. એટલે તેમની ઉત્તમતા વિશે સહેજ પણ વિચાર દર્શાવવો કે તેવો પ્રયત્ન સેવવો તે નાના મ્હોંએ મોટી વાતો કરવા જેવું સાહસજ ગણાય, માટે તે મૂકી દઈશું. તેમ માલવ સંવતના નામે ઓળખાતા જે શકનું નામ આપણે અત્ર દાખલ કર્યું છે તે તો માત્ર અનુસંગિક પ્રસંગને લીધેજ બનવા પામ્યું છે. નહીં તો તેનું નામ પણ આપણે ગણવાની જરૂર નહોતી, કેમકે આ પુસ્તકના આલેખન સમયથી તે ઘણેજ પર છે. તે સિવાય બાકી રહ્યા પાંચ. તેમાંનો એક જેને શક (દક્ષિણ હિંદનો) શાલિવાહન[૫૭] તરીકે ઓળખાવાય છે તેની ઉત્પત્તિ તથા તેને લગતો ઇતિહાસ ભલે આપણે પુ.૫ માં વર્ણવવાનો છે છતાં તે સંવત પરત્વે અત્રે જે જણાવવું જરૂરી છે તે જરૂર કહી શકાય તેમ છે. તેની અગત્યતા કેટલાક વિદ્વાનોને રાજકીય હેતુસર થયેલી દેખાય છે, જ્યારે કેટલાકને કેવળ ધાર્મિક કારણે થયેલી દીસે છે. રાજકીય અગત્યતા એટલા માટે કહેવી પડે છે કે તેના ઉત્પાદક એટલે રાણી બળશ્રીના પૌત્ર ગૌમતીપુત્ર શાત કરણીએ–શક પ્રજા ઉપર પોતે મેળવેલી જીતના ઉત્સવ અને ખુશાલી નિમિત્તે તે પ્રવર્તાવ્યો હોવાનું કેટલાકોએ માની લીધું છે[૫૮] જ્યારે કેટલાકનું એમ પણ માનવું થાય છે કે, તે ગૌતમીપુત્રે ઉપરની જીત મેળવ્યા બાદ પોતાની રાજગાદી ફેરવીને પાછી પૈઠણનગરે જે લાવી મૂકી હતી[૫૯] તેની ખુશાલીમાં તે શકની પ્રવૃત્તિ આદરી હતી. આ પ્રમાણે બે રાજકીય બનાવને તેના ઉત્પાદન–નિમિત્ત કારણ–તરીકે રજુ કરાય છે. પણ તે બન્ને બનાવો માત્ર કલ્પિત ઉભા કરવામાં આવ્યા છે તે આપણે તેનું વર્ણન કરતાં સાબિત કરી આપીશું. એટલે અત્રે તે ઉપર વિશેષ લંબાણથી વિવેચન કરવાની જરૂર નથી. ઉપરાંત કેટલાકનું માનવું એમ થાય છે કે, તે શકનું ઉત્પાદન કારણ કેવળ ધાર્મિક બિંદુ જ રજુ કરનારૂં છે. પરંતુ ધાર્મિક કારણના અંતરમાં ઉતરવાનું આપણે નિષ્પ્રયોજન ગણીએ છીએ એટલે તે છોડી દઈશું; છતાં એટલું જરૂર જણાવી શકીશું કે તે કથનમાં અર્ધ સત્ય[૬૦] જેવું છે ખરૂં. તેટલા માટે તેનું નામ બાદ કરતાં બાકી ચાર સંવતો વિચારવાના રહે છે. તેમની ઉત્પત્તિનાં કારણો તપાસતાં તે દરેકની સાથે ખુશાલીનો પ્રસંગ જોડાયેલોજ[૬૧] માલૂમ પડે છે. પછી ફાવે તો તે ખુશાલીનો પ્રસંગ, રાજ્યની કે રાજ્યકર્તાના વંશની આદિ સાથે સંબંધ ધરાવતો હોય કે પછી કોઈ મહત્ત્વતાભર્યું

---

(૫૭) આ શબ્દપ્રયોગ વ્યાજબી છે કે કેમ તેની ચર્ચા તે રાજાનું વર્ણન કરતી વખતે પુ. ૫ માં કરવાનું છે.

(૫૮) જ. બોં. બ્રૅ. રૉ. એ, સો. પુ. ૯. પૃ. ૧૪૫ ડૉ. ભાઉ દાજી લખે છે–Gautamiputra, the son of Padumavi and king of Dakshínapath or the Deccan boasts of having destroyed the Sakes,Yavnas,Pahlavas,etc. પદુમાવીના પુત્ર અને દક્ષિણાપથ અથવા દક્ષિણ (હિંદ)ના સ્વામી ગૌતમી પુત્ર શક, યવન, પહલ્વાઝ વિ. પ્રજાનો સંહાર કર્યા માટે અભિમાન ધરાવે છે. '

નાસિકના શિલાલેખમાં પણ રાણી બળશ્રીએ ઉપરના મુદ્દાવાળુંજ લખાણ કોતરાવ્યું છે.

(૫૯) જ. બોં. બ્રૅ. રૉ. એ. સો. ૧૯૨૮ નવી આવૃત્તિ પુ. ૩. મિ. બખ્લેનો આખો લેખ છે તેમાં આ બાબત ઉપર બહુ ભાર મુકયાનું જણાય છે.

(૬૦) જુઓ નીચેની ટી. નં. ૬૨

(૬૧) આ ચારે સંવત્સરના પ્રવર્તકોને શું શું કારણો મળ્યાં હતાં તેનાં વર્ણન માટે તે પ્રત્યેકનાં વૃત્તાંત જુઓ.

કામ તે રાજવીના હાથે બનવા પામ્યું હોય. તેથી ફરીને દરેક સંવતની ઉત્પત્તિમાં આવાં જે જે નૈમિત્તિક કારણોએ ભાગ ભજવ્યો હોય તે તે કારણોની જેટલા જેટલા અંશે ઉત્તમતા, તેટલા તેટલા અંશે તે શકની ઉત્તમતા પણ સિદ્ધ થઈ સમજવી. વળી ખુશાલીનો પ્રસંગ ઉજવવાનો તો દરેકને સરખોજ હક્ક છે એમ માનવાનું છે. પરંતુ રાજા પોતે ઉજવે તે જુદી વાત કહેવાય, અને તેમના પ્રજાજનની સ્વયં-સ્ફુરણાથી તે ઉજવાવાય તે જુદી વાત કહેવાય. પ્રજા જો આપ મેળે ઉજવે તો તેની મહત્ત્વતા કાંઈક ઓરજ લેખાય. આ પ્રકારનાં કાટલેથીજ જો ઉત્તમતાનું પ્રમાણ પત્ર અર્પવાનું ઠરાવાય તો કહેવું પડશે કે તે ચારેમાં પ્રથમ નંબર શકારિ વિક્રમાદિત્યનો જ આવી રહેશે. કારણ કે તેના સંવતનું ચલન પ્રજાએ જ આદર્યું છે. જ્યારે બાકીના ત્રણે સંવત, રાજાથી કે રાજદફતર ખાતાના ફરમાનથી, શરૂ થયા હોવાનું અનુમાન તારવી શકાય છે. તેટલા માટે જેવું તે ફરમાન કરનારૂં શાસન બંધ થયું તેવોજ તે શકનો પણ અંત જ આવી ગયો આપણે નિહાળીએ છીએ. આ કારણને લીધે ચાર સંવત્સરોમાંથી ક્ષહરાટ, ચષ્ઠણ અને કનિષ્કના જે ત્રણ બાકી રહે છે, તેનો વપરાશ, તે તે વંશોની સમાપ્તિ સાથે જ અદૃશ્ય થઇ ગયો છે. તેજ સિદ્ધાંત પ્રમાણે દક્ષિણ હિંદના શકનો પણ તેવોજ ફેજ થવાને સરજાયલો હતો. છતાં વિક્રમ સંવત્સરની પેઠે લાંબુ આયુષ્ય ભોગવતો તે અદ્યાપિપર્યંત ટકી રહ્યો છે તેથી તેમાં કાંઈક અન્ય અંશ ભળેલ હોવું જોઈએ એમ સ્વભાવિક કલ્પના થઇ જાય છે. અને તે અંશ તે જ કહી શકાશે કે તેમાં અર્ધધાર્મિક હેતુ જોડાયલો છે[૧૨]

આ પ્રમાણે ધાર્મિક પ્રવર્તકોના બે સંવત્સરોને બાદ કરતાં, બાકી રહેતા છમાંથી, ઉત્તમતાની કોટિએ પ્રથમ દરજ્જે વિક્રમસંવત અને દ્વિતીય દરજ્જે દક્ષિણ હિંદનો શક આવવાને લાયક ઠરે છે.

એક પ્રશ્ન એ કરાશે કે, આપણા સમયવર્ણનના કાળ દરમ્યાન ઈસાઇ સંવતની ઉત્પત્તિ તો થઈ ગઈ જ હતી, તો પછી ઉપરના આઠની સંખ્યા સાથે તેની ગણત્રી કેમ કરવામાં આવી નથી. ઉત્તર એટલો જ છે કે, ઉત્પત્તિ થઈ ગઈ હતી તે ખરૂં, પણ તેનો વપરાશ ભારતદેશના કોઈ પણ પ્રદેશમાં આપણા વર્ણનના સમયે થયો જણાયો નથી. તેથી આપણે પણ તેની ગણના કરી નથી. પરંતુ વર્તમાનકાળે ઇતિહાસ આલેખનમાં એની ગણના લેવી જ પડે છે. તેથી તે સંબંધમાં જરૂરી થઇ પડે તેવા પ્રકારના વિચારો નીચેના પારામાં દર્શાવવામાં આવ્યા છે.

વર્તમાનકાળે ઇતિહાસના અભ્યાસીઓ કયા શક સંવતનો મુખ્યતઃ વપરાશ કરે છે, તે બાબતજ આ પારિગ્રાફમાં ચર્ચવાની છે; જેથી

**નોંધ રખાતા ત્રણ સંવતોની તારીખોની ચોક્કસ ગણના**

ઉપરના પારિગ્રાફમાં જણાવેલ આઠ ઉપરાંત એક વધારાનો ઈસાઈ મળીને કુલ નવ શકનો વિચાર કરવો રહે છે. નવમાંથી ક્ષહરાટ, માલવ, ચષ્ઠણ અને કુશાન તો તદ્દન લુપ્ત જ થઈ ગયા છે. બાકીના પાંચમાનો બૌદ્ધ છે તે પણ બહુ વપરાશમાં સામાન્ય રીતે નથીજ; વળી દક્ષિણનો શક સંવત છે તે પણ લગભગ તેજ કોટિમાં મૂકાય તેવો છે. એટલે તે બેને પણ ચર્ચાના વિષય તરીકે લઇશું નહિ. છતાં ઉપરના પારિચ્છેદમાં તેની ખૂબ વિસ્તારપૂર્વક જે આપણે નોંધ લીધી છે તે એટલાજ માટે કે વિદ્વાનો વચ્ચે તે વિષેની કેટલીક સમજફેર પ્રવર્તે છે તેનું નિરાકરણ મેળવી શકાય. એટલે બાકી રહેલા કેવળ ત્રણ સંવત્સરો વિશે જ આપણે બોલવું રહે છે. તેમાંના બે, પ્રાચીન ઇતિહાસની વપરાશમાં આવેલા છે અને ત્રીજો અર્વાચીન યુગને અંગે જોડવો પડયો છે.

આ ત્રણમાં પણ સૌથી પ્રાચીન, મહાવીરસંવત છે, પછી વિક્રમસંવત છે અને સૌથી છેલ્લો ઈસ્વી સંવત છે; તે ત્રણેનું પારસપારિક અંતર એમ ઠરાવાયું છે કે મહાવીરસંવત અને વિક્રમસંવત વચ્ચે ૪૭૦ વર્ષનું અને વિક્રમ તથા ઈસવીના સંવત વચ્ચે ૫૬

(૧૨) ઉપરની ટીકા નં. ૬૦ જુઓ.

વર્ષ ઉપરનું (૫૬।।। વર્ષ)[૬૩] પણ ૫૭ની અંદરનું અંતર ગણ્યું. તેમાંના મહાવીરસંવતનો પ્રારંભ તેમના નિર્વાણ (મરણ)ની તારીખથી[૬૪], વિક્રમ સંવતનો તે રાજા ગાદીનશીન થયો[૬૫] ત્યારથી, જ્યારે ઈસવીનો ઇસુ ભગવાનના જન્મ પછી ચોથા વરસથી[૬૬] થયો છે. આટલી હકીકત આપણી પાસે સાબિત થયેલી તૈયાર પડીજ છે. એટલે વિશેષ ઝીણવટમાં ઊતરીને તે ત્રણેના સમયને મોઘમનાં ધોરણમાંથી ખસેડીને મક્કમ અને નિર્ણીત તારીખના ધોરણે ઠરાવવાનો પ્રયત્ન આપણે આ પ્રકરણમાં કરીશું.

પ્રથમમાં, પહેલા બે શક વચ્ચેના અંતરનો નિર્ણય કરીએ. મહાવીર નિર્વાણ જૈન મતાનુસાર કાર્તિક વદ ०)) નું ગણવામાં આવે છે અને તેના નૂતન સંવત્સરનો પ્રારંભ કાર્તિક સુદી ૧થી ગણાય છે. મતલબ એ થઈ કે તે સમયે, દરેક માસમાં સુદીના પક્ષ–શુકલ પક્ષ–પહેલાં કૃષ્ણપક્ષ ગણવામાં આવતો હતો (The dark half of the month preceded the bright half of the same month) જો તેમ ન હોત તો, કાર્તિક સુદી ૧ની પૂર્વની રાત્રીને કાર્તિક વદ ०)) બદલે વર્તમાન ગણનાની પેઠે આશ્વિન વદ ०)) તરીકે લેખાને તે મિતિએ મહાવીરનું નિર્વાણ થયાનું ગ્રંથકારે લખ્યું હોત.[૬૭] જ્યારે વિક્રમસંવતનો પ્રારંભ પણ કાર્તક સુદી ૧ થી જ ગણવામાં આવે છે; પરંતુ તેમાં શુદી પક્ષ સંપૂર્ણ થતાં, તેજ માસનું કૃષ્ણપક્ષ શરૂ થતું ગણે છે એટલે કે વિક્રમના નૂતન સંવતનો પ્રારંભ પણ તે સમયે શુદી પક્ષથી થતો હતો;છતાં બન્ને પદ્ધતિનું એકીકરણ કરીશું તો સાર એ થશે કે, બંને સંવત્સરનો પ્રારંભ તો કાર્તિક શુદી ૧ થીજ થયો છે, પણ પહેલામાં એટલે મહાવીરસંવતમાં પૂર્ણિમાંત માસની ગણત્રીએ કામ લેવાયું છે, જ્યારે બીજામાં એટલે વિક્રમસંવતમાં અમાસાંત માસની પદ્ધતિ ગ્રહણ કરાઈ છે. તેથી કરીને બે સંવત્સરની ચોક્કસ તારીખની ગણનામાં એક પણ દિવસનો ફેરફાર થતો નથીજ. મતલબ કે તે બંને સંવત્સરની વચ્ચેનું અંતર બરાબર ૪૭૦ વર્ષનું જ મૂકવું પડે છે. હા, એટલો સ્વીકાર આપણે અત્રે કરવોજ પડશે કે મહાવીરના નિર્વાણનો સમય તેમની પૂર્વેની કોઈ અન્ય ઘટનાની સાથે સંકલિત જો કરાયો હોત તો વિક્રમ સંવત્સરના પ્રારંભિક દિવસની ગણના કરતી વખતે તે માસની ગણત્રી ( પૂર્ણિમાંત અને અમાસાંતની ) આપણે જરૂર ધ્યાનમાં લેવી જ પડત; અને બંનેની તારીખ મુકરર કરવામાં પંદર દિવસનો એટલે કે એક પખવાડિયાનો ફરક, આ બાજુ કે બીજી બાજુ મૂકવો પડત. પણ જ્યારે પ્રથમ સંવત્સરના પ્રારંભ દિવસને અનુલક્ષીનેજ બીજાના આરંભ દિવસની ગણત્રી કરાય છે, અને બંનેની શરૂઆત એકજ દિવસે (શુકલપક્ષની પ્રતિપદાથી) ગણવામાં આવે છે ત્યારે એક પખવાડીઆની ( પંદર દિવસની ) વધ કે ઘટ કરવાનો મુદ્દો તદ્દન નિર્મૂળ જ થઇ જાય છે તથા બંને વચ્ચેનું અંતર પૂરેપૂરા ૪૭૦ વર્ષનુંજ સ્વીકારવું રહે છે.

---

(૬૩) સર કનિંગહામના 'બુક ઓફ ઈન્ડીયન ઈરાઝ' નામના પુસ્તકે પૃ. ૮ માં જણાવેલ છે કે—The initial point of this (Vikram) Era ought to be B. C. 57 or 56¾ instead of 56 B. C.=વિક્રમ સંવતની આદિ ઇ. સ. પૂ. ૫૬ ને બદલે ઈ. સ. પૂ. ૫૭ અથવા ૫૬ ૩/૪ લેખવી જોઈએ.

(૬૪) ઉપરના પરિચ્છેદોમાં તથા પુ. ર ના પ્રથમ પરિચ્છેદે જુઓ.

(૬૫) જુઓ તેના વૃત્તાંતે

(૬૬) જ. ઓં. બ્રૅ. રૉ. એ. સો. પુ. ૮ પૃ. ૨૨૩ (ડૅા. ભાઉ દાજી લખે છે કે) There is a difference of 4 years between the Christian Era and the birth of the Christ = ઈસુના જન્મ અને ઈસવીના સનની વચ્ચે ચાર વર્ષનું અંતર છે.

[મારૂં ટીપ્પણ–ઈ. સ. ના આરંભને ઈસુ ભગવાનના જન્મ કે મરણ સાથે સંબંધ નથીજ, જ્યારે બીજા સંવતોમાં, જો ધર્મ પ્રવર્તકનો હોય, તો તેમના મરણ સાથે અને રાજકર્તા હોય તો તેના રાજ્યની કે વંશની આદિ સાથે હમેશાં સંબંધ હોય છે. આ એક મુદ્દાને અંગે સર્વે અન્ય સંવતો કરતાં આ ઈસવીસનનો સંવત જુદો પડતો ગણાય છે. ]

(૬૭) જુઓ કલ્પસૂત્રની સુખબોધિકા ટીકા.

હવે બીજા અને ત્રીજા સંવત્સરના વચ્ચેના અંતરનો વિચાર કરીએ. ઉપરમાં કહી ગયા છીએ કે વિક્રમ સંવત્સરની આદિ ખરી રીતે, ઇસ્વીસનની આદિ કરતાં ૫૬ વર્ષને બદલે ૫૬॥ વર્ષે થઈ છે. વળી તેના ટીપ્પણમાં જણાવ્યું છે કે ઇસવીના શકની આદિ ઇસુ દેવના જન્મ પછી ચોથા વરસે એટલે કે ત્રીજા અને ચોથા વર્ષની વચ્ચેના સમયે થઈ છે. આ બે સૂત્ર આપણી પાસે પાયારૂપે રજુ થયાં છે. તે ઉપર વિચાર કરીને તેની તારિખના નિર્ણય ઉપર આવવાનું કામ હવે આપણે કરવું રહે છે.

વિક્રમ સંવત્સરનું દરેક વર્ષ આપણે જાણીએ છીએ કે ચંદ્રની ગતિ પ્રમાણે ૩૫૪ દિવસ અને ઉપર કેટલીક ઘડીના માપનું ગણાય છે. જ્યારે ઇસ્વીસનનું વર્ષ સૂર્યની ગતિ પ્રમાણે ૩૬૫ દિવસ ઉપર કેટલીક ઘડીના માપનું ગણાય છે. આ પ્રમાણે એકજ વર્ષમાં, બંનેના વર્ષકાળના સમયમાં લગભગ અગિયાર દિવસનો તફાવત પડી જાય છે. તે તફાવત વિક્રમાર્કની કાળગણનામાં પાંચ પાંચ વર્ષે બે અધિક માસ ઉમેરીને તથા અમુક વર્ષના અંતરે એક માસનો ક્ષય કરીને એટલે કે અગિયાર માસનું એક વર્ષ ગણીને–બધો ફેર કાપી નાખવામાં આવે છે. તેમ કરીને તેને સૂર્યની ગતિ પ્રમાણે ગણાતાં વર્ષોની કાળગણનાની સમીપે લાવી મૂકે છે. જ્યારે સૂર્યની ગતિ પ્રમાણે કાળમાન ગણાવાતા ઇસ્વીસનમાં, ચાર ચાર વર્ષે એક લીપ (Leap) વર્ષ લેખી તેમાં ૩૬૬ દિવસ ગણે છે. ઉપરાંત ચારસો વર્ષના કાળમાં, આવાં ચાર ચાર વર્ષનાં સો ઝુમખાંઓનો જે કાળ આવે, તેમાંનો છેલ્લો ગુણક, જે શતાબ્દિનો આવે છે,તે વર્ષમાં પાછા ૩૬૫ દિવસ જ ગણે છે. એટલે કે સો ઝુમખાંમાં ૯૯ને ૩૬૬ દિવસના લખે છે ને ૧૦૦મું ૩૬૫ દિવસનુંજ લખે છે. આમ અનેકવિધ પ્રયોગો કરીને, બંને ગણત્રીવાળાઓ દેખીતી રીતે ભલે કાંઈક અંશે ભિન્ન પડતા દેખાય છે, છતાં તત્ત્વ જોતાં અમુક વર્ષે–કહો કે દરેક પાંચ પાંચ વર્ષે–તેઓ લગભગ એવા તો નિકટ આવી જાય છે કે બંને વચ્ચેની ભિન્નતા નષ્ટ થઈ જઈ ને બંને વચ્ચે કેમ જાણે ઐક્યતા–સામ્યતાનુંજ મંડાણ રચાયું ન હોય, તેવું જણાયા કરે છે. કહેવાની મતલબ એ છે કે, ઇસ્વીસનના શકનો આરંભનો દિવસ હાલ જે જાન્યુઆરીની પહેલી તારિખે ગણાય છે[૬૮] અને તેનો દિવસ, વર્તમાનકાળે જેમ વિક્રમાર્કના ત્રીજા માસમાં (પૌષમાં) આવે છે, તેમ પ્રાચીન સમયે પણ તેજ (પૌષ) માસમાં આવતો હતો. એટલે કે વિક્રમાર્ક સંવતનો આરંભ, વર્તમાન કાળની માફક ઓક્ટોબર ની પંદરમી તારીખથી નવેંબરની પંદરમી સુધીમાંજ પ્રાચીન કાળમાં પણ થતો હતો. હવે સાબિત થયું કહેવાશે કે વિક્રમાર્કનો આરંભ પ્રતિવર્ષે ઓક્ટોબર–નવેંબરમાં જ થતો અને ઇસવીના શકનો પ્રારંભ જાન્યુઆરીમાં જ થતો; જેથી બન્નેના આરંભ વચ્ચેનું અંતર અઢીથી ત્રણ માસનું જ ગણી શકાશે. તે હિસાબે, કનિંગહામ સાહેબનો જે મત ઉપરમાં ટાંક્યો છે કે, બન્ને સંવત્સર વચ્ચેનું અંતર ૫૬॥ વર્ષ છે તે ખોટો ઠરશે[૬૯] પણ તેને બદલે ૫૬। વર્ષ (૫૬ વર્ષ અને ૨॥ થી ત્રણ માસનું) અથવા બહુતો પોણ વર્ષનું તે હતું એમ કહેવું પડશે; સિવાય કે ઇસ્વીસનનો પ્રારંભ કાળ, વર્તમાનમાં જે જાન્યુઆરીની પહેલી તારીખથી ગણાય છે, તેને બદલે અન્યથા ગણાતો હોય[૭૦]. આ બાબતમાં કેવી સ્થિતિ છે તે વિશે આપણે

(૬૮) એમ કાંઈક યાદ આવે છે કે, ઇસવીસનની ગણત્રીમાં પણ પ્રાચીન સમયે કેલેન્ડર માસ તરીકે જે ગણના કરાતી હતી તેમાં મધ્યકાલીન સમયે ફેરફાર કરવામાં આવ્યો છે. છતાંયે એક વર્ષની જે ૩૬૫ દિવસની ગણત્રી અત્યારે છે તેમાં તો ફેર નથી જ પડતો. આવી ધારણાથી જ મેં અહીં વિવેચન કર્યું છે. બાકી વિશેષ પ્રકાશ તો તે વિષયના જે જ્ઞાતા હોય તે પાડશે એવી વિનંતિ છે.

(૬૯) કોઈ કહેશે કે ૫૬॥ બરાબર જ છે, ખોટું નથી; કારણ કે ૫૭ પહેલાં ત્રણ મહિને વિક્રમ સંવત્સરનો પ્રારંભ થયો છે એટલે ૫૬॥ નો ફેર રહ્યો. પણ તેમ સમજનાર ભૂલી જાય છે કે વિક્રમ સંવત ઓક્ટોબરમાં શરૂ થયો છે અને તે બાદ ત્રણ મહિને જાન્યુઆરી આવે છે. એટલે કે ત્રણ માસ ૫૬ કે ૫૭ માં ઉમેરવા જોઈએ, નહીં કે બાદ કરવા જોઇએ,

(૭૦) ઉપરની ટી. નં. ૬૮ જુઓ.

કાંઈ પણ ઉચ્ચારીએ તેના કરતાં તે વિષયના અભ્યાસીઓજ અજવાળું પાડી બતાવે તે વિશેષ ઉચ્ચીત ગણાશે. છતાં આપણે કાંઇક હિંમતથી કહી શકીએ છીએ કે મિ. કનિંગહામ જેવા ઝીણવટમાં ઉતરનાર અને શોધખોળના અઠંગ અભ્યાસીએ, જે કાંઇ મત ઉચ્ચાર્યો હશે તે પાકી તપાસ વિના કે પોતાને પૂરાવાની ખાત્રી થયા વિના તો નહીંજ ઉચાર્યો હોય. એટલે તેમણે જે ૫૬ૹ વર્ષનું અંતર જણાવ્યું છે છતાં આપણી ગણત્રીથી ૫૬-૫૭ નું જ આવે છે અને તેથી ૭ માસ કે અડધા વર્ષનો જે ફેર પડે છે તેનું કારણ આપણે શોધવું રહે છે. હવે જો ૫૬ આવે છે તો તેનો અર્થ એ થયો કે, દરેક પૂર્ણાંકની સાથે ¼ વર્ષ જોડવાનું છે. વળી આપણને એમ કહેવામાં આવ્યું છે કે ક્રાઇસ્ટદેવના જન્મ પછી ત્રીજું વર્ષ પૂરૂં થઈને ચોથું ચાલતું હતું તે સમયે ઈસવીસનની શરૂઆત થઈ છે. તો પછી ઉપરના સૂત્રના આધારે, ત્રણના આંક સાથે ¼ વર્ષનો અપૂર્ણાંક મેળવી, નિશ્ચયપણે તે સમય બતાવવા માટે સવાત્રણ વર્ષનું અંતર હતું એમ કહેવું પડશે. અને તેમ કરીએ તો મિ. કનિંગહામની ગણત્રીમાં જે ૭ મહિનાનો ફેર આવે છે તેનો ઉપાય આપણે બે રીતથી કરી શકીએ છીએ (૧) કાં તો ઇસવીના શકના પ્રારંભને ૭ માસ આઘો લઈ જવો (૨) અથવા ક્રાઇસ્ટ દેવના જન્મને ૭ માસ વહેલો ઠરાવવો. એટલે કે નં. ૧ નો ઉપાય લેતાં, વર્તમાનકાળે ઇસવીસનનો પ્રારંભ જે ૧લી જાન્યુઆરીથી લેખાય છે તેને બદલે ૧ જુલાઈથી ગણવો અને નં. ૨ નો ઉપાય કબૂલ રાખીએ તો ક્રાઈસ્ટ દેવના જન્મ પછી ૩ૹ વર્ષે (ત્રણ વર્ષ ને નવ માસે) ઈસવીસનનો પ્રારંભ થયો હતો એમ ગણવું. કયું સત્ય છે તે સંશોધકો શોધી કાઢશે. બાકી જ્યાં સુધી તે બિના નિશ્ચિતપણે સાબિત ન થઈ શકે ત્યાં સુધી, બેની વચ્ચેનું અંતર, હાલ તુરત તો ૫૬ૹ વર્ષનું ગણવાને બદલે ૫૬ વર્ષનું છે એમ સિદ્ધાંત તરીકે સ્વીકારીને કામ લેવું રહે છે.

ઉપર જણાવી ગયા છીએ કે પ્રત્યેક નૂતન વિક્રમાર્કનો પ્રારંભ ઓકટોબરથી નવેંબરના મધ્ય સુધીમાં થઈ જાય છે અને તેનો ત્રીજો એટલે પોષ માસ ચાલતો હોય ત્યારે ઈસવીના નૂતન વર્ષનો આરંભ થાય છે. એટલે કે જ્યારે જ્યારે વિક્રમવર્ષના પહેલા ત્રણ માસમાં બનેલી હકીકતનો સમય, ઈસવીના શકમાં દર્શાવવો હોય, ત્યારે ત્યારે જૂનું વર્ષ ગણવું, અથવા જેને ઇતિહાસકારો so many years expired[૭૧] એમ કહી બતાવે છે તે સમજવું; અને પોષ માસ પછીના બાકી રહેતા નવ માસનો સમય બતાવવા માટે નવું વર્ષ ગણવું; અથવા ઐતિહાસિક ભાષામાં જેને such and such year current એમ કહે છે તે લખવું. તેજ પ્રમાણે Vice versa=ઉલટું સુલટું સમજી લેવું. એટલે કે ઇસવીના શકમાં જે બનાવનો સમય જાન્યુઆરીથી સપ્ટેંબર સુધીનો હોય, તેને વિક્રમાર્કમાં દર્શાવવો હોય તો ત્યાં વિક્રમ સંવત "ચાલુ" લખવો, અને ઓકટોબરથી ડીસેંબરનો સમય દર્શાવવો હોય તો વિક્રમ વર્ષ "જૂનું અથવા ગત" એમ લખવું.

તેવી જ રીતે મહાવીર સંવતને ઈસવીસનની તારીખમાં તથા ઇસવીસનની તારીખને મહાવીર સંવતમાં ફેરવી શકાય છે; ફેર માત્ર એટલો જ કે વિક્રમ અને ઈસવીના શક વચ્ચે ૫૬નું અંતર છે અને તેથી ૫૬ અને ૫૭ નો આંક વાપરવો પડે છે તેને બદલે મહાવીર અને ઇસવીના શક વચ્ચેનું અંતર ૫૨૬[૭૨] (૪૭૦+૫૬) વર્ષનું હોવાથી ૫૨૬ અને ૫૨૭ ના આંકનો ઉપયોગ કરવો પડશે. તેવી જ રીતે વિક્રમ સંવત્સરને મહાવીર સંવતમાં ફેરવવો હોય અથવા મહાવીર સંવતને વિક્રમમાં ફેરવવો હોય તો ઉપરના જેવું તે મુશ્કેલ નથી. કારણ કે તે

---

(૭૧) A. D. દર્શાવવાનો હોય ત્યારે expired (જૂનું) લખાય પણ B. C. (ઇ. સ. પૂ.) દર્શાવવાનો હોય ત્યારે 'To come' or 'In store' = હવે પછી આવતું, એમ લખવું પડે.

(૭૨) મહાવીર અને વિક્રમ વચ્ચેનું અંતર ૪૭૦ વર્ષનું છે અને વિક્રમ તથા ઇસુની વચ્ચેનું અંતર ૫૬ છે એટલે

બે સંવત્સર વચ્ચેનું અંતર પૂર્ણાંકની સંખ્યામાંજ છે; અને તે આંક ૪૭૦ નો છે. એટલે અરસપરસમાં તેજ આંકની વધ કે ઘટ કરવાથી બધો મેળ બરાબર બેસી જશે.

આ પ્રમાણે નિયમનું સ્થાપન કર્યું ગણાય. પણ તેનું બરાબર પાલન કરી બતાવી આંકડામાં ઉતારી બતાવાય તો વાચક જનતાની સમજણમાં વિશેષ દૃઢતાથી ઠસી જાય; માટે તેનાં દૃષ્ટાંત આપીશું.

| વિક્રમ વર્ષ | | ઇસ્વીનું વર્ષ |
|---|---|---|
| (૧) ૧ લાના કાર્તિક, માર્ગશીર્ષ અને પૌષ | = | ઇ. સ. પૂ. ૫૭ ઓકટો. નવેં. ડીસે.[૭૩] |
| (૨) ૫૭ માના ,, ,, ,, | = | ,, ૧ ,, ,, ,, |
| (૩) ૫૮ માના ,, ,, ,, | = | ઈ. સ. ૧ ,, ,, ,, |
| (૪) ૧ લાના માઘ માસથી આશ્વિન સુધી | = | ઇ. સ. પૂ. ૫૬ ના જાન્યુ થી સપ્ટે |
| (૫) ૫૭ માના ,, ,, ,, | = | ઇ. સ. ૧ ના ,, ,, |
| (૬) ૫૮ માના ,, ,, ,, | = | ઇ. સ. ૨ ના ,, ,, |

જ્યારે તેને ઉથલાવીને દર્શાવવું હોય તો

| ઈસ્વીનું વર્ષ | | વિક્રમનું વર્ષ |
|---|---|---|
| (૭) ઇ. સ. પૂ. ૫૭ ના ઓકટો, નવે, ડીસે | = | ૧ લાના કાર્તિક, માર્ગ અને પૌષ |
| (૮) ઇ. સ. પૂ. ૫૭ ના જાન્યુ થી સપ્ટે | = | ૧ લાના માઘ થી આશ્વિન |
| (૯) ઇ. સ. પૂ. ૧ ના ઓકટો, નવે, ડીસે | = | ૫૭ ના કાર્તિક, માર્ગ અને પૌષ |
| (૧૦) ઇ. સ. ૧ ના જાન્યુ થી સપ્ટે | = | ૫૭ ના માઘ થી આશ્વિન |
| (૧૧) ઇ. સ. ૧ ના ઓકટો, નવે, ડીસે | = | ૫૮ ના કાર્તિક, માર્ગ અને પૌષ |
| (૧૨) ઇ. સ. ૨ ના જાન્યુ થી સપ્ટે | = | ૫૮ ના માઘ થી આશ્વિન |

ઈત્યાદિ ઈત્યાદિ.

**એક ભ્રમ અને તેનું નિવારણ**

**વિક્રમ** અને ઇસવીના સનનું અંતર ૫૬॥ કે ૫૬॥। વર્ષનું ગણાય છે. તેમજ ઇસુના જન્મ પછી ત્રણ વર્ષનો કાળ ગયા પછી તેમનો શક ચાલુ થયો હોવાનું જણાયું છે, તે હકીકત આપણે જણાવી ગયા છીએ. આ બન્નેનો સરવાળો કરવામાં આવે તો ૫૬॥।×૩। અથવા ૫૬।×૩॥।=૬૦ સાઠના આંકડે પહોંચી જવાય છે. જ્યારે બીજી બાજુ શકારિ વિક્રમાદિત્યનું રાજ્ય પણ સાઠ વર્ષ જ ચાલ્યું છે અને તેનું મરણ થતાં, તેનો પુત્ર તેની ગાદીએ બેઠો છે. આ પ્રમાણે તે બન્ને બનાવોનો આંક ૬૦ નો થતો હોવાથી કોઈના મનમાં એમ વિભ્રમ થવા પામે કે, શું વિક્રમાદિત્યના મરણને અને ઇસુના સંવતના પ્રારંભને કે ઇસુના જન્મ દિવસને કાંઇ સંબંધ છે ખરો ? તો એટલોજ ઉત્તર આપવાનો કે તે માત્ર વિભ્રમ જ છે. તેનો ખુલાસો નીચે પ્રમાણે જાણવો.

પ્રથમ ઈસુના જન્મ સાથેનો વિભ્રમ તપાસી લઇએ. ઇસુના જન્મ પછી ૩। વર્ષે તેમના શકનો પ્રારંભ થયો છે એટલે તેમનો જન્મ તો ઇ. સ. પૂ. ૪ માં

---

તે બન્ને વચ્ચેના અંતરનો સરવાળો કરવાથી ૪૭૦+૫૬॥= ૫૨૬॥ મહાવીર અને ઈસુ વચ્ચેનું અંતર આવશે.

(૭૩) ૫૬॥ વર્ષનો સામાન્ય અર્થ કરીએ તો ૫૬ પૂરું થઇને ૫૭ મું ચાલતું હતું ત્યારે, એમ લખાય છે. પણ અત્રે તો ઈ. સ. પૂ. ની વાત છે. એટલે તેનો અર્થ ૫૬ વર્ષ પૂરાં બાકી છે ઉપરાંત ૫૭ મા વર્ષના છેલ્લા ત્રણ માસ બાકી હતા ત્યારે, એમ સમજવાનું છે. (જેથી અહીં ૫૭ના પહેલા ત્રણ માસનાં નામ ન લખતાં, છેલ્લા ત્રણ માસનાં નામ લખ્યાં છે) ઇ. સ. લખવું હોય તો પ્રથમના ત્રણ માસ લખવાં પડે.

થયો હતો એમ કહેવાય. જ્યારે વિક્રમનું મરણ તેના પોતાના સંવત્સરના સાઠમા વર્ષે છે. વળી એટલું પણ ચોક્કસ કર્યું છે કે તેનો સંવત તેના રાજ્યના પ્રથમ દિવસથીજ આરંભાયો છે. એટલે જો આ બે તારીખોને ઉપર બતાવેલી અરસપરસ ફેરબદલી કરવાના નિયમે લખવામાં આવે, તો વિક્રમનો રાજ્યાભિષેક અથવા વિક્રમસંવતનો પ્રારંભ ઇ. સ. પૂ. ૫૭ માં લખાશે અને તેના રાજ્યનો અંત અથવા તેનું મરણ ઇ. સ. ૪ માં લેખાશે. તો પછી ઇસુનો જન્મ જેને આપણે ઈ. સ. પૂ. ૪ માં બન્યો હોવાનું જણાવ્યું છે તેને અને વિક્રમ સંવતના પ્રારંભ દિનને ૫૩ વર્ષનું [ઇ.સ. પૂ. ૫૭ માંથી ઈ.સ. પૂ. ૪ બાદ કરતાં ૫૩]અંતર દેખાશે જ્યારે વિક્રમના રાજ્યનું અંતર ૭ વર્ષનું [ઈ.સ.પૂ. ૩+ઇ. સ. ૪] અંતર આવશે. એટલે કે એમાંથી એક પણ આંક ૬૦ વર્ષનો થતો જ નથી; પણ લગભગ આઠેક વર્ષનો ફેર રહી જાય છે.

હવે બીજો વિભ્રમ તપાસીએ. તેમાં ઇસુના શક સાથેના સંબંધ વિશે વિચારવાનું છે. તેનો પ્રારંભ ઈ. સ. ૧માં થયાનું અને વિક્રમનું રાજ્યારોહણ ઇ. સ. પૂ. ૫૭માં થયાનું ગણાવ્યું છે; કેમકે ઇસુના શકના પ્રારંભ કાળની અગાઉ ૫૭મું વર્ષ ઘણુંખરૂં ઉતરી ગયું હતું અને ૫૬મું વર્ષ ગણાવાને માત્ર છેલ્લા ત્રણેક માસજ બાકી રહ્યા હતા ત્યાં વિક્રમસંવતનો આરંભ–કહો કે તેને રાજ્યારૂઢ થવાનો પ્રસંગ–બન્યો છે; અને તેનું રાજ્ય તો સાઠ વર્ષ ચાલ્યું હતું એમ જણાવાયું છે. એટલે ઈ. સ. ૪ (ઇ. સ. પૂ. ૫૭માંથી ૬૦ વર્ષ બાદ કરતાં ઇ. સ. ૪ આવે છે ) બેસી ગયાને ૭ થી આઠ માસે તેનું મરણ થયાનું લેખાશે. મતલબ કે આ બીજા બનાવની સાથેનું અંતર પણ નથી ૬૦ ના આંક વાળું; પરંતુ ૫૭ અને ૪ ના આંકનું છે. એટલે તેનો સંબંધ પણ અસંભવિત જ ગણાય.

આ પ્રમાણે બન્ને પક્ષો વિચારી જોતાં, પ્રથમમાં આંક ૫૩ અને ૭ આવે છે અને બીજામાં તે આંક ૫૭ અને ૪ આવે છે, જ્યારે આપણે તો તે આંક ૬૦નો હોય તોજ બંને બનાવોને સંબંધ હોવાનું કાંઈ એ વિચારવું રહે છે અને તેમ તો નથીજ, તે સ્પષ્ટ છે. એટલે તાત્પર્ય એ થયો કે, જે પ્રશ્ન ઉદ્ભવ્યો છે તે માત્ર વિભ્રમ જ છે.

# નવમ ખંડ

## પ્રથમ પરિચ્છેદ

### કુશાન વંશ

કુશાનવંશની નામાવળી
તથા સમયાવળી
કુશાનવંશ; હિંદબહારના સત્તાધારી તરીકે
કડફ્સીઝ પહેલો
કડફ્સીઝ બીજો

## દ્વિતીય પરિચ્છેદ

### કુશાન વંશ (ચાલુ); હિંદમાં સત્તાધારી તરીકે

(૧) કનિષ્ક પહેલો
(૨) વાસિષ્ક-વઝેષ્ક : ઝેષ્ઠ, જુષ્ક
(૩) હુવિષ્ક
(૪) કનિષ્ક બીજો
(૫) વાસુદેવ તથા અંતિમ રાજાઓ

## તૃતીય પરિચ્છેદ

### કુશાન વંશના સૂબાઓ

પરત્વેનીજ ક્ષત્રપ મોતિક અને ચષ્ઠણ
ની સમજૂતિ



# પ્રથમ પરિચ્છેદ

## કુશાન વંશ

**ટૂંક સારઃ**—કુશાનવંશનો સમય ઈ. સ. ૧૦૦ બાદનો છે એટલે કે આ પુસ્તકની સમય મર્યાદા ટપી જાય છે, છતાં તેનું વર્ણન આપવું પડે છે તે સંબંધી પ્રવેશકમાં આપેલ ખુલાસો—હૂણ અને કુશાન પ્રજાનો આર્ય તરીકેનો આપેલ પરિચય તથા તે બેની વચ્ચેનો બતાવેલ તફાવત—કુશાનની સત્તાનો અને રાજ્યકાળનો કરી આપેલ નિર્ણય—જુદાજુદા વિવાદ કરી, ઉપજાવી આપેલ તેમની નામાવળી તથા તેમનો અનુક્રમ—અંતમાં તેમના સંબંધી અત્યાર સુધી ચાલી આવતી દૂર કરેલી ભ્રમણા—તેમ કરવા જતાં વચ્ચે વચ્ચે ઉભી થતી મુશ્કેલીઓનો આપેલ ખ્યાલ અને છેવટે ગોઠવી આપેલ સાલવારી—

કુશાન પ્રજામાં સમાયલી જાતિઓનું આપેલ વર્ણન તથા ઉદ્‌ભવ—કુશાન પ્રજાનો કડફસીઝ પહેલા સાથેનો સંબંધ કેવા પ્રકારનો હોઈ શકે તેની કરેલ ચર્ચા—તથા તેના રાજકીય જીવનનો આપેલ આછો ખ્યાલ—કડફસીઝ બીજો હિંદનૃપતિ થયો હોવા છતાં, તેને બહારનો કેમ ગણવામાં આવ્યો છે તેનું બતાવેલ કારણ—તેના જયપરાજય તથા રાજ્યવિસ્તાર સંબંધી લીધેલ લંબાણપૂર્વક તપાસ—ઉત્તર હિંદનાં બે મોટાં શહેરો, તક્ષિલા અને મથુરા, તેના રાજકીય જીવન સાથે કેટલે દરજ્જે સંકલિત હોઈ શકે તેની પ્રશ્નોત્તરી કરીને બતાવી આપેલ નિર્ણય—કુશાન સંવતની સ્થાપના વિશેનો આપેલ થોડોક ઘટસ્ફોટ.

"પ્રાચીન ભારતવર્ષ" નામના આ પુસ્તકમાં સમસ્ત ભારત દેશનો ઇતિહાસ લખવાનો ઇરાદો છે એમ આપણે જાહેર કર્યું છે. વળી વર્ણન આલેખનમાં મુંઝવણ ઉભી ન થાય તે માટે ભારત દેશના—હિંદના આપણે બે ભાગ પાડયા છે. ઉત્તર હિંદ અને દક્ષિણ હિંદ. તેમાંથી પ્રથમ આપણે ઉત્તર હિંદનો ઇતિહાસ લખવાનું હાથ ધર્યું હતું, કારણ કે તે વિશેષ સુલબ્ધ છે તેમજ વિશેષપણે પરિચિત પણ છે, ઉપરાંત વિશેષપણે મહત્ત્વપૂર્ણ પણ છે. આ પ્રમાણે ઉત્તર હિંદનું વર્ણન લખતાં, તેના પ્રારંભમાં, અતિ પ્રાચીન સમયની સાથે આ પુસ્તકના સમય વર્ણનની મર્યાદા બાંધી, તે બેની વચ્ચેનો સંબંધ જોડી બતાવવાનો સૌથી પ્રથમ પ્રયાસ કર્યો છે. તે બાદ એક પછી એક જે રાજવંશોએ પ્રતાપવંતો અને સોનાના અક્ષરે લખાઈ રહે તેવો મહત્ત્વશીલ રાજ કાર્યભાર ચલાવ્યો હતો તે દરેકનો ઇતિહાસ ક્રમાનુક્રમે દોરી બતાવ્યો છે. તેમાં એક મગધ સામ્રાજ્ય અને બીજું અવંતિ સામ્રાજ્ય—તે બેની હકીકતોએ અતિ મોટો ભાગ રોકી લીધો છે; કેમકે તે સ્થિતિને સર્વ રીતીએ તે લાયક જ છે. સાથે સાથે જે પરદેશી સત્તાઓએ હિંદ ઉપર ચડી આવી, તેના ઇતિહાસમાં જે કાંઈ ફાળો પૂરાવ્યો છે તેનું પણ વિસ્મરણ થવા દીધું નથી. અલબત્ત તેઓ જેટલા દરજ્જે પરદેશીપણું જાળવી રાખતા દેખાયા છે, તેટલા દરજ્જે આપણે પણ તેમને દૂરજ રાખ્યા છે. એટલે કે તેવી હકીકતોનો માત્ર અંગુલી નિર્દેશ જ કરી ગયા છીએ; જેમ કે ઇરાની શહેનશાહ સાઇરસ અને ડેરિઅસ, બેકટ્રીઅન સરદાર યુથીડીમાસ, આદિએ હિંદ ઉપર ચડી આવી માત્ર પોતાનો દ્રવ્યલોભ સંતોષાતાં, તેની તરફ પીઠ ફેરવી દુર્લક્ષ કર્યું હતું, તેજ પ્રમાણે આપણે પણ તેમના નામનો અત્રતત્ર છૂટોછવાયો ઉલ્લેખજ કર્યે રાખ્યો છે. જ્યારે તેમના જે વારસદારો અને સરદારો હિંદને પોતાનીજ માતૃભૂમિ ગણીને, હિંદમાં જ વસવાટ કરી રહ્યા હતા તેમનાં જીવન ચરિત્રો જેટલાં જેટલાં મળી શકયાં તેટલાં તેટલાં યથાશક્તિ વર્ણવી બતાવ્યાં છે. જેમકે, ડિમેટ્રીઅસ, મિનેન્ડર, ભૂમક, નહપાણ, મોઝીઝ, અઝીઝ ઈ. ઈ. સાથે સાથે જે કેટલાંક નાનાં નાનાં રાજ્યો ખૂણે ખાંચરે ઉત્તર હિંદમાં રાજ્ય ચલાવી રહ્યાં હતાં તેઓને પણ બનતાં સુધી વિસાર્યાં નથી જ—જેવાં કે સૌરાષ્ટ્ર દેશના શાહી રાજાઓ, કાશ્મિરના જાલૌક અને દામોદર, મગધના દશરથ અને શાલિશુક આદિ. મતલબ કે કોઈ પણ રાજસત્તાને ભૂલ્યા સિવાય સ્વશક્તિ અનુસાર, સારાયે ઉત્તર હિંદના રાજકર્ત્તાઓનો ઇતિહાસ અત્યાર સુધી આ પુસ્તકમાં દાખલ કરી દીધો છે. એટલે તે પ્રદેશ છોડીને આપણે હવે દક્ષિણ હિંદ તરફ વળીએ તો અયોગ્ય ગણાશે નહીં. છતાં તેમ કરતાં પહેલાં, ઇતિહાસમાં મશહુર થયેલી પેલી પ્રજાનો—કુશાન વંશનો—કાંઈક પરિચય કરાવવો જરૂરી લાગે છે. કારણ કે (૧) તેમનો સમય—અથવા તો તેમણે પ્રવર્તાવેલ સંવત્સરનો સમય—વિદ્વાનોએ ઇ. સ. ૭૮નો માન્યો છે એટલે તેમના મતે આ વંશને લગતી હકીકત આ પુસ્તક માટે કરાવેલી મર્યાદાની અંદરજ આવી જતી ગણાય. (૨) તેમના શકની આદિ વિશેના વિદ્વાનોના મતથી જુદા પડીને મારી માન્યતા તેનાથી લંબાવીને જરા આઘી લઈ જવી પડે છે, એટલે ઈ. સ. ૧૦૦ ની હદ વટાવી દેવી પડે છે. તે કારણથી સિદ્ધાંત પ્રમાણે તો તેમને કિંચિત્ સ્પર્શ કર્યા વિનાજ મારે આગળ વધવું જોઈએ; પરંતુ તેમનો સમય તે મર્યાદાની (ઈ. સ. ૧૦૦ ની) બહુજ લગોલગ આવી જતો હોવાથી તેમજ તેમણે ભોગવેલ સત્તાને લીધે આખા હિંદની સંસ્કૃતિ ઉપર જે ભિન્ન પ્રકારની છાપ પડી ગઈ છે તે ઉપરથી, તેમના વિશે વિસ્તૃતપણે નહીં તો, છેવટે જેટલું આગળ ઉપર અગત્યનું થઈ પડે તેવું હોય અથવા તો ઇતિહાસની રચનામાં કારગત થતું લાગતું હોય, તેટલું તો આપણે જાણવું જ રહે છે. (૩) વળી કેટલેક ઠેકાણે એવી માન્યતા પ્રચલિત થતી જણાઈ છે કે, હિંદની આર્ય પ્રજાની ઉત્પત્તિ હૂણ પ્રજામાંથી (જેઓ રંગે સફેદ હોવાથી The whites તરીકે પણ ઓળખાય છે) થઈ છે અને

તેમનો જન્મપ્રદેશ હિંદની બહાર હિમાલયની ઉત્તરમાં ગણાય છે.[૧] ઉપરાંત આ હૂણ પ્રજા અને અત્ર વર્ણવવા ધારેલી કુશાન પ્રજા, બન્ને એક બીજાની શાખા રૂપ હોવા સંભવ છે અથવા તો એકબીજા સાથે અતિ નિકટનો સંબંધ ધરાવતી મનાઈ છે. એટલે આ પ્રકારની માન્યતાની સત્યાસત્યના તપાસવાની પણ જરૂર લાગે છે.

**હૂણ અને કુશાનોની આર્ય પ્રજામાં થતી ગણના**

ઉપરનાં ત્રણ કારણોમાંનાં પ્રથમનાં બે એવા પ્રકારનાં છે કે તેમને જો સાથે ગુંથવામાં આવે તો તેમની વિચારણા એકજ વિવરણમાં થઈ શકે તેમ છે. તેમજ તે બહુ લંબાણ પૂર્વક ચર્ચવા યોગ્ય વિષય છે. એટલે તે મુદ્દા હાથ ધરવાપૂર્વે પ્રથમ તો ત્રીજો મુદ્દો જ વિચારી લેવો વ્યાજબી ગણાશે.

પ્રાચીન આર્યપ્રજાના એક ભાગને ગૂર્જર પ્રજાના નામથી[૨] ઓળખાવવામાં આવતો હતો. તે પ્રજાનું મૂળસ્થાન જ્યોર્જીઆ પ્રાંત (ઉચ્ચારના સામ્યપણાને[૩] લીધે) હશે એમ કલ્પના કરવામાં આવી છે. વળી તે જ્યોર્જીઆ પ્રાંત, હાલના કાળા સમુદ્ર અને કાસ્પિઅન સમુદ્ર વચ્ચે અને એશિયાઈ તુર્કસ્તાનના ઈશાન ખૂણે અથવા ઈરાનના વાયવ્ય ખૂણે આવેલા કૉકેસસ પર્વત વાળા[૪] પ્રદેશમાં હોઈને, આર્યપ્રજાની ઉત્પત્તિનું સ્થાન ત્યાંજ રહેવું જોઈએ એવી કલ્પના[૫] કરાઈ છે. ત્યાર પછી ત્યાંથી, તે પ્રજાનાં ટોળેટોળાં મળીને જીવનની જરૂરીઆતો મેળવી લેવા ચારે બાજુ વિખરાવા માંડી હશે એ પ્રકારની માન્યતા બાંધવામાં આવી છે. પણ તે બહુ વિશ્વાસનીય દેખાતી નથી. કેમકે એક તો તેનો પાયોજ, ઉચ્ચારની માત્ર સામ્યતા ઉપર[૬] રચાયો છે, એટલે તદ્દન કાલ્પનિક છે. તેમજ બીજું એક સબળ કારણ તેની વિરૂદ્ધમાં જતું એ બતાવી શકાય તેમ છે, કે આર્યપ્રજાના હિંદુશાસ્ત્રોમાં તેમની ઉત્પત્તિ જંબુદ્વીપમાંથીજ થઈ હોવાનું હમેશાં જણાવાયું છે. અને શાકદ્વીપની પ્રજાને અનાર્ય લેખવામાં આવી છે[૭]. જ્યારે આ કૉકેસસ પર્વતનું સ્થાન પ્રાચીન સમયે તો શાકદ્વીપની અંદરજ સમાવિષ્ટ થયેલું આપણે જોઈ ગયા છીએ. એટલે ભારપૂર્વક કહી શકાશે કે કૉકેસસ પર્વતવાળો પ્રદેશ અનાર્ય પ્રજાનું સ્થાન હોઈને આર્ય પ્રજાના ઉત્પત્તિસ્થાન તરીકે માની શકાય નહિ. હજુ એમ બની શકે ખરૂં કે, આર્ય પ્રજાનું ઉત્પતિસ્થાન અન્ય જે હોય ત્યાંથી તે ખસતી ખસતી અમુક વખતે આ કૉકેસસ પર્વતના પ્રદેશમાં પોતાનું થાણું જમાવીને ઠરીઠામ બેઠી હોય. આ કારણને લીધે કદાચ તેટલે દરજ્જે આ પ્રદેશને પણ A home of the Aryans આર્ય સંસ્થાન[૮] કહી શકાય ખરૂં. જેમ વૈદિક ધર્મના શ્રુતિ-સ્મૃતિ અને ઉપનિષદ્ જેવા ગ્રંથોના કર્તાઓને-ઋષિ મુનિઓને-આપણે શકસ્થાનના વતની હોવાનું જણાવી ગયા છીએ[૯] અને તે શકસ્થાન તે કોઈ બીજું સ્થાન નહિ પણ વર્તમાન સમયે અફગાનિસ્તાનના નૈઋત્ય ખૂણામાં આવેલ હમમ સરોવરની આસપાસનો પ્રદેશ કે જેને શિસ્તાન કહેવામાં આવે છે

(૧) જુઓ પુ. ૩ પૃ. ૩૯૨

(૨) જુઓ પુ. ૩ પૃ. ૩૮૫થી આગળ.

(૩) ઉચ્ચારના સામ્યપણાનાં વિપરીત પરિણામ વિશે નીચેનું ટીપ્પણ નં. ૬ જુઓ.

(૪) પુ. ૩ પૃ. ૩૯૨

(૫) એક વખત એમ પણ કલ્પના થઈ હતી કે એશિઆઈ તુર્કસ્તાનમાં આવેલ યુફ્રેટીસ અને ટાઈગ્રીસ નદીના વચ્ચેના પ્રદેશમાંજ તેનું ઉત્પત્તિસ્થાન હોવું જોઈએ. (જુઓ નીચેની ટીકા નં. ૧૩)

(૬) ઉચ્ચારના સામ્ય ઉપર રચાયલાં અનુમાનો કેટલીક વખત સાચાં અને કાર્યસાધક પણ નીવડયાં છે (દૃષ્ટાંત માટે પુ. ૩ પૃ. ૨૯૭ નું વર્ણન તથા ટીકાઓ જુઓ) તેમ કેટલીક વખત આડે રસ્તે દોરવનાર પણ નીવડયાં છે (જેમકે સેંડ્રેકોટસ તે ચંદ્રગુપ્ત નથી પણ અશોકવર્ધન છે. જુઓ પુ. ૨માં તેનું વૃત્તાંત: આર્દ્રદેશ તે આદ્રિઆટિક સમુદ્રનો તટ પ્રદેશ નથી પણ અરબસ્તાન દેશ છે. જુઓ પુ. ૧ પૃ. ૨૦, ૨૬૫)

(૭) જુઓ પુ. ૩. પૃ. ૧૩૩

(૮) આર્યપ્રજાનું ઉત્પત્તિસ્થાન અને આર્ય પ્રજાનું સંસ્થાન તે બે શબ્દો વચ્ચેનો તફાવત આ ઉપરથી સમજી શકાશે. સરખાવો નીચેની ટીકા નં. ૧૦

(૯) જુઓ પુ. ૩ પૃ. ૧૩૭-૧૩૯

તેજ છે, એમ આપણે સાબિત કરી ગયા છીએ. એટલે તે અપેક્ષાથી તે સ્થાનને પણ A home of the Aryans કહી શકાય તેમ છેજ. આ ઉપરથી એમ પણ સાબિત થાય છે કે આર્ય પ્રજાની ઉત્પત્તિ[૧૦] ભલે કોઈ અમુક સ્થાને જ થઈ ગણો, છતાં ત્યાંથી તેનાં જુદાં જુદાં ટોળાં બંધાઇને જુદી જુદી દિશામાં વિખેરાવવા માંડેલ હોવા જોઇએ, એમ લેખવું પડશે. તેમાંનું એક કોકેસસ પર્વતવાળા પ્રદેશમાં ગયું હશે. વળી બીજું યુફ્રેટીસ નદીવાળા પ્રદેશમાં જમાવટ કરી પડેલ હશે તેમ ત્રીજું આ શકસ્થાનવાળા પ્રદેશમાં પણ ઉતરી પડેલ હશે એમ કહી શકાશે.

આટલું વિવેચન આર્યપ્રજાના એક બે વિભાગનું જણાવી ગયા બાદ હવે આપણે કુશાન અને હૂણ પ્રજાના જન્મસ્થાન બાબતની વિચારણા કરવા વળીએ.

આ હૂણ પ્રજાને હિંદુકુશ પર્વત તરફની પ્રજા તરીકે લેખવામાં આવે છે. અને ઉપર જણાવી ગયા પ્રમાણે આર્યપ્રજાનાં ત્રણ ટોળાં જુદી જુદી દિશામાં જેમ પથરાઈ ગયાં હતાં તેમ આ પ્રજા પણ હિંદુકુશ પર્વતની ઉત્તર અને પૂર્વ દિશામાં વસતી હોવાથી તથા તે પર્વતનું ભીતર ચીરીને હિંદમાં આવવાનો કોઈ માર્ગ ન હોવાથી પ્રથમ તેને પોતાના સ્થાનથી પશ્ચિમ દિશાએ વળવું પડયું હતું અને તે બાદ દક્ષિણ તરફનો માર્ગ લઇ હિંદમાં પ્રવેશ કરવો પડયો હતો. એટલે કે જ્યારે પણ તેઓને હિંદમાં ઉતરવું પડયું હતું ત્યારે ઉપર સૂચવ્યા પ્રમાણેનોજ રસ્તો લેવો પડયો હતો. અને આ પ્રદેશ પણ જંબૂદ્વીપમાંજ ( જુઓ પુ. ૩માં પૃ. ૧૨૮થી આગળનું વર્ણન) આવેલ હોવાથી હૂણપ્રજાને પણ આર્યપ્રજાના એક અંશ તરીકેજ આપણે લેખવી રહે છે.

કુશાન પ્રજાનું મૂળસ્થાન કયાં હતું તે હજુ સુધી ચોક્કસપણે જણાયું નથી પણ તેનું સરણ જે માર્ગે થઈ ને હિંદમાં થયું છે તે ઉપરથી નિશંક કહી શકાય તેમ છે કે હિંદુકુશની પેલી પાર તે સ્થળ હોવું જોઇએ. પછી તે મધ્ય એશિયાના તુર્કસ્તાન તરફ પણ હોય કે હિમાલયની ઉત્તરે ખોટાન અને તિબેટના પ્રદેશમાં પણ હોય. કેટલીક હકીકતથી એમ અનુમાન ચોક્કસપણે બંધાય તેમ છે કે તે તિબેટના પ્રદેશમાં જ હોઈ શકે[૧૧] જ્યારે કેટલીક હકીકત એમ પણ સાબિતી આપે છે કે, હિમાલયની ઉત્તરને બદલે તે મધ્ય એશિયામાં વસતી પ્રજાજ હશે.[૧૨] વિશેષ શોધખોળથી ગમે તે સ્થાન નિર્ણિત થાય પરંતુ એટલું તો નકી થાય છેજ કે હૂણ પ્રજા અને કુશાન પ્રજા બન્ને જુદી જુદી જ છે. ( વળી આગળના પારિગ્રાફે વર્ણન વાંચો ) અને જ્યારે જુદી જુદી જ છે ત્યારે તેમનાં વસ્તી સ્થાન,

(૧૦) ઉત્પત્તિસ્થાન એટલે, ત્યાંથી તેમનો જન્મ થયો, તે પહેલાં ત્યાં વસ્તિનો સર્વથા અભાવજ હતો એમ નહીં; પણ ઉત્પત્તિસ્થાન એટલે હિંદુ ધર્મની માન્યતા પ્રમાણે જે પ્રલયકાળ કહ્યો છે તેવો કાળ સંપૂર્ણ થયે, ફરીને પાછી થતી શરૂઆત, તેનું નામ ઉત્પત્તિ.

અને જૈનધર્મ પ્રમાણે કાળચક્રનો એક ભાગ, જેને ઉત્સર્પિણિ અને અવસર્પિણિકાળ કહેવાય છે (જુઓ પુ. ૧ પરિચ્છેદ પહેલામાં વર્ણન) તેવા પ્રત્યેક કાળની સમાપ્તિ થઇને, બીજાનો પ્રારંભ થાય છે તે વચ્ચેના અંતરનો સમય તેનું નામ ઉત્પત્તિ.

બાકી તો દુનિયા પોતેજ અનંત ગણાય છે. એટલે કદાપી તેનો અંત આવ્યો નથી અને આવવાનો પણ નથી એમજ કહી શકાય. એટલે તેની ઉત્પત્તિનો સવાલજ રહેતો નથી.

(૧૧) આગળ ઉપર જુઓ વીમા કડફસીઝ અને કનિષ્ક પહેલાંનાં વૃત્તાંતો. તેમાં જણાવાયું છે કે, તેમને ચીનાઇ શહેનશાહ સાથે લોહી સંબંધ બાંધવાની વૃત્તિ ઉત્પન્ન થઈ હતી.

(૧૨) ચષ્ઠણને લગતી કેટલીક હકીકત આગળના એક પરિચ્છેદે આપવામાં આવી છે. ત્યાં એમ સાબિત થયું છે કે, ચષ્ઠણે આ કુશાનવંશી પ્રજાના ક્ષત્રપ તરીકે પોતાનું જીવન શરૂ કર્યું છે અને તે કુશાન પ્રજાનાજ શકને અનુસર્યો છે. મતલબ કે તે પોતે કેમ જાણે કુશાન પ્રજાનોજ સભ્ય હોય. પુ. ૨ પૃ. ૫૭થી ૬૩માં કયાંક કયાંક ચષ્ઠણને હૂણ પ્રજાનો હોવાનું મેં જણાવ્યું છે તેમાં હવે ફેરફાર કરવા જરૂર લાગે છે. વળી ચષ્ઠણના સિક્કાઓને આધારે તે પ્રજાનું સ્થાન મધ્ય-એશિયાના તુર્કસ્તાનવાળા ભાગમાં મેં જણાવ્યું છે. (જુઓ પુ. ૨ પૃ. ૫૭થી ૬૩ તથા પુ. ૩ પૃ. ૪૦૨ ઉપર આંક નં. ૧૦૨ ના સિક્કાનું વર્ણન)

પણ જુદાંજ હોવાં જોઇએ. પરંતુ તે સ્થાન જંબુદ્વીપમાં હોવાથી તે પ્રજાને પણ આર્ય તરીકેજ કબૂલ રાખવી પડશે.

આટલું વિવેચન કરીને હવે મૂળ પ્રશ્નનો વિચાર કરવા ઉપર વાચક વર્ગને મારે લઈ જવા પડે છે. પુ. ૩ માં જણાવાઈ ગયું છે કે જંબુદ્વીપ અને શાકદ્વીપ વચ્ચેનું જોડાણ, કાસ્પીઅન સમુદ્રથી સીધી લીટી દોરતાં જ્યાં આગળ તે ઇરાનના અખાતના ગ્વાદર બંદર (જુઓ પુ. ૩ પૃ. ૧૩૬ સામે ચોડેલ નકશો; આકૃતિ નં. ૨૨માં અ બ નામની લીટી) ને મળે છે તે પ્રદેશના સ્થાનને[13] કહી શકાય; અને એટલું તો ચોક્કસ જ છે કે આર્ય પ્રજાનું મૂળસ્થાન જંબુદ્વીપમાંજ હતું, નહિ કે શાકદ્વીપમાં. એટલે સાર એ થયો કે મૂળસ્થાન તરીકે આપણે શોધીને જે સ્થાપિત કરવું રહે છે તે, ઉપર દોરેલી લીટીની પૂર્વ તરફ જ. એટલે કે જંબુદ્વીપની દિશામાંજ–હોવું જોઇએ. આટલી વસ્તુસ્થિતિ નક્કી કરી નાખ્યા બાદ આપણે ઉપરના મુદ્દાઓમાં જણાવી ગયા પ્રમાણેના–આર્ય પ્રજાના–ભિન્ન ભિન્ન ઉત્પત્તિ સ્થાનની (Homes of the Aryans) હકીકતને જોડીશું, તો તુરત જ આપણા પ્રશ્નનો ઉકેલ મળી જશે.

આર્ય પ્રજાનાં ચાર પાંચ ટોળાનાં સ્થાન આપણે અત્યાર સુધીમાં સૂચવ્યાં કહેવાય; જેવાં કે, ૧. કોકેસસ પર્વતનો પ્રદેશ ૨. યુફ્રેટીસ–ટાઇગ્રીસ નદી વાળો પ્રદેશ ૩. શકસ્થાન–શિસ્તાન ૪. હિંદુકુશ પર્વતની ઉત્તર–પૂર્વ દિશાવાળો પ્રદેશ અને ૫. મધ્ય એશિયાનો પ્રદેશ. આ પાંચમાંના પ્રથમનાં બેના મૂળપ્રદેશની ગણના, શાકદ્વીપમાં અને છેલ્લા ત્રણની ગણના, જંબુદ્વીપમાં કરી શકાય તેમ છે. એટલે તે ત્રણ વિશેજ આપણે તો પ્રશ્ન વિચારવો રહે છે. આ ત્રણે પ્રદેશને જો ઉત્પત્તિનાં સ્થાન (અથવા વધારે સ્પષ્ટપણે કહીએ તો આર્ય પ્રજાનાં સંસ્થાન) તરીકે સ્વીકારી લઈએ, તો આપણી ફરજ એટલે આવીને અટકી પડતી ગણાશે, જે આપણે કોઈ એક એવું સ્થળ સામાન્યપણે નક્કી કરવું કે જ્યાંથી તે પ્રજાના વિભાગો ભિન્ન ભિન્ન દિશામાં પ્રયાણ કરી, ઉપરનાં ત્રણે સ્થાનો ઉપર પોતપોતાનાં સંસ્થાનો વસાવવા ગયાનું કહી શકાય. સહજપણે ઉચ્ચારી જવાય છે કે, તે સ્થાન મધ્ય એશિયાના તુર્કસ્તાનના જે ભાગમાં, બોખારા અને મર્વ નામે શહેરો આવ્યાં છે અને જ્યાં મીઠાં પાણીથી ભરચક એરલ સમુદ્ર–સરોવર[14]–આવેલ છે તથા જેમાં ઓક્સસ અને આમુ નદીનાં પાણી ઠલવાય છે, તે પ્રદેશ હોવા સંભવ છે. વળી પ્રાચીન સમયના જંબુદ્વીપની મધ્યમાં આવી રહેલ (વૈદિક તથા જૈન ધર્મના મંતવ્ય પ્રમાણે) મેરૂ પર્વતનું સ્થાન, આ મર્વ શહેરની આસપાસના પ્રદેશમાં જ હોવાની જે મારી માન્યતા બંધાઈ છે અને તે પ્રમાણે તેને સાબિત કરી છે (જુઓ પુ. ૩ માં જંબુદ્વીપને લગતી હકીકત પૃ. ૧૨૮ થી આગળ) તે પણ

(૧૩) અથવા કાસ્પીઅન સમુદ્રથી લીટી દોરી, ઇરાની અખાત ઉપરના બસરા અને કોવેટ બંદરને મેળવો અને તે લીટીવાળા પ્રદેશને તે સ્થાન કહો. (જુઓ પુ. ૩ પૃ. ૧૩૬ સામેની આકૃતિ નં. ૨૨માં કડ વાળી રેખા): આ બન્ને એકજ સ્થાન લગભગ ગણાય તેમ છે. એટલે આ પ્રશ્નના નિર્ણય ઉપર આવવામાં બહુ ફેર પડવા સંભવ નથી.

કડ લીટીનો પ્રદેશ જો ગણવામાં આવે તો યુફ્રેટીસ અને ટાઇગ્રીસ નદીના મુખવાળો ભાગ કે જ્યાં બગદાદ અને બસરા નામનાં શહેરો આવ્યાં છે તેને પણ આર્યની ઉત્પત્તિનું સ્થાન ગણી શકાશે (જુઓ ઉપરની ટીકા નં. ૫). કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે SemeticOrigin–સેમેટીક ઓરીજીનનો ભાષાને લગતો સિદ્ધાંત જે આર્ય ઉત્પત્તિ તરીકે ગણાય છે તે આ કલ્પનાનુસાર ગણી શકાય.

(૧૪) વ્યાખ્યા પ્રમાણે તો તેને સરોવરજ કહી શકાય તેમ છે, કેમકે સમુદ્રનું પાણી કદાપી પણ મીઠું હોઇ શકતું નથી. પણ સામાન્ય સરોવરો કરતાં એનો વિસ્તાર અતિ મોટો હોવાથી કેટલાક તેને સમુદ્ર તરીકે ઓળખાવે છે.

જ્યારે પાણી મીઠું છે (તે એક વિશિષ્ટતા થઇ) તેમજ સરોવરમાંથી સામાન્યપણે નદીઓ નીકળે છે પણ તેને મળતી નથી, ત્યારે અહીં તો બે મોટી નદીઓ આ એરલ સરોવરને મળે છે. (આ બીજી વિશિષ્ટતા થઈ). આ પ્રકારે બબે તેની વિશિષ્ટતા હોવાથી એમ સામાન્યપણે ધારી શકાય કે તે સ્થાન કાંઇક વિશિષ્ટ મહત્ત્વનું હોવું જોઇએ.

આ પ્રકારની વિચારણામાંથી જ ઉદ્‌ભવ થવા પામી છે. તેમજ હિંદુ હિસ્ટરી (ઇ. સ. પૂ. ૩૦૦૦ થી ઇ. સ. ૧૨૦૦ સુધીના સમયની)ના લેખકના મંતવ્યથી[૧૫] આ મારી માન્યતાનું સમર્થન થાય છે. તેમણે જણાવ્યું છે કે "Bactria, now Rusiatic Turkestan was our Balhika or Bakshu Desa a home of the Aryans in Central Asia= હાલમાં રૂશિઆઈ તુર્કસ્તાન કહેવાતા, બેક્ટ્રીઆવાળા ભાગને અસલમાં બાલ્હીક અથવા બક્ષુ દેશ કહેવાતો, અને મધ્ય એશિયામાંની આર્ય પ્રજાનું સંસ્થાન તે જ હતું."

આખીયે ચર્ચાનો તાત્પર્ય એ થયો કે, (૧) જંબુદ્વીપનું મધ્ય બિંદુ જેને પ્રાચીન શાસ્ત્રકારોએ મેરૂ પર્વતનું નામ આપ્યું છે તેનું સ્થાન મધ્ય એશિયામાં આવેલ એરલ સરોવર વાળા પ્રદેશમાં આવ્યું સંભવે છે.[૧૬] (૨) તે પ્રદેશમાં મર્વ અને બોખીરા જેવાં શહેરો આવી રહેલ છે. (૩) તે પ્રદેશને આર્ય પ્રજાનું મૂળ ઉત્પત્તિ સ્થાન ગણાઈ શકાય તથા (૪) ત્યાંથી તેઓ સમય જતે પોતાની આજીવિકા મેળવી લેવા માટે જુદાં જુદાં ટોળાં બનીને ચારે દિશામાં ફેલાઈ ગયેલ હોવાં જોઇએ.

મારો આ નિર્ણય અચળજ રહેશે એમ હું કહેતો પણ નથી. પરંતુ આ દષ્ટિબિંદુ રજુ કરૂં છું તે એવી ઉમેદથી કે તેની વિરૂદ્ધમાં જતી દલીલો બહાર પાડવામાં આવે[૧૭]. એટલે જ્યાં સુધી તે પ્રમાણેનું વિરૂદ્ધ જતું મંતવ્ય સાબિત ન થાય ત્યાં સુધી મેં બતાવેલ નિર્ણય હાલ તુરત આપણે સ્વીકારીને કામ લીધે જઇએ તો અનુચિત નહીં ગણાય.

જ્યાં બન્ને માટે જુદા જુદાજ સંબોધન વપરાય છે ત્યાં તેમને એક હોવાનું માની લેવું તે બેહુદુજ ગણાય, છતાં નીચે જણાવેલ કેટલીક હકીકતને આધારે તેમને એક પ્રજા હોવાનું થોડો વખત મેં માની લીધું હતું.

**હૂણ અને કુશાન એક કે ભિન્ન ભિન્ન?** (૧) કેમકે તેમના વિશે કોઈ પ્રકારની વિશેષ માહિતી તો ઉપલબ્ધ થયેલ નથીજ છતાં જે થોડું ઘણું આપણા જાણવામાં આવ્યું છે, તેમાં તો હૂણ અને કુશાન બન્નેનાં વસતી સ્થાન હિમાલયની પેલી પાર હોવાનું જણાવાયું છે. તેમજ બંનેના શરીરોના વાન સફેદ રંગના મનાયા છે. તેમ બંને લડાયક અને શૂરવીર પ્રજા હોઇને હિંદ ઉપર ચઢી આવી તેમણે બન્નેએ રાજસત્તા હાથ કરી લીધી છે (૨) ઉપરાંત બીજું એક સબળ કારણ એ મળ્યું હતું કે ચષ્ઠણને મેં કુશાનવંશી નબીરો માની લીધો હતો, કેમકે ચષ્ઠણનાં સિક્કાચિત્રને આધારે તે પ્રજાનું વતન પણ મધ્ય એશિયામાં સાબિત થએલ છે: વળી રાજતરંગિણિકાર જેવા પ્રખર અને પ્રમાણિક ઇતિહાસવિદે કુશાનવંશી પ્રજાને (કાશ્મીરપતિ કનિષ્ક, હુવિષ્ક અને જુષ્કનું વર્ણન કરતાં કરતાં) Turushka i. e. Turkish nationalityના જણાવ્યા છે[૧૮]. એટલે કે કુશાનવંશી પ્રજાને મધ્ય એશિયાના તુર્કસ્તાનમાંની કોઈ પ્રજામાંથી ઉતરી આવ્યાનું મનાવ્યું છે. મતલબ કે એકજ પ્રદેશમાંથી બંને પ્રજા [ચષ્ઠણવાળી અને કુશાનવંશની] ઉદ્‌ભવેલી હોઇને તેમને એક તરીકે માની લીધી હતી. તેમાં વળી (૩) કુશાનવંશી બાદશાહ કનિષ્કની સાથેજ, ચષ્ઠણની એક મૂર્તિ મથુરા પાસેના માટ નામે ગામમાંથી[૧૯] મળી આવી છે તેથી (૪) તથા કનિષ્કે જે સંવત ચલાવ્યો છે તેનોજ આશ્રય ચષ્ઠણવંશીએ લીધો છે[૨૦] તેથી; આ પ્રમાણેના બે પ્રસંગોની સ્મૃતિ જ્યારે જોડવામાં આવી ત્યારે તે અનુમાનને વિશેષ પુષ્ટિ

(૧૫) જુઓ હિં. હિ. પૃ. ૬૨૮

(૧૬) આ સર્વ હકીકત પુસ્તક ત્રીજામાં સંપૂર્ણ પણે સમજાવી છે તેના અધિકાર માટે ત્યાં પૃ. ૧૩૨થી આગળનું વર્ણન જુઓ.

(૧૭) વિચારમાં લેવા જેવી આવી એક બે હકીકત મારે કાને આવી છે જેનો ઉલ્લેખ આ પુસ્તકની પ્રશસ્તિમાં કર્યો છે.

(૧૮) જુઓ પુ. ૨ પૃ. ૪૦૩

(૧૯) આગળના પરિચ્છેદે જુઓ.

(૨૦) આગળના પરિચ્છેદે જુઓ.

મળી ગઇ હતી. તે ઉપરથી ચષ્ઠણ અને કનિષ્કવંશીઓને કુશાનવંશી ઠરાવી દીધા. વળી ઉપર દર્શાવેલી નંબર ૧ની દલીલમાં હૂણ અને કુશાન પ્રજાને પણ એક હોવાની માન્યતા બંધાઇ હતી. એટલે સિદ્ધાંતના પેલા પ્રસિદ્ધ નિયમ પ્રમાણે (By rule of axiom) ચષ્ઠણને કેટલેક ઠેકાણે (જુઓ, ઉપરના ટિપ્પણ નં. ૧૨ માં ટાંકેલું પુ. ૩ પૃ. ૬૩ નું પ્રમાણ) હૂણ પ્રજાના એક સરદાર તરીકે મેં વર્ણવ્યો છે. પણ હવે વિશેષ અભ્યાસથી તથા સંશોધનના પરિણામે જણાય છે કે ચષ્ઠણના સિક્કાઓ[21] કુશાનવંશીઓના સિક્કાઓથી તદ્દન[22] જુદાંજ ચિત્રો રજુ કરે છે. તેમજ કુશાનવંશીઓને ભલે અમુક ઇતિહાસકારોએ તુર્કસ્તાનની ઓલાદના[23] કહ્યા હોય, પરંતુ તેમનાં જીવનચરિત્રો ઉપરથી તો[24] તેઓ ચીનના શહેનશાહ સાથેજ વિશેષ ને વિશેષ લોહી સંબંધમાં જોડાઇ ગએલ હોય એવું દેખાય છે. તથા તેમનાં સિક્કાચિત્રો અન્ય કોઇ ચિત્રોને મળતાં હશે કે કેમ તે કહેવું જો કે હાલ કઠીન તો છેજ, છતાં સામાન્ય દૃષ્ટિથી એમ આભાસ આવી જાય તેવા છેજ, કે તેઓ ચિનાઇ રબઢબને કેમ જાણે વિશેષપણે મળતા થઇ જતાં હોય નહિ! ત્યારે પૂર્વે બાંધેલ અનુમાન ફેરવવાજ રહે છે અને એવા વિચાર ઉપર આવવું રહે છે કે (૧) ચષ્ઠણવંશી પ્રજા મધ્ય એશિયામાંથી ઉતરી આવી હશે (૨) કુશાનવંશીઓ તિબેટ અથવા તો ચીનની સાથે બહુજ નિકટ સંપર્કમાં આવતી પ્રજાના પ્રદેશમાંથી ઉતરી આવી હશે (૩) તથા હૂણ પ્રજા હિમાલયની પેલી પારના પણ હિંદુકુશની લગોલગ આવેલ પામીર અથવા ખોટાનવાળા પ્રદેશમાંથી આવી હશે.

આ પ્રમાણે ત્રણેને અહિંદી-હિમાલયની પેલી પારના પ્રદેશના-વરતીવાણ તથા પાર્વતીય, શીતપ્રદેશી કહી શકાશે. તેઓ સર્વ પર્વત-પ્રદેશી હોવાથી તેમનાં શરીરનાં બાંધા તથા કૌવત તેને અનુસરીને બંધાયલાં હોવાં જોઇએ, તેમજ તે સર્વેના કેટલાક આચાર વિચાર પણ કદાચ અરસપરસ મળતા આવતા હોવા સંભવ છે. તેથી તેઓ એક બીજાને વિશેષ મળતા થઇ જતા આપણને દેખાઇ આવે તેવું પણ બનવા યોગ્ય છે. આ સર્વ વસ્તુ પરિસ્થિતિથી આપણે કદાચ એમ અનુમાન દોરી જઇએ કે, કુશાનવંશી સરદાર કડફસીઝ પહેલાને યુચી સહિત[25] જે પાંચ પ્રજાના સરદારતરીકે ઇતિહાસ લેખકોએ[26] ઓળખાવ્યો છે, તે પાંચ પ્રજા આ પ્રમાણે બનેલી હશે. એક ચિનની યુચી, બીજી તિબેટ અથવા આસપાસ પ્રદેશની કુશાન, ત્રીજી પામીર અને ખોટાનની હૂણ, ચોથી મધ્ય એશિયામાંની ચષ્ઠણવાળી, અને પાંચમી બેકટ્રીઆ રાજ્યની નામશેષ પ્રજા હોય; તો તેવું અનુમાન બહુ અસંભવિત ગણાશે નહીં.

ઉપર પ્રમાણેના સંયોગ આધારે જ્યારે તે સર્વે ભિન્ન ભિન્ન પ્રજા હોવાનું આપણે અનુમાન દોરી શકયા છીએ, ત્યારે બીજી બાજુથી હૂણ પ્રજાની કેટલીક ખાસિયતનું વર્ણન, આપણને જે ઉપલબ્ધ થાય છે, તે ઉપરથી પણ આપણે તારવેલ અનુમાનને પુષ્ટિ મળતી જાય છે. તે વર્ણન પુ. ૩ પૃ. ૩૫૦ ની ટીકા નં. ૨૧ માં ઉદ્ધૃત કરેલ છે. છતાં યાદદાસ્ત તાજી કરવા, અત્ર તે ફરીને ઉતારીશું. તે શબ્દો આ પ્રમાણે છે. "હિંદની બધી પ્રણાલી કથાઓ મિહિરગુલને (તે હૂણ પ્રજાનો સરદાર છે તેથી હૂણ પ્રજાનું વર્ણન છે એમ આપણે સમજવું) લોહી તરસ્યો અને સીતમગર તરીકે વર્ણવવામાં સંમત થાય છે. તેઓ ખેતર અને ગામડાં આગથી બાળતાં અને કોઇ પણ જાતના વિવેક વગરની કત્લેઆમથી લોહીથી રેલાયલાં જોતાં, ભયવિસ્મત થયેલા લોકોને એ હૂનોનાં સંખ્યા, બળ, ઝડપી ગતિ તથા નિવારી શકાય

(૨૧) જુઓ પુ. ૨ સિક્કાચિત્ર પટ ૨ આંક નં. ૪૨ તથા તેને સિક્કા ચિત્રો પટ નં. ૫માં આંક નં. ૮૫ થી ૯૦ સાથે સરખાવો.

(૨૨) ઉપરની ટીકા નં. ૨૦ જુઓ.

(૨૩) ઉપરની ટી. નં. ૧૮ જુઓ.

(૨૪) તેમનાં વૃત્તાંતો આગળના પરિચ્છેદે જુઓ

(૨૫) પુ. ૩ પૃ. ૧૪૨ તથા ૩૨૯

(૨૬) અ. હિ. ઇ. ૪થી આવૃત્તિ પૃ. ૨૧૬

એવી ક્રૂરતાનો અનુભવ થયો. આ બધા ખરા ભયોમાં તેમના તીણા અવાજ, જંગલી ચાળા, તથા ઇસારાઓ અને તેમના વિચિત્ર બેડોળપણાથી નીપજતાં વિસ્મય અને તીવ્ર અણગમાની લાગણીથી ઉમેરો થતો હતો, બાકીની મનુષ્ય જાતિથી તેઓ તેમના પહોળા ખભા, ચપટાં નાક તથા માથામાં ઉંડી ઉતરી ગયેલી નાની કાળી આંખોથી જુદા પડતા હતા અને લગભગ નહીં જેવા દાઢી હોવાથી તેમનામાં જુવાનીની મર્દાનગી ભરી શોભા કે ઘડપણનો આદરણીય દેખાવ નહોતો જોવામાં આવતો" જેમ આ હૂણ પ્રજાના શરીરના ચહેરાનું અને બાહ્ય દેખાવનું વર્ણન મળી આવ્યું છે તેમ ચષ્ઠણવંશનું કે કુશાનવંશનું જો કે મળી આવતું નથી જ, છતાં તેમનાં જે સિક્કાચિત્રો મળી આવ્યાં છે, તે ઉપરથી તે સ્પષ્ટ પણે માલૂમ પડી આવે છે. અત્રે તે સર્વેનાં ચિત્રો ઉપજાવી કાઢી સાથે સાથે જોડી બતાવ્યાં છે તે ઉપરથી વાચકવર્ગને સહજ ખ્યાલ આવી જશે જ કે, હૂણ પ્રજાની બાહ્યાકૃતિ નથી કોઈ પ્રકારે મળતી આવતી ચષ્ઠણ જાતિવાળા સાથે, કે નથી આવતી કુશાનવંશી વાળા સાથે. મતલબ કે, આગળ વર્ણવી ગયા પ્રમાણે જેમ નિવાસ સ્થાનને અંગે તેઓ જુદા પડી જાય છે, તેમ શરીરના વર્ણનમાં પણ તેઓ ભિન્ન જ તરી જતા દેખાય છે.

કુશાન પ્રજાનો સમય તથા તેમની રાજસત્તાની તુલનાનો નિર્ણય કરવામાં સરળતા થઈ પડે તે માટે તેમના ઇતિહાસનો આરંભ કરતાં પહેલાં, ઉપરના પ્રકરણોમાં સાબિત થઈ ચૂકેલી કેટલીક પ્રસ્તાવિક હકીકત વાચકગણની સ્મરણ શક્તિને તાજી કરવા લખી જણાવવાની જરૂર દેખાય છે. ઇતિહાસ સાક્ષી આપે છે કે તેમની સત્તાનો મધ્યાન્હકાળ ઉત્તરહિંદના સૂરસેન દેશમાં થયો હતો અને તેની રાજધાની મથુરાનગરીમાં હતી. એટલે તેમના મૂળસ્થાનથી મથુરા સુધી પહોંચવામાં, વચ્ચે આવતા પ્રદેશ ઉપર, કયા કયા સમય સુધી કઈ કઈ પ્રજાનો–પછી તે હિંદી હોય કે અહિંદી હોય તેવી બન્નેનો–રાજઅમલ ચાલી રહ્યો હતો, તેનો ખ્યાલ નજર આગળ રાખીશું તો આ કુશાન પ્રજાનો અમલ હિંદમાં ક્યારથી બળવાન થવા પામ્યો હતો તે તુરત શોધી કઢાશે, એટલે તે વિશેનો ટૂંક પરિચય આપણે આપી દઇએ. તે આ પ્રમાણે છેઃ—

**કુશાન સત્તાનો તથા રાજ્યકાળનો નિર્ણય**

| સમય | સત્તાધિકારી | પ્રદેશ |
|---|---|---|
| (૧) ઇ. સ. પૂ. ૩૨૭ થી ૩૧૭ સુધી = ૧૦ વર્ષ | ગ્રીક બાદશાહ સિકંદરશાહના સૂબાઓ | પંજાબ ઉપર |
| (૨) ઇ. સ. પૂ. ૩૧૭ થી ઇ. સ. પૂ. ૧૯૦ સુધી સવાસો વર્ષ | હિંદુ રાજવીઓ–તેમાં સમ્રાટ પ્રિયદર્શિનના પુત્ર જાલૌક અને તેના વંશજો | પંજાબ તથા કાશ્મિર ઉપર |
| | સમ્રાટ પ્રિયદર્શિન, જાલૌકના વંશજો અને છેવટે શુંગવંશી સમ્રાટો | સૂરસેન ઉપર |
| (૩) ઇ. સ. પૂ. ૧૯૦ થી ઇ. સ. પૂ. ૭૦ સુધીના ૧૨૦ વર્ષોમાં | ક્ષહરાટ અને બેક્ટ્રીઅન નામે પ્રજા; તેમાં ખુદ બાદશાહ તરીકે, યુથેડીમોસ, ડિમેટ્રીઅસ અને મિનેન્ડર; ઉપરાંત તેમના સૂબાઓનાં નામો ગણો તો, હગામ હગામાશ, રાજુવુલ, સોડાસ, લીઅક અને પાતિક | પંજાબ અને સૂરસેન ઉપર |
| (૪) ઇ. સ. પૂ. ૭૦ થી ઇ. સ. ૪૫ સુધીના ૧૧૫ વર્ષમાં | ઇન્ડો–પાર્થીઅન રાજા મોઝીઝ, તથા તેના વંશજોમાંના, અઝીઝ પહેલો, અઝીલીઝ, અઝીઝ બીજો, તથા ગોંડોફારનેસ | પંજાબ અને સૂરસેન ઉપર |

ઈ. સ. પૂ. ૩૨૭ થી ઈ. સ. ૪૫ સુધીના લગભગ ૩૭૫ વર્ષના ગાળામાં ઉત્તર હિંદના સત્તાધારી રાજાઓ કોણ કોણ થવા પામ્યા હતા તે આ ઉપરથી જોઈ શકાશે; આ એક હકીકત છે. જ્યારે બીજી હકીકત એમ છે કે, કુશાનવંશીઓ પોતાની સત્તાના શિખરે મથુરાપતિ બનવા પામ્યા હતા. આ પ્રમાણે બે વસ્તુસ્થિતિ આપણી પાસે રજુ થયેલી છે. તેમ એ પણ નિર્વિવાદિત છે કે, તેઓ મૂળવતની હિંદના તો નથીજ. એટલે એ પણ નિર્વિવાદિત પણે સાબિત થયું ગણાશે જ કે જ્યારે તેઓ મથુરાપતિ બનવા પામ્યા છે ત્યારે તેમને હિંદની અંદર પ્રવેશ કરવો જ રહ્યો. અને હિંદમાં પ્રવેશ કરવાને, ઉત્તર દિશાએ તો હિમાલય અને હિંદુકુશ પર્વતો પડયા છે. એટલે હિંદુકુશ ફરીનેજ તેમને આવવું રહે છે. તેમ પુ. ૩ માં આપણે જણાવી ગયા છીએ કે, જેને મથુરા કે દિલ્હી આવવું હોય તેને ( ફાવે તો કાશ્મિરમાં પહેલો આવે કે સીધોજ પંજાબમાં ઉતરે તો પણ ) પંજાબમાં થઈને જ પસાર થવું પડે, તે વિના છુટકો નહીં. આટલી વસ્તુસ્થિતિ સાથે ઉપર બતાવેલા ચાર સમયપત્રક ઉપર નજર ફેરવી જઈશું, તો માલૂમ પડશે કે, તે સઘળા દેશો ઉપર, કોઈ ને કોઈ પ્રજાની સત્તા અવિચ્છિન્ન પણે ચાલુ જ છે; વળી એટલું પણ નક્કી જ છે કે એક સમયે એક પ્રદેશ ઉપર એકની જ હકુમત હોઈ શકે. એટલે તેપણ ચોક્કસ થયું કે, ઈ. સ. ૪૫ સુધીના કાળમાં તો કુશાન પ્રજા હિંદમાં પગલું સરખું મૂકવા પણ શક્તિવાન થઈ નથી. ભલે પછી તેઓ હિંદના સીમા પ્રાંતોમાં ગમે તેટલી મજબૂત સત્તા જમાવીને પડાવ નાંખી બેઠા હોય તે જૂદો જ પ્રશ્ન કહેવાય, પરંતુ હિંદમાં તો તેમનું નામ નિશાન નહોતું જ, તે શંકારહિત છે.

તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, તેઓ હિંદમાં આવ્યા તે પહેલાં, તેમની સત્તા કયા પ્રદેશમાં હતી અને તેનો સમય કયો હતો ? એટલે આપણે હિંદની વાયવ્ય સરહદની લગોલગ આવેલ દેશનો વિચાર કરવો પડશે. તેવા દેશોમાં અફગાનિસ્તાન, તેની ઉત્તરે બેકટ્રીઆ અને તેની પૂર્વ તરફ ખોટાન તથા તેની પણ પૂર્વમાં તિબેટના પ્રદેશો આવેલ ગણાય; હવે જો આ પ્રાંતો ઉપર કોણ કોણ રાજ્ય કરતું હતું તેનો વિચાર કરીશું તો જાણ થશે કે, આ ચારમાંના પહેલા બે દેશો ઉપર (એટલે અફગાનિસ્તાન અને બેકટ્રીઆ ઉપર) ઉપરના ચાર સમય પત્રકમાં દર્શાવેલ પ્રથમની ત્રણ સત્તાવાળા ભૂપતિઓનો જ અમલ પ્રદિપ્તપણે ઈ. સ. પૂ. ૭૫ સુધી તો ખીલી નીકળ્યો હતો, એટલે તે સમય સુધી પણ કુશાનપ્રજાનું નામ નિશાન તે પ્રદેશ ઉપર નહોતું એમ સિદ્ધ થયું. ત્યારે પછી રહ્યા વિચારવાના બાકીના બે પ્રદેશો, ખોટાન અને તિબેટ. તો શું આ કુશાનપ્રજા આ બે દેશમાંના કોઇની વસાહત હતી કે કેમ ? તે તપાસવું રહે છે.

અહીં આપણને એક બે ઇતિહાસ લેખકોએ જે કાંઇક વિચારો દર્શાવ્યા છે તેમના શબ્દો ઉપરથી બાતમી મળે છે. તેમાંના એક ગ્રંથકારે લખ્યું છે કે[૨૭] Hindu Puranas called them (Kushan-Tochari people) Tushars or Tukharas; of the 13 or 14 Tushara kings, we know the names of only four:—Kanishka Huvishka, Juska and Vasudev or Vasushka=હિંદુ પુરાણોમાં તેમને ( કુશાન-તોચરી પ્રજાને ) તુખાર તરીકે ઓળખાવ્યા છે: ૧૩ કે ૧૪ તુશાર ભૂપતિઓમાંથી માત્ર ચારનાં જ નામોથી આપણે પરિચિત છીએ. જેવાં કે કનિષ્ક, હુવિષ્ક, જુસ્ક અને વાસુદેવ ઉર્ફે વસુષ્ક. એટલે એમ થયું કે, કનિષ્ક, હુવિષ્ક વિગેરેને પુરાણકારોએ તુષાર અથવા તુખાર જાતિના[૨૮] ઠરાવ્યા છે. વળી બીજા ગ્રંથકાર પ્રખ્યાત મિ. વિન્સેન્ટ સ્મિથ જણાવે છે કે[૨૯]

(૨૭) હિં. હિ. પૃ. ૬૫૩

(૨૮) જો કનિષ્ક, હુવિષ્ક વિગેરેનાં નામજ તેમણે ન લખ્યાં હોત તો તો વિચાર થયાં કરત કે, કુશાન અને તુશારને કાંઈ સંબંધ હશે કે કેમ ! પણ નામ સ્પષ્ટ દર્શાવ્યાં છે એટલે આપણી તે મુંઝવણ નષ્ટ થઈ જાય છે. અને તુશાર તેજ કુશાન એમ નિશ્ચિત માની લેવું રહે છે.

(૨૯) જુઓ અ. હિ. ઈ. ૪થી આવૃત્તિ પૃ. ૨૯૩

"Formation of five Yue-chi-principalities including Kushan & Bamiah... consolidation of the above five kingdoms into one Kushan Empire under Kadphisis I"=કુશાન અને બામિયાહ સહિત યુચી પ્રજાના પાંચ સંસ્થાનોની ઉપસ્થિતિ...કડફિસિઝ પહેલાના ઝંડા નીચે કુશાન સામ્રાજ્ય તરીકે ઉપરના પાંચે સંસ્થાનોનું સંગઠન થવાથી...વિન્સેન્ટ સ્મિથનાં આ બે વાક્યોથી વસ્તુસ્થિતિ વિશેષ સ્પષ્ટ થઇ જાય છે. પ્રથમ તો યુ-ચી પ્રજાનાં પાંચ વિભાગો ઉભાં થયાં હતાં. તે પાંચમાંના બે વિભાગનાં નામ કુશાન અને બામિયાહ હતાં; અને કાળ વ્યતિત થતાં, આ પાંચે વિભાગો એકત્રિત થઇને, એક મજબૂત સામ્રાજ્ય બની ગયું હતું; તથા તે ઉપર કડફસીઝ પહેલાનો મત્તાધિકાર થયો હતો. આ ઉપરથી કુશાન પ્રજાની ઉત્પત્તિ જેમ માલૂમ પડી જાય છે, તેમ તેના અમુક અમુક રાજાઓનાં નામો (બે સમુહમાં) પણ જણાઈ જાય છે. છતાં તે બે સમુહો વચ્ચે સમયનો કાંઈ ગાળો પડયો હતો કે કેમ, અથવા તો લાગલોજ એક પછી બીજો સમુદ ગાદિએ બિરાજીત થયો હતો કે કેમ, તે જાણવામાં આવતું નથી. એટલે ત્યાં સુધી તો સર્વનો સમય ગોઠવવામાં મુશ્કેલી ઉભી થવા જ કરવાની. અત્રે પણ ગૂંચનો ઉકલ લાવવામાં કેટલેક અંશે તેજ ગ્રંથકાર મિ. સ્મિથનું કથન મદદરૂપ થાય તેમ છે. તેમણે જણાવ્યું છે કે 'Destruction of Indo-parthian power and gradual conquest of North India by Kadphasis...Kadph asis I died, & accession of Kadphasis II... Kadphasis II died in Sir B. C. 110 and Kunishka Kushan accession Cir B. C. 120... ઇન્ડોપાર્થીઅન સત્તાનો નાશ અને ઉત્તર હિંદની કડફસીઝે ધીમે ધીમે કરેલી જીત...કડફસીઝ પહેલાનું ઈ. સ. પૂ. ૧૧૦ની આસપાસમાં મરણ અને કડફસીઝ બીજાનું ગાદીએ બેસવું; તથા કુશાનવંશી કનિષ્કનું ઇ. સ. પૂ. ૧૨૦ની આસપાસ ગાદીએ બેસવું[30]..." એટલે કે બન્ને સમુહો (એક કડફસીઝ પહેલા અને બીજાનો સમુહ અને બીજો સમુહ કનિષ્ક, જુસ્ક વિગેરેનો) છે તો કુશાન પ્રજાના જ; પણ એકની સમાપ્તિ અને બીજાના આરંભ વચ્ચે આશરે દશેક વર્ષનું અંતર પડેલું હશે[31] એમ તેમની માન્યતા થાય છે. જ્યારે બીજા ગ્રંથકાર મહાશયે માત્ર એટલુંજ મોઘમમાં જણાવ્યું હતું કે[32] "Kushan rule in India (45 to 290 A. D.)=245 years: Their two dynasties in India were (1) Kadphisis dynasty and (2) The Tochari dynasty=હિંદમાં કુશાન વંશનું રાજ્ય (ઈ. સ. ૪૫થી ૨૯૦ સુધી) ૨૪૫ વર્ષનું છે; તેમની બે શાખા હિંદમાં થઇ છે. (૧) કડફસીઝ વંશની અને (૨) ટોચારી વંશની." આ બંને ગ્રંથકારના મતનું એકીકરણ કરતાં એટલું નિશ્ચિત થાય છે કે, બન્ને સમુહો એકજ પ્રજાના તો હતા, પણ બન્નેની વચ્ચે અંતર હતું કે કેમ તે નક્કી કહી શકાતું નથી; અને કદાચ અંતર હોય તો તે દશેક વર્ષ જેટલું નહિવું જ હોવું જોઇએ. તેનું નિરાકરણ બની શકે તો આપણે પોતેજ કરી લેવા પ્રયત્ન કરીશું. (તે પ્રયત્ન આગળ ઉપર

(૩૦) આમાં પહેલાને ઈ. સ. પૂ. ૧૧૦ કહે છે ત્યારે બીજાને ૧૨૦ કહે છે એટલે બેની વચ્ચેનું અંતર દસ વર્ષનું કહે છે, ત્યાં સુધી તો માનવા યોગ્ય છે; પણ પહેલા બનાવને જો ઇ. સ. પૂ. ૧૧૦ કહેવાય તો બીજો બનાવ જે દસ વર્ષ પછી બને તેને ઈ. સ. પૂ. ૧૨૦ નહીં પણ ઇ. સ. પૂ. ૧૦૦માં બન્યાનું લખવું જોઇએ: એટલે કાં તો ઈ. સ. પૂ. ને બદલે ઈ. સ.માં બન્યાનું ગ્રંથકારનું મંતવ્ય હોય. (આ પ્રમાણેજ હતું એમ આ ગ્રંથકારના આગળ ટાંકેલ કોઠામાં આપેલ આંકડા ઉપરથી પણ કહી શકાય તેમ છે. જુઓ નીચે પૃ. ૧૨૮ ઉપરનો કોઠો) અથવા તો ૧૦૦ને બદલે ભૂલથી ૧૨૦ લખાઈ જવાયું હોય. ગમે તેમ હોય, અહીં તો તે બે વચ્ચે દસ વર્ષનું અંતર હતું એટલુંજ આપણે માનવું રહે છે.

(૩૧) જુઓ ઉપરની ટીકા નં. ૩૦

(૩૨) હિં. હિ. પૃ. ૬૪૯

કરવામાં આવ્યો છે તે જુઓ ).

તેમનો રાજ્યકાળ કેટલો લંબાયો હતો તે વિશે કાંઈ અનુમાન બાંધી શકાય તેમ હોય તો પ્રથમ બાંધી લઈએ; જો કે તે વિષય પરત્વે બહુ લંબાણમાં ઉતરવા જેવું તો નથી જ, કેમકે તે પ્રશ્ન આ પુસ્તકની સમય મર્યાદા બહાર ચાલી જાય છે. પરંતુ અંદાજી સમય જો નક્કી કરી લેવાતો હોય તો કરી લેવા જરૂર છે; કારણ કે જે નિરાકરણ આપણે મેળવવું છે, તે શોધવામાં કદાચ તે ઉપયોગી પણ થાય.

ઉપરનાં પૃષ્ઠોમાં જણાવ્યા પ્રમાણે તેમનું રાજ્ય, હિંદમાં જો વહેલામાં વહેલું થવા પામ્યું હોય તો તે ઇ. સ. ૪૫ પછી જ છે. કેમકે ઇન્ડોપાર્થીઅન શહેનશાહ ગોંડોફારનેસ તે સાલમાં પોતાના દેશ ઇરાન તરફ સીધાવ્યો છે. અને તુરત જ કાંઈ કુશાન વંશની સત્તા હિંદમાં જામી પડે નહીં. કમમાં કમ પાંચેક વર્ષનો સમય તેને મુલક જીતવામાં ગાળવો પડે. એટલે તે હિસાબે આ કડફસીઝ વંશની આદિ, ૫૦ કે તે બાદ થયાનું ગણી શકાય. તેમ જ તેની સમાપ્તિ થઈ હોય તો તે ઉપર ટાંકેલ એક ગ્રંથકારના મંતવ્ય પ્રમાણે ઇ. સ. ૨૯૦માં થઇ છે; કેમકે તેમનું કહેવું એવું થાય છે કે[33] " The Kushanas held E. India till 280 to 290 A. D., when the Guptas over threw them=પૂર્વ હિંદમાં કુશાન સત્તા ઈ. સ. ૨૮૦ કે ૨૯૦ સુધી રહેવા પામી છે, તે બાદ ગુપ્ત વંશી પ્રજાએ તેમનો પરાજય કરી નાખ્યો છે" તેમજ આપણે પણ ઇતિહાસના જ્ઞાનથી જાણીએ છીએ કે ગુપ્તવંશી રાજાઓએ પ્રથમ નેપાળ તરફથી ઈ. સ. ૨૯૦ના અરસામાં ઉતરી આવી, ઉત્તર હિંદનો તથા મગધ તરફનો પૂર્વ હિંદનો કેટલોક ભાગ જીતી લીધો હતો. અને પછી તે વંશના ત્રીજા પુરૂષ ચંદ્રગુપ્તે ઉર્ફે વિક્રમાદિત્ય પહેલાએ ઈ. સ. ૩૧૯માં ગુપ્તવંશની સ્થાપના કરી હતી. એટલે આ ગ્રંથકારનો મત આપણા કામ પુરતો માન્ય રાખીશું. જો કે મિ. વિન્સેન્ટ સ્મિથના મત પ્રમાણે તો આ કુશાન વંશનો પ્રારંભ ( હિંદની દૃષ્ટિએ વિચારતાં ) ઇ. સ. ૧૨૦માં અને અંત ઇ. સ. ૨૬૦ માં થયો ગણાય છે; પરંતુ તે મત બહુધા સ્વીકાર્ય થઈ પડે તેમ નથી તે આપણે આગળ ઉપર વળી જોઇશું. એટલે વિશેષ ચર્ચા અત્રે કરવી રહેતી નથી. હાલ તો એટલો જ સાર લેવો રહે છે કે આ વંશની આદિ ઇ. સ. ૫૦માં અને અંત ઇ. સ. ૨૯૦માં થયો હતો, જેથી તેનો સત્તાકાળ આશરે ૨૪૦ વર્ષનો કહી શકાય.

આ પ્રમાણે એક પછી એક મુદ્દાને ખીલે બાંધતાં જતાં, હવે તેમનાં નામો તથા તે સર્વેનો અનુક્રમ ગોઠવી શકાતો હોય તો તે માટે

**તેમની નામાવલી** પ્રયત્ન કરીએ. ઉપર પૃ. ૧૨૫ માં ટાંકેલ વાક્ય ઉપરથી સમજાય છે કે પુરાણકારના મત પ્રમાણે આ વંશમાં એકંદર ૧૩ કે ૧૪ રાજાઓ થયા છે. તેમાંનાં ચાર નામો બીજા ( latter ) સમુહ તરીકેનાં તથા કડફસીઝ પહેલો અને બીજો-તે બે નામ પહેલા સમુહનાં દર્શાવ્યાં છે. કુલ મળી છ નામનો પત્તો લાગ્યો કહેવાય, એટલે તે હિસાબે પછી સાત કે આઠ બાકી રહ્યા કહેવાશે. અને તે સર્વે, તેમણે જણાવેલ છેલ્લું નામ જે વાસુદેવનું છે તે પછી જ ગાદી ઉપર આવ્યા હોવાનું આપણે ઠરાવવું રહે છે; કેમકે તે વંશના સ્થાપક તરીકે તો કડફસીઝ પહેલો જ ઠરી ચૂકયો છે. એટલે તેની પહેલાં તો કોઈને મૂકી શકાશે નહીં જ. તેમ બે સમુહ વચ્ચે કેટલું અંતર છે તે નક્કી થયું નથી-હોય તો વિશેષમાં વિશેષ દશ વર્ષનું સંભવે છે. એટલે તેટલા સમયમાં આઠ રાજાનો અમલ પસાર થઈ જતો માનવું તે અસંભવિત છે. તે માટે જે રસ્તો ખુલ્લો રહ્યો તે સૌથી છેવટે તે નામો ઉમેરવાનો જ રહે છે. અને તે કાંઇક સુયોગ્ય પણ દેખાય છે; કેમકે મિ. વિન્સેન્ટ સ્મિથ જેવા અભ્યાસીનો મત પણ તે દિશાનું જ સૂચન કરતો માલૂમ પડે છે. તેમણે લખ્યું છે કે " Later Kushan Kings = પાછળના

(૩૩) હિ. હિ. પૃ. ૬૫૮

કુશાન રાજાઓ". એટલે નાની નાની મુદત સુધી રાજ્ય કરનારાઓ કે બળહીન તે સર્વ રાજાઓ હશે એમ તેમનું કથન થાય છે. ઉપરાંત એમ પણ સૂચવે છે કે તે સર્વેનો એકંદર રાજ્ય સત્તાનો સમય, આખા વંશની સમાપ્તિ સુધીના સમયની મર્યાદા પર્યંતની ગણત્રી કરવા માટે આપણે લઈ જવો જોઈશે.

આટલે સુધીનું કાર્ય તો હજુ બહુ સહેલું હતું. પણ હવે નામાવલી ગોઠવવામાં જ કેટલીક મુશ્કેલી ઉભી થાય તેમ છે. મિ. વિન્સેન્ટે તે અનુક્રમ સાથે જણાવ્યા પ્રમાણે ગોઠવ્યો છે.[૩૪] તેમાં પહેલાં બે નામનો અનુક્રમ સર્વ સંમત છે. તે પછી કયાં કયાં મતફેર થાય છે તે તપાસી જોઈએ. તેમણે કનિષ્ક, હુવિષ્ક, અને વાસુદેવ એમ અનુક્રમ મૂકયો છે. જ્યારે રાજતરંગિણિકારે[૩૫] તથા મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસના લેખકે, હુવિષ્ક જુરક અને કનિષ્ક એ પ્રમાણેનું ત્રિક તો બતાવ્યું છે પણ તેના અનુક્રમમાં, કનિષ્ક ને ઉપર મૂકવાને બદલે સૌથી છેલ્લે મૂકયો છે.

| | ઈ.સ. | | ઇ.સ. | | વર્ષ |
|---|---|---|---|---|---|
| (૧) કડફસીઝ પહેલો (cir) | ૪૦ | – | ૭૮ | = | ૩૮ |
| (૨) કડફસીઝ બીજો (cir) | ૭૮ | – | ૧૧૦ | = | ૩૨ |
| વચ્ચે ગાળો વર્ષ | ૧૧૦ | – | ૧૨૦ | = | ૧૦ |
| (૩) કનિષ્ક | ૧૨૦ | – | ૧૬૦ | = | ૪૦ |
| (૪) હુવિષ્ક | ૧૬૦ | – | ૧૮૨ | = | ૨૨ |
| (૫) વાસુદેવ | ૧૮૨ | – | ૨૨૦ | = | ૩૮ |
| (૬) અન્ય રાજાઓ | ૨૨૦ | – | ૨૬૦ | = | ૪૦ |

ઉપરાંત હુવિષ્ક અને કનિષ્કની વચ્ચે એક જુરક નામનો, કોઈ તૃતિયાંગ રાજા, ઘુસાડી દીધો છે. અને તે બાદ વાસુદેવનું નામ મૂકયું છે. આ બેમાંથી કોનો મત વિશેષ માનનીય થાય તેમ છે તે તપાસીએ.

મિ. વિન્સેન્ટ સ્મિથ જેમ એક અઠંગ અને ઉંડા અભ્યાસી હોવા સાથે ખૂબ ઝીણવટથી અવલોકન કરનાર છે તથા તેમના કથનને વર્તમાનકાળના ઐતિહાસિક વિષયની શોધખોળમાં મંડી રહેનાર લગભગ સર્વ વિદ્વાનો અતિ ઉચ્ચ સ્થાન આપે છે, તેમ રાજતરંગિણિકારને પણ એક વ્યક્તિ તરીકે ભરૂસાદારપાત્ર ગણવામાં આવે છે. ઉપરાંત તેની તરફેણમાં એક સબળ કારણ એ ઉમેરાય છે કે,આ કુશાનવંશી રાજાઓ જેમ કાશ્મિરપતિઓ હતા તેમ રાજતરંગિણિના લેખક મહાશય પોતે પણ કાશ્મિરનાજ વતની હતા;અને એ તો સ્વયંસિદ્ધ છે કે, કોઈ પણ લેખક અન્ય દેશની હકીકત લખવા કરતાં પોતાના જ દેશની હકીકત લખવા બેસે, તો સર્વ માહિતી વિશેષ પણે તેમજ વિશ્વસનીય સ્થળેથી તે મેળવી શકે છે. એટલે તરંગિણિકારનું કથન તેટલે દરજ્જે વધારે મજબૂત બને છે. વળી જેમ વિન્સેન્ટ સ્મિથને અન્ય ઇતિહાસ વિદ્ હિંદુ હિસ્ટરીના લેખકના મતનો ટેકો મળી રહે છે તેમ તરંગિણિકારના કથનને પણ તેવાજ શ્રમસેવક[૩૬] મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસના લેખક વિદ્વાન મહાશયનો ટેકો છે એટલે કે બન્ને મતધરોને અન્ય વિદ્વાનોનાં સમર્થન પણ છે. ત્યારે કોનો મત વધારે સ્વીકાર્ય ગણવો તે કૂટ પ્રશ્ન એમને એમ ઉભોજ રહે છે. આ પ્રમાણે એક સ્થિતિ છે. ત્યારે બીજી હકીકત એમ નીકળે છે કે, વિન્સેન્ટ સ્મિથ સાહેબના અને તેમના મતને સમર્થન આપનાર હિંદુ હિસ્ટરીના લેખક મહાશયના એમ બન્ને વિદ્વાનોનાં પોતાનાં મંતવ્યથી ઉલટું સૂચન કરનારાં વાકયો તેમના પોતાનાજ ગ્રંથોમાંથી લબ્ધ થયાં કરે છે. જેમકે મિ. સ્મિથે ઉપર ટાંકેલી નામાવળીમાં કનિષ્ક, હુવિષ્ક અને વાસુદેવ એ પ્રમાણેનો ક્રમ બતાવ્યો છે ત્યારે તેમણે પોતે બનાવેલ અન્ય પુસ્તક નામે "મથુરા એન્ડ ઇટસ એન્ટીકવીટીઝ"માં[૩૭] "Six bases of Buddha statues inscrib-

(૩૪) અ. હિ. ઈ. ચોથી આવૃત્તિ પૃ. ૨૯૩ ઉપર આપેલ કોઠાનું અવતરણ.

(૩૫) રાજતરંગિણિનો તરંગ પહેલો પારિ. ૭૪ પૃ. ૭૬

(૩૬) મૌ. સા. ઈ. પૃ. ૬૫૪

(૩૭) જુઓ મજકુર પુસ્તક, છપાયા તારીખ ૧૯૦૧ અલ્હાબાદ પૃ. ૩

ed and dated in the regnal years of the Indo-Scythian rulers Huvishka, Kanishka and Vasudev=ઈન્ડોસિથિઅન રાજકર્ત્તા હુવિષ્ક, કનિષ્ક અને વાસુદેવના રાજ્યના અમુક વર્ષે બનાવેલ એવા શબ્દ કોતરેલ બુદ્ધદેવનાં પૂતળાંની છ પાદપીઠો" એ પ્રમાણેના શબ્દો વ્યક્ત કરીને હુવિષ્ક, કનિષ્ક અને વાસુદેવનો અનુક્રમ, મંજુર કર્યો છે. એટલે કે એક વખત, કનિષ્કને પ્રથમ મૂકીને હુવિષ્કને બીજો મૂકે છે જ્યારે બીજી વખત હુવિષ્કને પ્રથમ મૂકી કનિષ્કને બીજો ગણાવે છે. મતલબ કે તેમનાં પોતાનાંજ બન્ને મંતવ્યો નિરનિરાળાં પડી જતાં જણાય છે. તેવીજ રીતે હિંદુ હિસ્ટરીના લેખકના મંતવ્યોનું પણ બન્યું છે. તેમણે એક ઠેકાણે પોતાના પુસ્તકમાં પૃ. ૬૫૬ ઉપર લખ્યું છે કે, "Kanishka who probably succeeded by one Vasishka=કનિષ્કની પછી કોઈ એક વાસિષ્ક ગાદીએ આવ્યો હોય તે વિશેષ બનવા યોગ્ય છે." જ્યારે આગળ ચાલતાં પૃ. ૬૫૮ ઉપર જણાવે છે કે "Kanishka was succeeded by Juska, about whom we know very little=કનિષ્કની પછી જુસ્ક[૩૮] ગાદીએ બેઠો છે, જેના વિશે આપણે બહુજ થોડી માહિતી ધરાવીએ છીએ" મતલબ કે એક વખત કનિષ્કની પાછળ ગાદીએ બેસનાર તરીકે વસિષ્ક લખે છે, ત્યારે બીજી વખત હુવિષ્કને લેખે છે. આ પ્રમાણે તેમનાં બન્ને મંતવ્યો પણ હેરફેર પડી જતાં દેખાય છે. જેથી કરીને એક પક્ષમાં ઉભા રહેતા બન્ને વિદ્વાનો–મિ. સ્મિથ અને હિંદુ હિસ્ટરીના લેખક–પોતાનાંજ વચનોમાં અનિશ્ચિત રૂપ ધારણ કરતા દેખાય છે. જ્યારે બીજા પક્ષના વિદ્વાનો વિશે, તેવી સ્થિતિ માલૂમ નથી પડતી. તેટલા માટે આ બીજા પક્ષનો મત વિશેષ વજનદાર લેખવો પડશે. છતાં આપણે એટલો તો સ્વીકાર કરવોજ રહે છે કે, મિ. સ્મિથ ભલે પોતાનાં કથનોમાં હેરફેર જતા દેખાય છે, છતાં તેમનાં કથનો શિલાલેખ જેવા અભંગ આધારોને લઇને ઘડાયાં છે. જેથી તે મંતવ્યો તરછોડવા યોગ્ય કે અવગણના કરવા યોગ્ય તો લેખી શકાય તેમ નથીજ. એટલે આ બધી ગૂંચો અને ભૂલભૂલામણીનો એક રીતે તોડ નીકળતો હજુ સૂચવી શકાય તેમ છે. તે એમ કે, એક કનિષ્કને બદલે બે કનિષ્ક થયા હતા એમ ઠરાવવું અને તેમાંના એકની પાછળ હુવિષ્ક થયો હતો અને બીજાની પાછળ વાસુદેવ થયો હતો એવું નક્કી કરવું; તથા જુસ્ક નામ નજરે પડે છે, તેને એક વિદ્વાને જેમ હુવિષ્કનું બીજું નામ[૩૯] ઠરાવી દીધું છે તેમ લેખી, પ્રથમના કનિષ્ક પછી ગાદીએ આવનાર તરીકે તેને સ્વીકારી લેવો. અથવા તો તેને એક સ્વતંત્ર વ્યકિત ગણીને, બન્ને જોડકાં (એક બાજુ કનિષ્ક હુવિષ્કનું અને બીજી બાજુ કનિષ્ક વાસુદેવનું) ની વચ્ચે ગોઠવવો. આ પ્રમાણે ગોઠવણ થાય તો સર્વે વિદ્વાનોને સત્ય ઠરાવવાનો આપણે અનુમાનીક અથવા વ્યવહારિક તોડ સૂચવ્યો કહેવાય. પરંતુ જ્યાંસુધી તેને પ્રમાણિક અને સબળ તથા અતૂટ પુરાવાથી સાબિત કરી ન શકાય ત્યાંસુધી સિદ્ધાંત તરીકે કબૂલ નજ કરી લેવાય. એટલે તે પ્રશ્ન આગળ ઉપર મુલતવી રાખી હાલ તો તરંગિણિકારનો મત વજનદાર ગણીને તેમની નામાવલી આ પ્રમાણે ગોઠવીશું. (૧) કડફસીઝ પહેલો (૨) કડફીસીઝ બીજો ઉર્ફે વીમા કડફસીઝ (૩) કનિષ્ક (૪) જુષ્ક (૫) કનિષ્ક (૬) વાસુદેવ અને તે બાદ, નામ નહીં જણાયલા સાતથી આઠ રાજાઓ; આ પ્રમાણે ઠરાવીને કામ લેતાં બધું ઠીક તો લાગે છે. છતાંયે કેટલીક મુશ્કેલીઓ તથા અસંગતતા ઉભી થયાં કરે છેજ અને તેનો ઉકેલ જ્યાંસુધી ન કરાય, ત્યાંસુધી ઠરાવેલી આ નામાવલીનો પણ સાચા દીલથી તો સ્વીકાર કરી નજ શકાય; એટલે તે મુશ્કેલીઓ દૂર કરવાને પ્રયત્નશીલ થવુંજ રહે છે.

(૩૮) અહીં જુસ્ક એટલે તેમનો લખવાનો મુદ્દો હુવિષ્કનો છે, કેમકે પૃ. ૬૫૬થી ૬૫૮ સુધી બધું વર્ણન તેમણે હુવિષ્કના નામેજ લખ્યે રાખ્યું છે: મતલબ કે હુવિષ્કનેજ જુસ્ક તરીકે તેમણે લેખ્યો છે.

(૩૯) જુઓ ઉપરનું ટીપ્પણ નં. ૩૮

જે મુશ્કેલીઓ કે અસંગતતા મારી નજરે ચડી આવી છે તે આ **બીજી મુશ્કેલીઓ** પ્રમાણે છે:—

**અને તેનો ઉકેલ.**

(૧) "સ્ટેન કોનાઉના ખરોષ્ટી ભાષાના શિલાલેખો" નામક પુસ્તકનાં પૃ. ૧૬૨માં આરા ગામના શિલાલેખનું વર્ણન છે તેમાં "**महाराजस्य राजातिराजस्य देवपुत्रस्य कैसरस्य वझेष्कस्य पुत्रस्य कनिष्कस्य**=મહારાજ રાજાધિરાજ દેવપુત્ર કૈસર વઝેષ્કના[૪૦] પુત્ર કનિષ્કનો" આવા શબ્દો છે એટલે કે વઝેષ્કના પુત્ર તરીકે કનિષ્કને ઓળખાવ્યો છે. જ્યારે આપણે તો ઉપર ગોઠવેલ નામાવલીમાં નં. ૩ કનિષ્ક નં. ૪ જુષ્ક અને નં. ૫ કનિષ્ક એમ ગોઠવીએ છીએ. અને તેનો અર્થ એમ થાય છે કે જુષ્કની પછી કનિષ્ક ગાદીએ બેઠો છે એટલે કે જુષ્ક અને કનિષ્કની વચ્ચે કાં તો પિતા પુત્રનો સંબંધ હોય વા અન્ય કોઇ સંબંધ પણ હોય. જો પુત્રનો સંબંધ હોય તો પછી જુષ્કનો પુત્ર કનિષ્ક થયો, અને જુષ્ક એટલે હુવિષ્ક એમ લેખાયું છે[૪૧] એટલે તો, કનિષ્ક તે વાસિષ્કનો પુત્ર ન થયો પણ હુવિષ્કનો પુત્ર થયો: અને પિતા પુત્રને બદલે અન્ય સંબંધ લેખીએ તો પ્રશ્ન એ થશે કે લેખમાં દર્શાવેલ કનિષ્કનો પિતા જે વાસિષ્ક છે, તે કોણ? તેમજ તેનો પુત્ર જ્યારે ગાદીપતિ થયો છે તો તે પોતે ક્યાં ગયો અને તેનું નામ શા માટે કોઈ નામાવલીમાં ગોત્યું નથી જડતું? (કે પછી ટી. નં ૩૭માં જેને જુષ્ક તરીકે લેખાવ્યો છે અને હુવિષ્ક ઠરાવી દીધો છે તેનું નામ જ વાસિષ્ક હતું?)

(૨) અત્યાર સુધી જે નામાવળી કુશાન વંશની વિશેષ માનનીય થઈ પડી છે તેમાં, કડફસીઝ બીજાની પછી ગાદીએ આવનારને કનિષ્ક નામથીજ ઓળખાવાયો છે. એટલે કે કડફસીઝ બીજાનો અને કનિષ્કનો સંબંધ, કાં પિતાપુત્રનો હોય કે અન્ય રીતે પણ હોય; ગમે તે પ્રકારનો હોય, પણ જ્યારે તેનો વિચાર કરીએ છીએ ત્યારે ઉપરની દલીલ નં. ૧માં ઉઠાવેલા વાંધા ફરીને અત્ર પણ ઉપસ્થિત થાય છેજ.

(૩) આરાના શિલાલેખમાં (ઉપરની દલીલ નં. ૧ માં ટાંકેલ છે તે) વાસિષ્કે મહારાજાધિરાજની ઉપાધિ પોતાને લગાવેલી છે; અને તે શબ્દો શિલાલેખમાં કોતરાયલાછે એટલે શંકારહિતનો પુરાવો ગણવો રહે છે રાજા પોતે જ જ્યારે મહારાજાધિરાજની પદવી ધારણ કર્યાનું ઉલ્લેખે છે, ત્યારે વસ્તુસ્થિતિ એમ સૂચવે છે કે, પોતે ગાદીપતિ બન્યો હોવો જ જોઇએ; અને તેમ હોય તો આપણો ધર્મ જ છે કે, તેનું નામ કુશાન વંશના રાજાની નામાવળીમાં અલંકૃત કરવું જોઈ એ જ.

(૪) રાજા કનિષ્કના કોતરાવેલ સર્વે શિલાલેખો તપાસીશું તો, તેના નામ સાથે જોડેલી નાનામાં નાની આંક સંખ્યા ત્રણની છે.[૪૨] અને મોટામાં મોટી સાઠની છે.[૪૩] એટલે એમ સાર થયો કે, કનિષ્ક નામનો રાજા, ત્રણથી માંડીને સાઠ વરસ સુધી હૈયાત હતો જ. જ્યારે આખા કુશાન વંશની વંશાવળી તપાસી જોઇશું (જ્યાં સુધી જાણવામાં આવી છે ત્યાં સુધીની) તો તેમાંના કોઈ પણ રાજાનો રાજ્યકાળ તેટલો બધો દીર્ઘકાળ ચાલ્યો હોવાનું જણાતું નથી. લાંબામાં લાંબો ૪૦ વર્ષનો જ જણાયો છે. એટલે તે નામની એક જ વ્યક્તિ જો થઈ હોય તો, ૬૦ વર્ષ જેટલા કાળ સુધી તેણે રાજ્ય ચલાવ્યું હોય એમ માની લેવાને હૃદય જરા અચકાય છે. સિવાય કે, તે એકદમ નાની ઉમરે ગાદીએ બેઠો હોય અને તેના નામની આણ ફરી રહી હોય.

(૫) વળી જે જે શિલાલેખોમાં[૪૪] કુશાનવંશી રાજાઓનાં નામો પ્રકાશિત થયેલાં દેખાય છે, તેનો

(૪૦) વઝેષ્કનું બીજું નામ કે ઉપનામ કૈસર હોવાનું આ ઉપરથી ફલિત થાય છે. આ હકીકતને આગળના પરિચ્છેદે કનિષ્ક બીજાની હકીકત સાથે સરખાવો.

(૪૧) જુઓ ઉપરની ટી. નં. ૩૮

(૪૨) એ. હિ. ઈ. પૃ. ૧૩૧, જુઓ સારનાથનો લેખ.

(૪૩) એ. હિ. ઈ. પૃ. ૧૩૧, જુઓ મથુરાનો લેખ.

(૪૪) કનિષ્કના શિલાલેખોમાં મહારાજાધિરાજની ઉપાધિવાળામાં આંક સંખ્યા ૪૧ અને ૬૦ પણ છે: તેવીજ રીતે (જુઓ નીચેની ટીકા નં. ૪૫-૪૬) હુવિષ્કના નામ સાથે પણ ૩૩ થી ૬૦ સુધીના આંક છે.

કાળક્રમ જો ગોઠવીશું તો એક અન્ય વસ્તુસ્થિતિ જ નજરે પડે છે; રાજા કનિષ્કના સમયમાં (એટલે ઉપરની દલીલ નં. ૪ માં જણાવ્યા પ્રમાણે ૩ થી ૬૦ વર્ષના રાજ્ય અમલમાં) રાજા હુવિષ્કનું નામ પણ અંતર્ગાળે આવી જાય છે.[૪૫] અને તે પણ સાદુ એટલે કાંઈ પણ ઉપાધિ વિનાનું હોત, તો તો એમ પણ માની લેવાત કે હુવિષ્ક નામે, રાજા કનિષ્કનો કોઈ સરદાર હશે. પણ તેમાં તો હુવિષ્કને પણ 'મહારાજાધિરાજ' વિગેરે[૪૬] શબ્દોથી નવાજેલ છે. એટલે કે હુવિષ્ક પણ સ્વતંત્રપણે ગાદીપતિ જ બનવા પામ્યો હતો એમ તેમાં સૂચવ્યું છે. તો શું બે રાજાઓ એક જ સમયે ગાદી ઉપર બિરાજ્યા હતા એમ માની લેવું!

(૬) જેમ નં. ૫ ની દલીલમાં, હુવિષ્કની સાલો તપાસતાં, કેટલીક આંક સંખ્યા એક બીજાને ઢાંકી દે છે, તેમ વળી વઝેષ્ક અને કનિષ્કની બાબતમાં પણ થયાં કરે છે;[૪૭] અને તેમાં પણ વઝેષ્કને મહારાજાધિરાજની ઉપાધિથી[૪૮] અલંકૃત કરેલ છે. એટલે કે વઝેષ્ક (વાસિષ્ક)ને પણ એક ગાદીપતિ થઈ ગયો જ ગણવો રહે છે. ત્યારે તો વળી નં. ૫ ની દલીલની પેઠે અહીં પણ મુશ્કેલી આવી ઊભી રહે છે!

આ પ્રમાણે નાની મોટી અગવડો ઉભી રહેલી દેખાય છે જ. આ બધીનો ઉકેલ પૃ. ૧૨૯ માં સૂચવ્યા પ્રમાણેની યુક્તિથી આણી શકાય છે. અને તે મુજબ ઠરાવવાનું મન થયા જ કરતું હતું, તેવામાં એક માસિકમાં લખાણ વાંચવામાં આવ્યું.[૪૯] તેથી મારા વિચારને પુષ્ટિ મળી ગઈ. એટલે મનમાં રહી જતી ગૂંચનો કેટલેક દરજ્જે ઉકેલ થઈ ગયો અને લાંબા વિચાર કરી મગજ કસવાનો બોજો ઓછો થઈ ગયો. આ યુક્તિ પૃ. ૧૨૯ ઉપર જણાવી દીધી છે કે, કનિષ્ક નામની બે વ્યક્તિ ઠરાવવી: અને તે બેની વચ્ચે વઝેષ્ક (વાસિષ્ક)ને અને હુવિષ્કને ગોઠવવા (કેવી રીતે ગોઠવી શકાય તે માટે આગળનો પારિગ્રાફ જુઓ. જેમાં તેઓના સમયકાળની ચર્ચા કરી બતાવી છે.)

આટલું જણાવ્યા બાદ હવે આપણે તેમની સમયાવળી ગોઠવવાનું કામ હાથ ધરીશું. તેમ કરવા માટે પ્રથમ તો આપણે કોઇક નિશ્ચિત બિંદુજ (settled point) હાથ ધરવું પડશે; અને તે, રાજા કનિષ્ક (હવેથી આપણે તેને કનિષ્ક પહેલો જ કહીશું)ના રાજ્યાભિષેકની સાલ છે. તે આપણે ઉપરમાં ઈ. સ. ૧૦૩ની હોવાનું[૫૦] જણાવી ગયા છીએ. એટલે તેની પહેલાના બે રાજાનો એક વિભાગ અને તેની પાછળના

**તેમની સાલવારી**

(૪૫) જુઓ ઓ. હિ. ઇ. પૃ. ૧૩૭, જેને માટે મિ. વિન્સેંટ સ્મિથ (મથુરા એન્ડ ઈટસ એન્ટીકવીટીઝમાં) લખે છે કે, "Huvishka's years overlap those of his predecessor from the year 33 to the year 60 of Kanishka's regnal era=હુવિષ્કના સમયના વર્ષો તેના પુરોગામી કનિષ્કના રાજઅમલના વર્ષોને ૩૩થી ૬૦ સુધી-ઢાંકી દે છે."

વળી નીચેની ટીકા નં. ૪૬ જુઓ.

(૪૬) વરડક ગામનો શિલાલેખ જુઓ. તેમાં ૫૧ની સાલ છે અને મથુરાનો શિલાલેખ છે તેમાં ૬૦ની સાલ છે.

વળી ઉપરની ટીકા નં. ૪૪, ૪૫ સરખાવો.

(૪૭) નીચેની ટીકા નં. ૪૮ સરખાવો.

(૪૮) પૃ. ૧૩૦ ઉપર દલીલ નં. ૧માં આરા ગામના શિલાલેખની હકીકત લખી છે તે, તેમજ (અ) ઇસાપુરના શિલાલેખમાં ૨૪ની સાલ (આ) સાંચીના લેખમાં ૨૮ (જોકે આમાં વઝેષ્કનું પુરૂં નામ નથી લખેલ) અને (ઇ) મથુરાના લેખમાં ૨૮ની સાલ છે: આ બધી સાલો કનિષ્કના ૩થી ૬૦ વર્ષના ગાળામાં ઢંકાઈ જાય છેજ.

(૪૯) જુઓ "સુધા" નામના હિંદી માસિકનો ૧૯૯૦ના માર્ગશીર્ષ માસના અંકનો લેખ; શીર્ષક "મથુરા કા યજ્ઞીય સ્તંભ" લેખક શ્રીયુત વાસુદેવ શરણ અગ્રવાલ એમ. એ. એલ. એલ. બી. (આ અંકનાં પૃષ્ઠ હું આપી શકતો નથી તેમ કદાચ માર્ગશીર્ષને બદલે બીજા કોઈ માસનો પણ અંક હોય; કેમકે મારી પાસે તો તે અંકનાં માત્ર કેટલાંક છૂટાં ફાટેલ પાનાંજ ગાંધીની દુકાનની પસ્તીમાંથી હાથ આવેલાં છે. વાચકવર્ગ સંપૂર્ણ તપાસ કરી શકે માટે આટલો આધાર બતાવ્યો છે) લેખક મહાશયનો હું ઋણી છું.

(૫૦) જુઓ પૃ. ૧૦૨.

સર્વે રાજાઓનો બીજો વિભાગ. આ પ્રમાણે સાલવારી ગોઠવવાના બે વિભાગ પડી ગયા.

પ્રથમનો વિભાગ નાનો હોઇને તેને પ્રથમ તપાસી લઇએ. ઉપરમાં જણાવી ગયા છીએ કે, કડફસીઝ પહેલાએ હિંદુકુશ પર્વતની પેલી પાર પોતાનું સંસ્થાન પ્રથમ જમાવ્યું હતું[૫૧] અને તેજ વ્યક્તિ આ વંશનો આદિ પુરૂષ હતો. વળી ઇન્ડોપાર્થિઅન શહેનશાહના હિંદ ઉપરના અધિકાર વિશેનું વર્ણન કરતાં પુ. ૩માં આપણે એમ જણાવ્યું હતું કે, તેમના શહેનશાહ ગોંડોફારનેસને ઇરાનની ગાદી મળવાથી ઇ. સ. ૪૫ના અરસામાં તેને હિંદ છોડવું પડ્યું હતું.[૫૨] એટલે નક્કી થયું કે, જ્યાં સુધી આ શહેનશાહ ગોંડોફારનેસ હિંદમાં હતો ત્યાં સુધી તો, પંજાબ, અફઘાનિસ્તાન વિગેરે જે જે દેશો, ઇરાન અને મથુરાવાળા સૂરસેન દેશની વચ્ચે આવેલા હતા તે સર્વે ઉપર, તેની જ આણ વર્તી રહી હતી. અને તેની આણ હોય ત્યાં સુધી કડફસીઝ કે કોઈ બીજાની રાજસત્તા ન હોય એ પણ સ્વયં સાબિત થઈ ગયું કહેવાય. ભલે પછી કડફસીઝની સત્તા હિંદની બહારના અનેક દેશો ઉપર જામી પડી હોય; પરંતુ તે પ્રશ્ન આપણને લાગતો નથી. એટલે સાર એ થયો કે, કુશાનવંશી સરદારોની રાજસત્તા જો હિંદ ઉપર થવા જ પામી હોય તો, તેનો સમય ઈ. સ. ૪૫થી માંડીને ઇ. સ. ૧૦૩ સુધીના ૫૮ વર્ષના ગાળામાં જ ગણવો રહે છે. પછી તે રાજસત્તા ઇ. સ. ૪૫ બાદ, તુરતજ થવા પામી છે કે કેટલોક સમય ગયા બાદ તે આપણે નક્કી કરવું રહે છે.

ઘણાખરા ઇતિહાસકારનું મંતવ્ય એમ થયું છે કે, કડફસીઝ પહેલાએ આશરે ૪૦ વર્ષ અને બીજાએ આશરે ૩૨ વર્ષ રાજ્ય ભોગવ્યું છે. જ્યારે વિદ્વાનોનો મોટો ભાગ આ પ્રમાણે સહમત છે ત્યારે તેનો સ્વીકાર કરી લેવામાં શંકાને બહુ સ્થાન રહેતું નથી. છતાં કહેવું પડે છેજ કે, કાંઈ એવો નિયમ પણ ન જ હોઈ શકે, કે સહમત થયેલ સર્વ હકીકત સર્વથા સત્યજ હોય. સિવાય કે તે હકીકત, સમયના આંક અથવા શિલાલેખો કે સિક્કાઈ જેવા અભંગ ગણાતા પુરાવાના આધારે સાબિત થઈ ચૂકી હોય[૫૩]. જે મુદ્દો આપણે અત્ર વિચારી રહ્યા છીએ તે આવા સિદ્ધાંતના આધારે નિશ્ચિત થઈ ચૂકેલી હકીકત તો નથી જ, પણ આપણા ધ્યેય પૂરતો તેનો સ્વીકાર કરી લેવામાં કોઈ મુશ્કેલી ઉભી થતી દેખાતી નથી. એટલે આ બન્ને રાજવીનો સમય કુલ મળીને ૭૨ વર્ષનો થયો ગણવો રહે છે. ઉપરાંત કેટલાકનું માનવું એમ પણ થાય છે કે, કડફસીઝ બીજો અને તેની પાછળ આવનાર રાજા કનિષ્ક પહેલો, તે બેની વચ્ચે દશેક વર્ષનો ગાળો પડ્યો હોવાનો સંભવ છે.[૫૪] તે બિનાને પણ જો હિસાબમાં લઇએ તો ૭૨+૧૦=મળીને ૮૨ વર્ષનો કાળ, કુશાન વંશની સ્થાપના થયાની અને ઈ. સ. ૧૦૩માં કનિષ્ક પહેલાનો રાજ્યાભિષેક થયો તે બેની, વચ્ચે ગણવો પડશે. પણ મારી સમજ એમ થાય છે કે, આ દશ વર્ષનો ગાળો પડ્યો હોવો ન જોઈએ; કેમકે કડફસીઝ બીજાની સિંહાસન-સ્થિત મૂર્તિ (એટલે સાબિત થાય છે કે તે પોતે તે પ્રદેશનો અધિષ્ઠાતા બની ચૂક્યો હતો)[૫૫] મથુરા શહેરથી ચૌદ માઈલ જ દૂર આવેલ માટ નામના ગામથી મળી આવેલ છે.[૫૬] વળી ચષ્ઠણની

---

(૫૧) જુઓ ઉપરમાં હૂણ અને કુશાનોની આર્ય પ્રજામાં થતી ગણનાવાળો પારિગ્રાફ.

(૫૨) પુ. ૩ માં તેના વૃત્તાંતે જુઓ.

(૫૩) આથી કરીનેજ અશોકની અને પ્રિયદર્શિનની અનેક હકીકતો વિશે, અદ્યાપિપર્યંતના સર્વે વિદ્વાનો સહમત હોવા છતાં, તેમને સમયના આંકથી તથા સિક્કાઈ પુરાવાથી મજબૂતપણે સાબિત કરી શક્યા નથી. અને તેથીજ તે ફેરવાઈ જતી આપણે દેખીએ છીએ (જુઓ તે માટે પુ. ૨માં મૌર્ય સામ્રાજ્યનાં વૃત્તાંતે,તે તે શહેનશાહોનાં જીવન ચરિત્રો).

(૫૪) જુઓ પૃ.૧૨૮ ઉપર ગોઠવેલી તેમની નામાવળી.

(૫૫) કડફસીઝ બીજાનો મુલક કદાચ આ માટ સુધીજ થયો હશે. અને મથુરા સર કરી શકાયું નહીં હોય; અથવા મથુરા ચડાઈ લઈ જતાં વચ્ચે રસ્તામાંજ તે મરણ પામ્યો હશે. (વળી જુઓ નીચે ટી. નં. ૫૬; તથા કડફસીઝ બીજાનું વૃત્તાંત).

(૫૬) કદાચ તે સમયે, મથુરા શહેરનો વિસ્તારજ કાં એવડો મોટો ન બન્યો હોય કે, આ ૧૪ માઇલ અંતરે આવેલ માટ ગામ, તે મથુરા શહેરનું એક પરૂ બની રહ્યું હોય? પરંતુ તેમ બનવા યોગ્ય નથી તે માટે આગળ ઉપર કનિષ્ક પહેલાનું વૃત્તાંત જુઓ.

મૂર્તિ[૫૭] રાજા કનિષ્કની સાથેની પણ તેજ પ્રદેશમાંથી મળી આવી છે. એટલે સાર એ થયો કે મથુરાના તથા તેની આસપાસના પ્રદેશ ઉપર કડફસીઝ બીજાનો અમલ શરૂ તો થઈ ગયો જ હતો. વળી કનિષ્ક પહેલાની ગાદિનું સ્થાન પણ તેજ પ્રદેશ છે. એટલે તે બેની વચ્ચે-કડફસીઝ બીજો અને કનિષ્ક પહેલો તે બેની વચ્ચે-સમયનું કોઇ અંતર સંભવિત નથી. કેમકે સાધારણ રીતે એવો નિયમ હોય છે કે (૧) એકજ પ્રદેશ ઉપર એકજ વંશી રાજાઓનો રાજ્ય અમલ હોય તો તે બેની વચ્ચે ( કારણ કે કડફસીઝ બીજાની અને કનિષ્કની એમ બન્નેની મૂર્તિઓ એકજ ગામ-પ્રદેશમાંથી મળી આવી છે ) કાંઈ પણ સમયનું અંતર હોઈ શકે નહીં, સિવાય કે તે બે રાજાની વચ્ચે તેજ પ્રદેશમાં કોઇ નવીન પ્રકારની રાજ્યક્રાંતિ થવા પામી હોય તોજ; પરંતુ તેમ બનવા પામ્યું હોય એમ દેખાતું નથી; કેમકે જો કોઈ પ્રકારની રાજ્યક્રાંતિ થવા પામી હોત તો રાજતરંગિણિકાર પોતાના દેશ પુરતી હકીકત તો જરૂર લખી કાઢત જ. એટલે બહુ તો આપણે તેટલા સમય માટે ઇન્ટરરેગનમ[૫૮] (Inter-regnum) અથવા અંધાધુની જેવું બન્યું હોવાનું ફક્ત માની લેવું રહે. પરંતુ તેમ પણ બન્યું હોવાના જ્યાં સુધી કોઈ પુરાવા આપણને ન જ મળે ત્યાં સુધી તેની કલ્પના કરી લેવી તે પણ ધોરી માર્ગનો ત્યાગ કરી અપવાદ માર્ગે ઉપર ઉતરી પડયા બરાબર ગણાશે. અથવા (૨) તે બેની વચ્ચે ત્યારેજ અંતર હોઈ શકે, કે તે બન્ને રાજાઓ ભિન્નભિન્ન વંશના હોય છતાંયે જો એકજ પ્રદેશ ઉપર હકુમત ભોગવનાર થયા હોય તોજ. પરંતુ અંહી તો નિશંકપણે સિદ્ધ થયેલી જ બિના છે કે, કડફસીઝ બીજો અને કનિષ્ક પહેલો, તે બન્ને એકજ વંશના છે. એટલે સર્વ પરિસ્થિતિને વિચારમાં લેતાં, એકજ નિર્ણય કરવો રહે છે કે કડફસીઝ બીજા પછી તુરતજ કનિષ્ક પહેલાનો રાજ્યાભિષેક થયો હોવો જોઇએ. સર્વ દલીલનો સાર એ થયો કે કુશાન વંશના પ્રથમના બે સરદારોનો સમય નીચે પ્રમાણે ઠરાવવો યોગ્ય છે.

(૧) કડફસીઝ બીજાનું રાજ્ય ૩૨ વર્ષનું ગણતાં ઇ. સ. ૭૧ થી ૧૦૩ સુધી અને (૨) કડફસીઝ પહેલાનું રાજ્ય ૪૦ વર્ષનું ગણતાં ઇ. સ. ૩૧ થી ૭૧ સુધી[૫૯].

હવે બીજા વિભાગની વિચારણા કરીએ:-કનિષ્ક પહેલો; તેના નામના જે અનેક શિલાલેખમાં આંક સંખ્યા જણાવવામાં આવી છે તે માંહેના સારનાથવાળામાં ૩, મથુરામાં ૯, માણિકયાલમાં ૧૮, અને આરામાં ૪૧ની સાલના આંક કોતરાવલા છે. જ્યારે વાસિષ્કના શિલાલેખમાંના ઇસાપુરમાં ૨૪, સાંચીમાં ૨૮ (?) અને મથુરામાં ૨૯ના આંક નજરે પડે છે. એટલે કનિષ્કને લગતો મોટામાં મોટો આંક ૪૧ નો છે ત્યાંસુધી તો તેનું રાજ્ય લંબાયું હતું એમ માની શકાય. પરંતુ વાસિષ્ક માટેની નાનામાં નાની સંખ્યા જે ૨૪ ની છે તેના લખાણમાં પણ પોતે મહારાજાધિરાજનો ઇલ્કાબ ધારણ કરી લીધાનું જણાય છે. એટલે એમ માની શકાય છે કે, તેનું રાજ્ય કમમાંકમ ૨૪માં શરૂ થઇ ગયેલું હોવું જ જોઇએ; વળી તેમના શકનો પ્રારંભ કનિષ્ક પહેલાથીજ થયાનો ગણાય છે. તેટલા માટે કનિષ્ક પહેલાના રાજ્યની અંદાજી સાલ આપણે ૧ થી ૨૩ સુધીની ઠરાવવી રહે છે.તથા ઉપરમાં આરાના લેખની જે ૪૧ ની સાલ જણાવી છે, તે કનિષ્ક બીજાની હોવાની ઠરાવવી પડશે. તેમજ વાસિષ્કનો

(૫૭) આ ઉપરથી ચષ્ટણ પોતે, કુશાનવંશી રાજાઓ સાથે જોડાયેલ હતો એમ સિદ્ધ થયું. તે સમયે તેનો દરજ્જો શું ગણાતો હતો તે માટે આ ખંડમાં આગળ ઉપર ત્રીજા પરિચ્છેદે જુઓ.

(૫૮) આ શબ્દના અર્થ તથા તેવા બનાવ ક્યારે બન્યા હતા તેનાં દ્રષ્ટાંતો માટે આ પુસ્તક પૃ. ૧૬ જુઓ.

(૫૯) J. I. H. Q. Vol. xii Prof. Sten Konow pp. 29:—Kujula Kadphesis must have been a young man in A. D. 45=જ. ઈ. હિ. કર્વો. પુ. ૧૨, પ્રો. સ્ટેન કોનાઉ પૃ. ૨૯:—ઈ. સ. ૪૫માં કુજુલ કડફસીઝ યુવાવસ્થામાં હોવો જોઇએ. (મારૂં ટીપ્પણ-જોકે તેનો જન્મ તેમણે ઇ. સ. ૧૫થી કાંઇક વહેલો ગણીને આ ૪૫ની સાલ ગણી છે).

સમય ૨૪ થી ૨૯ સુધીના[૬૦] ૭ વર્ષનો ઠરાવવો પડશે. આ પ્રમાણે નં ૩જા અને નં ૪થા રાજાઓનો સમય નક્કી થઈ ગયો કહેવાશે.

હવે આગળ ચલાવીએ. તેમાં હુવિષ્કના શિલાલેખમાંહેલા મથુરામાં ૩૩, વર્ડકમાં ૫૧ અને મથુરામાં ૬૦ એ પ્રમાણે ત્રણ આંક સંખ્યા મળી આવે છે. તેમાંથી છેલ્લા બે મહારાજાધિરાજની ઉપાધિ સાથેના છે અને પ્રથમનો ૩૩ વાળો આંક, સાદા નામ સાથેનો[૬૧] છે. એટલે તે હિસાબે વાસિષ્કની ૨૯ની સાલ પછીથી માંડીને ૩૩ સુધીતો હુવિષ્કને સાદા સરદાર તરીકેજ ઓળખવો પડશે અને ૫૧ થી ૬૦ સુધીના વર્ષો માટે, મહારાજાધિરાજની પદવીવાળો એટલે ગાદીપતિ તરીકે માન્ય રાખવો પડશે. પરંતુ ૩૩ થી ૫૧ વચ્ચેના કયા વર્ષે તેને ગાદી પ્રાપ્ત થઈ હતી તે તો ન જ કહી શકાય; પણ સાથે સાથે જ્યારે કનિષ્ક બીજા માટેનો વિચાર કરીએ છીએ, ત્યારે આરાના શિલાલેખમાં ૪૧ અને મથુરામાં ૬૦ ના આંક સાથે મહારાજાધિરાજની પદવી યુક્ત તેને નિહાળીએ છીએ. એટલે એમ સાર આપણે કદાચ દોરી શકીએ કે, હુવિષ્કની મહારાજાધિરાજ તરીકેની પદવીનો અધિકાર, કમમાં કમ ૪૦ ની સાલમાં કનિષ્ક બીજાએ લઈ લીધો હોવો જોઈએ.[૬૨] જેથી હુવિષ્કનો તે પદવીનો કાળ ૪૦ થી ૬૦ સુધીનો ગણાશે અને સાદા પદવીધારક તરીકેનો તેનો સમય ૨૯ થી ૪૦ સુધીનો લેખાશે. તેમજ કનિષ્ક બીજાની સાલ પણ ૪૦ થી ૬૦ સુધીની તો નક્કી જ થઈ ચૂકી કહેવાય. છતાં તેનાથી વિશેષ કયા સમય સુધી ગણી શકાય તે વિચારવું રહે છે. તેનું જીવન વૃત્તાંત લખતી વખતે જોઈ શકાશે કે તેનું રાજ્ય લગભગ ૯૫ સુધી ચાલ્યું હતું એમ માનવાને કારણ મળે છે. કેમકે તેનો પુત્ર વાસુદેવ જે તેની પછી તુરત જ ગાદીએ બેઠો છે તેના નામનો એક શિલાલેખ મથુરામાંથી ૯૮ ની સાલનો મળી આવ્યો છે. વળી આ લેખ તેણે ગાદીએ બેઠા પછી થોડા વર્ષના જ ગાળામાં કોતરાવ્યો હોય એમ માનવાને કારણ છે, એટલે તેનો રાજ્યાભિષેક ૯૮ ની પહેલાં પાંચેક વર્ષે જો થયો હતો એમ ગણીએ તો તેની સાલ ૯૩ ની મૂકવી પડશે. અને તેનું રાજ્ય ૩૮ વર્ષ લગભગ ચાલ્યું છે એમ ઘણાખરા વિદ્વાનોની માન્યતા થયેલી છે. જેથી કરીને આ બાપદીકરાનો—કનિષ્ક બીજો અને વાસુદેવનો—સમય આસાનીથી આપણે ઠરાવી શકીશું કે કનિષ્ક બીજાએ ૪૦ થી ૯૩ = ૫૩ વર્ષ અને વાસુદેવે ૯૩ થી ૧૩૧=૩૮ વર્ષ સુધી રાજ્ય કર્યું હોવું જોઈએ. તે બાદ કોણે, કેટલાં વર્ષ રાજ્ય કર્યું તે કાંઈ જણાયું નથી. પણ તેવા રાજાઓની સંખ્યા ઉપર પૃ. ૧૨૯ માં જણાવ્યા પ્રમાણે ૭કે૮ની છે.વળી આ કુશાનવંશી રાજાઓની પાસેથી ઉત્તર હિંદનું રાજ્ય ગુપ્તવંશી રાજાઓએ જીતી લીધાનું સાબિત થયું છે. જો કે આ ગુપ્તવંશના આદિ પુરૂષે, કયારે તેમની પાસેથી રાજ્ય લઈ લીધું તે ચોક્કસ કહી શકાય તેમ નથી, પરંતુ તે ગુપ્ત રાજાઓનો સમય લગભગ ઈ. સ. ૨૭૫ થી ૨૯૦ સુધીમાં આરંભ થતો ગણાય છે. એટલે આપણે સહીસલામતીની ખાતર કુશાનવંશનો અંત લગભગ ૨૮૦ માં આવ્યાનું લેખીશું અને ઇ. સ. ૨૮૦ = કુશાન સંવત

(૬૦) એક શિલાલેખને લઇને આ સમય બાબત કાંઇક શંકા ઉભી થાય છે ખરી, પણ તે વજનદાર લાગતી નથી. તે માટે જુઓ નીચેનું ટી. નં. ૬૧

(૬૧) કહેવાય છે (૧) કે, તેના (હુવિષ્કના) નામનો મહારાજાધિરાજની પદવી સાથેનો ૨૮ આંક (?)નો શિલાલેખ મળી આવેલ છે પરંતુ તેમ બનવા યોગ્ય નથી, કેમકે મથુરાના ૨૯ આંકવાળા શિલાલેખમાં (ઉપર જુઓ) વસિષ્કના નામ સાથે મહારાજાધિરાજની ઉપાધિ કોતરાયલી સ્પષ્ટપણે નજરે પડે છે. એટલે તે વિશેષ માનનીય ગણવી રહે છે.

(૬૨) અત્યાર સુધી આખાયે પ્રદેશ ઉપર એકજ વ્યક્તિની અને તે પણ મહારાજાધિરાજ તરીકેની આણ ચાલી રહી હતી. જ્યારે આ સમયથી પ્રદેશની વહેંચણી કરી નાંખી, બન્ને ઉપર બે જુદી જુદી વ્યક્તિની આણ ઠરાવાઈ હતી. એટલે ભલે પદવીની દૃષ્ટિએ હુવિષ્ક, હજુ પણ મહારાજાધિરાજજ કહેવાતો, પણ પ્રદેશની દૃષ્ટિએ તેનો રાજ્ય વિસ્તાર કમી થઇ ગયો હોવાથી અને મૂળ ગાદીપતિ રાજા કનિષ્ક બીજાને જ ગણાતો હોવાથી, રાજા હુવિષ્ક પાસેથી તે પ્રકારનો અધિકાર લઈ લેવાયો હતો એવા શબ્દો મારે વાપરવા પડયા છે.

૧૭૭ થશે; જેથી કરીને વાસુદેવ પછીના સાત કે આઠ રાજાઓનો રાજ્યકાળ એકંદરે ૧૩૧ થી ૧૭૭ સુધીના ૪૬ વર્ષનો ગણવો રહે છે.

આ પ્રમાણે બન્ને વિભાગોનો સમય વિચારી લીધા પછી, આખા કુશાનવંશને આપણે નીચે પ્રમાણે સળંગ ગોઠવીને લખી શકીશું.

| | ઈ.સ. | | ઈ.સ. | વર્ષ | કુશાન સંવત | | |
|---|---|---|---|---|---|---|---|
| (૧) કડફસીઝ પહેલો[૬૩] | ૩૧ | થી | ૭૧ | ૪૦ | – | | – |
| (૨) કડફસીઝ બીજો | ૭૧ | – | ૧૦૩ | ૩૨ | – | | – |
| (૩) કનિષ્ક પહેલો | ૧૦૩ | – | ૧૨૬ | ૨૩ | ૧ | થી | ૨૩ |
| (૪) વાસિષ્ક | ૧૨૬ | – | ૧૩૨ | ૬ | ૨૩ | – | ૨૯ |
| (૫) હુવિષ્ક[૬૫] | | | | | | | |
| સાદો રાજકર્તા | ૧૩૨ | – | ૧૪૩ | ૧૧[૬૪] | ૨૯ | – | ૪૦ |
| મહારાજાધિરાજ | ૧૪૩ | – | ૧૬૩=૨૦ | | ૪૦ | – | ૬૦ |
| (૬) કનિષ્ક બીજો | ૧૩૨ | – | ૧૪૩=૧૧[૬૬] | | | | |
| | ૧૪૩ | – | ૧૬૬ | ૫૩ | ૪૦ | – | ૯૩ |
| (૭) વાસુદેવ | ૧૯૬ | – | ૨૩૪ | ૩૮ | ૯૩ | – | ૧૩૧ |
| (૮ થી ૧૪) સાત રાજાઓ | ૨૩૪ | – | ૨૮૦ | ૪૬ | ૧૩૧ | – | ૧૭૭ |
| | | | | ૨૪૯ | | | |

એટલે કે આખો કુશાનવંશ આશરે ૨૪૯ વર્ષ ચાલ્યો છે અને તેમાં એકંદરે ચૌદેક રાજાઓ થયા છે. તથા ૪૦ થી ૬૦ સુધીના ૨૦ વર્ષમાં બે રાજાઓ મહારાજાધિરાજ તરીકે ઓળખાવાયા છે.

**કુશાન પ્રજામાં કોનો કોનો સમાવેશ થતો હતો**

સમ્રાટ પ્રિયદર્શિને જ્યારે નેપાળની મુલાકાત લીધી હતી ત્યારે ત્યાંથી જ તિબેટ દેશમાં ઉતરીને તે જીતી લીધો હતો તથા પોતાના એક પુત્રને ત્યાં શાસક તરીકે નીમ્યો હતો. વળી ત્યાંથી પાછા ફરતા ખોટાનને જીતી લઈ, તિબેટના જ શાસકને તે પ્રાંત સુપ્રત કર્યો હતો અને ત્યાંથી આગળ વધી કાશ્મિર દેશ કબજે કરી,[૬૭] ત્યાં પણ પોતાના પુત્ર જાલૌકને નીમ્યો હતો. આ સર્વ હકીકત પુ. ૨ માં સમ્રાટ પ્રિયદર્શિનનું રાજ્યવૃત્તાંત લખતાં આપણે જણાવી ગયા છીએ. એટલે તે બન્ને ઠેકાણાં, મૌર્યપ્રજા–સંપ્રિજિ લિચ્છવી-નામની ક્ષત્રિય વર્ગની પ્રજાનાં નિવાસસ્થાન બનવાં પામ્યાં હતાં. હિંદમાંની આર્ય પ્રજાનું સરણ, હિંદની બહારના પ્રદેશમાં જો કોઈ પણ સમયે થવા પામ્યું હોય તો આ પ્રથમમાં પ્રથમ સમય

(૬૩) કડફસીઝ પહેલાના ૪૦ અને બીજાના ૩૨ વર્ષ અહીં ગણ્યા છે: પણ પહેલાના ૩૨ અને બીજાના ૪૦ એમ પણ ગણી શકાશે. કયું સાચું છે તેની ચર્ચા કડફસીઝ બીજાના વૃત્તાંતે કરવામાં આવી છે.

(૬૪) આ અગીઆર વર્ષ સુધી કોની આણ વર્તી રહી હતી (કોણ મહારાજાધિરાજ તરીકે હતું) તે માટે જુઓ નીચેની ટીકા નં. ૬૫

(૬૫) રાજા હુવિષ્કના આ અગિયાર વર્ષમાં રાજા કનિષ્કનું પદ કયા સ્થાને ગણી શકાય તે માટે તેના વૃત્તાંતે જુઓ.

(૬૬) નં. ૫ અને નં. ૬ વાળા બન્ને રાજાઓ ૧૪૩થી ૧૬૩ સુધી કેમ મહારાજાધિરાજ પદ ભોગવી રહ્યા હતા, તથા રાજતરંગિણિકારે જુષ્કનું નામ જે જણાવ્યું છે તેનું શું થયું હતું, તે બન્ને મુદ્દા હુવિષ્કના જીવનચરિત્ર લખતી વખતે સમજાવ્યા છે તે ત્યાં જોવું.

(૬૭) આ વખતે કાશ્મિર દેશમાં મ્લેચ્છ પ્રજા હતી એમ રાજતરંગિણિકારનું કહેવું થયું છે (જુઓ તેનું પુ. ૧ શ્લોક ૧૦૭, જેનો ઉતારો આપણે પુ. ૨ પૃ. ૪૯૩માં લીધો છે) તે શબ્દો આ પ્રમાણે છે. As the countries

કહી શકાશે. જો કે એક ઇતિહાસકારનું માનવું એમ થાય છે કે,[૬૮] The connection of Asoka with the ancient Khotan kingdom, appears to have been close. It is said that Asoka had banished some nobles of Taxilla to the north of the Himalayas as a punishment for their complicity in the wrongful blinding of Kunala. One of the nobles was elected king who reigned till he was defeated by a Chinese rival=પ્રાચીન સમયે ખોટાન રાજ્યની સાથે અશોકનો સંબંધ બહુ ગાઢો હોવાનું જણાય છે[૬૯]. કુણાલને ખોટી રીતે આંધળો બનાવવાના કાવત્રામાં સામેલ થવાની શિક્ષા તરીકે, તક્ષિલાના કેટલાક અમીરોને હિમાલયની ઉત્તરે અશોકે કાઢી મૂકયા હતા એમ કહેવાય છે. તે અમીરોમાંનો એક રાજ્યપદે આવ્યો હતો; અને ચીનાઈ હરીફે હરાવ્યો ત્યાં સુધી તેનું રાજ્ય ચાલ્યું હતું." આ વિદ્વાન લેખકના કથન કરતાં આપણું મંતવ્ય ભલે ઘણી બાબતમાં જુદું પડે છે, પણ અત્ર જે બતાવવાનું છે તે, પ્રિયદર્શિનના સમય સંબંધી છે તથા ચિનાઇ હરિફે તે સરદારને[૭૦] હરાવ્યો હતો તે સંબંધી ખ્યાલમાં રાખવા પૂરતુંજ છે. કેમકે અશોકના સંબંધને બદલે પ્રિયદર્શિનનો સંબંધ હોવાનું આપણે હવે સાબિત કરી ચૂકયા છીએ. એટલે તેમણે તો અશોકનો પુત્ર ત્યાં કેવી રીતે જવા પામ્યો હોય તે હકીકતનો મેળ કાઢી બતાવવા, કદાચ કુણાલની વાત જોડી કાઢી હોય એમ પણ સમજી શકાય છે. કેમકે કુણાલનું અંધત્વ પામવું તે તો અવંતિમાં જ બન્યું હતું અને તે ત્યાંનોજ સૂબો નીમાયો હતો. એટલે તેને આંધળો કરવામાં જો કોઈ ગુન્હેગારો બન્યા હોય તો તેઓ અવંતિમાંનાજ હોઈ શકે, નહીં કે તક્ષિલાના; તેમ કુણાલે કોઈ દિવસ તક્ષિલાનું કે પંજાબનું મોં સુદ્ધાંત જોયું હોય એમ ઈતિહાસમાં કયાંય પ્રમાણ પણ મળતું નથી. જેથી તક્ષિલાના માણસોને તિબેટ કે ખોટાનમાં વસવાની ફરજ પડી હોય તે કલ્પિત બનાવ દીસે છે. અત્યારે આપણો મુદ્દો અમુક સંયોગની સત્યતા પૂરવાર કરવાની નથી પણ એટલું જ જણાવવું રહે છે કે, પ્રિયદર્શિનના સમયે હિંદી પ્રજા ખોટાનમાં[૭૧] જવા પામી હતી. તે બાદ થોડા સમયે, ચીન તરફની[૭૨] યુ–ચી નામે ઓળખાતી પ્રજાનાં

---

were overrun by the Malechchas etc=તે પ્રદેશ ઉપર મ્લેચ્છ લોકો પથરાઇને પડયા હતા. [મારૂં ટીપ્પણ–મ્લેચ્છનો અર્થ, આર્યની સંસ્કૃતિથી ભિન્ન સંસ્કૃતિનો માણસ થાય છે. (વળી વિશેષ ખુલાસા માટે તથા યવન શબ્દને જવન સાથે જે ભેળવી નંખાય છે તે કેવી ભૂલ કહેવાય, તે બન્નેની હકીકત માટે પુ. ૩, પૃ. ૧૪૬ ટી. નં. ૧ તેમજ તે પુસ્તકે પૃ. ૧૪૮નું લખાણ જુઓ) એટલે રાજતરંગિણિકારનો મ્લેચ્છ કહેવાનો અર્થ યવનપ્રજા તરીકે લેવો: આ યવન (Greek) તથા યોન (Bactrians) પ્રજાની સંસ્કૃતિ, આ સમયે આર્યપ્રજાથી ભિન્ન પડી ગઇ હતી; જ્યારે તુર્કસ્તાન (મધ્યએશિયા) અને ખોટાન પ્રજાની ખાસિયત આર્યસંસ્કૃતિને અનુસરતી હતી. તેથી રાજતરંગિણિકારે તેમને આર્યમાં ગણી છે. આ કુશાનવંશી પ્રજા અત્યારની દષ્ટિએ ભલે હિંદ બહારની પ્રજા તરીકે–આપણને અનાર્ય જણાતી હશે, પરંતુ તે પ્રજા આર્યસંસ્કૃતિને ભજનારી હતી અને તેથીજ આ પ્રજાનો (તથા ચષ્ટણ ક્ષત્રપવાળા પણ તેજ પ્રજાનો અંશ હોવાથી) ધર્મ પણ આર્યસંસ્કૃતિ પ્રમાણે હતો એમ કહેવાય: જે વિષય આ પ્રકરણે આગળ ઉપર આપણે ચર્ચવાના છીએ.]

(૬૮) જુઓ હિં. હિ. (મજમુદાર કૃત) પૃ. ૫૩૦

(૬૯) સરખાવો નીચેની ટી. નં. ૭૧

(૭૦) કદાચ કાશ્મિરપતિ રાજા જાલૌકના પુત્ર દામોદરને કે તેના વંશમાંના કોઈકને આ ચિનાઇ સરદારે હરાવીને રાજ્ય હસ્તગત કરી લીધું હતું એમ આ કથનમાંથી ગર્ભિત સૂચના મળે છે. (વળી જુઓ નીચેની ટીકા નં. ૭૨નું લખાણ).

(૭૧) સરખાવો ઉપરની ટી. નં. ૬૯

(૭૨) સરખાવો ઉપરની ટી. નં. ૭૦; પુ. ૩માં આપણે જણાવ્યું છે કે, (જુઓ પુ. ૩ પૃ. ૧૪૨) થોડો ભાગ જે પૂર્વ તરફ વધ્યે જતો હતો, તેમને ચીનના પૂર્વ કિનારાનો દરિયો આડો આવતાં, પાછા પશ્ચિમ તરફ તેઓ હડસેલાયા હતા અને તિબેટ તથા ખોટાનમાં વસી રહેલી પ્રજા સાથે તેઓ અથડામણમાં આવ્યા હતા. તેમાંથી આ યુ-ચી પ્રજાનો ઉદ્દભવ થયો હશે એમ સમજાય છે.

ટોળાં આ ખોટાનમાં ઉભરાઇ આવ્યાં હતાં અને તેમણે તિબેટ તથા ખોટાનના ઉપર રાજ્ય ચલાવવા માંડ્યું હતું. એટલે કે, આ મુલકની પ્રજામાં નીચે પ્રમાણે મિશ્રણ–ખીચડો થવા પામ્યો હતો. (૧) ચીનની યુ–ચી (૨) ખોટાનની (૩) અને મધ્ય એશિયામાંની કડફસીઝવાલી અસલની તુષારપ્રજા[૭૩] (૪) હિંદમાંથી આવીને વસેલી લિચ્છવી ક્ષત્રિયોવાળી તથા (૫) કાશ્મિરના મ્લેચ્છો[૭૪]; જેને કેટલાકોએ ભૂલથી જવન[૭૫] નામ આપ્યું છે. આ પ્રમાણે પાંચ જાતની પ્રજા કહો, કે તેઓના દરેકના પ્રદેશને સંસ્થાનનું નામ આપી પાંચ સંસ્થાનની પ્રજા તરીકે તેમને ઓળખાવો, તે સર્વ હકીકત સમજવી. આ પાંચે પ્રજાને, નં. ૩ વાળી તુષારપ્રજાના તે સમયના એક કડફસીઝ નામના યુવાન સરદારે, સંગઠિત કરીને રાજહકુમત પોતાના હાથમાં લીધી અને પોતે તે સર્વ મુલકનો સ્વામી બન્યો.[૭૬] આ ઉપરથી સમજાશે કે કડફસીઝના રાજદ્વારી ઝંડા નીચે એકત્રિત થયેલ પ્રજામાં મુખ્યત્વે કરીને આર્યત્વજ હતું. (જ્યારે મ્લેચ્છોના અંશ જેટલું માત્ર અનાર્યત્વ હતું.[૭૭]) બાકી pre–historic સમયની દૃષ્ટિએ–જંબૂદ્વીપ અને શાકદ્વીપના હિસાબે તો–સર્વ પ્રજા જંબૂદ્વીપવાસી હોવાથી તે સઘળી પ્રજાને આર્યજ લેખવી રહેશે.

**કડફસીઝ પહેલાનો કુશાનવંશ સાથે સંબંધ**

એક રીતે કહીએ તો, કડફસીઝ પહેલાએ હિંદની ભૂમિ ઉપર રાજ્ય કર્યુંજ નથી, એમ કહી શકાય તેમ છે; અને તેથી તેનું નામ હિંદી ઇતિહાસમાં આપણે દાખલ કરી નથી શકતા. છતાં તેના માટે જે કાંઈ બે શબ્દો લખવા અત્રે પ્રેરાયા છીએ તે માટે નીચેનાં બે કારણો છેઃ (૧) તે વંશનો તે આદિ પુરૂષ હતો તેથી (૨) તેમજ તેના સિક્કા હિંદની ભૂમિ માંહેલા એવા પંજાબમાંથી મળી આવતા દેખાયા છે તેથી. આ બન્ને મુદ્દા હવે જરાક વિસ્તારથી જોઇએ.

આ કુશાનવંશી પ્રજા જેમ હિંદની ઉત્તરે આવેલ હિમાલયની પેલીપારથી ઉતરી આવેલ છે, તેમજ તોરમાણ અને મિહિરકુલ નામે ઇતિહાસ પ્રસિદ્ધ થયેલ સરદારોવાળી હૂણપ્રજા, પણ હિમાલયની પેલી પારથી ઉતરી આવેલ છે. વળી પહાડી પ્રદેશમાં જન્મેલ હોવાથી કુદરતી રીતેજ હૂણપ્રજાના શરીરનો રંગ સફેદ હોવાથી તેમને ઇતિહાસમાં The whites=સફેદહૂણ

(૭૩) પૃ. ૧૨૬ ઉપર ટી. નં. ૩૨ માં ટાંકેલું હિં. હિ. પૃ. ૧૪૯નું અવતરણ જુઓ.

(૭૪) અહીં રહેલા મ્લેચ્છોને તો જાલૌકે હાંકી કાઢયા હતા પણ જે મ્લેચ્છોનો કેટલોક ભાગ, પાસેના ખેકટ્રીઆમાં વસી રહ્યો હતો, તેમના સંસર્ગમાં રહીને જે પ્રજા હવે કાશ્મિરમાં આવતી જતી થઈ રહી હતી તેને પણ મ્લેચ્છો તરીકે ઓળખાવી શકાય, માટે અહીં તે શબ્દ વાપર્યો છે.

(૭૫) હિં. હિ. પૃ. ૫૦૫:—The word Javana (applied to Turks or Mohomedans) is often wrongly confounded by scholars with Yavan (The Greeks) જુઓ પુ. ૩, પૃ. ૧૪૬ ટી. નં. ૧માં સ્પષ્ટીકરણ.

[ મારૂં ટીપ્પણ–ઉપરમાં જે યવન, તુર્ક કે મેહોમદન લખ્યું છે તે ભૂલભરેલું છે કેમકે મુસ્લીમ ધર્મની ઉત્પત્તિજ ઇ. સ. ૬૨૨માં થઇ છે. એટલે તેમનું અસ્તિત્વ ઈ. સ. પૂ. ની કે ઇ. સ.ની સદીમાં સંભવિતજ કયાં છે! છતાં પાછળથી યવન અને જવન શબ્દ ગણાવીને કામ લીધે રખાયું સમજાય છે.

પુ. ૨, પૃ. ૬૨, તથા તેના ટી. નં. ૫૪માં એવો ઇશારો મેં કર્યો છે કે, અરબસ્તાનમાં પણ જૈનધર્મી રાજાનું રાજ્ય હતું (જુઓ ગર્દભીલ વિક્રમચરિત્રનું વૃત્તાંત પૃ. ૫૧ તથા ટી. નં. ૯૦ની હકીકત) તે વાંચી ઘણાઓને વિસ્મય પામવાનું થાય છે. પણ જ્યારે હવે ગર્દભીલવંશીની હકીકત તેઓ જાણી ચૂકયા છે તથા તુષાર પ્રજામાંના કુશાનવંશી રાજાઓ આર્ય હતા અને તેમાં પણ મુખ્યત્વે તેઓ જૈનધર્મી હતા, એવું સાબિત થતું તેઓ જુએ છે, ત્યારે તેમનું આશ્ચર્ય ઓસરી જતું જણાશે. ]

(૭૬) જુઓ પુ. ૩ પૃ. ૩૨૯

(૭૭) જુઓ ઉપરની ટી. નં. ૭૫ તેમાં પણ ખાસ કરીને મારા ટીપ્પણમાંની હકીકત; એટલે આ કથનની યથાર્થતાનો ખ્યાલ આવી જશે.

તરીકે ઓળખવામાં આવે છે. કુશાનપ્રજાનાં શરીર કેવા રંગનાં હતાં તે જોકે કયાંય વર્ણવાયું જણાતું નથી; છતાં માની લ્યો કે તેઓ પાર્વતીય અને અતિ ઠંડા મુલકમાંથી ઉત્પન્ન થયેલી પ્રજા હોવાથી રંગે સફેદ હતી. આ પ્રમાણેની સામ્યતાને લીધે, અને અન્ય પરદેશી પ્રજા પેઠે આમની પણ આપણને બહુ માહિતી નહીં હોવાને લીધે, એક વખત એવી માન્યતા થઈ પડી હતી કે આ બન્ને પ્રજાઓ એકજ શાખાના ફણગારૂપે હશે અથવા વધારે નહીં તો, એકમેકના અતિઘાટા સંબંધવાળી હશે. છતાં હવે વિશેષ ઊંડાણમાં ઉતરવાના જેમ જેમ પ્રસંગો વધતા જાય છે, તેમ તેમ ખાત્રી થતી જાય છે કે તેઓને બહુ લાગતું વળગતું નહીંજ હોય. કેમકે હૂણપ્રજાનાં ચહેરા અને ખાસિયત વિશે, કેટલીક માહિતી આપણે પુ. ૩ પૃ. ૩૯૦ ઉપર વર્ણવી ગયા છીએ તેની સાથે આ કુશાનવંશી સરદારોનાં જે સિક્કાચિત્રો આપણને પ્રાપ્ત થયાં છે તેમની સરખામણી કરીશું તો વિશેષતઃ એજ અનુમાન ઉપર જવાશે, કે તે બન્ને પ્રજાના ચહેરાની સામ્યતામાં લેશ પણ અંશ દેખાતો નથી. આ પ્રમાણે જ્યારે સ્થિતિ માલૂમ પડે છે, ત્યારે પાછો પ્રશ્ન એજ આવી ઉભો રહે છે કે, આ કુશાન પ્રજા છે કોણ?

જે પાંચ પ્રજાની સરદારી આ કુશાન સરદારે ઉપાડી લીધી હતી, તેનું આછું રેખાચિત્ર આગલા પારિગ્રાફમાં આપણે દોરી બતાવ્યું છે. તેમાં એકેનું નામ કુશાન માલૂમ પડતું નથી. છતાં ઇતિહાસકારોએ તો તેમને કુશાનવંશના નામથીજ ઓળખાવ્યે રાખ્યો છે. તેમજ શા માટે તેમ કરવામાં આવ્યું છે તેનું કારણ કયાંય બતાવવામાં આવ્યું હોય એવું મારા ખ્યાલમાં નથી. જે કાંઈ અનુમાન કોઈ કોઈ તરફથી બતાવાયું છે તે એટલુંજ કે, આ પ્રજાનું નામજ કુશાન પ્રજા હતું. વાસ્તવિક રીતે તે કારણ સંભવિત લાગતું નથી. કેમકે જો તેવું હોત તો વિદ્વાનો તેવો આધાર બનાવવાને ચૂકત નહીં. એટલે માનવું રહે છે કે, તે વાતનો મેળ ઉતારવાનેજ તેમણે કલ્પી લીધેલ સંભવે છે.

મારી તપાસમાં તે નીચે પ્રમાણે સમજાય છે. મથુરા પાસેના માટ ગામમાંથી વેમ ઉર્ફે કડફસીઝ બીજાની સિંહાસન સ્થિત એક મૂર્તિ મળી આવી છે. તેમાં " महाराज राजातिराज देवपुत्र कुषाण-पुत्र शाहिवेम " એવા શબ્દો કોતરાયલ દેખાય છે. એટલે કે તે પોતાને કુશાણપુત્ર તરીકે ઓળખાવી રહેલ છે. તેનો અર્થ એમ કરવાનો નથી કે તે કુશાણ પ્રજામાંનો હતો. પરંતુ સ્પષ્ટપણે એજ અર્થ થઈ શકે છે કે, તેના પિતાનું નામજ કુશાણ હતું, કે જેને આપણે કડફસીઝ પહેલા તરીકે વિશેષપણે ઓળખી રહ્યા છીએ. અને જો તેનું નામજ કુશાણ ઠરે છે તથા તે વંશનો તે આદિ પુરૂષ છે, તો પછી તેના નામ ઉપરથીજ તેના વંશનું નામ "કુશાણવંશ" પાડવામાં આવ્યું હતું એમ માનવા માટે કાંઈ શંકા ઉઠાવવા જેવું રહેતું નથી. એટલે કે કુશાન તે વ્યક્તિગત નામ છે પણ પ્રજાનું નામ નથી. તે પ્રજાનું નામ તો અન્યજ હોવા સંભવ છે, જેને આપણે ઉપરના પારિગ્રાફમાં જણાવ્યા પ્રમાણે હાલ તો તુષાર નામથીજ ઓળખતા રહીશું. વળી આ પ્રમાણે બનતું આવ્યાના ઇતિહાસમાં અનેક દૃષ્ટાંતો પણ મોજુદ પડયાં છે. જેમકે, શિશુનાગ રાજા ઉપરથી શિશુનાગવંશ, નંદરાજા ઉપરથી નંદવંશ, ગર્દભીલ રાજા ઉપરથી ગર્દભીલવંશ ઇ. ઇ. કહેવાયા છે. અલબત્ત પ્રજા ઉપરથી ઓળખાતા વંશોનાં દૃષ્ટાંતો પણ ઇતિહાસમાં અનેક નજરે પડે છે જ. જેવાં કે; ચાવડાવંશ, ગોરીવંશ, મોગલવંશ ઇ. ઇ. ઉપરની ચર્ચાનો સાર એ થયો કે, આ કુશાનવંશનું નામ તેના આદિ પુરૂષના નામ ઉપરથી પડયું છે. જ્યારે તે પ્રજા તો તુષાર કે તેવા કોઈ અન્ય નામની જાતિ હોવા સંભવે છે. આ કથનને સર કનિંગહામ જેવા વિદ્વાનના ઉદ્‌ગારોથી પુષ્ટિ મળતી દેખાય છે. તેમણે જણાવ્યા પ્રમાણે[૭૮], કડફસીઝના સિક્કામાં " કુજુલ કડફસીઝ " એવા શબ્દો છે. આમાંનો કુજુલ શબ્દ[૭૯] ખરોષ્ટી

(૭૮) જુઓ પુ. ૨ પૃ. ૧૨૦ ઉપર સિક્કાઓમાં આંક નં. ૮૫નું વર્ણન.

(૭૯) જુઓ જ. ઈ. હિ. ક્વૉ. પુ. ૧૨ પૃ. ૨૭

ભાષાનો છે અને તેનો સમાર્થી શબ્દ, ગ્રીક ભાષામાં Kozolo=ક્ષત્રપ એવો થાય છે. એટલે કે કડફસીઝ તો કોઈક રાજાનો એક સરદાર યા ક્ષત્રપ અથવા આપણી હિંદી ભાષામાં કહો તો સૂબો જ માત્ર હતો એવું ઠરે છે. આ બાબતની ખાત્રી, એક બાજુથી તેણે પાંચ પ્રજાની સરદારી લીધી હતી, એ હકીકત ઉપરથી જેમ આપણને મળતી જાય છે તેમ આગળ ઉપર વેમ-કડફસીઝ બીજાનું વૃત્તાંત લખતાં અન્ય હકીકત ઉપરથી પણ મળી રહે છે. વળી આ કુશાન કડફસીઝ જ્યારે બોટાન અને તિબેટ તરફથી ઉતરી આવેલ છે ત્યારે માનવું રહે છે કે તે પોતે આ પ્રદેશના કોઈ જબરદસ્ત ચીનાઈ શહેનશાહનો જ[૯૦] સૂબો પણ કદાચ હોય.

હવે બીજું કારણ, જે તેના સિક્કા પંજાબમાંથી મળી આવવાની સંભાવના છે તે વિશેની તપાસ કરીએ—હજુ ચોક્કસ થતું નથી કે, તેનો અમલ તે પંજાબ ઉપર જામ્યો હતો કે કેમ? જો કે ત્યાંથી સિક્કાઓ મળી આવતા જાય છે; છતાં તેથી કરીને નક્કી પણે તો ન જ કહી શકાય કે તે પ્રાંત તેની હકુમત તળે ખરેખર આવ્યો જ હતો. કેમકે, તેના પુત્ર કડફસીઝ બીજાના વખતે, તે પ્રાંત ભલે પ્રથમવાર જ હકુમતમાં આવ્યો હોય છતાંયે કડફસીઝ પહેલાના સિક્કા ત્યાંથી પણ મળી આવે ખરા. તેમજ કડફસીઝ બીજાના સમયે પણ ત્યાં પ્રચલિત રહ્યા હોય એમ પણ માની શકાય ખરૂં: કારણ કે એક રાજાનું રાજ્ય બંધ થતાં જ, તેના સિક્કાઓની વપરાશ કાંઇ તુરત જ બંધ થઈ જતી નથી. અલબત્ત એટલું ખરૂં કે, ગતરાજાના નવા સિક્કા પડાતા બંધ થઈ જાય, પરંતુ જે ચાલુ થઈ ગયા હોય તે તો ઉપયોગમાં લેવાતા જ રહે. ઉપરાંત પાસેપાસેના પ્રદેશના વેપારીઓની લેવડદેવડમાં પણ તે વપરાયા કરે. આવી સ્થિતિ સિક્કાઓ સંબંધમાં હોવાથી, ભલે કડફસીઝ પહેલાના સિક્કા પંજાબમાંથી મળી આવતા હોય છતાં ત્યાં તેની સત્તા સ્થાપિત પામી જ હતી એવું ભારપૂર્વક તો કહી ન જ શકાય.[૯૧] જોકે પુરાણોના આધારે મિ. મજમુદારે જે અભિપ્રાય બાંધ્યો છે તે ઉપરથી ફલિતાર્થ એમ નીકળી શકે છે કે, કડફસીઝ પહેલાનું રાજ્ય હિંદમાં થવા પામ્યું નથી. તેમાં તેણે કોઈનું નામ સ્પષ્ટપણે જણાવ્યું તો નથી જ, પરંતુ ઈતિહાસના જ્ઞાનથી આપણે તે પ્રમાણેની ગણત્રી જરૂર કરી શકીએ છીએ. તેઓ લખે છે કે,[૯૨] "The Puranas mention *8* Greek rulers of India=હિંદના આઠ ગ્રીક રાજા હોવાનું પુરાણોમાં જણાવાયું છે." આ કથન મૌર્યન સામ્રાજ્યની પડતી થયા બાદ અને શુંગવંશી વૈદિકમતના રાજાઓ અવંતિપતિ થયા હતા તે સમય બાદની સ્થિતિ વર્ણવતાં તેમણે ઉચાર્યું હોય એમ મનાય છે. એટલે શબ્દ જોકે માત્ર 'ગ્રીક રાજા' બતાવવા માટે જ વપરાયો છે, છતાં તેમાં સર્વ પરદેશી પ્રજાના રાજા (foreigners) કહેવાનો ભાવાર્થ રહ્યો દેખાય છે. અને તે હિસાબે જે આઠની સંખ્યા તેમણે કલ્પી છે તે આ પ્રમાણે બતાવી શકાશે. પ્રથમ ગ્રીક રાજા જે હિંદ ઉપર ચડી આવ્યો હતો તેનું નામ યુથીડિમોસ છેજ. પણ તેણે તો માત્ર લુંટફાટ ચલાવીને મળ્યું તેટલું ધન પોતાના વતન લઈ ગયા સિવાય બીજું વિશેષ કાર્ય કર્યું નથી. એટલે તેનું નામ આપણે પણ હિંદના રાજા તરીકેની ગણનામાં લીધું નથી (જુઓ પુ. ૩, પૃ. ૧૪૮.). તે બાદ તેનો પુત્ર (૧) ડીમેટ્રીઅસ (૨) અને સરદાર મિનેન્ડર એમ બે યવન પતિઓ: તથા તે બાદ પાંચ ઈન્ડોપાર્થિઅન્સ, નામે (૩) મોઝીઝ (૪) અઝીઝ પહેલો (૫) અઝીલીસાઝ (૬) અઝીઝ બીજો (૭) અને ગોંડોફારનેસ મળી, પાંચ શહેનશાહો આવી ગયા છે; અને છેલ્લો (૮) વેમ કડફસીઝને ગણવો રહે

(૯૦) જુઓ ઉપરની ટી. નં. ૬૮માં "he was defeated by a Chinese rival=તેને ચિનાઇ હરીફે હરાવ્યો હતો" તેવા ઈંગ્રેજી શબ્દોવાળું મૂળ અવતરણ.

(૯૧) જુઓ તેના સિક્કાનું (પુ. ૨ પૃ.૧૨૦ આંક નં. ૮૫) વર્ણન તે ઉપરથી તો એમ દેખાય છે કે, તેનું રાજ્ય કાબુલના પ્રાંત સુધીજ લંબાયું હતું.

(૯૨) જુઓ હિ. હિ. પૃ. ૫૫૨

છે; કેમકે તેણે પણ હિંદમાં કેટલાંક વર્ષો સુધી રાજ્ય કર્યું છે. અને તેના પછી, ભલે તેના વંશજો ગાદી ઉપર તો રહ્યા છે જ, છતાં તેમણે હિંદી રાજાઓનાં અને હિંદુ જેવાં નામો ધારણ કરી લીધેલ હોવાથી, તેમની ગણના પરદેશી તરીકે કરવામાં આવી નથી લાગતી. ઉપરમાં જે આઠ નામો પુરાણકારના મંતવ્ય પ્રમાણે પરદેશી રાજાતરીકે આપણે કલ્પી બતાવ્યાં છે તેમાં કડફ્સીઝ પહેલાનું નામ દેખાતું નથી. આ પ્રમાણેના અનેક વિધ ઐતિહાસિક કલ્પનાના બળથી માનવું રહે છે કે, કડફ્સીઝ પહેલાનું રાજ્ય હિંદની ભૂમિ ઉપર થવા પામ્યું નહિ હોય. ઐતિહાસિક કલ્પનાની પેઠે; ઐતિહાસિક પરિસ્થિતિ પણ તેજ વસ્તુસ્થિતિ સૂચવે છે જે નીચેની હકીકતથી સિદ્ધ થતી જણાશે.

ઇન્ડોપાર્થિઅન શહેનશાહ ગોંડોફારનેસનો રાજ અમલ ઇ. સ. ૪૫-૪૬ માં હિંદમાંથી બંધ થયો છે.[૮૩] (જુઓ પુ. ૩ માં તેનું વૃત્તાંત) જ્યારે કડફ્સીઝ પહેલાનું ગાદીએ આવવાનું ઈ. સ. ૩૧ માં અને તેનું મરણ ઈ. સ. ૭૧ માં સાબિત થઈ ચૂકયું છે (જુઓ ઉપરમાં પૃ. ૧૩૨ અને ૧૩૩) એટલે કે જો કડફ્સીઝ પહેલાએ હિંદ ઉપર કોઈ પણ પ્રકારની હકુમત ભોગવી હોય (જો કે તેમ પણ બનવા પામ્યું જ નથી જે આગળ ઉપર જોવાશે) તોયે પોતાની જીંદગીના પાછલા ભાગમાં જ તેમ બનવા પામ્યું હોય. પરંતુ આપણે એમ તો જરૂર કહી શકીએ જ કે, જેવી ગોંડોફારનેસે પીઠ ફેરવી તેવોજ તે મુલક કાંઈ ધણી વિનાનો ન બની ગયો હોય કે કડફ્સીઝ જેવો બહારનો માણસ આવીને તુરત તે પ્રદેશ હોઈયાં કરી જાય. તેમજ, ગોંડોફારનેસ જેવો મોટી શહેનશાહતનો ધણી પણ, આવડો મોટો મુલક રઝળતો મૂકી દે તેવો ભોળોભટાક પણ હોઈ ન જ શકે. (ઉલટું તેણે તો કડફ્સીઝને પોતાના હાથનો પરચો બતાવ્યો હોય એમ સમજાય છે. (જુઓ પુ. ૩ પૃ. ૩૨૯). એટલે સમજાય છે કે મથુરાના પ્રદેશમાંથી જે કેટલાક ક્ષત્રપોનાં નામો (જેને વિદ્વાનો પાર્થિઅન ભાષાનાં હોવાનું ધારે છે[૮૪] તે) મળી આવે છે, તે ક્ષત્રપો આ ગોંડોફારનેસના અથવા ઇરાની શહેનશાહત તરફથી નિમાયલા સરદારોજ હોવા જોઈએ એમ માનવું પડે છે. અને જ્યારે આવા સરદારોનાં ત્રણ ચાર નામો જણાયાં કરે છે ત્યારે સહજપણે અનુમાન કરવો પડશે કે તે સર્વેનો સમુચ્ચય શાસનકાળ કમમાંકમ ૨૫-૩૦ વર્ષનો તો વ્યતીત થયો હશેજ; અને તેમ હોય તો કડફ્સીઝ પહેલાના શાસનનો-ઉપરમાં જણાવ્યા પ્રમાણેનો-ઉત્તરકાળ પણ, તેણે હિંદનું મોં જોયા સિવાયજ પૂરો થઇ

(૮૩) હિં. હિ. પૃ. ૬૪૭:-He died about 60 A. D.=ઈ. સ. ૬૦ની સુમારે તેનું મરણ થયું દેખાય છે. એટલે સમજવું રહે છે કે તે ઇ. સ. ૪૫માં હિંદ છોડયા બાદ લગભગ પંદર વરસ સુધી ઈરાનની ગાદી ઉપર બાદશાહ તરીકે રહ્યો છે અને ત્યાં સુધી ઈરાનની હકુમત પણ હિંદ ઉપર રહી હશેજ. તે બાદ ઇરાની શહેનશાહે પોતાની સત્તા ઉપાડી લીધી હશે. જુઓ પુ. ૩ પૃ. ૩૨૯, ટી. નં. ૬૫.

(૮૪) કો. એ. ઇ. (સી. જે. બ્રાઉન એમ. એ. લંડન ૧૯૨૨) પૃ. ૩૩:-The deposition of Pacores, successor of Gondopharnes to the Pahlva Kingdom of Taxilla must have taken place between the years A. D. 45 and 64, and was effected by Vima Kadphases, the second Kushan King=તક્ષિલાની પાર્થિઅન રાજગાદિએ ગોંડોફારનેસની પછી જે પેકારીઝ આવ્યો હતો તેને ઇ. સ. ૪૫ અને ૬૪ની વચ્ચે, કુશાનવંશી બીજા રાજા વેમ કડફ્સીઝે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો હોવો જોઇએ. [(મારૂં ટીપ્પણ) આ વાકયમાંની બીજી વિગતો સાથે ભલે આપણે સંમત થતા નહીં હોઈએ, છતાં પંજાબદેશ વિમાકડફ્સીઝે જીત્યો છે તથા ગોંડોફારનેસની પછી, તેની વતી તેના સુબાઓ ત્યાં રાજ ચલાવતા હતા; તે બે હકીકત તો ચોકસ માનવીજ રહે છે. આવા સરદારોને સ્વતંત્ર શાસક તરીકે જે કેટલાકોએ ગણી લીધા છે તે વ્યાજબી નથી. તેજ પ્રમાણે ડિમેટ્રીઅસ અને મિનેન્ડર નામના બેકટ્રીઅનપતિના સમયે પણ જુદાજુદા પ્રાંતોમાં તેમના સરદારો રાજ્ય ચલાવવા નિમાયા હતા. તેમને પણ કેટલાકોએ સ્વતંત્ર શાસકો તરીકે મનાવવા પ્રયત્ન કર્યો છે તે પણ વ્યાજબી થયું નથી. જુઓ પુ. ૩માં તેમનાં વૃત્તાંતો].

જવા પામ્યો હોય એમ માનવામાં જરાય ખોટું નહિ જ કહેવાય.

એટલે આપણી તે માન્યતાને, વિરૂદ્ધ પુરવાર કરી આપનાર પ્રમાણભૂત અન્ય પુરાવા જ્યાંસુધી ન મળી આવે, ત્યાંસુધી કડફ્સીઝ પહેલાને પંજાબપતિ સ્વીકારી લેવા માટે તો આપણે આંચકો જ ખાવો રહે છે. તેથી કરીને હાલ તુરત તો આપણે તેને હિંદ બહારના[૮૫] રાજા તરીકે લેખીશું અને તેમ ગણી તેના જીવન વિશે માત્ર ખપપૂરતું જ વિવેચન કરીશું.

પુ. ૩ માં આપણે જોઇ ગયા છીએ કે અલેક્ઝાંડર ધી ગ્રેઇટના મરણ પછી સેલ્યુકસ નીકેટોરવાળા યવન[૮૬](Greeks) સરદારોએ તેની મુખ્યગાદી પચાવી પાડી હતી. અને તેમના જ લોહીથી મિશ્રિત બનેલી યેન પ્રજાએ,[૮૭] બેકટ્રીઆના પ્રદેશમાં જુદું જ રાજ્ય બથાવી પાડયું હતું. આ બેકટ્રીઅન પ્રજાનું રાજ્ય પણ થોડો વખત કડેધડે ચાલીને નબળું પડવા માંડયું હતું. એટલે તેમનો પશ્ચિમ તરફનો ભાગ જે ઇરાની રાજ્યની લગોલગ આવી રહ્યો હતો તેને ઇરાનમાં ભેળવી દેવાયો હતો અને તેના ઉપર મોઝીઝને હકુમત ચલાવવા નીમવામાં આવ્યો હતો. જ્યારે પૂર્વ તરફનો ભાગ હતો તેના ઉપર, એક નવીન પ્રજા જેણે પૂર્વ દિશાએથી ચીન તરફથી આવીને વસવા માંડયું હતું તેનો કબજો થઇ પડયો હતો. જો કે આ પ્રજાના તે વખતના સરદારનું નામ ઇતિહાસમાં જણાયું નથી, પણ તેની પછીના લગભગ સો એક વરસના વારસદાર પાસે, કડફ્સીઝ પહેલો એક સુબા તરીકે કામ કરતો હતો એમ સમજાય છે. તેણે આ સમયે પાંચ જુદી જુદી ઓલાદની સંયુક્ત બનેલી પ્રજાની સરદારી લીધી[૮૮] અને બલ્ખ તથા બોખરાના મુલકનો પોતે સ્વામી બની બેઠો. પોતે એક વીર અને સાહસિક યોદ્ધો હોઇ, ધીમે ધીમે આગળ વધી અફઘાનિસ્તાનવાળો ભાગ પણ જીતી લીધો. તેના વિશે એક ઇતિહાસવિદે લખ્યું છે કે,[૮૯] "His empire extended from the frontiers of Persia to the Indus (?) and included the kingdoms of Bukhara and Afghanistan...He died at the age of 80, after a vigorous reign=તેના રાજ્યનો વિસ્તાર ઇરાનની સરહદથી માંડીને, સિંધુ (?) નદી સુધી ફેલાયો હતો તેમાં બુખારા તથા અફઘાનિસ્તાનના પ્રદેશનો સમાવેશ થતો હતો......શુરવીર પણે રાજ્ય ચલાવીને ૮૦ વર્ષની ઉમરે તે મરણ પામ્યો હતો." આટલું જણાવીને હવે વીમા કડફ્સીઝ વિશે જે જાણવામાં આવ્યું છે તે અત્રે લખીશું.

**વેમ ઉર્ફે કડફ્સીઝ બીજો**

તેનું એકંદર રાજ્ય ઇ. સ. ૭૧ થી ઇ. સ. ૧૦૩ સુધીના બત્રીસ વર્ષ ચાલ્યું છે ( જુઓ પૃ. ૧૩૧ ) તેમાંનો પ્રથમનો લગભગ ¾ ભાગ તેણે હિંદની બહાર રહીને હકુમત ચલાવી છે, જ્યારે પાછલો ¼ જેટલો સમય હિંદમાં

(૮૫) હિં. હિ. પૃ. ૫૦૫:–The Greeks were Aryan colonists of the Mediterranean islands, called the Ionians. The Hindu tradition makes them of Hindu origin, being the descendants of Turvasu, a rebellious son of Yayati. It is said that these Yavans gradually marched towards the west. Greek Ionian, and Hindu Yavan is the same word=ગ્રીક લોકો તો ભૂમધ્ય સમુદ્રમાં આવેલ આયોનીયન ટાપુના આર્ય વસાહતો હતા. યયાતિ રાજાના બળવાખોર પુત્ર તુરવસુના તેઓ વંશજો હોવાથી તેમને હિંદુ દંતકથામાં હિંદી ઓલાદના લેખાવ્યા છે. એમ કહેવાય છે કે ધીમેધીમે તેઓએ પશ્ચિમ તરફ પ્રયાણ કર્યું હતું. ગ્રીકભાષાનો આયોનીયન અને હિંદુનો યવન શબ્દ બન્ને એકજ છે. વળી સરખાવો પુ. ૩માં પૃ. ૨૯૭ ઉપર સાહિત્ય નામના માસિક ઉપરથી કરેલું કેટલુંક અવતરણ તથા મિસર અને ઇરાન દેશના કેટલાક શબ્દોની કરેલી સરખામણીવાળું લખાણ.

(૮૬) જુઓ ઉપરની ટીકા નં. ૮૪

(૮૭) યેન અને યવનના તફાવત માટે પુ. ૨ માં પ્રિયદર્શિનના વૃત્તાંતે જુઓ. તથા પુ. ૩ પૃ. ૧૪૬, ૪૮ ઇ.

(૮૮) જુઓ ઉપરમાં પૃ. ૧૩૬–૭ની હકીકત

(૮૯) હિં. હિ. પૃ. ૬૫૦–૧

રહી આધિપત્ય ભોગવ્યું છે. એટલું જ નહિ પણ 'મહારાજાધિરાજ' તરીકે પોતાને જણાવી રાજકારભાર પણ ચલાવ્યો છે. તેટલા માટે આપણા નિયમ મુજબ તેને હિંદના ભૂપતિ તરીકે સ્વીકારી, હવે પછીના પરિચ્છેદમાં, જેમ તેના વંશના શેષ નૃપતિઓનાં વૃત્તાંત લખવાનાં છીએ, તેમ તેનું સ્થાન પણ ત્યાંજ નિર્મિત કરવું રહેત. છતાં આ પરિચ્છેદમાં, બિન હિંદી નૃપતિઓનાં જીવનો જેમ સંક્ષિપ્તમાં આલેખવામાં આવ્યાં છે તેમ આ કડફ્સીઝ વિશે પણ ટૂંકમાંજ પતાવવાની ગોઠવણ રાખી છે; તેનું કારણ એટલુંજ છે કે તેની પછી ગાદીએ આવનાર કનિષ્ક રાજાએ પોતાનો સંવત્સર ચાલુ કર્યો છે. એટલે સંવત્સર વિનાનો અને સંવત્સર વાળો રાજ અમલ જુદો પડી જતો દર્શાવી શકાય, તે હેતુસરજ આ પ્રમાણે વિભાગ પાડયા છે.

કડફ્સીઝ પહેલાના મરણ પછી તેનો પુત્ર વેમ, કડફ્સીઝ બીજો એવું ઉપનામ ધારણ કરી ગાદીએ આવ્યો હતો. તે પણ પોતાના પિતાની જેમ શુરવીર અને સાહસીક હતો. બલ્કે સાહસિકપણામાં તેનાથી એક ટોચ જરા આગળ વધી જાય તેવો હતો એમ પણ કહી શકાય. તેણે જો કે ૩૨ વર્ષજ રાજ્ય ચલાવ્યું છે અને લગભગ ૮૦ વર્ષની ઉમરે તે મરણ પામ્યો છે, છતાં તેના વિશે અનેક વિદ્વાનોની પેઠે, જનરલ કનિંગહામનો મત જણાવતાં એક ગ્રંથકારે લખ્યું છે[૯૦] કે Cunningham gives 35 to 40 years long and victorious reign to this monarch=કનિંગહામ આ રાજાને ફાળે ૩૫ થી ૪૦ વર્ષનું[૯૧] લાંબુ અને પરાક્રમી રાજ્ય નોંધે છે. આવા અતિગહન અભ્યાસીના મતથી પણ માનપૂર્વક છૂટા પડવાનાં આપણને કારણ મળે છે; અને તેથીજ તેના ફાળે ૩૨ વર્ષ અને તેના પિતાના ફાળે ૪૦ વર્ષ નોંધી, તે બન્નેનો એકંદર રાજ્યકાળ ૭૨ વર્ષ ઠરાવવો પડે છે.

તે કારણો આ પ્રમાણે છે. ગર્દભીલ વંશી રાજા વિક્રમ ચરિત્રનું રાજ્ય ( જુઓ પૃ. ૭ ) ઈ. સ. ૫૩ થી ૯૩=૪૦ વર્ષ ચાલ્યાનું નોધાયું છે અને તેણે ઠેઠ કાશ્મીર સુધીનો દેશ જીતી લઈ ત્યાં પોતાના સૂબા મંત્રિગુપ્તને રાજ ચલાવવાને નીમ્યો હતો (જુઓ પૃ. ૫૦ ) એટલે માનવું રહે છે કે, કાશ્મિર અને પંજાબ ઉપર આ વિક્રમચરિત્રનીજ આણ ચાલુ રહી હતી અથવા એમ કહો કે કડફ્સીઝ બીજાએ ( ઇ. સ. ૭૧માં ગાદીએ આવ્યાનું ગણો તો ગાદીએ આવ્યા પછી ૨૨ વર્ષ સુધી અથવા તો ( ઈ. સ ૬૩ના વર્ષમાં ગાદીએ આવી ૪૦ વર્ષનું રાજ્ય ભોગવ્યું હતું એમ ગણો તો ) ગાદીએ આવ્યા પછી ૩૦ વર્ષ સુધી પંજાબ કે કાશ્મિર ઉપર સત્તા જમાવી નહિ હોય. અથવા ઉપરની સ્થિતિને રૂપાંતરમાં ગોઠવીએ તો એમ કહી શકાય કે આ ૨૨ અથવા વિકલ્પે ૩૦ વર્ષ સુધીનો સમય તેણે હિંદની બહાર રહીનેજ રાજ્ય ચલાવ્યું હોવું જોઇએ. વળી એમ પણ આપણે જાણી ચૂકયા છીએ કે તેના પિતાનો મુલક પણ હિંદની બહાર, કાબુલ અને અફઘાનિસ્તાન સુધીજ ફેલાયો હતો. એટલે સ્પષ્ટ થયું કે, એણે પોતાના પિતાની ગાદીએ બેઠા પછી કેટલાય કાળ સુધી તે પ્રદેશમાંજ ઘુમ્યા કર્યું હશે. એ કાળ કેટલા વર્ષસુધી આશરે લંબાયો હોવો જોઈ એ તેજ આપણે શોધી કાઢવું રહે છે. તે માટે આપણને બીજી કાંઈ માહિતી તો નથીજ, પણ જે એક બે હકીકત છૂટી છવાઈ મળી આવી છે તે ઉપરથી થોડુંક અનુમાન દોરી શકાય છે. તેમાંની એક હકીકત આ પ્રમાણે છેઃ—એક લેખકે[૯૨] જણાવ્યું છે કે, " લદાખ કે પાસ કે ખલત્સ ગૉવકા શિલાલેખ—ઇસ લેખમેં મહારાજા વેમ કડફ્સીઝ દ્વિતીય કે સમય કે ૧૮૭ વેં વર્ષ મેં હૈ" એટલે તેનો અર્થ એમ નીપજી શકે છે કે, તે સમયે વેમ જ્યારે પોતાને મહારાજના પદથી[૯૩] વિભૂષિત

(૯૦) હિં. હિ. પૃ. ૬૫૨

(૯૧) ઉપરની ટીકા નં. ૬૩ જુઓ.

(૯૨) જુઓ ઉત્તર હિંદમાંથી પ્રગટ થતા માસિક "સુધા"નો ૧૯૯૦નો માર્ગશીર્ષ અંક. પૃ. ૫ લેખક શ્રીયુત્ વાસુદેવ શરણ અગ્રવાલ એમ. એ. એલ. એલ. બી "મથુરા કા યજ્ઞીય સ્તંભ" નામનો લેખ.

(૯૩) વળી જુઓ. પુ. ૨. સિક્કો નં. ૮૧; તેમાં પણ પોતાને મહારાજાધિરાજની પદવીથી વિભૂષિત થયેલ જણાવે છે.

જાહેર કરે છે, ત્યારે તેણે રાજકારણમાં અતિમહત્વનું સ્થાન મેળવી લીધું હોવું જોઈએ. જ્યારે બીજી બાજુ તેણે સાલદર્શનનો જે આંક માંડ્યો છે તે ૧૮૭નો છે; એટલે એમ સૂચન કરે છે કે પોતે પોતાનો સંવત કે સાલ વાપરવા જેવી સ્થિતિએ પહોંચ્યો નહોતો. પરંતુ તે આંક પોતાના વંશના કોઈ મહાપુરૂષે ગતિમાં મૂકયો હોય અથવા તો પોતે જે કોઈની આણમાં-અર્ધખંડિયા તરીકે કે સૂબા તરીકે-રહીને કામ કર્યે જતો હોય તેની વપરાશનો હોય-આવી બે સ્થિતિમાંથી એકનો તે આંક[૯૪] સંભવિત હોવાનું કહી સકાય. આપણે એમ તો સાબિત કરી ગયા છીએ કે, વેમ કડફસીઝનો પોતાનો નંબર, પોતાના વંશની અપેક્ષાએ બીજો હતો અને તેના પ્રથમના રાજાનું રાજ્ય ૪૦ વર્ષ ચાલ્યું હતું. એટલે જો તેવા હિસાબે આ આંક કોતરાવાયો હોત તો તેની મર્યાદા બહુ બહુ તો ૭૨ સુધીજ પહોંચત, પણ શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે ૧૮૭ સુધી તો નજ પહોંચત. મતલબ એ થઈ કે પોતાના વંશના પુરૂષસાથેના સંબંધવાળો તે આંક દેખાતો નથી. એટલે પછી બાકી વિચારવાની રહી તેની અર્ધખંડિયા તરીકેની અથવા સૂબા તરીકેનીજ બીજી સ્થિતિ. આપણે ઉપરમાં જાણી ચૂકયા છીએ કે એના પિતાએ પણ અમુક અમુક પાંચ પ્રજાનાં ટોળાની સરદારી લીધી હતી, કે જે રાજ્યનો ઉદ્દભવ બેકટ્રીઅન સામ્રાજ્યના નાશમાંથી થવા પામ્યો હતો; જેમાંનો થોડો ભાગ ઈરાની શહેનશાહતમાં ભેળવી લેવાયો હતો અને તે ઉપર રાજશાહી કુટુંબના એક નબીરા મોઝીઝને હકુમત ચલાવવા નીમવામાં આવ્યો હતો તથા બીજો પૂર્વનો થોડો ભાગ કોઈ ચીનાઈ ઓલાદના સરદારે જીતી લીધો હતો. બેકટ્રીઅન સામ્રાજ્યની નાશ કરનારી ક્રાંતિનો સમય જો કે સિદ્ધ થયો નથી પણ મોઝીઝનું વૃત્તાંત લખતાં (જુઓ પુ. ૩ પૃ. ૩૧૪) સાબિત કરી ગયા છીએ કે આ સર્વ બનાવનો સમય ઇ. સ. પૂ. ૧૧૦-૧૫ આશરેનો છે. એટલે જો તેને પાયારૂપ ગણીએ તો, તે ચીનાઈ ઓલાદના સરદારના વંશને સ્થપાયાને પણ ઉપરનો શિલાલેખ કોતરાયો હતો, ત્યારે ૧૮૭ વર્ષ થયા હતા ગણાય. અને તે સમયને કાળગણનામાં ઉતારાય તો ઈ. સ. પૂ. ૧૧૦-૧૮૭=ઇ. સ. ૭૭માં બન્યાનું તેને નોંધી શકાય. એટલે વસ્તુસ્થિતિ એ થઈ કે, વેમ કડફસીઝે ઉપરના સ્થળને પોતાની સત્તામાં ૧૪ વર્ષે (જો ઈ. સ. ૬૩ માં ગાદીએ આવ્યાનું ગણીએ તો) અથવા વિકલ્પે ૬ વર્ષે (જો ઇ. સ. ૭૧ માં ગાદીએ આવ્યાનું ગણીએ તો) લઈ લીધો હતો. અને મહારાજપદ જેવી સ્થિતિ ઉભી કરી દીધી હતી. આ પ્રમાણે એક હકીકત થઈ. જ્યારે બીજી બાજુ. ઓકસફર્ડ હિસ્ટરી ઓફ ઇન્ડિઆમાં પૃ. ૧૪૬ ઉપર જણાવાયું છે કે, તેણે પોતાના અમલના નવમા વર્ષે ચિનના શહેનશાહને તેની દીકરી પોતાને પરણાવવા માગું મોકલ્યું હતું. સ્વભાવિક રીતે સમજાય છે તેમ, આ શહેનશાહે પોતાની પ્રજાના એક નાનકડા જેવા સરદારને-પછી ભલે તે સરદાર હમણા કેટલાય દેશો જીતી કરીને મોટો રાજા બન્યો હોય, અરે ભલેને પોતાના કરતાં પણ મોટા પ્રદેશનો રાજવી થઈ પડયો હોય છતાંયે, તેના કુટુંબનું ગૌરવ તો તુરતને તુરત વધી જતું નથીજ ને! તેવી ગણત્રીથી-પોતાની કન્યા આપવાને બદલે, સામો તિરસ્કાર કરીને યુદ્ધની[૯૫] માંગણી કરી હોવી જોઈએ. ચીનાઈ શહેનશાહના સૈન્યપતિએ કડફસીઝને આ યુદ્ધમાં એવી તો સખ્ત હાર ખવરાવી હતી કે તેના પોતાના સૈન્યનો મોટો ભાગ (કહેવાય છે કે, આ લડાઇમાં કડફસીઝના લશ્કરમાંથી ૭૦૦૦૦ માણસ કપાઈ ગયું હતું) મરણ પામી ગયો[૯૬] અને તે સમય પછી કોઈ કાળે પણ કડફસીઝે પાછું ચીન સામુંયે જોયું

(૯૪) વિદ્વાનોએ તેને બીજીજ સ્થિતિનો કલ્પી લીધો છે. આવીજ રીતે, તક્ષિલાના એક શિલાલેખમાં જે ૭૮નો આંક છે તે ક્ષત્રપ પાતિકના સમયનો હોવા છતાં મોઝીઝનો માની લઈને તે બનાવને વિકૃત કરી દેવામાં આવ્યો છે તે માટેનો ખુલાસો પુ. ૩ માં પૃ. ૨૩૮ જુઓ.

(૯૫) સરખાવો નીચેની ટીકા નં. ૯૬.

(૯૬) ભા. સં. ઈ. પૃ. ૨૩૧; તેને ૭૦૦૦૦ માણસની ખુવારી ખમવી પડી હતી. હિં. હિ. પૃ. ૬૫૧

નહિ કે તેનું નામ સુદ્ધાં પણ લીધું નહિ. એટલુંજ નહિ, પણ જે ખોટાન કે અન્ય ભૂમિ તેણે મેળવી હતી તે પણ ઓકી કાઢવી પડી હતી. આ પ્રમાણે બીજી હકીકત થઇ. ધ્યાનમાં રાખવાનું છે કે ચીન સાથેનું યુદ્ધ તો પોતાના રાજ્યના નવમા વર્ષે શરૂ થઇને ખતમ થયું છે. ( અથવા લંબાયું હોય તો પણ-નવમા વર્ષ બાદ ) એટલે જો ચીન પ્રત્યે તેને તિરસ્કાર વ્યાપ્ત થયો હોય તો, નવમા વર્ષ બાદજ થયો કહેવાય. છતાં જ્યારે તેને આપણે તેજ ચીનાઈ શહેનશાહનો સંવત વાપરતો નજરે દેખીએ છીએ, ત્યારે તો એમ કબૂલ કરવું જ રહે છે કે, તે શિલાલેખ કોતરાવ્યો ત્યાં સુધી તેને અને ચીનાઈ શહેનશાહને સારેસારૂં જ ચાલ્યે જતું હતું. મતલબ એ થઇ કે તે શિલાલેખ કોતરાવાયાનો સમય, પોતાના રાજ્યના નવમા વર્ષે ચીનાઈ શહેનશાહ સાથે કડફસીઝ બીજો યુદ્ધમાં ઉતર્યો તે પૂર્વેનોજ ગણવો પડશે. આ કારણથી તેના રાજ્યે ૧૪ મા વર્ષને બદલે ૬ઠ્ઠા વર્ષે તે કોતરાયો હોવાનું આપણે ગણવું જોઈ એ. અને તેમ થતાં આપોઆપ એ પણ સિદ્ધ થઇ ગયું કે, તેના રાજ્યનો આરંભ ઈ. સ. ૬૩ ને બદલે ઈ. સ, ૭૧ માં જ થયો હોવાનું ગણવું રહે છે. એટલે સમુચ્ચય તેનો રાજ્યકાળ ૩૨ વર્ષનોજ કહેવાય. (જુઓ પૃ. ૧૩૨ તથા પૃ. ૧૩૫ ટી. નં. ૬૩)

ઉપરના વર્ણનથી એક વસ્તુસ્થિતિ એ સ્પષ્ટ થઈ ગઈ કે તેણે પોતાના સાહસિકપણાથી અને કાંડાના બળથી જમીનનો મોટો વિસ્તાર જીતી લીધો હતો, અને વિજયપ્રાપ્તિના ઘમંડમાંને ઘમંડમાંજ, પોતાના શિરતાજ એવા શહેનશાહની કુંવરીનું માગું કર્યું હતું.[૯૭] પરિણામે પોતાને પસ્તાવું પડયું છે. વળી કાંઇક એ આબરૂ પણ બન્યો છે. એટલે તે બાજુ-હિંદની બહાર-પરાક્રમ કરવાનું માંડી વાળી તેણે પોતાનું લક્ષ હવે હિંદ તરફ દોરવાનું દુરસ્ત વિચાર્યું હતું.

ચીન સાથેનું ઉપરનું યુદ્ધ થયા બાદ ઇ. સ. ૭૧+૯=૮૦ સુધી થોડોક વખત તેણે સુસ્થિત થવામાં ગાળ્યો હતો એમ સમજાય છે. તે બાદ ધીમે ધીમે પંજાબ અને કાશ્મિર જીતી લીધાં હતાં. સર જોન મારશલ સાહેબનું માનવું એમ છે કે[૯૮] Kushanas obtained Taxilla in 60 A. D.= કુશાનોએ ઇ. સ. ૬૦ માં તક્ષિલા જીતી લીધું હતું. જ્યારે પ્રો. સ્ટેન કોનાઉ એવો મત ધરાવે છે કે[૯૯] Sirkap ( the capital of Khaharatas, Saka and Parthian rulers of Taxilla=page 2) was sacked by Kushanas about 70 A.D= સીરકેપને[૧૦૦] (તક્ષિલાપતિ ક્ષહરાટ, શક અને પાર્થિઅનોની જે રાજધાની હતી તે=જુઓ પૃ. ૨ ) આશરે ઈ, સ. ૭૦ માં કુશાનોએ બાળી નાંખ્યું હતું. એક હકીકત તક્ષિલા જીત્યા બાબતની છે. તેમાં ઇ. સ. ૬૦ ની સાલ છે. જ્યારે બીજીમાં ઇ. સ. ૭૦ ની સાલ છે. પરંતુ તેમાંથી જીત મેળવીને બાળી નાંખ્યાની સ્થિતિ થઇ છે, કે જીત અને નાશ કરવો તે બન્ને એકજ સ્થિતિ સૂચક છે તે કાંઇ સ્પષ્ટ થતું નથી. એટલે સમાધાન ખાતર એમ સ્વીકાર કરી શકાય કે, પ્રથમ જીત હતી અને પછી વિનાશ થયો હતો; અને તેના સમય માટે ૭૦ ની સાલ હતી.[૧૦૧] આ સમયની બધી ગણત્રી વિદ્વાનોએ જે મૂકી છે તે શક સંવત ( ઉત્તર હિંદમાં ચાલતો સંવત; જેને હવે પછી આપણે કુશાન સંવત તરીકે ઓળખાવવાના છીએ તે ) ઇ. સ. ૭૮ માં સ્થપાયો

(૯૭) શહેનશાહ પોતેજ તેની જીતથી ખુશી થઇને પોતાની શુભેચ્છા કે આનંદ પ્રદર્શિત કરવાને પોતાની પુત્રી તેને પરણાવે તે જુદી વાત છે અને પોતે સામા ઉઠીને તેવી માંગણી મોકલાવે તે જુદી વાત છે. બિની વચ્ચે તેટલો ફેર ગણાય.

(૯૮) જુઓ અ. હિ. ઈ. (સ્મિથ) આવૃતિ ૪ પૃ. ૨૭૨ નું ટીપ્પણ

(૯૯) જુઓ. જ. ઇ. હિ કવૉ. પુ. ૧૨ પૃ. ૩૨

(૧૦૦) જ. ઇ. હિ. કવૉ. પુ. ૧૨. પૃ. ૨

(૧૦૧) જો કે આપણે પુ. ૩ પૃ. ૨૭૫-૬માં તક્ષિલાના નાશ વિશે જુદીજ સ્થિતિ કલ્પી કાઢી છે. એટલે ત્યાંની અને અહીંની-એમ બન્ને વસ્તુસ્થિતિ સરખાવીને ખરૂં તાત્પર્ય શોધી કાઢવાની જરૂર છે.

હતો એવા હિસાબથી કરી છે. જ્યારે તે સંવતની આદિ તો ઇ. સ. ૧૦૩ માંજ થઇ છે એમ આગળ ઉપર આપણે સાબિત કરીશું. એટલે ૧૦૩-૭૮=૨૫ વર્ષનો જે તફાવત પડે છે તે, ઉપર ઠરાવેલ ૭૦ ઈ. સ. માં ભેળવતાં, તક્ષિલાના નાશનો ખરેખરો સમય તો આપણે ઇ. સ. ૭૦+૨૫=૯૫ મૂકવો પડશે. બીજી બાજુ આપણે બતાવી ગયા છીએ કે ગર્દભીલ રાજ્ય વિક્રમચરિત્રનો સુબો મંત્રિગુપ્ત ઈ. સ. ૯૩ આસપાસના સમય સુધી કાશ્મિર ઉપર હકુમત ચલાવી રહ્યો હતો. આ બન્ને સ્થિતિનું એકીકરણ કરતાં એમ ફલિતાર્થ કાઢી શકાશે કે, વિક્રમચરિત્ર ગર્દભીલના રાજ્યના અંતમાં કે તેના મરણ પછી તુરતજ, વેમ કડફસીઝે હિંદ ઉપર ચડાઈ કરી હતી અને પંજાબ તથા કાશ્મિર જીતી લીધાં હતાં. તે બાદ તેણે પોતાના કદમ ધીમેધીમે ઉત્તર હિંદમાં લંબાવવા માંડયા હતાં. વળી વિક્રમચરિત્ર પછીના બે રાજાઓ નબળા હોવાથી, તેને આગળ વધવામાં કોઈનો જબરજસ્ત સામનો કરવો પડયો હોય એમ માની શકાતું નથી. વળી તેના વિશે એક નોંધ નીકળે છે, કે[૧૦૨] "Kadphisis next attacked India. All North-west India, as far as Benares (except perhaps Sind) passed to him= તે બાદ કડફસીઝે હિંદ ઉપર ચડાઈ કરી હતી અને બનારસ સુધીનો આખો ઉત્તર હિંદ તથા (કદાચ સિંધ સિવાયનો) પશ્ચિમ હિંદુસ્તાન તેના હાથમાં આવી પડયો હતો." અત્ર આપણે પશ્ચિમ હિંદની જીત વિશે પ્રશ્ન ચર્ચવાનો નથી, પણ તેણે ઉત્તર હિંદમાં ઠેઠ બનારસ સુધી જીત મેળવ્યાનું નોંધાયું છે. તે બાબત જણાવવાનું કે, તેમ બનવા પામ્યું નહીં હોય; કેમકે મથુરાથી ૧૨-૧૪ માઇલ દૂર માટ નામનું એક ગામ આવેલું છે. ત્યાં આગળથી સાંપ્રતકાળે તેની સિંહાસન ઉપર બિરાજીત કરેલી મૂર્તિ મળી આવી છે. એટલે ત્યાંસુધીનો મુલક તો તેણે જીતી લીધેલો હતો એમ સમજાય છે. પરંતુ પોતે મથુરા ઉપર કોઈ જાતનું આક્રમણ લાવી શકયો નહીં હોય. જો તેમ થયું હોત તો તેનાં કાંઇક ચિન્હો તે મૂકયા વિના રહેત નહીં અને તેની સિંહાસનાસીત મૂર્તિ, જે મથુરાથી માત્ર ૧૪ માઇલેજ નીકળી છે તેને બદલે મથુરા શહેરમાંથી મળી આવી હોત; અથવા તો તેનો સંવત જે તેની પછીના વંશજ કનિષ્ક પહેલાએ ચલાવ્યો છે તે તેના સમયથી જ ગતિમાં મૂકાયો હોત. એટલેજ શંકા ઉદ્ભવે છે કે, મથુરા સુધી તેનો રાજ્ય અમલ પહોંચી શકયો નહીં હોય[૧૦૩] પણ માત્ર ૧૪ માઇલ છેટેજ રહ્યો હશે અને ત્યાં તેનું મરણ નીપજ્યું હશે. કદાચ દલીલ ખાતર એમ પણ કહી શકાય કે, માટ તે મથુરાનું એક પરૂં હશે. એટલે[૧૦૪] પોતે મથુરાપતિ તો થયો હશે, છતાં તેનું મરણ માટ નામના ગામનું સ્થળ જ્યાં અત્ર છે ત્યાં થયું હશે અને અંતિમ ક્રિયા ત્યાં કરવામાં આવી હશે તેનાં સ્મારક તરીકે સિંહાસનાસીત તેની મૂર્તિ ગોઠવવામાં આવી હશે; અથવા તે સ્થળજ તેના ધર્મનું કોઈ તીર્થધામ હશે. અથવા એમ પણ ઉત્તર ગોઠવી શકાય કે, તે મથુરાપતિ તો બન્યો હતો, પણ ચીનાઈ શહેનશાહ સાથેના યુદ્ધમાં

(૧૦૨) જુઓ હિં. હિ. પૃ. ૬૫૨

(૧૦૩) જેમ મધ્ય હિંદમાં અવંતિનું સ્થાન અનુપમ લેખાતું હતું અને તેનો વિજેતા પોતાના જીવતરને ધન્ય માનતો હતો તેમ ઉત્તર હિંદમાં મથુરાનું સ્થાન ગણાતું હતું. તેથી કરીનેજ, પરદેશી આક્રમણકારોમાંના નહપાણે અવંતિ જીતી લઈ ને, તથા ચષ્ઠણે પણ અવંતિ જીતી લઈને પોતાને 'રાજા' પદથી વિભૂષિત કર્યા છે અને પોતાના વંશના સંવતો ચલાવ્યા છે. [અલબત્ત એટલું ખરું કે, તેમણે જે સમયથી અવંતિની ગાદી મેળવી છે તે સમયથી તે સંવતો ચલાવ્યા નથી, પણ પોતાના વંશના આદિપુરૂષથી (જે બન્નેના કિસ્સામાં તેમના પિતાજ હતા) તેનો પ્રારંભ ગણાવ્યો છે].

(૧૦૪) આ ઉપરથી એમ પણ સિદ્ધ થઈ જાય છે કે, માટ નામનું સ્થળ છે. તે મથુરાનું પરૂં નહોતુંજ; અને એમ સિદ્ધ થયું તો એ પણ આપોઆપ સિદ્ધ થઈ ગયું કે તે સમયે મથુરાનો વિસ્તાર, માટ સુધી લંબાયો નહોતો.

તેને જે શિકસ્ત આવી પડી હતી તથા પોતાના પૂર્વજના મેળવેલા કેટલાક પ્રાંતો ગુમાવી દેવા પડયા હતા, તે કલંક તેના હૃદયમાં એક શલ્ય તરીકે ખૂંચ્યા કરતું હતું. પરિણામે પોતાનો વિજયદર્શક સંવત ચલાવવાનો વિચાર તેણે પડતો મૂકી દીધો હશે. ગમે તેમ હોય, પણ કુશાન સંવતનો પ્રારંભ તેના રાજ્યથી થયો નથી એટલું ચોકકસ છેજ. કોઈ એમ પણ બચાવ લાવી શકશે કે તેણે મથુરા તો સર કર્યું હતું પણ તુરત મરણ પામ્યો હતો. એટલે તે સમયથી જ તેના શકનો આરંભ થયો છે. પરંતુ કોઈ સંવતની આદિ તેના પ્રવર્તકના મરણના સમયથી ગણાવાની પ્રથા ચાલુ થઈ હોય તેવું જાણવામાં આવ્યું નથી. તેટલામાટે તેના મરણના સ્મારક તરીકે, તેનો સંવત ન ચલાવતાં તેના પુત્રે પોતાના રાજ્યાભિષેકના સમયથીજ સંવતનો આરંભ ગણાવ્યો છે. તો વળી સવાલ એ થશે કે શું કનિષ્ક એવો નગુણો બન્યો હતો કે પોતાના પિતાના પરાક્રમની અવગણના કરી દે? પરંતુ વાસ્તવિકતો એ કહેવાત કે, તેના પિતાના રાજ્યારંભથીજ તે શકની આદિ તેણે ગણાવવી રહેત. આ બધી કલ્પના તેનાથી શક જે પ્રવર્તમાન થયો નથી તે એકજ વસ્તુ સ્થિતિથી ધરાશાયી થઈ પડે છે. અને જ્યારે મથુરા સુધી પણ તે પહોંચી શકયો નથી ત્યારે મથુરાની પૂર્વે કેટલાયે માઈલના આંતરે આવેલ બનારસ સુધી તો તે પહોંચ્યો હોવાનું માનીજ કેમ શકાય?



# દ્વિતીય પરિચ્છેદ

## કુશાનવંશ (ચાલુ)

**ટૂંકસાર:**—(૧) કનિષ્ક પહેલો-કુશાનવંશમાં આ કનિષ્કે જ રાજાપદ પ્રથમ ગ્રહણ કર્યું હતું તેનું આપેલ કારણ-વેમ સાથે તેનો સંબંધ કેવા પ્રકારનો હોય તેનું આપેલ વર્ણન -તેની જીત અને રાજ્ય વિસ્તારનો આપેલ ચિતાર-તેની રાજનીતિ, કુટુંબ અને ઉમર વિશેની કરેલ ચર્ચા-તેનો ધર્મ તથા તે આધારે ઘડાયલ તેના જીવનવૃત્તાંતનો કરેલ વિવાદ-બૌદ્ધધર્મના પ્રસાર બાબતમાં વિદ્વાનોના મંતવ્યોનાં કરેલાં ટાંચણ-કુશાનપ્રજાના ઇતિહાસમાંથી જાણવા યોગ્ય આઠ મુદ્દાઓની કરેલ તારવણી-તેમાંના પાંચનું, યોગ્ય સ્થળે વિવેચન કરવાનું જણાવી, આ પ્રકરણે સંબંધ ધરાવતા માત્ર ત્રણનું કરેલ વિવરણ-તેમાં પણ આર્યઅનાર્યની સમજૂતિ વિશેની વિશિષ્ટતા—

(૨) વઝેષ્ક, ઝેષ્ક, જુશ્કઃ—તેનું આપેલ જીવન વૃત્તાંત—

(૩) હુવિષ્ક-હુષ્ક—તેના વિશે ઉભી થતી કેટલીયે મુશ્કેલીનું યથાશક્તિ ખુલાસા અને ચર્ચા કરી આપેલું નિરાકરણ-તેની ઉમર તથા રાજકુટુંબ સાથેના સંબંધનું કરેલ વર્ણન-

(૪) કનિષ્ક બીજો—તેના રાજ્યકાળે થયેલ સામાજીક તથા ધાર્મિક બનાવોનું વર્ણન આપી, તેનાં નામ તથા ઉમર વિશે પાડેલ પ્રકાશ-અંતે બન્ને કનિષ્કના ગુણોની કરેલ તુલના—

(૫) વાસુદેવ પહેલો—તેના સમયે આવેલ ધર્મક્રાંતિની બતાવી આપેલ શકયતા—

(૬થી૧૩) કુશાન વંશની થયેલી સમાપ્તિ-વિદ્વાનોએ તેનાં કલ્પેલ કારણોની લીધેલ તપાસ-

## (૧) કનિષ્ક પહેલો

પોતાના વંશની ગણુત્રીએ તેનો નં. ૩ આવે છે, પણ આપણે અત્ર હિંદી ઇતિહાસના અભ્યાસી તરીકે વર્ણન આલેખતા હોવાથી તેનો નં. ૧ (પહેલો જ) લેખવાનો છે; કેમકે પોતાના વંશના રાજાઓમાંથી સૌથી પ્રથમ તેણે જ હિંદમાં ગાદી સ્થાપીને, પદ્ધતિ પૂર્વક રાજકારભાર ચલાવવા માંડયો હતો.

વેમ કડફસીઝના મરણ બાદ તેની ગાદીની લગામ કનિષ્ક પહેલાના હાથમાં આવી છે. આ બેની વચ્ચે કાંઈ સગપણ સંબંધ હતો કે કેમ? અથવા તે બન્નેએ રાજપદ ધારણ કર્યું તેની વચ્ચે કાંઈ સમય પસાર થયો હતો કે કેમ? આ બે પ્રશ્નોની વિચારણા અતિ મહત્ત્વનું સ્થાન રોકે છે. તેમાં યે પાછલો પ્રશ્ન તો તે વંશની નામાવલી અને સમયાવળી નક્કી કરીને ગોઠવતી વખતે આપણે પૂરવાર (જુઓ પૃ. ૧૩૩) કરી ચૂકયા છીએ કે,એકના મરણબાદ લાગલોજ બીજાનો રાજઅમલ શરૂ થયો હતો, એટલે હવે તે મુદ્દો ફરીને ચર્ચવો રહેતો નથી. પરંતુ તે બેની વચ્ચેના સગપણ સંબંધ વિશે હજુ પૂરતી જણાવટ થઈ નથી તેથી તેની ખાસ વિચારણા કરવી જરૂરી છે. તે માટે આગળના પારિગ્રાફે ચર્ચા કરી છે. એટલે તેના રાજ્યને લગતી અન્ય હકીકતો ઉપર જ અત્ર આપણું લક્ષ કેંદ્રિત કરીશું.

તેના સિક્કાઓ જે મળી આવ્યા છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે તેણે 'રાજા'નું ઉપનામ પોતાને લગાડેલું છે. જેમ ક્ષહરાટ નહપાણે (જુઓ પુ. ૩ માં તેનું વૃત્તાંત) અવંતિ જીતી અવંતિપતિ તરીકે પોતાના સિક્કા પડાવતાં તેમાં "રાજા"નું બિરૂદ કોતરવાનું શરૂ કર્યું હોવાનું આપણે જાણ્યું છે, તેમ ક્ષત્રપ ચષ્ઠણે પણ, જે અનેક સિક્કાઓ પડાવ્યા છે તેમાં પણ કેટલાક ઉપર 'રાજા'નું બિરૂદ જોવાય છે; અને તે વિશે મનાય છે કે (આવતા પરિચ્છેદમાં તેને લગતી ચર્ચા કરતાં આપણે સાબિતી આપીશું) તેવા સિક્કાઓ તેણે પણ અવંતિની ગાદી હાથ કર્યા પછી જ પડાવ્યા છે. એટલે કે આ બન્ને પરદેશી રાજકર્તાઓએ, ખુદ હિંદમાં નિવાસ સ્થાન કર્યાં છતાંએ અને અનેક મુલક ઉપર રાજ્ય-સત્તા અને અધિકાર ભોગવ્યા છતાંએ, જ્યાંસુધી સકળ હિંદનો હૃદયરૂપ ગણાતો એવો અવંતિદેશ પ્રાપ્ત કર્યો નહોતો, ત્યાંસુધી 'રાજા' પદ જેમ ધારણ કર્યું નહોતું, પણ પોતાના દેશ તરફના અધિકાર સૂચક ક્ષત્રપ કે મહા-ક્ષત્રપ પદો જે હતાં તેને જ ધારણ કરીને સંતોષ ધર્યો હતો, તેમ આ કુશાનવંશી સરદારોને પણ, તેઓ હિંદ બહારની જ પરદેશી પ્રજા હોવાથી, ઉપરના રાજ-વંશીઓનું જ અનુકરણ કરવાની સલાહ મળી હોય અથવા તેમના પગલે ચાલવાનું તેમણે જ દુરસ્ત વિચાર્યું હોય એવા અનુમાન ઉપર આપણે જવું પડે છે. વળી આ કલ્પનાને એ ઉપરથી સમર્થન મળે છે કે, કડફસીઝ બીજાએ સિક્કા તો પડાવ્યા છે અને હિંદની ભૂમિ ઉપર અધિકાર પણ ભોગવ્યો છે, છતાં તેણે 'રાજા' પદથી વિભૂષિત થઈને એકપણ સિક્કો પડાવ્યો હોવાનું જણાયું નથી. ખરૂં છે કે તેણે 'રાજા' કરતાં પણ વિશેષ મહત્ત્વતાદર્શક, "રાજાધિરાજ અથવા મહારાજા"ના બિરૂદ જેવો ઇલ્કાબ પોતાના નામ સાથે જોડી તો દીધો હતો, પણ મથુરા શહેરમાં પોતાના નામની રાજા તરીકેની ઉદ્ઘોષણા તે ગર્જિત કરી શકયો નહોતો (જે આપણે તેના વૃત્તાંત લખતાં ગત પરિચ્છેદમાં જણાવી ગયા છીએ). એટલે એજ વિચાર ઉપર અનુમાન દોરવાય છે કે, જેમ સકળ હિંદનું મધ્યસ્થાન અવંતિને ગણવામાં આવતું હતું તેમ ઉત્તરહિંદનું મધ્યસ્થાન મથુરાને ગણાતું હોવું જોઇએ[1]; અને જ્યાં સુધી તે ભૂમિનો પોતે સ્વામી ન બને ત્યાં સુધી પોતાના સાર્વભૌમત્વમાં તેટલા અંશે ઉણપ રહી છે એમ ગણાતું હોવું જોઇએ. એટલે જ, વેમ કડફસીઝ પોતાને તેટલા દરજ્જે બેનસીબ રહેલો સમજતો રહી ગયેલો નજરે પડે છે. જ્યારે કનિષ્કને તે પદથી વિભૂષિત થયેલ જોઈએ છીએ ત્યારે એમ

**કનિષ્ક શા માટે રાજા કહેવાયો**

(૧) જુઓ ગત પરિચ્છેદે ટીકા નં. ૧૦૦

નિશ્ચય કરવો પડે છે કે, તેણે પોતે મથુરાનો સ્વામી બનતાં જ, રાજા પદયુક્ત સિક્કાઓ પડાવ્યા હશે; વળી રાજા કરતાં પણ અધિક ગૌરવવંતુ મહારાજાધિરાજનું પદ પોતાના એક પૂર્વજે ધારણ કર્યું હોવાથી, પોતાનો દરજ્જો તે સમયથી ભિન્ન પડી ગયો છે એમ દર્શાવવા, તેમજ સાથે સાથે પોતાના વંશનું નામ ઉજ્જવળ અક્ષરે ઇતિહાસનાં પૃષ્ઠે ગર્વાન્વિષ્ઠપણે ઉચ્ચારાતું જળવાઇ રહે તે સારૂ, પોતાના વંશનો એક શક–સંવત્સર પણ પ્રચલિત કરી દીધો હોવો જોઇએ. ઇતિહાસકારો અત્યારે તેને ઉત્તરહિંદના શક તરીકે ઓળખાવી રહ્યા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પોતાના વંશમાંથી તેણે જ મથુરા શહેર જીતીને પ્રથમ પ્રવેશ તેમાં કર્યો હોવો જોઈએ. આ જીત તેણે કયા વરસે મેળવી હતી તેના સમય સાથે આપણે બહુ સંબંધ નથી. ગમે તે વખતે મેળવી હોય, પણ તેણે જ મેળવી હતી, એટલે તેના જ રાજ્યારંભથી તે શકનો પ્રારંભ થયો ગણી શકાય.

**વેમ અને તેનો સંબંધ**

આ કુશાન વંશના દ્વિતીય ભૂપતિ વેમ કડફસીઝને અને આ ત્રીજા ભૂપતિ રાજા કનિષ્કને કાંઈ સગપણ સંબંધ હશે કે કેમ તે વિશે વિદ્વાનોમાં મતભેદ રહેલ હોય એમ જણાય છે. કેટલાકનું માનવું એમ થાય છે કે તે બે વચ્ચે કાંઈ જ સંબંધ હોવો ન જોઈએ, કારણ કે તે બેના રાજ્ય અમલ વચ્ચે લગભગ દસ વરસનો ગાળો પડી ગયેલો છે.[૨] ( જુઓ ગત પરિચ્છેદે પૃ. ૧૨૮ ઉપર દર્શાવેલી વંશાવળી ) જે વાતનો ઇન્કાર આપણે તેજ પરિચ્છેદે આગળ ચાલતાં સાબિત કરી બતાવ્યો છે. એટલે તેમની માન્યતાને આધારે રચાયલ અનુમાનમાં આપણે ફેરફાર જ કરવો રહે છે. તેથી કરીને મારૂં માનવું તો એમ થાય છે કે, તે બેની વચ્ચે સગપણ સંબંધ હતો એટલું જ નહીં પણ ઉલટું તેમનો સંબંધ પિતાપુત્ર તરીકેનો જ હોવો જોઇએ. કેમકે (૧) તે બેની વચ્ચે સમયનું કાંઈ જ અંતર રહી ગયું નથી પરંતુ અભંગપણે તેમનો રાજ્યકાળ ચાલુ રહેલો દેખાય છે (૨) આગળ ઉપર વર્ણવેલા તેના રાજ્ય વિસ્તારનું વૃત્તાંત વાંચતાં જણાય છે કે, તેના પુરોગામી એવા વેમ કડફસીઝ સાથે ચીનાઈ શહેનશાહે જે પ્રકારનો અપમાનભર્યો વર્તાવ કર્યો હતો, તેનો જવાબ તેણે તેવા જ કડક પગલાં ભરીને અથવા કહો કે તેના જ સિક્કા તેને સામા બદલામાં પરખાવીને વાળ્યો હતો. વિચાર કરો કે, જો કોઈ બે રાજા વચ્ચે કાંઈ સંબંધ જ ન હોય, તો એકે રાજા લડાઈ લડવાનું જોખમ માથે ઉઠાવે ખરો ? અરે કહેવાય કે સંબંધની વાત તો એક બાજુ રહી પણ તે સંબંધ અતિ ઘનિષ્ઠ પ્રકારનો અને સહેજે જ એક બીજાને અસર પહોંચાડનારો હોવો જાઇએ (૩) ધારો કે, બેના સમય વચ્ચે કાંઈ ગાળો પડયો હતો જ ( આ ચર્ચાના અન્ય કારણોની તપાસ તો આગળ લેવાઈ ગઈ છે: પરંતુ જે કારણ તપાસ્યા વિનાનું રહેવા દીધું હતું તે એકલાની જ ચર્ચા અહીં કરી છે. ) તો વાસ્તવિક

---

(૨) જેમ આ દસ વર્ષના ગાળાની વાત પણ, પોતે દોરેલા અનુમાનને બંધબેસતો કરવાને ગોઠવી કાઢવી પડી છે, તેમ આ વંશની સ્થાપનાના સમય માટે પણ ઇ. સ. ૭૮નો સમય તેમણે જોડી દીધો છે. બાકી તે માટે પ્રમાણ કે આધાર રજુ થયા નથી જ. અત્રે તેમને દોષ દેવાનો મારો હેતુ નથી, પણ સંશોધનનો વિષય જ એવો છે કે અનેક ઠેકાણે અનુમાન અને કલ્પનાઓ નીપજાવી કાઢવી પડે છે અને પછી જ તેને અનેક પુરાવા સાથે કસી જોવી પડે છે. *કહેવાનું તાત્પર્ય એ છે કે કસોટીએ ચડાવ્યા પહેલાં તેનો* **ફેંસલો તો કરવો જ રહે છે.**

આવી સ્થિતિ છે; તેનો જો કોઈ નામચીન કે છાપધારી વિદ્વાન આશરો લ્યે તો તેને સર્વ કોઈ સ્વીકારી લ્યે છે એટલું જ નહિ પણ તેનાં ગુણગાન સુદ્ધાં ગાવા મંડી પડે છે. જ્યારે મારા જેવો કોઈ ઉગતો કે નવો નીશાળીઓ તેવું પગલું ભરે છે તો તેને માથે કંઇને કંઈ શીરપાવ આપવા મંડી જાય છે. આવી જાતની મનોદશામાં સુધારો કરવો રહે છે.

[ આ બે બાબતોમાંની એક તો નિરાધાર હોવાનું અત્ર સાબિત થયું છે: અને બીજીનો પણ તેજ પ્રમાણે ફેંસલો થવાનો **છે તે ચષ્ઠણના વૃત્તાંતે સમજાવ્યું છે ત્યાંથી જોઈ લેવું. ]**

શું છે કે, વેમ બીજાની ગાદીનું સ્થાન અને કનિષ્કની ગાદીનું સ્થાન બન્ને જુદા જુદા પ્રદેશમાં હોત. પણ તેમ તો નથી જ, કેમકે બન્નેનાં સ્થાનો માટ અને મથુરા જ છે, કે જે માત્ર બહુ બહુ તો બારેક માઈલના છેટે જ આવેલાં સ્થળો છે. પરંતુ ભિન્ન પ્રદેશનું અંતર દર્શાવતાં સ્થાનો નથી. દલીલ કરાય કે, કાશ્મિરની હકુમતને અંગે બેના સમયની વચ્ચેનું તે અંતર દર્શાવે છે. ખરૂં છે કે દેશદેશની જીતના સમયમાં અંતર તો હમેશાં રહે જ, પરંતુ તેથી એમ નથી સિદ્ધ થતું કે તે બે વચ્ચેનો સગપણ સંબંધ જ નહોતો. ઉલટું જેમનો મત એમ છે કે, તેઓ વચ્ચે કાંઈ સંબંધ હોવો ન જોઈએ તેઓ પણ એટલો તો સ્વીકાર કરે છે જ, કે તેઓ એક જાતિની પ્રજાના જ હતા.

ઉપરનાં ત્રણ તેમજ વંશાવળી ગોઠવતાં કરેલી ચર્ચામાં દર્શાવેલ અન્ય કારણોનો સમગ્રપણે વિચાર કરીએ છીએ ત્યારે એટલા જ સાર ઉપર આવવું રહે છે કે, તે બન્ને પિતાપુત્ર થતા હોવા જોઈએ.

**તેનો રાજ્યવિસ્તાર**

તેણે ૨૩ વર્ષ રાજ્ય કર્યું હોવાનું આપણે નોંધી ગયા છીએ. એટલે તેનું રાજ્ય ઇ. સ. ૧૦૩થી ૧૨૬ સુધી લંબાયું હતું એમ ગણવું રહે છે. આ સર્વે સમય[3] તેણે દેશો જીતવામાં તથા લડાઇઓ લડવામાં જ ગાળ્યો દેખાય છે. તેથી કરીને ઉત્તર હિંદનો પશ્ચિમ રાજપુતાના અને સિંધવાળો ભાગ લગભગ સઘળો જીતી લઈ ને તેણે પોતાનું સામ્રાજ્ય અતિ વિસ્તૃત બનાવી દીધું હતું. આ બાબત કેમ્બ્રીજ હિસ્ટરી ઑફ ઇન્ડિયાનો લેખક પોતાનો અભિપ્રાય જણાવતાં ઉચ્ચારે છે કે,[4] "The Süe Vihara of the 11th year of Kanishka proves that the suzerainty of the kushanas extended to the country of the lower Indus at this date= કનિષ્કે પોતાના રાજ્યના અગિઆરમે વર્ષે બંધાવેલ સ્યુ વિહારથી એમ સાબિત થાય છે કે, તે સમયે સિંધુ નદીના નીચેના-દક્ષિણ તરફના પ્રદેશ સુધી કુશાન સામ્રાજ્ય લંબાયું હતું." આ કથનની પ્રતીતિ હિંદુ હિસ્ટરી નામે પુસ્તકના લેખક મહાશયના નીચેના શબ્દોથી આપણને મળે છે. His dominions includes Kabul, Kashmir, Mattura and Magadh (?) Practically he was the Lord Paramount in North India= તેના સામ્રાજ્યમાં કાબુલ, કાશ્મિર, મથુરા તથા મગધ[5] (?) નો સમાવેશ થતો હતો-વાસ્તવિક રીતે ઉત્તર હિંદનો તે એક છત્રી સમ્રાટ હતો. આ જીત મેળવ્યા બાદ હિંદ બહારની પોતાના વંશની ઝાંખી પડેલી કીર્તિને ઉજ્વાળવા તરફ તેણે પોતાનું ધ્યાન દોરવ્યું હોય એમ સમજાય છે. પ્રથમ તેણે કાશ્મિર દેશમાં પોતાનું સ્થાન મજબૂત કરી, ત્યાં પોતાના નામે કનિષ્કપુર નામનું ગામ વસાવ્યું દેખાય છે. અને ત્યાંથી સીધો જ -એટલે કે ખૈબરઘાટના રસ્તે હિંદની બહાર નીકળી હિંદુકુશપર્વતને ચકાવો મારીને જવાને બદલે-કોઈ ઘાટ દ્વારા ખોટાન અને તિબેટમાં ઉતર્યો હોય એમ માલૂમ પડે છે. તે પ્રદેશો ક્રમેક્રમે ચિનાઇ શહેનશાહના સરદારો પાસેથી જીતી લેવાની કારવાઈ તેણે રચી હતી અને તેમાં ફાવ્યો પણ હતો. તે એટલે સુધી કે, પોતાના પુરોગામીને-હવે આપણે સાબિત કરી ચૂકયા છીએ કે તે પુરોગામી એટલે વેમ કડફસીઝ તેનો પિતા જ થતો હતો તેથી તેના પિતાને-જે શિકસ્ત આપી ચીનાઈ શહેનશાહે ૨૫-૩૦ વર્ષ ઉપર મુલક લઈ લીધો હતો તે સર્વે પ્રદેશ પોતાના સામ્રાજ્યમાં ભેળવી લીધો તથા તે ઉપરાંત, તે શહેનશાહે પોતાના પિતા તરફ ભજવેલ અપમાનજનક વર્તાવના વૈરરૂપી બદલા તરીકે, તે શહેનશાહના એક પુત્રને પોતાના દરબારમાં-એટલે મથુરામાં-લડાઇના બાન તરીકે એક પ્રતિનિધિ રૂપે મોકલવાની ફરજ પાડી હતી. આ જીતનું વર્ણન લખતાં ઑકસફર્ડ હિસ્ટરી ઑફ

(૩) જુઓ આગળ ઉપર ટી. નં. ૧૨નું મૂળ લખાણ.

(૪) જુઓ મજકુર પુસ્તક ભાગ ૧ પૃ. ૭૦૩

ઇન્ડિયામાં[૬] લખેલ છે કે "He avenged his predecessor's defeat in Chinese Turkestan=ચીનાઈ તુર્કસ્તાનમાં તેને હરાવીને પોતાના પુરોગામીને પરાજય પમાડયાના વેરનો તેણે બદલો લીધો હતો" ત્યારે વળી ભારત દેશના સંક્ષિપ્ત ઇતિહાસના લેખકે તો સાફસાફ શબ્દોમાં જણાવી દીધું છે[૭] કે "યારખંડ, ખોટાન કે પ્રાંત જીત લીયે ઔર ચીની યુવરાજ કનિષ્ક કે દરબારમેં જ્યાનત (પ્રતિનિધિ) કે તોરપર......(ભેજ દીયા થા)... આટલેથી જ નહીં અટકતાં કદાચ તેણે પોતાનાં પગલાં આગળ લંબાવી મોંગોલિયા નામનો ચીનાઇ પ્રદેશ પણ તેણે જીતી લીધો હોય એમ સમજાય છે. જેથી હિંદુ હિસ્ટરીનો લેખક[૮] જણાવે છે કે, The name and fame of Kanishka is cherished by tradition, not only in India, but also in Tibet, China, and Mongolia=દંતકથા પ્રમાણે, રાજા કનિષ્કનાં નામ અને કીર્તિ એકલા હિંદમાંજ નહીં, પણ તિબેટ, ચીન અને મોંગોલિયામાં પણ સાચી રીતે હર્ષભેર જળવાઇ રહ્યાં છે. મતલબ કે તેણે ચીન દેશની ઉત્તર હદ સુધીના પ્રાંતો જીતી લીધા હતા. 'લોભને નહીં થોભ' તે કહેતી અનુસાર આટલેથી સંતોષ ન ધરતાં તે આગળ ને આગળ જીત કરતો ધસમસી જવા લાગ્યો. એટલે લાંબા સમયથી પોતાના વતનથી દૂર દૂર હડસાઈ ગયેલ સૈન્યદળમાંના કોઇક સિપાઇએ, જેમ અલેકઝાંડર ધી ગ્રેટનું ખૂન કરી નાંખ્યાનું કહેવાય છે[૯] તેમ આ રાજા કનિષ્કની બાબતમાં બનવા પામ્યું હતું. જેની નોંધ ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિઆમાં નીચેના શબ્દોમાં લેવાઈ છે.[૧૦] Tradition affirms that he must have been smothered, while on his last Northern campaign by officers, who had grown weary of exile beyond the passes=દંતકથા કહે છે[૧૧] કે જે સરદારો ઘાટની પેલીપાર લાંબો વખત ગાળવાથી ખૂબ કંટાળી ગયા હતા તેમણે ઉત્તર પ્રદેશની (રાજાની) ચડાઈ લઈ જતાં તેને રહેંસી નાંખ્યો હશે." આ બધા વિવેચનથી સમજાશે કે રાજા કનિષ્કનું મરણ કુદરતી સંજોગોમાં નથીજ થયું, પછી એકાદ સૈનિકે જ ખૂન કર્યું હોય કે કોઈ અફસરે પણ કર્યું હોય; એકાદે કર્યું હોય કે અનેકોએ બળવો કરીને કર્યું હોય; કદાચ ઠેઠ ચીનની ઉત્તર હદે થયું હોય કે વચ્ચેના પ્રદેશમાં થયું હોય; ગમે તેમ થયું હોય પણ પોતાનાં સગાંવહાલાં અને કુટુંબીજનોથી ઘણે દૂર અને પોતાના રાજનગર તેમજ ઘરથી આઘે, કોઈ અજાણી ભૂમિમાં તે મરણ પામ્યો છે એટલું તો ચોક્કસ સમજવું રહે છેજ. અત્રે એટલી નોંધ જ કરવી જરૂરની છે કે, હવે તો તેનું મરણ નીપજી ચૂકેલ હોવાથી ફરીને હિંદમાં તે આવે અને મથુરાની દક્ષિણે આવેલ અવંતિદેશ કે અન્ય પ્રદેશો જીતવાનું મન ઉપર લ્યે, તે પ્રશ્નજ વિચારવો રહેતો નથી. બાકી તે ગાદીએ બેઠો તે સમયે જો હિંદની બહાર જવાને બદલે અવંતિદેશ કે દક્ષિણ હિંદ

(૫) મગધદેશ તેણે જીત્યો હતો એવો પુરાવો મને મળ્યો ન હોવાથી અહીં મેં સંશયદર્શક ચિન્હ મૂક્યું છે.

(૬) જુઓ તે પુસ્તકનું પૃ. ૧૩૦

(૭) જુઓ તે પુસ્તક પૃ. ૨૩૨

(૮) જુઓ તે પુસ્તકમાં પૃ. ૬૫૩

(૯) અત્યાર સુધી ઇતિહાસમાં આ પ્રમાણે જણાવાય છે; પરંતુ હવે તો અલેક્ઝાંડરે હિંદ ઉપર કરેલા આ હુમલાનું આખુંયે વર્ણનજ નવીશોધના આધારે કદાચ ફરી જતું દેખાય તેમ લાગે છે તેથી અહીંયે ખૂન કરી નાંખ્યાનું કહેવાય છે એમ લખવું પડયું છે.

(૧૦) જુઓ તે પુસ્તકમાં પૃ. ૧૩૦

(૧૧) જો કે અહીં તો માત્ર દંતકથા તરીકે જ જણાવ્યું છે. પણ બે ત્રણ વિદ્વાનો એકજ પ્રકારનું કથન કર્યા કરે છે એટલે આપણે તેને સાધારણ હકીકત તરીકે માન્યું છે. છતાં બનવા યોગ્ય છે કે, સર્વે કથાનકો પણ પોતાને મળેલી એકજ હકીકત–અથવા કહો કે–દંતકથાને લઇનેજ તેને તે વિધાન કર્યે ગયા હોય.

વળી એમ પણ બનતું જણાયું છે કે, એક વખતની દંતકથા લાંબે દહાડે સત્ય હકીકત તરીકે પણ પુરવાર થઈ જાય છે.

જીતી લેવાને તેણે વિચાર કર્યો હોત, તો તેનું પરાક્રમ અને સાહસિકપણું જોતાં, તે સહેલાઈથી સર્વે મુલક જીતી લઈને, મગધપતિ થયેલ અનેક સમ્રાટો કરતાં વધારે નહીં તો તેટલોજ ભૂમિપ્રદેશ તે જીતી લઈ શકત; કેમકે તે સમયે અવંતિ ઉપર તથા દક્ષિણના આંધ્રદેશ ઉપર, જે રાજકર્તાઓ રાજ કરતા હતા તે સર્વે બળવાન નહોતા; જે હકીકતની આગળ ઉપર ચષ્ઠણનું વર્ણન કરતાં આપણને ખાત્રી થશે, એટલું જ નહીં પણ ચષ્ઠણ જેવો નાનો ક્ષત્રપ જે તેના રાજા કરતાં વિશેષ બળવાન બની શકયો છે, તે પણ ઉપર વર્ણવેલા સંજોગોનું જ પરિણામ હતું તથા આપણે ટાંકેલા કથનના પ્રતીકરૂપ હતું એમ સહેલાઈથી સમજમાં ઉતરી જશે.

**તેવી રાજનીતિ, કુટુંબ તથા ઉમર**

ઉપરના પારિગ્રાફમાં સાબિત કરી ગયા પ્રમાણે તેનો રાજ્ય વિસ્તાર હિંદમાં જે હતો તે કરતાં હિંદની ભૂમિ બહાર વિશેષ હતો એમ તુરત દેખાઈ આવે છે. પરંતુ આપણી મર્યાદા અત્ર, માત્ર ભારતદેશ પુરતું વર્ણન કરવાની હોઈને આપણે તત્સંબંધીજ વિવેચન કરવાના અધિકારી છીએ.

આપણે કહી ગયા છીએ કે, તેણે જેમ જેમ મુલકો કબજે કરી લેવા માંડયા, તેમ તેમ તેને આગળને આગળ વધવાની આકાંક્ષા ઉત્તેજીત થવા લાગી હતી. પરિણામે રાજવહીવટ ચલાવવામાં તેનું લક્ષ બિલકુલ ન હતું; બલ્કે હોય તો પણ પોતે દૂરને દૂર હોવાથી તેમાં ચક્ષુપાત પણ કરી શકે તેવા સંજોગો નહોતા. તેથી તેણે પોતાની અગાઉ થઈ ગયેલા રાજવીઓને પગલે ચાલવાનું યોગ્ય ધાર્યું હતું. જેમ હિંદી સમ્રાટ પ્રિયદર્શિને, યોનપતિ ડિમેટ્રીઅસ અને મેનેન્ડરે તથા ઇન્ડોપાર્થિઅન સમ્રાટોએ પોતપોતાની હકુમત તળે આવેલ પ્રદેશના સગવડ પડતા ભાગલા પાડી, તે દરેક ઉપર કારોબારી કાર્ય માટે સૂબાઓ નીમી દીધા હતા, તેમ રાજા કનિષ્કે પણ કર્યું હતું. આવા કામમાં તેણે પોતાના ઉમરલાયક બે પુત્રોની સૌથી પ્રથમ સહાય લીધી હતી. તે બેમાંથી જ્યેષ્ઠ પુત્રનું નામ વાસિષ્ક-વઝેષ્ક (ટૂંકનામ ઝેષ્ક-જુષ્ક) અને તેથી નાનાનું નામ હુવિષ્ક-હુષ્ક હતું. વાસિષ્ક યુવરાજ પદે નિયુક્ત કરાયો હોવાથી તેને પોતાજેટલી-એટલે સમ્રાટ તરીકેનો સર્વ અધિકાર સોંપી-રાજનગર રહી સર્વ કારોબાર ચલાવવા ઉપરાંત અન્ય પ્રાંતિક સર્વ અધિકારીઓ ઉપર સામાન્ય દેખરેખ રાખવાનું કાર્ય નિયત કર્યું હતું; જ્યારે હુવિષ્કને, કાશ્મિર અને તેની આસપાસનો પ્રદેશ સંભાળવાનું સોંપ્યું હતું. તેમજ રાજપુતાના ( મધ્યદેશ તે કહેવાતો હતો અને તેની રાજધાનીને મધ્યમિકા નગરી કહેવામાં આવતી હતી જુઓ. પૃ. ૩. ભૂમકના વૃત્તાંતે ) તથા સિંધવાળા પ્રદેશ ઉપર પોતાના રાજવંશી કુટુંબનો તો નહીં જ, પણ પોતાની ખાસિયતને અનુકૂળ પડે તેવો અને કહ્યામાં રહે તેવો એક સરદાર જે ઘ્યમોતિક નામે હતો તેને ક્ષત્રપ પદ અર્પણ કરી ત્યાં નીમ્યો હતો. આ સરદાર રાજા કનિષ્કના સમયમાં જ મરણ પામવાથી તે સ્થાન ઉપર તેના જ પુત્ર ચષ્ઠણને તેજ અધિકાર સાથે-ક્ષત્રપપદે, નિયુક્ત કરવામાં આવ્યો હતો ( જે હકીકત આપણે તૃતીય પરિચ્છેદે વિસ્તારપૂર્વક દર્શાવી છે ). આ પ્રમાણે રાજ્યના મુખ્ય ત્રણ અધિકારીઓ નીમવામાં આવ્યા હતા. ઉપરના ત્રણમાંના બે મુખ્ય હોદ્દાવિશે, ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇન્ડિયાના લેખકનું કથન હજુ સાક્ષી પુરે છે; જ્યારે ત્રીજાની બાબતમાં કોઈ ઠેકાણે અદ્યાપિ પર્યંત ઉલ્લેખ થયો નજરે પડતો નથી. પરંતુ આ પછીના પરિચ્છેદે દર્શાવેલી હકીકત ઉપરથી આપણે ગોઠવી કાઢવી પડી છે. ઉપરના લેખક મહાશય જણાવે છે કે,[૧૨]—Kanishka spent most of his life, waging successful wars; whilst absent on his distant expeditions, he left the government of the Indian province in the hands of, first of Vasishka, apparently his

(૧૨) જુઓ ઑક્સફર્ડ હીસ્ટરી ઑફ ઇન્ડિયામાં પૃ. ૧૩૦નું અવતરણ.

elder and then of Huvishka apparently his younger son=કનિષ્કે પોતાની જીંદગીનો મોટો ભાગ લડાઇઓ કરવામાં અને જીતવામાં જ ગાળ્યો છે. અને જ્યારે દૂરની ચડાઇઓમાં જોડાયો રહેતો, ત્યારે હિંદી પ્રાંતનું[૧૩] રાજ્યસૂકાન, પ્રથમમાં[૧૪] વસિષ્ક જે પોતાનો મોટો પુત્ર હતો તેના હાથમાં અને પાછળથી [૧૫] હુવિષ્ક કે જે તેનો બીજો અને નાનો પુત્ર હતો તેના હાથમાં તેણે મૂકયું હતું."

લડાઇઓ લડવી, સામાને હરાવવા અને તેનો મૂલક જીતી પોતાનું સામ્રાજ્ય વધારવું; આટલા મુદ્દા સિવાય બીજું કાંઈ લોકોપયોગી કાર્ય તેના ફાળે નોંધાયું હોવાનું નીકળતું નથી.

હવે તેના કુટુંબ અને ઉમર વિશે થોડુંક જણાવી દઇએ. તેની ઉમર કેટલી હતી તે જાણવામાં આવી હોય એવો કયાંય ઉલ્લેખ થયો દેખાતો નથી, છતાં તે વિષયમાં અનુમાન કરવા યોગ્ય કેટલીક હકીકતો આપણી પાસે મોજુદ પડેલી છે. એક, એમ છે કે તેણે ૨૩ વર્ષ રાજ્ય કર્યું છે. બીજું, તેનું મરણ રાજનગરથી ઘણે દૂર આકસ્મિક સંયોગોમાં નીપજ્યું છે અને ત્રીજું, તેનો પિતા વેમ તથા પિતામહ કડફસીઝ પહેલો, લગભગ ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવી મરણ પામ્યા છે. આ છેલ્લી ચીજનો વિચાર કરીએ છીએ ત્યારે સહજ અનુમાન કરી શકાય છે કે, તેના પિતાની ઉમર ૮૦ વર્ષસુધી પહોંચી છે તો તેના મરણ સમયે પોતે કમમાં કમ ૪૫-૫૦ વર્ષનો તો હશે જ. અને ૨૩ વર્ષ રાજ ભોગવ્યું છે તો તે હિસાબે આશરે ૬૮-૭૩ની ઉમરે મરણ પામ્યો હોવો જોઇએ. પરંતુ જો અકસ્માતથી મરણ ન પામ્યો હોત તો કદાચ તેના પિતા અને પિતામહ જેટલું લાંબુ આયુષ્ય પણ ભોગવી શકત. મતલબ કે કેમ જાણે દરેક રાજા લગભગ ૭૦-૭૦ વર્ષની ઉમર લગભગ લખાવીને આવ્યા ન હોય? આટલું છતાં યે જ્યારે બીજા મુદ્દાનો એટલે કે, મરણ સમયે તેને લડાઈ લડતો અને ઉપરની ગણત્રી સાચી જ ઠરે તો ૬૮-૭૦ જેટલી પાકટ વયે પણ કુચ ઉપર કુચ કરતો વાંચી રહ્યા છીએ, ત્યારે એમ શંકા ઉત્પન્ન થાય છે કે, તેટલી ઉંમર કરતાં નાની વયે જ તેનું મરણ થયું હોવું જોઇએ. છતાં તે પ્રદેશમાં આવી રહેલા પર્વતોની આબોહવાને લીધે જળવાઈ રહેલી મનુષ્યોની તંદુરસ્તી, તેમનાં ખડતલ શરીર, ઘોડેસ્વારની જેવી ગળાતી જીંદગીથી કસાયલી અવસ્થામાં ગળાતું જીવન, તથા ભરાવદાર કાયા સાથે ખુદ ઊંચાઈનું દેહમાન જોતાં, ત્યાંના માનવીઓમાં તેટલી ઉંમર કાંઈ વૃદ્ધપણાની સૂચક ન જ લેખી શકાય. આ પ્રમાણે સઘળા મુદ્દાઓ તોળી જોતાં તેની ઉમર ૬૫થી ૭૦ જેટલી લેખવામાં કાંઈ બાધા જેવું જણાતું નથી.

તેને ઉપર જણાવ્યા પ્રમાણે બે પુત્રો હતા. જ્યારે ખુદ કનિષ્કની ઉમર ૬૫ જેટલી લેખાય છે ત્યારે તેના જ્યેષ્ઠ પુત્ર વઝેષ્કની ઉમર લગભગ ૪૦-૪૫ અને તેથી નાના હુવિષ્કની પાંચેક વર્ષ કમી એટલે આશરે ૩૫-૪૦ની ગણવી પડશે. પ્રાચીન સમયે અધ્યાત્મિક જીવનની અગત્યતા સ્વીકારી, દરેક રાજા તથા રાજ્ય પોતાના ધર્મ વીશે

**તેનો ધર્મ અને તે આધારે ઘડાયેલ તેનું જીવન**

કેટલી બધી પ્રીતિ અને ભક્તિ દર્શાવતાં હતાં તેનું વર્ણન હાલના બુદ્ધિવાદી અને તેથી કેટલેક દરજ્જે જડ બની ગયેલા જમાનામાં ભલે નિરર્થક જેવું લાગશે, છતાં તે નિરર્થક હતું કે

(૧૩) અહીં એકજ પ્રાંત હોય એમ જણાવ્યું છે એટલે સમસ્ત હિંદમાં જે તેનું રાજ્ય હતું, તેનું એકમ કલ્પીને લખાણ કર્યું છે: બીજી વ્યવસ્થાની ખબર નહીં હોય તેથી આ શબ્દો ઉચ્ચાર્યા છે. (વળી જુઓ નીચેની ટીકા ૧૪-૧૫) અથવા તો હિંદ દેશ પુરતુંજ વર્ણન કરતું તે પુસ્તક છે તેથી પણ થયું હોય.

(૧૪) પ્રથમમાં લખવાનું કારણ એમ બન્યું લાગે છે કે વસિષ્કને ગાદી મળી છે એવું, તથા વસિષ્ક અને હુવિષ્ક બન્ને એકીજ વખતે ભિન્નભિન્ન મુલકના અધિકારપદે હતા એવું, હજુ સુધી મનાયુંજ નથી.

(૧૫) જુઓ ઉપરની ટીકા નં. ૧૪:

પણ વસિષ્ક અને હુવિષ્કનું વૃત્તાંત જે આપણે આગળ ઉપર વર્ણવ્યું છે તે જોવાથી ખાત્રી થશે કે, પ્રથમ અને પાછળ તે બે શબ્દોનો પ્રયોગજ નીરર્થક છે.

સત્ત્વવાળું હતું, તેની ચર્ચામાં ઉતરવાનો આપણો વિષય ન હોવાથી આપણે તો તેની ઐતિહાસિક દૃષ્ટિએ નોંધ જ લેવી રહે છે.

ખરી રીતે તો જેને વર્તમાનકાળે ધર્મની વ્યાખ્યા અને તેનું નામ અપાઈ જાય છે તેવી પ્રથાજ પ્રાચીન સમયે નહોતી. એટલે તેઓ કયા ધર્મના કહેવાતા હતા અથવા તેઓ કયો ધર્મ પાળતા હતા તેનો નિર્દેશ તેઓ કરતા નહોતા; પરંતુ તે વીશેનાં સ્પષ્ટ ચિહ્નો તથા સ્મારકો જે તેઓ જાળવી રાખતાં ગયાં છે તે ઉપરથી આપણે જરૂર કહી શકીએ તેમ છે. આવાં ચિન્હો તથા સ્મારકો, શિલાલેખો અને સિક્કાઓમાં શબ્દોરૂપે તથા સ્થાપત્યોમાં કોતરાવાયેલાં દશ્યો તરીકે હોવાનું આપણે નોંધી શકીએ છીએ.

તેઓનાં નામો વિગેરે જે શિલાલેખોમાં નજરે પડયાં છે તેવાનાં કેટલાંક દષ્ટાંતો આ ખંડમાંજ પ્રથમ પરિચ્છેદે તેમની વંશાવળી અને નામાવળી ગોઠવતાં આપણે જણાવી ગયાં છીએ. વળી આપણી સ્મૃતિને તાજી કરવા અન્ય હકીકતો છોડી દઈ માત્ર તેમનાં નામો જ અત્ર જણાવીશું. તેમાં મથુરા, સાંચી, આરા, ઈસાપુર, સારનાથ તથા વરડકનાં સ્થળો મુખ્યત્વે દર્શાવાયાં છે. તેમ જ તેઓના સિક્કા વિશેનો ખ્યાલ પણ, પુ. ૨માં તથા પુ. ૩માં અપાયો છે. જ્યારે હવે તે સ્થળોનાં સ્થાપત્ય તથા તેમાં જે દશ્યો કોતરાયલાં નજરે પડયાં છે તે વીશે જ અત્રે વર્ણન કરવું રહે છે.

ઉપરનાં સ્થળોમાંથી જેમ શિલાલેખો, તેમ અભ્યાસ કરવા યોગ્ય સ્થાપત્યના નમુનાઓ પણ મળી આવ્યા છે. જ્યાંથી આવી વસ્તુઓ થોકબંધ મળી આવી છે તેવાં બે સ્થળો વિશેષ ધ્યાન ખેંચે છે. તેને મથુરા અને સાંચી તરીકે જણાવીશું. તેમાંના મથુરા શહેર અને તેની આસપાસની જગ્યા, જ્યાં અનેક ટીંબા ટેકરા આવેલાં છે અને જેમાંની એકને પુરાતત્ત્વવિદો કંકાલીતિલા નામથી ઓળખાવી રહ્યા છે—ત્યાં ખોદાણકામ કરતાં, અનેક મૂર્તિઓ, પટ્ટકો, શિલાઓ અને સ્તંભો ઈ. પ્રાચીન સમયની વસ્તુઓ મળી આવી છે. તેમાંની કેટલીક ઉપર તેને લગતા લેખો પણ કોતરાવેલ નજરે પડે છે. આ સર્વ હકીકતનું વર્ણન, ધી મથુરા એન્ડ જૈન એન્ટીકવીટીઝ નામે પુસ્તક આકારે અલ્હાબાદમાંથી ૧૯૦૧માં સરકારે પોતા તરફથી છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. મથુરામાંથી મળી આવેલાં કોતરકામનાં દશ્યો, સાંચી તરીકે ઓળખાઈ રહેલ સ્થળમાંથી મળી આવતા નમુનાઓની સાથે સરખાવીશું, તો તે બન્ને મુખ્યપણે સાદશ હોવાનું જ જણાય છે. એટલે ખાત્રી થાય છે કે, તે બન્ને સ્થળોનાં દશ્યો એક જ ધર્મનાં હોવાં જોઈએ. આ બે સ્થળો સિવાય એક ત્રીજું ભારહુત સ્તૂપવાળું[૧૬] સ્થળ પણ એવું છે કે જ્યાંનાં દશ્યો પણ ઉપરનાં બેને તાદશપણે મળતાં જ આવે છે; પરંતુ તેમાં આ કુશાનવંશી કોઈ રાજાના નામનો ઉલ્લેખ સરખો થયેલ ન હોવાથી[૧૭] તેને ગણત્રીમાં લેવાનું વ્યાજબી ગણાય નહીં એટલે તેનું તો માત્ર નામ જણાવીને જ આગળ વધીશું.

આટલું પ્રાથમિક વિવેચન કરીને હવે તે ઉપરથી સાર જેવું કાંઈ નીકળી શકે છે કે કેમ તેની તપાસ કરીએ. શિલાલેખોમાં આ રાજાઓનાં નામ ચોખ્ખા શબ્દોમાં લખાયલા હોવાથી કદાચ તેમનાં તે ન હોય એવી શંકા તો ઉઠાવી શકાય તેમ છે જ નહીં. ઉપરાંત જ્યારે તેમણે પોતાના નામ સાથે દેવપુત્ર શબ્દ જોડયો છે ત્યારે એમ પણ નિશંકપણે કહી શકાય છે કે તેઓ આર્ય સંસ્કૃતિથી જ રંગાયલા હોવા જોઈએ. પછી તે સંસ્કૃતિ માંહેલા તે સમયના મુખ્ય ત્રણ ધર્મો—વૈદિક, બૌદ્ધ અને જૈન–માંથી ગમે તે એક તે હોય. અત્રે તો એટલું જ ભારપૂર્વક જણાવવું પડે છે કે, વિદ્વાનોએ

(૧૬) આ દશ્યો માટે જુઓ, જનરલ કનિંગહામકૃત 'ધી ભારહુતસ્તૂપ' નામનું પુસ્તક.

આ દશ્યોનાં એક બેની સરખામણી કરીને કેટલુંક વિવેચન પુ. ૧લામાં અપાયું છે: (જુઓ પુ. ૧ પૃ. ૧૯૬.)

(૧૭) કેમકે તે ભારહુત સ્થળવાળાં સ્મારકો જ્યારે ઉભાં થયાં છે ત્યારે આ કુશાન પ્રજાનું નામ નિશાન પણ ન હોઈ તેમજ તે પ્રદેશ તેમની હકુમતમાં પણ કદી આવ્યો ન હોતો. નહીં તો પોતાના રાજ્યકાલે ત્યાં જઈને કોઈક પ્રકારનું સ્મારક તેઓ જરૂર ઊભું કરત એવું અનુમાન કરી શકાય છે.

આ કુશાનપ્રજા અહિંદી હોવાથી તેમને હિંદી ધર્મોથી ઈતર ધર્મની માની લઇને એમ કરાવી દીધું છે કે તેઓમાંના વાસુદેવે જ[૧૮] પ્રથમ હિંદુત્વ, આર્યત્વ—એમ કહો કે વૈદિક મતપણું—ધારણ કર્યું હતું અને તે પૂર્વેના તે વંશના સર્વ રાજાઓ હિંદુત્વથી પર હતા; તે મંતવ્ય નિરાધાર છે એમ આ ઉપરથી સમજવું. પરંતુ જ્યારે વિદ્વાનોએ ઉપર પ્રમાણેનો મત ઉચ્ચાર્યો છે ત્યારે તેમને તેમ કરવાને કાંઇક કારણ તો મળ્યું હોવું જ જોઇએ. તે બાબતનો વિચાર કરતાં એમ સ્થિતિ સમજાય છે કે, વાસુદેવ રાજાના સિક્કા ઉપરનાં ચિહ્નો તેની પૂર્વેના રાજાઓનાં સિક્કાચિહ્નો કરતાં જુદાં પડી જાય છે તે ઉપરથી કદાચ તેમણે એમ નિર્ણય જાહેર કર્યો હોય. અને તેમ બનવા યોગ્ય પણ છે. છતાં તે ઉપરથી કાંઈ એમ સિદ્ધ કરી નથી શકાતું કે હિંદુત્વ ગ્રહણ કરવામાં તે જ પ્રથમ હતો. ચિહ્નોના તફાવત ઉપરથી તો માત્ર એટલું જ સિદ્ધ થતું કહી શકાય કે પોતાના પૂર્વજોએ પાળેલ ધર્મનું તેણે પરિવર્તન કરેલ હતું. એટલે કે, તેના પૂર્વજો તે સમયની ત્રણ આર્ય-સંસ્કૃતિમાંથી બૌદ્ધ કે જૈન નામની કોઈ બે સંસ્કૃતિને અનુસરનારા હતા જ્યારે તેણે તેનો ત્યાગ કરીને, ત્રીજી સંસ્કૃતિ જે વૈદિક કહેવાતી હતી તેનું અનુસરણ કરવા માંડયું હતું. આટલું જોઈ લીધા પછી તેના પૂર્વજો એમાંથી કઈ સંસ્કૃતિના ઉપાસક હતા તે પણ તપાસી લઇએ.

તેના પૂર્વજોમાંનો પહેલો રાજા જેને કડફસીઝ પહેલા તરીકે આપણે ઓળખાવ્યો છે તે તો આખીયે જીંદગી હિંદ બહાર જ રહ્યો છે એટલે તેના જીવન ઉપર હિંદમાંની કઈ સંસ્કૃતિએ અસર નીપજાવી હતી તેનો તો વિચાર કરવો પણ રહેતો નથી; પરંતુ કડફસીઝ બીજાએ હિંદમાં રહીને જીવન ગાળવું શરૂ કર્યું હતું ત્યારથી માંડીને, વાસુદેવે પરિવર્તન કર્યું ત્યાં સુધી શું સ્થિતિ હતી તેનો જ વિચાર કરવો રહે છે. તે માટે આપણે મથુરા અને સાંચીનાં દૃશ્યો તરફ ફરીને એકવાર નજર દોરવવી પડશે. આમાં સાંચી સ્તૂપનાં દૃશ્યો વિશે[૧૯] સર્વ વિદ્વાનોની માન્યતા એમ બંધાઈ છે કે, તે સર્વે બૌદ્ધધર્મને લગતાં જ છે. અને જો તેને બૌદ્ધધર્મનાં કહેવામાં આવે તો મથુરામાંથી મળી આવતી તેવી જ વસ્તુઓને તથા તેના રચયિતાઓને બૌદ્ધધર્મી જ કહેવાં જોઇએ. આ સિદ્ધાંતને અનુસરીને, રાજા વેમ અને કનિષ્કને તથા તેના અનુગામીઓને બૌદ્ધધર્મી ઠરાવવામાં આવ્યા છે. આ પ્રમાણે બધી વસ્તુસ્થિતિ હોત તો, આપણે કોઇને વાંધો ઉઠાવવા જેવું જ નથી. પરંતુ ઉપરનો જ અભિપ્રાય ધરાવનારા અને તેના લખનારાઓનાં વાક્યો વળી આપણને જુદી જ રીતે ઉપદેશ્યા કરે છે. તેમાંથી, ઉપર સૂચવેલા મથુરા એન્ડ ઇટસ એન્ટીક્વીટીઝ પુસ્તકના કર્તા, શ્રીયુત મિ. સ્મિથના ખુદના શબ્દો છે કે,[૨૦] Six bases of Buddha statues, inscribed and dated in the regualr years of the Indo-Scythian rulers, Huvishka, Kanishka and Vasudeva=હુવિષ્ક, કનિષ્ક અને વાસુદેવ નામના ઇન્ડોશિથિયન રાજાઓના રાજ અમલે અમુક સમયે કોતરાવેલ એવાં બૌદ્ધ પુતળાંની[૨૧] પાદપીઠો—આમ લખવાથી પોતાની માન્યતા એમ વ્યક્ત કરે છે કે તેઓ સર્વે બૌદ્ધધર્મી હતા. જ્યારે પાછા પોતે જ તે પુસ્તકની પ્રસ્તાવનામાં અન્ય રીતે જણાવતાં નોંધ કરે છે કે, The objects found by Cunningham with the exception of

(૧૮) આ રાજાનું વૃત્તાંત તો હજુ આગળ આવવાનું છે. પરંતુ તે વખતે તેના ધર્મવિશે જણાવતાં આ બાબત સમજી શકાય તે માટે અહીં ઉલ્લેખ કરી દેવાયો છે.

(૧૯) સાંચીને પેઠે આગળના પૃષ્ઠ ઉપર જણાવેલ ભારહુત સ્તૂપની પણ તેજ દશા કરવામાં આવી છે. વળી આ માટે સરખાવો ઉપરની ટીકા નં. ૧૬-૧૭.

(૨૦) જુઓ તે પુસ્તકમાં પૃ. ૩

(૨૧) 'બૌદ્ધપુતળાં' એટલે બૌદ્ધ ધર્મીઓનાંજ પુતળાં છે એમ માનવા કાજે કોઈ સ્પષ્ટ શબ્દો નથી જ; તેનો અર્થ સામાન્યપણે 'બુદ્ધ'નો અર્થ જ્ઞાતા, સંસ્કૃત, વિદ્વાન ડાહ્યો, એવા રૂપમાં જે થાય છે તે પ્રમાણે કાં અર્થ ન કરી શકાય? (આ પ્રમાણે મત ઉચ્ચારી શકવા માટેનું કારણ પણ છે તે માટે જુઓ નીચેની ટીકા નં. ૨૨-૨૩).

one ten–armed Brahmanical figure, are all jain=દશ હાથવાળી એક બ્રાહ્મણધર્મી[૨૨] સિવાયની જે સઘળી મૂર્તિઓ કનિંગહામને પ્રાપ્ત થઇ છે તે સર્વે[૨૩]જૈનધર્મીને લગતી છે." એટલે કે કનિંગહામ જેમ મથુરામાંથી મળી આવેલ સર્વે મૂર્તિઓને જૈનની માને છે તેમ પોતે પણ તેજ મતના છે. છતાં પોતાના શબ્દો કનિંગહામના કથન ઉપર ટીકા તરીકે ઉતાર્યા છે એમ જો ગણીએ તો, તે શબ્દોનો ભાવાર્થ તે પોતે કનિંગહામના મતથી જુદા પડતા હોવાનું જણાય છે. આ બન્ને વિદ્વાન ગ્રંથકારો શોધખોળ ખાતામાં હમેશાં સત્તાસમાન લેખાયા છે. છતાં તેમના અભિપ્રાયો કિંચિદંશે (જો ઉપરમાં જણાવેલ વિકલ્પવાળો ભાવાર્થ ગ્રહણ કરાય તો) ભિન્ન પડયા કહી શકાય. જ્યારે એક બંગાળી ગ્રંથકાર તે બાબતમાં લખતાં જણાવે છે કે[૨૪] "He also had a great liking for a curious mixture of Greek, Indian and Persian gods. The types of his coins had Heracles, Sarapies, Skanda, Visakha, Pharro and others, but no figure and name of Buddha=ગ્રીક, હિંદી અને ઇરાની દેવતાઓનું કૌતુક ઉપજાવે તેવી રીતે મિશ્રણ કરવાનો તેને[૨૫] ભારે શોખ હતો. તેના સિક્કાની ભાતમાં હીરેકલીઝ, સરપીઝ, સ્કંદ, વિશાખ, ફેરો (આ બધાં દેવનાં નામ દેખાય છે) ઇ. છે. પરંતુ બુદ્ધની કોઈ આકૃતિ કે નામ સુદ્ધાં પણ નથી." તેમના કહેવાની મતલબ એ છે કે તે રાજાનાં સિક્કાચિત્રોમાં અનેક પ્રકારના દેવદેવીઓનું મિશ્રણ[૨૬] કરાયલું છે, છતાં એક ચિત્રમાં બુદ્ધદેવની આકૃતિ કે નામનિશાન પણ નથી. એટલે કે, જે સઘળાઓ તે રાજાને બૌદ્ધધર્મી કહે છે તેમાં પોતે તદ્દન અસંમત છે. છતાં વાચકોના મનમાં કાંઇક વસવસો ઉત્પન્ન થઇ જાય તેવી તેમને ભીતિ રહેલી હોવાને લીધે વળી આગળ ચાલતાં તેજ પૃષ્ઠ ઉપર તે જણાવે છે કે, " Like Kanishka, he was a liberal patron to Buddhist religious endowments. Probably he was growing a Hindu=કનિષ્કની પેઠે તે પણ બૌદ્ધધર્મની સંસ્થાઓ પ્રત્યે ઉદારવૃત્તિથી જોનાર હતો. સોવસા તે હિંદુત્વ તરફ ઢળતો જતો હતો." મતલબ કે તેની અનેક કૃતિમાં બૌદ્ધધર્મની જો કાંઇ છાયા પડી જતી નજરે દેખાતી હોય, તો પણ તે બૌદ્ધધર્મી જ હોવો જોઇએ એમ કોઇએ અર્થ નથી કરવાનો; પણ એક રાજા તરીકે પોતાની પ્રજાના સર્વે ધર્મો પ્રત્યે મીઠી નજરે જોવું જોઇએ તે પ્રમાણે તે ગુણધારક હોવો જોઇએ; અને તે હતોજ એમ સમજવું એવો ગર્ભિત સૂર તે સંભળાવે છે. ઉપરાંત તે રાજા

(૨૨) દશ હાથની છે માટે બ્રાહ્મણ ધર્મની જ હોય અને અન્યની ન હોય એમ આમાં કયાં સાબિત કરેલ છે?

(૨૩) બૌદ્ધધર્મની એક પણ મૂર્તિ નથી એ વસ્તુસ્થિતિ સ્પષ્ટ કરે છે. એટલે કે બૌદ્ધધર્મી મૂર્તિઓ હોવાનો સાફ સાફ ઇન્કાર થઇ જાય છે.

(૨૪) હિં. હિ. પૃ. ૬૫૬

(૨૫) આ શબ્દો રાજા હુવિષ્કનું વર્ણન કરતાં તેમણે તો લખ્યા છે. પણ અત્યારે જેમ તે વંશમાં એક કનિષ્ક થયો હોવાનું ધરાય છે, ત્યારે ખરી રીતે બે કનિષ્ક થયાનું હવે સાબિત થાય છે તેમ આ ગ્રંથકારે પુસ્તક લખ્યું છે તે સમયે, કનિષ્ક પહેલો કે હુવિષ્ક પહેલો તે યથાર્થ સમજાયું નહીં હોય; કેમકે પહેલા કનિષ્કની પછી અને બીજા કનિષ્કની પૂર્વેજ હુવિષ્ક થયો છે. આ પ્રમાણે એકની હકીકત બીજાને નામે લખાઇ જવાઈ છે.

(૨૬) આ પ્રમાણે બનવાનું કારણ ગમે તે હશે. પરંતુ મારી કલ્પનામાં નીચે પ્રમાણે આવે છે. (૧) હિંદની બહાર જેને હિંદી સંસ્કૃતિ કહેવાય છે તેવી કોઈ સંસ્કૃતિ દૃઢપણે મૂર્તિમંત થઈ નહીં હોય; તેથી પણ ગમે તે આકારના દેવદેવીઓ કોતરી કાઢયા હોય. (૨) અથવા તો કુશાન પ્રજામાં જે અનેક (પાંચ પ્રજાની બનેલી તો હતીજ) તત્ત્વો સમાયલાં હતાં તેનું પ્રતિનિધિત્વ જાળવવા માટે પણ જાતજાતનાં ચિત્રો કોતરાયાં હોય.

આ પ્રમાણે શરૂઆતમાં કરવામાં આવ્યું હોય. પણ જેમજેમ તેમનો વસવાટ હિંદમાં લંબાતો ગયો તેમતેમ તેમની સંસ્કૃતિએ અમુક સ્વરૂપ ધારણ કરવા માંડયું છે. અને તે તેમના સિક્કામાં સ્પષ્ટ રીતે કોતરાવવા માંડયું છે.

વૈદિક મત તરફ ઢળતો[૨૭] જતો હતો એમ પણ કહી દે છે. વળી તે સમયે બૌદ્ધધર્મના પ્રચાર અને સ્થિતિ વિશેનો અન્ય વિદ્વાનો ગમે તેવો વિચાર ધરાવતા હશે, પણ પોતે તો તેને મોઘમ રીતે વર્ણન કરવાને બદલે સ્પષ્ટપણે અને ભાર દઈ ને નીચેના શબ્દોમાંજ વ્યક્ત કરે છે. જો કે તેમના વિચારો અત્ર ટાંકી બતાવવા કાંઇક અપ્રાસંગિક લાગે છે, છતાં સંશોધન કરનારને તેમાંથી અનેક જરૂરી તત્ત્વો સાંપડી આવે તેમ દેખાય છે એટલે તેને ઉતારવા આવશ્યક ધારૂં છું. તેઓ જણાવે છે કે[૨૮] 'No Buddhist period in the Indian History. Some scholars have made much of Buddhism in India. They think that at one time (say from B. C. 242 to 500 A. D.) Buddhism had eclipsed Hinduism; that a great majority of the people had embraced Buddhism, and that, almost everything was Buddhistic in style etc. It does not appear that there is much truth in it. Buddhism was no doubt prevalent in India. In other parts of India, it was rather sporadic. The large province of Assam was entirely free of Buddhism. The provinces about Hardwar, Canouj, Allahabad, Benares had little Buddhism. Carnal, Jaipur, Panchal etc. furnish no proof as to the prevalence of Buddhism there. Even in Magadh & Bengal, *Hinduism flourished side by* side with Buddhism. The monks were regular Buddhists, but the laymen were mostly Buddhistic Hindus i. e. men who followed some Buddhist doctrines on the Hindu basis, having castes and Hindu manners. This is why they could be won to Hinduism easily. There are some native Christians in South India, who still follow the caste system and some other ancestral Hindu manners etc. The Buddhist pilgrims of Ceylon & China of the 4th century A. D. did not notice Buddhism flourish in India=હિંદી ઈતિહાસમાં બૌદ્ધધર્મની બોલબાળા એવા શબ્દો જ હોઇ ન શકે. કેટલાક વિદ્વાનોએ હિંદમાં બૌદ્ધધર્મનું અતિ ગૌરવભર્યું વર્ણન કર્યું છે. તેમનું એમ માનવું થાય છે કે-(ઇ. સ. પૂ. ૨૪૨ થી ઈ. સ. ૫૦૦ સુધીમાં) બૌદ્ધધર્મને લીધે હિંદુધર્મ ઢંકાઈ ગયો હતો, વસ્તીના મોટે ભાગે બૌદ્ધધર્મ અંગીકાર કર્યો હતો, અને લગભગ દરેક ઠેકાણે-જ્યાં જુઓ ત્યાં[૨૯]-સર્વ બૌદ્ધમયજ ભાસતું હતું. પણ સમજાય છે કે તેમાં અતિ સત્યાંશ નહોતો. નિશંક બૌદ્ધધર્મ પ્રચલિત તો હતો જ. (પણ) હિંદના અન્ય (કેટલાક) ભાગોમાં તો તે છૂટોછવાયો જ હતો. (દષ્ટાંત તરીકે) આસામ જેવા મોટા પ્રાંતમાં તો બૌદ્ધધર્મ તદ્દન લુપ્ત જ હતો. હરદ્વાર, કનોજ, અલ્હાબાદ અને બનારસની આસપાસના પ્રદેશમાં કાંઇક અંશે તે હતો (જ્યારે) કરનાલ, જેપુર, પાંચાલ નોએ તે સર્વ બૌદ્ધધર્મનું હોવાનું જણાવ્યું છે પણ આ પુસ્તકકારને તેમ હોવાનું માલમ પડયું નથી તેથી જ પોતાનો વિરોધ જણાવ્યો છે. પરંતુ જે વસ્તુ વિદ્વાનોએ બૌદ્ધધર્મની જણાવી છે તે, જેમ હવે આપણે જોતા આવ્યા છીએ કે જૈન ધર્મની જ છે, એમ જો લખવામાં આવે તો, ધારૂં છું કે લેખક મહાશયનો વિરોધ જતો જ રહેશે.

(૨૭) આ શબ્દો એમ સૂચવે છે કે, રાજા હુવિષ્ક પછી જે વાસુદેવ થયો છે અને જેણે ધર્મપલટો કર્યો છે તેનું બીજ, તેના આ તુરતના પૂર્વજના સમયથીજ વવાતું ગયું હતું.

(૨૮) હિં. હિ. પૃ. ૭૦૨-૩

(૨૯) આ સ્થિતિ તો વ્યાજબીજ હતી. પણ લેખકને જે વિરોધ ભાસ્યો છે તે વિદ્વાનોએ કરેલ વિધાનનો છે. વિદ્વા-

ઈ. માં બૌદ્ધધર્મ પ્રચારની કાંઇ નિશાનીજ નજરે પડતી નથી. મગધ અને બંગાલમાં પણ[૩૦] હિંદુ અને બૌદ્ધધર્મ સાથે સાથેજ વૃદ્ધિ પામ્યે જતા હતા. તેમાંનો ભિક્ષુ વર્ગ યથાસ્થિત બૌદ્ધધર્મી હતો પરંતુ પ્રજાજન મોટે ભાગે તો બૌદ્ધધર્મી હિંદુઓજ હતા. એટલે કે હિંદુ જ્ઞાતિ અને રીતરિવાજને માન આપી હિંદુ પ્રણાલિકા પ્રમાણે બૌદ્ધધર્મને અનુસરતા. તેઓ સહેલાઈથી હિંદુધર્મમાં ભળી જતા, તેનું કારણ પણ આજ છે. (અત્યારે પણ) દક્ષિણ હિંદમાં એવા કેટલાક હિંદુ–ખ્રિસ્તીઓ છે કે જેઓ જ્ઞાતિપ્રથા તથા પ્રાચીન સમયના હિંદુ વિધિવિધાનો વિ. વિ. ને માને છે. હિંદમાં બૌદ્ધધર્મ ફાલ્યો ફૂલ્યો હોવાનું વર્ણન ઈ. સ. ની ચોથી સદીના[૩૧] સિંહલદ્વીપ અને ચીન દેશના કોઈ યાત્રિકોએ કર્યું નથી." વળી આ પ્રમાણે બોલીને પોતાના સમર્થનમાં, હિસ્ટોરીઅન્સ હિસ્ટરી ઓફ ધી વર્લ્ડ નામના આધારભૂત ગણાતા ગ્રંથના શબ્દો ટાંકી બતાવે છે કે, "The Editor of the Historians History of the World is right in observing that owing to its abstractness and rivalry of the Hindus, Buddhism was a failure in India ; in modified form it has however prevailed in other parts of India=હિંદમાં[૩૨] જો કે બૌદ્ધધર્મ ફતેહમંદ થયો નથી[૩૩] છતાં કાંઈક થોડા ફેરફાર સાથે[૩૪] હિંદના કેટલાક અન્ય ભાગમાં તે પ્રસારિત થયો છે. તેના કારણમાં હિંદુધર્મનાં હરિફાઇ અને વાસ્તવિકપણું હોવાનું હિસ્ટોરીઅન્સ હિસ્ટરી ઓફ ધી વર્લ્ડના તંત્રીનું જે કથન છે તે સત્ય છે" આ પારિગ્રાફના કોઇ ભાગ ઉપર ટીકા કરવી તે નકામી કહેવાય. છતાં એટલું કહેવું પડે છે કે આ વિદ્વાને ઉપરનો મત જાહેર કરતાં પહેલાં, ખુદ બૌદ્ધ યાત્રિકોનાં વર્ણનો પણ નિહાળ્યાં દેખાય છે જ. માત્ર એકપક્ષી વસ્તુ જોઈનેજ લક્ષ્યે રાખ્યું નથી.

ઉપરના ત્રણે ગ્રંથકારોના (જનરલ કનિંગહામ, મિ. સ્મિથ અને હિંદુ હિસ્ટરીના કર્તા મિ. મઝુમદાર) મતો પચીસ પચીસ વર્ષ ઉપરના જૂના સમયના છે. જ્યારે તે પછીની શોધખોળથી સાબિત થઈ ચૂક્યું છે કે, મથુરાની કંકાલીતિલા નામે ટેકરી પાસેથી મળી આવેલી ચીજો મુખ્યપણે જૈનધર્મની દ્યોતક છે. મથુરાનું આ પ્રમાણે છે, તો પછી તાદૃશ દૃશ્યો ધરાવતી સાંચી સ્તૂપની સ્થિતિ પણ તેજ કહેવી જોઈએ. આ બધા મુદ્દાની–વિસ્તારપૂર્વક ચર્ચા કરીને, પુ. ૧માં અવંતિ દેશનું વૃત્તાંત લખતાં, તેમજ પુ. ૨માં પહેલા ત્રણ પરિચ્છેદે ધાર્મિક ચિહ્નોનું અને સિક્કાચિત્રોનું વર્ણન તથા સમજૂતિ આપતાં, તેમજ તેજ પુસ્તકમાં આખા મૌર્યવંશી રાજાઓનું ખાસ કરીને સમ્રાટ ચંદ્રગુપ્ત તથા સમ્રાટ પ્રિયદર્શિનનું જીવન આલેખતાં, અનેક પુરાવા અને દલીલો આપીને સાબિત કરી

(૩૦) હિંદના બધા છૂટાછૂટા પ્રાંતો લઇને તે વખતની સ્થિતિનું વર્ણન આપ્યું છે. એટલે માનવું જ રહે છે કે લેખકે સર્વ પ્રાંતોનો અભ્યાસ કર્યો જ લાગે છે.

(૩૧) પોતે ઇ. સ. પૂ. ૨૭૦ થી ઈ. સ. ૫૦૦સુધીના ૭૫૦ વર્ષનું અવલોકન કર્યું છે તેમાંથી ઇ. સ. ૪ સદી સુધીમાં એટલે કે ૬૫૦ વર્ષ સુધી તો આ પ્રમાણે સ્થિતિ પ્રવર્તી રહી હોવાનું ચીન દેશના યાત્રિકોનાં કથન આધારે સાબિત કરી દેતા જણાય છે.

(૩૨) હિંદમાં તો આ પ્રમાણેજ હતું. હિંદ સિવાય બહારમાં એટલે કે સિંહલદ્વીપ ઈ. માં કેવી સ્થિતિ હતી તેનું અંહી વર્ણન કરેલ નથી. ત્યાં કદાચ જુદી પણ સ્થિતિ પ્રવર્તી રહી હોય છે.

(૩૩) ફતેહમંદ થયો નથી તે વાક્ય સાથે પુ. ૧ પૃ. ૪૪માં બંગાળ રોયલ એશિઆટિક સોસાઇટીના વાર્ષિક મેળાવડાના પ્રમુખસ્થાનેથી મિ. હૉર્નલ સાહેબે જે ભાષણ આપ્યાનું મેં નોંધ્યું છે તેના શબ્દો સરખાવો. અને પછી નીચેની ટીકા નં. ૩૪ની સાથે તુલના કરો.

(૩૪) થોડા ફેરફાર એટલે કે બૌદ્ધધર્મની માન્યતા જે હતી તેમાં અને હિંદના અન્ય ભાગમાં જે ધર્મ મનાતો રહ્યો છે, તે બેની વચ્ચે કાંઈક તફાવત હતો. આ શબ્દો શું સૂચવે છે, પુ. ૨માં પ્રથમ પરિચ્છેદે એમ પુરવાર કરાયું છે કે, બુદ્ધદેવ પ્રથમ જૈન ભિક્ષુક હતા; તેમણે સાત વર્ષ તે ધર્મ પાળ્યો છે અને તે બાદ તેમણે ધર્મપલટ કર્યો છે; તે હકીકતને આ ઉપરથી સમર્થન મળે છે કે નહીં તે વિચારો.

આપ્યું છે કે, અત્યાર સુધી જે જે વસ્તુઓ બૌદ્ધધર્મી હોવાની મનાતી રહી છે તે તે બાબતમાં વિચાર ફેરવવાની અગત્યતા ઉભી થઈ છે. ખરી રીતે તે સર્વ વસ્તુઓ જૈન ધર્મના રહસ્યને સમજાવનારી જ વસ્તુઓ છે. અહીં તો વિદ્વાનોના મત ટાંકી ટાંકીને ચર્ચા કરી લીધી છે. ઉપરાંત મારા તરફથી એક સૌથી વિશેષ અગત્યની વાત ઉપર વાચકવર્ગનું ધ્યાન ખેંચવાની જરૂરીયાત લાગે છે. તે બીના આ કુશાનવંશી રાજાઓએ જે શિલાલેખો કોતરાવ્યા છે તેના આલેખનની પદ્ધતિ વિશેની છે. જો તેમના શિલાલેખો તપાસીશું તો માલૂમ પડશે કે તેમાં તેમણે હમેશાં સાલ, ઋતુ, માસ અને દિવસ દર્શાવેલ છે (જુઓ પુ. ૩ના અંતના બે પરિચ્છેદ) જ્યારે બૌદ્ધ ધર્મવાળાએ તે પદ્ધતિનું અનુકરણ કદાપિ પણ કર્યું દેખાતું નથી. તેઓ તો માત્ર સાલનો જ નિર્દેશ કર્યા જાય છે. એટલે શિલાલેખી પરિસ્થિતિ સૂચવે છે કે તેઓ બૌદ્ધધર્મી હતા જ નહીં. તાત્પર્ય એ નીકળે છે કે કુશાનવંશી રાજાઓના ધર્મ વિશે પણ મત ફેરવનો પડશે તેવો સમય હવે આવી લાગ્યો છે. અને કેટલાક પૂર્વમતાગ્રહી વિદ્વાનોએ –સુભાગ્યે જો કે ગણ્યાગાંઠ્યા જ છે–મને આ પ્રકારનો મત ઉચ્ચારતાં, હું પોતે જૈનમતાનુયાયી હોવાથી, તે ધર્મની વાહવાહ કહેવરાવવા માટે જ આ બધું લખ્યે જતો હોવાનું માની લઈ, અંધશ્રદ્ધાળુ ઈ. ઈ. અનેક નવાજેશો અને ઈલકાબો આપ્યે રાખ્યા છે. તે સર્વ સજ્જનોને ખાત્રી થશે કે મેં વિનાપુરાવાએ કોઈ ચીજ અત્ર ઉતારવા ધારી નથી. અંતમાં કહેવાની યાદ આપવી પડશે કે, જેમ શક રાજાઓ તથા ક્ષહરાટ ક્ષત્રપો જૈનધર્મી હતા, તેમ આ કુશાનવંશીમાંના પણ કેટલાક તેજ ધર્માનુયાયી હતા. એટલું જ નહીં, પણ ચષ્ટણ જેવા અજ્ઞાત પ્રદેશના વતનીઓ પણ તેજ ધર્મને માનનારા થયા હતા. એમ મને તો તેમના શિલાલેખો, સિક્કાઓ અને અનેક પુરાવાઓથી જણાતું આવ્યું છે, જે વસ્તુ પ્રસંગોપાત યથાસ્થાને જણાવવામાં આવશે. એટલે ઇતિહાસવિદોએ કોઈ પ્રકારના ભિન્ન પડતા મતોચ્ચારથી ભડકી ઉઠવાનું કારણ નથી.

કનિષ્ક પહેલાના જીવનવૃત્તાંત વિશે આપણા જાણવામાં જે આવ્યું હતું તે જણાવી દીધું છે એટલે આગળ વધવું આવશ્યક ગણાત.

**કેટલાક મુદ્દાઓની સમજુતી** છતાં કેટલાક મુદ્દા એવા છે કે, જે તેના જીવનને ભલે સ્પર્શતા નથી પરંતુ અત્રે ન ચર્ચતાં જો અન્ય ઠેકાણે ઉતારવામાં આવે તો તે અસંગત દેખાઇ જવા સંભવ છે. તેમ બાકીનાને અન્યત્ર લઇ જવામાં કાંઈ વાંધા જેવું નથી. પ્રથમ તેવા મુદ્દાઓનાં માત્ર નામ જણાવીશું અને તે બાદ તે પ્રત્યેકનું વિવેચન કરવાનું હાથ ધરીશું. જ્યારે અન્ય સ્થળે લેવા જેવા જે દેખાતા હશે તેનાં નામ આપી તે ક્યાં ઉતારવા યોગ્ય છે તેનો નિર્દેશ કરીશું. આવા મુદ્દાઓ તથા તેમની ચર્ચાનાં સ્થળોની વહેંચણી નીચે પ્રમાણે કરવા મેં ઠરાવ્યું છે.

(અ) અત્ર ચર્ચવા યોગ્ય

(૧) ચષ્ટણવાળી પ્રજા અને આ કુશાનપ્રજા એક કે જુદી જુદી?

(૨) હુષ્ક, જુષ્ક અને કનિષ્કનું ત્રિક બોલાયા કરે છે તેનો ખુલાસો

(૩) આર્ય, અનાર્ય વિગેરેનો કાંઈક સ્ફોટ: સાથે સાથે યવન, મ્લેચ્છ અને તુર્ક શબ્દોના અર્થની સમજૂતી

(આ) કનિષ્ક બીજાના વૃત્તાંતે ચર્ચવા યોગ્ય.

(૪) બન્ને કનિષ્ક–પહેલો અને બીજો–વચ્ચેના ગુણ તથા સ્વભાવનું વર્ણન અને સરખામણી

(ઇ) ચષ્ટણના વૃત્તાંતે–એટલે કે હવે પછીના તૃતીય પરિચ્છેદે

(૫) ચષ્ટણનું પૂતળું કનિષ્ક સાથે શા માટે?

(૬) કુશાનસંવત અને ચષ્ટણસંવતના સમય વિશે

(૭) ચષ્ટણ અને નહપાણવાળી પ્રજાની ભિન્નતા (પુ. ૩ પૃ. ૨૧૭માં બતાવ્યા સિવાયની)

(૮) ક્ષત્રપ અને મહાક્ષત્રપના હોદ્દાની ચર્ચા (પુ. ૩ પૃ. ૧૬૪–૭ સિવાયની).

આ આઠમાંના જે ત્રણ મુદ્દા અત્રે ચર્ચવા રહે છે તેનું એક પછી એક વર્ણન કરીશું.

મથુરા પાસેના માટ ગામમાંથી એક મૂર્તિ જે

નીકળી આવી છે[35] તેમાં કનિષ્ક સાથે ક્ષત્રપ ચષ્ટણને ઉભો રાખેલ છે. એટલે અનુમાન થાય છે કે, તે બેને કાંઈક સંબંધ હોવો જોઇએ. તેમાં વળી ચષ્ટણની સાથે ક્ષત્રપ શબ્દ (પછી ભલે મહાક્ષત્રપ શબ્દ હોય) જોડાયલ હોવાથી તે તેનો તાબેદાર કે સૂબો હોય એવો પણ ફલિતાર્થ ઉપજાવી શકાય છે. મતલબ કે તે બેની વચ્ચે શેઠ અને નોકર જેવા સંબંધની કલ્પના વિદ્વાનોએ બેસારી છે. અને તે માટે, કુશાનવંશી તેમ જ ચષ્ટણવંશી રાજાઓનાં નામ સાથે જ્યારે જ્યારે કોઈ સંવતનો આંક લગાડેલ નજરે દેખાયો છે ત્યારે ત્યારે તે આંકને કુશાન શક તરીકે લેખી કાઢવામાં આવ્યો છે. વળી કુશાન શકની આદિ ઇ. સ. ૭૮માં થયાનું સઘળા વિદ્વાનોએ માન્ય રાખેલ હોવાથી તે હિસાબે જ સઘળી ગણત્રીઓ કરાવ્યે રાખી છે. આ પ્રમાણે સર્વ હકીકત ઠરાવાઈ ગયેલી હોવા છતાં, તેમાં એવું તો ક્યાંય સિદ્ધ કરેલું નજરે પડતું નથી કે તે બન્ને એક જ પ્રજા હતી. શેઠ નોકરનો સંબંધ તો ભિન્ન પ્રજાના હોવા છતાંએ[36] બંધાઈ શકે છે. આ માટેનો નિર્ણય[37] કરવા માટે બીજી કોઈ વસ્તુ ઇતિહાસમાંથી મળી આવતી હોય તો તપાસીએ.

**ચષ્ટણ અને કુશાન-પ્રજા એક કે ભિન્ન?**

આપણે આગળના પાનાંમાં પુરવાર કરી ગયા છીએ કે, કુશાનવંશનો આદિ પુરુષ ભલે કોઈ ધર્મનો ચુસ્તપણે ભક્ત થયો નથી દેખાતો, છતાંયે એટલું તો નક્કીજ છે કે તેના વંશજોએ હિંદમાં વસવાટ કરી લીધા બાદ અમુક દરજ્જે જૈનધર્મનો સ્વીકાર કરી લીધો હતો. એટલું જ નહીં પણ મથુરા શહેરની કંકલીતિલા નામે ટેકરી પાસેથી જે સઘળી વસ્તુઓ નીકળી આવી છે તેનાં શિલ્પકામ, શિલાલેખો કે તેવી અનેક વસ્તુ ઉપરથી સિદ્ધ થઇ શકે છે કે, તેઓ પોતાના ધર્મ પ્રત્યે ઘણો જ પ્રેમ ધરાવતા હતા.[38] તેવી જ રીતે ચષ્ટણવંશી રાજાઓ વિશે પણ બતાવી શકાય તેમ છે કે તેઓ પણ જૈનધર્મી જ પ્રજા હતી. કેમકે તેમના દરેકના સિક્કાઓ તપાસીશું તો તુરત જણાઈ આવે છે કે તેમની અવળી બાજુએ જે ચિહ્નો કોતરાયલાં છે તેમને આપણે જૈન ધર્મનાં ચિહ્નો ગણાવ્યાં છે (જુઓ પુ. ૨માં દ્વિતીય પરિચ્છેદમાંનું સિક્કાચિહ્ન વર્ણન) વળી તેમના જે શિલાલેખો સૌરાષ્ટ્રના જુનાગઢ પાસેથી–રૈવતગિરિ નામના જૈન તીર્થ પાસેથી–મળી આવ્યા છે તેનો ઉકેલ જો કે સ્પષ્ટપણે હજુ કરાયો નથી છતાં મિ. રૅપ્સન જેવા વિદ્વાને પણ એમ તો કબૂલ કર્યું જ છે કે, તેમાં જૈનોને લગતી હકીકતનો સમાવેશ થયેલ દેખાય છે.[39]

---

(૩૫) આ બધાનું વર્ણન આગળના તૃતીય પરિચ્છેદમાં અપાયું છે તે જુઓ.

(૩૬) ક્ષત્રપ ભૂમક ક્ષહરાટ જાતિનો હોવા છતાં, યોન-બેક્ટ્રીઅન સરદાર ડિમેટ્રીઅસ અને મિનેન્ડરના ક્ષત્રપ તરીકે કામ કરેલ સિદ્ધ થયું છે (જુઓ. પુ. ૩માં તેમનું વૃત્તાંત)

(૩૭) કહેવત છે કે પડોશીના સમાગમની અસર અરસપરસ થાય છેજ, આ વંશનો આદિપુરૂષ હિંદની બહાર કે જ્યાં ખરી રીતે કોઈ ધાર્મિક સંસ્કૃતિનું દૃઢ સ્વરૂપ સર્જાયું નહોતું, ત્યાંજ હમેશાં રહેલ હોવાથી તેના જીવનમાં પણ કોઈ ધાર્મિક સંસ્કૃતિ મજબૂતપણે સ્થપાઇ નહોતી. જ્યારે તેના વંશજોનો વસવાટ હમેશાં સંસ્કૃતિ ચુસ્તપ્રજામાં જ થયો હોવાથી તેમનું ઘડતર તે પ્રમાણે બનતું આગળ વધ્યું હતું.

(૩૮) આ સઘળી વાતની સાબિતી માટે મથુરા એન્ટિક્વીટીઝનું પુસ્તક વાંચી જોવું.

વળી નવમખંડે, પ્રથમ પરિચ્છેદે વર્ણવેલ સાંચીનો શિલાલેખ પણ સાબિતી આપે છે કે, તે પ્રદેશ સાથે કુશાનોને સંબંધ હતો. અને સાંચી તથા અવંતિનો સંબંધ જૈન ધર્મ સાથે અતિ ગાઢ હોવાનું સાબિત થઈ ગયું છે. એટલે માનવું રહે છે કે, કુશાનપ્રજા જૈન ધર્મીજ હોવી જોઇએ અને તેમ ન હોય તો છેવટ તે ધર્મ તરફ વિશેષ પક્ષપાતી તો હોવી જોઇએ જ.

વળી સરખાવો નીચેની ટીકા ૩૯

(૩૯) આ સઘળી બીનાનો સમાવેશ જે ઠેકાણે ચષ્ટણવંશી રાજાઓનું વૃત્તાંત ખાસ લખવાનું હોય ત્યાં જ કરવાનું વ્યાજબી ઠરી શકે. છતાં પુ. ૩ પૃ. ૩૯૫માં તેમજ ત્યાંના આખા પરિચ્છેદમાં આ બાબતો પ્રસંગને લઇને છૂટીછવાઈ ચર્ચી છે તે વાંચી જોવાથી ખાત્રી કરી શકશે.

વળી રાજા વઝેષ્ક-જુષ્કનો એક શિલાલેખ (જુઓ નવમખંડે પ્રથમ પરિચ્છેદે નામાવળી ગોઠવતાં કરેલ વર્ણન) તેની હકુમત નહોતી[૪૦] તેવા સાંચીવાળા પ્રદેશમાંથી મળી આવેલ છે અને સાંચીનાં સ્થળ ને -અવંતિદેશને-જૈનધર્મ સાથે અતિ નિકટ સંબંધ હોવાનું પણ આપણે જાણી ચૂકયા છીએ. મતલબ કહેવાની એ છે કે, આ બન્ને પ્રજાને જૈનધર્મ ઉપર ઘણોજ અનુરાગ હતો, છતાંયે એમતો સાબિત થયેલું નજ કહેવાય કે તે બન્ને એકજ પ્રજા હતી. આટલું આટલું બન્નેમાં સામ્યપણું હોવા છતાં, જ્યારે તેમના સિક્કાઓ તપાસીએ છીએ, ત્યારે તે ઉપર દર્શાવેલ તેમના ચહેરાનાં, તેમણે પહેરેલાં મુકુટ ઈ. આદિ વસ્ત્રાભૂષણનાં, તથા તે ઉપર કોતરાયેલાં અનેક ચિન્હો વિગેરેનાં રેખાંકન, તો એક બીજાથી ભિન્નજ પડી જતાં જણાય છે. વળી તેમણે ધારણ કરેલ પદોની સરખામણી કરીએ છીએ તો પણ તેમની ભિન્નતા તરી આવતી દેખાય છે. કુશાનવંશીઓમાં, મહારાજાધિરાજ, કુજુલ કે તેવીજ પદવીઓ નજરે પડે છે. જ્યારે ચષ્ઠણવંશીમાં ક્ષત્રપ, મહાક્ષત્રપ, રાજા કે સ્વામી એવાં બિરૂદો મળી આવે છે. કોઈએ મહારાજાધિરાજ તરીકે પોતાને સંબોધાવાનું જણાતું નથી. એટલે ખાત્રી થતી જાય છે કે તેઓ ભિન્ન ભિન્ન પ્રજા હોવા ઉપરાંત, કેટલેક દરજ્જે ભિન્ન ભિન્ન રાહરસમો પાળનારીજ હોવી જોઈએ. વળી તેમનાં નામોની સરખામણી કરતાં પણ આ ભિન્નત્વ તુરત પરખાઈ આવે છે. ચષ્ઠણવંશી રાજાઓનાં નામોમાં ઘણાનો અંત્યાક્ષર દામન્ કે તથા પ્રકારનો છે જ્યારે કુશાનવંશીમાં તેવું કાંઈ છેજ નહીં; પણ તેમનો અંત્યાક્ષર 'ષ્ક કે ઉષ્ક' જેવો છે અને વાસુદેવ પછીથી તો કેમ જાણે તદ્દન હિંદુશાહીજ નામો તેમણે ધારણ કરી લીધાં ન હોય તેવું જણાઈ આવે છે. આ પ્રકારના પુરાવાથી સાબિત થાય છે કે તે બન્ને પ્રજા તો ભિન્નજ હોવી જોઈએ. વળી આ વાતને એ હકીકતથી સમર્થન મળે છે કે, ચષ્ઠણ પ્રજાનાં મૂળવતન તરીકે આપણે એશિયાખંડની મધ્યમાં આવેલ તાસ્કંદ-સમરકંદવાળા પ્રદેશને ગણાવ્યો છે, જ્યારે કુશાનના વતનને હિંદુકુશ પાસેના ખોટાન અને પામીરના પ્રદેશને ગણાવ્યો છે. બાકી કુશાન સરદારે જે પાંચ પ્રજા ઉપર પોતાનું આધિપત્ય જમાવ્યું હતું તેમાં ચષ્ઠણવાળી પ્રજાનો સમાવેશ થઈ જતો હતો તેટલી વાત ખરીજ અને તેથીજ કદાચ ચષ્ઠણને તથા તેના પિતા ધ્સમોતિકને કુશાન પ્રજાએ ક્ષત્રપ પદથી વિભૂષિત કરીને પોતાના હાથતળે નોકરીમાં રાખી લીધો હોય.

આ પ્રમાણેના નામધારી ત્રણ રાજાઓ થયા છે
તેટલું ચોક્કસ છેજ. પણ તેઓનાં
હુષ્ક, જુષ્ક અને નામનો અનુક્રમ કેમ હોવો
કનિષ્કના ત્રિકવીશે જોઈએ તે બાબત આપણે તદ્દન
અંધારામાંજ અત્યારસુધી હતા.

એટલે વિદ્વાનોને તે ત્રિક જ્યાં જ્યાં વાપરવાની જરૂર પડી છે ત્યાં ત્યાં તેમણે કોઈ ધોરણ અંગિકાર કર્યું હતું કે કેમ તે નિશ્ચયપૂર્વક કહેવું અતિકઠિન કાર્ય હતું. વળી જ્યાં જ્યાં તે ત્રિકનું દર્શન કરાવાયું છે ત્યાં ત્યાં પણ સર્વેએ એકજ પદ્ધતિ ધારણ કર્યાનું જણાતું નથી. એટલે કોણ સાચું ને કોણ ખોટું તે વિશે પણ મત ઉચ્ચારવા જેવી સ્થિતિમાં આપણે હતા નહીં. પરંતુ હવે જ્યારે આપણે તે ત્રણે રાજાનાં-અથવા વિશેષ સ્પષ્ટપણે કહેવું હોય તો ચારે રાજાનાં ( એટલે કે કનિષ્ક પહેલો, જુશ્ક, હુષ્ક અને કનિષ્ક બીજો ) અનુક્રમ, સમય, સંયોગ ઇ. થી માહિતગાર થઈ ગયા છીએ ત્યારે દરેક જાતનો નિર્ણય નિશંકપણે કરી શકીએ તેમ છે.

આ ત્રિક વધારેમાં વધારે કેટલી રીતે ગોઠવી શકાય તેમ છે તે પ્રથમ જોઈએ. એટલે તે બાદ તેમાંથી કયું સાચું હોઈ શકે અને શા કારણથી, તે આપણે આપોઆપ સમજી શકીશું. આ ત્રણમાંથી

(૪૦) હકુમત ન હોય છતાં, ત્યાં જે શિલાલેખ ઉભો કરાવ્યો છે તે મુદ્દોજ વધારે મજબૂત પુરાવારૂપ છે કે કુશાનોના ધર્મ સાથે તે સ્થાનને સંબંધ છે. (વળી સરખાવો ઉપરની ટીકા નં. ૨૯)

કોઈપણ એક નામ પ્રથમ લખીએ, એટલે બાકી તેની સાથે બેને લખવાં રહે; તેમાં પણ જેને એક વખત પ્રથમ લખ્યો તેને બીજી વખત બીજો (અથવા છેલ્લો) લખવો રહે. એટલે દરેક નામનાં બેબે ત્રિક થશે જેવાં કે:—

(૧) કનિષ્ક સાથે હુષ્ક અને જુષ્ક અથવા

(૨) કનિષ્ક સાથે જુષ્ક અને હુષ્ક કરી શકાય; તેવીજ રીતે

(૩) હુષ્ક સાથે કનિષ્ક અને જુષ્ક અથવા

(૪) હુષ્ક સાથે જુષ્ક અને કનિષ્ક કરી શકાય: તેવીજ રીતે

(૫) જુષ્ક સાથે કનિષ્ક અને હુષ્ક અથવા

(૬) જુષ્ક સાથે હુષ્ક અને કનિષ્ક કરી શકાય:

આ છમાંથી કયું સાચું તેની તપાસ લેવા માટે, તેઓ કેવી રીતે ગાદી ઉપર બેઠા છે તેનો ખ્યાલ ધ્યાનમાં રાખવો પડશે. આ હકીકત કેટલેક અંશે નામાવળી ગોઠવતાં જણાવી ગયા છીએ. ઉપરાંત વિશેષ પણે તેમનું વૃત્તાંત લખતાં જણાવીશું. અત્ર ટૂંકમાં તેનો ખ્યાલ આપી દઈએ કે, કનિષ્ક પહેલો બહુ પરાક્રમી હતો, તેના મરણ પછી તેનો જ્યેષ્ઠ પુત્ર વઝેષ્ક-જુષ્ક ગાદી ઉપર[૪૧] આવ્યો હતો. તેનું મરણ નાની ઉમરે થવા પામ્યું હતું અને તે સમયે તેનો પુત્ર જે કનિષ્ક બીજાના નામે પાછળથી ઓળખાયો છે તે બહુજ નાની ઉમરનો હોવાથી, તેના નામે રાજ્યનો કારભાર તેનો કાકો એટલે જુષ્કનો નાનો ભાઈ જે હુષ્ક હતો તે ચલાવતો હતો અને કનિષ્ક બીજો ઉમર લાયક થતાં, પોતે ગાદીપતિ બની બેઠો હતો. આવા સંયોગોમાં આપણે કહી શકીશું કે ઉપરના છમાંનું કનિષ્ક, જુષ્ક અને હુષ્કવાળું નં ૨ નું તથા જુષ્ક, હુષ્ક અને કનિષ્કવાળું છેલ્લું નં. ૬નું ત્રિક, તે બે સાચાં ત્રિક છે. જ્યારે નં. ૫ વાળું જુષ્ક, કનિષ્ક અને હુષ્કવાળા ત્રિકને જો તેમાંના કનિષ્કને minor એટલે નાની ઉમરના રાજાની ગણત્રીથી તપાસીશું તો તેને અર્ધ સાચું કહેવું પડશે. બાકીનાં ત્રણે ત્રિક ખોટાં છે[૪૨] અને તેથી વગર ગણત્રીએ જ લખાઈ નાંખેલાં ગણવાં રહેશે.

આટલું વિવેચન થઈ ગયા બાદ રાજતરંગિણિકારે The continued existence of the three places Kanishkapur, Hushkapur and Jushkapur આ પ્રમાણે જે શબ્દો લખ્યા છે[૪૩] તેમાં શું ભેદ રહ્યો છે તે વિચારવું અતિ સહેલું થઈ જાય છે. નામ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, તેવા તેવા નામના કોઈ રાજાઓએ પોતપોતાના નામ ઉપરથી ત્યાં તેવાં નામવાળાં શહેરો વસાવ્યાં હશે. વળી આ ત્રણે શહેરો કાશ્મિર દેશમાંજ આવેલાં હોવાથી એમ પણ સિદ્ધ થઈ જાય છે કે, તે ત્રણે રાજાઓએ તે દેશ ઉપર પોતાની રાજસત્તા ચલાવીજ હોવી જોઈએ; કેમકે નવું શહેર જે વસાવી શકાય છે તે પોતાની માલિકીની જમીન ઉપરજ, નહીં કે પરાઈ જમીન ઉપર; આ બે નિયમો નજર સામે રાખીને, જો આ કુશાન રાજાઓમાં થયેલા કનિષ્ક, હુષ્ક અને જુષ્કના વૃત્તાંતનો તથા અધિકારનો વિચાર કરીએ છીએ તો તુરતજ દેખાઈ આવે છે કે, તે ત્રણ રાજાઓ બીજા કોઈ નહીં, પણ કુશાનવંશી રાજાઓનાં જે ત્રિક વિશે આપણે અત્રે વિચારણા ચલાવી રહ્યા છીએ તેજ છે. આ પ્રમાણે સાબિત થઈ ગયું તો, હવે માત્ર એજ વિચારવું રહે છે કે, આત્રિકમાંના હુષ્ક અને જુષ્ક કયા હોય, તે વિશે તો શંકા જેવું રહેતુંજ નથી; કેમકે

આ શિલાલેખની હકીકત શું છે તે જોવું જોઇએ.

(૪૧) સરખાવો નીચેની પૃ. ૧૬૮ ઉપરની હકીકત અને ટીકાઓ. તથા રાજા વઝેષ્કનું કરેલ વર્ણન.

(૪૨) આ ત્રિક ખોટાં છે એમ કહેવા કરતાં તો કાશ્મીરની અને મથુરાની રાજદ્વારી પરિસ્થિતિની ગુંચવણ-અથવા તેનું અટપટાપણું જ જવાબદાર છે એમ કહેવું વાજબી ગણાશે. તે માટે જુઓ આગળ ઉપર લખાયલું કનિષ્ક બીજાનું વૃત્તાંત. તેમજ તેના અનુક્રમને લગતો પારિગ્રાફ તથા તેની ટીકાવાળું લખાણ.

(૪૩) જુઓ પુ. ૨ પૃ. ૪૦૩માં ટાંકેલ શબ્દો જે રાજતરંગિણી પુસ્તકમાંથી તેના સર્ગ પહેલો પૃ. ૭૬ પારિ. ૭૪માંથી ઉદ્ધૃત કરવામાં આવ્યા છે.

તે નામના તો એક એકજ રાજા થયા છે. એટલે તે તો ચોક્કસજ છે. પણ કનિષ્ક નામના તો બે રાજા થયા છે; પહેલો અને બીજો. તો આ બેમાંથી કનિષ્કપુરનો વસાવનાર કયો હોવો જોઈએ તે શોધી કાઢવું રહે છે.

આપણે નામાવળી ગોઠવી ચૂકયા છીએ એટલે તે આધારે કહી શકાય છે કે, હુષ્ક, જુષ્કનાં નામ વચ્ચે રહી જાય છે અને તેની અગાઉ કનિષ્ક પહેલાનો સમય છે તથા તે બાદ કનિષ્ક બીજાનો સમય છે. એટલે કયા કનિષ્કના વખતમાં તે નામનું શહેર વસાવાયું હોવું જોઇએ તે શોધી કાઢવું પણ સુતર થઇ જશે. સિવાય કે તે શહેરોના નામોચ્ચાર, તેના વસવાટના અનુક્રમ પ્રમાણે ગોઠવાયા ન હોય તોજ. આ અનુક્રમ ગોઠવવામાં-કોઇ પ્રકારનો નિયમ હોય કે નહીં હોય તે બાબતમાં, આપણે અગાઉ જણાવી ગયા પ્રમાણે, ભલે અન્ય વિદ્વાનોએ દુર્લક્ષ કદાચ રાખ્યું હોય એમ માની લેવાય, પણ રાજતરંગિણિકારને તો તે સ્થિતિની માહિતી હોવીજ જોઇએ. એટલે તેણે જે ક્રમ લખ્યો હશે તે કાંઇક વિચારીને અથવા ખ્યાલમાં રાખીનેજ લખ્યો હશે એમ આપણે સ્વીકારી લેવું પડશે. અને તેમાં તો મથાળે જણાવ્યા પ્રમાણે પ્રથમ શબ્દજ કનિષ્કપુર લખાયો છે. એટલે સાબિત થાય છે કે તે કનિષ્કપુરનો વસાવનાર કનિષ્ક પહેલોજ હોવો જોઈએ.[૪૪]

હવે તે ત્રણે શહેરની સ્થાપનાનો સમય શોધી કાઢીએ. કનિષ્ક પહેલાનો સમય ઇ. સ. ૧૦૩થી ૧૨૬નો નિર્ણિત કરી દેવાયો છે. અને રાજા જુષ્ક ઉર્ફે વઝેષ્કનો ઇ. સ. ૧૨૬થી ૧૩૨ ઠરાવાયો છે. તેમાં પણ કનિષ્ક પહેલાએ પોતાના રાજ્યકાળના પ્રથમ ૧૨ વર્ષ સુધી તેણે હિંદમાંજ રહીને રાજપુતાના તરફના અન્યદેશો જીતવામાં ગાળ્યા છે. અને તે બાદ કાશ્મીર તરફ નજર ફેરવ્યાનું સાબિત કરાયું છે. એટલે તે હિસાબે ૧૦૩+૧૨=૧૧૫ પછીજ તેણે કાશ્મીરમાં પગ દીધો ગણાશે. પછી તુરતમાંજ કે બે ચાર વર્ષ બાદ તેમ કર્યું હશે તે પ્રશ્ન વિચારવો રહે છે. બીજી બાજુ વઝેષ્કનો સમય પણ ચોક્કસજ છે. એટલે જુષ્કપુર વસાવ્યાનો સમય પણ ચોક્કસ થઈ ગયો. જ્યારે હુષ્કપુરનો સમયજ વિચારવો પડે તેમ છે. હુવિષ્ક પોતે બે ત્રણ વખત કાશ્મીર ઉપરના અધિકારપદે રહ્યો છે. એક, કનિષ્ક પહેલાના અમલ દરમ્યાન ઇ. સ. ૧૧૫થી ૧૨૬, સુધી; ફરીને જુષ્કના મરણ બાદ અને કનિષ્ક બીજાનો રાજ્યાભિષેક થયો તે દરમ્યાન એટલે ઇ. સ. ૧૩૨થી ૧૪૨ સુધી; અને ત્રીજી વખત તે બાદ સ્વતંત્ર કાશ્મીરપતિ તરીકે વીસેક વર્ષ સુધી. એટલે જો રાજતરંગિણિકારે સૂચવેલો ક્રમ માન્ય રાખીએ છીએ તો તે શહેર તેણે ૧૧૫થી ૧૨૬માંજ વસાવી દીધું ગણાય. પરંતુ એક નગર વસાવવું તે પોતે તાબેદાર અથવા પરતંત્ર હોય તેના કરતાં પોતે સર્વાધિકારી હોય ત્યારેજ વસાવ્યાનું ઠરાવવું તે વધારે સમીચીન ગણાય. એટલે તેનો સમય ઇ. સ. ૧૪૨થી ૧૬૨ સુધીના તેના ત્રીજી વખતના કારભાર દરમ્યાન ગણવો પડે. છતાં એક વાત એમ પણ ખ્યાલમાં રાખવાની છે કે, માણસને મોટા થવાની ઉમેદ તો હમેશાં રહ્યાજ કરે, પણ તે સ્થિતિ કયારે પ્રાપ્ત થશે તેનો અંદાજ તો કાંઈ નક્કી નજ કરી શકાય. એટલે આશામાં ને આશામાં ટંગાઈ રહેવા કરતાં, જે કોઈ શુભયોગ પ્રાપ્ત થઈ જાય તેનો લાભ દરેક માણસ ઉઠાવી લ્યેજ. આ હિસાબે હુવિષ્કે પોતાના પ્રથમાધિકારના સમયેજ તે શહેર વસાવી લીધું એમ ધારવામાં ખોટું નથી. એટલે કે:—

કનિષ્કપુર વસાવ્યાનો સમય ઇ. સ. ૧૧૫થી ૧૨૬ સુધીમાં અથવા મધ્યમ સમય ગોઠવવો હોય તો ઇ. સ. ૧૨૦. હુષ્કપુરનો સમય ઇ. સ. ૧૨૦થી ૧૨૬ અને મધ્યમ તરીકે ૧૨૩ જ્યારે જુષ્કપુરનો ઇ. સ. ૧૨૬થી ૧૩૨ અથવા મધ્ય તરીકે ઇ. સ. ૧૨૯.

ગમે તેમ પણ ઇ. સ. ૧૧૫થી ૧૩૨ સુધીના ૧૭ વર્ષમાં આ ત્રણે શહેરો વસાવાઈ ગયાં ગણાય. વિકલ્પે, હુવિષ્કપુરનો સમય જો ઈ. સ. ૧૪૨થી ૧૬૨માં

(૪૪) અને તેથીજ ઉપરમાં પૃ. ૧૫૦માં તે પ્રમાણે નોંધ કરવામાં આવી છે.

ઠરાવાય તો ૧૧૫થી ૧૬૨ સુધીના ૪૭ વર્ષમાં તેની જમાવટ થઈ ગણાશે.

જંબુદ્વીપ અને શાકદ્વીપનું વર્ણન કરતી વખતે પુ. ૩માં આર્ય, અનાર્યની ઉત્પત્તિ કેમ થઈ હતી તથા તેમનાં ટોળેટોળાં કેવી રીતે અને કેવા સમયે ઉદર પ્રવૃત્તિ માટે ચારે દિશામાં ફેલાવા માંડયાં હતાં તેમજ તેમણે કેવાં વિધવિધ નામો ધારણ કર્યા હતાં, તે બધું જણાવી દીધું છે એટલે અત્રે તેનો માત્ર નિર્દેશજ કરવો રહે છે. વળી તેમાંથી શક (સિથિઅન્સ) હિંદી-શક (Indo-Scythians) પહ્‌લ્વાઝ (Parthians), પારદો (Indo-Parthians), ક્ષહરાટ, યવન (Greeks) યોન (Bactrians) ઇ. ઇ. કેમ ભેદ પડતા ગયા, તે પણ તેઓ પ્રત્યેકના વિષયનો ઇતિહાસ લખતાં સમજાવ્યું છે. તેવીજ રીતે પુ. ૨ના અંતે જોડેલા કાશ્મીરપતિ રાજા જાલૌકના પરિચ્છેદે તેણે જે મ્લેચ્છોને હરાવ્યા હતા, તેનું પણ સ્પષ્ટીકરણ કરી બતાવ્યું છે. તેમજ મ્લેચ્છો અને જવનનો તફાવત પણ બતાવાયો છે. એટલે અત્ર વિશેષ ચર્ચા કરવી રહેતી નથી. જે અત્ર જણાવવું રહે છે તે એટલુંજ કે,

**આર્ય, અનાર્યના ભેદ વિશે સમજૂતિ**

એશિયાખંડમાં તુર્કસ્તાન કે તુર્કી નામે ઓળખાતા બે ત્રણ પ્રદેશો છે. કોઇ પ્રશ્નની બાબતમાં એકબીજાની ભેળભેળ થઈ જવા ન પામે માટે જણાવવાનું કે, એશિયાખંડની છેક પશ્ચિમમાં જે તુર્કસ્તાન આવેલ છે તેને આપણે એશિયાઈ તુર્કસ્તાન કહીશું. હિંદુકુશ તથા કાશ્મીરની ઉત્તરે અને લગોલગ જે પ્રદેશ આવેલ છે અને જેમાં ખોટાનનો સમાવેશ થાય છે તેને ચીનાઈ તુર્કી; તથા ઓકસસ નદીવાળો પ્રદેશ કે જેમાં તાસ્કંદ સમરકંદ વિગેરે શહેરો આવ્યાં છે તેને રૂશિઆઇ તુર્કી[૪૫] કહીશું. આ ત્રણમાંથી બે તુર્કસ્તાનની પ્રજા આર્યન સંસ્કૃતિમાંથી ઉદ્‌ભવેલી હતી તેમજ જે સમયનો (કુશાનવંશના વખતે) વૃત્તાંત આપણે ચર્ચી રહ્યા છીએ તે સમયે પણ આર્યસંસ્કૃતિનેજ માનનારી હતી. પણ ત્રીજો ભાગ જે એશિઆઈ તુર્કસ્તાન છે તેની પ્રજા મુખ્યતાએ ભલે ઉદ્ભવ થઈ હતી તો આર્યન સંસ્કૃતિમાંથીજ, પણ કાળે કરીને આપણે વૃત્તાંત લખી રહ્યા છીએ તે સમયે તો પશ્ચિમની યવન સંસ્કૃતિના સંસર્ગમાં આવીને તેને ભજનારી થઇ પડી હતી. તેટલા માટે આપણા વર્ણન પૂરતો તેનો સમાવેશ અનાર્યમાં કરવો રહે છે. આ ઉપરથી જોઈ શકાશે કે યવન, યોન, તથા એશિઆઈ તુર્કોને સંસ્કૃતિ પરત્વે તે સમયે અનાર્ય ગણવામાં આવ્યા છે. આ અનાર્યોમાંની યોનપ્રજા (Bactrians)નો કેટલોક ભાગ, ભલે અત્યારે કુશાન સરદારની હકુમતમાં આવી ગયો હતો અને પોતાની લગોલગ આવેલ કાશ્મીર દેશમાં વ્યાપારાર્થે જતો આવતો થયો હતો તેમજ ત્યાં વસવાટ પણ કરી રહ્યો હતો છતાં તેમની સંસ્કૃતિ, આર્ય નહીં પણ અનાર્ય (અથવા આર્યસંસ્કૃતિથી ભિન્ન) હોવાથી તેવી સંસ્કૃતિના ઉપનામથી—મ્લેચ્છ નામથી—પણ ઓળખાતી હતી. રાજતરંગિણિકારે જે વર્ણન કર્યું છે કે રાજા જાલૌકે (આશરે ઇ. સ. પૂ. ૨૨૫માં) મ્લેચ્છોને હરાવ્યા હતા તે પણ આ યોન પ્રજામાંનીજ સમજવી; તેમજ આ કુશાનની હકુમતમાં આવી રહેલ મ્લેચ્છ (ઇ. સ. ૧૦૦) પ્રજા તે પણ આ યોનપ્રજાજ સમજવી. અલબત્ત એટલો તફાવત સમજવાનો કે ઇ. સ. પૂ. ૨૨૫ની મ્લેચ્છ પ્રજામાં અનાર્ય સંસ્કૃતિનું પ્રમાણ વિશેષ હતું જ્યારે ઇ. સ. ૧૦૦ની મ્લેચ્છ પ્રજામાં અનાર્ય તત્વ ઓછું હતું. અને તેનું કારણ આર્યસંસ્કૃતિ સાથે લાંબા સમયથી કરી રહેલા વસવાટને અંગે તેમાં થયેલ પરિવર્તનનું હતું.

આ સઘળા વિવેચનથી સમજી શકાશે કે, આર્ય અનાર્યના ભેદ તે સ્થાન પરત્વે નથી પડાયા પણ સંસ્કૃતિ પરત્વેજ પડાયા છે. અને જેમ સંસ્કૃતિમાં ફેરફાર થવા પામે તેમ તેનું ઉપનામ પણ ફેરફાર

(૪૫) આ ભાગને પુ. ૩ પૃ. ૩૪૪ ઉપર તેને એશિઆઈ તુર્કસ્તાન તરીકે ઓળખાવ્યો છે: એશિયામાં આવેલ હોવાથી; હવેથી વિશેષ સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે એટલે તેને રૂશિઆઈ તુર્કસ્તાન કહેવું વ્યાજબી કહેવાશે.

થવા પામે છે. એટલે એક વખતે જેને આર્ય કહેવાયા છે તેને બીજે સમયે વળી અનાર્ય પણ કહેવાયા હોય તો વિસ્મય પામવા જેવું નથી.

ઉપરાંત વિશેષતઃ તો એ જણાવવું રહે છે કે, કુશાન પ્રજાનું મૂળ વતન ચીનાઈ તુર્કસ્તાન-ખોટાન અને પામીરવાળો પ્રદેશ છે તેમજ તે યુ-ચી નામની ચીનાઈ પ્રજાનો અંશ છે (જુઓ પુ. ૩ પૃ. ૧૪૪) જ્યારે ચક્ષ્ણવાળી પ્રજા મારી સમજ પ્રમાણે રૂશિયાઇ તુર્કસ્તાન-તારકંદ સમરકંદવાળા પ્રદેશમાંથી ઉતરી આવેલી છે. આ બન્ને પ્રજા મૂળે, ઉપર જણાવી ગયા પ્રમાણે આર્યસંસ્કૃતિનેજ ભજનારી હતી તેમજ આ સમયે પણ તે પ્રમાણેજ હતી. એટલે કે તેમને પાશ્ચાત્ય-અનાર્ય-સંસ્કૃતિનો સ્પર્શ બહુ થયો નહોતો. જ્યારે સ્પર્શ બહુ થયો નહોતો ત્યારે રંગ લાગ્યાની કલ્પનાજ ક્યાંથી કરી શકાય ? એટલે કે તેઓ ભોળા, ભલા હતા. તેથી તેમનાં હૃદય કોમળ, નિખાલસ અને નિર્લેપ જેવાં કુમળાં હતાં તથા આચારવિચાર પણ આર્યસંસ્કૃતિ તરફ ઢળેલા હતા. એટલે હિંદમાં તેમનો વસવાટ જેમ જેમ વધતો ચાલ્યો તેમ તેમ તે દેશની ત્રણ સંસ્કૃતિ—વૈદિક, બૌદ્ધ અને જૈન—માંથી જેને જે ફાવી તે વધાવી લેતા ગયા. તેમાં પણ કુશાનવાળા ઉત્તરહિંદમાં રહ્યા છે, જ્યારે ચક્ષ્ણવાળા મધ્યહિંદ અને અવંતિમાં રહેવા પામ્યા છે. વળી કુશાન પ્રજાને જે પ્રદેશનો વારસો મળ્યો છે તે ઇન્ડો-પાર્થીઅન્સ પાસેથી; એટલે તેમની સંસ્કૃતિ તેમણે વિશેષપણે અપનાવી છે.[૪૬] જ્યારે ચક્ષ્ણને વારસો મળ્યો છે ગર્દભીલવંશી રાજાનો; એટલે તેઓએ તેમની સંસ્કૃતિ અપનાવી છે. મતલબ કે ઉત્તરહિંદ અને મધ્યહિંદની સંસ્કૃતિ ભલે બન્ને આર્યજ છે, છતાં ગર્દભીલવંશી રાજાઓની જૈન સંસ્કૃતિનું મિશ્રણ મધ્યહિંદવાળી ચક્ષ્ણ પ્રજામાં વધારે જણાય છે, જ્યારે કનિષ્કવાળી કુશાન પ્રજામાં ઓછું છે. ઉપરાંત કુશાન અને ચષ્ટણ બન્ને જૈન સંસ્કૃતિ તરફ ઢળેલા હોવા છતાં, ચષ્ટણનું મૂળસ્થાન રૂશિઆઈ તુર્કસ્તાન હોવાથી, તેમણે તે સ્થાન ઉપર આપણે ઠરાવેલાં-મેરૂપર્વતની નિશાનીરૂપ-ચિહ્નો પોતાના સિક્કામાં કોતરાવેલ નજરે પડે છે, જ્યારે કુશાનવંશીમાં તેવાં ચિહ્નો નથી દેખાતાં. આ પ્રમાણે કુશાન અને ચષ્ટણ પ્રજાની સંસ્કૃતિ વિશે જે કાંઈ કલ્પનામાં ઉતર્યું છે તે અત્ર જણાવ્યું છે.

અત્રે વળી એક પ્રશ્ન ઉભો થાય છે. તેનો ખુલાસો આપી દેવાની તક જતી કરવી ન જોઇએ. જેમ જેમ આ સમયનો ઇતિહાસ તપાસવામાં ઉંડા ઉતરવું પડે છે તેમ તેમ એમ દેખાતું જાય છે કે, સમસ્ત હિંદમાં અત્યારે મોટી સંખ્યામાં જે ધર્મો નજરે પડે છે તે સર્વે ઇ. સ. પૂ. ના સમયે નહોતાજ. બલ્કે એમ કહેવાય કે ધર્મનામ તો પાછળથીજ લાગુ પાડયું દેખાય છે. વાસ્તવિક રીતે તેમને ધર્મ ન કહેતાં સંસ્કૃતિ નામથીજ સંબોધવું તે બહેતર ગણાશે અને તે સમયે આખા હિંદમાં માત્ર ત્રણજ સંસ્કૃતિઓ હતી. જેમ જેમ કાળ વ્યતીત થતો ગયો તેમ તેમ બહાર પડતા વસતી-પત્રકથી સિદ્ધ થતું ગયું છે કે તે ત્રણમાંની બીજી બે સંસ્કૃતિને અનુસરનારાની સંખ્યા, લગભગ તેટલી ને તેટલીજ રહેતી ચાલી આવી છે, જ્યારે કેવળ જૈન સંસ્કૃતિને ભજનારાઓની સંખ્યાનો દિનપર દિન હ્રાસ થતો નજરે પડે છે. આમ થવાનું કારણ ગમે તે હોય તેના નિદાનની ચર્ચા કરવાનું આ સ્થાન નથીજ પરંતુ અત્ર તો એટલુંજ જણાવવાનું રહે છે કે, જૈન સંસ્કૃતિને અનુસરનારાની સંખ્યા સંબંધી ઉપર પ્રમાણે સ્થિતિ થઈ છેજ. એટલે માનવું રહે છે કે અત્યારે નજરે પડતા સર્વ ફાંટા-ઉપફાંટાઓ મુખ્યતાએ તેમાંથીજ નીકળ્યા હશે.

આ કથનથી ઘણાને આશ્ચર્ય લાગશે અને પ્રશ્ન પૂછવા લાગશે કે સઘળી તુર્કસ્તાન, અરબસ્તાન, અફ-ગાનિસ્તાન કે એશિયાના અનેક પ્રાંતોની પ્રજા અત્યારે જે મુસ્લીમ સંસ્કૃતિમાં રંગાઈ ગઈ છે તેનું મૂળ શું આવું હોઈ શકે ખરૂં ? તો તેમને જણાવવાનું કે જેમ, શ્રુતિ

---

(૪૬) સરખાવો પૃ. ૧૫૬માં ટીકા નં. ૨૪માં ટાંકેલું દ્વિ. દ્વિ. નું અવતરણ. તેમાં ભાતભાતની આકૃતિ સિક્કામાં નજરે પડતી હોવાનું જે લખ્યું છે આ કારણને લીધેજ સમજવું રહે છે.

અને ઉપનિષદ્કારોના ઉદ્‌ભવસ્થાન તરીકે શકસ્થાન એટલે વર્તમાન અફગાનિસ્તાનનો એક ભાગ ગણાય છે, છતાં તે હકીકતથી જેમ આશ્ચર્ય ઉદ્‌ભવતું નથી તો પછી મારા ઉપર પ્રમાણેના કથનમાં એવું શું છે કે આશ્ચર્ય ઉભું કરે છે? વળી બીજો ખુલાસો એમ પણ આપી શકાય કે, મુસ્લીમ સંસ્કૃતિના આદ્યપ્રવર્તક મહમદ પયગંબર સાહેબ મનાય છે અને તેમનો સમય ઇ. સ. ની ૭ મી સદીમાં મૂકાય છે. એટલે એટલું તો કબૂલ કરવુંજ પડશે કે તેમણે તે સંસ્કૃતિની ઉદ્‌ઘોષણા કરી, તે પૂર્વે તો તેમના અનુયાયીઓ અન્ય સંસ્કૃતિમાં જોડાયલાજ હતા. વળી આપણે ઇતિહાસના અભ્યાસથી (જુઓ પુ. ૨માં સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત તથા પુ. ૩માં પૃ. ૩૩ સામે તેના રાજ્ય વિસ્તારનો નકશો) જાણી ચૂકયા છીએ કે, ઇ. સ. પૂ. ના ત્રીજા સૈકામાં એશિયાના ઘણા ઘણા ભાગોમાં જૈન સંસ્કૃતિનો પ્રચાર થવા પામ્યો હતો. તેમ ગર્દભીલવંશી વિક્રમ-ચરિત્રના વૃત્તાંતે વર્ણન આલેખતાં પણ જણાયું છે કે (જુઓ આ પુસ્તકે પૃ. ૫, ૪૯ તથા ૫૧ની હકીકત) તેમના સમયે-એટલે ઇ. સ. ની પહેલી સદીમાં-ખુદ અરબસ્તાન દેશમાંજ તેમજ ચષ્ઠણવંશી જેવા પરદેશી સત્તાના રાજઅમલે ઇ. સ. ત્રીજી સદીના અંત સુધી ઉત્તરહિંદમાં પણ, જૈનધર્મ સારી રીતે વ્યાપ્ત થઈ રહ્યો હતો. આ પ્રમાણેની બધી વસ્તુસ્થિતિ જો વિચારાય તો હું ધારૂં છું ત્યાં સુધી આશ્ચર્ય પામવાનું કારણ નિર્મૂળ થઈ જશે.

[ આટલું આટલું નિવેદન કરાયા છતાં પણ નમ્રતાપૂર્વક જણાવવાનું કે ઉપરનું કિંચિત્ કથન પણ ધર્મભાવ તરફના કોઈ પક્ષપાતપણાથી મેં કર્યુંજ નથી, પરંતુ જે વસ્તુસ્થિતિ મને ઇતિહાસના અભ્યાસથી સમજવામાં આવી તે યથાર્થપણે વર્ણવી છે તેમજ આ પુસ્તકના વાચકોમાંથી આશ્ચર્ય વ્યક્ત કરનારાઓના મનનું સમાધાન કરવા માટેજ આટલો ખુલાસો પણ કરવો પડયો છે ].

## (૨) વાસિષ્ક-વઝેષ્ક-ઝેષ્ક-જુષ્ક

કનિષ્ક પહેલાનું મરણ થવાથી તેની ગાદી ઉપર તેનો જ્યેષ્ઠ પુત્ર વઝેષ્ક આવ્યો હતો. તેનું નામ બે પ્રકારે લખાયલું નજરે પડે છે.

**તેનાં નામ** કેટલેક ઠેકાણે વાસિષ્ક-વઝેષ્ક પણ લખાયલ છે. જ્યારે કેટલેક ઠેકાણે તેને ટૂંકાવીને પ્રથમાક્ષર વ કાઢી નાંખીને ઝેષ્ક પણ લખાયલ છે. અને જેમ હુવિષ્કનું નામ ટૂંકાવીને હુષ્ક લખાય છે તેમ હુષ્ક, જુષ્ક, અને કનિષ્ક એવું ત્રિક બનાવવાને માટે ઝેષ્કને સ્થાને જુષ્ક લખાતું[૪૭] પણ થયું છે. એટલે કે ઉપર દર્શાવેલ ચારે નામ એક જ વ્યક્તિનાં છે.

જ્યારે કડફસીઝ પહેલો, તેનો પુત્ર કડફસીઝ બીજો અને તેનો પુત્ર કનિષ્ક પહેલો; એમ અનુક્રમે આ કુશાનવંશી ત્રણે રાજાઓની

**અન્ય હકીકત** ઉમર ૭૦ અને ૮૦ સુધી પહોંચી છે ત્યારે સામાન્ય નિયમ પ્રમાણે એમજ માની શકાય કે જે ચોથો રાજા આવે તે, જો તેનો પુત્ર જ હોય, તો તે નાની ઉમરનો હોવો જોઇએ. અને આટલું તો સિદ્ધ જ થયેલ છે કે, રાજા કનિષ્કની પાછળ ગાદીએ આવનાર વઝેષ્ક તેનો પુત્ર જ થતો હતો. એટલે સમજવું રહે છે કે, વઝેષ્ક જ્યારે ગાદીએ આવ્યો ત્યારે તેની ઉમર નાની હોવી જોઇએ. જો કે આપણે તો પૃ. ૧૫૩ ઉપર તેની ઉમર ૪૦-૪૫ અને તેના નાનાભાઈ હુવિષ્કની ઉમર ૩૫-૪૦ હોવાની કલ્પના કરી બતાવી છે. પરંતુ અત્ર જે જણાવવું પડે છે તે એટલું જ કે તેની ઉમર ૩૦-૩૫ થી માંડીને બહુ તો ૪૫ની વચમાં જ હોવી જોઇએ. એટલે તેવી સ્થિતિમાં તેનું રાજ્ય દીર્ઘકાલિન નીવડવાનું ધારી શકાય. છતાં જ્યારે શિલાલેખથી પુરવાર થયું છે કે તેનો રાજ્યકાળ માત્ર ૭ વર્ષ જ ચાલ્યો છે, ત્યારે એમ અનુમાન દોરાય છે કે તે કોઈક અકસ્માતનો ભોગ થઈ પડયો હશે. તેમજ તેની પોતાની

(૪૭) આ માટે પૃ. ૧૬૭નું લખાણ તથા તેની ટીકા નં. ૫૦ જુઓ.

ઉમર નાની છે તો તેના પુત્રની પણ નાની જ હોવી જોઇએ; જે આગળ ઉપર આપણે પુરવાર કરીશું કે તેની ઉમર માત્ર ૩ કે ૪ વર્ષની જ હતી.

આટલું ટૂંક સમય તેનું રાજ્ય ચાલેલ હોવાથી પ્રથમ તો માનવામાં જ નહોતું આવતું કે આ નામનો કોઈ રાજા થયો હશે કે કેમ! વળી તેના નામનો કોઈ સિક્કો પણ હજુ સુધી મળી આવ્યો નથી એટલે તે માન્યતા મજબૂત બનવા પામી હતી. તેથી એક વિદ્વાને તેના વિશે લખતાં એવા શંકાસ્પદ શબ્દોમાં જણાવી દીધું છે કે[૪૮] Huvishka was probably succeeded by one Vasishka whose name appears from inscription though not varified by a coin= સંભવ છે કે હુવિષ્કની પાછળ કોઇ વસિષ્ક નામે ગાદીપતિ થયો છે. જો કે તેનું નામ શિલાલેખમાં મળી આવે છે પણ તેને ટેકો આપતો કોઈ સિક્કો મળી આવ્યો નથી." અહીં હુવિષ્કની પાછળ ગાદીએ આવનાર તરીકે વસિષ્કને જો કે જણાવ્યો છે પણ આપણે અત્રે જે વાકય ઉતારવું પડ્યું છે તે તેનો અનુક્રમ બતાવવાને નથી પણ તે રાજાનું અસ્તિત્વ સ્વીકારાતું હતું કે કેમ તે બતાવવા પુરતું જ છે. વળી તેજ ગ્રંથકાર આગળ વધીને કહે છે કે,[૪૯] "He (Huvishka) was succeeded by Jushka about whom we know very little=તેની (હુવિષ્કની) પછી જુષ્ક ગાદીએ બેઠો છે, જેના વિશે આપણને બહુ જ થોડી, બલ્કે કિંચિત્ પણ-કાંઈજ માહિતી નથી": મતલબ કહેવાની એ છે કે, હુવિષ્ક પાછળ તખ્તનશીન થનારનું નામ વસિષ્ક એક વખતે જણાવે છે, જ્યારે બીજી વખતે તેજ લેખક તેનું નામ જુષ્ક લખે છે. એટલે વસિષ્કનું જ બીજું નામ જુષ્ક હોવાનું જે આપણે પૃ. ૧૬૬માં અનુમાન કરી જણાવ્યું છે[૫૦] તેને આ લેખક મહાશયના કથનથી સમર્થન મળે છે.

બીજી બાજુ એવી સ્થિતિ હોવાનું પુરવાર થતું જાય છે કે, રાજા કનિષ્કે જે ગોઠવણ રાજકારોબાર ચલાવવાની કરી હતી, તદનુસાર હુવિષ્ક કાશ્મીરપતિ બન્યો હતો અને વઝેષ્ક મથુરાપતિ બન્યો હતો. એટલે કે મૂળ ગાદીની બે શાખા થઈ ગઈ હતી. જો તે પ્રમાણે બન્ને શાખા સ્વતંત્ર જ પ્રવર્તી રહી હોય તો વઝેષ્કનું નામ કાશ્મીરપતિની વંશાવળીમાં બિલકુલ મૂકી શકાય નહીં, પરંતુ જ્યારે રાજતરંગિણિ-કારે પોતે જ જુષ્ક-વઝેષ્કનું નામ કાશ્મીરપતિમાં ગણાવ્યું છે ત્યારે સમજાય છે કે હુવિષ્ક ભલે પોતાને કાશ્મીરમાં મહારાજાધિરાજની પદવી તુલ્ય માનતો હતો છતાંયે, મૂળ ગાદી પ્રત્યે-મથુરાપતિઓ તરફનું-માન તે સંપૂર્ણ રીતે જાળવી રહ્યો હતો, એમ સ્થિતિ દર્શાવે છે.

હવે જ્યારે સાબિત થઈ ગયું છે કે તે નામનો રાજા તો થઈ ગયો છે ત્યારે તેના વિશે કાંઈ અન્ય માહિતી મળે છે કે કેમ તે તપાસવું જ રહે છે. તેના નામના શિલાલેખો જે મળ્યા છે તેમાંથી કાંઈ તત્ત્વ સાંપડતું નથી. બનવાજોગ છે કે, તેનું રાજ્ય માત્ર અલ્પ-કાલિન હોવાથી તેના કાળે કાંઈ મહત્ત્વપૂર્ણ બનાવ બનવા પામ્યો નહીં હોય, તેમ બીજી બાજુ એમ પણ છે કે, તેના પિતા એટલો બધો મુલક વારસામાં મૂકી ગયો હતો કે તેને માટે વિશેષ લડાઈ લડી તેનાં જોખમ ખેડીને જમીન પ્રાપ્ત કરવા જેવું રહેતું નહોતું. એટલે જ્યાંસુધી વિશેષ સામગ્રી સપ્રમાણ ઉપલબ્ધ ન થાય ત્યાંસુધી તો એટલું જ ઉચ્ચારવું રહે છે કે, તેણે પોતે શાંતિમય જીવન જ પસાર કર્યું હોવું જોઇએ. વળી તેણે પિતાના સમયે રાજ્ય ચલા-વવાની તાલીમ તથા અનુભવ મેળવેલ હોવાથી પોતાના ટૂંક સમયના રાજઅમલે પણ, લોકકલ્યાણનાં કાર્યો કરી પ્રજાનો સારો ચાહ મેળવી લીધો હોવો જોઈએ.

### (૩) હુવિષ્ક-હુષ્ક

કુશાનવંશી રાજાઓ વિશે બહુ જ અલ્પમાહિતી આપણને અદ્યાપિ સુધી પ્રાપ્ત થયેલી હોવાથી ઘણી

(૪૮) હિં. હિ. પૃ. ૬૫૬.
(૪૯) મજકુર પુસ્તક પૃ. ૬૫૮.
(૫૦) જુઓ ઉપર ટીકા નં. ૪૭.

ઘણી બાબતો અંધકારમય દીશામાં જ પડી રહી છે. તેમાંથી રફતે રફતે માર્ગ નીકળતો જાય છે. ઉપરના પરિચ્છેદે, તેમની નામાવળી અને વંશાવળી ગોઠવવાનો પ્રયત્ન કરતાં, તેમાંથી એક બે બાબતનો નિર્ણય આપણે કાઢી શકયા છીએ. તે એ કે, જે કનિષ્ક નામની એક જ વ્યક્તિ હોવાનું અત્યાર સુધી ધારી લેવાયું હતું તેને બદલે હવે બે વ્યકિત થયાનું માનવું. તથા કનિષ્ક પહેલાની પછી તેનો પુત્ર વઝેષ્ક થયો છે એમ માનવું. છતાં હજુ એક વિશેષ ગુંચવણભરી સ્થિતિ નિકાલ કરાવવા માટે રાહ જોતી ઉભી છે. તેનો આપણે વિચાર કરવાનો છે. જો કે થોડેક અંશે તેનો ઉલ્લેખ ગત પરિચ્છેદે સમજાવી દીધો છે પણ અન્ય હકીકતો પુરવાર કરવાનું બાકી રહેતું હોવાથી તે સ્થાન ઉપર વિશેષ લંબાણ ન કરતાં આગળ ઉપર મુલતવી રાખવાનું સૂચન કર્યું હતું, તે વિષય હવે હાથ ધરીએ છીએ.

જે ગુંચવણ છે તે હુવિષ્ક અને કનિષ્કના ક્રમ સંબંધી છે. તેમાં પહેલો હુવિષ્કને ગણવો કે કનિષ્કને?

**ગુંચવણની હકીકત; તેના બે પ્રકાર**

એક બાજુ આપણે કહી ગયા છીએ કે રાજા વઝેષ્કનું મરણ થયું ત્યારે તેને એક નાનો પુત્ર હતો. ભલે તે નાનો હોય છતાં પુત્ર તો હતો ખરો ને! એટલે ગાદીનો ખરો હકદાર તો તેજ બની શકે. અને તેનું નામ પહેલુંજ લખાવવું જોઇએ. જ્યારે શિલાલેખ ઉપરથી વળી બીજા પ્રકારનીજ સ્થિતિ દેખાય છે.

તેમાં સ્થિતિ આ પ્રમાણેની છે.

(અ) હુવિષ્કના નામે ત્રણ શિલાલેખો છેઃ—

(૩૩) આંકનો મથુરાનો; તેમાં તેને કાંઇજ પદવી અપાઈ નથી.

(૫૧) આંકનો વર્ડકનો અને (૬૦) મથુરાનો—આ બંનેમાં તેને મહારાજાધિરાજની પદવીથી આભૂષિત કરેલ છે.

(આ) કનિષ્કના નામે બે શિલાલેખો મળે છે.

(૪૧) આરાનો અને (૬૦) મથુરાનો—આ બન્નેમાં તેને પણ મહારાજાધિરાજનું પદ અર્પણ કરાયલું છે.

મતલબ કે હુવિષ્કને ૫૧ થી ૬૦ સુધી મહારાજાધિરાજ તરીકે, અને ૩૩ સુધી કાંઇપણ પદવી વિનાનો ઓળખાવ્યો છે. જ્યારે કનિષ્કને તો ૪૧ થી ૬૦ સુધી મહારાજાધિરાજ તરીકેજ સંબોધ્યો છે. એટલે કે ૪૧ થી ૬૦ સુધી કેમ જાણે બે મહારાજાધિરાજ હોય, અને તે પહેલાં, સાદા રાજા તરીકે એકલો હુવિષ્કજ હોય, એવી સ્થિતિ હોવાનું તેમાંથી નીકળે છે. અથવા બીજા શબ્દોમાં તેને ગોઠવી બતાવાય તો, વઝેષ્કના મૃત્યુબાદ તુરત હુવિષ્કજ ગાદીપતિ થયો હોય એમ શિલાલેખો કહે છે અને થોડા કાળ પછી ૩૩ થી ૪૧ વચ્ચેના કાળમાં (ક્યારે તે શોધવું જોઇએ)[૫૧] તે બન્ને જણા મહારાજા કહેવાયા છે. વળી તેવી સ્થિતિ ૬૦ સુધી ચાલુ રહી છે. એટલે કે ૨૯ થી ૪૧ સુધી હુવિષ્કનું એકલાનુંજ નામ છે અને ૪૦ થી ૬૦ સુધી તે બન્નેનું નામ છે. આમ હોય તો હુવિષ્કનું નામ પહેલું મૂકાવું જોઇએ. આ પ્રમાણે એક બીજાથી વિરૂદ્ધ જતી પરિસ્થિતિ દેખાય છે તો તેમાંથી સત્ય શું છે તે તારવી કાઢવા પુરતી આપણી મુંઝવણ છે.

જે કિસ્સાના ઉકેલમાં બન્નેનાં નામનો વિચાર કરવો હોય તે કાંઇક વધારે મુશ્કેલ ગણાય છે પરંતુ એકનોજ વિચાર કરવાનો હોય, તે તેથી કાંઇક સતર કહેવાય. એટલે જે સૂતર છે તેની વિચારણા પ્રથમ કરી લઇશું.

**પહેલી મુશ્કેલીનો ઉકેલ**

રાજા વઝેષ્કનું મરણ નીપજ્યું ત્યારે તેણે નાનો પુત્ર મૂકયો હતો. વાસ્તવમાં તો તેજ ગાદીપતિ થઈ શકે, છતાં શિલાલેખમાં તેનું નામ કયાંય નથી જણાતું પણ હુવિષ્કનુંજ જણાય છે. તેનું કારણ શું? આટલોજ પ્રશ્ન છે. સામાન્ય રીતે એક એવો રિવાજ ચાલ્યો આવે છે, કે જો કોઈ રાજા સગીર હોય તો તે પુખ્ત ઉમરનો થાય

(૫૧) આ મુદ્દો આ પરિચ્છેદેજ આગળના પાને ચર્ચાયો છે ત્યાંથી જોઈ લેવું.

અને તેનો રાજ્યાભિષેક કરવામાં આવે ત્યાંસુધી કોઇને રીજંટ તરીકે–રાજાના સંરક્ષક તરીકે–નીમવામાં આવે છે. મુખ્ય અંશે આવો રીજંટ, મજકુર બાળ-રાજાના અંગત સગાં કે સ્નેહીમાંથીજ શોધી કાઢવામાં આવે છે. તે પ્રથાને અનુસરીને આપણો આ બાળ-રાજા જે પાછળથી કનિષ્ક બીજા તરીકે પ્રસિદ્ધ થયો છે તેના સંરક્ષક–ટ્રસ્ટી તરીકે રાજા વસિષ્કનો નાનો ભાઈ એટલે કનિષ્ક બીજાનો કાકો જેનું નામ હુવિષ્ક હતું અને જેને રાજા કનિષ્ક પહેલાએ પોતાની હયાતિમાં કાશ્મીર આદિ પ્રદેશનો વહીવટ કરવા માટે નીમ્યો હતો, તે હુવિષ્કનેજ સઘળું કામ કરવા નીમ-વામાં આવે તો બનવા જોગ છે. અને તે પ્રમાણે તેની નિમણૂંક થઇ પણ હતી. પરંતુ કેટલાં વર્ષ સુધી તે સ્થિતિ ચાલુ રહી હતી તે આપણે તપાસવું રહે છે.

હુવિષ્કના નામે જે કેટલાક શિલાલેખો મળી આવ્યા છે તે આધારે ઉપરમાં કહી ગયા છીયે કે તેણે ૪૦ થી ૬૦ સુધીનાં વર્ષોમાં 'મહારાજાધિરાજ'ની પદવી ધારણ કરીને કામ લીધું હતું. જ્યારે રાજા વસિષ્કનું મરણ ૨૯માં નીપજ્યું હોવાનું સાબિત થયું છે. એટલે તેમાંથી સાર એ નીકળે છે કે ૪૦ થી ૨૯ સુધીના વચ્ચેના ૧૧ વરસના ગાળામાં તેણે તે બાળરાજાના રક્ષક–રીજંટ તરીકે કામ કરેલું હોવું જોઇએ. આ સમય ૧૧ વર્ષનો હશે કે તેથી ઓછો હશે તે આપણે શોધી કાઢવું રહે છે. તે માટે બીજી તો માહિતી આપણી પાસે નથીજ. પરંતુ શિલા-લેખમાંથી કાંઇ મળી આવતું હોય તો તપાસીએ. જેમ હુવિષ્કે મહારાજાધિરાજ પદવી યુક્ત પોતાને સંબોધ્યાની નાનામાં નાની સાલ ૪૦ની છે તેમ રાજા કનિષ્કે પોતાને મહારાજાધિરાજ પદથી યુક્ત તરીકે સંબોધ્યો હોવાનું આરાના શિલાલેખથી જણાય છે. અને તેમાં ૪૧ નો સંવત માંડેલ છે. એટલે ૪૦–૪૧ તે બે સાલમાંજ આ બન્ને રાજાઓ પોતપોતાને મહારાજાધિરાજ તરીકે ઓળખાવવા મંડયા છે એમ સિદ્ધ થયું કહેવાય. જો કે ૪૦ ને ૪૧માં બહુ તફાવત નથી; કદાચ ૪૦ના આંકનો શિલાલેખ કનિષ્કના નામનો આગળ જતાં મળી પણ આવે, પરંતુ અત્યારે સમાધાન ખાતર માની લ્યો કે, ૪૦ની સાલ મળી આવી છે તો તાત્પર્ય એ થયો કે, ૨૯થી માંડીને ૪૦ વર્ષના ગાળામાંજ[૫૨] હુવિષ્કે ટ્રસ્ટી–રીજંટ તરીકે કામ કર્યું હતું. પણ તેથી ઓછા સમય માટે નહીંજ–સિવાય કે ૪૦ના આંકથી નાની સંખ્યાવાળો આંક તે બેમાંથી કોઈના નામવાળો અને મહારાજાધિરાજની પદવીથી જોડાયલ મળી આવે તો.[૫૩] એટલે હાલ તુરત માટે એટલું પુરવાર થયું કહેવાય કે કનિષ્ક બીજો સગીર તરીકે માત્ર અગિયાર વરસ સુધીજ રહ્યો હતો. વળી અત્યારસુધીનાં અનેક ઐતિહાસિક દૃષ્ટાંતોથી જાણી ચૂકયા છીએ કે, તે સમયે રાજ્યાભિષેક માટે લાયક થયાની પુખ્ત ઉંમર પ્રાપ્ત થયાની ઇયત્તા ૧૪–૧૫ વર્ષની ઠરાવવામાં આવી હતી. એટલે રાજા કનિષ્કને પણ તે ઉંમરે રાજલગામ સુપ્રત કરવામાં આવી હશે એમ માનવું રહે છે. વળી તેજ હિસાબે તેની ઉંમર પોતાના બાપના મરણ સમયે ૧૫–૧૧=૪ વર્ષ માત્રનીજ હોવાનું કહી શકાશે. આખી ચર્ચાનો સાર એ થયો કે, ૨૯થી ૪૦સુધીના અગિયાર વર્ષના સમયમાં રાજા હુવિષ્કે, રાજા કનિષ્કની સગીરવયમાં રાજવહીવટ ચલાવ્યો હતો અને અગાઉ જેમ સમ્રાટ પ્રિયદર્શિનની બાબતમાં તેની સગીરવય દરમ્યાન તેના દાદા સમ્રાટ અશોકે રાજ્યકારભાર ચલાવ્યો હતો, છતાં તે વહીવટના તેર વર્ષ અશોકના ફાળે ઇતિહાસમાં ચડાવાયાં[૫૪] છે,

(૫૨) ૨૯ થી ૪૦ સુધી એટલે = ૧૧ વર્ષ સુધી જુઓ ઉપરની ટીકા નં. ૫૧.

(૫૩) આ બાબતમાં ખાસ બારીકાઈથી તપાસ કરવાની જરૂર છે. સંભવ છે કે ૩૩થી ૪૦ સુધીના ૭ વર્ષના ગાળામાંનો કોઇ શિલાલેખ મદદરૂપ થઈ પડે તેવો મળી પણ આવે.

(૫૪) બીજો એક દૃષ્ટાંત ઇતિહાસનો ટાંકી બતાવાશે. તેમાં જો કે આ પ્રમાણે સગીરવય દરમ્યાન બન્યું નથી જ, પરંતુ અગ્નિમિત્ર શુંગવંશીના સમયે પુષ્યમિત્ર ગાદીપતિ નહોતો, છતાં તેના નામે વર્તાવ થયો હોવાનું પુરાણકારોએ જણાવ્યું છે. એટલે ઉપરના બનાવને મળતા તરીકે તેની નોંધ લેવી રહે છે.

તેમ આ ૧૧ વર્ષ પણ રાજા હુવિષ્કના નામે ગણાવવામાં આવે તો ચાલી આવતી પ્રથાને જ અનુસરીને કામ લેવાયું છે એમ સમજી લઈ કાંઈ વાંધો ગણાશે નહીં. આ પ્રમાણે એક મુશ્કેલીનો ઉકેલ આવી ગયો સમજવો.

બીજી મુશ્કેલી આ પ્રકારની છે, કે ૪૦ થી ૬૦ સુધીના ૨૦ વર્ષ સુધી રાજા હુવિષ્ક અને રાજા કનિષ્ક બીજો—બન્ને પોતપોતાને મહારાજાધિરાજ કહેવરાવે છે. તે કેવી રીતે બની શકે? તેનો નિચોડ કાઢવો રહે છે.

**બીજી મુશ્કેલીનો ઉકેલ**

આપણે પ્રથમ મુશ્કેલીનો ઉકેલ કરવામાં તો જે પ્રથા સામાન્યપણે ચાલતી આવી છે તેનો આશ્રય લીધો હતો અને સમ્રાટ પ્રિયદર્શિન તથા અશોકનો દૃષ્ટાંત નજર સમીપ રાખ્યો હતો. પરંતુ તેમાંતો, જેવો પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક થયો તેવોજ, સમ્રાટ અશોક રાજકાજમાંથી નિવૃત્ત થઈ ગયો હતો, અને પ્રિયદર્શિને પોતાના એકલાના નામેજ કારભાર ચલાવવા માંડયો હતો. એટલે તેમની બાબતમાં તો માર્ગ તદ્દન સરળ થઈ ગયો હતો. જ્યારે અહીં તો તેમ બન્યું નથી, પણ બન્ને જણાએજ રાજકારભાર ડોળ્યો છે. ત્યારે તેનો ખુલાસો કેમ કાઢી શકાય?

આ માટે આપણે કનિષ્ક પહેલાના સમયે શું સ્થિતિ પ્રવર્તી રહી હતી તે તપાસવી પડશે અને તેમાંથી તે મુશ્કેલીની જો કાંઇ ચાવી મળી આવે તો વિચારી લઈએ. કનિષ્ક પહેલાના વૃત્તાંતે જણાવ્યું છે કે, પોતે જ્યારે એશિયામાં ચડાઇ લઇ જવાના કામમાં રોકાયો હતો ત્યારે રાજવ્યવસ્થા સંભાળવાને, મથુરાવાળો ભાગ યુવરાજ વઝેષ્કને સોંપ્યો હતો, અને કાશ્મિરવાળો ભાગ હુવિષ્કને સોંપ્યો હતો અને ત્યાંથી પાછા આવીને પોતે કારભાર સંભાળી લ્યે તે પહેલાં તો તેનું ખૂન થઇ ગયું હતું. દેખીતી રીતે તો એમજ કહી શકાય કે, કનિષ્ક બાદ તેનો જ્યેષ્ઠ પુત્ર વઝેષ્ક, તે બાદ તેનો પુત્ર કનિષ્ક બીજો, તે બાદ તેનો પુત્ર ઇ. ઇ. થયા છે. તેમ સામાન્ય ક્રમ એ કહેવાય કે જે જ્યેષ્ઠ પુત્ર હોય તેજ ગાદીએ આવે. પણ અત્ર તો પરિસ્થિતિ કાંઇક નિરાળી થઇ પડી હતી. કેમકે રાજા કનિષ્ક પહેલાએ જ રાજકાજના ભાગ પાડીને બે પુત્રોને તે ઉપર વહીવટ ચલાવવા નીમ્યા હતા. એટલે જેમ પોતે કોઇ વ્યક્તિને અધિકારપદ ઉપર નીમવાને મુખત્યાર હતો તેમ તેને ખસેડવાને પણ તેજ મુખત્યાર હતો. જ્યારે અહિં તો તેવી વ્યવસ્થા પોતે કરે તે પહેલાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયો હતો એટલે તેણે કરેલી વ્યવસ્થા ફેરવવાને કોનો હક ગણાય તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે અને તેમ બનવા પામ્યું હોય તો વિશેષમાં વિશેષ જે વ્યવસ્થા કર્યાનું ગોઠવી શકાય તેના પ્રકાર આ પ્રમાણે હોઇ શકે છે:—

(૧) જેમ રાજા વઝેષ્ક પોતાને સુપ્રત થયેલ પ્રદેશ ઉપર અધિકાર ભોગવે તેમ રાજા હુવિષ્ક પણ પોતાને સુપ્રત થયેલ પ્રદેશ ઉપર અધિકાર ભોગવે; એટલે કે એક વંશની બે શાખા થઈ કહેવાય.

(૨) રાજા વઝેષ્ક યુવરાજ હોઈ મુખ્ય શાખાનોજ ગાદીપતિ બને અને રાજા હુવિષ્ક માત્ર એક ભાયાત હતો તેથી મુખ્ય શાખાની આજ્ઞામાં રહીને વરતે.

(૩) કદાચ મુખ્ય ગાદીપતિ રાજા વઝેષ્કનું મરણ થાય અને તેનો પુત્ર સગીર હોય તો રાજા હુવિષ્ક રીજંટ તરીકે કામ કરે; પણ પુત્ર મોટો હોય તો તે પુત્ર ગાદીપતિ બને અને હુવિષ્ક તથા તેના પુત્રો મુખ્ય ગાદીના ભાયાત તરીકે જીવન ગાળે.

(૪) એમાંથી કોઇ શાખા નિર્વંશ થાય તો, હૈયાત રહેલી શાખાવાળો મુખ્ય ગાદીનો માલિક બને.

આ ચાર પ્રકારની સ્થિતિમાં નં. ૨ અને ૩ તો ચાલુ પ્રથાને અનુસરીને એક શાખા હોય તેને લગતી છે અને નં. ૧ તથા ૪, જો બે શાખા પડી હોય તો તેનું નિયમન કરવા માટે છે. ચાલુ પ્રથા પ્રમાણેની સ્થિતિ તો આપણે ઉપરમાં ક્યારની વિચારી જોઇ છે છતાં તેનાથી પૂરેપુરો ઉકેલ નથી આવ્યો ત્યારે જ, આગળ વિચારણા ચલાવવી પડી છે. એટલે તે પ્રમાણે વસ્તુસ્થિતિ બનવા પામી હોય તો, ઉભી થયેલી ગુંચવણ કેમ ઉકલી શકે છે તેની જ તપાસ લેવી રહી. તે માટે નં. ૧ તથા ૪ ની બાબત જ અત્રે વિચારવી ઊચીત લાગે છે.

જ્યારે ૪૦ થી ૬૦ વર્ષ સુધીના ૨૦ વર્ષના ગાળામાં બે રાજાઓએ પોતાને મહારાજાધિરાજની પદવીથી વિભૂષિત થયેલ માન્યા છે ત્યારે સ્વભાવિક સમજી શકાય તેમ છે કે તે સમયે તે બન્ને જણા પોતપોતાને એકબીજાથી તદ્દન સ્વતંત્ર જ માનતા હોવા જોઇએ. અને તેમ માનવાનું કયારે બને કે તે બન્ને જુદી જુદી શાખાના તેમજ જુદા જુદા પ્રદેશના અધિકારપદે હોય તોજ. તે પ્રમાણેની વસ્તુસ્થિતિ આપણી વિચારણા નં. ૧ અને ૩ માટે બંધબેસતી થતી દેખાય છે. એટલે માનવું રહે છે કે, તેમાં સૂચવ્યા પ્રમાણે તે બન્ને જણાએ ભિન્ન ભિન્ન શાખા ચલાવી હતી.[૫૫] તો પ્રશ્ન એ વિચારવો પડશે કે (૧) આમ થવાનું કારણ શું છે? અને (૨) તેવી સ્થિતિ કયાં સુધી ચાલુ રહી હતી?

(૧) તે પ્રમાણે થવાના કારણુ માટે તો, ઉપરમાં આપણે ઘણી વાર જણાવી ગયા છીએ તેમ, રાજા કનિષ્ક પહેલાએ જ પોતાની હૈયાતિમાં જે ગોઠવણ રાજકારોબાર ચલાવવાની યોજી હતી અને તેમાં પોતે ફેરફાર કરે તે પહેલાં મરણ પામ્યો હતો, તેજ પદ્ધતિ પ્રમાણે રાજ્યના ભાગલા પાડવામાં આવ્યા હતા અને એક ભાગ ઉપર મોટો ભાઈ અને તેના વંશજો રાજ કરે તથા બીજા ઉપર નાનો ભાઈ[૫૬] અને તેના વારસદારો રાજ્ય ચલાવે તે નીતિ ચાલુ રખાઈ હતી.

(૨) બીજો પ્રશ્ન એ છે કે; તેવી સ્થિતિ કયાં સુધી ચાલુ રહી હતી?—આ પ્રશ્ન એટલા માટે ઉભો કરવો પડયો છે કે ૬૦ની સાલ પછીનો કોઇ શિલાલેખ એવો નથી મળી આવ્યો કે તેમાંથી, આગળની માફક, બે મહારાજાધિરાજ હોવાનું અથવા તો બે સ્વતંત્ર શાખા ચાલુ રહી હોવાનું કોઇ રીતે અનુમાન દોરવાનું તેમાંથી ઉપજાવી શકાય. એટલે એટલું ચોક્કસ થઇ શકે છે કે, આ પ્રથા ૪૦ થી ૬૦ સુધી જ અસ્તિત્વમાં રહેવા પામી છે. અને તે બાદ અદૃશ્ય થઇ છે અથવા તો નાબુદ કરવામાં આવી છે. તો વળી એ પ્રશ્ન વિચારવો રહે છે કે તેમ થવાનું કારણ શું? તે માટે મારા મત પ્રમાણે વળી પાછા ફરીને આપણે શિલાલેખ ઉપર જ આધાર રાખવો પડે તેમ છે. આ વખતે આપણે શિલાલેખના માત્ર આંકડાની જ મદદ ન લેતાં સાથે સાથે તેના સ્થળ વિશેની પણ તપાસ કરવી ઘટે છે.

કનિષ્ક બીજા વિશે પ્રથમ તપાસ કરી લઇએ–તેના શિલાલેખમાં ૪૧ અને ૬૦ના આંક છે તેમજ તેનાં સ્થાન જે આરા તથા મથુરા છે તે બન્ને સ્થળોનું ભૌગોલિક સ્થાન, કુશાનવંશી રાજ્યની બે શાખા પાડવામાં આવી છે તે પરત્વે જો વિચારીએ તો સહજ દેખાઇ આવે છે કે તે બન્ને, મથુરાવાળી શાખાના અધિકારમાં જ આવી રહેલ છે તેમજ તે બન્નેમાં કનિષ્કે પોતાને મહારાજાધિરાજના બિરૂદથી સંબોધેલ છે એટલે બીજો લાંબો વિચાર કરવાની અપેક્ષા જ રહેતી નથી, અને એકજ સાર કાઢી શકાય છે કે, તે પોતે ૪૦ થી ૬૦ સુધી વીસ વર્ષના ગાળામાં પોતાની શાખાના અગ્રણીપદે જ બિરાજીત રહેલો હશે.

હુવિષ્ક સંબંધી વિચાર કરતાં, મથુરાના બે શિલાલેખમાંથી એક ૩૩નો સાદો અને બીજો ૬૦નો મહારાજાધિરાજના પદ સાથેનો, જ્યારે ત્રીજો વર્ડકનો છે તે ૫૧નો છે અને મહારાજાધિરાજના પદયુક્ત છે. મતલબ કે તે બે સ્થળોનું સ્થાન તપાસીએ છીએ તો, મથુરાનું સ્થાન મથુરાવાળી શાખાના અધિકાર તળે જાય છે પરંતુ વર્ડક તે કાબુલથી ત્રીસ માઈલને છેટે હોવાથી તેનું સ્થાન કાશ્મિરવાળી શાખાના અધિકાર તળે ગણવું પડશે. આ પ્રમાણે એક સ્થાન

---

(૫૫) નીચેની ટીકા જુઓ.

(૫૬) જો આ પ્રમાણે થયાનું પુરવાર થયું છે તો પહેલી શાખાનો અધિકાર-એટલે રાજા વઝેષ્ક-જુષ્કનો અધિકાર કાશ્મિર ઉપર થયો ન જ ગણાય. છતાં રાજતરંગિણિકારે તો કાશ્મિરપતિઓની નામાવલિમાં પણ જુષ્ક શબ્દનો ઉપયોગ કર્યો છે એટલે માનવું પડશે કે આ બે શાખામાંની મૂળનું -મથુરાવાળાનું-આધિપત્ય અર્ધ સ્વતંત્ર તરીકે સ્વીકારાયું હશે. (ઉપરમાં પૃ. ૧૬૨નું લખાણ અને ટીકા નં. ૪૨ અને પૃ. ૧૬૬ માં કરેલું રાજા વઝેષ્કનું વર્ણન સરખાવો).

એક શાખાની હકુમતમાં અને બીજું સ્થાન બીજી શાખાની હકુમતમાં કેમ ? તે કોયડો ઉકેલવાની પણ જરૂરિયાત છે. કદાચ તેના ઉકેલમાંથી કાંઈ રસ્તો સુઝી આવે પણ ખરો ! પ્રથમ મથુરાનો વિચાર કરીએ; તેના બે શિલાલેખમાંથી એક સાદો છે, બીજો મહારાજાપદ યુક્ત છે. આપણે ઉપરમાં પુરવાર કરી ગયા છીએ કે, કનિષ્ક બીજો સગીર હોવાથી ૨૯ થી ૪૦ સુધીના ૧૧ વર્ષ દરમ્યાન હુવિષ્કે રાજ્યના ટ્રસ્ટી તરીકે કારભાર ચલાવ્યો છે અને તે કારભાર તેણે મથુરામાંજ રહીને ચલાવ્યો હોય તે સ્વાભાવિક છે. તેમજ ૩૩ની સાલમાં પોતે મથુરાની શાખા પરત્વે ભલે સર્વ સત્તાધીશ હતો, છતાં કોઈ પદયુક્ત તો ન જ કહી શકાય; એટલે કહી શકાય કે તે શિલાલેખ જ્યારે પોતે સગીર કુમારની વતી રાજય ચલાવતો હતો ત્યારે જ તેણે મથુરામાં કોતરાવ્યો હશે અને તે ઉપરમાં વર્ણવાયલી બધી વસ્તુસ્થિતિને બરાબર બંધ બેસતી જ છે. પરંતુ મથુરાના બીજા શિલાલેખનો વિચાર વિશેષ અટપટો દેખાય છે, કેમકે તેની સાલનો આંક ૬૦ છે અને વળી મહારાજધિરાજનું બિરૂદ છે. જ્યારે આપણે તો એમ સાબિત કરી ગયા છીએ કે, રાજા હુવિષ્ક ૪૦ થી ૬૦ સુધી કાશ્મિરની ગાદીએ રહેલ હતો. એટલે ત્યાંનો મહારાજાધિરાજ જરૂર કહેવાય અને તે હિસાબે વર્ડકનો ૫૧ની સાલનો શિલાલેખ વાસ્તવિક હોવાનું પણ કબુલ કરી લઇશું.[૫૭] પરંતુ મથુરાના ૬૦ વાળા આંકની ઘડ કેમે કર્યા બેસારાતી નથી. અત્રે એક વાતની યાદ આપવાની આવશ્યકતા છે; કે ૬૦ની સાલ રાજા હુવિષ્કનું મહારાજાધિરાજના પદના ભોગવટાનું અંતિમ વર્ષ મનાયું છે કેમકે ૪૦ થી ૬૦ સુધીજ તે પદ તેણે ભોગવ્યું છે અને તે બાદ પૃ. ૧૭૧માં જણાવ્યા પ્રમાણે તેનું કે તેના વંશનું નામનિશાન જણાયું નથી. એટલે પૃ. ૧૭૦માં છેવટે જણાવ્યા પ્રમાણે નં. ૪ વાળીજ સ્થિતિ બનવા પામી દેખાય છે. આ પ્રમાણે રાજાહુવિષ્કના ત્રણે શિલાલેખ સંબંધી સર્વ ઘટના, જો નં. ૧ અને ૪ વાળી સ્થિતિ હોવાનું કલ્પાય, તોજ બરાબર મળતી આવી જાય છે. છતાં હજુ ૬૦ની સાલના મથુરાના લેખનો જોઈતો ખુલાસો તો મેળવવો જ રહે છે. તે માટે એક જ કારણ રજુ કરી શકાય, કે તે વર્ષ તેનું અંતિમ હોવાથી, તે સમયે તે માંદો પડી ગયો હોવો જોઇએ. અને કોઈ પુત્ર તેને ન હોવાથી કાશ્મિર જેટલે દૂર દેશમાં પોતાના આખરી મંદવાડમાં કોઈ અંગત માણસ સારવાર કરનાર પોતાની પાસે ન ગણાય; જેથી પોતાનો ભત્રિજો જેને પોતાના વહાલસોયા પુત્રની પેઠે તેણે ઉછેર્યો હતો એવો–રાજા કનિષ્ક બીજો હતો. તેની પાસે પોતે જ મથુરા ચાલી ગયો હોય; કે પછી રાજા કનિષ્કે જ પોતાના કાકા ઉપરના પ્રેમને લીધે કે, પોતાને નાનપણમાં તેણે ઉછેર્યો હતો તે ઉપકારનો બદલો વાળવાના મિષથી, રાજા હુવિષ્કને મથુરામાં તેડાવી લીધો પણ હોય. ગમે તે કારણ બળવત્તર બન્યું હોય, પરંતુ પરિણામે રાજા હુવિષ્ક મથુરામાં હાજર થયો હોવો જોઇએ. અને મંદવાડમાંથી પાછો ઉઠવા પામ્યો ન હોવાથી તેની શાખા બંધ પડી ગઈ અને કનિષ્ક બીજો સર્વ સામ્રાજ્યનો સ્વામી બન્યો. એટલે હવે બીજી મુશ્કેલીનો પણ સર્વ વાતે ઘટતો ઉકેલ આવી ગયો ગણાશે.

યાદ રહી શકે તે માટે સર્વ ચર્ચાનો સાર ટૂંકમાં દર્શાવી દઇએ; કનિષ્ક પહેલો જ્યાંસુધી રાજ્યની બહાર હતો ત્યાંસુધી તેના ફરમાનુસાર કુમાર વઝેષ્કે મથુરામાં રહીને યુવરાજ તરીકેનો અધિકાર સંભાળી લીધો હતો જ્યારે હુવિષ્કે કાશ્મિરનો અધિકાર સંભાળી લીધો હતો. રાજા કનિષ્ક પહેલાનું મરણ ૨૩ માં થતાં, બન્ને ભાઇઓ પોતપોતાને સુપ્રત થયેલ ભૂમિ ઉપર સ્વતંત્રપણે રાજ્ય ચલાવતા થયા હતા. તેવામાં ૭ વર્ષે એટલે ૨૯ની સાલમાં[૫૮] રાજા વઝેષ્ક–જુષ્કનું મરણ અકસ્માતે

**સર્વનો સાર**

(૫૭) જુઓ 'સુધા' માસિકનો (પૃ. ૧૩૧ ટી.નં. ૪૯માંનો) લેખ પૃ. ૬: તેમાં લખ્યું છે કે:–"ઇસી સમય હુવિષ્કહી સામ્રાજ્યકે ઇતર પ્રદેશો કે એક છત્ર સમ્રાટ થે–યહ નિશ્ચિત હૈ કિ, ૫૧ વેં વર્ષમેં મહારાજ રાજાધિરાજ હુવિષ્ક, કાબુલકે પ્રદેશ પર ભી સમ્રાટ માને જાને લગે થે"

(૫૮) એમ સમજાય છે કે (જુઓ પૃ. ૧૩૩ બીજો કોલમ

થતાં, અને તેનો પુત્ર માત્ર ૩-૪ વર્ષની ઉમરનો હતો તેથી, તે પુત્ર ઉમ્મર લાયક થાય અને તેનો રાજ્યાભિષેક થાય ત્યાં સુધીના એટલે ૨૯ થી ૪૦ સુધીના ૧૧ વર્ષ સુધી, રાજા હુવિષ્કે પોતે મથુરામાં રહીને બંને દેશનો કારભાર ચલાવ્યે રાખ્યો હતો. પછી ૪૦ની સાલમાં રાજા કનિષ્ક બીજાનો રાજ્યાભિષેક કરી, પોતે પાછો પોતાના મુલક કાશ્મિરમાં રાજ ચલાવવા ગયો હતો. એટલે કે પૂર્વની પેઠે–રાજા વઝેષ્કના સમયે જેમ હતું તેમ–પાછી કુશાનવંશી રાજાઓની બે શાખા થઈ ગઇ હતી. તેવી સ્થિતિ ૪૦થી ૬૦ સુધી ચાલુ રહી. તેવામાં રાજા હુવિષ્ક અત્યંત બિમાર પડી જવાથી તેને મથુરામાં આવવું પડયું અને ત્યાં તેનો દેહોત્સર્ગ થયો. ઉપરાંત તે અપુત્ર હોવાથી તેનો મુલક પણ મથુરામાં ભેળવી દેવાયો, એટલે પાછી કુશાનવંશની એકજ શાખા ફરીને અવિભાજ્યપણે પ્રવર્તવા માંડી.

વંશાવળી અને નામાવલિ ગોઠવતાં જે કેટલીક મુશ્કેલીનો ઉકેલ તે સમયે કરી શકાયો નહોતો પરંતુ આગળ ઉપર કરી લેવાશે એવો દિલાસો દેવાયો હતો તે ઉપર પ્રમાણે થઈ ગયો છે એમ હવે સમજી શકાશે.

કનિષ્કના મરણ સમયે એટલે ૨૩ની સાલમાં જ્યારે વઝેષ્કને ૪૦ વર્ષનો ઠેરવ્યો હતો ત્યારે કનિષ્કને પાંચેક વર્ષ તેનાથી નાનો ગણીને

**હુવિષ્કની ઉમર**

૩૫ વર્ષનો ઠરાવ્યો હતો. હવે તેનું મરણ ૬૦ માં નીપજ્યું સાબિત થયું છે એટલે તેનું રાજ્ય ૬૦–૨૩=૩૭ વર્ષ ચાલ્યું ગણાય અને તે ગણતરીએ તેની ઉમર ૩૫+૩૭=૭૨ વર્ષની લગભગ ગણાશે. તેના ૩૭ વર્ષના રાજકારભારમાં, વચ્ચેના ૧૧ વર્ષ (૨૯ થી ૪૦ સુધીના) તેણે પોતાની કાશ્મિરની ગાદી સંભાળવા ઉપરાંત, મથુરાનો વહીવટ પણ ચલાવ્યો હતો. તેણે એકે પુત્ર પાછળ ગાદીએ આવે તેવો મૂકયો નહોતો એટલે કે તે અપુત્ર મરણ પામ્યો હતો. તે સિવાય અન્ય કાંઇ વિશેષ જાણવા જેવું ન હોવાથી આપણે આગળ વધીશું. છતાં એટલું કહી દઇએ કે, રાજા કનિષ્ક પહેલાએ જે ભૂમિ વિસ્તાર પોતે હિંદની બહાર વધારી દીધો હતો તેમાંથી કયો, કેટલો અને કયારે કયારે ખસી ગયો હતો તે જણાવવું જોઇએ પણ તે હિંદના ઇતિહાસનો વિષય ન હોવાથી આપણે તે બાબતમાં દુર્લક્ષ સેવીએ છીએ.

### (૪) કનિષ્ક બીજો

ઉપર સાબિત કરી ગયા છીએ કે, કનિષ્ક બીજો ઉમર લાયક થતાં તેનો રાજ્યાભિષેક કરી મથુરાની ગાદી તેને સુપ્રત કરવામાં આવી

**પાછું તેમના અનુક્રમ વિશે**

હતી. એટલે મથુરા પરત્વે જે ક્રમ ગોઠવવાનું નક્કી કરવું હોય તો રાજા હુવિષ્કનું નામ પ્રથમ આવે અને પછી જ કનિષ્ક બીજાનું નામ આવી શકે. પરંતુ ત્યાં હુવિષ્ક માત્ર ટ્રસ્ટી તરીકેજ નિમાયેલ હોઇને તેને રાજપદે આવેલ ન ગણીએ તો મથુરાપતિઓની નામાવલિમાં હુવિષ્કનું નામ બકાતજ રહી જતું લેખવું રહે. અને જો કાશ્મિર દેશનું વર્ણન કરવાનું હોય તો, કનિષ્ક બીજાની સત્તા તો ૬૦ માં હુવિષ્કનું મરણ નીપજ્યું તે બાદજ થવા પામી હતી એમ ગણાય. એટલે કાશ્મિર દેશની વંશાવળીમાં હુવિષ્કનું નામ તો અવશ્યમેવ આવવુંજ રહે અને તે પણ હમેશાં કનિષ્ક બીજાની પહેલાંજ.

જેમ મથુરાપતિઓની ગણનામાં રાજા હુવિષ્કનું નામ કાંઇક ઠચુપચુ જેવું લેખી શકાય છે, તેમ કાશ્મિરપતિની નામાવલિમાં રાજા વઝેષ્ક–જીુરૂકના નામ વિશે પણ તેવી સ્થિતિ હોવાનું સમજી શકાય છે. એટલે સાર એ થયો કે,

(૧) મથુરાપતિની નામાવલિનો અનુક્રમ આ પ્રમાણે જાણવો.

---

પંક્તિ ૧૭મી) કે રાજા હુવિષ્કના નામનો અને મહારાજાધિરાજ પદ સાથેનો એક શિલાલેખ આંક ૨૮ની સાલનો મળી આવ્યો છે. તે વાત સત્ય ઠરે તો તે ૨૮ની સાલ, પોતે જ્યારે કાશ્મિર પતિ તરીકે સ્વતંત્ર અધિકારપદે હતો તે સમયનો સમજવો.

હજુ તે હકીકત સિદ્ધ થયેલ ન હોવાથી તેનો ઉલ્લેખ અગત્યના બનાવ તરીકે કરવાનો નથી.

કનિષ્ક પહેલો, વઝેષ્ક-જીુરક, હુવિષ્કનું અચોક્કસ અને તે બાદ કનિષ્ક બીજો.

(૨) કાશ્મિરપતિની નામાવલિનો અનુક્રમ[૫૯] આ પ્રમાણે જાણવો. કનિષ્ક પહેલો-વઝેષ્ક-જીુરકનું અચોક્કસ; પછી હુવિષ્ક અને તે બાદ કનિષ્ક બીજો.

**તેનાં નામ, ઉંમર તથા રાજ્યપ્રેમ**

કનિષ્ક બીજાનું નામ "કૈસર" હોય તેમ તેણે પોતે કોતરાવેલ લેખ ઉપરથી સમજાય છે. મિ. સ્ટેન કોનાઉ ( Sten Konow ) કૃત "ખરોષ્ટી શિલાલેખો" નામના પુસ્તક પૃ. ૧૬૨ ઉપર આરા નામે ગામના શિલાલેખોમાં આ પ્રમાણે શબ્દો છેઃ-[૬૦] "મહારાજસ્ય રાજાતિરાજસ્ય દેવપુત્રસ્ય કૈસરસ્ય વઝેષ્ક પુત્રસ્ય કનિષ્કસ્ય" એટલે સ્પષ્ટ થાય છે કે, ઉપરના વાક્યમાં ટાંકેલા સર્વે શબ્દો વઝેષ્કના પુત્ર કનિષ્ક બીજાને લાગુ પડતાં વિશેષણો છે, તે આધારે કનિષ્ક બીજાનું નામ કૈસર હોવાનું આપણે માનવું રહે છે.

ઉપરના સંબંધમાં જણાવવાનું એટલુંજ કે તેના પિતા વઝેષ્કના મરણ સમયે શક ૨૯માં ભલે તેની ઉંમર ૪ થી માંડીને ૧૦-૧૧ વર્ષની હોય અને તે મુદ્દો વિવાદમાં રાખીએ છતાં તે સગીર હતો એટલું તો ચોક્કસ છેજ. એટલે તેનો જન્મ ૨૫ થી ૧૮ સુધીનાં સાત વર્ષમાં થયેલો ગણવો પડશે અને તેનું મરણ તો ૯૩માં નીપજ્યું છે. એટલે તે હિસાબે તેનું આયુષ્ય ૬૮થી ૭૫ સુધીનું ગણી શકાશે. જ્યારે તેનો સમગ્ર રાજ્યકાળ, ગાદીએ બેઠો ત્યારથી જ ગણવામાં આવે તો ૯૩-૨૯=૬૪નો અને ૪૦ માં ( કે તેની આસપાસ ઠરે તો તે હિસાબે તેટલો સુધારો કરવો પડશે) રાજ્યાભિષેક થયો ત્યારથી ગણીએ તો ૯૩-૪૦=૫૩ વર્ષનો કહી શકાશે.

કનિષ્ક બીજાનું જીવન ખરેખર રીતે તો જ્યારથી તેનો રાજ્યાભિષેક કરાયો ત્યારથી જ આરંભિત થયું ગણવું ઉચિત લેખાય. તેની સાલ

**રાજ્યના બનાવો**

અત્યાર સુધી તો આપણે ૪૦ની ગણાવી છે. પરંતુ તેના ક્ષત્રપ ચષ્ઠણનું વૃત્તાંત વિચારતાં અને તે બન્નેનો સુમેળ ઉતારતાં, કદાચ તે સાલને બે ચાર વર્ષ આગળ પણ લઈ જવાની જરૂર પડે. તે સાલ ગમે તે ઠરાવાય- હાલ ૪૦ કાયમ રાખીનેજ લખવાનું છે. તે સાલ ઐતિહાસિક દૃષ્ટિએ અતિ ઉપયોગી છે. કેમકે, તે સાલમાં જેમ કનિષ્કબીજાનું જીવન ફરી જતું દેખાય છે અને પોતાને મહારાજાધિરાજ તરીકે સંબોધતો દેખાય છે, તેમ કાશ્મિરપતિ હુવિષ્ક પણ પોતાને તેજ પદ જોડીને એક સ્વતંત્ર સમ્રાટ હોવાની ઉદ્‌ઘોષણા જગત સન્મુખ ધરતો જણાય છે. વળી બીજી બાજુ, ચષ્ઠણના સંબંધમાં અને અધિકારમાં પણ તેજ સમયે ફેરફાર કરાયો હશે એમ કલ્પના કરાય છે. અત્યાર સુધી તે તેના પિતા ઘ્સમોતિકની પેઠે કેવળ ક્ષત્રપજ લખાતો હતો તેના બદલે અત્યારથી મહાક્ષત્રપની પદવીએ તેને ચડાવવામાં આવ્યો હશે. અને જરનલ ઑફ ધી આંધ્ર હિસ્ટોરીકલ રીસર્ચ સોસાઈટીના પુ. ૨ ભાગ ૧ પૃ. ૬૨ માં ટાંકેલ શબ્દો પ્રમાણે The statues of Kanishka and Chashthana being found together =કનિષ્ક અને ચષ્ઠણનાં પુતળાં સાથે મળી આવ્યાં છે તો પ્રતિતિ થાય છે કે, ખુદ કનિષ્કે જ પોતાની પાસે

(૫૯) આ અનુક્રમ અને તેમાં ગોઠવાયલ ત્રિકૂલિરોની હકીકત વાંચતાં (જુઓ પૃ. ૧૬૨ થી આગળ) જો કાંઈ અસંબંધતા માલુમ પડે તો તેનું કારણ વાચકવર્ગને હવે તરત જ આપોઆપ સમજી જવામાં આવે તેવું છે એટલે વિશેષ ખુલાસાની અપેક્ષા રહેતી નથી.

(૬૦) જુઓ ૧૯૯૦ના 'સુધા' માસિકનો માર્ગશીર્ષનો અંક પૃ. ૫માં "મથુરાકા યક્ષ સ્તંભ" નામનો લેખ તેમાં શ્રીયુત વાસુદેવ શરણ અગ્રવાલે વિવેચન કરતાં જણાવ્યું છે કે, "માટકે લેખમેં જહાં કુષાણપુત્ર શબ્દ હૈ, ઠીક ઉસી સ્થાન પર ઈસમેં વઝેષ્કસ્ય શબ્દ હૈ। જીસસે માલુમ હોતા હૈ કિ દોનોહી જગહી પિતાકા નામ અભિપ્રેત હૈ. ઈસ પ્રકાર વેમ કે પિતા કે નામ કુશાણ નિશ્ચિત હોતા હૈ".

આ હકીકતને ગતપરિચ્છેદે ટી. નં. ૪૦ની હકીકત સાથે સરખાવો. (ખરૂં શું હોઈ શકે તે વિચારવા યોગ્ય છે).

તેને બેસારીને તે—પુતળાં—કોતરાવ્યાં હશે; તેમજ તે સમયે ચષ્ઠણ પોતાના શહેનશાહનું કૃપાપાત્ર હોવોજ જોઈએ. જ્યારે તેને મહાક્ષત્રપ પદે નિયુક્ત કર્યો છે ત્યારે તેને વિશેષ પ્રદેશ ઉપર અધિકાર ભોગવવાની સત્તા કદાચ અપાઈ હોય; અથવા છેવટે ક્ષત્રપ ધ્યમોતિક જે ભૂમિ ઉપર રાજ્ય ચલાવતો હતો તેટલીજ ભૂમિ ઉપર, પણ તેને સ્વતંત્ર અખત્યાર આપીને તે પદ સમર્પિત થયું હોય. પરંતુ સ્વતંત્ર અખત્યાર અપાયો હોય તે સ્થિતિ ચષ્ઠણ મહાક્ષત્રપના વૃત્તાંત ઉપરથી વધારે બંધબેસતી આવે છે. એટલે સાર એ થયો કે, કનિષ્ક બીજાએ જેમ મથુરા પ્રદેશ ઉપર પોતાનું સ્વામિત્વ સ્વીકાર્યું તેમ તેણે રાજા હુવિષ્કનું કાશ્મિર ઉપર અને રાજપુતાના—તથા સિંધ દેશ ઉપર મહાક્ષત્રપ ચષ્ઠણનું સ્વામિત્વ હોવાનું જગતને મનાવ્યું છે. આ પ્રમાણે સ્થિતિ પોતે પોતાની રાજી ખુશીથી ઉભી કરી છે કે પોતાને તેમ કરવાની ફરજ પાડવામાં આવી છે તે પ્રશ્ન અલગ રાખીએ. (કેટલીક પરિસ્થિતિનું વર્ણન આ નવમખંડે છુટું છવાયું આપ્યું પણ છે) પરંતુ એટલું નક્કી થયું કહેવાય કે કનિષ્ક પહેલાના સમયે જે ભૂમિવિસ્તાર મથુરાપતિની આણમાં હતો તેમાંથી ઘણા અંશે ઓછો, આ કનિષ્ક બીજાની આણમાં હતો; બલ્કે એમ કહીએ કે મથુરાની મૂળ ગાદિ તો નામશેષ જેવી જ થઈ ગઇ હતી તો પણ ખોટું નથી. અલબત્ત આ સ્થિતિમાં, રાજા હુવિષ્કના મરણ બાદ, પાછા પંજાબ કાશ્મિર આદિ દેશો મથુરાની આણમાં ઉમેરાયલા હોવાથી કાંઈક સ્થિતિ વધારે મજબુત થવા પામી હતી ખરી. આ પ્રમાણે રાજકીય સ્થિતિનો ખ્યાલ આપ્યો છે. સામાજીક અને ધાર્મિક સ્થિતિ વિશે પણ બે અક્ષર કહી શકાય તેમ છે. બૌદ્ધ ધર્મગ્રંથોને આધારે એમ નોંધ થયેલી દેખાય છે[૬૧] કે, Fourth council at Kundalvana near Shrinagar under presidentship of Parsva= પાર્શ્વ નામના આચાર્યના પ્રમુખપદે શ્રીનગરની પાસેના કુંડલવનમાં ચોથી ધર્મસભા ભરવામાં આવી હતી. આ સભા બૌદ્ધધર્મીઓની ગણાય છે. એટલે તેણે બૌદ્ધધર્મને રાજ્યાશ્રય આપ્યો હતો એમ કહી શકાય. પણ તેથી કરીને કેટલાકનું જે એમ માનવું થાય છે કે, તેના વંશના રાજપુરૂષો બૌદ્ધ ધર્માનુયાયિઓ હતા, એ કાંઇ પુરવાર થતું નથી. એમ તો બૌદ્ધ ગ્રંથોમાં રાજા અજાતશત્રુને પણ આ ધર્મના કાર્ય માટે અમુક દાન કરતો બતાવાયો છે છતાં તે અન્યધર્મનોજ ભક્ત પુરવાર થયો છે એટલે માનવું રહે છે કે, આ કુશાન-વંશીઓ પોતે ભલે બૌદ્ધધર્મી નહીં હોય, પરંતુ જેમ દરેક રાજાની ફરજ છે કે, તેણે પોતાની પ્રજાના દરેક ધર્મ પ્રત્યે સમભાવે જોતા રહેવું, તેમ તેમણે પણ, પોતાની બૌદ્ધ પ્રજાએ જે અધિવેશન ભર્યું હોય તે પ્રત્યે પોતાની દીલસોજી તથા હમદર્દી બતાવી હોય. આપણા આ પ્રકારના અનુમાનને, ઉપરના તેજ ગ્રંથકારના કથનથી; પાછું સમર્થન પણ મળી આવે છે. કેમકે આ રાજાઓએ કોતરાવેલ દેવદેવીઓનાં અનેક વર્ણનો આપીને છેવટે તેમણે લખ્યું છે કે "But no figure and name of Buddha=[૬૨] પરંતુ બુદ્ધદેવની કોઈ આકૃતિ કે નામ સુદ્ધાં પણ તે ઉપર નથી." આ શબ્દ જ સૂચવે છે કે ગ્રંથકારને પોતાને પણ તેઓ બૌદ્ધધર્મી હોવાની શંકા ઉદ્ભવી છે. અત્રે એક વાતની યાદ આપીએ કે, વિદ્વાનોનો અભિપ્રાય એમ બંધાતો ગયો છે કે, જ્યાં બૌદ્ધધર્મીઓને ધાર્મિક સંસ્મરણ ઉભાં કરવાનો પ્રસંગ આવતો ત્યાં હમેશાં અથવા મુખ્ય અંશે, બુદ્ધદેવની મૂર્તિ જ પધરાવતા હતા. અને આ સ્થાને તો તે પ્રમાણે કોઈ મૂર્તિ પણ નથી મળી આવતી તેમજ બુદ્ધદેવનું નામોચ્ચારણ પણ થયું નથી. એટલેજ તેમને ઉપર પ્રમાણે પોતાનો અભિપ્રાય કદાચ સંભાળપૂર્વક ઉચ્ચારવો પડયો હશે એમ સમજાય છે. પરંતુ આ સભા વિષે પ્રખ્યાત સંશોધક મિ. વિન્સેન્ટ સ્મિથ પોતાના વિચાર વ્યકત કરતાં જણાવે છે કે (જુઓ અ. હિ. ઇ. આવૃત્તિ ૩. પૃ. ૨૬૭) Buddhist council...Kanishka's council which is

(૬૧) જુઓ હિં. હિ. પૃ. ૬૫૬.

(૬૨) હિં. હિ. પૃ. ૬૫૬.

ignored by the Ceylonese chroniclers, who probably never heard of it, is known only from the traditions of Northern India as preserved by the Tibetan, Chinese and Mongolian writers. The accounts of this assembly like those of the earlier councils are discrepant and the details are obviously legendary=બૌદ્ધ ધર્મની જે સભા-કનિષ્કની સભા-વિશે સિંહાલીઝ ઇતિહાસકારો અજ્ઞાત છે બલ્કે તેમણે તે વિશે કદાપી સાંભળ્યું લાગતું પણ નથી. તેની માહિતી તિબેટના ચીનના તથા મોંગોલીયાના લેખકોએ જાળવી રાખ્યા પ્રમાણે, માત્ર ઉત્તર હિંદમાંથીજ મળે છે. આગલી સભાઓની પેઠે આ સભાનો હેવાલ પણ ફેરફારવાળો જણાય છે અને તેની વિગતો પણ દેખીતી રીતે દંતકથારૂપજ છે. તેમની કહેવાની મતલબ એ છે કે, સઘળી બૌદ્ધ સભાઓ વિશેની માહિતી ગમે તેટલી આકર્ષક રીતે જળવાઇ રહેલી હોય તો પણ તે બહુ વિશ્વસનિય ગણવા જેવી નથીજ; છતાં શકયાશકયતાનો વિચાર કરવો રહે છેજ. વાસ્તવિકપણે કુશાનવંશી રાજાઓનું ધાર્મિક મંતવ્ય કેવું હતું તે તો આપણે આગળ બતાવી ગયા છીએ. આ પ્રમાણે ધાર્મિક પરિસ્થિતિ તેના રાજ્યે હતી.

સામાજીક બાબતનો વિચાર કરતાં એમ સમજાય છે કે, તેનું આખું યે જીવન બહુજ શાંતિમાં પસાર થયું હશે. કેમકે તેને જો લડાઇઓ જ લડવી હોત અને પ્રદેશ મેળવવાની જ તૃષ્ણા લાગી હોત તો, જે પ્રદેશની વહેંચણી તેણે ગાદી ઉપર આવતાં જ પોતાના કાકા હુવિષ્ક અને સૂબા ચષ્ઠણની વચ્ચે કરી આપી હતી-ભલે સોંપે કે નોંપે-તે કરી જ નહોત. પરંતુ માનો કે નિરૂપાયે તેણે તેમ કર્યું હતું, છતાં એમ તો ખરૂં જ ને કે, જો તેની દાનત હોત તો પોતાના ઉત્તર જીવનમાં પણ તેણે કોઈ પ્રકારનો પ્રયત્ન સેવ્યો હોત જ. જ્યારે ઇતિહાસનાં પાને તેવી કોઈ નોંધ જળવાઈ રહેલી નથી જ. ઉલટું એવો પ્રસંગ ઉપસ્થિત થયો દેખાય છે કે, સંયોગો તેની તરફેણમાં હતા અને અવંતિ જેવો પ્રદેશ સહેજમાં મળી જાય તેમ હતું, છતાં જેમ ઇન્ડોપાર્થીઅન શહેનશાહ અઝીઝ બીજાએ (જુઓ પુ. ૩માં તેનું વૃત્તાંત) સાવ બેદરકારી-કે નબળાઈ દાખવી હતી અને ગર્દભીલવંશની સત્તા ત્યાં જામવા દીધી હતી, તેમ આ કનિષ્ક બીજાએ પણ તેનું જ અનુકરણ કર્યું હતું. પરિણામે તેનોજ સરદાર મહાક્ષત્રપ ચષ્ઠણ અવંતિપતિ બનવા પામ્યો હતો જે હકીકત આપણે આગળના પરિચ્છેદે આલેખવાના છીએ. મતલબ કે તેણે કોઈ જાતની ભૂમિતૃષ્ણા સેવી લાગતી નથી. વળી તેણે ઘણો લાંબો કાળ રાજ્ય તો ભોગવ્યુંજ છે એટલે પોતે કાંઈ નબળો કે પરાક્રમહીન રાજા હતો એમ પણ પુરવાર થતું નથી. આ પ્રમાણે દરેક પરિસ્થિતિ વિચારતાં સમજાય છે કે તે બહુજ શાંતિપ્રીય જીવન ગાળનાર આદમી હોવો જોઇએ. જ્યારે શાંતિપૂર્વક જીવન ગાળ્યું છે ત્યારે તેને કળા તરફ સમય ગાળવાનો અવકાશ મળ્યો હોય તે સ્વભાવિક છે. આ સ્થિતિ તેણે પોતાના ધર્મ પ્રત્યે બતાવેલી ભક્તિ અને ભાવ બતાવતાં જે અનેક દશ્યો, મૂર્તિઓ વિ. તેના રાજપાટ મથુરા શહેર અને તેની આસપાસની કંકાલી ટિલામાંથી મળી આવ્યાં છે તે ઉપરથી પુરવાર કરી શકાય છે. કદાચ એમ દલીલ કરાય કે ઉપરની વસ્તુઓમાં કનિષ્કનું નામ જે કોતરાયલું નજરે પડે છે તે તો કનિષ્ક પહેલાનું પણ મંભવી શકે છે. બનવા જોગ છે. પરંતુ કનિષ્ક પહેલાનું વૃત્તાંત લખતાં જોઈ ગયા છીએ કે તેણે તો પોતાના જીવનનો સઘળો ઉત્તર ભાગ હિંદની બહાર જ ગાળ્યો છે; છતાં જે થોડાંઘણાં વર્ષો તે હિંદમાં રહ્યો હતો તેમાંનો મોટો ભાગ તો રજપુતાના અને સિંધ જેવા દેશો તરફ ચડાઈ લઈ જવામાં જ ગાળ્યો હતો. એટલે સાબિત થાય છે કે, કનિષ્કની નામવાળી વસ્તુનો નિર્માતા મુખ્ય અંશે કનિષ્ક બીજો જ હોઈ શકે અને તેજ હતો.

પૃ. ૧૫૯ માં દર્શાવેલ આઠ મુદ્દામાંથી ત્યાં આગળ ત્રણનું વર્ણન કરવામાં આવ્યું છે. અત્રે ચોથો મુદ્દો જે કનિષ્ક પહેલો અને બીજો-એમ બન્ને વચ્ચેના સ્વભાવનું વર્ણન અને સરખામણી કરવાનો છે, તે વિચારીશું.

બન્નેનાં નામ અને આયુષ્ય લગભગ સરખાં હોવા છતાં સ્વભાવમાં તેમજ અન્ય હકીકતે તેઓ ઘણુાજ ભિન્ન પડી જતા દેખાય છે.

**બન્ને કનિષ્કની સરખામણી** પહેલાનો રાજ્યકાળ ટૂંકો છે, બીજાનો દીર્ઘકાલિન છે, બલ્કે સારાયે વંશમાં સર્વથી લાંબો છે. પહેલો આધેડવયે રાજ્યાસને આરૂઢ થયો છે, બીજો ઉગતી યુવાનીમાંજ રાજપદને પામ્યો છે. એટલે પહેલો સ્વાનુભવને લીધે સાહસિક નીવડયો છે, જ્યારે બીજો તદ્દન નિરપેક્ષા વૃત્તિ સેવતો દેખાયો છે. પહેલાનું, આખુંયે જીવન કહો કે લડાઈઓ લડવામાંજ પસાર થયું છે એટલે તેને લોક કલ્યાણના માર્ગો વિચારવાનો, કે પોતાનું તેમજ પ્રજાનું સામાજીક અથવા આધ્યાત્મિક જીવન ગાળવા માટે, પરિસ્થિતિ રચવાનો કોઈ અવકાશજ રહ્યો નહોતો. જ્યારે બીજાનું જીવન શાંતપણે વીતેલ હોવાથી તેણે આ સર્વે બાબતમાં ઠીકઠીક કાળવ્યતીત કર્યો લાગે છે. જેથી બીજાએ જે કળારસિકતા બતાવીને પોતાનું નામ અનેક સંસ્મરણોદ્વારા ભવિષ્યની પ્રજામાં અમર કરી બતાવ્યું છે તેમાંનું અલ્પાંશે પણ પહેલાએ કરી બતાવ્યું કહેવાશે નહીં.

રાજકીય જીવનમાં પહેલાનું જેટલું પરાક્રમશીલ ગણાય તે પ્રમાણમાં અનેકાંશે બીજાનું પરાક્રમવિહિન કહેવાય. પહેલાના રાજ્યકાળે કુશાનવંશનો રાજ્યવિસ્તાર સૌથી મોટામાં મોટો હતો. એટલે સુધી કે તેના કાંડાબળે એવી સ્થિતિ ઉભી કરી હતી કે તેના નામનો શક તેના રાજ્યના આરંભથી ચલાવવામાં આવ્યો છે, જ્યારે બીજાના રાજ્યકાળે રાજ્યના ભાગલા પડી ગયેલા દેખાય છે અને તેમાં પોતેજ કેમ જાણી જોઈને હથિયાર રૂપ બનવા પામ્યો હોય તેવું વર્તન તેણે દાખવ્યું છે.

એટલે આખા વંશની અપેક્ષાએ રાજકીય દૃષ્ટિથી વિચારતાં કનિષ્ક પહેલાનો રાજ્યકાળ જેમ ઉન્નત સ્થાને મૂકાય તેવો છે, તેમ શાંત અને લોક કલ્યાણકારી જીવન ગાળવાની દૃષ્ટિએ કનિષ્ક બીજાનું સ્થાન તેટલું જ ઉચ્ચકોટિનું ગણાય તેવું છે. તેથી કરીને પહેલાએ રાજકારણમાં જેમ નામ કાઢયું કહેવાય તેમ બીજાએ સામાજીક જીવનમાં નામ કાઢયું કહેવાય.

### (૫) વાસુદેવ પહેલો

કનિષ્ક બીજા પછી મથુરાની ગાદી ઉપર તેનો પુત્ર વાસુદેવ પહેલો આવ્યો છે. તેનું રાજ્ય ઇ. સ. ૧૯૬ થી ૨૩૪ = ૩૮ વર્ષ સુધી ચાલ્યું છે. જો કે તેનું રાજ્ય સામાન્ય રીતીએ જોતાં બહુ લાંબુ ચાલ્યું ગણાય, એટલે એમ કહી શકાય કે એકતો પોતે નાની ઉંમરે અથવા તો ભરયુવાન વયે ગાદીએ બેઠો હશે અથવા તો કદાચ તે બહુ પરાક્રમી હોય કે જેથી ગમે તેવા હુમલા બહારથી આવ્યે રહ્યા હોય તોપણુ તે સર્વેને પહોંચી વળવા જેટલું પોતે સામર્થ્ય ધરાવતો હોય. આ બેમાંથી બીજું અનુમાન દોરવાને આપણે પ્રથમ લલચાઈએ છીએ, પરંતુ જ્યારે શિલાલેખ આપણને એમ જણાવે છે કે[૧૩] Inscriptions of Vasudev I at Mathura certainly range in date from 78 to 94 = વાસુદેવ પહેલાના મથુરાના શિલાલેખો ખરેખર ૭૮ થી ૯૪ સુધીના માલૂમ પડયા છે. ત્યારે કબૂલ કરવું પડે છે કે તેનું રાજ્ય મથુરાની આસપાસ અને બહુતો તેનાથી થોડેક દૂર આવીને અટકી રહ્યું હશે. અને આ પ્રમાણેજ બનવા પામ્યું હોય તો તેને ઘણો નબળો રાજા કહેવો પડશે. પરંતુ જ્યારે કાંઈજ તે વિશે જાણવાનું સાધન નથી ત્યારે આપણે પ્રથમના અનુમાન ઉપર જવુંજ પડે છે એટલે કે તે નાની ઉમરે જ ગાદીએ આવ્યો હોવો જોઈએ. તો તેના શિલાલેખો માત્ર મથુરામાંથી જ કાં સાંપડયા કરે છે? તે પ્રશ્ન ઉકેલ માંગે છે. તે સમયે ઉત્તર હિંદમાં કોઇ બીજા એવા રાજવીઓ નથી થયા કે જેઓએ તેના ઉપર ચડી જઇને મુલક જીતી લીધો હોય; તેમજ બીજી બાજુએ પંજાબ કે કાશ્મિરની લગોલગના કોઈ રાજકર્તાએ તેની હદમાં આવી જઇને તે પ્રાંતો ખુંચાવી લીધા હોય. આવી પરિસ્થિતિમાં એકજ કલ્પના કરવી રહે

(૧૩) અ. હિ. ઈ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૭૨.

છે કે તે પણ તેના પિતાની પેઠે બહુ શાંતિથી રાજ્ય ચલાવનાર રાજવી હોવો જોઈએ. એટલે જ તેનું રાજ્ય દીર્ઘકાલીન હોવા છતાં તેમાં કોઈપણ જાતનો નોંધવા જેવો બનાવ નીકળતો નથી. બનવા જોગ છે કે, તેવા બનાવ બન્યા પણ હોય. પરંતુ ઇતિહાસને પાને ચડવા રહી ગયા હોય. ગમે તેમ હોય અત્યારે તો એટલું જ કહી શકાશે કે તેના રાજ્યે કોઈ મહત્ત્વનું કાર્ય થયું નજરે ચડતું નથી.

તેના સિક્કાઓ તેના પૂર્વજોના કરતાં જુદી જ તરેહના દેખાય છે. તે જોતાં કહી શકાશે કે તેણે પોતાનો બાપીકા ધર્મનો પલટો કર્યો હશે. તેનું નામ પણ કદાચ તે કથનની સાક્ષીરૂપ ગણાય. મિ. વિન્સેંટ સ્મિથ લખે છે કે,[૬૪] "Vasudev I, whose thoroughly Indian name, a synonym of Vishnu. Testimony to the same fact is borne by his coins, almost all of which exhibit on the reverse, the figure of the Indian God Siva, attended by his bull Nandi and accompanied by the noose, trident and other insignia of Hindu iconography=વાસુદેવ પહેલો, જેનું સંપૂર્ણ હિંદી નામ, વિષ્ણુ શબ્દનો પર્યાય થાય છે. આ બાબતની સાક્ષી તેના સિક્કા ઉપરથી મળી આવે છે લગભગ સર્વે સિક્કામાં અવળી બાજુ ઉપર હિંદુ-દેવ શિવની આકૃતિ હોય છે તેની સાથે તેમનો પોઠીઓ નંદી, તથા ફાંસ, ત્રિશુળ અને હિંદુમૂર્તિઓનાં અન્ય ચિહ્નો પણ નજરે પડે છે." આ પ્રમાણે સિક્કા જેવા અકાટ્ય પુરાવાથી માલૂમ પડે છે કે તે પોતે શિવભક્ત બની ગયો હતો. એટલે, તેના રાજ્યે રાજકીય દૃષ્ટિએ કોઈ અસાધારણ બનાવ ભલે બન્યાનું કહી નથી શકાતું, પરંતુ ધાર્મિક ક્ષેત્રમાં કાંઈક ક્રાંતિકારક સ્થિતિ ઉભી થવા પામી હોવી જોઈએ. નહીંતો તેણે ધર્મપલટો કર્યો ન હોત? આ વિશે આપણને તે સમયના ત્રણ ધર્મમાંના કોઈ ગ્રંથમાંથી માહિતી મળે છે કે કેમ, તે ખાત્રી પૂર્વક કહી શકાતું નથી. પરંતુ જૈનધર્મના સાહિત્ય ગ્રંથમાં એક સ્થિતિ વર્ણવવામાં આવી છે કે, આશરે વિ. સં. ૨૦૦ થી આગળ ચારેક સદી સુધી, જે મુખ્ય આચાર્યો થયા છે તેમણે વસતીમાં રહેવાને બદલે વનમાં રહેવાનું[૬૫] પસંદ કર્યું હોવાથી તેમના ગચ્છનું નામ વનવાસી ગચ્છ પડયું હતું. બનવા જોગ છે કે, આ ધર્મક્રાંતિ હિમાલયની તળેટીમાં આવેલ નેપાળ-ભૂતાન તરફથી આવી ચડી હોય; કેમકે તે બાજુના લોકો પ્રજાપતિનો ધર્મ પાળતા જણાયા છે. તેમજ આ કુશાનવંશી રાજ્યની સમાપ્તિ જે ગુપ્તવંશી રાજાઓએ આણી દીધી છે તેઓ પણ તે પ્રદેશમાંથી જ ઉતરી આવેલ કહેવાયા છે. એટલે પ્રમાણપૂર્વક અન્ય હકીકત જ્યાંસુધી તેની વિરૂદ્ધ જાણવામાં ન આવે ત્યાંસુધી એટલોજ અનુમાન કરવો રહે છે કે, ઈ. સ. ની બીજી સદીના પાછલા ભાગમાં, ઉત્તર હિંદમાં વૈદિક ધર્મનું જોર વિશેષ બળવાન બન્યું હતું. જેને પરિણામે કુશાનવંશી ભૂપતિઓએ તે ધર્મ અંગિકાર કર્યો હતો અને જૈનધર્મને ઉત્તર હિંદના મથુરા આદિ પ્રાંતોમાંથી રૂખસદ મળી હતી.

ઉપર પ્રમાણે અમે નિર્ણય બાંધ્યા પછી, પરંતુ મંત્રમાં ગયા પહેલાં તેમના ધર્મ વીશે પ્રકાશ પાડતી કેટલીક વધુ વિગતો મળી આવી છે જે કદાચ ઉપયોગી થઇ પડવા સંભવ છે. તે માટે નીચે રજુ કરી છે.

**તેના ધર્મ વિશે વધુ પુરાવો**

કેમ્બ્રીજ શૉર્ટ હિસ્ટરી ઑફ ઇન્ડિયાના લેખક જણાવે છે કે,[૬૬] "To the Buddhist

(૬૪) અ. હિ. ઈ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૭૨.

(૬૫) શા માટે તેગણે આ સ્થિતિ અંગિકાર કરી હતી તથા તે પહેલાં તેમનો મુખ્ય વિહાર કયા પ્રદેશમાં હતો તે વાસ્તવિક રીતે જણાયું નથી. બનવા જોગ છે કે ઉત્તર હિંદમાં ન પણ હોય. જો કે વનવાસી ગચ્છ નામ પડયું તે પહેલાના આચાર્યો, મધ્યહિંદ તથા અપરાંતના સોપારા જેવા શહેરમાં રહ્યાનું દેખાય છે.

(૬૬) જુઓ તે પુસ્તક પૃ. ૭૬.

Kanishka was as great a figure as Asoka, but unfortunately no early historian mentions him and his date is very much disputed=બૌદ્ધધર્મીઓ ને (તો) કનિષ્ક, અશોકના જેટલો જ પ્રભાવિક પુરૂષ હતો, પરંતુ કમભાગ્યે પૂર્વના કોઈ ઇતિહાસ લેખકે તેનું નામ જણાવ્યું નથી. વળી તેનો સમય ઘણો શંકાસ્પદ ગણાય છે" એટલે તેમનું કહેવું એમ છે કે, અશોકના જેટલો જ પ્રભાવ—ફાળો—બૌદ્ધધર્મની કીર્તિ વધારવામાં ભલે કનિષ્કનો હશે, પરંતુ કોઈ પ્રાચીન લેખકોએ તેના નામ વિશે નોંધ કરી તેમના જોવામાં આવી નથી. છતાં બનવા જોગ છે કે કનિષ્કનો સમય જે ચોક્કસ રીતે જણાયો નથી તે કદાચ તેના કારણ (કનિષ્કનું નામ જે માલૂમ પડતું નથી તે બાબતનું) રૂપ પણ હોય. મતલબ કે પોતાની માન્યતા તો અમુક પ્રકારે બંધાઈ ગઈ છે જ; પરંતુ કોઈ શંકા ઉઠાવે તેના કરતાં પોતે જ તેના મનનું સમાધાન કરવા માટે પ્રત્યુત્તરે ખુલાસારૂપે પાછું જણાવે છે કે[૬૭] " It must be remembered however that, while there is no doubt about the existence of the Buddhist Council and the work it did, Kanishka's connection with it is not absolutely certain. Parmarth, for example, who is the earliest and perhaps the most reliable authority does not mention Kanishka etc.=છતાં યાદ રાખવાનું છે કે, બૌદ્ધ ધર્મસભાના અધિવેશન વિશે તથા તેમાં થયેલ કાર્ય વિશે, જો કે કોઈ જાતનો સંશય નથી જ પરંતુ તેથી તે સાથેનો કનિષ્કનો સંબંધ કાંઈ ચોક્કસ થતો નથી જ. (કેમકે) દાખલા તરીકે, પરમાર્થ, જે એકદમ પ્રાચીન અને સાથે સાથે અતિ વિશ્વસનીય આધાર રૂપ ગણાય છે, તે તો કનિષ્કનું નામ ઉચ્ચારતો પણ નથી ઇ. ઇ." તેમના કહેવાનું તાત્પર્ય એમ છે કે, ભલે ધર્મસભા મળી હતી અને તેમાં જે જે કામ થયું છે તે પણ સર્વ સાચી વાત છે; તેમાં શંકા નથી જ. પરંતુ તેથી એમ સિદ્ધ થતું નથી કે તે સભાનો બોલાવનાર કે તે સાથે કોઈ પ્રકારે સંબંધ ધરાવનાર આ કુશાનવંશી કનિષ્ક જ હતો. વળી આ પ્રમાણે પોતે જે અભિપ્રાય રજુ કરે છે તેનું કારણ જણાવતાં કહે છે કે, પરમાર્થ જેવો પ્રાચીનમાં પ્રાચીન અને પહેલા નંબરે વિશ્વાસ મૂકી શકાય તેવો પુરૂષ તો રાજા કનિષ્કના નામનો ઉચ્ચાર સરખો પણ કરતો નથી. એટલે કે જો કનિષ્કનું નામ કોઈ પ્રકારે કિંચિત્ દરજ્જે પણ તેમાં જોડાયું હોત તો તે વિશેની નોંધ તે કર્યા વિના રહેત ખરો? મતલબ એ થઈ કે, બીજી બધી વાત ખરી, પરંતુ બૌદ્ધ ધર્મસભા સાથે કનિષ્કનું નામ કોઈ રીતે જોડાયું નથી જ. એટલે કે રાજા કનિષ્ક બૌદ્ધધર્મી નથી એવો નકારાત્મક પુરાવો રજુ થયો. તેમ બીજી બાજુ પેશાવર જીલ્લામાં આવેલ શાહીજી કી ઘેરી ગામેથી મળી આવેલ પેટી ઉપરના ચિત્ર વિશે[૬૮] તેમણે જે લખ્યું છે તેમાંથી હકારાત્મક આધાર મળતો હોય એમ જણાય છે. તે વાક્ય આ પ્રમાણે છે. " Kanishka, standing between the sun and the moon=સૂર્ય અને ચંદ્રની વચ્ચે કનિષ્ક ઉભો છે" એટલે કે તે પેટી ઉપર રાજા કનિષ્કનું ચિત્ર છે અને તેની એક પડખે સૂર્ય અને બીજે પડખે ચંદ્રની નિશાનીઓની કોતરેલી છે. આપણે સિક્કાચિત્રના અભ્યાસથી હવે જાણીતા થયા છીએ કે, વિદ્વાનો તે ચિહ્નને Star and Crescent તરીકે સંબોધે છે અને તેને ચષ્ઠણવંશવાળાઓ પોતાના સિક્કા ઉપર હમેશાં કોતરાવતા રહ્યા છે. આ નિશાની જૈનધર્મનું દ્યોતક ગણાય છે જે હકીકત પુ. ૨ સિક્કાચિત્ર નં. ૪૨ માં તથા પુ. ૩ સિક્કાચિત્ર નં. ૧૦૨ માં વિગતવાર સમજાવવામાં આવી છે. તેમજ આગળનો તૃતિય પરિચ્છેદ જે, ચષ્ઠણવંશના વર્ણન માટે જ ખાસ રોકયો છે તેમાં પણ તેની સમજૂતિ આપવામાં આવી છે.

આ પ્રમાણે—નકાર તથા હકારમાં નોંધાતા—

(૬૭) જુઓ મજકુર પુસ્તક પૃ. ૭૮.

(૬૮) મજકુર પુસ્તક પૃ. ૭૯.

બંને જાતના પુરાવાથી સાબિત થઈ શકે છે કે કુશાનવંશી રાજાઓ જૈન મતના અનુયાયીઓ જ હતા. વાસુદેવ પહેલો જ તેમાંથી પલટો કરીને પ્રથમ વૈદિક મતવાળો બન્યો હતો.

### (૬ થી ૧૩) બાકીના આઠ રાજાઓ

વાસુદેવ ૩૮ વર્ષ સુધી રાજ્ય કરી ઇ. સ. ૨૩૪ માં મરણ પામ્યા બાદ કોણે કોણે અને કેટલા કેટલા વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું? તે કહેવા જેવી સ્થિતિમાં આપણે નથીજ. પરંતુ સંયોગાનુસાર જોઈ શકાય છે કે, તે બાદ ૪૬ વર્ષ એટલે ઈ. સ. ૨૮૦ સુધી તે વંશની સત્તા ચાલુ રહી છે. કદાચ વધારે કે ઓછા સમય પર્યંત[૬૯] પણ તે ચાલુ રહ્યો હોય, કેમકે તેમનો મુલક, જે રાજાઓ હિંદી ઇતિહાસમાં ગુપ્તવંશી તરીકે ઓળખાવાયા છે, તેમણે જીતી લીધો ગણાયો છે અને તેઓનો ઉતાર ક્યારે થયો હતો તે નિશ્ચયપૂર્વક શોધાયું નથી. આ વંશનો ત્રીજો રાજા, ચંદ્રગુપ્ત પહેલો ઉર્ફે વિક્રમાદિત્ય કહેવાય છે. તેણે ઇ. સ. ૩૧૯ માં અવંતિની ગાદી, ચષ્ઠણવંશી ક્ષત્રપો, જેને આપણે શાહવંશી રાજાઓ તરીકે સંબોધવાનું જાહેર કર્યું છે, તેમની પાસેથી મેળવી હતી; અને તેના સ્મારકમાં પોતાનો ગુપ્ત સંવત્સર[૭૦] પ્રવર્તમાન કર્યો છે. આ ત્રીજો રાજા છે; એટલે તેની પૂર્વે બે થઈ ગયા ગણાય. તે બન્નેનો સરેરાશ રાજ્યકાળ વીસ વીસ વર્ષ ટેવો તો ૪૦ વર્ષનો થયો કહેવાય અને તે હિસાબે ૩૧૯–૪૦=૨૭૯ ઇ. સ.ની આસપાસમાં ગુપ્તવંશી પ્રથમ નૃપતિએ કુશાનવંશી સમ્રાટો ઉપર જીત મેળવી ગણી કહેવાશે. જોકે, મિ. વિન્સેન્ટ સ્મિથના અભિપ્રાય પ્રમાણે આ વંશનો અંત જુદીજ રીતે આવ્યો હોવાનું નોંધાયું છે. તે વિદ્વાન એવો મત ધરાવે છે કે[૭૧] "The decay...must have been hastened by the terrible plague of A. D. 167...which desolated Roman and Parthian empires for several years = ઇ. સ. ૧૬૭ ની જે ભયંકર મહામારીએ, રોમ અને પાર્થિઆના સામ્રાજ્યને કેટલાંયે વર્ષો સુધી નિર્જન કરી નાંખ્યા હતા તે, મહામારીને લીધે કદાચ, (તેમનો અંત)–પડતી વેગવંતી બની રહી હોય." એટલે એમનું ધારવું એમ થાય છે કે, યુરોપમાં જે મહામારી–પ્લેગ, રોમ રાજ્યે ઇ.સ. ૧૬૭ માં ફાટી નીકળી હતી તે પ્લેગવાળો રોગચાળો પૂર્વ તરફ વધતો વધતો પ્રથમ પાર્થિઆ–ઈરાનના રાજ્યને ભક્ષી ગયો હતો અને તેટલાથી પણ તેનું ખપ્પર ભરાયું નહીં હોય, એટલે તે હિંદમાં આવી પહોંચ્યો હશે અને કુશાનવંશી રાજ્યની સમાપ્તિ કરી દીધી હશે. આ અનુમાન ઉપર આવવાને તેમને શું કારણ મળ્યું હશે તે ઉપર પ્રકાશ પાડ્યો નથી. એટલે સમજાય છે કે, હિંદી ઇતિહાસના પરદેશી આક્રમણકારોના આ અંધકારમય પ્રકરણમાં જે પ્રમાણે ઇન્ડોસિથીઅન, ઇન્ડોપાર્થિઅન, શક, ક્ષહરાટ અને પલ્લવાઝ ઈ. ઈ. ની પૂરેપૂરી ઓળખ થઈ ન શકાવાથી વિદ્વાનોએ એકમેકની ભેળભેળા કરી દીધી છે અને પછી પોતાની કલ્પના પ્રમાણે વર્ણન કરવામાં આગળ વધતાં, ક્યાંય મુશ્કેલી ઉભી થતી ત્યારે તેમણે મનમાન્યા ખુલાસા જોડી કાઢવા પડ્યા છે, તે પ્રમાણે આ કિસ્સામાં પણ બનવા પામ્યું હશે. નહીંતો ક્યાં યુરોપ ને ક્યાં હિંદ, તે બેને સંબંધ શો? વળી ક્યાં ૧૬૭ ની સાલ અને ક્યાં ૨૮૦ ની સાલ? વળી હિંદમાંથી ઈન્ડોપાર્થીઅન શહેનશાહતનું ઇ. સ. ૪૫ માં ખતમ થવું ક્યાં? તેવીજ રીતે ઇન્ડોસિથિઅનનો અંત ઈ. સ. પૂ. ૫૦ માં થયો છે તે ક્યાં? આમ એક બીજાને સંબંધ ન હોય તેવી વાતોનું જોડાણ કરવાનું હોય ખરૂં?

આ કુશાનવંશી રાજાઓના સિક્કામાં જે પાર્થિઅન અંશ જેવું દેખાય છે તે કાંઈ પાર્થિઅનો કુશાન-

(૬૯) જુઓ નીચેની ટીકા નં. ૭૦.

(૭૦) આ જીત મેળવ્યાનો સમય નક્કી જણાયો નથી પણ ચંદ્રગુપ્ત પહેલાનો રાજ્યારંભ ઇ. સ. ૩૧૯માં થયો છે એટલે તે સમયથી આ ગુપ્ત સંવત્સરનો પ્રચાર થયો હોવાનુ જણાય છે. મતલબ કે તે જીતનો સમય ૩૧૯ ની પછી જ હતો.

(૭૧) જુઓ તેમણે લખેલી અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૭૩.

વંશની હકુમત ઉપર ચડી આવ્યા તેના પરિણામરૂપ નથી; પણ આ કુશાનવંશીઓ પોતેજ ઇન્ડોપાર્થિઅનની હકુમતની પાછળ પાછળ, હિંદની ભૂમિ ઉપર ચડી આવ્યા હતા તેની અસરનું તે દ્યોતક છે. મતલબ કે તેમના કથન પ્રમાણે, પ્રથમ કુશાન અને પછી પાર્થિઅન એમ નથી બન્યું, પણ પ્રથમ પાર્થિઅન અને પછી કુશાન આવ્યા છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આ સર્વ નં. ૬ થી ૧૩ સુધીના સાતથી આઠે વીર્યહીન અને નામધારી રાજાઓનો અંત આવ્યો કહી શકાશે. તેમનાં નામો કેવાં હતાં તે જણાયું નથી જ. પણ આ વંશના પાંચમા રાજાને જ્યારે વાસુદેવ પહેલા તરીકે સંબોધ્યો છે, ત્યારે કહી શકાશે કે, આ નામધારીમાંથી એકાદ રાજાનું નામ વાસુદેવ બીજો હશે જ; અને કદાચ વાસુદેવ ત્રીજો, ચોથો ઇત્યાદિ પણ હોય. તે બહુ અગત્યનો સવાલ નથી એટલે હાલ તો સ્મિથ સાહેબનું મંતવ્ય રજુ કરીને આ પરિચ્છેદની સમાપ્તિ કરીશું. તેમણે સાફ શબ્દોમાં નોંધ કરી છે કે, So much, however is clear that Vasudev I was the last Kushan King, who continued to hold extensive territories in India; after his death there is no indication of the existence of a paramount power in Northern India=છતાં એટલું સ્પષ્ટ છે કે વાસુદેવ પહેલાને છેલ્લો જ કુશાનવંશી રાજા કહેવાય કે જેણે હિંદમાં બહોળા પ્રદેશ ઉપર સ્વામિત્વ ટકાવી રાખ્યું હતું. તેના મરણ બાદ ઉત્તર હિંદમાં કોઇએ એક છત્રી રાજ કર્યાનું કાંઈ ચિહ્ન નજરે પડતું નથી.





# તૃતીય પરિચ્છેદ

## ચષ્ઠણવંશી (શાહવંશી)-ક્ષત્રપો

**ટૂંકસાર**—ચષ્ઠણ ક્ષત્રપોનું ધ્યાન કુશાન રાજાઓ સાથે જોડવાનું કારણ બતાવી તેમના શકપ્રવર્તક વિશે કરેલી ચર્ચા—તથા સિક્કા અને શિલાલેખના આધારે તેના પ્રારંભનો સાબિત કરી આપેલ સમય-

(૧) દ્સમોતિક ક્ષત્રપનું આપેલ ટૂંક જીવનચરિત્ર—

(૨) ચષ્ઠણનાં વિવિધ બિરૂદોની પ્રાપ્તિનો આપેલ ઇતિહાસ-તે ઉપરથી ઘડાયલા તેના જીવનનો તેમજ રાજ્યવિસ્તારનો તરવરી આવતો આપેલ ખ્યાલ-કનિષ્કની સાથે મળી આવેલ ચષ્ઠણની મૂર્તિ કેવા સંયોગોમાં ભરાવાઇ હશે તેની તથા તેના સમય વિશેની આપેલ સમજૂતી-નહપાણ અને ચષ્ઠણની વિધ વિધ દૃષ્ટિબિંદુથી, સામ્યતા અને વિષમતાના મુદ્દાઓ ટાંકી ટાંકીને, કરેલી તુલના-તેમના જીવનમાંથી સૂઝી આવતા ક્ષત્રપ મહાક્ષત્રપની સત્તા વિશેના વિચારોનું કરેલ અવલોકન- તથા તેમના ભેદની સમજૂતી સહજ થઈ પડે માટે તેનું બતાવેલ કોષ્ટક—ચષ્ઠણ અને કુશાન સંવતના ભેદાભેદનું આપેલ વર્ણન-ચષ્ઠણનાં આયુષ્ય ઉમર ઈ—

(૩) જયદામન રાજ્યપદે આવ્યો સંભવે છે કે કેમ તે વિશેનો કરી આપેલ નિર્ણય-

(૪) રૂદ્રદામન—તેના રાજ્યવિસ્તાર સંબંધમાં થતી ગેરસમજૂતીઓનું આઠ દલીલોમાં કરેલ વર્ણન તથા તેનો સૂચવેલો પ્રતિકાર—રાજ્યવિસ્તાર સિવાય અન્ય હકીકત પરત્વે થયેલ ગેરસમજૂતિનું તથા આખા ચષ્ઠણ વંશીઓના ધર્મવિશે કરેલ નિરૂપણ—

જે શિલાલેખો, રાજકર્તાઓ ઉભા કરાવ્યે ગયા છે તેમાં રાજકીય મહત્ત્વ છે કે કેમ તેની કરેલી ચર્ચા—શિલાલેખ ઉપરથી સાબિત કરેલી તેમની ધર્મપ્રત્યેની ધગશ તથા તેમનાં તીર્થધામ ઉપર પાડેલ પ્રકાશ—ચષ્ઠણ શકની આદિનો જે સમય ઠરાવ્યો છે તેની, આઠ દૃષ્ટાંતો આપી પૂરવાર કરેલી સત્યતા તથા તે આધારે ઇતિહાસના અંધકારમય યુગના જોડી આપેલા ત્રૂટિત મણકાઓ—આખા નવમખંડની સંક્ષિપ્તમાં આપેલી સમયાવળી.—

અત્યાર સુધી વર્ણવાયલા પરિચ્છેદોમાં જેમ સંકલિતપણે અમુક અમુક વંશ-રાજા કે પરિસ્થિતિનું અવલોકન કરાયું છે, તેમ આ પરિચ્છેદમાં કાંઇક સંયોજીતપણે કામ લેવાનું હશે એમ ધારવાનું

**હેતુ**

નથી. મથાળું તો રખાયું છે 'ચષ્ઠણવંશી ક્ષત્રપો'ને લગતું, કે જેને ઇતિહાસમાં સામાન્યરીતે Western Kshatraps=પાશ્ચાત્ય પ્રદેશના (ભૂપતિઓ એવા) ક્ષત્રપો તરીકે ઓળખાવવામાં આવે છે અને જેને પુ. ૩ પૃ. ૨૪૨ માં આપણે 'શાહવંશ'[1] તરીકે સંબોધ્યો છે તેનું; પરંતુ તે આખા વંશમાં જેટલા રાજાઓ થઇ ગયા છે, તેનું યથાસ્થિત અને જેટલું જાણવામાં આવ્યું છે તેટલું સઘળું જ વર્ણન અત્ર આપવામાં આવ્યું નથી. કારણ કે તેમ કરવામાં આવે તો આપણે ઠરાવેલી સમય મર્યાદાનું અતિ ઉલ્લંઘન થઇ જાય છે. એટલે તેમનું સંપૂર્ણ બ્યાન ન આપતાં તેમને લગતી જે જે વિગત અત્યાર સુધી નહીં શોધાયલી દેખાઈ છે અથવા તો માલૂમ પડી છે પણ જેમાં હવે ફેરફાર કરવાની આવશ્યકતા લાગી છે, તેટલીનું જ અહીં વિવેચન કરવાની ધારણા રાખી છે કે જેથી કરીને તેમનો સંપૂર્ણ ઇતિહાસ લખવામાં આવે ત્યારે તે બાબતો ઉપર પૂરતું લક્ષ આપવામાં આવે.

વળી, આ ક્ષત્રપોને લગતી બીનાઓનું સ્વતંત્ર વર્ણન ન આપતાં, આ કુશાનવંશી પ્રજા સાથે જ તેમનો એક પરિચ્છેદ બનાવીને જોડયો છે તેનું કારણ એ છે કે, આ ક્ષત્રપો મારી સમજ પ્રમાણે કુશાન-વંશી રાજાઓના સરદારો હોવાનું નક્કી થાય છે. એટલે કુશાન અને ચષ્ઠણ વંશને લગતા કેટલાક બનાવો અંદરોઅંદર એક બીજાને સ્પર્શીને રહેલા છે, તે માટે તેમના જ ઇતિહાસની સાથે જો આમનું વર્ણન કરી બતાવવામાં આવે તો લેખકને તેમજ વાચકને બંનેને અનુકૂળ થઇ પડે એમ દેખાયું છે.

ઉપર પૃ. ૧૫૯ માં જે મુદ્દાઓનું આ પરિચ્છેદે વર્ણન કરવા માટેની સૂચના કરાઇ છે તેમાંનો એક પ્રશ્ન તેમના શક-સંવત્સરને લગતો

**તેમના શકના કર્તા વિશે**

છે. પ્રથમ પરિચ્છેદે કુશાન વંશની નામાવલિ ગોઠવતાં એમ જણાવાયું છે કે તેમનો શક ઇ. સ. ૧૦૩ માં જ્યારથી કનિષ્ક પહેલો મથુરાપતિ બન્યો હતો ત્યારથી આરંભાયો છે, સાથે સાથે એમ પણ જણાવવામાં આવ્યું છે કે, ચષ્ઠણવંશી ક્ષત્રપોના શક-સંવત્સરની આદિ પણ તેજ સમયથી કરવામાં આવી છે વિદ્વાનોએ આ બન્ને પ્રસંગને-કુશાન અને ચષ્ઠણ સંવતના પ્રારંભને, ઇ. સ. ૭૮ માં થવાનું ગણાવ્યું છે. જ્યારે મેં અનેક પુરાવાને અંગે જે નીચે જણાવવામાં આવ્યા છે, તેનો સમય ઇસવી સન ૧૦૩ નો ઠરાવ્યો છે. અલબત્ત, એટલે દરજ્જે બરાબર છે કે, આ બન્ને પ્રસંગોનો સમય[2] ઇ. સ. ૧૦૩ માં નોંધી શકાય તેમ છે, પરંતુ તેમ થવાનાં કારણો જુદાં જુદાં સમજાય છે માટે તે બન્નેને, એકજ શક ન માની લેતાં બન્નેને ભિન્ન ભિન્ન નામે ઓળખાવવાની જરૂર લાગે છે, એટલે કુશાન અને ચષ્ઠણ સંવત એમ નિરનિરાળાં નામે તેને ઓળખીશું. જો કે નામ જુદાં દઇએ છીએ-પરંતુ ઇતિહાસના આલેખનની દૃષ્ટિએ આંકની ગણત્રીમાં કે બનાવોની નોંધ કરવામાં, એકને બદલે બીજું નામ વપરાઇ જવાથી કોઈ જાતનો વિરોધાભાસ થતો નજરે પડતો નથી, એમજ સમજી લેવું રહે છે. હવે તેની ઉત્પત્તિના સમય વિશેની વિચારણા પ્રથમ કરી લઇએ.

સમય-કાળ ગણના માટેની પદ્ધતિ વિશેની માહિતી આપતાં આ પુસ્તકના આઠમા ખંડે બે

---

(૧) આ નામ શા માટે પાડવામાં આવ્યું હતું તે પુ. ૩ માં તેજ ઠેકાણે દર્શાવવામાં આવ્યું છે. તે નામ પાછળથી ખોટું ઠરાવવામાં આવ્યું છે એટલે આપણે પણ તેને છાડી દઇને ચષ્ઠણવંશી શબ્દ જ વાપરવાનું ચાલુ રાખ્યું છે.

(૨) કદાચ એક બે વરસનું અંતર ઠરાવવું હોય તો ઠરાવી શકાય તેમ છે. પરંતુ તેમ કરવા જતાં અન્ય બીજી મુશ્કેલીઓ ઉભી થવાનો સંભવ છે તેથી હાલતો એક જ સમય હોવાનું જણાવવું ઠીક લાગ્યું છે.

પરિચ્છેદ લખવા પડયા છે. તેમાંના દ્વિતીય પરિચ્છેદમાં અનેક સંવતો સાથે શક-સંવતનું પણ વર્ણન કરી બતાવાયું છે. ત્યાં એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે હિંદના ઉત્તર ભાગમાં જે શક-સંવત પ્રવર્તતો જણાયો છે તેની સાથે દક્ષિણ હિંદમાં પ્રવર્તી રહેલ શક સંવત સાથે કાંઇ સંબંધ જ નથી. એટલે કે બન્ને ભિન્ન ભિન્ન છે. ત્યાં દ્વિતીય પરિચ્છેદમાં દક્ષિણ હિંદના શક વિશેની વિચારણા કરવામાં આવી હતી. એટલે અત્ર ઉત્તર હિંદના શક વિશે જ વિચાર કરવાનો છે.

ઉત્તર હિંદના શકસંવતના પ્રારંભ સાથે, નીચે દર્શાવેલ ચાર બનાવમાંથી કોઈ એકની સાથે વિદ્વાનોની માન્યતા પ્રમાણે સંબંધ હોવાનું ધરાતું આવ્યું છે. (૧) નહપાણથી, (જેને શક પ્રજાનો ધારી લેવાયો છે તેથી) તે શકનો પ્રારંભ થયો હોય, (૨) તેવીજ રીતે ચષ્ઠણ ક્ષત્રપના વંશની આદિ કે (૩) કુશાનવંશી રાજા કનિષ્કનો રાજ્યારંભ અથવા છેવટે (૪) પરદેશી આક્રમણકારોમાંના રાજા મોઝીઝ કે તેના વંશજોમાંના અઝીઝ પહેલાથી કે બીજાથી તેનો આરંભ, ઈ. ઈ. થયા પણ હોય એમ મનાય છે. આ પ્રમાણે ચાર માન્યતા અત્યારે ધરાવાય છે, કેમકે આ ચારે વંશના ભૂપતિઓનું જોર, ઉત્તર હિંદમાં-વધારે પ્રબળ પણે જામવા પામ્યું હતું. તેમજ તેઓ દરેક કઈ જાતિના છે એમ પાકે પાયે ઓળખ થઈ ન હોવાથી તે સર્વેને શક પ્રજાના અંશ[3] તરીકે માની લેવાયા છે. વળી શક પ્રજાથી તે સંવતસર ચાલુ થયો છે માટે તેને શક સંવત ઠરાવી, જ્યાં જ્યાં સમયદર્શક આંકડા નજરે પડયા, ત્યાં ત્યાં તે સર્વેને ઇ. સ. ૭૮ સાથેનો હિસાબ મેળવીને, સમયદર્શન કરાવવામાં આવ્યું છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ ઇતિહાસમાં પ્રવર્તી રહેલી દેખાઈ છે. તે સ્થિતિ વાસ્તવિક છે? કે તેને લીધે અનેક ગુંચવણો ઉભી થવા પામી છે? તે સમજી લેવાની જરૂર છે.

ઉપરની ચાર બીનામાંથી બેને-નં. ૧ અને નં. ૪ વાળી બીનાને—ઇ. સ. ૭૮ વાળા શક સંવત સાથે બિલકુલ લાગતું વળગતું નથી એમ પ્રસંગોપાત તેમજ પુ. ૩માં પૃ. ૨૧૭થી ૨૨ સુધી ને ૧ની અને પૃ. ૩૨૧-૨૨, ચોથાની ખાસ વિષય તરીકેની ચર્ચા ઉપાડીને આપણે સાબિત કરી આપ્યું છે એટલે તે બેને વર્જીને બાકીની બેનો જ અત્રે વિચાર કરવો રહે છે. બાકી રહેતી બે બીનાઓ-કુશાન અને ચષ્ઠણની બાબતો-એકજ સમયે ઉદ્‌ભવી છે. તેમની ઉત્પત્તિનાં કારણ જુદાં જુદા છે પરંતુ તેમના પ્રારંભનો સમય એક જ છે-એટલે આપણા કામ પુરતાં તેને એક જ લેખીએ તો પણ હરકત જેવું નથી. તેમાંયે કુશાન વંશના શકની બાબત તો અગાઉ ચર્ચાઈ પણ ગઈ છે. એટલે અત્ર ચષ્ઠણ વંશની એકલાનીજ બાબત વિચારવી રહે છે.

આપણે કહી ગયા છીએ કે ચષ્ઠણશક અને કુશાન-શકનો આરંભકાળ એક જ સમયનો ગણાય છે. હવે જ્યારે કુશાનશકનો કાળ ઇ. સ. ૧૦૩ ગણાય છે ત્યારે ચષ્ઠણ સંવતનો આરંભકાળ પણ ઇ. સ. ૧૦૩ જ કહેવો પડે તેમાં તો શંકા જેવું છેજ નહીં. પરંતુ અત્ર જે આપણે સાબિત કરવું રહે છે તે એટલું જ કે, તે આંક શી રીતે મેળવી શકાયો છે? તેમજ તે આંકવાળો શક પ્રવર્તાવવાનું કારણ શું છે અને કોણે પ્રવર્તાવ્યો હતો? પ્રથમ પાયે જણાવવાનું કે આંક તે સમયદર્શક નિશાની કહેવાય છે અને તેની ગણત્રી પાકે પાયે તથા વિના કસૂરે કરવી હોય તો, શિલાલેખ અને સિક્કાને લગતાં જેટલાં સાધનો મેળવી શકાય તેટલાં મેળવીને તે પ્રમાણે આગળ વધવાથી જ ઇચ્છીત પરિણામે પહોંચી શકાય. તેમાં અત્રે તો આપણે તેની આદિનો જ સમય મેળવવો છે એટલે તે વંશના પાછળના રાજાઓને બદલે પૂર્વના અથવા એકદમ શરૂઆતના રાજાઓના જ શિલાલેખ અને સિક્કાને તપાસવા પડશે. તે કામ માટે પ્રથમના બે ત્રણ રાજાની જ વિચારણા પુરતી નિવડવા સંભવ છે કેમકે તેમને લગતી તથા પ્રકારની જે સામગ્રી પ્રાપ્ત થઇ છે તેમાં આંકનો નિર્દેષ થયેલ પણ માલૂમ પડે છે જ. આવા પ્રથમના ત્રણનાં નામ ધ્સમોતિક, ચષ્ઠણ

(૩) જુઓ પુ. ૩ પૃ. ૧૪૦; ૧૪૧ (ટી નં. ૪૭) પૃ. ૩૫૦ તથા તેની ટી. નં ૭૮.

અને રૂદ્રદામન છે. તેમાંથી ધ્યમોતિકનો કોઈ શિલાલેખ કે સિક્કો હજી સુધી જડી આવ્યો નથી એટલે કેવળ તેની વિચારણાથી જ આપણું બધું કામ સરી જાય તેવી વકી નથી લાગતી. વળી ચષ્ઠણનો કોઈ શિલાલેખ જો કે અદ્યાપિ પર્યંત મળી આવ્યો નથી જ છતાં તેના સિક્કાઓ ઘણા મળી આવે છે. તેમાં તેને ક્ષત્રપ અને મહાક્ષત્રપની ઉપાધિવાળો સંબોધાયો જણાયો છે. છતાં તેમાં પણ એકેમાં તેનો આંક તો[૪] નજરે પડતો જ નથી. પરંતુ એક બીજી વસ્તુ તેના સંબંધમાં સ્પષ્ટપણે દેખાતી માલૂમ પડી છે કે તેણે પોતાને "રાજા" તરીકે પણ ઓળખાવ્યો છે. જ્યારે રૂદ્રદામનની બાબતમાં તો તેના પૂર્વજ-દાદા અને પ્રદાદા-કરતાં પણ સ્થિતિ નિરાળી જ છે. તેના તો શિલાલેખ અને સિક્કા બન્ને મળી આવ્યા છે; એટલું જ નહીં પણ શિલાલેખમાં તેના વંશના સંવતનો આંક સુદ્ધાંત લખેલ છે. જ્યારે સિક્કાઓમાં સાલનો આંક તો જોકે નથી જ પરંતુ તેમાં પોતાને મહાક્ષત્રપ અને રાજાપદથી વિભૂષિત થયેલ જાહેર કરેલ છે. વળી ખાસ વિશિષ્ટતા એ છે કે પોતે ક્ષત્રપ બન્યો જ લાગતો નથી. ઉપરની હકીકતને તુરત સમજી શકાય માટે કોઠાના રૂપમાં ગોઠવી દઈએ.

| નામ | સિક્કા | શિલાલેખ | બિરૂદ |
|---|---|---|---|
| (૧) ધ્યમોતિક | નથી જણાયા[૫] | નથી જણાયા[૫] | નથી જણાયું |
| (૨) ચષ્ઠણ | છે, પણ કોઈ ઉપર સાલ[૫] લખી નથી (૪૬ ની સાલ વાંચ્યાનું કાંઈક યાદ આવે છે. ઉપરની ટીકા નં. ૩ જુઓ) | નથી જણાયા | ક્ષત્રપ, મહાક્ષત્રપ અને રાજા |
| (૩) રૂદ્રદામન | છે, પણ એકે ઉપર સાલ[૫] લખી નથી | છે, તેમાં સાલના આંક ૫૨ અને ૭૨ જણાયા છે | મહાક્ષત્રપ અને રાજા છે, પરંતુ ક્ષત્રપ નથી |

આ પ્રમાણે સૂત્ર તરીકે, ઉપરની હકીકત ગોઠવીને હવે આપણે આગળ વધીશું. રૂદ્રદામન પછી જે ચોથો પુરૂષ ગાદીપતિ બન્યો છે તેણે કોતરાવેલ સિક્કામાં પોતાનો સમય ૭૨ થી ૧૦૦ સુધીનો બતાવ્યો છે એટલે

(૪) એકાદ જગ્યાએ ૪૬ નો આંક હોવાનું મારા વાચવામાં આવ્યું છે ખરૂં, પરંતુ તેનો આધાર ટાંકવાને અત્યારે મારી પાસે સાધન રહ્યું નથી.

[જોકે કે. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૧૨માં લખેલ છે કે All that is known as to the duration of Chasthan's reign...in the period limited by the years 46 and 72=ચષ્ઠણના રાજ્યકાળ વિશે જે સર્વ જણાયું છે તે ૪૬ અને ૭૨ ના સમયની વચ્ચગાળે મર્યાદિત થયું છે. વળી તેજ પુસ્તકના પૃ. ૭૨ ઉપર Period between Saka 46 and 72=શક-સંવત ૪૬ થી ૭૨ વચ્ચેનો સમય, એવા શબ્દો મળ્યા છે. પરંતુ તેને મેં પ્રમાણિક આધારરૂપે નથી ઠરાવ્યા; કેમકે, તેમણે નહપાણ અને ચષ્ઠણ બન્નેને શકપ્રજાના ગણીને તથા પહેલાની પાછળ બીજો ગાદીએ આવ્યાનું કલ્પીને તે શબ્દો વાપર્યા છે; જ્યારે વસ્તુસ્થિતિ તો જુદી છે. (જુઓ પુ. ૩. પૃ. ૨૧૭ થી ૨૨૨). આવાં કારણને લીધે આ કથનનો આધાર ૪૬ ના આંક માટે હું ટાંકી શકતો નથી.]

(૫) સિક્કા અને શિલાલેખ કોણ અને કયારે પડાવી શકે? તથા તેના આંક કયારે લખી શકાય? તે સંબંધી જે વસ્તુ સ્થિતિ મારા નિરીક્ષણમાં આવી છે, તે આગળ ચોથા પરિચ્છેદે વર્ણવી છે. ત્યાંથી જોઈ લેવું.

[મારૂં નિરીક્ષણ સર્વથા સત્ય જ છે એમ મારો દાવો નથી. સંશોધકોને જે અનુભવ થાય તે તેમણે જાહેર કરવા વિનંતી છે.]

તે ઉપરથી સાબિત થાય છે કે, રૂદ્રદામનની આખરની સાલ તરીકે આપણે ૭૨ તેજ લેખવી પડશે. અને તેની વહેલામાં વહેલી સાલ પર ની છે જ્યારે ચષ્ઠણની કોઈ સાલ મળી આવી હોય તો તે ૪૬ ની છે. એટલે સાર એ થયો કે જો ચષ્ઠણની પછી રૂદ્રદામન તુરત ગાદીએ બેઠો હોય તો પર અને ૪૬ વચ્ચેના છ વર્ષના અંતરમાંજ તેમ બનવા પામ્યું હોય. તે સમયને સમભાગે વહેંચી નાંખીએ તો ચષ્ઠણનો અંત અને રૂદ્રદામનનો પ્રારંભ ૪૯-૫૦ માં આપણે માનવો રહેશે. પરંતુ રૂદ્રદામન ગાદીએ ન આવ્યો હોય તો, ૪૬ થી પર વર્ષના અંતરમાં બીજો કોઈ પુરૂષ રાજ-કર્તા તરીકે આવ્યો હોય એમ પણ સંભવી શકે. પણ આપણે ઇતિહાસના અભ્યાસથી તથા સિક્કામાં કોત-રાયેલ ક્ષત્રપ અને મહાક્ષત્રપ જેવા હોદ્દાના અધિકાર વિશેની ગૌરવતાના ભેદથી જાણીએ છીએ કે (જુઓ પુ. ૩ પૃ. ૧૬૪-૭૨ ) જે વ્યક્તિ પ્રથમ ક્ષત્રપ હોય છે તે જ્યારે મહાક્ષત્રપનું પદ ધારણ કરે છે ત્યારે તેનો અધિકાર વિશેષ વિસ્તૃત થાય છે. આમાં રૂદ્રદામનને ક્ષત્રપ પદ લાગ્યું જ નથી. તેને તો એકદમ મહાક્ષત્રપનો જ અધિકાર પ્રાપ્ત થયો છે, વળી પુ. ૩માં નહપાણનું જીવન લખતાં જણાવી ગયા છીએ કે જ્યાંસુધી અમુક વ્યક્તિ યુવરાજ પદે હોય છે ત્યાં સુધી તેને ક્ષત્રપ કહેવામાં આવે છે. પરંતુ સ્વતંત્ર અધિકારે આવતાં અથવા ગાદીપતિ તરીકે બિરાજતાં તેને મહાક્ષત્રપ કહેવામાં આવે છે, એટલે આ સિદ્ધાંત અનુસાર એવા ઠરાવ ઉપર આવવું રહે છે કે, રૂદ્ર-દામને યુવરાજ પદવી ધારણ કરી લાગતી નથી પણ એકદમ ગાદીપતિ જ બની બેઠો લાગે છે. આ અનુમાન એટલા ઉપરથી સત્ય ઠરે છે કે, ચષ્ઠણનો પુત્ર અને રૂદ્રદામનનો પિતા, જેનું નામ જયદામન જણાવાયું છે તેના કોઈ કોઈ સિક્કા મળી આવે છે તે સર્વેમાં તેને ક્ષત્રપ તરીકે જ ઓળખાવાયો છે.[૬] એકેમાં મહાક્ષત્રપ જણાવ્યો નથી. એટલે તાત્પર્ય એ નીકળે છે કે, ચષ્ઠણના સમય દરમ્યાન જયદામન, ક્ષત્રપ પદેજ રહ્યો જણાય છે પણ કોઈકાળે ગાદીપતિ થવા પામ્યો નથી, મતલબ કે ગાદીએ બેસતાં પહેલાં મરણ પામ્યો હશે અને તેથી કરીને તેનો પુત્ર રૂદ્રદામન જ પોતાના દાદા ચષ્ઠણની પાછળ ગાદીએ બેઠો લાગે છે. એટલે ઉપરમાં જણાવ્યા પ્રમાણે ચષ્ઠણનો અંત ૪૯-૫૦માં થતાં રૂદ્રદામનના રાજ્યનો આરંભ થયાનું ગણવું રહે તથા ક્ષત્રપ જયદામનનું મૃત્યુ પણ, ચષ્ઠણનું મૃત્યુ જે સાલમાં નીપજ્યું તેજ સાલમાં કે તેની પહેલાં નીપજ્યું હતું એમ ગણવું રહે; કેમકે જો એકાદ બે વર્ષનું પણ અંતર તે બે બનાવ વચ્ચે રહેવા પામ્યું હોત, તો જયદામન પોતે મહાક્ષત્રપ તરીકે અને તેટલા સમય માટે રૂદ્રદામન પોતાને ક્ષત્રપ તરીકે ઓળખા-વત જ; પણ જ્યારે તેમ બન્યું જ નથી, (અથવા તેમ બન્યું હોય તોપણ તેવું સાબિત કરાવનાર કોઈ સિક્કો હજુ સુધી મળી આવ્યો નથી. એટલા માટે તેવો સિક્કો ન મળે ત્યાં સુધી જે હકીકત સિદ્ધ થઈ શકે છે તેજ માનવી રહે છે. ) ત્યારે ઉપર પ્રમાણેનો નિયમ બળવત્તર થતો જાય છે એમ માનવું જ રહ્યું. એટલે એક હકીકત હવે નિશ્ચિત થઈ કે ચષ્ઠણનું મરણ ૪૯ માં ગણવું અને રૂદ્રદામનનું રાજ્ય ૪૯ થી ૭૨ = ૨૩ વર્ષનું ગણવું.

આટલું નક્કી કર્યા પછી પણ વિચારવાનું રહે છે કે, ક્ષત્રપવંશનો આદિપુરૂષ ચષ્ઠણ ગણાય કે તેનો પિતા ધ્સમોતિક કે અન્ય કોઇ? અત્યાર સુધી એવી માન્યતા પ્રવર્તી રહી છે કે, નહપાણથી કે કદાચ તેની અગાઉથી તે શક ચાલતો આવ્યો છે; પણ તેમ બનવા પામ્યું નથી તે આપણે સિદ્ધ કરી ગયા છીએ એટલે તેનો પ્રશ્ન તો વિચારવો રહેતો જ નથી. હવે ચષ્ઠણ-નો પોતાનો વિચાર કરી લઇએ. તેને આદિ પુરૂષ ઠરાવવામાં પણ ઘણી મુશ્કેલીઓ આવે છે; કેમકે જો

(૬) કો. આં. રે. પૃ. ૧૧૭ પારિ. ૯૩. Jayadaman bears the title of Kshatrap only=જયદામન માત્ર ક્ષત્રપનો જ હોદ્દો ધરાવે છે. [ જો કે આગળ જતાં પાછું લખે છે કે, on his coins Jayadaman uses the title Swami, Lord, in addition to Raja and Kshatrap=પોતાના સિક્કા ઉપર રાજા, ક્ષત્રપ, ઉપરાંત પોતા

તેમ ઠરાવાય તો તેના શકનો આરંભ તેના રાજ્યથી ગણવો રહે. અને તેના રાજ્યનો અંત ૪૯ માં આવ્યાનું આપણે ઠરાવ્યું છે. તે હિસાબે તેનું રાજ્ય ૧ થી ૪૯ સુધી ચાલ્યું હતું એમ માનવું પડે. તે સ્થિતિ માન્ય થઈ શકે તેમ નથી; કેમકે તેનાજ વંશમાં જે કોઈપણ રાજાએ[7] વધારેમાં વધારે રાજ્ય ભોગવ્યું હોય તો અઢારમા રાજા રૂદ્રસેન ત્રીજાએ ૩૦ વર્ષ અને ચોથા રાજા દામ્યદશ્રીએ ૨૮ વર્ષ પર્યંત રાજ્ય કર્યું છે. એટલે કે તે સમયે તેના રાજવંશીઓમાં રાજકર્તા તરીકેની[8] જીંદગી એવા પ્રકારની બની ગઈ હતી કે ગાદીપતિ તરીકે બહુ બહુ તો ૩૦–૩૫ વર્ષ જ તેમનું આયુષ્ય ટકી રહેતું હતું. તો પછી એક જ પુરૂષને હાથે ૪૯ વર્ષનું રાજ્ય તે કાળે લંબાય[9] તે હકીકત એકદમ બુદ્ધિમાં ઉતરે તેવી નથી લાગતી. ઉપરાંત બીજો મુદ્દો એ પણ વિચારવો રહે છે કે, તેણે જ જો આદિ કરી હોય તો, તે પોતે મહાક્ષત્રપ કે રાજા પદે આવ્યા પછી જ કરી શકે[10] કેમકે તે હોદ્દાઓ સ્વતંત્રતા સૂચક છે. પરંતુ આપણને એટલું તો વિદિત થયેલું જ છે કે (જુઓ પૃ. ૧૮૫) તેણે ક્ષત્રપ તરીકે પણ કેટલોક કાળ પસાર કરેલો છે જ. એટલે તેનો અર્થ એ થયો કે, તેણે એકલાએ મહાક્ષત્રપ અને રાજા તરીકે જ ૪૯ વર્ષ સત્તા ભોગવી હતી અને તે ઉપરાંત ક્ષત્રપ તરીકે પણ અમુક સમય ગાળ્યો છે. આ સ્થિતિ તો વળી, ઉપરમાં જે ૪૯ વર્ષનું તેનું રાજ્ય લંબાયાનું પણ કઠિન ઠરાવાય છે તેના કરતાંયે વિશેષ કઠન બનાવે છે. એટલે એમ જ માનવું પડશે કે, તેના રાજ્યારંભથી તેના શકની આદિ થઈ નથી લાગતી. પરંતુ તેની પૂર્વે કોઈ બીજાું થયું હોય તેના રાજ અમલથી થઈ હોય. વળી તે માટે સૌથી વિશેષ આધારભૂત અનુમાન જો બાંધી શકાય તો તેના પિતા ધ્યમોતિકથી તે આદિ થઈ હોય એમ ગણી શકાય. અને આ પ્રમાણે બન્યું હોય તો, એ રાજા વચ્ચે ૪૯ વર્ષનું રાજ્ય લંબાયું હતું એમ ગણવું પડે. અને તેમ ગણવામાં બિલકુલ બાધા જેવું લાગતું નથી.

અહીં આગળ હવે આપણે પૂર્વે થયેલ અનુભવનો આશ્રય લેવો પડશે. ક્ષહરાટ ભૂમક પોતે ક્ષત્રપ પણ હતો તેમ પરદેશી પણ હતો. ( જુઓ પુ. ૩ માં તેનું વૃત્તાંત) તેવી જ રીતે આ ધ્યમોતિક અને ચષ્ઠણ પણ ક્ષત્રપ તથા પરદેશી છે. વળી ભૂમક અને તેના પુત્ર નહપાણનાં દૃષ્ટાંતથી આપણે જ્ઞાત છીએ કે, તેઓ બન્ને ક્ષત્રપપદે હતા અને પછીથી મહાક્ષત્રપપદે ચડયા હતા. વળી તેમાંથી એમ પણ સૂચન મળતું હતું કે, તેમના માથે કોઈ અન્ય સરદાર હતા, કે જેમના પ્રતિનિધિ તરીકે તેઓ પોતાને સુપ્રત કરેલ પ્રાંતો

---

માટે જયદામને સ્વામિ શબ્દ વાપરેલ છે (વિદ્વાનો પણ કેવા દ્વિઅર્થ લખાણ કરે છે તેનું આ દૃષ્ટાંત છે.)

[મારૂં ટીપ્પણ—જે સિક્કાને રેપ્સન સાહેબે જયદામનના કહ્યા છે તે જયદામનના નથી લાગતા; કેમકે તેના અક્ષરોજ નથી ઉઠયા. પણ તેમણે અનુમાનથી માત્ર બેસાડી દીધું છે. તેમાં નંદીનું ચિત્ર છે. વળી તે સિક્કાઓ માત્ર જુનાગઢ પ્રદેશમાંથી જ મળી આવે છે, નહીં કે અવંતિ કે તેના અધિકારવાળા અન્યપ્રદેશમાંથી; બીજાું તેમાં કાંઈ જ ચિન્હ નથી પણ સૂર્ય ચંદ્ર કોતરેલ છે અને તેથી જ તે ચષ્ઠણવંશના ઠરાવી દીધા છે. આ કારણને લીધે તે સિક્કાઓ મેં જયદામનના લેખ્યા નથી વળી 'રાજા' શબ્દ જયદામને વાપર્યો છે કે કેમ તે માટે આગળ રૂદ્રદામનનું વૃત્તાંત જુઓ.]

(૭) અહીં, રાજા શબ્દ ખાસ મુદ્દાથી વાપર્યો છે. તે શબ્દ સ્વતંત્રતા સૂચક છે. સ્વતંત્ર બન્યા પહેલાં અન્ય પદે ગમે તેટલાં વર્ષ ગાળ્યા હોય પણ તે હિસાબમાં લેવાતા નથી, છતાં તેની ઉમર તો તે પ્રમાણમાં વધતીજ જતી રહે છે. કહેવાનો તાત્પર્ય એ છે કે જ્યાં, એકલુંજ રાજા પદ ધારણ કરાતું હોય ત્યાં ૪૯ વર્ષ તો શું, પણ તેનાથી એ વધારે વર્ષ સુધી અમલ ભોગવી શકાયો છે, પરંતુ જ્યાં એ ત્રણ સ્થિતિમાંથી પસાર થયા બાદ સ્વતંત્ર રાજા તરીકેની સત્તા ગ્રહણ કરવી પડે છે ત્યાં ૪૯ વર્ષ જેટલો લાંબો કાળ તે પદ ભોગવી શકવાનું માન્ય રહેતું નથી.

(૮) રાજકર્તા એટલે સ્વતંત્ર ગાદીપતિ બન્યા પછીની, નહીં કે તે પહેલાં અનેક હોદ્દાઓ ભોગવી લીધા હોય તે સહિતની (સરખાવો ઉપરની ટી. નં. ૭).

(૯) ઉપરની ટીકા નં. ૭ નો ખ્યાલ લાવવાથી આ વાકયની યથાર્થતા સમજાશે.

(૧૦) જુઓ નીચે ટી. નં. ૧૧ ને લગતું મૂળસ્થિતિ બતાવતું લખાણ.

અથવા પ્રદેશ ઉપર હકુમત ચલાવતા હતા. અને જ્યાંસુધી આવી પરાધીન સ્થિતિમાં તેઓ હોય ત્યાંસુધી તેઓ ક્ષત્રપ તરીકે પોતાનો સ્વતંત્ર શક ચલાવી પણ ન શકે. તેમજ જો તેવું બનવા પામે તો તેમનો સરદાર, સાંખી શકે પણ નહીં. બહુમાં બહુ તે ક્ષત્રપ તરીકે જે કરી શકે તે એટલુંજ કે, કાં પોતાના સરદારનો જે શક ચાલતો હોય તે ચલાવ્યે રાખે, અથવા તો પોતે ક્ષત્રપ-સુબા તરીકે જ્યારથી લગામ હાથમાં લીધી હોય ત્યારથી રાજવહીવટમાં તેનું વર્ષ નોંધવાનું કરી શકે. એટલે તે પ્રમાણે લખાતા આંકનો અર્થ, જેમ પૂર્વે અનેક રાજા પરત્વે થતું આવ્યું છે તેમ આ ક્ષત્રપોની બાબતમાં પણ In so many regnal years=મારા રાજ્યે આટલામાં વર્ષે, એવા ભાવાર્થમાં તે શબ્દ વપરાયો ગણવો પડે. (અલબત્ત regnal શબ્દ બરાબર તો નથીજ કારણ કે તે ક્ષત્રપો તરીકે તેમનો રાજ્યાભિષેક કરવામાં આવતો નથી. પરંતુ રાજવહીવટ ગ્રહણ કર્યાને આટલાં વર્ષ થયાં તેની ગણત્રી કરવા પૂરતોજ તે શબ્દ લેખાય.) તાત્પર્ય એ થયો કે, ક્ષત્રપ તરીકે કોઈ પોતાના સંવતની આદિ કરી શકતા નથીજ. પરંતુ મહાક્ષત્રપ તરીકે કરી શકે ખરા. અને તે પણ પોતાનો સ્વતંત્ર વંશ[૧૧] સ્થાપે ત્યારેજ, તે પહેલાં તો નહીંજ. એટલે માનવું પડે છે કે, જેમ ભૂમકક્ષત્રપના સંબંધમાં બન્યું છે કે, તેણે સુબા-ક્ષત્રપ તરીકે પોતાની રાજકીય કારકીર્દી શરૂ કરી હતી, ત્યારથી ભલે તેના ક્ષહરાટ સંવતની આદિ ગણાઇ છે ખરી, છતાં તેણે પ્રગટ રીતે શિલાલેખમાં સિક્કા આદિ કોઈ સ્થાને પોતાનો સ્વતંત્ર શક કોતરાવ્યાનું પગલું ભર્યું નહોતું, તેમજ તેના પુત્ર નહપાણે પણ, ક્ષત્રપપદે હતો ત્યાંસુધી તેવું કાર્ય કર્યું નહોતું, પણ મહાક્ષત્રપપદે આવ્યા પછીજ શક[૧૨] ચાલુ કર્યો હતો, તેમ અને તેવીજ રીતે આ ઘ્સમોતિક અને ચષ્ઠણની બાબતમાં પણ બન્યું દેખાય છે. એટલે કે, આ ચષ્ઠણ ક્ષત્રપના વંશની આદિ ગણાઇ છે તો તેના પિતા ઘ્સમોતિકે જ્યારથી સુબા તરીકે ક્ષત્રપપદ ધારણ કર્યું ત્યારથી, પરંતુ તેને પ્રગટપણે કોતરાવીને જાહેરાત આપવાની શરૂઆત તો તેના પુત્ર ચષ્ઠણેજ કરી હોવાનું સમજાય છે. અને તે પણ જ્યારે પોતે મહાક્ષત્રપ બનવા પામ્યો હતો ત્યારબાદજ, નહીં કે તે પહેલાં.

આખીએ ચર્ચાનો સાર એ થયો કે, ચષ્ઠણ ક્ષત્રપના વંશની શરૂઆત તેના પિતા ઘ્સમોતિકથી થઇ ગણાય. પરંતુ તેના સંવત-શકની જાહેરાત કરનાર તો તેનો પુત્ર ચષ્ઠણ મહાક્ષત્રપજ ગણાય. એટલે કોનાથી આ વંશની આદિ થઇ તથા કોનાથી તેમના શકની આદિ થઈ તે બન્ને પ્રશ્નોનો ફડચો જો કે આવી ગયો કહેવાય, છતાં કઈ સાલમાં તે આદિ થઇ ગણાય તે હજુ સાબિત કરવું બાકી રહ્યું છે.

આ ચષ્ઠણના અને કુશાનના શકનો સમય એકજ ગણાય છે તે આપણે એક કરતાં વધારે વખત જણાવી ગયા છીએ. વળી આ શકને વિદ્વાનોએ ઉત્તર હિંદના[૧૩] શક તરીકે ઓળખાવ્યો છે તથા જે શકને શાલિવાહન શક તરીકે સામાન્ય રીતે ઓળખાવાય છે તેને દક્ષિણ હિંદનો શક કહેવરાવે છે. બન્નેને આ પ્રમાણે જુદા તો પાડે છે. છતાંયે તે બન્નેનો પ્રારંભ ઈ. સ. ૭૮ માંથી[૧૪] થયાનું ગણાવે છે. અહીં તો આપણે ઉત્તર હિંદના શક સાથેજ નિસબત છે એટલે તેને જ્યાંસુધી લાગે વળગે છે ત્યાંસુધીનીજ ચર્ચા કરીશું. બીજી રીતે આગળ વધીએ તે પહેલાં, તેનું સ્થાપન જે ઇ. સ. ૭૮માં થયાનું મનાયું છે તે બીના સત્ય છે કે કેમ તે તપાસી લઈએ.

**તેમના શકની આદિનો સમય**

(૧૧) પોતાનો વંશ ચાલ્યો આવતો હોય દરમ્યાન, કોઈ વ્યક્તિ જો મહાક્ષત્રપ પદને પ્રાપ્ત કરે તો તે નવો શક પ્રવર્તાવી ન શકે તે હકીકત દર્શાવવા આ સ્થિતિ જણાવી છે.

(૧૨) સરખાવો ઉપરની ટી. નં. ૮

(૧૩) જુઓ પૃ. ૧૦૨ ઉપર ડૉ. ફ્લીટહોર્નના નામ વાળું અવતરણ તથા પૃ. ૯૭ ઉપર ડાંકેસ મિ. રેપ્સનના મતનું ટાંચણ.

(૧૪) જુઓ પૃ. ૯૬ તથા શક સંવતને લગતી આખીએ ચર્ચા.

ઉપર સાબિત કરી ગયા છીએ કે, આ શકની આદિ ક્ષત્રપ ધ્યમોતિકના સત્તાકાળથી થઈ છે એટલે જો તે શકનો પ્રારંભ ઇ. સ. ૭૮ માં થયાનું સ્વીકારાય તો તેનો અર્થ એમ થયો ગણાય કે ક્ષત્રપ ધ્યમોતિકના વહીવટની શરૂઆત ઇ. સ. ૭૮ માંથી થઈ હતી અને ચષ્ઠણના રાજ્યકાળનો આંક ૪૯ સુધી લંબાયો છે; એટલે ૭૮+૪૯=૧૨૭ ઇ. સ. માં તે પણ સત્તાશાળી પુરૂષ હતો. આ બન્ને વ્યક્તિનો સત્તા પ્રદેશ જો વિચારીશું તો સિંધ, રાજપુતાના, સૌરાષ્ટ્ર અને અવંતિના મુલ્કોજ દેખાય છે. અલબત્ત ધ્યમોતિકની સત્તા મુખ્ય અંશે કયાં જામવા પામી હતી તે વિષય આપણે બહુ ચર્ચ્યો નથી, છતાં જેટલે સુધી જણાયું છે તેટલે દરજ્જે કહી શકાશે કે તેની સત્તા રાજપુતાના અને સિંધ ઉપર તો હતીજ;[૧૫] અને ચષ્ઠણની ગાદી તો અવંતિ ખુદમાંજ હતી તે નિર્વિવાદ છે. મતલબ કે ઇ. સ. ૭૮ થી ૧૨૭ સુધીના પચાસ વર્ષ સુધી આ બન્ને બાપ અને દિકરાનું રાજ્ય, ઉપરના પ્રદેશ ઉપર હતું એમ ઠરી શકે છે. જ્યારે આપણે ગર્દભીલ વંશનો ઇતિહાસ આલેખતાં તો એમ સાબિત કરી ગયા છીએ કે આ સર્વ કાળ તે સર્વ પ્રદેશ ઉપર તેમની જ સત્તા હતી. એટલું જ નહીં પણ તે સર્વ રાજાઓ મહા પરાક્રમી અને કોઇથી પણ ગાંજ્યા જાય તેવા નહોતા. અને વિશેષમાં તો તેમાંના એક સિંધ અને રાજપુતાના તો શું પણ તેથી યે આગળ વધીને ઠેઠ કાશ્મિર સુધી પોતાની રાજસત્તા લંબાવી હતી કે જેની નોંધ રાજતરંગિણિકાર જેવાને પણ લેવી પડી છે. તો શું એમ ધારવું કે અવંતિ ઉપર ગર્દભીલ વંશની તથા ચષ્ઠણ વંશની એમ બેની સત્તા એકી સમયે ચાલતી હતી? તેમ તો એક કાળે એક પ્રદેશ ઉપર બે રાજવંશની હકુમત હોવાનું કદાપી બની શકયું નથી અને બનવાનું પણ નથી. સિવાય કે તે બેમાંથી એક સત્તા, બીજી સત્તાની તાબેદાર–આજ્ઞાધારક હોય. પરંતુ પ્રસ્તુત બે વંશમાંથી કોઇને એક બીજાનો ખંડિયો કે કિંચિદ્ અંશે શરણાંગત લેખવો તે તેનું અપમાન કર્યા જેવું ગણી શકાશે. તો પછી પ્રશ્ન થાય છે કે, શું ગર્દભીલની સત્તા સાચી કે ચષ્ઠણની સાચી? ઉત્તર એટલોજ કે, બન્ને સત્તા અવંતિ ઉપર તો હતીજ અને તે સત્ય પણ છે જ, પરંતુ ચષ્ઠણનો સમય જે ઇ. સ. ૭૮ માં તેના શકનો પ્રારંભકાળ લેખીને ગોઠવ્યો છે તેજ ખોટો છે. આ મુદ્દો જેમ ચષ્ઠણના સમયની ગણત્રીથી અસત્ય ઠરાવી શકાય છે તેમ તે વંશના અંતિમ રાજાઓનો સમય સાથે અન્ય ઐતિહાસિક સત્યની તુલનાની દષ્ટિએ પણ અસત્ય ઠરાવી શકાય તેમ છે. આ ક્ષત્રપ વંશનો અંત તેના બાવીસમા રાજા, સ્વામિ રૂદ્રસિંહ મહાક્ષત્રપના રાજ્ય અમલે આવ્યો છે. આ રાજાનો સમય તેના સિક્કા ઉપર કોતરાયલ આંક ઉપરથી નક્કી કરીએ તો તેમના શક સંવત ૩૧૦ થી ૩૧× સુધીના વર્ષનો કહી શકાશે. આ સંખ્યામાં જ્યાં × નીશાની છે ત્યાં કયો આંક હોઈ શકે તે ઘસાઈ ગયેલ હોવાથી, ભલે નક્કી પણે કહી શકાય તેમ નથી છતાં એટલું તો સ્પષ્ટજ છે કે તે આંક ૧ થી માંડીને ૯ સુધીનોજ હોઈ શકે એટલે તેને ૩૧૧ થી ૩૧૯ સુધીનો ઠરાવી શકાશે. આપણી ગણત્રીમાં જરા અંશે પણ અનિશ્ચિતપણાનું તત્ત્વ ન રહી જાય, તે માટે વધતામાં વધતો તેનો સમય ગોઠવો તોયે ૩૧૯ થી તો વધારે કહી શકાશે નહીં જ અને તે હિસાબે ૩૧૯+૭૮= ઇ. સ. ૩૯૭ આવશે. એટલે તેનો અર્થ એમ થયો કે, આ ચષ્ઠણવંશી રાજાઓનો અમલ અવંતિ ઉપર ઇ. સ. ૩૯૭ સુધી ચાલ્યો આવતો હતો. જ્યારે ઇતિહાસ તો આપણને સાફ સાફ શબ્દોમાં અને ભેરી નાદે જાહેર કરી રહ્યો છે કે, ગુપ્તવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત પહેલાએ અવંતિનો પ્રદેશ ઇ. સ. ૩૧૯ માં જીતી લઈ ત્યાં પોતાની ગાદી કરી હતી. વળી તેની ખુશાલીમાં પોતાના વંશનો ગુપ્ત નામે સંવત્સર પ્રચલિત કર્યો હતો અને તેની પાછળ તેના વંશજોએ ઠેઠ ઇ. સ. ૪૦૦ વટાવી ગયા બાદ પણ ત્યાં હકુમત ભોગવ્યે રાખી છે. તો

(૧૫) જુઓ કનિષ્ક પહેલાનું વૃત્તાંત તથા પૃ. ૫૫ ની હકીકત.

શું, ગુપ્ત વંશની સત્તા અવંતિ ઉપર હોવાનું માનવું કે ચષ્ઠણવંશની સત્તા હોવાનું? અહીં પણ ઉપરમાં જેવી ગર્દભીલવંશની સત્તા સંબંધી પ્રશ્નોત્તરી ઉભી થવા પામી હતી તેવી જ પાછી આવીને ખડી થઇ જાય છે. અંતે ઠરાવવું પડે છે કે ૭૮ ની ગણત્રીજ આ સર્વ મુશ્કેલીનાં કારણરૂપ છે. આ પ્રમાણે ૭૮ ની ગણત્રી અન્યથા ઠરાવવાથીજ કાંઇ આપણું કાર્ય પતી જતું નથી. પરંતુ તેનો ખરો ઉકેલ શોધી કાઢવો હજુ બાકી રહ્યોજ ગણાય.

આ માટે અન્ય ઐતિહાસિક ઘટનાઓનો આપણે આશ્રય લેવો જરૂરી છે. મિ. વિન્સેન્ટ સ્મિથ પોતાનો મત જાહેર કરતાં લખે છે કે,[૧૬] The substantial controversy is between the scholars, who place the accession of Kanishka in A. D. 78 and those who date it later in about A. D. 120=સંગીન રકઝક તો બે પક્ષી વિદ્વાનો વચ્ચેજ છે, કે જેમાંનો એક પક્ષ કનિષ્કનો રાજ્યાભિષેક ઇ. સ. ૭૮માં ગણાવે છે અને બીજો પક્ષ તેને જરા આગળ લંબાવીને ઇ. સ. ૧૨૦ની આસપાસમાં ગણાવે છે. એટલે કે તેમના મત પ્રમાણે ઈ. સ. ૭૮ થી ૧૨૦ સુધીમાં કનિષ્કનો રાજ્યાભિષેક થયો હોવો જોઇએ. અને જ્યારે કનિષ્કના રાજ્યાભિષેકથી તેના સંવતનો પ્રારંભ ગણાવાયો હોવાનું તથા ચષ્ઠણ સંવત પણ કનિષ્કના સંવત સમયથીજ શરૂ થયો હોવાનું આપણે કબૂલ્યું છે ત્યારે તેનો અર્થ પણ એમજ થયો કે, ચષ્ઠણના શકની આદિ પણ ઇ. સ. ૭૮ થી ૧૨૦ સુધીમાંજ થઇ હોવી જોઇએ. સર જોન માર્શલ સાહેબનો મત પણ તેજ કથનને પુષ્ટિકારક હોય એમ જણાય છે. તેમનું કહેવું એમ છે કે,[૧૭] Kushanas obtained Taxilla in 60 A.D. and Kanisalra must have ruled in Ist half of 2nd Cent. A. D. So Kanishka could never have founded the Saka Era=કુશાનોએ ઈ. સ. ૬૦માં તક્ષિલા જીત્યું હતું (તેમનો તાત્પર્ય કડફસીઝ પહેલાએ જીતી લીધું હતું એમ કહેવાનો થાય છે) અને કનિષ્કનું રાજ્ય, ઇ. સ. ની બીજી સદીના પૂર્વાર્દ્ધમાં થયું હોવું જોઇએ. તેથી કરીને કનિષ્કે શક સંવત સ્થાપ્યાનું કદી બનેજ નહીં. એટલે કે તેમના મતથી ઇ. સ. ૬૦ના અરસામાં કડફસીઝ પહેલાએ તક્ષિલા જીત્યું હતું, તે બાદ થોડાક વર્ષે કડફસીઝ બીજો ગાદીએ આવ્યો છે. તેણે ૩૨ વર્ષ રાજ્ય કર્યું છે તે બાદ ઇ. સ. ૧૫૦ના અરસામાં કનિષ્કનું ગાદીએ આવવું થયું છે, અને તેનાથી શકસંવત ચાલતો થયો છે. એટલે તે ગણત્રીએ તેમનો મત ઇ. સ. ૧૦૦ થી ૧૫૦ સુધીમાં શકનો પ્રારંભ થયો હોવાનો પડે છે. આ પ્રમાણે અંદાજી સાલની કાંઇક હદ બાંધી લીધા પછી તે આંકને જો ચોક્કસપણે ગોઠવી શકાતો હોય તો તે અંગે પ્રયત્ન કરી જોઇએ. તે માટે ચષ્ઠણવંશી રાજાઓની* વંશાવળી (પાન ૧૯૧)ની મદદ લેવી જોઇશે. તે ઉપર નજર ફેરવતાં જણાય છે કે ૧૪મો રાજા ભર્તૃદામન થયો છે. તેનું રાજ્ય ૨૦૧–૨૧૭=૧૬ વર્ષ ચાલ્યું છે. પછી મોટો ગાળો પડયો દેખાય છે, તે બાદ વળી સ્વામિબિરૂદ[૧૮] ધરાવતા રાજાઓ આવ્યા દેખાય છે. આ સ્વામિ બિરૂદધારક બાહ્યદૃષ્ટિએ ચષ્ઠણના વંશનાજ હોય એવું તો જણાય છે પણ તે બન્ને વચ્ચે શું સગપણ અસ્તિ ધરાવતું હશે તે હજુ સુધી પાકે પાયે જણાયું નથી જ (ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીનો મત એમ છે કે તે તેની એક શાખાજ છે.) પણ એટલું તો સ્પષ્ટ છેજ કે, તે ચૌદમા ભર્તૃદામન અને પંદરમા સ્વામી રૂદ્રસિંહ ત્રીજાના આરંભ સુધીના (૨૧૭ થી ૨૭૦ સુધીના) ૫૩ વર્ષમાં બધુ અંધકારજ દેખાય છે. ભલે તે અરસામાં ત્રણ ચાર નામ અપાયાં છે. પરંતુ તે કોઇના સામે

(૧૬) જુઓ અ. હિ. ઈ. ૪ થી આવૃત્તિ પૃ. ૨૭૨ નું ટીપ્પણ: તથા જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ પહેલો પૃ. ૬૨.

(૧૭) જુઓ જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ પહેલો પૃ. ૬૨.

(૧૮) સ્વામિ શબ્દ કયારે વપરાય છે તે માટે નીચેની ટીકા નં. ૧૯ જુઓ.

આંક ભરવામાં આવ્યો નથી, તેમજ તેમના સિક્કામાં "ક્ષત્રપ" શબ્દજ બતાવાયો છે એટલે અનુમાન કરી શકાય છે કે આ ૫૩ વર્ષના ગાળામાં ચષ્ઠણવંશીઓની સ્વતંત્રતા મહાક્ષત્રપ તરીકે હરાઈ ગઇ હોવી જોઈએ.

* કો. આં. રે. પ્રસ્તાવના પૃ. ૧૫૩ ઉપરથી ઉધ્ધૃત કરેલ છે. (આંક તેમના શકનું વર્ષ બતાવે છે)




† આ બે જણના સિક્કા મળતા નથી.

( ) મહાક્ષત્રપ પદધારી નથી. જેઓ મહાક્ષત્રપ પદ કે સ્વામીપદ ધારક છે તેમના આંક કૌંસ વિનાના રાખ્યા છે.

આ હકીકત સાથે ગુપ્તવંશી સમ્રાટોનો ઇતિહાસ તપાસીશું તો તુરત સરખામણી થઈ જશે, કે તેમણે ઇ. સ. ૩૧૯ માં અવંતિ ઉપર આધિપત્ય મેળવ્યું છે અને પોતાની સત્તા ત્યાં જમાવી છે તથા સમ્રાટ પદ જાહેર કર્યું છે. જ્યારે ઉપર તો એમ જણાવાયું છે કે, ચષ્ઠણ શક ૨૧૭માં ભર્તૃદામનના રાજ્ય અમલના અંતથી માંડીને સ્વામી રૂદ્રસિંહ ત્રીજાના રાજ્યારંભ સુધીના ૫૩ વર્ષ સુધી, આ ચષ્ઠણવંશી રાજાઓના જીવન અને સત્તા બાબતમાં તદ્દન અંધકારમયજ છે. તેઓ ક્ષત્રપ તરીકે જ પોતાનું જીવન ગુજારી રહ્યા હતા; વળી ક્ષત્રપ પદનો અર્થ આપણે હવે સમજતા થઈ ગયા છીએ કે તેમના માથે કોઇ વિશેષ સત્તાશાળી વ્યક્તિ હોય છેજ. તેમજ આપણી જાણમાં છે કે, ભર્તૃદામન સુધીના રાજવીઓ પોતાને મહાક્ષત્રપ તરીકે ઓળખાવતા હતા; જ્યારે આ ૫૩ વર્ષના ગાળામાં જે ત્રણ ચાર થવા પામ્યા છે તેમણે તે ઉચ્ચ આસન ધરાવતા મહાક્ષત્રપ પદનો ત્યાગ કરીને લઘુપદવાળા ક્ષત્રપના હોદ્દાને (૧૯)સ્વીકારી લીધો દેખાય છે. વળી તે બાદ પાછા રૂદ્રસિંહે પોતાને સ્વામિ તરીકે જાહેર કર્યો છે. આ તેમની ઉચ્ચપદમાંથી લઘુપદમાં મૂકાયાની સ્થિતિ, શું આપણને વિચાર કરવાને પ્રેરતી નથી? કે એવા કયા બનાવો ઉપસ્થિત થયા હોવા જોઇએ? કે જેને લીધે તેમને તે સ્થિતિમાં હડસેલી દીધા હોવા જોઈએ? અને એટલું તો આપણે જાણીએ જ છીએ કે ચષ્ઠણવંશી રાજાઓ પણ અવંતિપતિજ હતા અને ગુપ્તવંશી સમ્રાટ ચંદ્રગુપ્તે પણ અવંતિપતિ તરીકે જ નામના મેળવીને પોતાનો ગુપ્તસંવત્સર પ્રચલિત કર્યો હતો. એટલે કે જ્યાં સુધી અવંતિ તેમના હસ્તમાં આવ્યું નહોતું ત્યાં સુધી તેના પૂર્વજો ભલે અન્ય પ્રદેશ ઉપર રાજ્ય ચલાવ્યે જતા હતા, પરંતુ તેમાંના કોઇએ પોતાનો સંવત્સર ચલાવ્યો નહોતોજ; અને એ પણ સિદ્ધ થયેલી જ બીના છે કે, એક પ્રદેશ ઉપર એક સમયે એક જ સત્તાનો અધિકાર હોઈ શકે. એટલે આ બે વંશને સ્પર્શતા, બનાવો ને એકત્રિત કરીએ તો એમ ફલિતાર્થ નીપજે છે કે, ઇ. સ. ૩૧૯માં જ્યારે ચંદ્રગુપ્ત પહેલાએ ગુપ્ત સંવતની સ્થાપના અવંતિમાં કરી, ત્યારે ચષ્ઠણવંશી રાજા ભર્તૃદામન અવંતિપતિ તરીકે હતો અને તેમના શકનું વર્ષ ૨૧૭ નું ચાલતું હતું તથા તેના ઉપર જીત મેળવીને જ ચંદ્રગુપ્તે અવંતિનો કબજો મેળવ્યો હતો. એટલે આ બન્ને બનાવોની સાલને સરખાવી જોવાથી એમ સિદ્ધ થયું કહી શકાશે કે, ઇ. સ. ૩૧૯ ની સાલ તે જ ચષ્ઠણ શક ૨૧૭ હતો; તે હિસાબે ૩૧૯ માંથી ૨૧૭ બાદ જતાં ઇ. સ. ૧૦૨=શક સં. ૦ આવશે; અથવા તેને ઉથલાવીને જો લખવાનું હોય તો શક સંવત ૧ = ઈ. સ. ૧૦૩ આવશે.

હવે આપણી પાસે ત્રણ પ્રકારની સ્થિતિ આવી પડી છે; એક પૃ. ૧૮૮ માં જણાવ્યા પ્રમાણે ચષ્ઠણ શકનો આરંભ ઇ. સ. ૭૮ માં શરૂ થયાનું જે મનાયું છે તે વાસ્તવિક નથી, બીજું ચષ્ઠણ શકના આરંભની અંદાજી સાલ પૃ. ૧૮૯ માં જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૧૦૦ થી ૧૫૦ સુધીમાં હોવી જોઇએ અને ત્રીજી સ્થિતિ એમ જાહેર કરે છે કે, શક સંવત ૧ = ઇ. સ. ૧૦૩ છે. આ ત્રણે વસ્તુસ્થિતિનો સમન્વય કરીશું તો એમ નિર્ણય ઉપર આવવું રહેશે કે ચષ્ઠણ શકનો આરંભ ઈ. સ. ૧૦૨ બાદ થયો છે તે સત્ય જ છે. એટલે શક સંવત ૧ ના સમયને ઈ. સ. ૧૦૩ ની જ સાલ ગણવી તથા તેને વાસ્તવિક રીતે પ્રતિપાદન કરેલી અને સિદ્ધ થયેલી હકીકત તરીકે સ્વીકારવી. હવે આ ચર્ચાનો છેડો આવી ગયો ગણાશે. સાર એ

(૧૯) આ સ્વામિપદનો અધિકાર લગભગ ક્ષત્રપ જેવો જ થાય છે; અલબત થોડો ફેર છે તે એટલોજ કે, ક્ષત્રપને માથે બીજો સરદાર હોય છે જ્યારે સ્વામિને માથે સરદાર નથી હોતો. જો કે પોતે નાનો સત્તાધારી રાજા છે, પણ મહાક્ષત્રપના પદથી તો તે નાનો જ અધિકારી છે. ચષ્ઠણવંશી રાજાઓમાં તે શબ્દ ત્યારથી વપરાતો થયો છે કે, જ્યારથી તેમની સત્તામાં અવંતિની ગાદી નહોતી, છતાં અન્ય પ્રદેશ ઉપર તેમનું સ્વામિત્વ ચાલુ તો હતું જ; એટલે કે પોતે ક્ષત્રપ કે મહાક્ષત્રપ નથી તે બતાવવા આ ત્રીજી પદવી ગોઠવી દીધી હોય એમ સમજાય છે.

નીકળ્યો કે, ચષ્ઠણવંશની આદિ ધ્યમોતિક ક્ષત્રપથી થઈ છે, પરંતુ તેના શકનો પ્રારંભ તો મહાક્ષત્રપ ચષ્ઠણેજ[૨૦] કર્યો છે અને તેનો સમય જ્યારથી ધ્યમોતિક સત્તા ઉપર આવ્યો તે ઈ. સ. ૧૦૩ ની સાલથી જ ગણાયો છે.

આપણી ઠરાવેલી મર્યાદા તો ઇ. સ. ૧૦૦ સુધીની છે, પરંતુ આ ધ્યમોતિકના સત્તાકાળની આદિજ ઈ. સ. ૧૦૩ માંથી શરૂ થાય છે એટલે આપણે તેનું જરા પણ વર્ણન કરવાને અવકાશ મેળવવો જોઇતો નહોતો, છતાં જે કટલીક ગેરસમજુતિ પ્રવર્તતી મારી નજરે પડી છે, તે ઉપર જો મેં મારા વિચાર જણાવી રાખ્યા હોય તો તે સંબંધમાં સંશોધકો વિશેષ તપાસ ચલાવે અને હિંદી ઇતિહાસને ઠાકઠીક બનાવે તેવી ધારણાથી, જેમ કુશાન વંશના રાજા કનિષ્ક પહેલાથી માંડીને તે વંશના અંત સુધી થોડું ઘણું ટૂંકમાં બ્યાન આપી દીધું છે તેજ પ્રમાણે આ ચષ્ઠણ વંશમાં પણ રૂદ્રદામન નામે અવંતિપતિ થયો ત્યાંસુધીનું તેના દરેકનું વર્ણન આપવાનું યોગ્ય લાગ્યું છે. વળી આ રૂદ્રદામનના રાજ્યકાળના અંતને, અંતિમ હદ તરીકે પસંદ કરવાનાં એક બે કારણો મળ્યાં છે. પહેલું એ કે સૌરાષ્ટ્ર દેશની અંદર જુનાગઢ શહેરની પાસે આવેલ ગિરનારની તળેટીમાં જે શિલાલેખ સમ્રાટ પ્રિયદર્શિને કોતરાવી રાખેલ છે અને જેની સાથે બીજો એક શિલાલેખ છે જેને વિદ્વાનો સુદર્શન તળાવના રૂદ્રદામનના શિલાલેખ તરીકે ઓળખાવી રહેલ છે તે સંબંધમાં કેટલીક નવીન હકીકત રજુ કરવા જેવી મારા મત પ્રમાણે દેખાઈ છે. તથા બીજું કારણ એ છે કે, તેજ શિલાલેખને આધારે આંધ્રપતિ રાજાઓની બાબતમાં પણ કાંઈક જૂદી જ માહિતી ઉમેરાતી દેખાય છે. આટલું જણાવી ચષ્ઠણવંશના આદ્ય રાજકર્તા ધ્યમોતિકનું વર્ણન લખીશ.

### (૧) ધ્યમોતિક

તેની જાતિ વિશે, તેના વતન વિશે વિ. અનેક છૂટીછવાઈ વિગતો પ્રસંગોપાત લખવામાં આવી ગઈ છે એટલે તેનો ફરીને ઉલ્લેખ કરવા જરૂર નથી. અત્ર તો તેના રાજદ્વારી જીવનને અંગે જે હકીકત જણાવાઈ ન હોય તેને જ આલેખવી રહે છે.

તેના રાજદ્વારી જીવનનું મંડાણ જ્યારથી તે કનિષ્ક પહેલાનો સરદાર-ક્ષત્રપ નીમાયો ત્યારથી શરૂ થાય છે. તેનો સમય જો કનિષ્ક ગાદીએ બેઠો ત્યારથી જ ગણવો હોય તો ઈ. સ. ૧૦૩નો ગણાશે. પરંતુ એક રાજા જેવો ગાદીએ આવે તેવોજ તેના રાજ્યના વિભાગો પાડી, વહેંચણી કરીને, તેવા પ્રત્યેક વિભાગ ઉપર હાકેમ નીમી દીધાની બીનાને સ્વીકારી ન લેવાતી હોય તો, તેણે એક બે વર્ષમાં તે પ્રમાણે સ્થિતિ નીપજાવી હતી એમ પણ કબૂલી શકાશે. એટલે તે હિસાબે એક બે વર્ષનો ઉમેરો કરીને આપણે ઈ. સ. ૧૦૫-૬માં તેનો સમય કહીએ તોયે ખોટું નથીજ; છતાં સિક્કા વિગેરે જે સાધનો આપણને મળી આવે છે અને જે ઉપરથી આ સમયની તારીખો ગોઠવી શકવાની સ્થિતિમાં આપણે છીએ, તે હકીકતની રજુઆત તો આપણે આગળનાં પૃષ્ઠોમાં કરી ચૂકયાજ છીએ અને તે પ્રમાણે તેનો સમય ઇ. સ. ૧૦૩નોજ નિર્માણ કરી વાળ્યો છે; એટલે તેને જ ખરા તરીકે હાલ તો લેખીશું.

રાજા કનિષ્કના વૃત્તાંતે જણાવાયું છે કે, તેણે સિંધ તરફના ભાગ ઉપર, પોતાના રાજ્યનું અગીઆરમું વર્ષ ચાલતું હતું ત્યારે સ્યુ નામના ગામે ધાર્મિક સ્થાન બંધાવ્યું હતું. મતલબ કે તે તરફનો ભાગ તેની આણમાં હતો. વળી એમ પણ કહી ગયા છીએ કે હિંદની બહાર જઇને લડવાનો જ્યારે સમય નજીક આવ્યો હતો ત્યારે તેણે પોતાના રાજ્યના એક ભાગ ઉપર પોતાના યુવરાજ વઝેષ્કને તથા બીજા એક ભાગ ઉપર બીજા પુત્ર હુવિષ્કને નીમ્યો હતો. જ્યારે રાજપુતાના અને સિંધ વાળો જે પ્રદેશ પોતાની હકુમતમાં હતો તે આ ધ્યમોતિકને સુપ્રત કરવામાં આવ્યો હતો. એટલે જે રીતિએ યેન સરદાર મિનેન્ડરે પોતાના ક્ષત્રપ ભૂમકને વહીવટ કરવાને

(૨૦) આવાં દૃષ્ટાંતો આગળ પણ બન્યા છે તે માટે જુઓ પુ. ૩ પૃ. ૩૭૮ ટી. નં. ૨૪.

તેજ પ્રમાણે આ પરદેશી રાજા કનિષ્કે પણ પોતાની તરફથી સરદાર ધ્યમોતિકને મૂકયો હતો. અને પોતાને તાબે પણ તેટલોજ મુલક અત્યારે હોવાથી તે સર્વ ભાગની સોંપણી તેને કરવામાં આવી હતી; જેથી ધ્યમોતિકને પણ ભૂમકની પેઠે મધ્ય દેશનો અધિપતિ અને મધ્યમિકા નગરીનો ગાદીપતિ કહેવામાં વાંધા જેવું નથી લાગતું. તેને તો માત્ર રાજવહીવટ ચલાવવાનો હતો એટલે, કોઈ પ્રદેશ ઉપર સ્વતંત્ર રીતે ચડાઇ કરવાનું કે મુલકમાં વધારો કરવાનું હતુંજ નહીં; જેથી મરણપર્યંત તેને તે સ્થિતિમાં જ તેણે સર્વકાળ નિર્ગમન કર્યો હતો. તેમ વળી જે સંયોગમાં તેનું મરણ રાજા કનિષ્કના સમય દરમ્યાન થવા પામ્યું હતું. તથા જેનો અંદાજી સમય ઇ. સ. ૧૧૫-૧૭ આપણે ઠરાવીએ તેમ છે; વળી જેનું વૃત્તાંત આગળ જણાવવાનું છે તે આધારે કહી શકાશે કે તેના મરણ બાદ તેની ગાદી તેના પુત્ર ચષ્ઠણને સોંપવામાં આવી છે. એટલે ત્યારથી જ ચષ્ઠણને ક્ષત્રપ કહેવાવા માંડયો છે.

ધ્યમોતિકની રાજકીય જીંદગી ક્ષત્રપ તરીકે જ આરંભાઈ છે, અને ક્ષત્રપ તરીકે જ સમાપ્ત થઈ છે. વળી ક્ષત્રપ તરીકેના અધિકારમાં[૨૧] સ્વતંત્ર રીતે સિક્કાઓ પડાવી શકતા નથી એટલે તેના નામના સિક્કા તો કયાંથી જ માલમ પડે ? પરંતુ કોઇ પ્રકારે દાન આદિ કરવાનો પણ તેને પ્રસંગ લાધ્યો નહિ હોય. એટલે તેના હસ્તે કોઈ શિલાલેખ કોતરાવાયાનું પણ હજુ સુધી જણાયું નથી. આ પ્રમાણે તેનું નામ તો ઇતિહાસમાં માત્ર નોંધ લેવા પૂરતુંજ જળવાઇ રહેલું ગણવાનું રહે છે.

## (૨) ચષ્ઠણ

તેના પિતાની પેઠે, રાજસત્તા હાથમાં લીધી તે વખતે તો તે માત્ર ક્ષત્રપ જ હતો, પણ પાછળથી તેને મહાક્ષત્રપ પદે ચડાવવામાં આવ્યો હતો અને સ્વબળે તે રાજા બની બેઠો હતો. આ બન્ને પ્રસંગો તેના અમલમાં કેમ ઉભા થવા પામ્યા હતા તે હવે આપણે જણાવીશું.

**બિરૂદોની પ્રાપ્તિ વિશે**

તે નોકરીમાં જોડાયો ત્યારે ભરયુવાનીમાં એટલે કદાચ ત્રીસેક વર્ષની ઉંમરનો કે પાંચેક વર્ષ મોટો પણ હશે. પણ અણઘડ જેવી સ્થિતિમાં હતો એટલે, અનુભવ અને નિપુણતા મેળવી ન લે ત્યાં સુધી આગળ વધવાનો અને દીપી નીકળવાનો અવસર તેને મળે તેમ નહોતું. જેથી ઇ. સ. ૧૨૬માં કનિષ્કનું મરણ નીપજ્યું ત્યાંસુધી બલ્કે, રાજા વઝેષ્કનું મરણ ઇ. સ. ૧૩૨માં થયું ત્યાં સુધી તેને ક્ષત્રપ પદે રહીને જ બધા દિવસો વિતાડવા પડયા હોવાનું દેખાય છે. આ સમયે તેનું રાજકીય જીવન લગભગ પંદર વર્ષ ઉપરનું થઈ ગયું હતું. એટલે અનુભવી પણ થઈ ગયો હતો તેમ ઉંમરને લીધે ઠરેલ સ્વભાવનો બની મક્કમ પગલું ભરવા જેવી આવડત પણ કેળવી લીધી હતી. જેથી ઇ. સ. ૧૩૨માં વાઝેષ્કના મરણ સમયે કનિષ્ક બીજાની સગીર અવસ્થાને લીધે જ્યારે હુવિષ્કે પોતે એક રીજંટ તરીકે કાર્ય કરવાનું બીડું ઝડપ્યું ત્યારે તેની પોતાની ઉંમર આધેડની હદ કુદાવીને વૃદ્ધપણામાં પ્રવેશ થઈ ચૂકી હતી. તેને લીધે તથા આખાયે સામ્રાજ્ય ઉપર પોતે એકલો સંપૂર્ણ નજર રાખી નહીં શકે તેવું લાગ્યું ત્યારે સામ્રાજ્યના એક ખૂણાએ પડેલ પણ અતિ મહત્વ ગણાય તેવા આ મધ્યદેશના પ્રાંત ઉપર હકુમત ભોગવી રહેલ ક્ષત્રપ ચષ્ઠણને કાંઇક વિશેષ સત્તા આપી બળવાન બનાવવાનું તેણે વિચાર્યું. પરિણામે ક્ષત્રપ ચષ્ઠણને મહાક્ષત્રપ બનવવામાં આવ્યો હતો. આ પદ તેણે કનિષ્ક બીજાના સગીરપણાના અગિયાર વર્ષના આખા કાળ દરમ્યાન ભોગવ્યું હતું. તે અવસરે તેણે એવું સંતોષકારક કામ કર્યું હોવું જોઇએ કે જેથી તે રાજ્યનો કૃપાપાત્ર બન્યો હોય તથા રાજા કનિષ્કે ખુશ થઇને કોઈ દિવસ પોતાના તાબેદારને ન અપાય તેવું

---

(૨૧) ક્ષત્રપ, મહાક્ષત્રપ ઇ. ના શું શું અધિકાર હોઈ શકે તેનો કાંઇક ખ્યાલ પુ. ૩ માં પૃ. ૧૬૪ થી ૭૨ માં આપી ગયા છીએ. ઉપરાંત વિશેષ જે કાંઈ જાણવામાં આવ્યું છે તે આગળ ઉપર આ ખંડમાંજ વર્ણવવામાં આવશે.

પોતાની પાસે બેસારીને મૂર્તિ કોતરાવ્યાનું માન મહાક્ષત્રપ ચક્ષ્ટણને આપ્યું હોય. માટ મૂકામેથી જે મૂર્તિ રાજા કનિષ્કની સાથે ચષ્ઠણની મળી આવી છે, તે ઉપર પ્રમાણેની કૃપાદૃષ્ટિનું જ પરિણામ સમજવું. આ બનાવનો સમય રાજા કનિષ્કની સગીર અવસ્થા પૂરી થવા આવી હતી તેની લગભગનો પણ કહી શકાય અથવા પોતે ઇ. સ. ૧૪૩માં રાજ્યારૂઢ બની સ્વતંત્ર કારભાર કરવા માંડયો તેની શરૂઆતનો પણ ગણાય. પરંતુ રાજ તરફથી પોતાના કોઇ લાયક રાજનોકરની કદર કરવાની પ્રથાનો વિચાર કરીએ છીએ ત્યારે એમ કહેવું પડશે કે, રાજાએ પોતાના રાજ્યાભિષેકની ખુશાલીમાં જ અને પોતાના વયોવૃદ્ધ કાકાની ખાસ ભલામણથી જ તે પગલું ભર્યું હોવું જોઇએ. મતલબ કે ઇ. સ. ૧૪૩માં[૨૨] મહાક્ષત્રપ ચક્ષ્ટણને વિશેષ અધિકારે ચડાવવામાં આવ્યો હતો અને ત્યારથી તેને એક સ્વતંત્ર રાજપતિ તરીકે પોતાની સર્વ કાબેલિયત અને કૌશલ્ય બતાવવા છૂટો મૂકી દેવામાં આવ્યો હતો. હવે સમજાશે કે, ચક્ષ્ટણ જ્યાંસુધી ક્ષત્રપપદે હતો ત્યાંસુધી તેને પણ તેના પિતાની પેઠે કોઈ શિલાલેખ કે સિક્કા પોતાના નામે કોતરાવવાનો અધિકાર નહોતો. એટલું જ નહીં પણ મહાક્ષત્રપપદે દશ અગિયાર વર્ષનો કાળ વ્યતીત કર્યો હોવા છતાંયે, તેણે સિક્કા પડાવ્યા નથી જ; કેમકે ભલે તે પદ મોટું હતું છતાં આખરીએ તે તાબેદાર તો ખરોજ ને?[૨૩] વળી સિક્કા પડાવવા તે વસ્તુ એવી છે કે માત્ર જે સ્વતંત્ર ગાદીપતિ હોય તેજ તે કાર્ય કરી શકે છે. કોઈ પ્રશ્ન કરશે કે, મહાક્ષત્રપ નહપાણે કેમ સિક્કા પડાવ્યા છે? તો આ ચષ્ઠણે પણ મહાક્ષત્રપ હોઇને શા માટે તે પ્રમાણે ન કરી શકે? ઉત્તર એટલો જ છે કે, નહપાણનું મહાક્ષત્રપ પદ, આપોઆપ મળેલ હતું એટલે કે પોતે ભૂમકનો યુવરાજ હતો ત્યારે ક્ષત્રપ હતો, અને તેના મરણ બાદ સ્વયં પોતાના અધિકારની રૂઇએ મહાક્ષત્રપ બનવા પામ્યો હતો; જ્યારે ચષ્ઠણ કોઈ રાજાનો યુવરાજ નહોતો તેમ સ્વયં મહાક્ષત્રપના અધિકારપદે પણ પહોંચ્યો નહોતો. તેટલા માટે ચષ્ઠણના સિક્કા મહાક્ષત્રપપદ[૨૪] યુક્ત દેખાતા નથી. છતાં જ્યારે તેણે 'રાજા' પદ ગ્રહણ કર્યું છે અને ત્યાર પછી જે સિક્કા પડાવ્યા છે તેમાં તેણે 'રાજા મહાક્ષત્રપ ચષ્ઠણ' એવા શબ્દો લખાવ્યા છે; નહીં કે એકલા 'મહાક્ષત્રપ ચષ્ઠણ'. મતલબ કે મહાક્ષત્રપ શબ્દ તેણે રાજ્ય તરફથી મળેલ માત્ર એક નવાજેશ તરીકે ગણી લીધી છે. જ્યારે તેના વંશજોએ જે મહાક્ષત્રપ પદ પોતાની સાથે જોડયું છે તે, રાજ્ય તરફથી મળેલ એક નવાજેશ કે ભેટ તરીકે નહીં, પણ જેમ નહપાણે પોતે, યુવરાજ તરીકે પોતાને તે હોદ્દો મળ્યો છે એવું સમજીને એક સ્વતંત્ર રાજકુટુંબના નબીરા તરીકે તે પદ ગ્રહણ કર્યું છે, તેમ ચષ્ઠણના વંશજોએ પણ મહાક્ષત્રપ પદનું ગ્રહણ કર્યાનું સમજવું. આ પ્રમાણે ચષ્ઠણે મેળવેલ મહાક્ષત્રપ પદનો અને તેના વંશજોએ પોતા સાથે જોડેલ મહાક્ષત્રપ પદ વચ્ચેનો તફાવત સમજી લેવો; તેમજ કોણ સિક્કા પડાવી શકે અને કોણ ન પડાવી શકે તે પણ હવે સમજી શકાશે. જ્યારે શિલાલેખ તો મુખ્ય અંશે દાન કર્યાની જાહેરાત

(૨૨) આ સાલ કનિષ્ક બીજાના રાજ્યાભિષેક અંગને લગતી ગણત્રીથી લખાઈ છે. પણ પાછળથી સંશોધન કરતાં, કનિષ્કના રાજ્યાભિષેકની સાલ પણ એકાદ બે વરસ આગળ લઈ જવી પડે તેમ છે, એટલે ચષ્ઠણને લગતી સાલ પણ ખસેડીને ઈ. સ. ૧૪૧-૨ માં લઈ જવી પડે તેમ લાગ્યું છે.

(૨૩) છતાં ધારો કે, બીજા મહાક્ષત્રપો (નહપાણે જેમ પડાવ્યા છે તેમ)ની પેઠે તેણે સિક્કા પડાવ્યા હોત તો, બે પ્રકારની મુશ્કેલી પડત (૧) તેના મુકુટમણી જેવા કુશાનપતિઓ તે રીત ચલાવી લેત કે કેમ તે પ્રશ્ન છે. બલ્કે ચલાવી પણ ન લે અને સાંખી શકે પણ નહીં. (૨) તેમ ચષ્ઠણ મહાક્ષત્રપને પોતાને પણ સિક્કા પડાવવાનું તે વખતે હીણપત જેવું લાગત; કેમકે જો તેણે સિક્કા પડાવ્યા હોત તો પણ તેના ઉપરનો આંક તો, પોતાના ઉપરીઓનોજ લખવો પડત, કારણ કે તેનો પોતાનો શક તો હતોજ નહીં, અને પોતે મહાક્ષત્રપ હોવા છતાં ઉપરીનો શક વાપરે તો, અન્ય મહાક્ષત્રપોની દૃષ્ટિએ પોતે પોતાનેજ હલકા દરજ્જે ઉતારી નાંખ્યાનું ગણાય. એટલે 'સબસે બડી ચૂપ'નો ન્યાય માર્ગ જ તેણે લીધો ગણાય અને તેજ ઉત્તમ કહેવાય.

(૨૪) જુઓ ઉપરની ટીકા ૨૩.

રૂપે જ હોવાથી, તે તો ગમે તે માણસ—પછી અધિકાર યુક્ત હોય યા ન હોય તોયે—પણ કોતરાવી શકે છે. પરંતુ તેમાં ફેર એટલો ખરો કે જે દાનપત્ર રાજ્ય તરફથી જ—વ્યક્તિ તરીકે નહીં—અર્પણ કરાયું હોય તો તે રાજકર્તાએ પોતાના સત્તાકાળ દરમ્યાન જ કરાયલું હતું એમ સમજી લેવું રહે છે. આ સમયે હિંદમાં માત્ર ચાર સત્તાનું રાજ્ય ચાલી રહ્યું હતું. ઉત્તર હિંદમાં (પંજાબ, કાશ્મિર અને યુક્તપ્રાંતો તથા પૂર્વના ભાગ ઉપર) કુશાનવંશીનું, પશ્ચિમમાં (સિંધ અને રાજપુતાના ઉપર) મહાક્ષત્રપ ચષ્ઠણનું, મધ્યહિંદમાં (અવંતિ, સૌરાષ્ટ્ર, કચ્છ, ગુજરાત, અને વિંધ્યાચળની ઉત્તરમાં) ગર્દભીલવંશીનું તથા વિંધ્યાની દક્ષિણમાં આંધ્રપતિઓનું; આ પ્રમાણે ચાર સત્તા રાજ્ય કરતી પથરાઈ રહી હતી. તેવામાં ઉપર વર્ણવ્યા પ્રમાણે ચષ્ઠણ મહાક્ષત્રપને તાબેદારીની ઝુંસરીમાંથી મુક્તિ મળી; જેથી તેને પોતાનું શૌર્ય અજમાવવાનું અને ભાગ્યનું માપ કાઢી લેવાનું સુઝયું. તેમાં સૌથી નજીકના પાડોશી તરીકે તો અવંતિપતિનું જ રાજ્ય હતું. ત્યાં આ સમયે (જુઓ પુ. ૩માં પૃ. ૪૦૬ની પાછળ જોડેલ કોઠો) તેજસ્વી રાજાઓ નહોતા; એટલે ચષ્ઠણે અવંતિ ઉપર હલ્લો લઈ જઈ એક, દોઢ કે બે વર્ષની લડાઈમાં તે મેળવી લીધું. અવંતિપતિની નબળાઇનો લાભ જેમ ચષ્ઠણે લીધો તેમ કુશાનવંશી કનિષ્કે લેવા ધાર્યો હોત તો તે લઈ શકત; કેમકે, તેને દરેક રીતે ફાવતું હતું. વળી ચષ્ઠણ કરતાં પોતે વધારે સત્તાશાળી તથા સાધન સામગ્રીથી પહોંચતો હતો છતાંયે તેણે જરાએ હિલચાલ આદરી નથી. તેમાં કાં તો વધારે મુલક જીતી, નાહક ઉપાધી શામાટે વધારવી? તેવી નિરપેક્ષવૃત્તિ કારણરૂપ હોય અથવા તો, પોતાના જ સાઓત ગણાતા ચષ્ઠણને ત્યાં કામ કરતો જોઇને પક્ષપાતપણાને લીધે હિલચાલ કરવાથી પોતે અલગ રહી ગયો હોય. ગમે તેમ, પણ મહાક્ષત્રપ ચષ્ઠણને અવંતિની જીતથી[૨૫] મોટા પ્રદેશનું સ્વામિત્વ મળી ગયું. એટલે પોતે હવે, ઇ. સ. ૧૪૩ માં પોતાના માલિક એવા કુશાનવંશી સમ્રાટથી પણ, મોટા વિસ્તારનો સ્વામિ થઈ પડયો. એટલે જેમ નહપાણે અવંતિની ગાદી મળવાથી 'રાજા' પદ ધારણ કરીને પોતાના નામના સિક્કા પડાવ્યા હતા,[૨૬] તેમ ચષ્ઠણ મહાક્ષત્રપે પણ પોતાને 'રાજા' તરીકે જાહેર કરી સિક્કા પડાવ્યા, તથા પોતાના વંશનો સ્વતંત્ર શક ચાલતો કરી દીધો. આ પછી પોતે એકાદ વર્ષ સુધી તદ્દન આરામ લીધો અને ૧૪૫માં આંધ્રપતિ તરફ નજર ફેરવી. ત્યાં તે ચડાઈ લઇ ગયો. આંધ્રપતિ હારી જવાથી પૈઠણમાંથી રાજગાદી ખાલી કરી પાછા હઠીને પોતાના રાજ્યના દક્ષિણના ભાગમાં તુંગભદ્રા નદીના કાંઠે વિજયનગરમાં ગાદી લઈ ગયો. ત્યાં તેના વંશવાળાએ પોણો સદીક સુધી રાજ ચલાવ્યું છે અને પછી ખતમ થઈ ગયો છે. આ બાજુ રાજા ચષ્ઠણે અવંતિમાં પાછા આવી નિવૃત્તિ સેવવા માંડી હતી કારણ કે તેને હવે વિશેષ ભૂમિ મેળવવા જેવું રહ્યું જ નહોતું. નિવૃત્તિમાં અને શાંતિપૂર્વક વહીવટ ચલાવી અંતે ઇ. સ. ૧૫૨માં એટલે ચષ્ઠણસંવત ૪૯ લગભગમાં તે મરણ પામ્યો હતો. આ પ્રમાણે તેણે મેળવેલાં બિરૂદોનો ઇતિહાસ જાણવો.

ઉપરના પારિગ્રાફમાં જ તેનો બધો ચિતાર આપી દેવાયો છે એટલે તેનું પુનરાવર્તન કરવાની આવશ્યકતા રહેતી નથી. પરંતુ ટૂંકમાં તેનો

**રાજ્ય વિસ્તાર**

ખ્યાલ આવી શકે માટે જણાવવાનું કે, અત્યારે જેને મદ્રાસ ઇલાકો, તેમજ જેને બંગાળ, બિહાર, ઓરિસ્સા, સંયુક્ત પ્રાંતો, તથા પંજાબ—કાશ્મિર કહે છે તે

(૨૫) અવંતિ ઉપર જીત મેળવ્યાની તારીખ અત્ર મેં ઇ. સ. ૧૪૩ જણાવી છે. જ્યારે પુ. ૩ પૃ. ૧૪૬ ની સામે ચોડેલ કોઠામાં ઇ. સ. ૭૮ લખેલ છે. તે વખતે વિશેષ શોધ કરવા જેવો સમય નહોતો એટલે તે કોઠામાં * ટીપણ કરેલ છે. પરંતુ પાછળથી પાકો નિર્ણય થઇ જતાં, તેજ પુસ્તકમાં પૃ. ૪૦૫ ઉપર ચોડેલ કોઠામાં તે સમય સુધારી લીધો છે અને તેજ પ્રમાણે અહીં પાછો જણાવ્યો છે.

(૨૬) અવંતિની મહત્વતા કેવી ગણાતી હતી તે માટે જુઓ પુ. ૩ પૃ. ૧૯૪ અને આગળની હકીકત.

સિવાયના સર્વ હિંદુસ્તાન ઉપર તેનો રાજદંડ ફરતો થઈ ગયો હતો. આવડા મોટા વિસ્તાર ઉપર ચષ્ઠણે સ્વામિત્વ મેળવ્યા બાબતનું વર્ણન અત્ર તો, તેના બિરૂદપ્રાપ્તિના ઇતિહાસ રૂપે રજુ કરાયું છે. જોકે તે કોઈ શિલાલેખના આધારે જણાવાયું નથી, છતાં સદ્‌ભાગ્યે અત્યારે પ્રચલિત માન્યતા પ્રમાણે જ તેનો રાજ્ય વિસ્તાર હોવાનું આવીને ઉભું રહે છે. આ પ્રચલિત માન્યતા સુદર્શન તળાવની એક પ્રશસ્તિ, જેને ચષ્ઠણના પૌત્ર રૂદ્રદામને મેળવેલ દેશવિજયની નોંધ તરીકે લેખી છે તેનો આધાર લઇને ગોઠવાઈ છે. એટલે વાચક મહાશયે એમ સમજી લેવું નહીં કે તે રૂદ્રદામનની યશગાથા ગાતી હકીકત સાથે હું સંમત છું. ઉલટું મારી સમજ પ્રમાણે તો આ આખી પ્રશસ્તિમાં ઘણી ઘણી જાતની ગેરસમજૂતિ થવા પામી છે. પરિણામે અનેક ઐતિહાસિક ઘટનાઓ ફેરવવી પડે તેમ છે. તે સર્વનું વર્ણન રૂદ્રદામનના વૃત્તાંતે જણાવવામાં આવશે. રાજ્ય વિસ્તારની દૃષ્ટિએ વિચારતાં, તેના આખાયે વંશમાં તેનો નંબર પ્રથમ આવે છે, અને બીજો નંબર તેના પૌત્ર રૂદ્રદામનનો આવે છે. જો કે બહુ વિશ્વાસ પાત્ર નોંધ કરી શકાય તેવા ખાત્રીપૂર્ણ આધાર પ્રાપ્ત હજુ નથી થયા, છતાં જો એમ કહેવાઈ જવાય કે રૂદ્રદામનનું રાજ્ય તેના દાદા કરતાં વિસ્તારમાં કાંઈક મોટું હતું તો પણ વાસ્તવિક ગણી શકાશે.

**સાથે મળી આવેલી કનિષ્ક અને ચષ્ઠણની મૂર્તિ વિશે**

જ્યારે જ્યારે જરૂરિયાત લાગી છે ત્યારે ત્યારે કુશાનવંશના વર્ણનમાં એક કરતાં વધારે વાર ચષ્ઠણની મૂર્તિ જે મથુરાથી ચૌદ માઈલ દૂર આવેલ માટ ગામમાંથી કનિષ્કની સાથે કોતરાવેલ મળી આવી છે તેનો ઉલ્લેખ[૨૭] આપણે કરી બતાવ્યો છે. એટલે હવે તે વાત નવી તો નથી જ, પરંતુ તે કેવા સંજોગોમાં ઘડાઇ હશે અને તેનો સમય કયો હશે? તે સંબંધી જરા વિવેચન કરવા જેવું દેખાય છે.

સંજોગોનો વિચાર કરતાં, પ્રશ્ન એ થાય છે કે, તે મૂર્તિ ચષ્ઠણની છે તો ખરી, પણ ક્ષત્રપ તરીકેની છે કે મહાક્ષત્રપ તરીકેની, તે નક્કી થાય તો તેની સાલ નક્કી કરવાની સરળતા થઇ જાય. કારણ કે પૂર્વે જ્યારે એક કનિષ્ક જ હોવાનું મનાતું આવ્યું હતું ત્યારે તો માર્ગ સરળ પણ હતો, પરંતુ હવે તો બે કનિષ્ક થયેલ હોવાનું તથા બન્ને કનિષ્કની વચ્ચે લગભગ ૨૫ વર્ષ જેટલો ગાળો પડી ગયાનું સાબિત થઇ ચૂકયું છે, ઉપરાંત તેમના શકનો આરંભકાળ પણ પચીસ વર્ષ મોડો લઇ જવાયો છે. આવી રીતે એ ત્રણ પ્રકારનો સુધારો થઈ ગએલ હોવાથી તે મૂર્તિ ક્ષત્રપની છે કે મહાક્ષત્રપની, તે મુદ્દો નક્કી કરવાની આવશ્યકતા વિશેષપણે પ્રગટ થાય છે. તેમાં વળી તે લેખકે એક વખત[૨૮] જણાવ્યું છે કે "The statues of Kanishka and Chasthana being found together, would be contemporaries and even relatives=કનિષ્ક અને ચષ્ઠણનાં પુતળાં સાથેજ માલૂમ પડયાં છે એટલે બન્ને સમસમયી કહેવાય અને વળી સગાં પણ થતાં હોય." એટલે કે ચષ્ઠણના હોદ્દા વિશે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી. બલ્કે તે કેમ જાણે ક્ષત્રપ પણ બનવા પામ્યો હોય નહિ, એવો આભાસ ઉભો થવા જેવી સ્થિતિમાં મૂકી દીધા છે. જ્યારે તેમણે તેજ પુસ્તકના પૃ. ૬૧ ઉપર તો સાફ શબ્દોમાં જણાવી દીધું છે કે, "Chasthan held his office as great Kshatrap under Kushan dynasty. i. e. under Kadphe sisII=કુશાન વંશના સમયે, એટલેકે કડફસીઝ બીજાના હાથ તળે ચષ્ઠણ, મહાક્ષત્રપ પદનો અધિકાર ભોગવતો હતો." ભલે તેમણે કડફસીઝનો સમય બતાવ્યો છે.

(૨૭) જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ ૧ પૃ. ૬૨ જુઓ. વળી જુઓ ૧૯૩૪ ના 'સુધા' માસિકનો માર્ગશીર્ષ માસનો અંક પૃ. ૧ થી ૬ વળી જુઓ ૧૯૩૩ જાન્યુઆરીનો 'ગંગા' માસિકનો ખાસ અંક પૃ. ૧૭૭

(૨૮) જ. આં. હિ. રિ. સો. પુ. ૨ ભાગ ૨ પૃ. ૬૨

તે મુદ્દો તો આપણે શોધ્યા બાદ[29] નક્કી કરી શકીએ તેમ છીએ, પણ ચષ્ઠણને મહાક્ષત્રપ હોવાનું જણાવી દીધું છે. છતાં તેમના હેરફેરવાળાં વાક્ય સાથે અન્ય લેખકોએ 'મહાક્ષત્રપ' શબ્દ લખ્યા[30] હોવાનું સરખાવીએ છીએ ત્યારે કાંઈક હિંમત આવે છે કે તે મહાક્ષત્રપના અધિકારે જ બનાવાયલી મૂર્તિ હોવી જોઈએ. છતાં પરિસ્થિતિને તપાસી તો જોવીજ રહે છે.

આપણે કહી ગયા છીએ તેમજ પુરવાર થયેલું છે ( જુઓ. પૃ. ૧૮૫માંનો કોઠો ) કે ચષ્ઠણે પોતાનું રાજદ્વારી જીવન ક્ષત્રપના અધિકારથી જ આરંભ્યું છે, એટલે તે દરજ્જે પણ રાજા કનિષ્ક સાથે તેને મૂર્તિ કોતરાવવાનો સમય ન આવે, એવું તો નજ બને. જો કે કનિષ્ક જેવો મોટો સમ્રાટ, ક્ષત્રપ જેવા પોતાના નાના હોદ્દેદાર સાથે બેસીને મૂર્તિ કોતરાવવા દે, તે સ્થિતિજ કલ્પનાની બહાર જતી અને બેહુદી દેખાય છે. છતાં ન બનવાનું પણ બની જાય છે એમ માનો તો યે, તે વખતના સંજોગો વિચારીએ છીએ ત્યારે તે સંભવિત દીસતું નથી. કેમકે ક્ષત્રપનો દરજ્જો તો બે કનિષ્કમાંથી માત્ર કનિષ્ક પહેલાના રાજઅમલેજ તેણે ભોગવ્યો છે. અને તે પદે જ્યારે તેને નિયુક્ત કરવામાં આવ્યો છે ત્યારે, એટલે ઈ. સ. ૧૧૭માં તો કનિષ્ક પહેલો મધ્ય એશિયામાં યુદ્ધમાં ગુંથાયેલ હતો, કે જ્યાંથી તે સહેલે પાછો ફરી શકયો જ નથી; એટલે પછી સાથે બેસીને મૂર્તિ ઘડાવવાનો પ્રસંગ ઉપસ્થિત થયાનો પ્રશ્ન જ રહેતો નથી. તેમ કનિષ્ક પછી રાજા વઝેષ્કનો અને તે બાદ રાજા હુવિષ્કનો, રીજંટ તરીકેનો કારભાર ૬+૧૧=૧૭ વર્ષ આશરે ચાલ્યો છે એટલે તે કાળ સુધીમાં પણ કનિષ્કના નામની સાથે લેવા દેવા રહેતી નથી; ત્યારે જે વિચારવાનું રહ્યું તે કનિષ્ક બીજાના રાજ્યારોહણ બાદનુંજ. અને તેના રાજ્યકાળે, વહેલામાં વહેલો અને સારામાં સારો જે શુભપ્રસંગ ગણાય તેજ આપણે ઠરાવ્યો છે; કે, તે વખતે ચષ્ઠણને મહાક્ષત્રપ પદથી નવાજવામાં આવ્યો હોય. એટલે સાબિત થયું કે, તે મૂર્તિ કનિષ્ક બીજાની સાથે મહાક્ષત્રપ ચષ્ઠણની છે. અને તેનો નિર્માણકાળ કનિષ્ક બીજાના રાજ્યાભિષેકનો હોઈ તેનો સમય ઈ. સ. ૧૪૨ની આસપાસનો મૂકી શકાશે.

**નહપાણ અને ચષ્ઠણની સરખામણી**

યુરોપિય વિદ્વાનોએ જ્યાં પોતાને બહુ ઉકેલ જડી આવ્યો નથી ત્યાં સઘળા પરદેશી આક્રમણકારોને પોતાને ફાવટ આવી[31] તેવી પ્રજા તરીકે ઓળખાવી દીધા છે. અને તેને લીધે હિંદી ઇતિહાસમાં અનેક ગોટાળા ઉભા થવા પામ્યા છે, છતાં ખૂબી એ બતાવતા

(૨૯) બન્ને કડફસીઝ પોતપોતાના સિક્કામાં પોતાને કુજુલ એટલે સુબા તરીકે ઓળખાવે છે. જો તેમ છે તો પછી સુબાને ત્યાં સુબા (ક્ષત્રપ) કયાંથી હોઈ શકે? અને જ્યાં ક્ષત્રપજ ન હોઈ શકે ત્યાં વળી મહાક્ષત્રપ તો તેમના તાબામાં શી રીતેજ સંભવે? એ તો સસલાને શિંગડા હોવા જેવી વાત કહેવાય. [ કોઈ કહેશે કે તે સ્થાને હિંદમાં આવીને પાછળથી તેણે મહારાજાધિરાજપદ ધારણ કર્યું હતું એટલે તે તો પોતાના હાથ તળે સુબો-ક્ષત્રપ રાખી શકે છે. જવાબ (૧) એક તો તેણે મહારાજાધિરાજપદ ગ્રહણ કર્યા પછી બહુ લાંબો વખત જીવ્યોજ નથી. (૨) એટલે ક્ષત્રપ જેવા પદનો સુબો નીમી શકે તેટલા ભૂમિ પ્રદેશ ઉપર આધિપત્ય મેળવ્યું નહોતું. (૩) ચષ્ઠણ પ્રથમ ક્ષત્રપ નથી નિમાયો પણ તેનો પિતા પ્રથમ નિમાયો છે એટલે જો બીમા કડફસીઝે સુબો નીમવાનું કર્યું હોય તો પણ બ્સમોતિકને નિમ્યો હોય. નહીં કે ચષ્ઠણને (૪) પોતે હજુ જ્યાં મથુરાપતિ નથી બન્યો અને પોતાનો શક નથી ચલાવી શકયો ત્યાં બીજાને મહાક્ષત્રપ કયાંથી બનાવી દે? આ પ્રકારે અનેક મુદ્દાઓ તેની વિરૂદ્ધમાં જતા દેખાય છે ].

(૩૦) જુઓ ઉપરની ટીકા નં. ૨૩.

(૩૧) એક દાખલો ટૂંકામાંજ આપીશ. કે. આં. રે. પૃ. ૧૦૪ પારિ. ૮૪ માંથી તે ઉતારેલ છે. તે શબ્દો આ પ્રમાણેના છે. "It is possible that the Kshaharatas may have been Pahlavas and the family of Chastan Sakas. It seems to be certain that the the name of Nahapan is Persian and that the name Ghsamotik, the father of Chastbana is Scythic (Thomas J- R. A. S. 1906 P. 211.)=સંભવિત છે કે, ક્ષહરાટો પહલવાઝ હોય

રહ્યા છે કે આ પરદેશી પ્રજાની ઓળખ મેળવવામાં કેવળ હિંદી ઇતિહાસકારોએજ સઘળો છબરડો વાળી નાખ્યો છે. તે હકીકત પુ. ૩માં અનેક વખત આપણે જણાવી ચૂકયા છીએ. મારૂં એમ કહેવું નથી કે તેમણે આવો દોષારોપ જાણી બૂઝીનેજ કર્યો છે. શું યુરોપિય કે શું અમેરિકન કે શું હિંદી ? ગમે તે દેશનો મનુષ્ય હોય, પરંતુ સર્વેના હાથે ભૂલો તો થાય છે; મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. પરંતુ કોઇએ કોઇને હલકા પાડવા જેવી વૃત્તિ ધારણ કરવી ન જોઇએ. જે કોઈ પ્રયાસ કરે તે વિદ્યાના શોખને લઇનેજ કરે છે. તેટલે દરેકજણે તેનું કૃત્ય ઉપકારક જ લેખાય અને તે માટે તેને અભિનંદન જ ઘટે છે.

ઉપર પ્રમાણેની એક ગેરસમજ નહપાણ અને ચષ્ઠણની બાબતમાં પણ થવા પામી દેખાય છે. કોઇએ નહપાણને ઇન્ડોપાર્થીઅન લેખ્યો છે તો કોઈ એ સિથિઅન કે ઇન્ડોસિથિઅન લેખાવ્યો છે. તેમ ચષ્ઠણની બાબતમાં પણ થવા પામ્યું છે. તે બધાના ઉલ્લેખમાં ઉતરવા જરૂર નથી. પરંતુ એટલું તો મોટા ભાગે બનવા પામ્યુંજ છે કે તે બન્નેને એક જાતિનાજ કે લગભગ મળતી આવતી જાતિના ગણી કહાયા છે; વળી બંને અવંતિપતિ બન્યા છે એટલે કદાચ એકબીજાની પાછળ પાછળ જ તેઓ ગાદીએ બિરાજમાન થયા હોય એમ પણ અનુમાન ગોઠવાયો છે. તેમ બનવાનું કારણ મુખ્ય અંશે મારી સમજમાં ઉતરે છે તે પ્રમાણે નહપાણના અમાત્ય અયમનો[૩૨] જુન્નેરવાળો પેલો શિલાલેખ હોવો જોઇએ. તેમાં સંવત્સરનો આંક ૪૬નો છે.[૩૩] જેમ નહપાણ કે તેના જમાઈ રૂષભદત્તના જે શિલાલેખોમાં આંક મળી આવ્યા છે તે સર્વમાં મોટામાં મોટો આંક આ ૪૬નો છે, તેમ બીજી બાજુ ચષ્ઠણ વંશી ક્ષત્રપોના જે શિલાલેખોમાં આંક[૩૪]મળી આવ્યાછે તેમાં નાનામાં નાનો પર(બાવન) નો છે. અને તે ચષ્ઠણના પૌત્ર મહાક્ષત્રપ રૂદ્રદામનનો છે. જ્યારે પૌત્ર તરીકે રૂદ્રદામનનો છે, ત્યારે તેના દાદા ચષ્ઠણનો સમય તો તેની પૂર્વેજ હોય તે કલ્પના વાસ્તવિક છે. વળી નહપાણના આંક ૪૬ ની અને રૂદ્રદામનના આંક પરની વચ્ચે કેવળ ૭ વર્ષનું જ અંતર કહેવાય; એટલે તે ૭ વર્ષના ગાળામાંજ ચષ્ઠણ પોતે કાં અવંતિપતિ બનવા પામ્યો ન હોય ? તે કલ્પના ઉભી થઈ. તેમાં એક બીજા સંજોગે વળી પુષ્ટિ પૂરી; ચષ્ઠણનો પુત્ર અને રૂદ્રદામનનો પિતા જયદામન જે ગણાય છે, તેના નથી મળ્યા શિલાલેખ કે નથી મળ્યા સિક્કા[૩૫]; એટલે વસ્તુસ્થિતિ ગોઠવી દેવાઈ કે તેનું રાજ્ય ચાલ્યું જ નથી અથવા ચાલ્યું હોય તો કેવળ ટૂંક સમય માટે જ; અને ખરૂં છે કે તેમજ બનેલું છે. જયદામન માત્ર ચાર છ માસજ ગાદીપતિ બનવા પામ્યો હોય એમ દેખાય છે. એટલે પર અને ૪૬ વચ્ચેના ૭ વર્ષનો મેળ જામી ગયો કે, નહપાણની પછી તુરતજ ચષ્ઠણ અવંતિપતિ તરીકે આવ્યો છે.

---

અને ચષ્ઠણનું કુટુંબ શક હોય; ચોક્કસ માલમ થાય છે કે, નહપાણનું નામ ઇરાની છે અને ચષ્ઠણના પિતા ઘ્સમોતિકનું નામ સિથિક છે. (થોમાસ જ. રો. એ. સો. ૧૯૦૬ પૃ. ૨૧૧) [કહો, આ અનુમાન કરવામાં કેવો મેળ ઉતાર્યો છે. છતાં ટોપલો નંખાય છે હિંદી વિદ્વાનો ઉપર. તેમના શબ્દો આ રહ્યા. Ind. Ant. XXXVII 1908 pp. 42. Indians cared very little whether the invader was a Parthian, Saka or a Kushan. The conquerer came from Saka-dwipa and so he was a Saka.=આક્રમણ કરનાર કોણ હતો-પાર્થિઅન શક કે કુશાણ-તે જાણવાની હિંદીઓ બહુ જુજ પરવા રાખતા. શક દ્વીપમાંથી (જંબુદ્વીપની બહારથી) તે વિજેતા આવ્યો માટે તેને શક તરીકેજ ઓળખતા. આ વાક્ય ઉપર પુ. ૩ પૃ. ૧૪૦ ટી. નં. ૪૫ નું વિવેચન જુઓ.]

(૩૨) પુ. ૩માં અયમને બદલે અમચ લખાઈ ગયું છે તે સરત ચુક સમજવી એટલે સુધારીને વાંચવા વિનંતિ છે.

(૩૩) જુઓ કો. આં. રે. પૃ. ૫૯; શિલાલેખ આંક નં. ૩૫ (વળી જુઓ પુ. ૩ પૃ. ૨૦૦નું વિવેચન).

(૩૪) સિક્કાઓમાં આંક મળી આવ્યા છે ખરા પણ તે આદિ રાજાઓના સિક્કામાં નથી. (જુઓ ઉપરમાં પૃ. ૧૮૫નો કોઠો) એટલે તે હકીકત બાદ રાખીને જણાવ્યું છે.

(૩૫) જે સિક્કા મળ્યા છે અને તેના હોવાનું જણાવાયું છે તે શંકાસ્પદ છે. તે માટે જુઓ પૃ. ૧૮૬. ટી. નં. ૬માં ટીપ્પણમાં ટાંકેલ મારા વિચારો.

તેનું રાજ્ય બહુજ અલ્પ સમયી નીવડેલ હોવું જોઇએ કેમકે ક્ષત્રપ, મહાક્ષત્રપ પદ ભોગવતો ભોગવતો તે ઉંચે ચડતો આવ્યો છે. એટલે પછી રાજાપદે જ્યારે પહોંચ્યો ત્યારે મોટી ઉંમરનો વૃદ્ધ થઇ ગયો હશે. પરિણામે ટૂંક વખતમાં તે મરણ પામ્યો હોવો જોઇએ. અને જેમ નહપાણે 'રાજા'નું બિરૂદ જોડીને ક્રમાનુક્રમે ત્રણે પદ ધારણ કર્યાં છે, તેજ પ્રમાણે ચષ્ટણે પણ મેળવ્યાં છે અને પોતે અવંતિની ગાદીએ આવ્યો છે. આ રીતે બધી પરિસ્થિતિનો સુમેળ બરાબર બંધબેસતો થઇ ગયો. અને આવા સંયોગોમાં ગમે તે હોય, તો તે પણ તે અનુમાનને વ્યાજબી ઠરાવે તે સ્વાભાવિક જ છે. પરંતુ તે પ્રમાણે સઘળો ઘાટ ઉતરતો છતાં તે અનુમાન સત્ય નથી એમ આપણે અનેક–લગભગ નવ–દલીલો આપીને પુ. ૩. પૃ. ૨૧૭થી આગળ પૂરવાર કરી બતાવ્યું છે. ઉપરાંત વધારે પુરાવા મને વિશેષ અભ્યાસથી મળી આવ્યા છે, તેનું વર્ણન અત્રે કરવા ધારૂં છું.

(૧) ક્ષત્રપ તરીકે ભૂમક અને નહપાણ સિક્કા પડાવી શકતા હતા, જ્યારે ચષ્ટણ પડાવી શકતો નહિ. અલબત ભૂમક કોઈ આંક લખી શકતો નહિ, કેમકે તેનો સ્વતંત્ર શક તેણે સ્થાપ્યો નહોતો, પણ તેના પુત્ર નહપાણે અવંતિપતિ બન્યા પછી સ્થાપ્યો હતો.

(૨) નહપાણે મહાક્ષત્રપ તરીકે શિલાલેખો પણ કોતરાવેલ છે. તેમ ક્ષત્રપ તરીકે કોતરાવવાની સત્તા પણ હતી; કેમકે યુવરાજ પદે ક્ષત્રપ તરીકે તે ખુદ રાજા જેટલો સત્તાધારી હતો; જ્યારે ચષ્ટણને ક્ષત્રપપદે તો રહ્યું, પણ મહાક્ષત્રપપદે આવ્યા છતાંયે શિલાલેખ કોતરાવવાની સત્તા નહોતી, કેમકે તેને શીરે સરદાર હતા.

(૩) નહપાણ ક્ષત્રપ હતો ત્યાં સુધી પોતાના પિતાને–મહાક્ષત્રપને–જવાબદાર હતો, અને મહાક્ષત્રપ થયા પછી સ્વતંત્ર રાજકર્તાના હક ભોગવતો હતો. જ્યારે ચષ્ટણને તો ક્ષત્રપ કે મહાક્ષત્રપ પદ બંને સરખાજ હતા. અલબત મહાક્ષત્રપ તરીકે હક–અધિકાર વિશેષ ખરો. બાકી માથે સરદાર તો હમેશાં હતો જ.

(૪) નહપાણ રાજકુટુંબી હતો, ચષ્ટણ નોકર વર્ગનો માણસ કહેવાય; જેથી નહપાણને પોતાનો પિતા મરણ પામતાં, સર્વ અધિકાર આપો આપ મળી ગયા હતા જ્યારે ચષ્ટણને બધા પ્રકારના અધિકારો માટે પોતાના ઉપરી સત્તાની મહેરબાની ઉપર લટકી રહેવાનું હતું. જેથી નહપાણનું મહાક્ષત્રપ પદ અધિકાર સૂચક છે, જ્યારે ચષ્ટણનું મહક્ષત્રપ પદ માત્ર નવાજેશ–બક્ષીસરૂપ છે. એટલે કે નહપાણ મહાક્ષત્રપ બન્યો છે, જ્યારે ચષ્ટણને બનાવવામાં આવ્યો છે.

(૫) બન્નેના સિક્કાચિહ્નોમાં ઘણો ફેર છે તેમ સિક્કાની લિપિમાં પણ ફેર છે.

(૬) નહપાણને મૂર્તિ કોતરાવવાનો જો કે વખત નથી આવ્યો, પણ જો આવ્યો હોત તો, પોતે ક્ષત્રપ પદે હોવા છતાં, પોતાના પિતા ભૂમક સાથે (ગાદીપતિ હોવા છતાં) તે પડાવી શકત. જ્યારે ચષ્ઠણથી ક્ષત્રપ તરીકે તેમ તો કરાય જ ક્યાંથી? પરંતુ મહાક્ષત્રપ બન્યા પછીએ કરવું હોય તો તેની મરજીની વાત નહોતી; પણ તેના ઉપરી રાજાની મહેરબાનીની પ્રતીક તરીકે જ તે અમલમાં મૂકી શકાય તેવી સ્થિતિ હતી.

(૭) નહપાણ મહાક્ષત્રપ બન્યો કે તુરત અવંતિ ઉપર સ્વતંત્ર રીતે ચડાઇ કરી શક્યો છે, પરંતુ ચષ્ઠણને તો મહાક્ષત્રપ બન્યાબાદ લગભગ અગિયાર વર્ષ સુધી બેસી રહેવું પડયું છે. (જુઓ ઉપરની કલમ નં. ૪ માં વર્ણવેલી સ્થિતિ)

(૮) નહપાણે અવંતિપદે આવ્યા પછી, મહાક્ષત્રપ શબ્દનો ઉપયોગ ઇચ્છાપૂર્વક કર્યો છે; એટલે કે કરવો, ન કરવો તેની પોતાની મુનસફી ઉપર અવલંબેલું હતું, પણ રાજા શબ્દ તો તે વાપરતોજ; જ્યારે ચષ્ઠણ પોતે અવંતિની ગાદીએ આવ્યા છતાં, એકલું રાજાનું બિરૂદ ન જોડતાં, 'મહાક્ષત્રપ રાજા' એમ લખતો; (જુઓ પુ. ૩ પૃ. ૧૨૧ દલીલ નં. ૭) કેમ જાણે મહાક્ષત્રપ શબ્દ તેના નામ સાથેનો એક અવિભાજ્ય અંશજ થઇ પડયો ન હોય.

(૯) નહપાણનું વતન અફગાનિસ્તાન છે, જ્યારે ચષ્ઠણનું મધ્ય એશિયા છે. નહપાણની ભાષા અને લિપિ ખરોષ્ઠી છે. તેમ બ્રાહ્મી લિપિ પણ છે.

ચષ્ઠણની તેવી નથી, પરંતુ તેના પિતાની સાથે નોકર તરીકે થોડો સમય અફગાનિસ્તાનમાં ગાળેલ એટલે ખરોષ્ટીનો અંશ તેમાં પ્રવેશ થતો દેખાય છે ખરો. એટલેથી તે બન્ને જુદાજ જુથના સભ્યો હતા એમ પુરવાર થઈ જાય છે.

(૧૦) ઉપરાંત તે બન્નેની કાળ ગણનાની પદ્ધતિમાં પણ ફેર રહેલ છે. તે એ કે નહપાણે સાલના આંક સાથે ઋતુ, માસ અને દિવસ એમ ચાર વસ્તુઓનો નિર્દેશ કર્યા કર્યો છે; જ્યારે ચષ્ઠણે ઋતુને દર્શાવીજ નથી, પરંતુ માસમાં પક્ષ લખવાને બદલે માસનું નામજ સ્પષ્ટપણે બતાવ્યું છે.

ઉપર પ્રમાણે પ્રત્યેકની મુખ્ય મુખ્ય વિશિષ્ટતાઓ છે. વળી આટલી આટલી વિષમતા હોવા છતાં તે બેની વચ્ચે ઘણી ઘણી સામ્યતા પણ તરવરતી દેખાય છે, જે તેમના રાજદ્વારી જીવન ઉપરથી તારવી શકાય છે. તે આ પ્રમાણે સમજવી:—

(૧) બન્ને જણા હિંદની નજરે પરદેશી છે. પરંતુ રાજકીય જીવનની દૃષ્ટિએ તેઓ બન્ને હિંદીજ બની ગયા હતા. જેના પ્રતીક તરીકે, નહપાણે પોતે જ નભોવાહન, નરવાહન જેવું સંસ્કૃત નામ ધારણ કરી લીધું હતું. જ્યારે ચષ્ઠણે પોતે તો ભલે નથી કર્યું પરંતુ તેના પુત્રે અને તે બાદ તેના વંશના સર્વ જણાએ હિંદી નામ અપનાવી લીધાં છે.

(૨) નહપાણનો ધર્મ જૈન છે તેમ ચષ્ઠણનો પણ જૈન છે. બન્ને જણાએ પોતાના રાજ્યમાં આવેલ સૌરાષ્ટ્રમાંના શત્રુંજય અને ગિરનાર જેવાં સ્વધર્મનાં ગણાતાં મુખ્ય તીર્થધામોની મુલાકાત લીધી છે. ( આને લગતું કેટલુંક વિવેચન રુદ્રદામનના જીવન વૃત્તાંતમાં કરવામાં આવશે. )

(૩) બન્નેનો અધિકાર પ્રથમ મધ્યદેશ (મધ્ય હિંદ નહીં, પણ રાજપુતાનાવાળો ભાગ જે અરવલ્લીની પશ્ચિમે આવેલ છે. જુઓ પુ. ૧ પરિચ્છેદ ત્રીજો)થી શરૂ થયો છે અને છેવટે અવંતિપતિ પણ બન્ને બનવા પામ્યા છે.

(૪) બન્ને જણાએ રાજકીય તાલીમ પોતાના પિતા પાસેથીજ મેળવી છે અને આગળ પડયા છે. તેમ બન્ને જણાએ બાપનીજ જગ્યા તથા ગાદી સંભાળી લીધી છે.

(૫) બન્ને જણાએ પોત પોતાનો સંવત પ્રવર્તાવ્યો છે અને તેમાં પણ પોતાના પિતાના રાજ્યારંભથીજ તે સંવતની આદિ બન્ને જણાએ ગણાવી છે. તેટલા દરજ્જે બન્નેમાં પોતાના પિતા તરફની પૂજ્ય બુદ્ધિ અને વંશનાં અભિમાન જાળવવાની આત્મજ્યોત એક સરખી ગણાશે.

(૬) બન્નેનું રાજદ્વારી જીવન લાંબું છે. અલબત્ત નહપાણ પંદરેક વર્ષ જેટલી નાની વયે તેમાં પડયો હતો અને સો વર્ષની ઉમરે મરણ પામ્યો છે. એટલે, એકંદર ૮૦–૮૫ વર્ષ જેટલો કાળ રાજકારણમાં તેણે ગાળ્યો કહેવાય. જ્યારે ચષ્ઠણે રાજદ્વારી જીવનમાં પ્રવેશ પણ કાંઈક મોટી ઉમરે, એટલે લગભગ ત્રીસેક વર્ષે કર્યો હોય એમ સમજાય છે, તેમજ ૬૫ વર્ષનું આયુષ્ય ભોગવી મરણ પામ્યો છે. તે હિસાબે તેનું રાજકીય જીવન માત્ર ૩૦–૩૫ વર્ષનુંજ ગણી શકાય. પરંતુ રાજકીય જીવનની હાડમારી, ઉપાધિ અને ઉકળાટ જોતાં, આટલાં વર્ષનું આયુષ્ય પણ લાંબુંજ કહી શકાય. અલબત્ત નહપાણની અપેક્ષાએ તો લગભગ અડધુંજ, બલ્કે તેથી પણ ઓછુંજ ગણાય તેમ છે.

તેમ સામાન્ય આયુષ્યની હદ પણ બન્નેમાં ઠીક ઠીક દીર્ઘસમી ગણી શકાય તેમ છે.

(૭) બન્નેએ સ્વ પરાક્રમ વડેજ અવંતિની ગાદી હસ્તગત કરી લીધી છે.

(૮) બન્નેનો ચહેરો ( જુઓ પુ. ૨ માં તેમનાં સિક્કા ચિત્રો; તથા પુ. ૩ માં પૃ. ૧૩૭ સામે ચોડેલી તેમની આકૃતિઓ ) પણ એક બીજાને ઠીક ઠીક મળી જતો દેખાય છે. તેમ તેઓએ હિંદી રાજકર્તાઓમાં મુકુટ ધારણ કરવાની પ્રથા ઉપાડી લીધી દેખાય છે વળી તે મુકુટો પણ એક સરખીજ પદ્ધતિના દેખાય છે.

રાજકારણે ઉપરની સામ્યતા જેમ દેખાઈ આવે છે તેમ કેટલીક અસમાનતા પણ સ્પષ્ટ માલૂમ પડી આવે છે; જેવી કે (૧) નહપાણે અને ચષ્ઠણે બન્નેએ

અવંતિ મેળવી લીધા પછી આંધ્રપતિ ઉપર કરડી નજર કરી તો છે જ; પરંતુ નહપાણે તેઓ માત્ર કાબૂમાં રહે, તેટલા પૂરતી નજર રાખીને સંતોષ પકડયો હતો, જ્યારે ચષ્ઠણે તો તેમનો ખૂબ પીછો પકડયો હતો તે એટલે સુધી કે, તેમનું મૂળ પાટનગર જે પૈઠણ હતું તે ખાલી કરાવીને તેમને ઠેઠ દક્ષિણમાં જતા રહેવાની ફરજ પાડી છે, કે જ્યાંથી પાછા તેઓ ઉભા જ થવા પામ્યા નથી. (૨) એટલે નહપાણનો રાજ્ય વિસ્તાર અવંતિની ગાદી મળી ગયા પછી સ્તંભિત થઈ ગયો હતો જ્યારે ચષ્ઠણે તે ખૂબને ખૂબ વધારી દીધો હતો. જેથી રાજ્ય વિસ્તારની દૃષ્ટિએ ચષ્ઠણ વધારે પરાક્રમી અને કાંડાબળીઓ કહેવાય. (૩) નહપાણ અપુત્રિયો મરણ પામ્યો છે. જ્યારે ચષ્ઠણનો વંશ અને પરિવાર ખૂબ લંબાયો છે; એટલે નહપાણના વંશમાં માત્ર (જો તેના પિતાની ગણત્રી પણ કરાય તો) બે જ રાજા થયા છે. પરંતુ ચષ્ઠણનો વંશવેલો લગભગ ૨૦ ઉપરની પેઢી સુધી પહોંચ્યો છે. (૪) નહપાણના રાજ્ય ઉપર તેના મૂળ ઉપરી સરદારોની—મિનેન્ડર વિગેરે યોન પ્રજાની—છાયા પડતી હતી, જે તેમના સરદારોના સિક્કા પોતાના રાજ્ય અમલે તેમજ રાજ્ય વિસ્તારમાં ચાલવા દીધા હોવાથી સાબિત થાય છે. જ્યારે ચષ્ઠણે તેમ થવા દીધું લાગતુંજ નથી. (૫) નહપાણે વેપાર વૃદ્ધિનાં સાધનોને સારો જેવો ટેકો આપ્યા કર્યો છે. ચષ્ઠણે તેમ કર્યું નથી લાગતું. તેનાં બે કારણ જણાય છે; ચષ્ઠણનો સ્વતંત્ર રાજ્યકાળ પણ ટૂંકો છે તેમ રાજ્યનો વિસ્તાર વધારવામાંજ તેનો બધો સમય વ્યતીત થઇ ગયો છે. (૬) છતાં નહપાણે ઘણાં દાન દીધાં છે તેમજ લોકોનાં મનરંજન કરવા ઘણાં ઉપયોગી કાર્યો પણ હાથ ધર્યાં દેખાય છે. તેનાં કારણ તરીકે (અ) કદાચ એમ પણ હોય કે, તેને અવંતિનો કબજો મળ્યો ત્યારે લોકોનો ઉશ્કેરાટ ઘણો હતો, એટલે—પોતાની જાતપ્રત્યે તેમજ રાજકીય પરિસ્થિતિને અંગે—બન્ને પ્રકારે લોકોને શાંત પાડવામાં તેવાં કાર્યો કરવાની આવશ્યકતા તેને જણાઈ હોય. (બ) અથવા તો પોતાનો રાજઅમલ લાંબો હતો તેથી આ બાબત હાથ ધરવાને તેને પુષ્કળ અવકાશ મળ્યો હતો. આ પ્રમાણે બેમાંથી પ્રથમ કે બીજું કારણ હોય; કે બન્ને થોડાં થોડાં હોય, ગમે તેમ પણ લોકોને ઘણાં આગળ લઈ જનારાં સાધનોની ભેટ મળી હતી. જ્યારે ચષ્ઠણનો રાજ અમલ તે બાબતમાં લગભગ શૂન્ય જેવોજ છે. તેમ તેને અવંતિનો જે સમયે અધિકાર મળ્યો તે સમયે પ્રજામાં અસંતોષ જેવું પણ નહોતું અને તેથી કરીનેજ તે, પોતાનો ટૂંક રાજ અમલ હોવા છતાં, રાજપાટથી દૂર દૂર રહીને શત્રુઓને જીતવામાં અને રાજ્ય વિસ્તારની વૃદ્ધિ કરવામાં નિર્ભય રીતે કામે લાગી શકયો હતો.

**ક્ષત્રપ, મહાક્ષત્રપની સત્તા વિશે**

ઉપરના પારિગ્રાફમાં નહપાણની અને ચષ્ઠણની સરખામણી કરતાં, ક્ષત્રપ અને મહાક્ષત્રપના દરજ્જાને લગતી કેટલીક નવી માહિતી આપણે જણાવી ગયા છીએ. તેમ અગાઉ પુ. ૩ માં પૃ. ૧૬૪ થી ૧૭૧ સુધીમાં પણ કેટલીક વિગતો આપી ગયા છીએ. આ પ્રમાણે છૂટી છવાઈ અને અસંબંધપણે તે હોય તેને બદલે તે સર્વે માહિતીને ગુંથીને કોઠા રૂપે જો ગોઠવવામાં આવે તો તેને સમજવાને તથા તેની તુલના કરવાને સરળતા પ્રાપ્ત થાય તે હેતુથી કોષ્ટક રૂપે રજુ કરીશું.

આ હોદ્દાઓ મૂળે તો રાજકારભારનો બોજો હળવો કરવા માટે અને જવાબદારીની વહેંચણી કરવા, યોજાયા લાગે છે. વળી આ શબ્દો અહિંદી-પરદેશી છે. એટલે તેને લગતી સંપૂર્ણ વિગતો તો પરદેશી રાજતંત્રના વહિવટથી વાકેફગાર હોય તોજ લખી શકાય, છતાં હિંદી ઇતિહાસના અવલોકનથી જે તારવી શકાઈ છે તેજ વિગત અત્ર રજુ કરી છે એમ સમજવું. બનવા જોગ છે કે તેમાં કયાંક ગેરસમજૂતિ પણ થવા પામી હશે તો તે સુધારી લેવા વિનંતિ છે.

જે પરદેશી પ્રજાઓએ હિંદ ઉપર અમલ ભોગવ્યો છે, તેના બે ભાગ પાડી શકાય તેમ છે. એક સ્વતંત્ર અને બીજો બીનસ્વતંત્ર. સ્વતંત્ર પ્રજા તેને કહીશું કે, જે પોતે પોતાના દેશમાં સ્વતંત્ર રાજ વહીવટ ચલાવતી હતી; અને બીન સ્વતંત્ર તેને કહીશું

કે જે મૂળે તો અન્ય પ્રજાને તાબે હોય કે તેની સાથે રાજદ્વારી સંબંધે જોડાઈ ગયેલ હોય પરંતુ પાછળથી ગમે તે કારણે છૂટી પડીને સ્વતંત્ર રીતે રાજ ચલાવવા મંડી પડી હોય. સ્વતંત્ર પ્રજા તરીકેનાં દૃષ્ટાંતમાં યવન, ચોન (બેકટ્રીઅન્સ)[૩૬] પાર્થિઅન્સ-પહલ્વાઝ-પર્શિઅન્સ અને કુશાનને જણાવીશું, જ્યારે બીનસ્વતંત્ર પ્રજા તરીકે શક, ક્ષહરાટ, અને ચષ્ઠણવંશીને ગણી શકાશે. આથી કરીને સ્વતંત્ર પ્રજાના જે ક્ષત્રપો અને મહાક્ષત્રપો છે તે એક રીતે, નોકર તરીકેની કક્ષામાં મૂકી શકાય અને તેજ પ્રમાણે તેમણે કારકીર્દી પૂરી કરી કહેવાય ખરી; જ્યારે બીનસ્વતંત્ર પ્રજાના હોદ્દેદારોએ સ્વતંત્ર થયા બાદ પોતાના હોદ્દા ગ્રહણ કરેલ હોવાથી એક રીતે તેઓ નોકર ન જ કહેવાય; પરંતુ તે હોદ્દાઓ પોતાના નામ સાથે જોડાયલ રહેલ હોવાથી તેમની પૂર્વ સ્થિતિદર્શક તે ગણી શકાય અને તેટલે દરજ્જે તેઓ પારકાની તાબેદારીમાં હતા એમ તો કહી શકાય જ. આટલા માટેજ આપણે તેમને પરતંત્ર નથી કહ્યા, કેમકે તે હોદ્દો ભોગવતાં ભોગવતાં સ્વતંત્ર થઈ ગયા છે; પરંતુ તેમને બીનસ્વતંત્ર કહ્યા છે.

| | સ્વતંત્ર પ્રજાના —એટલે નોકરની કક્ષાવાળા | | બીન સ્વતંત્ર પ્રજાના | |
|---|---|---|---|---|
| વિગત | ક્ષત્રપ | મહાક્ષત્રપ | ક્ષત્રપ | મહાક્ષત્રપ |
| (૧) સિક્કા પાડવા બાબત | ન પાડી શકે (રાજાજ્ઞા હોય તો જ પાડી શકે)[૩૮] | પાડી શકે[૩૭] પણ રાજાના શકનો આંકજ વાપરવો પડે | પાડી શકે પણ ખાસ કરીને જરૂરીઆત રહેતી નથી | પાડી શકે[૩૯] |
| (૨) સંવત કયો વપરાય | પોતાના ઉપરી રાજાના વંશનો સંવત જે હોય તેનો આંક | | પોતાના મહાક્ષત્રપના વંશનો | પોતાના જ વંશના સંવતનો |
| (૩) સંવત ચલાવવા બાબત | પોતાના ઉપરી રાજાનો[૪૦] કે તેના વંશનોજ ચલાવી શકે | | ચલાવી શકે પણ[૪૧] પોતાના મહાક્ષત્રપનો | પોતે આદિપુરૂષ હોય તો પોતાનો; નહીં તો પોતાનો પૂર્વજના રાજ્યારંભથી પોતે શરૂ કરે[૪૧] |

(૩૬) ઉપરની વ્યાખ્યા પ્રમાણે તો આ ચોન પ્રજા પણ મૂળે યવન (ગ્રીક) પ્રજાના તાબામાંજ હતી એટલે તેને બીન સ્વતંત્ર પણ ગણી શકાય. પરંતુ ચોન પ્રજાએ સ્વતંત્ર બનીને રાજવહીવટ ચલાવ્યો છે એટલુંજ નહીં, પણ પોતાના હાથ તળે ક્ષત્રપો પણ ઉભા કર્યા હતા તેથી તેમને મૂળ પ્રજા તરીકે અહિ લેખી છે.

(૩૭) ઇન્ડો-પાર્થીઅન રાજા મોઝીઝ આ સ્થિતિમાં ગણી શકાય પણ તેનો હોદ્દો મહાક્ષત્રપ તરીકે નહોતોજ. અપ્રણુ મહાક્ષત્રપ પણ આ પ્રકારનોજ કહેવાય.

(૩૮) હગાન હગામાસના સિક્કા (જુઓ પુ. ૨. આંક નં. ૫, ૧૦) આ પ્રકારના ગણાશે.

(૩૯) દૃષ્ટાંત તરીકે રાજુવુલના, તથા સોડાસના સિક્કા (પોતે મહાક્ષત્રપ બન્યા પછીના).

(૪૦) દૃષ્ટાંતમાં લદાખની પાસે ખલત્સગામનો લેખ કડફસીઝે કોતરાવેલ શિલાલેખ (જુઓ ઉપરમાં પૃ. ૧૪૦).

(૪૧) નહપાણના-રૂષભદત્તના, મંત્રી અયમના શિલાલેખો, પાતિકનો પેલો ૭૮ આંકવાળો તક્ષિલાનો શિલાલેખ, કુશાનવંશના સર્વ શિલાલેખો, ચષ્ઠણના લેખો ઈ. ઈ.

| | | | | |
|---|---|---|---|---|
| (૪) સત્તાનો પ્રકાર | પોતાના મહાક્ષત્રપને તાબે | પોતાના રાજાને તાબે | પોતાના મહાક્ષત્રપની દોરવણીમાં રહે અને તે પણ મહાક્ષત્રપના રાજ્યારંભથીજ | કોઇને તાબે નહીં પણ તદ્દન સ્વતંત્ર |
| (૫) શહેનશાહ સાથે સંબંધ હોય કે? અને હોય તો કેવા પ્રકારનો? | ન પણ હોય | ન પણ હોય | મહાક્ષત્રપનો યુવરાજ પોતે હોય છે તેથી તેમની દોરવણીમાં પિતા પુત્રનો સંબંધ દેખાય છે | સ્વતંત્ર થએલ છે એટલે શહેનશાહના સંબંધનો પ્રશ્નજ રહેતો નથી |
| (૬) સગપણ સંબંધ | બનતા સુધી સંબંધ હોતો નથી | | પુત્ર અને[૪૨] યુવરાજ તરીકેજ હોય | પોતેજ ગાદીપતિ છે |
| (૭) ક્યારે પદવી ચડે | સામાન્ય રીતે મહાક્ષત્રપની ભલામણથી અને તે પણ શહેનશાહની મરજી હોય તોજ | પોતાના પરાક્રમવડે પરંતુ શહેનશાહની પ્રસન્નતા ઉપર તો ખરૂંજ[૪૩] | પિતા જે મહાક્ષત્રપ[૪૪] છે તેના મરણ બાદ તુરત આપોઆપ ગાદીપતિ બની જાય અને મહાક્ષત્રપ કહેવાય | ગાદીપતિ બને એટલે મહાક્ષત્રપ આપોઆપ કહેવાય; તેને પદવીએ ચડાવનાર કોઇ ગણાય નહીં |
| (૮) તેમની સંખ્યા કેટલી હોય | એક પણ હોય[૪૫] અને અનેક પણ હોય | બનતા સુધી મહાક્ષત્રપ પદ નોકરને અપાતું જ નથી[૪૬] છતાં ખાસ કસોટી તરીકે ઉભું કર્યું હોય તો બહુ તો એકનીજ સંખ્યામાં[૪૭] | યુવરાજ જ હોઇ શકે, માટે એકની જ સંખ્યા | પોતેજ ગાદીપતિ છે એટલે સંખ્યાનો સવાલજ ઉભો થતો નથી |

(૪૨) દૃષ્ટાંતોમાં ભૂમક, અને નહપાણ, રાજુવુલ, અને સોડાષ, લીઅક, અને પાતિક; ઇ. ઇ. જાણી લેવાં.

(૪૩) મહાક્ષત્રપ ચષ્ઠણ આ કથનના દૃષ્ટાંત રૂપ છે.

(૪૪) નં ૪૨ વાળાના બધા કિસ્સામાં આ સ્થિતિ બનવા પામી હતી.

રૂદ્રદામન વિશે જે એમ માન્યતા થઇ છે કે તેણે આપ બળે મહાક્ષત્રપ પદ મેળવ્યું હતું તે કથન ખોટું છે એમ આ ઉપરથી સમજવું. (તેના વૃત્તાંતે જુઓ)

(૪૫) દૃષ્ટાંતમાં; ડેમિઅસના રાજ્યે ૨૦-૨૪ ક્ષત્રપો હતી.

(૪૬) પહલ્વાઝમાં મહાક્ષત્રપ મળતા નથી તેનું કારણ આ નિયમમાં સમાયલું છે. (સરખાવો ઉપરની ટી. નં. ૩૭માં આપેલું મોઝીઝનું દૃષ્ટાંત).

(૪૭) જુઓ ઉપરની ટી. નં. ૩૭; ચષ્ઠણ મહાક્ષત્રપનો દૃષ્ટાંત ખાસ આ સ્થિતિનોજ છે.

| | | | |
|---|---|---|---|
| (૯) શિલાલેખ કોતરાવવા બાબતનો અધિકાર | રાજના નોકર તરીકે તો રાજાજ્ઞાથીજ કોતરાવી શકે અને તેમનો જ સંવત વાપરી શકે; બાકી વ્યક્તિગતપણે જો દાન કર્યું હોય તો બનતાં સુધી તે સ્થિતિમાં પોતાના નામ સાથે ક્ષત્રપ કે મહાક્ષત્રપનો હોદ્દો જોડવા જરૂર નથી; કેમકે ખાનગી લેખ વ્યક્તિ તરીકે કોઈપણ મનુષ્ય કોતરાવી શકે છે. | યુવરાજના અધિકારની રૂઇએ કોતરાવી શકે અને તેમાં આંક સંખ્યા પોતાના વંશના સંવતનીજ વાપરે[૪૮] | પોતે સર્વ સત્તાધીશ હોવાથી આ પ્રશ્નજ ઉભો થતો નથી |

**આઠ મુદ્દામાંનો છેલ્લો અથવા કુશાન અને ચષ્ઠણ સંવતની સરખામણી**

દ્વિતીય પરિચ્છેદે, કુશાનવંશના ઇતિહાસ સાથે સંબંધ ધરાવતા, પણ કેટલીક બાબતમાં અલગ પડી જતા, આઠ મુદ્દાનાં નામ આપ્યાં હતાં; જેમાંનાં ત્રણ, કનિષ્ક પહેલાના વૃત્તાંતે, એક કનિષ્ક બીજાના વૃત્તાંતે, અને બાકી રહેલા ચારમાંથી ત્રણ, આ ચષ્ઠણવંશી ક્ષત્રપોની હકીકત લખતાં જણાવાઇ ગયા છે. હવે એક જ માત્ર બાકી રહ્યો છે. તે કુશાન અને ચષ્ઠણશકની સરખામણીને લગતો છે. તેની ચર્ચા અત્રે કરીશું.

ઉપરમાં, પ્રસંગો ઉભા થતાં સાબિત કરી દેવાયું છે કે બન્નેની ગણત્રીનો સમય ઇ. સ. ૧૦૩થી થયો છે. એટલે કે બન્નેની આદિનો સમય એક છે. છતાં તેના પ્રારંભ થવાનાં કારણ તેમજ પ્રારંભ કરનાર વ્યક્તિઓ ભિન્ન ભિન્ન છે. એટલે દરજ્જે તે બેની ભિન્નતા છે. ઉપરાંત તેમની ભિન્નતાના બે ત્રણ મુદ્દા ઓર વિશેષ છે. તેમાંનો એક, કુશાન સંવતનું ચલણ સારા ઉત્તર હિંદમાં થયેલ છે, જ્યારે ચષ્ઠણશકનો પ્રચાર અવંતિના અને સૌરાષ્ટ્રના પ્રદેશમાં જ છે; અને બીજો મુદ્દો તેનું બંધ થવાના સમયને લગતો છે. કુશાન સંવતનો અંત ગુપ્તવંશી રાજાએ ઇ. સ. ૨૮૦ આસપાસમાં આણ્યો છે, જ્યારે ચષ્ઠણશકનો અંત (ચોખ્ખો અંત તો નથી જ કર્યો: પણ લુપ્તપ્રાય: કરી નાંખ્યો છે.) આણ્યો કહેવાય તો ગુપ્તવંશીએ જ પરંતુ તેનો સમય ઇ. સ. ૪૨૩ જેટલો દૂર ગયો છે આ પ્રમાણે ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુથી જોઇએ તો તેમની વચ્ચેનો તફાવત દેખાઈ આવે છે. છતાં એકી વખતે જ દૃષ્ટિ નાંખીને જોઇ શકાય તે માટે તે હકીકતને કોષ્ટકરૂપે ગુંથી બતાવીશું.

| | ચષ્ઠણશક | કુશાનશક |
|---|---|---|
| (૧) આદિનો સમય | ઇ. સ. ૧૦૩ | ઇ. સ. ૧૦૩ |
| (૨) સ્થાપક | ચષ્ઠણ | કનિષ્ક પહેલો |
| (૩) પ્રસંગ | તેના પિતાનું ક્ષત્રપપદે નિમાવું | પોતાનો રાજ્યાભિષેક થવો |
| (૪) પ્રસારનું ક્ષેત્ર | અવંતિ અને સૌરાષ્ટ્રનો પ્રદેશ | સારોયે ઉત્તર-હિંદ |
| (૫) કોણે અંત આણ્યો કહેવાય | ગુપ્તવંશી અંતિમ રાજાઓએ | ગુપ્તવંશી પ્રથમ રાજાએ |
| (૬) કોઈ શાખા તેમાંથી નીકળી છે? | ઇશ્વરદત્ત આભિર મહાક્ષત્રપની | ખુદ ચષ્ઠણ મહાક્ષત્રપની |
| (૭) શાખા નીકળવાનું કારણ | નબળી સત્તા પડવાથી | ખુદ રાજાની સંમતિથી |
| (૮) અંત | ઇ. સ. ૪૨૩માં કે તે બાદ લુપ્ત | ઇ. સ. ૨૮૦ આસપાસ |
| (૯) સંવતનું આયુષ્ય | ૩૨૦ વર્ષ | ૧૭૫ વર્ષ |

(૪૮) જુઓ ઉપરની ટીકા નં. ૩૧.

ચોક્કસાઈથી કહી શકાય તેવો પ્રબળ પુરાવો તો નથી જ પરંતુ પૃ. ૧૯૪માં ઉલ્લેખ કર્યા પ્રમાણે તેના પિતાનું મરણ ઈ. સ. ૧૧૭માં નીપજતાં, ચષ્ઠણ તેની જગ્યાએ ક્ષત્રપ નીમાયો ત્યારે તેની ઉમર લગભગ ૩૦થી ૩૫ હોવાનું કલ્પી શકાય છે અને ઈ. સ. ૧૫૨ની આસપાસ મરણ પામ્યો છે એટલે ૩૭ વર્ષ સુધી રાજકીય ક્ષેત્રમાં તે ઝઝુમ્યો છે. એકંદર તેની ઉમર મરણ સમયે લગભગ ૭૦ની કહી શકાય. ૩૭ વર્ષના જીવનમાં પ્રથમનાં ૧૬ વર્ષ ક્ષત્રપપદનાં, તે બાદ ૧૦ વર્ષ મહાક્ષત્રપ પદનાં અને છેલ્લાં ૧૦ વર્ષ રાજાપદનાં ગણવાં રહે છે. તેના મરણ બાદ તેનો પુત્ર જયદામન અવંતિપતિ થયો હતો એમ કેટલાક સંજોગથી કહેવું પડે છે.

**તેની ઉમર**

### (૩) જયદામન

અહીં તેને નામાવલિમાં રાજા તરીકે દાખલ તો કીધો છે, પણ તેને ગણવો કે કેમ તે બહુ અનિશ્ચિત જેવું દેખાય છે; કેમકે પ્રથમ તો શિલાલેખ અને સિક્કાઓ, જે ઐતિહાસિક બનાવની સિદ્ધિ નક્કી કરવા માટેના પ્રબળ સાધનો છે તેમાંનો કોઈ સ્વતંત્ર શિલાલેખ, તેના નામનો જડી આવ્યો દેખાતો નથી. પરંતુ જે અન્ય શિલાલેખો તેના વંશના રાજાઓની વંશાવળી બતાવતા મળી આવ્યા છે તેમાં તેનું નામ આવે છે અને તેથી જ તે નામનો ચષ્ઠણનો કોઈ પુત્ર અને રૂદ્રદામનનો પિતા હતો એટલું નક્કી કરાય છે. પણ તેમ ન બન્યું હોત તો તેના નામની કોઈ વ્યક્તિ થઈ હતી કે કેમ તેજ કોઈને ખબર પડત નહીં. પરંતુ સિક્કાની બાબતમાં વસ્તુસ્થિતિ જુદી જ દેખાઈ છે. કેટલાકનું માનવું એમ થાય છે કે તેના નામના સિક્કાઓ[૪૯] જડી આવ્યા છે. પણ તેને લગતું જે વર્ણન કો. આં. રે. માં પૃ. ૧૧૭ ઉપર આપ્યું છે તેમાંના લખાણમાં એક વખત જુદી જ હકીકત જણાવે છે ત્યારે વળી બીજી વખત કાંઈ ઓરજ સ્થિતિ વર્ણવે છે. જ્યારે તે સિક્કાચિત્ર જોતાં વળી તદ્દન નવીન હકીકતજ જણાય છે. મતલબકે તે સિક્કા જયદામનના હોવા વિષે પુરી ખાત્રી જ થતી નથી. છતાં જે જયદામનનું નામ થોડું ઘણું ઇતિહાસનાં પાને ચડી ગયું છે તે એક બે કારણને લઈને બનવા પામ્યું હોય એમ સમજાય છે. તેમાં સૌથી મુખ્ય કારણ સૌરાષ્ટ્રમાં આવેલ ગિરનારની તળેટીમાંનો સુદર્શન તળાવવાળો કહેવાતો રૂદ્રદામનનો લેખ છે. વિદ્વાનોએ તેમાં વર્ણવેલી સર્વ હકીકત રૂદ્રદામનને લગતી[૫૦] હોવાનું ઠરાવ્યું છે. એટલે તેને લીધે તેની અંદર જણાવેલ દેશો ઉપરનો વિજય પણ રૂદ્રદામનને હિસ્સે નોંધ્યો છે. જેથી ચષ્ઠણ અને રૂદ્રદામનની વચ્ચેની બધી રાજકીય પરિસ્થિતિનો[૫૧] મેળ બેસારવાને ખાતર કોઈક વ્યક્તિ ઉભી કરવાની આવશ્યકતા જણાઈ તેમ ઉપરમાં જણાવ્યા પ્રમાણે શિલાલેખમાં ચષ્ઠણના પુત્ર જયદામનનું રાજ્ય ચષ્ઠણ અને રૂદ્રદામનની વચ્ચેનું બહુ ટુંક સમયનું ગોઠવી દેવાયું. આ યુક્તિને ઉપરની ટી. નં. ૪૯ વર્ણવેલા સિક્કાથી પુષ્ટિ મળી ગઈ. કેમકે તે સિક્કાઓમાં ચષ્ઠણવંશી નૃપતિઓના સિક્કા-

---

(૪૯) જુઓ ઉપરમાં પૃ. ૧૮૯ની ટી. નં. ૬ તથા પૃ. ૨૦૦ની ટી. નં. ૩૫.

કો. આં. રે. માં પાંચ સિક્કા (જયદામનના ધરાય છે તેવા)નું વર્ણન આપ્યું છે. એકેમાં તેનું પ્રાપ્તિસ્થાન આપ્યું નથી. માત્ર એકમાં જણાવ્યું છે કે તે જુનાગઢવાળા રેવરંડ એચ. આર. સ્કોટ તરફથી મળ્યો છે. પણ તે કાંઈ પ્રાપ્તિસ્થાન ન કહેવાય. એટલે તે ઉપરથી વિશેષ અનુમાન બંધાય તેમ નથી.

સિક્કા હોવાજ ન જોઈએ તેમ તેનું રાજ્ય પણ ચાલ્યું ન હોવું જોઈએ તે તેમનાજ વાક્યથી સાબિત કરી શકાય તેમ છે. તે માટે જુઓ રૂદ્રદામન રાજ્યે પૃ. ૨૦૯ની ટીકા.

(૫૦) આ સુદર્શન તળાવની પ્રશસ્તિ બાબત કેટલીક હકીકત પુ. ૨, પૃ. ૩૯૩-૩૯૭ સુધી વર્ણવી છે. વળી આગળ રૂદ્રદામનના વૃત્તાંતે લખવામાં આવશે.

(૫૧) ચષ્ઠણે જે પ્રાંતો મેળવ્યા હતા તે રૂદ્રદામનને પાછા મેળવવા પડયા હતા એવો પ્રસંગ ફરીને ઉભો થતો હોય તો એનો અર્થ એજ કરવો પડે કે, બેની વચ્ચે એક રાજા થયો હતો અને તેણે તે ગુમાવી દીધા હતા. એટલે આ પ્રમાણે રાજકીય પરિસ્થિતિ તેમણે ગોઠવી દીધી (જુઓ જ. બો. બ્રે. રો. એ. સો. નવી આવૃત્તિ પુ. ૩. પૃ. ૭૩).

એમાં મળી આવતી સૂર્ય-ચંદ્રની (Star and Crescent) નિશાનીઓ પણ નજરે પડે છે. તેમ તે ઉપરાંત સ્વામિ, મહાક્ષત્રપ આદિ બિરૂદો પણ છે. જ્યારે શિલાલેખોમાં જ્યાં જયદામનનું નામ ગણી શકે છે ત્યાં એકમાં પણ તે બિરૂદ તેણે મેળવ્યું હોવાનું કોઈ ચિહ્ન સરખુંયે જણાતું નથી. વળી ચષ્ઠણવંશી સિક્કાનો અભ્યાસ પણ એમજ બતાવે છે કે, જે પુરૂષે કેવળ ક્ષત્રપપદું જ ભોગવ્યું હોય તે પોતાના નામના સિક્કા પડાવી શકતો નથી જ. વળી વિશેષ ખૂબી તો એ છે કે, તે સિક્કામાં નામ જ કોઇનું નથી. અને નામ નથી એટલે કોઈ અન્ય નામધારીનો તો ઠરાવાય નહીં, પરંતુ સૂર્ય-ચંદ્રની નિશાની છે એટલે કોઇને પણ અડચણમાં ઉતાર્યા સિવાય જે એકનું નામ આપી શકાય તેવું દેખાયું તે માત્ર આ જયદામનનું જ. હવે સમજાશે કે શિલાલેખ અને સિક્કાના આધારે તેના અસ્તિત્વની અને રાજકારોબારની ઇમારત વિશે જે કલ્પના ગોઠવાઈ છે તેની ખરી સ્થિતિ આપણે રજુ કર્યા પ્રમાણે છે. એટલે આવા કાચા અને સંશયવાળા પાયા ઉપર કોઈ મદાર બાંધવો તે યોગ્ય લાગતું નથી. આ કારણને લઇને જયદામનનું ગાદીએ બેસવાનું મારે પોતાને કબૂલ નથી; છતાં પૃ. ૧૯૯ ઉપર જે વિધાન કર્યું છે કે તેનું રાજ્ય ટૂંક સમયી છએક મહિનાનું અમુક સંયોગોમાં નોંધી શકાય તેવું છે તે, ઉપર પ્રમાણેના વિદ્વાનોના કથનની વિશેષ ખાત્રી કરવા માટે દ્વાર ઉઘાડાં રહે તેટલા માટે છે. વિશેષ સંશોધનના પરિણામે તે પ્રમાણે જો સ્થિતિ સાબિત થાય તો રાજા ચષ્ઠણ પછી ગાદીએ બેસીને ટૂંક સમયમાં તેના મરણ પામવા માટે વળી કોઇ અકસ્માતનું કારણ કલ્પવું પડશે. છતાં અત્યારે તે વિશે વિચારમાં ઉતરવાની જરૂર નથી. પરંતુ જ્યારે તેણે માત્ર ક્ષત્રપપદ ભોગવ્યાનું તથા ચષ્ઠણના પછી તુરત રૂદ્રદામન જ ગાદીપતિ થયો હોવાનું માનીએ છીએ ત્યારે તેનું મૃત્યુ ચષ્ઠણના જીવનકાળમાં જ થયું ગણવું રહેશે. એટલે હવે એમ અનુમાન કરવું રહેશે કે, જયદામનનું મરણ ઇ. સ. ૧૫૨ના અરસામાં થયું હોવું જાઇએ અને તેના આઘાતથી ચષ્ઠણ પણ ટૂંક વખતમાં જ આ ફાની દુનિયા છોડીને ચાલ્યો ગયો હોવો જોઈએ.

## (૪) રૂદ્રદામન

ચષ્ઠણ પછી તુરત જ ગણો કે, છએક માસ સુધી જયદામનનું રાજ્ય વચ્ચે ચાલ્યું હતું તેમ ગણો; પરંતુ ઇ. સ. ૧૫૨=ચષ્ઠણસંવત ૪૯ આશરેમાં રૂદ્રદામન અવંતિપતિ બનવા પામ્યો હતો. તેટલી વાત ચોક્કસ છે. વળી તેનું રાજ્ય ૭૨ શકમાં=ઇ. સ. ૧૭૫માં ખતમ થયેલ હોવાથી ૨૩ વર્ષ સુધી ચાલ્યું ગણી શકાશે. જ્યારે ચષ્ઠણની ઉમર મરણ સમયે ૬૫-૭૦ની હતી તે ગણત્રીએ જયદામનની આશરે ૫૦-૫૨ની ગણાશે. અને રૂદ્રદામનની ગાદીએ બેસતાં ૩૨-૩૫ની લેખાય; તો તે હિસાબે તેનું પોતાનું આયુષ્ય લગભગ ૫૭ થી ૬૦ વર્ષનું થયું ગણાશે.

**તેના રાજ્ય વિસ્તાર સાથેની ગેરસમજૂતિઓ**

ચષ્ઠણ પોતે અતિ વિસ્તારવંત રાજ્યનો ધણી હતો તે આપણે ઉપર જોઈ ગયા છીએ અને તેનો વારસો આ રૂદ્રદામનને મળેલ હોવાથી તે તો પ્રથમથીજ તેવડા મોટા અને વિશાળ પ્રદેશનો ભૂપતિ થયો હતો. એટલે દેખીતું જ છે કે, તેને તેમાંના કોઈ પ્રાંતો મેળવવા જેવું રહેતું નહોતું. છતાં સુદર્શન તળાવના શિલાલેખમાં, પૂર્વાકારવંતિ, અનૂપ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરૂ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત અને નિષાદ આદિ પ્રદેશની જીત પોતાના શૌર્યવડે જીત્યાનો જે ઉલ્લેખ કરાયો છે તે રૂદ્રદામનને ફાળે શા માટે ચડાવાતો હશે તે સમજી શકાતું નથી. આ એકજ હકીકત સાબિત કરે છે કે, તે તળાવની પ્રશસ્તિને રૂદ્રદામને કરેલ વિજયપ્રાપ્તિની યશગાતા વર્ણવતી કથા તરીકે ગણાવાય તેમ નથી; છતાં તે પ્રશસ્તિ વિના કોઈ અન્ય પુરાવા રૂદ્રદામનની કહેવાતી જીતને સમર્થન આપનારા જ્યારે મળતા નથી ત્યારે સળંગ ઇતિહાસ આલેખન કરતાં જે સ્થિતિ આપણને ઉપર પ્રમાણે સિદ્ધ થયેલ નજરે પડે છે તેનો સ્વીકાર કરી લેવો જ રહે છે. વળી આપણી આ માન્યતાના ટેકારૂપ,-અથવા તે મત ઉચ્ચારવાને તે જ પ્રશસ્તિમાંથી જે કેટલાક મુદ્દા ઉપયોગી દેખાયા હતા તે ઉપર,

વિવેચન કરી પુ. ૨, પૃ. ૩૯૩થી ૩૯૭માં તેને સાબિત કરવાનો પ્રયત્ન પણ સેવ્યો છે. એટલે હવે ફરી ઉલ્લેખ ન કરતાં તે વાંચી જવાની જ ભલામણ કરવામાં આવે છે. ઉપરાંત જે અન્ય નવીન વિચારો ઉપલબ્ધ થયા છે તે જણાવવાની તો આવશ્યકતા રહે છે જ. તે નીચે પ્રમાણે જાણવાઃ—

(૧) જોકે રૂદ્રદામનના ગુણગાન ગાતો તે શિલાલેખ હોવાના વિદ્વાનોના મતથી હું છૂટો પડું છું. (જુઓ પૃ. ૧૯૭) છતાં દલીલની ખાતર તેમનો મત કબૂલ રાખીએ, તોયે તેમનો જ અભિપ્રાય તેમની વિરૂદ્ધ જાય છે.

તેમનું કહેવું એમ છે કે જ્યારથી રૂદ્રદામન ગર્ભમાં આવ્યો ત્યારથી ચષ્ઠણ પોતે ઉત્તરોત્તર સમૃદ્ધિની છોળો અનુભવવા મંડ્યો હતો તેમજ તે પોતે ગાદીએ આવ્યો ત્યાં સુધી તે સમૃદ્ધિ અબાધિતપણે વૃદ્ધિગત થયા જ કરી હતી. એટલે બે પ્રશ્ન થાય છે. (૧) શું ત્યારે ચાલી આવતી વૃદ્ધિ તેના ગાદીએ આવ્યા બાદ અટકી ગઇ હતી કે તેની ક્ષતિ થવા માંડી હતી? એમ તો તેમનું કહેવું નથી જ થતું, કેમકે તેઓ એમ માનતા જણાય છે કે તેણે પોતે સ્વપરાક્રમથી અનેક દેશો જીત્યા હતા, એટલે કે તેણે પોતે તો વંશની કીર્તિમાં ઉમેરો જ કર્યો છે, જેથી તે પ્રશ્નનો અવકાશ જ નથી રહેતો. (૨) બીજો પ્રશ્ન એ રહ્યો કે, ચાલી આવતી વૃદ્ધિ જ્યારે અટકી નથી પણ જ્વલંત બનતી ચાલુ રહી હતી ત્યારે એટલું તો ખરૂંજને, કે તે પોતે ગાદીએ આવ્યો ત્યાં સુધીયે, ચષ્ઠણે મેળવેલ કીર્તિમાં અબાધિતપણે ઉમેરો જ થયા કર્યો હતો પરંતુ કોઈ રીતે ક્ષતિ તો આવી જ નથી. આ પ્રમાણે તેમનો મત છે. તેમ બીજી બાજુ એટલું ચોક્કસ છે કે, ચષ્ઠણને ઇ. સ. ૧૧૭ના અરસામાં ક્ષત્રપપદે નિયુક્ત કરવામાં આવ્યો છે, અને તે ઇ. સ. ૧૫૨માં મરણ પામ્યો છે. એટલે તેનું રાજકીય જીવન ૩૫ વરસનું થયું કહેવાય. તેમ રૂદ્રદામન ગર્ભમાં હતો ત્યારથી તેના રાજકીય જીવનની શરૂઆત થયાનું તેઓ માને છે એટલે રૂદ્રદામન ગાદીએ આવ્યો ત્યારે ૩૪ કે ૩૫ની ઉમરનો હતો અને ગાદીએ આવ્યા પછી તો ચષ્ઠણે મેળવેલ રાજવિસ્તાર અને કીર્તિમાં ઉપર કહી ગયા પ્રમાણે તેણે વધારોજ કર્યે રાખ્યો છે. તો પછી ચષ્ઠણે જે પ્રાંતો મેળવીને વારસામાં રૂદ્રદામનને સોંપ્યા હતા તે તેણે સ્વપરાક્રમે મેળવી લીધા હતા, એ તેમનું કથન છે તે ખોટું ઠરે છે. કદાચ તેમની દલીલ એમ હોય કે, વચ્ચે રૂદ્રદામનના પિતા જયદામનનો રાજઅમલ ટુંક વખત થયો હતો તેમાં ચષ્ઠણે મેળવેલ કેટલીએ ભૂમિ તે ગુમાવી બેઠો હતો. આ સ્થિતિ સ્વીકારીએ તો તેમનું કહેવું જે છે કે અબાધિતપણે વૃદ્ધિ ચાલુ રહી હતી તે કથન ખોટું ઠરે છે. કદાચ એમ કહેવાય કે, જયદામનનું રાજ્ય થયું જ નથી, એટલે ચષ્ઠણની શક્તિ જ્યાં આગળ અટકી પડી હતી ત્યાંથી જ રૂદ્રદામને તો આગળ વધવા જ માંડયું હતું. તેટલી વાત ખરી. પણ તેમનું કહેવું તો પાછું એમ થાય છે કે, જયદામનના સિક્કા ઈ. (?) મળ્યા છે એટલે તેણે રાજ પણ કર્યું છે જ. તો એક બાજુ કહેવું કે જયદામનનું રાજ્ય થવા પામ્યું નથી પણ ચષ્ઠણ પછી લાગલો જ રૂદ્રદામન ગાદીએ બેઠો છે અને બીજી જ પળે પાછું કહેવું કે જયદામનનું રાજ્ય તો થયું છે પણ થોડો વખત ચાલીને તે બંધ પડયું હતું. આ પ્રમાણે તેમનું કથન જ વદતોવ્યાઘાતરૂપ છે. છતાં દલીલ સ્વીકારો કે, જયદામનનું રાજ્ય છએક માસ ચાલ્યું છે. એટલે તે થયો હતો, ન હતો ગણી લેવો; તો તેનો અર્થ, તેમના જ કહ્યા પ્રમાણે એટલો થાય છે કે અનેક પ્રદેશો, કે જેનાં નામ લગભગ ડઝનેક જેટલાં છે અને જે રૂદ્રદામનને સ્વપરાક્રમે પાછળથી મેળવવા પડયા છે તે સર્વે જયદામને ગુમાવી દીધા હતા. આ વાત શું કોઈ માન્ય કરે તેવી છે કે, છ માસ જેટલી ટૂંકી અવધિમાં આવડો મોટો પ્રદેશ કોઈ પણ રાજવી લડાઈ લડયા વિના ગુમાવી બેસે? જો લડાઈ થવા જ પામી હોય તો—અને જ્યાં બાર બાર પ્રાંતો જેવો હારજીતનો સોદો થયો હોય ત્યાંકાંઈ તે નાની સૂની લડાઈ કે માત્ર હાથની મારામારી જેવું તો નજ હોય? તે તો મોટું યુદ્ધ હોય; તો શું ઈતિહાસમાં તેવું યુદ્ધ કાંઈ જણાયા વિનાજ પસાર થઈ ગયું? વળી જો યુદ્ધ થયું જ હતું, તો પેલો

સામો વિજેતા પક્ષ છ જ માસમાં એવો નબળો થઇ પડયો કે, જયદ્દામને ગુમાવેલ પ્રાંતો (અરે કહોને કે અવંતિ પણ ગુમાવી બેસેલ છે એટલે અવંતિની ગાદી પણ ગુમાવી બેઠો હતો) ઉપર રૂદ્રદામને અધિકાર પણ મેળવી લીધો અને પાછો અવંતિપતિ પણ બની ગયો ? આવા અનેક પ્રશ્નોની લંગારને લંગાર ઉભી થઈ જાય તેમ છે. એટલે પુરવાર થાય છે કે, તેમનું મંતવ્ય મૂળથી જ ખોટું છે અને તેથી કરીને જે જે દલીલ પોતે થીગડાં મારવા માટે આગળ ધરી છે તે બધી અફળ નીવડી છે. મતલબ એ થઈ કે, ચષ્ઠણ પછી રૂદ્રદામન તુરત જ ગાદીએ બેઠો છે, તેમજ તેણે સ્વપરાક્રમે ભલે મુલકો મેળવ્યા હશે અને ચષ્ઠણે સોંપેલ વારસામાં ઉમેરો પણ કર્યો હશે છતાં, શિલાલેખમાં જેનો નામોચ્ચાર થયેલ છે તે જમીન તો તેણે મેળવી નથી જ પરંતુ વારસામાં મળી હતી.

(૨) કો. આં. રે.માં પ્રૉ. રેપ્સને જણાવ્યું છે કે[૫૨] (મૂળ શિલાલેખની પંક્તિ ૧૨મી) He conquered the Yaudheyas and twice defeated Satkarni, the Lord of Dakshinapath, He himself acquired the name of Mahakshatrap=તેણે (રૂદ્રદામને) યૌદ્ધેયાઝને જીત્યા હતા અને દક્ષિણના સ્વામિ શાતકરણીને બે વખત હરાવ્યો હતો. (તેથી) તેણે મહાક્ષત્રપ પદ મેળવ્યું હતું. આ તેમના ઉદ્ગારો અત્યાર સુધી ચાલી આવતી રૂદ્રદામને મેળવેલ સ્વપરાક્રમની પ્રશંસા કર્યાના પરિણામે નીકળ્યા છે. એટલે તે પરાક્રમની વાત જ્યાં આપણે ઉપરમાં નિરર્થક અને બિનઆધારની જ્યારે પુરવાર કરી બતાવી છે ત્યાં અત્ર ટાંકેલ-હાર અને જીતના-બન્ને બનાવોનો અધિકારી પણ રૂદ્રદામન નથી જ એમ સહેજે દેખાઈ જાય છે.

વળી મહાક્ષત્રપ બે પ્રકારે થવાયાનું આપણને માલમ પડયું છે (જુઓ પૃ. ૨૦૪નું પત્રક કલમ નં. ૭); નોકરના એક પ્રકાર તરીકે ચષ્ઠણ ક્ષત્રપને જે મહાક્ષત્રપ પદ અપાયું છે તેમાં હજુ તેનું પરાક્રમ કારણરૂપ મનાય[૫૩] તેમ છે; પણ એક વાર તે અવંતિના રાજપદે ચડયો અને તદ્દન સ્વતંત્ર થયો ત્યારથી તેના વંશમાંના દરેકને, રૂદ્રદામનથી માંડીને આગળના સર્વેને, પરાક્રમથી તે પદે ચડવાપણું રહેતું જ નથી. પછી તો બીનસ્વતંત્ર પ્રજાવાળા ટી. નં.૪૨ તથા ૪૪ ટાંકેલા દૃષ્ટાંતોની પેઠે, પોતે આપોઆપ જ મહાક્ષત્ર બની જાય છે. સાર એ થયો કે, રૂદ્રદામને ઉપરમાં જણાવેલ બે જીત મેળવી પણ નથી તેમ સ્વપરાક્રમથી મહાક્ષત્રપ બન્યો પણ નથી, એટલે મહાક્ષત્રપ બનવાના કારણરૂપ તે જીત મેળવ્યાની માન્યતા પણ વધારે પડતી ગણાશે.

(૩) ઉપરના જ ગ્રંથકાર આગળ જતાં તેજ પુસ્તકમાં[૫૪], પ્રશસ્તિની પંક્તિ નં. ૧૨માં "भ्रष्ट राजा प्रतिष्ठापकेन=ઉઠી ગયલા રાજાઓને પોતાના સ્થાને પુનઃ બેસારવામાં આવ્યા હતા" આવા જે શબ્દો લખાયા છે તે ઉપર વિવેચન કરતાં પોતાનો અભિપ્રાય જણાવે છે કે The reference to his re-installment of deposed kings is indefinite=પદભ્રષ્ટ રાજાઓને પાછા સ્વસ્થાને નિયુક્ત કર્યાની હકીકત સંદિગ્ધ-અચોક્કસ છે. મતલબ કે આ કથન તેમને ભલે અનિશ્ચિત નહીં લાગ્યું હોય પણ શંકાસ્પદ તો લાગ્યું છે જ. જ્યારે ખરી હકીકત આ પ્રશસ્તિમાંના વીરતાનાં સર્વ વાકયો, જેમ મારા માનવા મુજબ[૫૫]

(૫૨) જુઓ મજકુર પુસ્તક પૃ. ૬૦.

(૫૩) છતાં એક વખત માનો કે મહાક્ષત્રપ પદ જેમ માન્યતા ચાલી આવી છે તેમ મેળવાયું હોય અને પોતે જણાવ્યું છે તેમ, he himself acquired the name of Mahakshatrap હોય તો પછી જયદામને પણ મહાક્ષત્રપ પદ તો લીધું છેજ ( તેમના કહેવા પ્રમાણે જ) એટલે તેણે પણ મહાપરાક્રમ બતાવી અનેક મુલકો જીત્યા કહી શકાયજ: ત્યારે બીજી બાજુ વળી તેઓજ કહે છે કે તેણે તો મુલકો ગુમાવી દીધા છે. આમ વારંવાર હેરફેર જાહેર કર્યા કરવો તેનો કાંઇ અર્થ ખરો કે ?

(૫૪) જુઓ કો. આં. રે. પૃ. ૧૨૦ ટી. નં. ૧.

(૫૫) જુઓ પુ. ૨. પૃ. ૩૯૩થી આગળનું વર્ણન. સુદર્શન તળાવને લગતું પરિશિષ્ઠ ન; તેમાં એવા વિચાર દર્શાવ્યા છે કે, યશોગાન કરતાં જે વિશેષણો તેની પ્રશસ્તિમાં જણાવાયાં છે તે સર્વ સમગ્ર રીતે સમ્રાટ પ્રિયદર્શિનનેજ લાગુ પડતાં છે, નહીં કે રૂદ્રદામનને.

પ્રિયદર્શિન સમ્રાટને લાગુ પડનારાં છે તેમ આ પ્રતિષ્ઠાપન કર્યાનો જશ પણ તેને જ ફાળે ચડાવાય તેવો છે. આ હકીકત પ્રિયદર્શિને કોતરેલ કોઇ શિલાલેખમાં જોકે દેખાતી નથી જ પરંતુ તેના એટલે સંપ્રતિરાજાનાં જીવનચરિત્રો જે જૈન સાહિત્યરૂપે બહાર પડયાં છે તેમાં તેનો ઉલ્લેખ કરાયલો છે જ.

(૪)વળી આગળ જતાં,[૫૬] આ પ્રશસ્તિની લિપિના અંગે તેજ વિદ્વાન જણાવે છે કે–In contrast to the strictly classical Sanskrit of the Girnar inscription, Rudradaman's coin legends, like the Brahmi legends of Nahapan, and indeed most of the coin legends of the Western Kshatrapas are in a sort of mixed language which may be described either as Sanskrit with Prakrit or as Prakrit with Sanskrit features=ગિરનાર શિલાલેખની શુદ્ધ સંસ્કારી સંસ્કૃત લિપિની તુલનામાં, નહપાણના (લેખોની) લિપિ બ્રાહ્મી છે અને પશ્ચિમના ક્ષત્રપોના લગભગ સર્વ સિક્કાઓની લિપિ એવી મિશ્રીત પ્રકારની છે કે જેને સંસ્કૃત મિશ્રપ્રાકૃત કે પ્રાકૃતમિશ્ર સંસ્કૃત કહી શકાય. એટલે કે રૂદ્રદામનની કહેવાતી પ્રશસ્તિની લિપિ તેમના મત પ્રમાણે શુદ્ધ સંસ્કૃત છે; નહપાણના શિલાલેખ બ્રાહ્મીમાં છે જ્યારે પશ્ચિમ ક્ષત્રપોના સર્વ સિક્કાની લિપિ [૫૭]મિશ્રિતલિપિની છે. મતલબ કહેવાની કે આ ત્રણે વસ્તુ, લિપિની દૃષ્ટિએ વિચારતાં એક બીજાથી ભિન્ન પડી જતી કહી શકાય તેમ છે. પુ. ૨માં પૃ. ૩૯૬ દલીલ ૫ માં આ પ્રકારની જ વિગત કાંઇક દરજ્જે મેં વર્ણવી બતાવી છે.

[ટીપ્પણ:–લિપિની સરખામણી કરીને ભિન્નતા જે દર્શાવી છે તેથી મારૂં કહેવું એમ નથી કે રૂદ્રદામને તે પ્રશસ્તિ કોતરાવેલી નથી. પ્રશસ્તિ તો તેણે જ કોતરાવી છે.[૫૮] પણ તેના સમયની લિપિ ન વાપરતાં, આ પ્રશસ્તિમાં અન્ય પ્રથાએ જ કામ લીધે ગયો છે તો કાંઈ ખાસ મુદ્દો હશે કે? વળી આ ખડક ઉપર જેમ સમુદ્રગુપ્તે જુદીજ બાજુએ પોતાની પ્રશસ્તિ લખાવી છે તેમ રૂદ્રદામને કાં ન કર્યું? પરંતુ સમ્રાટ પ્રિયદર્શિને લેખ કોતરાવ્યો છે તેજ બાજુ ઉપર અને લગભગ [૫૯] તેનીજ ભાષામાં કોતરાવવાનું કાંઈ કારણ? કોઈ જવાબ આપે કે, સમુદ્રગુપ્તનો લેખ કોતરાવ્યા પછી બીજી ફાજલ જગ્યા નહીં રહી હોય જેથી રૂદ્રદામને પ્રિયદર્શિનના શિલાલેખવાળી બાજુનો ઉપયોગ કર્યો હશે. પ્રત્યુત્તરમાં જણાવવાનું કે, પહેલો રૂદ્રદામન થયો છે કે સમુદ્રગુપ્ત? સમુદ્રગુપ્તના સમયે ફાજલ જગ્યા હતી તો તેની પૂર્વે થયેલ રૂદ્રદામનને શું તે જગ્યા વાપરવાને કાંઈ પ્રતિબંધ હતો કે તે જગ્યા તેની નજરે દેખાઈ જ નહીં હોય? કદાચ એમ દલીલ કરાય કે ઉપરમાં એક બાજુ રૂદ્રદામનના શિલાલેખની લિપિનું જણાવો છો, બીજી બાજુ તેની સાથે ચષ્ઠણના સિક્કાની સરખામણી કરો છો તે વ્યાજબી નથી. બન્નેમાં શિલાલેખની જ વાત કરવી જોઈતી હતી. માટે તે પ્રમાણે બતાવેલ ભિન્નતા અમારે માન્ય નથી. આ તેમની દલીલ પણ સમજાતી નથી. કેમકે, જે લિપિ સિક્કાની હોય તેજ સામાન્ય રીતે શિલાલેખની હોય છે તે સર્વ કોઇનો સામાન્ય અનુભવ છે. વળી મારો હેતુ આ ભિન્નતા દર્શાવવામાં તે પ્રશસ્તિ રૂદ્રદામનની નથી એવું બતાવવાનો નથી. જો તે પ્રમાણે મારો આશય હોત તો તેમની દલીલ વજનદાર

(૫૬) જુઓ મજકુર પુસ્તક પૃ. ૧૨૧ પારિ. ૯૬.

(૫૭) આ કથનથી નહપાણ અને ચષ્ઠણ બન્ને જુદી જ પ્રજા છે એમ સાબિત થશે. આપણે તે માટેની ચર્ચા પુ. ૩માં તથા આ પુસ્તકે પૃ. ૧૯૯થી આગળમાં કરી છે તેમાં આ મુદ્દાની પણ નોંધ લેવી રહે છે.

(૫૮) પુ. ૨. પૃ. ૩૯૬. દલીલ પાંચમીમાં શબ્દો જે પ્રમાણે મેં લખ્યા છે તેનો અર્થ જુદો થઈ જાય છે. પરંતુ તે શબ્દો સુધારીને, હવે અહીં લખ્યા પ્રમાણે વાંચવા રહે છે.

(૫૯) લગભગ શબ્દ એટલા માટે લખવો પડયો છે કે ગિરનાર શિલાલેખના અને આ લેખના સંસ્કૃતમાં જરા જરા ફેર દેખાય છે.

કહેવાત. મારો હેતુ તો પ્રશસ્તિ કોતરાવનારના આશય પરત્વેનો ભેદ બતાવવા પૂરતો મુખ્યતાએ છે. જો માત્ર લિપિની સરખામણી જ કરવી હોય તો તેના વંશના રૂદ્રસિંહ, રૂદ્રસેન ઈત્યાદિના અરે કહોને કે ખુદ રૂદ્રદામનના જ અન્ય શિલાલેખો કયાં નથી કે બીજાં આડાંઅવળાં ફાંફાં મારવા દોડવું પડે? તેના વંશના આ શિલાલેખો સંબંધી થોડીક હકીકત આગળ ઉપર 'તેમનો ધર્મ'વાળા પારિગ્રાફમાં આવશે.)

(૫) ઉપરની નં. ૨ની દલીલમાં જણાવાયું છે કે, and twice defeated Satkarni, the Lord of the Dakshinapath=દક્ષિણપથના સ્વામીને-શાતકરણીને બે વખત હરાવ્યો હતો; આટલા શબ્દ પછી પ્રશસ્તિમાં[૬૦] લખાયું છે કે on account of the nearness of their connection, did not destroy him=તેમની વચ્ચેના સંબંધને લીધે, તેને મારી નાખ્યો નહીં. આનો અર્થ એમ કરવામાં આવે છે કે, રૂદ્રદામને દક્ષિણાપથના રાજા જેવા શાતકરણીને બે વખત હરાવ્યો હતો, પરંતુ તે તેનો નજીકનો સગો થતો હોવાથી જીવતો જવા દીધો હતો. આ નજીકના સગાનું સગપણ એટલે દીકરીની લેવડદેવડ થયાનું લેખ્યું છે.[૬૧] તેમાંય પાછી ખૂબી એ ગણાઈ છે કે, રૂદ્રદામન પોતે જીતનાર પક્ષ હોવા છતાં, તેની દીકરી શાતકરણીને પરણાવી હતી એવું વિધાન થયું છે. પ્રથમ નજરે તો એ જ વ્યવહાર વિરૂદ્ધ દેખાય છે કે, જે જીતે તે હારનારની પુત્રી લ્યે, કે જીતનાર હોય તે હારનારને આપે? છતાં ધારો કે ચાલતા આવેલા વ્યવહારથી ઉપરવટ જઈને કોઈ અગમ્ય કારણને લઇને જીતનારે હારનાર વેરે પોતાની પુત્રી પરણાવી (અથવા તો, હારનાર શાતકરણીની પુત્રી જ જીતનાર રૂદ્રદામને લગ્નમાં લીધી હતી) તો પણ તે પ્રમાણેનો બનાવ બનવો તો જોઇએ જ ને? તેની સિદ્ધિ માટે પ્રશસ્તિની હકીકતને સંબંધ ન હોવા છતાં પણ, એક શિલાલેખમાં તેના જેવી એકાદ હકીકત મળી આવી કે તેને આડીઅવળી વણી કરીને, રૂદ્રદામનના જીવનને બંધબેસતી કરી દેવામાં આવી છે. પરંતુ તેમ કરવા જતાં કેવી ફજેતી થઈ જાય છે તેનો ખ્યાલ રખાયો નથી. સ્થિતિ એમ થઈ છે કે, કન્હેરી નામના ગામે એક શિલાલેખ છે. તેનું વર્ણન મિ. રેપ્સને કો. આં. રે.માં પારિગ્રાફ નં. ૫૭માં "શિલાલેખ નં. ૧૭ કન્હેરી" તરીકે આપ્યું છે. તે શિલાલેખમાં કેટલાક અસ્પષ્ટ શબ્દો છે કે જેનો ભાવાર્થ બેસારવાનું સામાન્ય રીતે કઠિન જ છે. પણ ઉપર જણાવ્યા પ્રમાણે બધું ચોકઠું બેસતું કરવાને તેનો અર્થ એમ કરવામાં આવ્યો છે કે, કારદમક રાજાના કુટુંબમાંથી ઉતરી આવેલી કોઈક કન્યા છે તે રૂદ્રદામનની પુત્રી થતી હતી. અને તેણીને દક્ષિણાપથના રાજા શાતકરણીને પરણાવવામાં આવી હતી. વિચારો કે, જેને કારદમક રાજાના કુટુંબમાંથી ઉતરી આવેલ કન્યા તરીકે ઓળખાવાય છે, તે કન્યા કારદમકની પુત્રી કહેવાય કે રૂદ્રદામનની? કારદમક અને રૂદ્રદામનને ગોત્ર, કુળ, જાતિ, વંશ આદિ કોઇ જાતનો સંબંધ ખરો? અથવા કોઇ ઠેકાણે તેવું જણાયું હોય તો કાં તેનો હવાલો ન અપાય? વાત એમ છે કે જ્યાં વાતનો મેળ જ નહીં ત્યાં હકીકત રજુ કરવી શી રીતે? મતલબ એ છે કે, કન્હેરીનો લેખ તો સાચો છે; પણ તેનો જે પ્રમાણે અર્થ કરાયો છે અને રૂદ્રદામન તથા શાતકરણીના પ્રસંગો ગોઠવાયા છે તે સર્વ ખોટું છે. કેમકે પ્રશસ્તિની હકીકત રૂદ્રદામનને લગતી નથી. ખરી હકીકત તો એમ છે કે પ્રશસ્તિમાં જે શાતકરણીનો ઉલ્લેખ છે તે દક્ષિણાપથના રાજાને બે વાર પ્રિયદર્શિને હરાવ્યો હતો છતાં જીવતો જવા દીધો છે તેનું કારણ કે તેની બહેનને પોતે પરણ્યો હતો. આ બે વચ્ચેની બીજી વખતની જે લડાઈ થઇ છે તે પેલા મશહુર થયેલ ધૌલી-જાગૌડાવાળા પ્રિયદર્શિનના શિલાલેખમાં પોતાના રાજ્યાભિષેક પછી નવમા વર્ષે કલિંગમાં લડાઈ અને

(૬૦) જુઓ પ્રશસ્તિની પંક્તિ નં. ૯ (એ. ઇં. પુ. ૮ પૃ. ૪૭માં તેનો અનુવાદ કરેલ છે તે).

(૬૧) જુઓ નીચેની ટી. નં. ૬૩

જીત થયા વિશે લખાણુ છે તે સમજવી. આ સમયે દક્ષિણાપથના શાતકરણીને તાબે કલિંગદેશ પણ હતો તેથી તે કલિંગપતિ[૬૨] પણ કહેવાતો હતો અને તેની સાથેનું તે યુદ્ધ હતું. આ બનાવ ઇ. સ. પૂ. ૨૮૦–૧નો છે. (આ બધું વર્ણન પુ. ૫ માં અંધ્રપતિઓનાં વર્ણનમાં આવશે. અહીં તો માત્ર સમજવા પુરતી ઉડતી નોંધ જ કરી છે). જ્યારે કન્હેરીની પ્રશસ્તિમાં જે કારદમક અને શાતકરણની વાત કરાઇ છે તે વળી બીજા કોઈ શાતકરણીને લગતી જ છે. તે લેખ તો રાજા હાલ નામે ઓળખાતા શાલિવાહન શાતકરણીની રાણીએ કોતરાવેલ છે અને હાલ શાતકરણીનું ગાદીપતિ તરીકેનું એક નામ પુલુમાવી શાલિવાહન પણ હતું. તેની ત્રણમાંથી એક રાણી આ કારદમક (કર્દમક ?) રાજાની પુત્રી હતી અને તે કારદમકને યુદ્ધમાં જીતી લઇને, તેની પુત્રી પોતે પરણ્યો હતો. આ પ્રમાણે હકીકત છે.[૬૩] તેનો સમય ઇ. સ. પૂ. ૨૦–૨૫ની આસપાસનો છે તે હકીકત પણ આપણે પુ. ૫ માં વર્ણવવાની છે. અત્રે તો વસ્તુસ્થિતિ સમજવા પુરતી નોંધજ આપી છે. મતલબ કે બન્ને હકીકતમાં શાતકરણીનો સંબંધ છે પણ બે બનાવો વચ્ચે અઢીસો પોણાત્રણસો વર્ષનું અંતર છે. છતાં અજ્ઞાતપણાને લીધે તે વાતને રૂદ્રદામન જે આ બનાવ પછી બસો વર્ષે થયો છે તેની સાથે જોડીને ઓર પ્રકારનો જ વળી છબરડો વાળી નંખાયો છે. આ સર્વ વિવેચનથી જણાશે કે રૂદ્રદામન સાથે જે હકીકત પ્રશસ્તિમાં નોંધેલી જોડી બતાવવામાં આવે છે તે યથાર્થ નથી.

(૬) ઉપરની પાંચ દલીલોમાં તો પ્રશસ્તિમાં વર્ણવેલી હકીકતોને અંગે આપણને જે ચાલતી માન્યતાની વિરૂદ્ધ લાગ્યું હતું તેનું જ વિવરણ કરવામાં આવ્યું છે. જ્યારે અહીં તે પ્રશસ્તિ લખવાની પ્રથા–પદ્ધતિ ઉપરથી મંતવ્યની વિરૂદ્ધ જે સ્થિતિ નજરે ચડી આવે છે તે રજુ કરવા વિચાર થયો છે.

અન્ય પ્રજાજન જે કાંઇ સામાજીક હકીકત પ્રગટ કરાવે છે તે પણ કોઇક શિસ્ત કે નિયમને વર્તીને જ લખાવતો હોય એમ માનવું પડે છે. ત્યારે રાજા કે સમ્રાટ જેવો પુરુષ જે કાંઈ કોતરાવે તે તો વળી વિશેષપણે સંગઠિતપણે અને કોઈક પદ્ધતિપૂર્વક જ કરતો હોય એટલી તો પ્રારંભિક સ્થિતિ આપણે સ્વીકારવી જ પડશે.

હવે આપણે મજકુર પ્રશસ્તિમાં અખત્યાર કરેલી પદ્ધતિનો વિચાર કરીએ. આખી પ્રશસ્તિ ૨૦ પંક્તિમાં પૂરી કરેલ છે. તેમાંની પ્રથમ સોળ ત્રુટિત અવસ્થામાં છે અને છેલ્લી ચાર અભંગ છે. તે વિશે એપીગ્રાફિકા ઇન્ડિકા પુ. ૮માં જે સમગ્ર હકીકત પ્રો. કીલ્હોર્ને ઉતારી છે તેમણે નોંધ કરી છે કે,[૬૪] સમસ્ત લખાણ ૧૯૦૦ ઇંચનું છે તેમાંથી ત્રુટિત ભાગ ૨૭૫ ઇંચનો, એટલે કે લગભગ ⅐ જેટલો છે. આ ઉપરથી તે ૧૬ લીટીમાંથી કેટલો ભાગ ખોવાઈ ગયો છે તેનો કાંઇક ખ્યાલ વાચકવર્ગને આવી શકશે.

મજકુર ૧૬ લીટીમાંની ૧–૨માં સુદર્શન તળાવના સ્થાનનું વર્ણન છે. ૩–૪–૫ માં ચષ્ઠણના પૌત્ર રૂદ્રદામને ૭૨ ના માર્ગશીર્ષ કૃષ્ણપ્રતિપદાએ સમરાવ્યાની હકીકત છે. ૬–૭ માં તેમાંની બે નદીઓનું–સુવર્ણસિકતા અને પલાસીની–તથા ઉર્યંત ( ઉજ્યંત = ગિરનાર ) પર્વતનું વર્ણન છે. ૮ માં પ્રથમ તેને મૌર્ય ચંદ્રગુપ્તના સમયે બંધાવાયાની અને તે બાદ મૌર્ય અશોકના સમયે સમરાવાયાની હકીકત આપી છે. ૯ થી ૧૧માં જે હકીકતે ગેરસમજૂતિ ઉભી કરી છે તેનો ઉલ્લેખ છે. આનું વર્ણન તથા ખુલાસા મેં પુ. ૨. પૃ. ૩૯૪–૫ માં કર્યા છે. પરંતુ અત્ર તે સમજવાનું સહેલું થઈ પડે માટે ટૂંકમાં જણાવી દઉં છું:—

(૬૨) જેમ ભૂમિ ઉપર રાજસત્તાની ફેરબદલી અનેક વખત થયા કરે છે તેમ આ કલિંગદેશ ઉપર પણ થવા પામ્યું હતું. અત્ર વર્ણવાયલો તેમનો એક સમય છે. તેમ એક બીજો તેવોજ પ્રસંગ યુગપુરાણમાં નોંધાયાનું નીકળે છે. દિ. બા. કેશવલાલભાઇ ધ્રુવ સાહેબે તેને લગતું વર્ણન બુદ્ધિપ્રકાશ માં પુ. ૭૬, પૃ. ૮૮ થી ૧૦૨માં કર્યું છે. જેના ઉતારા માટે આ પુસ્તકમાં પૃ. ૧૯–૨૦ તથા તેની ટીકા નં. ૨૨ જુઓ. એટલે કે શાતવંશીઓ અમુક સમયે કલિંગપતિ પણ હતાજ.

(૬૩) જુઓ કો. આં. રે. માં નં. ૧૭ કન્હેરીના શિલાલેખનું વર્ણન.

(૬૪) જુઓ તે પુસ્તકમાં પૃ. ૩૭ની બે છેલ્લી પંક્તિઓ.

"(અ) 'વિસ્તૃત...(ણુ) 'આગર્ભાત્ પ્રભૃત્ય "અવિહિત સમુદિત રાજલક્ષ્મી' = 'જ્યારથી તે "ગર્ભમાં આવ્યો ત્યારથી રાજ્યઋદ્ધિમાં અબાધિતપણે "વૃદ્ધિ થયા કરી હતી. (આ) 'રણસંગ્રામ સિવાય "પ્રાણાન્તે પણ મનુષ્ય વધ ન કરવો તેવી પ્રતિજ્ઞા "તેણે લીધી હતી' (ઈ) 'પૂર્વ તથા પશ્ચિમ "આકરાવંતિ, અનૂપદેશ, આનર્ત્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, "મરૂ, કચ્છ, સિંધુ, સૌવીર, કુકુર, અપરાંત, નિષાદ "આદિ દેશો તેણે પોતાના બાહુબળેથી જીતી લીધાની "હકીકત છે." તે બાદ

પંક્તિ ૧૨માં યૌધેયને અને દક્ષિણાપથના સ્વામિને જીત્યાની, અને પદભ્રષ્ટ થયેલ રાજાને પુનઃસ્થાપિત કર્યાની હકીકત છે. ૧૩–૧૪ માં તે રાજાની પ્રશસ્તિ ગાતી હકીકત આલેખેલ છે. ૧૫મીમાં મહાક્ષત્રપ રૂદ્રદામનનું નામ આવે છે. તેમજ ધર્મનિમિત્તે અનેક પ્રકારે તેણે દાન આપ્યાની હકીકત છે. તથા ૧૬થી૨૦માં તૂટેલ બંધ સમરાવ્યાનું તથા તેના સુવિશાખ નામના અમલદારે તે કેવી મુશીબતે પાર ઉતાર્યું ઈ. ઈ. હકીકત છે અને છેવટે તે અમલદારની પ્રશંસા કરેલ છે.

ઉપર પ્રમાણે સ્થિતિ વર્ણવેલી છે. હવે જો તેનું પૃથક્કરણ કરવામાં આવશે તો સ્પષ્ટ થશે કે, પ્રશસ્તિ કોતરાવનાર મુખ્ય પુરૂષ જે રૂદ્રદામન છે તેને લગતી ઓળખાણ તથા સુદર્શન તળાવનું વર્ણન પ્રથમની ૧–૭ પંક્તિમાં અપાઇ ગયું છે. પછી તે તળાવને લગતો તથા સમરાવાયાનો પૂર્વભૂત ઇતિહાસ અપાયો છે. પછી નનામા રાજાની જીતનું અને શૌર્યનું વર્ણન છે. અને છેવટે કોના સમયે અને કોના હુકમથી અને શા માટે આ કાર્ય કર્યું તેનો ઉલ્લેખ કરીને રૂદ્રદામન રાજ્યે સુવિશાખ સુબાએ કામ પાર ઉતાર્યાની હકીકત છે. હવે વિચારો કે રૂદ્રદામનની ઓળખ આપ્યાનું કાર્ય ૧ થી ૭માં પતી ગયા પછી ફરીને પાછું આપવું બાકી રહે ખરૂં? અને ધારો કે બાકી રહ્યું હોય, તોપણ તે ૭ પછીની પંક્તિમાં તુરત જ આવે કે મૌર્યવંશી ચંદ્રગુપ્ત, અશોક વિ. ની હકીકત વચ્ચે આવે અને તે બાદ વળી પાછી રૂદ્રદામનની હકીકત આવે! તેમ સૌથી છેવટે તેણે પોતાના અમલદાર વિગેરેની ઓળખ તો આપી જ છે. એટલે ચાલુ શિસ્તનો વિચાર જો કરવામાં આવે તો એમજ કહેવું પડશે કે, (૧) તે પંક્તિઓ કાં તો અશોકની જ કીર્તિ ગાનારી હોય (૨) અથવા તો ત્રુટિત લાઈનનો મેળ બેસારી શકાય તેવો કોઇ નનામા રાજનના જીવન સાથે સંકલિત કરતા બનાવોની હારમાળા આપતું તે વર્ણન હોય (૩) અથવા તેવા વર્ણનવાળા રાજાની સાથે તુલના કરતાં પોતે રૂદ્રદામનની સ્થિતિ આ પ્રમાણે છે એમ કરીને પંક્તિ ૧૬–૨૦ નું અનુસંધાન જોડી દેવાયું હોય. આ ત્રણ સ્થિતિમાંથી કઈ હોઇ શકે તે શોધવું રહે.

આપણને જ્યાં સુધી ઈતિહાસ શીખવી રહ્યો છે ત્યાં સુધી છાતી ઠોકીને કહી શકાએ તેમ છે કે, તે અશોકને લગતું વર્ણન નથી જ, કેમકે (સામેના કોલમે અ, આ અને ઈ) તરીકે વર્ણવેલી એક પણ સ્થિતિ તેને સ્પર્શતી જ નથી. તેમ બીજી અને ત્રીજી સ્થિતિનો–બન્નેનો–વિચાર કરો તો યે તે એક જ વ્યક્તિનું નામ આપવામાં પરિણમશે; કેમકે તે એવા રાજાનું વર્ણન જોઇએ કે જે રાજાની તુલનામાં ઉભા રહેવા જેવી સ્થિતિમાં રૂદ્રદામન પોતાને ગણતો હોય! આ પ્રમાણે વિચાર કરતાં તે બન્ને સ્થિતિનું પરિણામ તો એક જ પ્રકારનું આવ્યું ગણાશે. ત્યારે તે રાજા કોણ હોઇ શકે એટલું જ વિચારવું રહે છે. તેની શોધ કરતાં જ્યારે તેમાં મૌર્યવંશી રાજા ચંદ્રગુપ્તનું નામ પ્રથમ મૂકયું છે, પછી અશોકનું નામ સ્પષ્ટ કર્યું છે અને ત્યારપછી તે રાજાનું વર્ણન આવે છે. એટલે અશોક પછી જે કોઇ મૌર્યવંશી રાજા આવતો હોય તેનું વર્ણન હોવા સંભવ છે કે નહીં? અને હોય તો તે કયો રાજા હોઈ શકે? તેટલું જ વિચારવું રહે છે. મૌર્યવંશી રાજાનો વિચાર કરતાં તો અશોક પછી લાગલો જ મહાપરાક્રમી જો કોઇ થયો હોય તો તે સમ્રાટ પ્રિયદર્શિન આવે છે અને તે બાદ તો તે વંશની પડતી થઈ ગઇ છે. તે પડતી વાળા રાજાઓમાં તો કોઇને (અ, આ, ઇ)ની હકીકત લાગુ પડતી હોવાનું વિચારવું તે હકીકત, અક્કલની મસ્કરી કરાવવા જેવી જ કહી શકાશે. તો પછી એટલું જ વિચારવું રહે છે કે શું તે બધી પ્રશંસામય ગાથાઓ પ્રિયદર્શિનને

લાગુ પડે છે કે કેમ ? હવે તો આપણે તેના જીવનની દરેક હકીકતથી સંપૂર્ણપણે વાકેફ થઈ ગયા છીએ એટલે હિંમતપૂર્વક કહેવા જેવી સ્થિતિમાં પણ છીએ કે તે સર્વ બીના તેના જીવનને શબ્દેશબ્દ લાગુ પડે છે, એટલું જ નહીં પણ તે જ પ્રમાણે તેનું જીવન ઘડાયું દેખાયું છે. (જુઓ પુ. ૨ માં તેનું વર્ણન તથા સુદર્શન તળાવના પરિશિષ્ટ ચ માં આપેલ તે ખુલાસાનું વર્ણન પૃ. ૩૯૩ થી ૩૯૭ સુધી ) એટલે નિઃસંદેહ છે કે તે સર્વ વર્ણન પ્રિયદર્શિનને જ લગતું છે. માત્ર, જે અક્ષરો ભૂંસાઈ ગયા છે તેમાં કયાંક તેના નામને લગતા અક્ષરો કોતરાયલા હશે જ પરંતુ પાછળથી અનેક કારણોથી ધારો કે અદૃશ્ય થયા હશે અથવા વિકલ્પે તેનું નામ કોતરાયલું જ ન હોય તો યે તેનો ખુલાસો પણ, આપણે ઉપર નોંધેલ પૃ. ૩૯૫માં કરી બતાવ્યો છે. એટલે ગમે તે સ્થિતિ કલ્પીને, ચારે બાજુથી વિચાર કરીશું તોપણ એકને એક જ જવાબ આવીને ઉભો રહે છે કે તે સર્વ બાબતનો સંતોષકારક ઉકેલ સમ્રાટ પ્રિયદર્શિનનું નામ ગોઠવવાથી જ મળી રહે છે. અરે છેવટ એમ પણ કહી શકાશે કે, ૮ મી પંક્તિથી માંડી ૧૫ મી પંક્તિએ રૂદ્રદામનનું પાછું જે નામ આવે છે ત્યાંસુધીનું સઘળું વર્ણન કોઇ અન્ય વ્યક્તિની પ્રશંસાને લગતું છે પરંતુ રૂદ્રદામનને આશ્રયીને લખાયલું નથી જ.

(૭) વળી સૌથી મોટી ખૂબી કહો કે શંકા ઉપજાવનારી બીના કહો તે એ છે કે, પોતે જ્યારે મેળવેલી જીતનું વર્ણન સારી દુનિયાને જણાવવા બેઠો છે, ત્યારે બીજાં દેશોનાં નામો તેણે જાહેર કરી દીધાં અને દક્ષિણ દેશનું નામજ કેમ રહેવા દીધું ? કેમકે તેણે પોતે જ કહ્યું છે કે, દક્ષિણાપથના રાજાને બે વખત હરાવ્યો છે અને જીવતો જવા દીધો છે. એટલે કે તે બનાવ તો આ પ્રશસ્તિ કોતરાવવામાં આવી તે પૂર્વે કેટલાય કાળે બની ગયો છે; તેમ આ નામાવલી જે તેણે રજુ કરી છે તે પણ ભૂતકાળમાં જીતેલા દેશોની જ છે. વળી એ બનાવને પોતે કાંઇ નાખી દેવા જેવો પણ નથી ગણતો. કેમકે તે વાત તેણે ભારપૂર્વક અને મોટી મહત્ત્વની હોય એમ જુદી વર્ણવી બતાવી છે. ઉપરની સર્વ દલીલોના વિવેચનથી વાચકવર્ગને ખાત્રી થશે કે પ્રશસ્તિમાં જે વિગતો રાજ્યવિસ્તારને લગતી વર્ણવવામાં આવી છે તે રૂદ્રદામનના વીરતેજની દર્શક તો નથી જ.

(૮) કોઇને એમ પ્રશ્ન ઉદ્ભવે કે, ભલે અત્યાર સુધીની ચાલી આવેલી માન્યતા ખોટી છે, પણ પ્રતિપક્ષી તરીકે તમે જે દલીલ લાવ્યા છો કે, પ્રોફેસર પીટરસન કૃત "ભાવનગર સ્ટેટના સંસ્કૃત અને પ્રાચીન શિલાલેખો" નામના પુસ્તકમાં આ તળાવની પ્રશસ્તિનો જે અનુવાદ બહાર પડયો છે તેનો આધાર લઈને તમે લખ્યું છે કે તે તળાવ સમરાવવામાં પ્રિયદર્શિને પણ ફાળો આપ્યો છે. તે હકીકત મજકુર પુસ્તક જોતાં કયાંય માલૂમ પડતી નથીજ; માટે તમારી દલીલ વજુદ વિનાની છે[૬૫]. તેના ઉત્તરમાં જણાવવાનું કે, પ્રથમ તો મેં તેવું વિધાનજ કરેલ નથી. મેં લખેલ શબ્દો[૬૬] આ પ્રમાણે છે. "આમાં, પ્રો. પીટરસન સાહેબના મંતવ્યનો સાર[૬૭] એમ છે કે આ તળાવ પ્રથમ સમ્રાટ ચંદ્રગુપ્તના સમયમાં વિષ્ણુગુપ્તે બંધાવ્યું હતું, અને એનો ફરતો કાંઠો સમ્રાટ અશોકના વખતમાં તુષસ અથવા તુષુષ્પ નામના અમલદારે પ્રથમ વાર સમરાવ્યો હતો; જ્યારે બીજી વારનું સમારકામ પ્રિયદર્શિનના સમયે કરવામાં આવ્યું છે......(તે બાદ બે પંક્તિ મૂકીને)......અલબત્ત પીટરસાહેબનો અભિપ્રાય ચોખ્ખા શબ્દમાં મહારાજા પ્રિયદર્શિનની તરફેણમાં દર્શાવેલ તો નથીજ પણ તે

(૬૫) આ મુદ્દો પૂજ્ય ઈંદ્રવિજયસૂરિ મહારાજે પોતે રચેલી સમ્રાટ અશોકને લગતી પુસ્તિકામાં ઉઠાવ્યો છે.

(૬૬) જુઓ પુ. ૨. પૃ. ૩૯૩ કોલમ બીજું, પંક્તિ ૨૭, તથા પૃ. ૩૯૪ કોલમ પહેલું પંક્તિ ૫.

(૬૭) ધ્યાન રાખશો કે સાર શબ્દ મેં લખ્યો છે. નહીં કે તેમના શબ્દો આ પ્રમાણે હોવાનું લખ્યું છે. તેમના અસલ શબ્દો તરીકે જે જણાવાય તે વસ્તુ પણ જુદી અને તેનો સાર કહી બતાવવો તે વસ્તુ પણ જુદી કહેવાય. સારની જવાબદારી લેખકને શીરે આવે છે, અને અસલ શબ્દોની જવાબદારી જેના તે શબ્દો હોય તે ધણીને શીરે જાય છે.

મતલબનો ભાવાર્થ[૯૮] નીકળતો સહેજ તરી આવે છે ખરો" મતલબ કે પીટરસન સાહેબનું આમજ મંતવ્ય છે એવું નિશ્ચયાત્મક કથન તેમના નામે કર્યું જ નથી; ઉલટું મેં તો આગળ જતાં તે ઉપર પાછું વિવેચન કર્યું છે (જુઓ તેજ પૃષ્ઠે કોલમ ૨ પંક્તિ ૧૮) કે, "ઉપરની આઠમી પંક્તિમાં મૌર્યવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત અને તે બાદ સમ્રાટ અશોક પરત્વે ઉલ્લેખ કરેલ છે અને પછી જગ્યા ખાલી આવી છે એટલે સ્વાભાવિક છે કે, એક પછી એક ગાદિએ આવનારનું-સમ્રાટનું-વર્ણન કરવાનો શિરસ્તો હોઈને સમ્રાટ અશોક પછી તેની ગાદીએ આવનારનેજ લગતું તે બ્યાન હોઈ શકે." ઇ. ઇ. એટલે કે મારા મંતવ્યના કથનની જવાબદારી કોઈના શીરે ન નાંખતા મેં માત્ર વિવેચન કર્યું છે.

જ્યારે સમ્રાટ ચંદ્રગુપ્તે અને અશોકે પોતપોતાના સૂબા મારફત તળાવના કાર્યમાં ભાગ આપ્યો છે ત્યારે આ પ્રિયદર્શિને પણ પોતાના સૌરાષ્ટ્રના સૂબા મારફત પણ, ફાળો કાં પૂરાવ્યો ન હોય? એમ પ્રશ્ન ઉભો થાય જ. વળી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના બુદ્ધિપ્રકાશ નામે માસિકમાં પુ. ૭૬ પૃ. ૯૨ પંક્તિ ૯ માં દિવાનબહાદુર કેશવલાલભાઇ ધ્રુવસાહેબે યુગપુરાણના આધારે વિવેચન કરતાં જણાવ્યું છે કે "શાલિશુક સૌરાષ્ટ્રની પ્રજાને રંજાડી જૈન ગચ્છોને મુખે મોટાભાઈ સંપ્રતિની (જેનું બીજું નામ પ્રિયદર્શિન હોવાનું, તથા આ પ્રિયદર્શિન અને શાલિશુક બન્ને ભાઇઓ-સહોદર-થતા હોવાનું આપણે પણ પુ. ૨માં સાબિત કરી ચૂકયા છીએ) ખ્યાતિ બઢાવી જૈનધર્મનો દિગ્વિજય પ્રવર્તાવશે એવી ભવિષ્યવાણી છે." આ બધી હકીકત જોડીને એવા મંતવ્ય ઉપર આવવું થયું કે, પ્રિયદર્શિનના સૂબા તરીકે શાલિશુકે પણ આ તળાવના સમારકામમાં ભાગ ભજવ્યો હોવો જોઇએ. એટલે તે પ્રમાણે પુ. ૨ પૃ. ૩૦૦ ઉપર તે હકીકત મેં જાહેર કરી છે તેમજ તે પુસ્તકના અંતે જોડેલ, સુદર્શન તળાવના પરિશિષ્ટમાં પણ તે પ્રકારની હકીકત જણાવી છે. ત્યાંના લખાણમાં કાંઇ સમજફેર થતી હોય તો તેને આ પ્રમાણે સુધારીને હવે વાંચવું.

આ પ્રમાણે દલીલ કરવામાં મારો આશય એ છે કે, મૌર્યવંશી આ રાજકીય સૂત્રધારોનો સંબંધ જોડી તળાવની પ્રશસ્તિનો જે મુખ્ય ભાગ લખાયો છે તે પ્રિયદર્શિન સંબંધી હકીકત જાહેર કરનારો હોઈ શકે એટલું બતાવવાનો છે અને તેમ સાબિત થાય તો, પ્રશસ્તિનો યશ રૂદ્રદામનને લાગુ પાડી શકાય નહીં તે આપોઆપ સિદ્ધ થઈ જાય. તે વિચારને હજુ હું વળગી રહું છું. તેથી અત્ર ખુલાસારૂપે આ વિવેચન કર્યું સમજવું.

[ટીપ્પણ:—હવે સ્પષ્ટ થાય છે કે, આ પ્રશસ્તિના લખાણનો જે અર્થ કરાયો છે તેથી અનેક અનર્થો થવા પામ્યા છે. વાત એમ છે કે, આ પ્રશસ્તિનું વાચન અને ઉકેલ બહાર પડી ગયાને ઘણાં ઘણાં વર્ષો થઈ ગયાં છે. તે સમયે તેનો અનુવાદ પ્રમાણભૂત ગણાયો હશે. પરંતુ તે પછી અનેક નવીન શોધો બહાર પડી છે તો તેનો સાર પણ તેમાં આમે જ થવો જોઇએજ. તેનું એક જ દષ્ટાંત આપીશ. એપીગ્રાફિકા ઇન્ડિકામાં પ્રગટ થયેલ હકીકતમાં ક્યાંય પ્રિયદર્શિનનું કે શાલિશુકનું નામ જ આવતું નથી, તેમ અશોકનું નામ લેવાયા પછીની પંક્તિમાં કોઈ અન્યને લગતી હકીકત હોવા વિશે શંકા પણ ઉઠાવાઇ નથી. ત્યારે ભાવનગરના શિલાલેખો જોતાં પ્રો. પીટરસનને શંકા ઉદ્ભવ્યાનો ભાસ નીકળે છે. ગમે તેમ હો, પણ હવે જ્યારે અનેક ઐતિહાસિક ઘટનાઓ બહાર આવવા પામી છે ત્યારે તે પ્રશસ્તિ ફરીને સંશોધન માગે છે જ.[૯૯]]

આ પ્રમાણે અનેક ગેરસમજૂતિઓ સુદર્શન તળા-

---

વળી નીચેની ટીકા નં. ૬૮ સરખાવો.

(૯૮) આ બે લીટી વાંચી જનારને ખાત્રી થશે કે, પીટરસન સાહેબનું કહેલું આમજ છે એવા રૂપમાં મારું કથનજ નથી. વળી ઉપરની ટીકા નં. ૬૭ સાથે સરખાવો.

(૯૯) ઉપરની ટી. નં. ૬૫ માં નિર્દિષ્ટ પૂ. આ. મ. શ્રી ઇંદ્રવિજયસૂરિજીનું ખાસ ધ્યાન આ મારા ટીપ્પણ ઉપર દોરવું રહે છે. કારણ કે તેઓશ્રી આ વિષયમાં ખૂબ રસ લઈ રહ્યા હોયએમ સમજાય છે.

વની પ્રશસ્તિનો ખોટો અર્થ થઇ જવાથી રૂદ્રદામનના અંગેજ માત્ર ઉભી થવા પામી

**બીજી પણ થયેલ ગેરસમજૂતિઓ તથા તેમનો ધર્મ**

છે એમ નથી, પણ સમ્રાટ પ્રિયદર્શિનને અંગે પણ થઈ છે. તેવીજ રીતે અંધ્રપતિને પણ કેટલોક અન્યાય દેવાઈ ગયો છે. હાલ તો રૂદ્રદામનનો પ્રસંગ હતો એટલે તેને લગતુંજ વિવેચન હાથ ધર્યું હતું. રાજ્ય વિસ્તાર સિવાયની ગેરસમજૂતિ જે વળી દેખાઈ છે તે હવે જણાવીએ. મુખ્ય અંશે તે તેમના ધર્મને અંગેજ છે. પરંતુ તે તેમણે કોતરાવેલ શિલાલેખમાંથીજ ઉદ્‌ભવેલ દેખાય છે. એટલે તેનું વર્ણન સાથે સાથે કરી લઇએ.

કુશાનવંશી રાજાઓના ધર્મ વિશેની ચર્ચા લખતી વખતે સાબિત કરવામાં આવ્યું છે કે તેમનો મૂળ ધર્મ જૈન હતો પણ વાસુદેવ પહેલા એ (સમય ઇ. સ. ૧૯૮ થી ૨૩૬) તે ધર્મનું પરિવર્તન કર્યું હતું. તેના રાજ્યના પ્રારંભથીજ કે આગળ જતાં તે પરિવર્તન થવા પામ્યું હતું તે બહુ અગત્યનો પ્રશ્ન નથી. પરંતુ એટલું ખરૂં કે કનિષ્ક બીજાના રાજ અમલનો અંત આવ્યો ત્યાં સુધી તો તેઓ જૈન હતાજ. વિદ્વાનોના હાથે અનેક ઠેકાણે જેમ બનવા પામ્યું છે તેમ, આ કુશાન વંશીઓને પણ બૌદ્ધધર્મી ઠરાવી દેવાયા છે. જે હકીકત ત્યાં આગળ પુરાવા આપી સાબિત કરાઈ ગઇ છે. તેમ ચષ્ઠણ વંશની પ્રજા પણ આ કુશાન વંશનેજ મળતી છે એવું કહી ગયા છીએ; ઉપરાંત ચષ્ઠણ વંશનો ઉદ્‌ભવ તો રાજા વાસુદેવના સમય પૂર્વે થઈ ગયાનું નોંધાયું છે એટલે અનુમાન કરી શકીએ કે, ચષ્ઠણ વંશીઓનો ધર્મ પણ જૈનજ હતો. આ અનુમાનને સમર્થન આપનારી હકીકતો તેમના શિલાલેખો તથા સિક્કાઓમાંથી વિપુલ પ્રમાણમાં મળી આવે છે.

સિક્કાઓની સાક્ષી બાબતમાં જણાવવાનું કે જેમ અન્ય વંશી રાજાઓએ પોતાનાં ધાર્મિક ચિહ્ન અમુક પ્રકારે રાખ્યાં છે અને કોતરાવ્યાં છે, તેમ આમણે જે ચિહ્નો રાખ્યાં છે તે, સૂર્યચંદ્ર ( Star and Crescent ) ઈ. છે. (જુઓ પુ. ૨ માં પૃ. ૧૦૦ ઉપર સિક્કાચિત્ર ૪૨ તથા પુ. ૩ માં પૃ. ૪૦૨ સિક્કા ચિત્ર નં. ૧૦૨ ) તે ચિહ્નોની સંપૂર્ણ સમજૂતિ તે તે ઠેકાણે આપણે આપી પણ છે. અત્ર આપણે એટલુંજ જણાવવાનું કે તેઓ જૈન ધર્માનુયાયી હતા એ હકીકત જેમ ત્યાં આગળ પૂરવાર કરી બતાવાઈ છે તેમ અહીં પણ માન્ય રાખવી. હવે શિલાલેખ પરત્વે જણાવીએ. એ વાત પ્રસિદ્ધ છે કે, આવા લેખો કોતરાવનાર પ્રથમના આરંભમાંજ, પોતે જે ધર્મનો હોય તેનું જે કોઈ લાક્ષણીક ચિહ્ન હોય છે તેને મંગળસૂચક ગણીને શુભ કાર્યમાં મંગળાચરણ તરીકે તેનો ઉલ્લેખ કરી દે છે, તેમાં પણ ખાસ કરીને જો તે કાર્ય પોતાના ધર્મ પરત્વેનું હોય તો તો તેને અનિવાર્ય પણ લેખે છે. તે નિયમાનુસાર જો ચષ્ઠણ વંશીઓએ કોતરાવેલા લેખોનું નિરીક્ષણ કરીશું તો "નમો સિદ્ધં" કહીને શરૂઆત કરેલી દેખાશે અને ઇતિહાસવિદોને એ હકીકત જાણીતીજ છે કે, આ પ્રાર્થનાસૂચક શબ્દો પોતાના ઇષ્ટદેવને નમસ્કાર કરીને આરંભ કરવાની રીત માત્ર જૈન ધર્મીઓએજ તે સમયે વાપરી છે, એટલે સિક્કાચિત્રો ઉપરથી દોરેલ આપણો અનુમાન મજબૂત થયો ગણાશે. વિશેષમાં કહેવાનું કે, તેમના અનેક શિલાલેખો પ્રગટ થયા હશે; પરંતુ રેપ્સન સાહેબે તેમના કો. આં. રે. પુસ્તકમાં પૃ. ૫૯ થી ૬૨ સુધી નં. ૩૮,૩૯,૪૦,૪૧ અને ૪૨ આંક ભરીને પાંચ શિલાલેખોનું[૭૦] જે વર્ણન કર્યું છે તે સર્વે જો બરાબર ધ્યાનપૂર્વક વાંચીશું તો જણાશે કે તે સર્વેમાં કોઈને કોઈ પ્રકારે દાન કર્યાનું કે

---

(૭૦) જુઓ તે પુસ્તકમાં તેમનું વર્ણન; અત્ર તો તેમની ટૂંક નોંધજ આપીશું.

નં. ૩૮ જુનાગઢનો, રૂદ્રદામનનો માર્ગશીર્ષ કૃષ્ણ પ્રતિપદાની મિતિનો.

નં. ૩૯ ગુંદાનો-રૂદ્રસિંહ પહેલાનો વૈશાખ સુદ ૫ની મિતિનો.

નં. ૪૦ જુનાગઢનો રૂદ્રસિંહ પહેલાનો.

નં. ૪૧ મુલેશ્વર-મુલવાસરનો રૂદ્રસેન પહેલાનો, વૈશાખ કૃષ્ણ પંચમીનો.

નં. ૪૨ જસદણનો, રૂદ્રસેન પહેલાનો અને ભાદ્રપદ કૃષ્ણ પંચમીનો.

અમુક ધર્મકાર્ય–જેને સામાજીક પણ લેખી શકાય–કર્યાનાંજ ઉલ્લેખ નજરે પડે છે. કોઇમાંથી રાજકીય હેતુ સાધ્ય થાય તેવું કાંઇજ માલૂમ પડતું નથી. અલબત્ત ઉપર વર્ણવાઇ ગયેલ નં. ૩૮નો જુનાગઢવાળો સુદર્શન તળાવનો લેખ છે અને તેમાં અનેક જીતોનું વર્ણન છે ખરૂં પરંતુ જો બારીકાઇથી તપાસીશું તો માલૂમ થશે કે, તે બીના તે લેખ કોતરાવવામાં હેતુ-રૂપ નથી. તાત્કાલિક હેતુ તો તળાવનો બંધ જે તૂટી ગયો હતો તેની સુધરાઇ અને મરામત વિશેનો ખ્યાલ આપવાનોજ દેખાય છે. જ્યારે દેશ વિગેરે જીત્યાનું જે વર્ણન છે તે તો કોતરાવનારની પ્રશસ્તિરૂપ છે, નહીં કે તેમણે તે સ્થાને વિજય પ્રાપ્ત કર્યો હતો તેથી તેના ચિહ્નરૂપે તે લેખ કોતરાવાયો હોય. તેથીજ પ્રો. રેપ્સને ટીકા કરતાં પોતાનો અભિપ્રાય જણાવેલ છે કે, *Its immediate object is to record the reparation in the reign of the* Mahakshatrap Rudradaman of the dam of the Sudarshan lake, which had burst during a violent storm= તેનો (લેખ કોતરનારનો) તાત્કાલિક ઉદ્દેશ તો મહાક્ષત્રપ રૂદ્રદામનના રાજઅમલે સુદર્શન તળાવનો બંધ સમરાવ્યાની નોંધ કરવા પૂરતો જ છે, કે જે બંધ પ્રચંડ તોફાનને લીધે તૂટી ગયો હતો. મતલબ કે તેમાં રાજકારણની કાંઇ ગંધ સરખું યે જણાતું નથી. જ્યારે નં. ૪૦ ના લેખ બાબતમાં તો પોતાનો અભિપ્રાય સ્પષ્ટપણે જણાવતાં કહે છે કે,[૭૧] "The purport of the inscription cannot be ascertained; but it is probably jain in character and it contains the ancient name of Junagadh (Girinagar)=લેખનો આશય ચોક્કસ થઈ શકતો નથી પરંતુ તેની શૈલી મુખ્યતયા જૈનોની છે અને તેમાં જુનાગઢ (ગિરિનગર)[૭૨]ના પુરાણા નામનો ઉલ્લેખ કરાયલ છે." આ બધાં વિવેચનથી ખાત્રી થશે કે કોતરાવનારનો હેતુ કોઈ પ્રકારે રાજકીય નથી જ પરંતુ પોતે કરેલ ધર્મકાર્યોને પ્રજાસમક્ષ ધરવાનો છે; જેથી પ્રજાએ કેવાં કૃત્યો કરવાં જોઈએ તેમ જ સ્વધર્મી બંધુઓ પ્રત્યે પોતાની કેવી ફરજો છે તેનું તેમને ભાન થાય. તાત્પર્ય એ થયો કે સર્વ શિલાલેખો, પ્રાચીન સમયે જે લખાવાતા હતા તે સર્વાંશે—અથવા મુખ્યાંશે—ધાર્મિક બનાવના પ્રતીક તરીકે જ સમજવાના છે. રાજકીય બનાવો સાથે તેમનો સંબંધ જ હોતો નથી. કેમકે પ્રાચીન સમયે રાજાઓને પોતાના ધર્મ પ્રત્યે જેટલું બહુમાન હતું તેટલું કોઇ ચીજ પ્રત્યે નહોતું જ. આ બાબત ઉપર પુ. ૨ માં સિક્કા પ્રકરણ લખતી વખતે પણ ભારપૂર્વક જણાવાયું છે અને તેથી જ આપણે પણ આ પુસ્તકમાં દરેકે દરેક વંશના રાજાનું રાજદ્વારી જીવન પૂર્ણ થયે તેમના ધર્મ વીષે પણ ઇસારો કરવાનો તરીકો પાડયે ગયા છીએ. વળી આ બાબતની ખાત્રી કરવી હોય તો સમ્રાટ પ્રિયદર્શિનને ઉભા કરાવેલા સર્વ લેખો—ખડકલેખો, સ્તંભલેખો,—ધુમટો (Stupās) પ્રચંડ કાય મૂર્તિઓ ઈ. ઈ.—જુઓ, તો તે સર્વે પણ આવાં આવાં ધર્મકાર્યો કે ધર્મનાં–તીર્થ–ધામો સાથે જ સંબંધ ધરાવતાં આપણને નજરે પડશે. તેવી જ રીતે જુનાગઢના ઉજ્જયંત (પ્રશસ્તિ પંક્તિ ૫ માં ઉર્જયંત) પર્વતની તળેટીમાં આ સુદર્શન તળાવની પ્રશસ્તિ જે કોતરાવાઇ છે તેને પણ ધાર્મિક કૃત્ય સાથે જ સંબંધ છે, નહીં કે રાજકારણના બનાવ સાથે. આ પ્રકારના વિવેચનથી પણ વાચકવર્ગને હવે ખાત્રી થશે કે, સુદર્શન તળાવની પ્રશસ્તિમાં કોઈ રાજા–રૂદ્રદામનનું કે પ્રિયદર્શિનનું–લડાઈનું કે ભૂમિપ્રાપ્તિનું વર્ણન છે જ નહીં. એટલે આ પ્રથાથી અજ્ઞાત એવા આપણા વિદ્વાનોએ આ તળાવના લેખને રાજકીય પ્રસંગ સાથે ગુંથીને, જે અનુમાન બાંધી બતાવ્યા છે તે પણ વાસ્તવિક નથી એમ સમજાશે; તે માટે ચંદ્રગુપ્ત

(૭૧) જુઓ તે પુસ્તકમાં પૃ. ૬૧.

(૭૨) આ શબ્દ વિશેની વધારે માહિતી આગળના પારિગ્રાફમાં જુઓ.

મૌર્યે સૌરાષ્ટ્રમાં આ તળાવ બંધાવ્યાના પગલાને, ત્યાંના ખેડૂતોને ખેતીકાર્યમાં તળાવનું પાણી ઉપયોગી થાય તે હેતુ આગળ ધરી મૌર્ય સમ્રાટોની વસુલાતી પ્રકરણના એક અંગ તરીકે વર્ણવ્યું છે તે પણ યથાર્થ નથી[૭૩]. (આ બનાવોનું વર્ણન આગળના પારિગ્રાફમાં કરવાનું છે તે જુઓ) જેથી સમજી શકાય તેવું છે કે, જે વર્ણન રાજકીય હેતુ ધ્યાનમાં રાખીને કરાયું હોય તે ઉલટા માર્ગે વાચકને ખેંચી લઈ જાય છે. અને તેથી જ રૂદ્રદામનને લગતી ગેરસમજૂતિઓ ઉભી થવા પામી છે એમ ગણી લેવું. સર્વનો સાર એટલો જ થયો લેખવો કે, ચષ્ઠણવંશી નૃપતિઓ જૈનધર્મી હતા અને સુદર્શન તળાવની પ્રશસ્તિ પણ તેમના એક ધર્મકાર્યનો ઉલ્લેખ જ માત્ર રજુ કરે છે.

જ્યારે પ્રસંગ ઉભો થયો છે ત્યારે અત્ર જૈનધર્મને અંગે—તેમનાં તીર્થસ્થાનો વિશે—કાંઈક કાંઈક જણાવી દેવું ઉચીત જણાય છે.

**જૈન ધર્મનાં તીર્થસ્થળો** તેમાંથી પણ ઇતિહાસને જાણવાયોગ્ય વસ્તુ પ્રાપ્ત થતી દેખાશે જ. છતાં જેમને ધર્મ શબ્દની સૂગ લાગતી હોય અથવા તો જૈનધર્મની મહત્ત્વતા સાંભળીને તેની ધ્રુરકીની લહેર લાગી જવાથી ભડક ઉભી થતી હોય તેઓ આ પારિગ્રાફને વાંચવાનું છોડી દઈને ખુશીથી આગળ વધી શકે છે.

પ્રો. રેપ્સને નં. ૪૦ ના શિલાલેખ ઉપર વિવેચન કરતાં (જુઓ ઉપરમાં પૃ. ૨૧૭) જણાવ્યું છે કે It contains the ancient name of Junāgadh (Girinagar)=તેમાં જુનાગઢના પુરાણા નામ-ગિરિનગરનો ઉલ્લેખ કરેલ છે. એટલે કે જેને હાલ જુનાગઢ કહેવાય છે તેનું મૂળ નામ ગિરિનગર હતું. આ ઉપરથી સમજાય છે કે, જુનાગઢ નવીન નામ હોવા છતાં તેને હાલ તો જીર્ણદુર્ગ કહેવાય છે, જ્યારે ગિરિનગર=ગિરિ એટલે પર્વતની ખીણમાં આવેલ એવું નગર, તે હેતુપૂર્વક રચાયેલ નામ હોવા છતાં વર્તમાનકાળે અદ્રશ્ય થયું છે. તે પણ કાળની એક બલિહારી જ કહેવાય. પરંતુ સુદર્શન તળાવ તે ઉજ્જયંત પર્વતની તળેટીમાં જ આવેલું હતું તેની ઇંધાણી તેના શિલાલેખના સ્થાનથી નક્કી કરી શકાય છે. એટલે સમજવું થાય છે કે, પ્રાચીન સમયે ગિરનાર પર્વત, જ્યાં સુદર્શન તળાવની પાળે ઉભો કરેલ આ રૂદ્રદામનનો અને પ્રિયદર્શિનનો શિલાલેખ અત્યારે પોતાનું અસ્તિત્વ પોકારી રહ્યો છે ત્યાંસુધી લંબાયો હશે અને આ શિલાલેખવાળી જગ્યા તે ગિરિરાજની તળેટી જ હશે. વળી હિંદુશાસ્ત્રો તેમજ જૈનશાસ્ત્રો, તીર્થસ્થળ એવા પર્વતની તળેટીને પણ ખુદ તીર્થસ્થળ જેટલું જ મહત્ત્વ અર્પે છે. એટલે કે દરેક તીર્થના પર્વતને અને તેની તળેટીને એક સરખાં પવિત્ર માનીને જ તેમના અનુયાયીઓ તે સ્થાન તરફ પોતાનો ભક્તિભાવ દર્શાવે છે તથા તીર્થસ્થાન તરીકે તેનાં દર્શને વારંવાર સગવડ સાંપડે તે પ્રમાણે આવ્યા કરે છે. વળી આપણે પુ. ૨ માં મૌર્યવંશી સમ્રાટોના ધર્મ વિશે વિવેચન કરતાં જણાવી ગયા છીએ કે તેઓ સર્વે—માત્ર સમ્રાટ અશોકવર્ધને ધર્મપરિવર્તન કર્યું તે સિવાય—જૈનધર્મી જ હતા; એટલું જ નહીં પણ, ચંદ્રગુપ્ત જેવાએ તો રાજપાટ છોડી દઈને તે ધર્મના સાધુ તરીકેની જીંદગી સ્વીકારી લીધી હતી. પરંતુ તે સ્થિતિએ પહોંચ્યો તે પૂર્વે પણ તેણે ઘણાં ધર્મકાર્યો કર્યાં હતાં, જેના પુરાવામાં તેને આપણે અવંતિ પ્રદેશમાં આવી રહેલ જૈન ધર્મના સ્તૂપો—સાંચી સ્તૂપ તરીકે જે અત્યારે ઓળખાય છે અને જે પ્રદેશમાં લગભગ ૭ ડઝન જેટલા નાના મોટા સ્તૂપો આવી રહેલ હોવાથી જેને સ્તૂપપ્રદેશ તરીકે પણ ઓળખાવી શકાય છે તે સર્વે સ્તૂપો-પ્રત્યે પોતાનો ભક્તિભાવ દર્શાવવા માટે, દીપકની અલગાર પ્રગટાવવા રૂા. ચાલીસ હજારનું દાન દેતો નીહાળી શકીએ છીએ. આ પ્રદેશનું મહાત્મ્ય શું છે, શા માટે છે અને તેનો ઈતિહાસ શું છે તે સર્વ હકીકત આપણે પુ. ૧માં સાંચીનગર, વિદિશા નગરી, બેસનગર તથા ભિલ્સા તે ચારેના હેવાલ તરીકે તેમજ

(૭૩) આ હકીકત આપણે પુ.૨ પૃ. ૧૮૪માં ઠીકઠીક રીતે બતાવી આપી છે. તેમાંથી સદીક વાંચી જવા ભલામણ છે.

ઉજ્જૈનીની મહત્ત્વતા રજુ કરતા વર્ણનમાં ઠીક ઠીક ચીતરી બતાવી છે.[૭૪] એટલે જેમ તેણે જૈનધર્મના આ એક મહત્વપૂર્ણ, ગૌરવવંતા અને અતિ પવિત્ર ગણાતા તીર્થસ્થળ તરફ પોતાની જાનફેશાની કરી બતાવી છે, તેમ આ ગિરિનગરે–ગિરનાર પર્વતની–યાત્રાએ આવી પોતાને કૃતપુણ્ય માન્યો હોય તો તેમાં નવાઈ પણ કયાં છે ! અને એતો દેખીતું જ છે કે, જેમ પ્રિયદર્શિન પોતે સ્વધર્મી બંધુઓનો સંઘ કાઢીને ( જુઓ પુ. ૨ પૃ. ૬૮૨ નું વર્ણન ) ત્યાં યાત્રાએ આવ્યો હતો તેમ મૌર્યવંશી આદ્ય સમ્રાટ ચંદ્રગુપ્ત પણ ત્યાં આવ્યો હોય; તથા સંઘનો મુકામ ગિરિરાજની તળેટીએ રાખ્યો હોય તે પણ બનવા યોગ્ય જ છે. તેમજ આવી યાત્રા નિમિત્તે આવતા યાત્રાળુની તાત્કાલિક જરૂરિયાત તરીકે આવડું મોટું (તેના ક્ષેત્રફળ માટે ટીપણ નં. ૭૫માં જુઓ ) તળાવ જો ન બંધાવાય તો મુશ્કેલીઓ પણ ઉભી થાય તે સમજી શકાય તેવી બાબત છે. આ સઘળા વિવેચનનો સાર એ થયો કે રાજાઓ સંઘ કાઢીને તીર્થધામની યાત્રાએ આવતા હતા. એટલે જ્યાં આવાં ધાર્મિક સ્મારકો નજરે પડે ત્યાં પ્રાચીન સમયે તીર્થસ્થાન હતાં એમ સમજી લેવું.

જેમ મૌર્યવંશી સમ્રાટો જૈનધર્મી હતા. તેમ ચષ્ઠણ વંશીઓ પણ તેજ ધર્મના અનુયાયી હતા તે આપણે સાબિત કરી ગયા છીએ. તેઓ પણ પોતાના આત્માને પાપમુક્ત કરી પવિત્ર થવા માટે આ તીર્થોએ આવતા તથા પુણ્ય ઉપાર્જન માટે સાધર્મિક બંધુના શ્રેયસાર્થે વિધવિધ પ્રકારનાં અનેક ધર્મકાર્યો કરી જતા. તેથીજ આ પ્રકારનાં કાર્યો ચષ્ઠણવંશી રાજાઓના હાથે કરાયાના ઉલ્લેખ, ઉપર જણાવેલ શિલાલેખ નં. ૩૮ થી ૪૨માં આપણે વાંચી રહ્યા છીએ. તો પછી એ વિચારવું રહે છે કે, ઉપરના પાંચ શિલાલેખમાં બતાવેલ સ્થાનો શા માટે જૈનધર્મનાં તીર્થસ્થળો ગણાયા છે? પાંચમાંથી બે તો જુનાગઢ શહેરનાં છે. એક ગુંદાનો (જે કાઠિયાવાડના હાલાર પ્રાંતમાં આવેલું ગામ છે ) એક મુલવાસરનો (જે કાઠિયાવાડના ઓખા મંડળમાં આવેલ ગામ છે) તથા એક જસદણનો ( કાઠિયાવાડની મધ્યમાં ચોટિલાના ડુંગરમાં આવેલું છે); આમાંનું જુનાગઢ તો અત્યારે પણ જૈનધર્મના તીર્થસ્થળ તરીકે જાણીતુંજ છે. જસદણ તે ચોટીલા પર્વતની તળાટીમાં આવેલું છે. ત્યાં આગળ આણંદપુર નામે એક ગામડું આવેલ છે. જેને મૂળરાજ સોલંકીના સમયમાં આણંદપુર–વર્ધ્ધમાનપુર તરીકે ઓળખવામાં આવતું હતું; કેમકે તે સ્થાન ઉપર તે સમયે વર્દ્ધમાનપુરના રાજા ધ્રુવસેનની આણ હતી એટલે કાઠિયાવાડમાં જ આવેલ આણંદપુર નામનાં ત્રણ સ્થળોની ઓળખ આપવામાં અરસપરસ ગૂંચવાડો ન થઈ જાય, તે માટે તે વિશેષણ જોડાયું હતું. આ સર્વ હકીકત હડાળા તામ્રપટને[૭૬] આધારે મેં સાબિત કરી આપી છે.[૭૭] આ આણંદપુર ગામે એક સમયે જૈનોના મુખ્ય તીર્થ-

(૭૪) જુઓ. પુ. ૧. માં ચઉદમા (૧૪) અવંતિના પ્રદેશનું વર્ણન; તેમાં અનેક ઠેકાણે કરેલા છુટા છુટા ઇસારાઓ, પારિગ્રાફો તથા ટીકાઓ.

(૭૫) એ. ઈ. પુ. ૮ પૃ. ૪૬ પંક્તિ ૧૧માં તે વખતે તે તળાવમાં પડેલ ચિરાડનું માપ આપ્યું છે (નીચે જુઓ) કે જેમાં થઇને સઘળું પાણી વહી ગયું હતું. જ્યારે તે ફાટતૂટ–કે ચિરાડની વાતથી જ પણ આપણે દંગ થઈ જઇએ તેમ છે, તો પછી આખા તળાવનું ક્ષેત્રફળ તો કેટલુંયે થઈજાય તે વાદવિવાદ કરવો કરતાં કલ્પી લેવું જ જોઇએ.

તેનું માપ તેમણે આપ્યું છેઃ–By a breach 420 cubits long, just as many broad and 75 cubits deep, all the water escaped=૪૨૦ ક્યુબીટ લાંબો તેટલો જ પહોળો અને ૭૫ ક્યુબીટ ઉંડો ચીરો પડયો હોવાથી સઘળું પાણી જતું રહ્યું હતું. આમાં એક ક્યુબીટ એટલે ૧ાા થી ૨ ફુટ ગણાય છે. એટલે તે ચીરાનું માપ આશરે ૮૦૦ ફીટ લાંબુ × ૮૦૦ ફીટ પહોળું × અને ૧૫૦ ફીટ ઊંડું ગણાવ્યું.

(૭૬) જુઓ ઇં. એ. પુ. ૧૨ જુલાઇ ૧૮૮૩ પૃ. ૧૯૦

(૭૭) જૈન ધર્મપ્રકાશ નામનું ભાવનગરથી પ્રસિદ્ધ થતું માસિક સં. ૧૯૮૫ અંક ૫, શ્રાવણમાસ પૃ. ૧૬૧–૧૭૪ ગુ. વ. સો. નું બુદ્ધિપ્રકાશ ૧૯૩૪, પૃ. ૩૧૮ થી ૩૨૨ મુંબઇનું સાપ્તાહિક 'ધી ગુજરાતી' ૧૯૩૭.

સ્થાન ગણાતા શત્રુંજય-વિમળગિરિ-પર્વતની તળેટી આવેલ હતી.[૭૮] એટલે જેમ ગિરનાર પર્વત આ વિમળગિરિની એક ટૂંક-શૃંગ હોવાથી[૭૯] તેને યાત્રાનું સ્થળ ગણાવાયું છે તેમ ચોટીલાનું આ આણંદપુર પણ તીર્થધામ જ ગણાતું હતું. તેટલા માટે ચષ્ઠણવંશી ભુપાળો ત્યાં આવ્યા જણાય છે. ગુંદા અને મુલવાસરની પવિત્રતા માટે મને પૂરી માહિતી નથી એટલે સમજાવી શકતો નથી. પણ સૂચના જરૂર કરી શકાય કે મુલવાસર પાસે ઉપરોક્ત વિમલગિરિના ૧૦૮ શૃંગોમાંના કોઇકનું સ્થાન હશે; જ્યારે ઓખામંડળમાં આવેલ ગુંદા ગામ, શ્રીકૃષ્ણ અને તેમના પિત્રાઇ શ્રીનેમિનાથના જીવન સાથે સંબંધ ધરાવતું કાંઇક સ્થાન હશે.[૮૦]

આ પાંચ સ્થાન ઉપરાંત રાજા રૂદ્રદામના નામનો કચ્છના અંધાઉ ગામે એક શિલાલેખ મળી આવ્યો[૮૧] છે તેમાં સાલનો આંક ૫૨ (બાવન) છે. તથા તેની હકીકત પણ ધાર્મિક કાર્ય કર્યા વિશેની છે. આ સ્થાન ભદ્રાવતી નગરી-અથવા ભદ્રેશ્વર નામનું અતી પ્રાચીન જૈનતીર્થ[૮૨] ગણાય છે તેની સાથે સંબંધ ધરાવતું હોય એમ દીસે છે.

વર્ણવવા ધારેલ પ્રથમના ચારે રાજાનાં વૃત્તાંત અત્ર પૂરાં થાય છે. પરંતુ એક મુદ્દો તેમના શકની આદિનો સમય, જે આપણે ઈ. સ. ૧૦૩નો સાબિત કર્યો છે તેની સત્યતા પુરવાર કરી આપવો રહી જાય છે. તે જો કે આપણી ઠરાવેલ મર્યાદાની બહાર જતો દેખાય છે, પરંતુ તે સાથે અન્ય ઐતિહાસિક

**ચષ્ઠણ સંવતના ઠરાવેલ સમયની સત્યતાના પુરાવા**

તત્ત્વો એવાં જોડાયલાં છે, જે અત્યારસુધીની ચાલી આવેલ માન્યતા પ્રમાણે ગણાતાં હોવાથી ઇતિહાસના અધ્યયનમાં ગોટાળો ઉભો કરે છે. એટલે તેનો ખરેખરો જો ખ્યાલ આપી દેવાય તો આગળ આવતા ઇતિહાસના બનાવોનો સમય નિશ્ચયપૂર્વક ગોઠવવામાં સરળતા પડી જાય. સાથે સાથે આપણે જે નિર્ણય બાંધ્યો છે તેની વાસ્તવિકતા પણ પુરવાર થઇ જાય. ઉપરાંત જે કેટલીક ત્રૂટિઓનો ઉકેલ આવતો દેખાતો નથી તે નજરે પડતાં, ઇતિહાસની સળંગ ઇમારત ઉભી થઇ જાય છે. આવાં ઐતિહાસિક તત્ત્વો તો અનેક છે અને હશે, પણ માર્ગદર્શક થઇ પડે માટે દૃષ્ટાંતરૂપે તેમાંના આઠેક નીચે પ્રમાણે રજુ કરૂં છું.

(૧) ભ્રાતૃદામનનો સમય ૨૧૧-૧૭ સુધીનો[૮૩] ગણાયો છે, અને તેને હરાવીને ગુપ્તવંશી સમ્રાટ ચંદ્રગુપ્ત પહેલાએ પોતાનો ગુપ્ત સંવત્સર ગતિમાં મૂકયો છે. એટલે તે સમયથી ચષ્ઠણવંશીઓના હાથમાંથી અવંતિની ગાદી ચાલી ગઇ કહેવાય. તે બાદ તેઓ ત્યાંથી ખસીને પાસેના પ્રદેશમાં ચાલ્યા ગયા હતા. આ બનાવનો સમય ઇ. સ. ૩૧૯નો ગણવામાં આવ્યો છે. ઉપરના ૨૧૭ ચષ્ઠણ શકને ઈ. સ. ના આંકમાં ફેરવતાં (તેની રીત માટે જુઓ પૃ. ૧૦૨) ઈ. સ. ૩૧૯ આવી રહેશે જ.

(૨) ભ્રાતૃદામન પછી ગાદીપતિ તરીકે વિશ્વસેન (૨૧૬-૨૨૬); રૂદ્રસિંહ બીજો (૨૨૭-૨૩૯) અને યશોદામન બીજો (૨૩૯-૨૫૪); આ પ્રમાણે તે ત્રણનાં માત્ર નામો જણાયાં છે તે બાદ વળી સોળ વર્ષસુધી એટલે ૨૭૦ સુધી શું સ્થિતિ હતી, કોણ ગાદીએ હતું ઈ. તે પણ કાંઈ જાણવામાં આવ્યું નથી. મતલબ કે

(૭૮) જુઓ જૈ. ધ. પ્રકાશ સં. ૧૯૮૫નો વૈશાખ માસનો અંક નં. ૨ પૃ. ૫૮ થી ૭૩ તથા અમદાવાદનું 'જૈન જાગ્રતિ' માસિક સં. ૧૯૮૮ પુ. ૧ અંક ૩ પૃ. ૮૩ થી આગળ.

(૭૯) આખો શત્રુંજય-વિમલગિરિ-પર્વત કેવડો હતો, તેનાં શિખરો કેમ છૂટાં પડયાં ઈ. હકીકતની ચર્ચા માટે જુઓ 'જૈન જાગ્રતિ'નો ટી. નં. ૭૮ માં ટાંકેલ અંક.

(૮૦) ચર્ચાના પ્રસંગો ઉપસ્થિત થતાં નં. ૭૭, ૭૮ અને ૭૯માં ટાંકેલ સર્વ લેખોમાં કેટલાંક સ્થાન વિશે, છૂટાછવાયું વિવેચન કર્યું છે. હજુ ઘણાયે મુદ્દા તેમાં બાકી છે. કોઈ વખત તે વિષય વળી હાથ ધરી લેવાશે.

(૮૧) જુઓ કેમ્બ્રિજ શૉર્ટ હિસ્ટરી ઑફ ઇન્ડિયા પૃ. ૮૨

(૮૨) આ ગામના ઉલ્લેખ માટે જુઓ પુ. ૧ પૃ. ૧૭૦ ટી. નં. ૫૫

(૮૩) જુઓ. પૃ. ૧૯૧ ઉપર આપેલ ચષ્ઠણવંશનું વંશવૃક્ષ.

૨૧૬ થી ૨૭૦ સુધીના ૫૪ વર્ષના ગાળામાં, ફાવે તો તેઓ અવંતિપતિના ખંડિયા કે ક્ષત્રપ તરીકે રહ્યા હોય કે કદાચ થોડેક આઘે જઇ, નાનો મુલક મેળવીને તે ઉપર તેઓ પોતાનો અમલ ચલાવતા રહ્યા હોય એમ દેખાય છે. દરમ્યાન અવંતિપતિ તરીકે, ગુપ્તવંશી ચંદ્રગુપ્ત પહેલાની તથા સમુદ્રગુપ્તની સમ્રાટ તરીકે હાક ઉગ્રતાથી વાગી રહી હતી. પરંતુ સમુદ્રગુપ્તનું મરણ ઇ. સ. ૩૭૪ (અથવા ચષ્ઠણ સંવત ૨૭૧) માં થતાં, ચંદ્રગુપ્ત બીજો આવ્યો ત્યારે ચષ્ઠણવંશના કોઇ અવશેષે–સ્વામી રૂદ્રસેન ત્રીજાએ–પાછું મહાક્ષત્રપ-પદ ધારણ કરી,[૮૪] આસપાસનો મુલક બથાવી પાડી જોર પકડયું લાગે છે; કેમકે તેણે પાછા સિક્કા પડાવવાનું ચાલુ કર્યું દેખાય છે. તદુપરાંત આ સ્વામિ રૂદ્રસેન ત્રીજાના સિક્કા ઉપર, ચંદ્રગુપ્ત બીજાના રાજ્યારોહણની જે ઈ. સ. ૩૭૪=ચષ્ઠણશક ૨૭૧ છે તેનોજ નાનામાં નાનો આંકડો પ્રસિદ્ધ થયો છે.

(૩) સ્વામિ રૂદ્રસેન ત્રીજા બાદ, સ્વામિ પદધારી બીજા ત્રણ રાજાઓ થયા છે, અને તેમનો સમય ૨૭૧થી ૩૧૧ ગણાય છે. (મોટામાં મોટો આંક ૩૧ x છે; પણ xની જગ્યાએ ૧ હોવો જોઇએ) એટલે કે સ્વામિ પદધારી રાજાઓનું રાજ્ય ૪૦ વર્ષ ચાલ્યું છે. દરમ્યાન ચંદ્રગુપ્ત બીજો, જે કાંઇક નબળો રાજા થયો હતો, અને જેના સમયે આ સ્વામિ રાજાઓની ઉત્પત્તિ થવા પામી છે તેનું મરણ ઇ. સ. ૪૧૩માં થતાં, કુમારગુપ્ત નામે મહાપરાક્રમી નરપતિ આવ્યો. તેણે તો આવતાં વેંત જ, બીજા વર્ષે જ, ઇ. સ. ૪૧૪=ચષ્ઠણશક ૩૧૧માં સ્વામિરાજાને ઉખેડી નાંખ્યા અને તે વંશનો અંત આણી દીધો. એટલે જ સ્વામિ રાજાના સિક્કા પણ મળતા નથી, તેમ તે વંશની અન્ય કોઈ વ્યક્તિ પણ દેખાતી નથી.

(૪) આ કુમારગુપ્ત પહેલાનું રાજ્ય (ઇ. સ. ૪૧૪થી ૪૫૬)=૪૨ વર્ષનું છે. તે પછી સમુદ્રગુપ્તનું (૪૫૬થી ૪૮૦ સુધી) ૨૪ વર્ષ ચાલ્યું છે. આ બન્ને બાહુબળી હતા. તેમના રાજ્યે ગુપ્તવંશી સામ્રાજ્ય ઉચ્ચ શિખરે પહોંચી ગયું હતું. પરંતુ તે બાદ કુમારગુપ્ત બીજો પાછો નબળો રાજા નીવડયો. એટલે તેના વખતમાં ગુપ્તવંશની પડતી થવી શરૂ થઈ ગઈ છે. ક્યારે થઈ તેનો આંકડો નિશ્ચિતપણે કહી શકાતો નથી, પરંતુ નીચેના નં. ૫ માં જણાવેલી પરિસ્થિતિથી કાંઇક અનુમાન તો કરી શકાય છે જ.

(૫) સમજાય છે કે ગુપ્ત સામ્રાજ્યના ત્રણ ભાગલા પડી ગયા છે. કુમારગુપ્તને ગાદીએ આવ્યાને પંદરેક વર્ષ થયાં હશે તેટલામાં, જેમ અન્ય પરદેશીઓ પંજાબને રસ્તે હિંદમાં ઉતરી આવ્યા હતા તેમ, હૂણ નામની પ્રજા તેમના સરદાર તોરમાણની આગેવાની નીચે ધસી આવી અને પશ્ચિમ તથા મધ્યહિંદનો ભાગ કબજે કરી અવંતિમાં પેસી ગઈ.[૮૫] તેનો સમય ઇ. સ. ૪૯૦ની આસપાસનો નોંધી શકાશે. તેથી ગુપ્તવંશી નબળો કુમારગુપ્ત અવંતિથી નાશી ગયો અને સ્નેહ કારણે કે સગાં થતાં હોય તેથી, પરંતુ જે પરિહાર જાતિના રાજપૂતો કનોજની આસપાસ વસી રહ્યા હતા, તેમના આશ્રયતળે વસી રહ્યો. આ રાજપૂતોએ તે સેવા બદલ, ઉત્તરહિંદનો ગુપ્તસામ્રાજ્યનો ભાગ મેળવ્યો અને પોતાનું રાજ્ય જમાવ્યું; તે રાજ્યવાળાની ગાદી કનોજમાં સ્થાપવામાં આવી હતી કે જેના વંશમાં ઉત્તરહિંદનો પ્રખ્યાત સમ્રાટ હર્ષવર્ધન થયો છે. આ વંશની ઉત્પત્તિનો સમય પ્ર. સ. ૫૧૦ કહી શકાય. ઉપર પ્રમાણે બે ભાગ થઈ ગયા. જ્યારે સૌરાષ્ટ્ર અને ગુજરાત તરફનો સામ્રાજ્યનો જે ભાગ બાકી રહી ગયો તે, ગુપ્તવંશી સમ્રાટના ભટ્ટારકે–સૈન્યપતિએ કબજે કરી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું અને વલ્લભીપુરમાં ગાદી કરી. તેનો સમય પણ

(૮૪) આ ઉપરથી સમજાય છે કે, મહાક્ષત્રપ કરતાં સ્વામિનું પદ નીચું લાગે છે (વળી જુઓ પુ. ૩ પૃ. ૧૯૭ ટી. નં. ૧૪માં મેં કરેલું ટીપ્પણ).

(૮૫) તેટલા માટે હૂણવંશની નામાવળી આ પ્રમાણે ગોઠવી શકાશેઃ

(૧) તોરમાણ ઈ. સ. ૪૯૦ થી ૫૧૦=૨૦
(૨) મિહિરકુલ (સહીર) ૫૧૦ થી ૫૩૩=૨૩
વર્ષ ૪૩

તોરમાણુની ચડાઈવાળો ઈ. સ. ૪૯૦નો કે એકાદ બે વર્ષ પાછળનો નોંધી શકાય. આ પ્રમાણે ગુપ્ત સામ્રાજ્ય ત્રણ વિભાગે વહેંચાઈ ગયું છે.

(૬) ત્રણમાંથી વલ્લભીવંશના રાજાઓનો ઇતિહાસ તો પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે; હૂણપ્રજાનું શું થયું તે માટે નીચેની કલમ નં. ૭ જુઓ. જ્યારે કનોજવાળા ભૂપાળોમાં સમ્રાટ હર્ષવર્ધન મહાપરાક્રમી થયો હતો. પણ તે નિર્વંશ ગુજરી જવાથી, તેની ગાદી તેની બ્હેનના વંશમાં ગઈ હતી. તેના બનેવીનું નામ ગૃહવર્મન[૮૬] હતું, તે મૌખરી જાતનો (સમજાય છે કે તેઓ મગધના સંપ્રીજીની એક શાખા હોય કે, કદાચ મૌર્યક્ષત્રિયની પેટાશાખા પણ હોય) ક્ષત્રિય હતો. ગૃહવર્મનનો પુત્ર ભોગવર્મન અને તેનો પુત્ર યશોવર્મન થયો. આ યશોવર્મનના તથા તેના પુત્ર આમ્રદેવના સમયે સિદ્ધસેન દિવાકર, બપ્પભટ્ટસૂરિ, વાક્પતિરાજ આદિ વિદ્વાનો થઇ ગયાનું[૮૭] આપણે જાણી ચૂકયા છીએ. આ યશોવર્મન બહુ પરાક્રમી થયો હતો તેથી વિક્રમાદિત્યનું બિરૂદ તેને મળ્યું હતું. ઇ. ઇ.

(૭) નં. ૬ ની દલીલવાળા તોરમાણે અવંતિપતિ બન્યા પછી, તથા તેના મરણ બાદ તેના પુત્ર મિહિરકુલે, પોતાના તાબાની આખીએ પ્રજા ઉપર જેટલો બન્યો તેટલો ત્રાસ અને જુલમ વર્તાવ્યો હતો. ગામો લુંટી કરીને બાળી નાંખી ઉજ્જડ બનાવ્યાં હતાં તથા અકથનીય દમન ચલાવ્યે ગયા હતા; જે ઉપરથી પ્રજાએ સંગઠિત થઈને[૮૮] ઈ. સ. ૫૩૧-૩ માં આબુ પર્વત ઉપર મંત્રણા ચલાવી જૂલમ કરનારી રાજસત્તાનો સામનો કરવાનો નિરધાર કર્યો તથા અગ્નિ સાક્ષીએ પ્રતિજ્ઞા લીધી. જેમાંથી અગ્નિકુલીય રાજપૂતોની ચાર શાખા ઉદ્દભવી.[૮૯] આ સર્વ રાજપૂતોએ એકત્રિત બની યુદ્ધ આદર્યું અને મિહિરકુલ તથા તેની આખીયે હૂણ પ્રજાનો નાશ કરી નાખ્યો જેથી ઈતિહાસને પાને ફરીને તેમનું દર્શન અદૃશ્ય થવા પામ્યું છે. આ યુદ્ધની કેટલીક હકીકતનું વર્ણન પુ. ૩ પૃ. ૩૯૦-૯૧ ઉપર આપણે કરી પણ બતાવ્યું છે.

(૮) ચષ્ઠણ વંશીઓનું રાજ્ય પૂર જોશમાં ચાલી રહ્યું હતું, ત્યારે વચ્ચે (જુઓ પૃ. ૧૯૧ ઉપર તેમની વંશાવળી; તેમાં જ્યારે આઠમા દામસેન અને નવમા યશોદામન વચ્ચે કેટલી યે નામધારી વ્યક્તિઓ થઈ ગઈ છે ત્યારે ) શકે ૧૫૮ થી ૧૬૧ સુધી=ઈ. સ. ૨૬૧થી ૨૬૪ના ત્રણ વર્ષના ગાળામાં આભિર જાતિનો ઈશ્વરદત્ત નામે તેમનો સૂબો થયો હતો તેને ગોદાવરી મુખ આગળના પ્રદેશ ઉપર હકુમત ચલાવવા નીમ્યો હતો. તે પોતાના ઉપરી રાજકર્તાઓની નબળાઇનો લાભ લઇને સ્વતંત્ર બન્યો હતો તથા તેણે મહાક્ષત્રપપદ ધારણ કરી પોતાનો વંશ ચલાવ્યો હતો. જો કે આ આભિર રાજાઓ બહુ પ્રકાશિતપણે બહાર આવ્યા દેખાતા નથી, કેમકે તેમના ઉપરીઓ અવંતિપતિ તરીકે જીવતા જાગતા બેઠા હતા જ. પણ ગુપ્તવંશીઓની છેવટની સત્તા પાછી જ્યારે કુમારગુપ્ત બીજાના સમયે નબળી પડી કે, તે સમયનો જે આભિરપતિ ધરસેન હતો તેણે ગાદીના સ્થાન ઉપરથી ત્રૈકૂટક વંશનું નામ ધારણ કરી, વિશેષ સ્વતંત્રપણે રાજ્ય કરવા માંડયું હતું. આ સર્વ હકીકત પુ. ૩ પૃ. ૩૭૫ થી ૩૮૪ સુધીમાં જણાવી દેવાઈ છે.

(૮૬) આ વંશની નામાવળી માટે પુ. ૧ પૃ. ૧૮૭ની ટીકામાં જુઓ. તથા તેમને લગતી અન્ય હકીકત માટે પુ. ૩ પૃ. ૩૯૧ અને તે પાના ઉપરની ટી. નં. ૨૫ જુઓ.

(૮૭) જુઓ પુ. ૩ પૃ. ૭૨ તથા ૨[illegible]૨

(૮૮) સામાન્ય આપત્તિકાળે, પ્રજાએ આપસઆપસના સર્વ ભેદભાવો ભૂલી જઇને તથા સંગઠિત બનીને, ત્રાસ વર્તાવતી સત્તા સામે કેવી રીતે ઝઝુમવું પડે છે અને પરિણામે ફતેહને કેવી રીતે વરાય છે તેનો આ એક દૃષ્ટાંત સમજવો.

(૮૯) આ ચાર શાખાનાં નામ તથા તેમને લગતી કેટલીક બીજી હકીકત વિશે પુ. ૩ પૃ. ૩૯૦ ટી. નં. ૨૨ જુઓ.

અહીંથી રાજપૂતોની ઉત્પત્તિ થયાનું નોંધી શકાશે. સમજાય છે કે અત્યાર સુધી જે કાર્ય ક્ષત્રિયવર્ગ ઉપાડી રહ્યો હતો તે કાર્યની સુપ્રત-હવેથી પ્રજારક્ષણની ચોકી કરવાના પ્રથાની-સ્વશીરે ઉપાડી લેવાની પ્રતિજ્ઞા અગ્નિની સાક્ષીએ આ રાજપૂતવર્ગે કરી લીધી હતી.

ઉપર પ્રમાણે ઉત્તર અને મધ્ય હિંદનું પ્રખર શક્તિશાળી અને જેનું નામ સાંભળતાં પણ દુશ્મનોને કંપારી છૂટતી હતી તેવું અવંતિનું સામ્રાજ્ય ઈ. સ. પાંચમી સદીના અંતે વેરવિખેર થઇ જવા પામ્યું હતું. તે એટલે સુધી કે તે સમય બાદ 'અવંતિનું સામ્રાજ્ય' એવા શબ્દો ઈતિહાસમાંથી ભૂંસાઈ જ ગયા કહેવાશે; મતલબ કે પૂર્વના મગધ સામ્રાજ્યે જેમ મૌર્યક્ષત્રિયની સત્તાનો ઝંડો છેલ્લો ઉપાડીને પછી કોઇની સ્વતંત્રતા કબૂલ રાખી નથી, તેમ આ અવંતિ સામ્રાજ્યે પણ ગુપ્તવંશી સમ્રાટની એકછત્રી સત્તા ફેંકી દીધા પછી બીજા કોઈ સમર્થ અને સ્વતંત્ર રાજ્યની ઝૂંસરીનો ભાર વહન કર્યો નથી. સામ્રાજ્યને બદલે નાનાં શક્તિશાળી રાજ્યોના શાસન આ બન્નેએ જરૂર ભોગવ્યાં છે ખરાં, પરંતુ સામ્રાજ્ય તરીકેની તેમની મહત્તા જે હતી તે તો ગઈ તે ગઈ જ.

આ છેલ્લા પારિગ્રાફની આઠ કલમોમાં આપણે અનેક નવાં તત્ત્વો જાહેર કર્યાં છે તથા ચાલુ હિંદી ઇતિહાસમાં તુટતી સાંકળો કયાં આગળ સાંધી શકાય તેમ છે તે સર્વે સંક્ષિપ્તમાં જણાવી દીધું છે. વળી કુશાનવંશ અને ચષ્ઠણવંશને લગતી અનેક હકીકતો તેમના વૃત્તાંતમાં બનતી કોશીષથી પુરાવા તથા દલીલો આપીને સાબિત કરી આપી છે. એટલે ભારતીય ઈતિહાસના અંધકારમય ગણાતા કૂટ પ્રશ્નોનો તેમાંથી ઉકેલ જો નીકળી આવશે તો મારો પ્રયત્ન સફળ થયેલ માનીશ.

દરેક પુસ્તકના અંતમાં સંપુર્ણ માહિતી સાથે સમયાવળી ગોઠવાય છે, તેમ આ પુસ્તકમાં પણ કરવાની તો છે જ. પરંતુ આ નવમ ખંડનું પરિણામ તુરત તુરત નજરે લઇ શકાય તે માટે તેવી એક સંક્ષિપ્ત સમયાવળી નીચે ઉતારી છે.

---

| ઇ. સ. | |
|---|---|
| ૩૧થી ૭૧ | કડફ્સીઝ પહેલો |
| ૭૧થી ૧૦૩ | કડફ્સીઝ બીજો |
| ૧૦૩થી ૧૨૬ | કનિષ્ક પહેલો |
| ૧૦૩થી ૧૧૭ | ક્ષત્રપ ધ્યમોતિક |
| ૧૦૩ | કુશાન સંવતની સ્થાપના કનિષ્ક પહેલાએ કરી |
| ૧૦૩ | ચષ્ઠણશકની સ્થાપના ઈ. સ. ૧૪૩માં ચષ્ઠણે પોતે કરી છે. પણ તેનો આરંભ પોતાના પિતા ક્ષત્રપ ધ્યમોતિકે જ્યારથી રાજસત્તા ગ્રહણ કરી ત્યારથી ગણ્યો છે |
| ૧૦૬ | સારનાથનો શિલાલેખ (રાજા કનિષ્ક પહેલાનો) |
| ૧૧૨ | મથુરાનો ,, ( સદરનો ) |
| ૧૧૬-૭ | ક્ષત્રપ ધ્યમોતિકનું મરણ થતાં, તે પદ ઉપર તેનો પુત્ર ચષ્ઠણ નીમાયો |
| ૧૧૭-૧૩૨ | ચષ્ઠણનું ક્ષત્રપપદ |
| ૧૨૧ | માણિકયાલનો શિલાલેખ (રાજા કનિષ્ક પહેલાનો) |
| ૧૨૬-૩૨ | વસિષ્ક-વઝેષ્ક-જુષ્ક |
| ૧૨૭ | ઇસાપુરનો શિલાલેખ (રાજા વાસિષ્કનો) |
| ૧૨૮ | કનિષ્ક બીજાનો જન્મ |
| ૧૩૧ | સાંચીનો શિલાલેખ (રાજા વાસિષ્કનો) |
| ૧૩૨ | મથુરાનો શિલાલેખ ( સદરનો) |
| ૧૩૨ | ચષ્ઠણ ક્ષત્રપને મહાક્ષત્રપપદે ચઢાવવામાં આવ્યો (જો વાસિષ્કના મરણ સમયે થયો હોય તો) |
| ૧૩૨-૧૪૨ | ચષ્ઠણના મહાક્ષત્રપ પદનો સમય (રાજા કુશાન બીજાની સગીર વયમાં) |
| ૧૩૨-૧૪૨ | કુશાન બીજાની સગીરાવસ્થામાં, રાજા હુવિષ્ક એજંટ તરીકે |
| ૧૩૬ | મથુરાનો શિલાલેખ (હુવિષ્કનો સાદા રાજકર્તાના પદયુક્ત ) |
| ૧૪૨ | કનિષ્ક બીજાનો રાજ્યાભિષેક થયો તથા તે સમયે મહાક્ષત્રપ ચષ્ઠણને સ્વતંત્રતાની બક્ષીસ મળી |
| ૧૪૨ | કનિષ્ક બીજાની સાથે ચષ્ઠણની મૂર્તિ નીકળી છે તેનો નિર્માણ કાળ |
| ૧૪૨ | ચષ્ઠણ અવંતિપતિ બન્યો |
| ૧૪૨-૧૫૨ | ચષ્ઠણ; અવંતિના રાજા તરીકે |

| | | | |
|---|---|---|---|
| ૧૪૨–૧૯૮ | કનિષ્ક બીજો મથુરાપતિ તરીકે | ૧૫૪ | વર્ડકનો શિલાલેખ (મહારાજાધિરાજ હુવિષ્કનો ) |
| ૧૪૪ | આરાનો શિલાલેખ (કનિષ્ક બીજાનો, મહારાજાધિરાજ પદ યુક્ત ) | ૧૬૩ | મથુરાનો શિલાલેખ ( સદરનો ) |
| ૧૪૫ | ચષ્ઠણે અંધ્રપતિને હરાવીને તુંગભદ્રા સુધી હઠાવી મૂકયો | ૧૯૯–૨૩૬ | વાસુદેવ પહેલાનો રાજ્યકાળ |
| | | ૨૩૬–૨૮૨ | કુશાનવંશના સાત અંતિમ રાજાઓનો રાજવહીવટ |
| ૧૫૨ | ચષ્ઠણનું મરણ-જયદામન મહાક્ષત્રપ (?) | | |
| ૧૫૨ | જયદામનનું મરણ (?) રૂદ્રદામન મહાક્ષત્રપ બન્યો | ૨૮૨ | ગુપ્તવંશના આદ્યપુરૂષે કુશાન વંશનો અંત આણ્યો તથા પોતે મથુરાપતિ બન્યો |
| ૧૫૨–૧૭૫ | રૂદ્રદામન મહાક્ષત્રપનું રાજ્ય | | |



# દશમ ખંડ

## પ્રથમ પરિચ્છેદ

ચેદી વંશની ઉત્પત્તિ તથા વિભાગો

(૧) ક્ષેમરાજ

(૨) વૃદ્ધિરાજ

## દ્વિતીય પરિચ્છેદ

(૩) ખારવેલ; ભિખ્ખુરાજ; ધર્મરાજ

## તૃતીય પરિચ્છેદ

( ખારવેલ ચાલુ )

હાથીગુંફાનો શિલાલેખ

## ચતુર્થ પરિચ્છેદ

( ખારવેલ ચાલુ )

મહાવિજય પ્રાસાદ અને

જગન્નાથપુરીની મૂર્તિઓ

## પંચમ પરિચ્છેદ

( ખારવેલ ચાલુ )

(૪) વક્રગ્રીવ

(૫) મયુરધ્વજ

ચેદી વંશનો અંત



# પ્રથમ પરિચ્છેદ

## ચેદિવંશ



ટૂંકસારઃ—ચેદિદેશ—પુસ્તક પહેલામાં આપેલ વર્ણનનો સંક્ષિપ્ત સાર આપી અત્રેના વિવેચન સાથે જોડી આપેલ અનુસંધાન—ચેદિ નામનો (દેશ તથા વંશ બન્નેનો) પરસ્પર સંબંધ તથા તેમની ઉત્પત્તિની આપેલી સમજ—ચેદિ નામ નથી કોઈ દેશનું, જ્ઞાતિનું કે સ્થાનનું, છતાં તે નામ કેમ અસ્તિત્વમાં આવ્યું તેનાં આપેલ અનુમાનો—ચેદિ વંશના ત્રણ વિભાગોનો આપેલ ખ્યાલ—ચેદિ દેશની સીમાનું આપેલ વર્ણન—કરકંડુ મહારાજાના મરણથી માંડીને રાજા ક્ષેમરાજના રાજ્યારંભ સુધીની કલિંગ દેશની રાજકીય પરિસ્થિતિનો આપેલ ચિતાર—

(૧) **ક્ષેમરાજ**—તેના વંશની આપેલ સમજ તથા મહામેઘવાહન સાથે જોડી બતાવેલ કુટુંબ સંબંધ—તેનાં ઉમર, રાજ્યકાળ તથા રાજ્યવિસ્તારની કરેલ ચર્ચા—તેના પાટનગરનું બતાવેલ સ્થાન તથા તેની ફેરબદલી સાથે તેના ધર્મની પ્રભાવિકતાનો બતાવેલ સંબંધ—નંદિવર્ધને કલિંગ ઉપર ચઢાઈ કરી હતી તેનો હેતુ રાજકીય કે ધાર્મિક, તેની કરેલ ચર્ચા—

(૨) **વૃદ્ધિરાજ**—તેનું જીવનવૃત્તાંત—

માથે ઉઠાવેલ સકળ ભારતીય ઇતિહાસના આલેખનમાંના એક હજાર વર્ષમાં જે જે રાજ્યોએ પોતાની કારકીર્દી ઉત્તરહિંદમાં સ્થાપી હતી

**પૂર્વ નિવેદન**

તે તે સર્વેના વંશને લગતો હેવાલ અત્યાર સુધી આપણે રજુ કરી ગયા છીએ. અત્ર નાના મોટા સર્વે રાજ્યોનું વર્ણન પૂરૂં થાય છે. સગવડતાના કારણે તથા બરાબર સમજી શકાય તે સારૂ તેના નવ ખંડ પાડવામાં આવ્યા હતા. હવે આપણે ઉત્તરહિંદ છોડીને વિંધ્યાપર્વતના દક્ષિણે આવેલ ભાગ, જેને દક્ષિણહિંદ તરીકે ઓળખવામાં આવે છે તેનું વર્ણન હાથ ધરીશું.

વિસ્તાર અને ક્ષેત્રફળની દૃષ્ટિએ જોતાં, ઉત્તરહિંદ અને દક્ષિણહિંદ ભલે લગભગ સરખા છે એમ કહી શકાશે. છતાં ઉત્તરહિંદમાં રાજકર્તાવંશનું તથા તેના અનેક અનુસંધાનોનું જે વૈવિધ્ય દેખાયું છે તેવું આ દક્ષિણહિંદના વર્ણનમાં આપણને દેખાશે નહીં. તેનાં અનેક કારણો છે. પ્રથમ નજરે સંસ્કૃતિનું કારણ લઇએ. સંસ્કારદૃષ્ટિનો વિચાર કરીશું તો પુ. ૧ના પ્રથમ પરિચ્છેદે જ જણાવી ગયા છીએ કે ઉત્તરહિંદ તે સમયે આર્યદેશ તરીકે ઓળખાતો હતો અને દક્ષિણહિંદ અનાર્યદેશ તરીકે જાણીતો હતો. એટલે કે એકમાં આર્ય સંસ્કૃતિ સંપૂર્ણ દરજ્જે ખીલી રહી હતી જ્યારે બીજામાં તેનો તદ્દન અભાવ જ હતો; નહીં કે તેનાથી ઉલટ પ્રકારની હતી. પરંતુ જેમ જેમ એક બીજાના પરિચયમાં આવવાને સંજોગોએ યારી આપી તેમ તેમ પહેલાની સંસ્કૃતિએ બીજાના ઉપર પોતાની છાપ જમાવવા માંડી. એટલે તે બીજાએ તેનાથી મોહિત થઇને તેને ગ્રહણ કરવા માંડી તથા ધીમે ધીમે પોતામાં ખૂબ ખૂબ ઉતારી દીધી. જેના પરિણામે તે પણ આર્ય તરીકે ઓળખાતી થઈ ગઈ. ઉપર પ્રમાણે આર્યસંસ્કૃતિનો પ્રવાહ અનાર્ય પ્રદેશમાં પેસી જવા લાગ્યો હતો તેના કારણમાં રાજકીય સ્થિતિ જ કહી શકાય. કેમકે ઉત્તરહિંદના જે રાજવંશો દક્ષિણ ઉપર સ્વામિત્વ મેળવવા ચડાઈ લઈ ગયા હતા તેઓએ ત્યાં જીત મેળવીને પોતાનાં સંસ્થાનો વસાવવા માંડ્યાં હતાં એટલે ત્યાં તેમનો કાયમી વસવાટ થવાને લીધે, મૂળ વતનીઓની સાથે ઘાટા પરિચયમાં આવી રહ્યા હતા. પરિણામે તેમના રીતરિવાજો અને રાહરસમો પેલા પરાજીત થઇ રહેલ મૂળવતનીમાં આમે જ થવા મંડયા હતા. અને હંમેશાં નિયમ છે કે, જેવો રાજા તેવી પ્રજા, તે પ્રમાણે શાસિતપ્રજા શાસકપ્રજાના જેવી જ રીતભાતમાં અને રહેણીકરણીમાં ફરી જવા લાગી હતી. એટલે જે અનાર્ય હતી તે ક્રમેક્રમે આર્ય થઈ ગઈ એટલું જ નહીં પણ એકબીજાનો ભેદ હતો તે ભૂંસાતો ગયો અને પછી તો અનાર્ય કોને કહેવાય તે જ એક કોયડો બની રહ્યો. મતલબ કે સારાએ દક્ષિણહિંદ સંસ્કારી બની જતાં, તેમાં પણ પાંચમા આરાની અસર પ્રવેશવા માંડી; જમીન પ્રાપ્તિની લાલસા ઉદ્ભવી; અરસપરસ લડવા માંડ્યું. જયપરાજયની કિંમત અંકાવા માંડી; કોણ ઉતરતો, કોણ હલકો, કોણ ખંડિયો, કોણ ઉપરી તથા કોણ મોટો કે કોણ નાનો; તેવી તેવી ભાવનાનો જન્મ થઇ ગયો. અને તેમાંથી રાજવંશો ઉભા થયા.

જોકે આપણે અહીં સંસ્કૃતિ વિશેનું વર્ણન કરવા બેઠા નથી. પરંતુ ઉપર પ્રમાણે દક્ષિણહિંદમાંના અનાર્યનો પલટો આર્યમાં થયાનું જાણવું. તે પરિવર્તન કરનાર તત્ત્વનું બીજ આર્યમાંથી એટલે કે ઉત્તરહિંદમાંથી જ આવેલું કહેવાય. રાજકારણનો વિચાર કરતાં, ઉત્તરહિંદના રાજકર્તાઓએ દક્ષિણમાં પોતાનું આધિપત્ય જમાવ્યા બાદ, તે પ્રદેશમાં તેનો વહીવટ ચલાવવાને પોતાના સૂબાઓ નીમવાનું ધોરણ ચાલુ કર્યું હતું. આ સૂબાઓ કેટલાક પ્રસંગે પોતાની જ જાતિના અન્યજનો અને કેટલાકમાં તો પોતાના અંગત અને નિકટના સગપણ ધરાવનાર પણ હતા. પરંતુ રાજ્યલોભ જ્યાં પ્રગટ થાય છે ત્યાં કોઇ પ્રકારનો બંધ તેને નડતો નથી; ત્યાં તો કેવળ સ્વાર્થ અને આપમતલબ કેમ સધાય તેજ નીતિ પ્રધાનપણે વર્તી રહે છે. એટલે જે સૂબાપદે નીમાયા હતા તેઓ જેમ જેમ સગવડ પડતી ગઈ તેમ તેમ સ્વતંત્ર બની બેઠા. આ ઉપરથી સમજાશે કે દક્ષિણહિંદમાં પણ મોટેભાગે રાજકીય અંકુરા તો ઉત્તરહિંદનો જ હતો, પરંતુ થોડા ભાગમાં સ્વતંત્ર અધિકાર ભોગવનારનો ઉદ્ભવ પણ

થઈ જવા પામ્યો હતો. આ કારણથી ઉત્તરહિંદના કરતાં દક્ષિણહિંદનો ઇતિહાસ એટલો બધો અટપટીઓ અને ગુંચવણકર્તા નથી. ઉપરાંત સ્વતંત્ર અધિકારીપદે બિરાજીત થનાર વર્ગ, સંખ્યામાં પણ જૂજ જ રહે, એટલે ત્યાંના રાજકર્તાના વંશ આમે અલ્પ સંખ્યામાં જ કહેવાય. તેવા વંશનો આંક પણ જો નાના મોટા ગણવા બેસીએ તો ઘણોએ થઈ જાય, પરંતુ આપણે તો જે વર્ણન કરવાનું રહે છે તે સામ્રાજ્ય જેવા અતિ વિસ્તારવાળી ભૂમિના અધિષ્ઠાતા બનવા પામ્યા હોય તેવાનું, એટલે તેવા તો અતિઅલ્પ જ ગણાશે. આપણે કહી દઇએ કે માત્ર બે વંશ જ તેવા છે. એક કલિંગ સામ્રાજ્યનો અને બીજો આંધ્ર સામ્રાજ્યનો. પ્રથમવાળા સામ્રાજ્યના ભોક્તાને ચેદિવંશ તરીકે, અને બીજાના ભોક્તાને શતવહનવંશ તરીકે ઇતિહાસકારોએ ઓળખાવેલ છે. તેથી આપણે આ બે વંશનો ઇતિહાસ હવે આલેખવો રહેશે.

વિસ્તારની દૃષ્ટિએ જો વિચારીશું તો આ બેમાંથી પ્રથમ નંબર એક કાળે તો ચેદિવંશનો જ આવે છે, પરંતુ રાજકીય કાબૂ જળવાઈ રહ્યાના સમયની અપેક્ષાએ વિચારીશું તો ઉંચો નંબર શતવાહનવંશનો આવી પડે છે. એટલે કોનું વર્ણન પ્રથમ હાથ ધરવું તે એક પ્રશ્ન રહે છે. પરંતુ જે સમયે વંશની આદિ થવા પામી હોય તેની ગણત્રીએ જ્યારે આપણે ઉત્તરહિંદમાં કામ લેવાનું કાંઇક ધોરણ અંગિકાર કરીને જાળવી રાખ્યું છે, ત્યારે અહીં પણ તેજ પ્રથાને વળગી રહીને પ્રથમમાં આપણે ચેદિવંશનું વૃત્તાંત આદરવું રહે છે.

## ચેદિવંશ

પુ. ૧માં કલિંગદેશનું વર્ણન આપતાં પૃ. ૧૬૩થી ૧૭૬માં સાબિત કરી ગયા છીએ કે તે પ્રદેશનો એક સમયનો રાજા અપુત્રિયો મરણ પામવાથી દેશના રીતરિવાજ પ્રમાણે પંચદિવ્ય સહિત હાથણી ફેરવવામાં આવી હતી અને જે પુરૂષને શીરે જળ કળશ સંપૂર્ણ ઠલવવામાં આવ્યો હતો

**પૂર્વનો ટૂંક પરિચય**

તેને રાજગાદીએ બેસારવામાં આવ્યો હતો. તેનું પ્રાસંગિક નામ મહારાજા કરકંડુ હતું. વળી તેજ પુસ્તકે પૃ. ૧૩૮થી ૧૪૮ સુધી મહાકોશલ ઉર્ફે અંગ-કુશસ્થળ દેશનું વર્ણન આપ્યું છે. તેમાં એમ સાબિત કરી ગયા છીએ કે ત્યાંના દધિવાહન રાજાની પદ્માવતી રાણીના પેટે આ કરકંડુનો જન્મ થયો હતો. પણ કાળની વિચિત્રતાના અંગે તે પોતાના જનક અને જનનીથી વિખુટો પડીને ઉપર જણાવ્યા પ્રમાણે કલિંગપતિ થઇ બેઠો હતો. પરંતુ આગળ જતાં અને રાજદ્વારી કારણ ઉપસ્થિત થતાં, પડોશી રાજ્યના સ્વામિ એવા પોતાના જ પિતા, ઉપરોક્ત મહાકોશલ ઉર્ફે અંગપતિ દધિવાહનના રાજ્ય ઉપર તેને આક્રમણ લઇ જવું પડયું હતું. આ બે રાજ્ય વચ્ચે મહાયુદ્ધ જામી પડે તે અગાઉ, તેની જનયત્રી અને રાજા દધિવાહનની રાણી પદ્માવતી કે જેણીએ કરકંડુ ગર્ભમાં હતો ત્યારથી જ જૈનદીક્ષા અંગિકાર કરી લીધી હતી, તેણીને જ્ઞાનબળે આ યુદ્ધની અને તેમાં નિપજતા મનુષ્ય સંહારની જાણ થવાથી તુરત ત્યાં આવી ચડી હતી તથા બન્ને રાજાઓની અરસપરસ ઓળખ કરાવી, બાપ દીકરાનું સગપણ જાહેર કર્યું હતું. પરિણામે દધિવાહનના રાજ્યનો ઉત્તરાધિકારી પણ મહારાજા કરકંડુ થયો હતો. એટલે હવે પોતે વંશ અને કલિંગદેશ ઉપરાંત અંગદેશનો પણ સ્વામી થવાથી, તે પોતાને ત્રિકલિંગાધિપતિ[૧] કહેવરાવવા લાગ્યો હતો. આ પ્રમાણે રાજ્ય વિસ્તારની અપેક્ષાએ હોય કે કલિંગદેશની રાજકીય મહત્તાને અંગે હોય કે પછી જ્યાંથી પોતાના જીવનનો ઉત્કર્ષ થયો તેનું ગૌરવ જાળવી રાખવાની બુદ્ધિએ હોય; ત્રણમાંથી ગમે તે કારણ હોય કે ત્રણે એકત્રિતપણે કામ કરી રહ્યાં હોય, પરંતુ તેણે પોતાને કલિંગપતિ જ હોવાનું જાહેર રીતે જણાવ્યું છે; તથા પોતાના વંશની ઓળખ, હવે જાણવામાં આવી ગઈ છે તે પ્રમાણે ચેદિના નામથી (આગળના પારિગ્રાફમાં અધિકાર વર્ણવવામાં આવ્યો છે) રાખી લીધી. તેમજ પોતાનું નામ પોતાના પિતા દધિવાહનના નામને અનુસરતું કહેવાય એવું મેઘવાહન

(૧) ત્રિકલિંગ શબ્દના વિશેષ નિરૂપણ માટે આ ખંડમાં આગળ ઉપર જૂઓ.

નામ ધારણ કરી લીધું. મતલબ કે આ સમયથી પોતાને ત્રિકલિંગાધિપતિ, ચેદિવંશી મહારાજા મેઘવાહન[2] તરીકે તે ઓળખાવવા લાગ્યો હતો. ત્યારબાદ પોતે સંસારથી વિરક્ત થઈ, જૈનદીક્ષા લઈને પ્રત્યેકબુદ્ધ થઈ મોક્ષે ગયો હતો અને તેને કોઈ પુત્ર નહીં હોવાથી, તેનું રાજ્ય તે વખતના મગધપતિ શ્રેણિકે[3] પોતાના મુલકમાં ભેળવી લીધું હતું. એટલે ત્યારથી ઇતિહાસમાં 'અંગ–મગધા' શબ્દનો પ્રયોગ વપરાતો થવા લાગ્યો હતો. ત્યાં સુધીનું વર્ણન આપણે પ્રથમ પુસ્તકમાં કાંઇક વિસ્તારપૂર્વક જણાવી દીધું છે, ત્યાર પછી શું થયું તે હવે વિચારીએ.

**ચેદિ નામની ઉત્પત્તિ**

પુસ્તક ૧માં (જુઓ પૃ. ૨૮ તથા ૧૨૪) જણાવવામાં આવ્યું છે કે, સંત્રીજી નામે ક્ષત્રિયની મુખ્ય જાતિ હતી. તેના પેટા વિભાગો લગભગ ૧૮ની સંખ્યામાં હતા. તેમાં લિચ્છવી, મલ્લ, શાક્ય, આદિનો સમાવેશ થતો હતો; વળી આગળ ઉપર આપણે જોઈ ગયા છીએ કે (જુઓ પુ. ૧ પૃ. ૩૭૭) કદંબ, ચોલા, પાંડયા ઇ. પણ તેમાંથી જ ઉત્પન્ન થયા હતા; તથા પુ. ૨માં મૌર્ય ચંદ્રગુપ્તના વર્ણનમાં એમ જણાવ્યું છે કે, નવીન મૌર્યો જે દક્ષિણહિંદમાં પ્રસરવા લાગ્યા હતા તે મૂળે મૌર્યમાંથી જ ઉદ્ભવ્યા હતા. વળી ચુટુકાનંદ, મૂળાનંદ વિગેરે પણ નંદવંશના ભૂપતિઓની શાખારૂપે ગણાય તેમ છે, કેમકે આંધ્રવંશનો સ્થાપક રાજા શિમુખ પોતેજ નંદ બીજો ઉર્ફે મહાપદ્મનો કુંવર હતો, (આમાંની કેટલીક હકીકત પુ. ૧, તથા ૨માં પ્રસંગોપાત આવી ગઇ છે. પરંતુ વિસ્તારપૂર્વક શતવહનવંશના વૃત્તાંતે લખવાની છે) અને તેના અંગ તરીકે જ બલ્કે તેના સૂબા તરીકે આ ચુટુકાનંદ, મૂળાનંદ હતા. વળી મહારથીઓ, રાષ્ટ્રીકો, ભોજકો, ઇ. પણ આ પ્રજામાંના જ અંગો છે એટલે કદાચ તેમના પેટા વિભાગોમાંના હોય કે કદાચ મૂળ સંત્રીજી ક્ષત્રિયોની અઢાર જાતિમાંના પણ હોય. ગમે તે પ્રમાણે તેમના વિભાગ અને પેટાવિભાગની વહેંચણી થવા પામી હોય, પરંતુ એટલું ચોક્કસ છે કે, સંત્રીજી ક્ષત્રિયોનું પ્રાબલ્ય ઉત્તરહિંદના રાજકર્તા તરીકેનું અતિ વિપુલ પ્રમાણમાં હતું. સંભવ છે કે અંગપતિ દધિવાહન રાજા તેજ પ્રમાણે સંત્રીજીની અઢારમાંની કોઈ પેટાજાતિનો હશે. પરંતુ તે જાતિનું નામ શું હતું તે જાણવામાં આવ્યું નથી. એટલે તેનો પુત્ર મહારાજા કરકંડુ, જેને આ વંશનો સ્થાપક આપણે હવે લેખવો રહે છે તેની જાતિ કઈ કહેવી તે પણ અદ્યાપિ પર્યંત અંધારામાં જ છે એમ સમજવું. એટલે ચેદિ નામ કોઈ ક્ષત્રિયની એકાદ મુખ્ય શાખાનું કે પેટાશાખાનું હોય એમ માનવાને હાલ તો આપણે આંચકો ખાવો પડશે. ત્યારે આ ચેદિ નામ શી રીતે વપરાશમાં આવ્યું?

આ નામ ગૌતમબુદ્ધના સમયે પણ જાણીતું નહીં હોય એમ સમજવું રહે છે. કેમકે જો જાણીતું થયું હોત તો બૌદ્ધ ગ્રંથોમાં તેનો ઉલ્લેખ છૂટથી થયા વિના ન રહેત. વળી જે પ્રદેશો ઉપર મહારાજા કરકંડુનો રાજઅમલ તપતો થયો હતો તેમાંના કોઇનું નામ તેવું હોવાનું જણાતું નથી. તે દેશોનાં નામ તો, અંગ, વંગ અને કલિંગ એવાં હતાં. તેમજ તે દેશોમાંનાં, કોઇ નગર, પુરી, કિલ્લો, પર્વત કે એવા કોઈ સ્થળનું નામ તેવું હોય તેમ પણ જણાયું નથી. એટલે એક જ કલ્પના પર જવાય છે કે, જેમ અનેક રાજાનાં, દેશનાં કે વસ્તુનાં નામો, કોઈક બનાવ અથવા સંયોગાધિન જોડી કઢાયાં છે તેમ આ ચેદિ નામ વિશે પણ કદાચ બન્યું હોવું જોઇએ. મારૂં અનુમાન એક હકીકત ઉપર ઠરે છે; તે એ કે, મહારાજા કરકંડુને જે સંયોગોમાં રાજપ્રાપ્તિ થઇ છે તે જો તપાસીયું તો ત્યાં સ્પષ્ટ જણાવ્યું છે કે, તેને

(૨) મેઘવાહન તે વ્યક્તિગત નામ જેમ છે તેમ બિરૂદ પણ છે. સોલંકી વંશના ગૂર્જરપતિ રાજા કુમારપાળ પણ મેઘવાહન કહેવાતો હતો.

(૩) જો મગધમાં તે દેશને શ્રેણિકે ભેળવી લીધો હોય તો, ત્યાં આ કલિંગવંશની (તે દેશના રાજકર્તાના વંશની) સમાપ્તિ થઈ ગઇ કહેવાય અથવા જો કલિંગપતિને મગધપતિનો ખંડિયો બનાવાયો હોય તો તે વંશ ચાલુ રહ્યો ગણાય. આ વિષયની ચર્ચા આપણે આગળ કરવાની છે. તે રાજા ક્ષેમરાજના વૃત્તાંતે જુઓ.

ગાદી મળવાની આગાહી–ભવિષ્ય વાણી–એક વંશના (વાંસના) છેદન ઉપરથી ભાખવામાં આવી છે. જેથી કરીને તે દેશનું નામ "વંશ" પાડવામાં આવ્યું હોય (અથવા તે પ્રદેશમાં વંશની ઉત્પત્તિ બહુ જ પ્રમાણમાં થતી હોય અને તે અંગે તેનું નામ વંશ પડી ગયું હોય) અને વંશનું છેદન કરવામાં આવ્યું તેથી "છેદિ" અથવા અપભ્રંશ થતાં ચેદિ એવું નામ તેના વંશનું ધારણ કરાયું હોય. મતલબ એ થઈ કે, દેશનું (country) અને વંશનું (dynastic)–બન્નેનાં નામો (વંશ દેશ અને ચેદિ વંશ)ની ઉત્પત્તિ એક જ કાળે થઈ ગણાય. આ કારણને લીધે જ, પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાં કે વૈદિક સાહિત્યમાં, તે બેમાંથી એકેનું નામ[૪] નજરે પડતું નથી. એટલે સમજાય છે કે જે મુલકમાં આ ચેદિ વંશના રાજાનો રાજઅમલ ચાલતો હતો તેનું નામ 'ચેદિ દેશ' પડી ગયું લાગે છે. બાકી ખરી રીતે તો 'ચેદિ' તે નથી કોઈ દેશનું નામ કે નથી કોઈ જ્ઞાતિનું નામ કે નથી કોઈ સ્થળનું નામ. માત્ર સંયોગવશાત્ કાલ્પનિક રીતે જ તે ઉત્પન્ન કરવામાં આવ્યું દેખાય છે. એટલે ચેદિવંશની સ્થાપના ઈતિહાસની દૃષ્ટિએ, જો ગણીએ તો, જ્યારથી મેઘવાહન કલિંગપતિ થયો ત્યારથી થઈ ગણાય. અને તે બનાવ ઇ. સ. પૂ. ૫૫૮માં બન્યો[૫] છે. સાર એ થયો કે ચેદિ વંશની સ્થાપના ઇ. સ. પૂ. ૫૫૮માં મેઘવાહન રાજાએ કરી હતી.

આ મેઘવાહન રાજાનું રાજ્ય ઇ. સ. પૂ. ૫૩૭માં પૂરું થયું છે. તે અપુત્રિયો હોવાથી ગણતંત્ર રાજ્યની પદ્ધતિએ, મગધના સામ્રાજ્યના એક અંગ તરીકે તેનો વહીવટ રાજા શ્રેણિકે સંભાળી લીધો હતો. તેને લગતું થોડુંક વર્ણન પુ. ૧માં પૃ. ૧૬૫–૧૭૪ સુધીમાં અપાઈ ગયું છે. વળી વિશેષ સમજૂતિ, આગળ ઉપર ક્ષેમરાજના વર્ણનમાં આપવાની છે. અત્ર એટલું જણાવવું રહે છે કે તે ગણ પદ્ધતિનો ધીમે ધીમે નાશ થતો જતો હતો. બલ્કે એમ કહો કે, જ્યારથી કૂણીકને રાજ્યવિસ્તાર વધારવાનો લોભ લાગ્યો ત્યારથી તે પદ્ધતિને કુઠાર પડ્યો હતો અને તેના પુત્ર ઉદાયને દક્ષિણ સુધીના દેશો જીતી મોટું સામ્રાજ્ય બનાવ્યું ત્યારે તો તે પ્રથા તદ્દન લુપ્ત જ થઈ ગઈ હતી. ઉદાયન પછી અનુરૂદ્ધનો વહીવટ ચાલ્યો અને તેના મરણ બાદ (ઈ. સ. પૂ. ૪૭૪) મુંદનો અધિકાર આવ્યો. પરંતુ આ રાજા અતિ નબળો હોવાથી, તેમ તેનું ચિત્ત રાજકાજમાં ચોંટતું નહીં હોવાથી, આખાએ સામ્રાજ્યમાં ટંટા, બખેડા અને બળવા જેવી સ્થિતિ થઈ રહી હતી. તે સમયનો લાભ લઈ, મહારાજા કરકંડુના વંશના કોઈ અવશેષે, ક્ષેમરાજના નામ નીચે કલિંગની લગામ પોતાના હાથમાં લઈ સ્વતંત્રપણે વહીવટ ચલાવવા માંડ્યો હતો. આ બાબતનો ઈસારો પણ

**ચેદિ વંશના ત્રણ વિભાગો**

---

(૪) વૈદિક ગ્રંથોમાં એમ હકીકત નીકળે છે કે, ચેત્ નામના લોકો હાલમાં બિરાર-વરાડ તથા પ્રાચીન સમયે વિદર્ભ નામથી જે જાણીતો હતો ત્યાંના વતની હતા (જુઓ જૈન સાહિત્ય સંશોધક પુ. ૩ પૃ. ૩૭૩); વળી બુક ઓફ એન્શન્ટ ઈરાઝ (કનિંગહામકૃત)માં પ્રસ્તાવના પૃ. ૯ ઉપર જણાવાયું છે કે કલચુરીવંશના ચેદિરાજાઓ જે થયા છે તેઓ મૂળે છત્તીસગઢ અને બસ્તર રાજ્યવાળા પ્રદેશના વતની હતા તથા તેમની રાજધાનીનું શહેર રતનપુર હતું, ત્યાંથી ધીમે ધીમે આગળ વધીને જબલપુર સુધી આવી પહોંચ્યા હતા. આ બે હકીકતથી ખાત્રી થશે કે, વૈદિક ગ્રંથનાં ચેત્ પ્રજાના વંશને અને ઈતિહાસમાં જાણીતા થયેલ ચેદિવંશને સંબંધ નથી જ. વળી વૈદિક-ગ્રંથોમાં દશ કે દશાના વંશનો ઉલ્લેખ થયેલ માલૂમ પડે છે (તે માટે જુઓ ખારવેલના વૃત્તાંત) જૈન ગ્રંથમાં ચેદિ દેશ ઘણા પ્રાચીન સમયથી મળે છે.

(૫) આ બનાવનો સમય પુ. ૧માં ત્રણ પ્રકારે જણાવાયો છે (જુઓ સમયાવળીમાં ૫૫૯ની સાલ) એક ૫૬૫, બીજો ૫૬૩; અને ત્રીજો ૫૫૯–૫૫૮; પરંતુ પાકી ગણત્રી કરતાં તે ૫૫૮—૯ હોવાનું લાગે છે.

હાથીગુંફાના લેખમાં દર્શાવેલ આંક ૧૦૩ને જો ચેદિ-સંવતનો ઠરાવાય તો, ઉપરના હિસાબે તેનો સમય ૫૬૫–૧૦૩=ઈ. સ. પૂર્વે ૪૬૨, ૪૬૦ અને ૪૫૬ આવશે. આને લગતી વિશેષ ચર્ચા આગળ ઉપર હાથીગુંફાના લેખના વૃત્તાંતે કરીશું.

આપણે પુ. ૧માં ઉપરના જ ઠેકાણે કરી દીધો છે. આ બનાવને આપણે ચેદિવંશના પુનરૂદ્ધાર તરીકે ગણાવીશું.

આ ઉપરથી સમજાશે કે ચેદિવંશના વહીવટના ત્રણ વિભાગ પડી ગયા છે. (પહેલો) રાજા મેઘવાહને સ્થાપના કરી ત્યારથી તેનું મરણ નીપજ્યું અને રાજા શ્રેણિકે મગધ સામ્રાજ્યમાં કલિંગને ભેળવી લીધા ત્યાંસુધીનો એટલે ઇ. સ. પૂ. ૫૫૮થી ૫૩૭=૨૧ વર્ષનો; (બીજો) ઉપરના સમયથી માંડીને રાજા ક્ષેમરાજે સ્વતંત્ર બની પુનરૂદ્ધાર કર્યો ત્યાંસુધીનો એટલે ઈ. સ. પૂ. ૫૩૭થી ૪૭૪[૬]=૬૩ વર્ષનો. અને (ત્રીજો) ક્ષેમરાજના પોતાના વંશનો જે આપણે આ પરિચ્છેદે જાણીશું કે ઈ. સ. પૂ. ૩૬૧માં ખતમ થયો છે એટલે આ ત્રીજા વિભાગનો સમય ઈ.સ.પૂ. ૪૭૪ થી ૩૬૧ સુધીના ૧૧૩ વર્ષનો કહી શકાશે. અને ત્રણે વિભાગનો એકંદર સમય ગણીએ તો ૨૧+૬૩+૧૧૩=૧૯૭ વર્ષનો કહી શકાશે.

આ પ્રકરણમાં આપણે આ ત્રીજા એટલે છેલ્લા વિભાગનો જ વૃત્તાંત લખવાનો છે. તેમાં આમ તો પાંચ રાજા થયા છે પરંતુ ચોથા રાજાનું ઇ. સ. પૂ. ૩૭૨માં મરણ થતાં આખુંએ સામ્રાજ્ય તે સમયના મગધપતિ ચંદ્રગુપ્ત મૌર્યે પોતાના મુલકમાં ભેળવી લીધું હતું. એટલે તે હિસાબે પુનર્જીવન પ્રાપ્ત કરેલ ચેદિવંશના ત્રીજા વિભાગનું આયુષ્ય ઉપર જણાવેલ ૧૧૩ વર્ષને બદલે ૧૦૩-૪નું જ અને સર્વ સમય ૧૯૭ને બદલે ૧૮૭-૮ વર્ષનો ગણી શકાશે. આ પ્રમાણે જ્યારે ૧૦૩નો આંક આ વંશની આયુષ્ય દોરીનો નીકળે છે ત્યારે કોઈના મનમાં કદાચ પ્રશ્ન ઉપજે કે, હાથીગુંફાના લેખમાં જે ૧૦૩નો આંક લખાયલ છે તેને આ આંક સાથે કાંઈ સંબંધ છે કે નહીં? તો જણાવવાનું કે તેમ બનવા સંભવ નથીજ. કેમકે હાથીગુંફાના લેખનો કર્તા રાજા ખારવેલ છે. તેને કાંઇ ખબર ન જ હોઈ શકે કે, તેના મરણ બાદ તેનો વંશ કેટલો વખત સુધી ચાલુ રહેવાનો છે, સિવાય કે કોઈ જ્યોતિર્ધરે ભવિષ્યવાણી કહી સંભળાવી હોય. તેમ બનવા સંભવ નથી એટલે કહેવું પડશે કે ૧૦૩ના આંક સાથે આ બીનાને પરસ્પરમાં સંબંધ નથી જ.

ઉપરમાં નિર્દિષ્ટ થયા પ્રમાણે જેમ ચેદિવંશના ત્રણ વિભાગ પાડી બતાવાય છે તેમ બીજી રીતે પણ પાડી બતાવાય છે. વિદ્વાનોની કલ્પના આ પ્રમાણે હોય એમ દેખાય છે. પરંતુ તે વાસ્તવિક નથી એમ તેની હકીકત જાણ્યા પછી વાચક પોતે જ સ્વયં સમજી શકશે. વાત એમ છે કે, હાથીગુંફાનો કર્તા રાજા ખારવેલ પોતે, ઉપર જણાવેલ રાજા ક્ષેમરાજનો વંશજ છે એટલે કે આપણી ગણત્રીએ જેને ચેદિવંશનો ત્રીજો વિભાગ[૭] ઠરાવાયો છે તેમાં થયેલ છે. તે વિભાગને વિદ્વાનોએ પ્રથમ વિભાગ લેખાવ્યો છે; જ્યારે બીજો વિભાગ ઈ. સ. ૨૪૯માં થયાનું અને ત્રીજો વિભાગ ઇ. સ.ની અગિયારમી સદીમાં થયાનું માને છે. પાછલા બેનો સંબંધ પ્રથમવાળાની સાથે આ પ્રમાણે જોડી શકાય તેમ છે.

રાજા ક્ષેમરાજવાળો વિભાગ, ઈ. સ. પૂ. ૩૭૨ કહો કે ૩૬૧ કહો પણ તે સમયે બંધ થઇ ગયો હતો અને ચેદિદેશ[૮] મગધને તાબે ચાલ્યો ગયો હતો એટલું

---

(૬) મહારાજા ક્ષેમરાજનો સમય શી રીતે આ હદે મેં ઠરાવ્યો છે (કેમકે વિદ્વાનોએ તો ઇ. સ. પૂ.ની બીજી સદી ઠરાવી છે) તેની થોડીક સૂચના પુ. ૧માં ચેદિવંશની હકીકત લખતાં કરી ગયો છું. વિશેષ ચર્ચા આ ખંડમાં આગળ ઉપર ખારવેલના વૃત્તાંતે કરવાની છે.

અત્રે એટલું જણાવી શકીએ કે હાથીગુંફામાં જે ૧૦૩નો આંક છે તે ઉપર આ આખીએ ચર્ચાનું મૂળ અવલંબેલું છે.

(૭) આપણી ગણત્રી સાચી છે તેની ખાત્રી માટે હાથીગુંફાનું વર્ણન જુઓ. રાજા ખારવેલ પોતે જ કહે છે કે, તે ત્રીજી શાખામાં પોતે થયો છે (ધ્યાન રાખવું કે ત્રીજી શાખા છે, નહીં કે ત્રીજો પુરૂષ છે) જુઓ પંક્તિ ત્રીજી.

(૮) અહીં ચેદિદેશ નામ લખ્યું છે. કલિંગદેશ નથી લખ્યું. કારણ કે વૃત્તાંત ચાલે છે ચેદિવંશના વિભાગનું એટલે ચેદિદેશ ઉપર ભોગવતા હકુમતવાળાનું; પછી તે કલિંગપતિ હોય કે મગધપતિ હોય તે આપણે જોવાનું નથી.

નક્કી જ છે. મગધપતિ મૌર્ય રાજાની સમાપ્તિ થયા બાદ ચેદિદેશ શતવહન વંશીઓની આણમાં ચાલ્યો ગયો હતો. ત્યાંસુધી ચેદિવંશનો કોઇ રાજબીજ-અવશેષ તરીકે ઝળકી ઉઠયાનું ઇતિહાસમાં જણાયું નથી. પણ શતવહન વંશના એકાદ નબળા રાજા પાસેથી તે દેશ પડાવી લઈ અવંતિપતિ ચષ્ઠણે પોતાનો વહીવટ જમાવ્યો હતો અને તે વંશમાંથી તે દેશની સત્તા ગુપ્તવંશી સમ્રાટોના હાથમાં ગઇ હતી. આ ગુપ્તવંશી સમ્રાટોની સત્તા ચેદિદેશ ઉપર તેમની પડતી થઈ ત્યાંસુધી એટલે લગભગ ઈ. સ.ની પાંચમી સદીના અંત સુધી રહી હતી. છતાં એવી માન્યતા પ્રચલિત થઇ રહી છે કે, ઈશ્વરદત્ત નામનો કોઇક રાજપુરૂષ થયો છે તે કલચૂરિવંશનો હતો અને તેણે ઈ. સ. ૨૪૯માં આ પ્રદેશ કબજે કરી પોતાનો સંવત-ચેદિસંવત ચાલુ કર્યો હતો.(૯) પણ આપણે પુ. ૩ના અંતે પૃ. ૩૭૩થી ૮૪ સુધીના પરિશિષ્ટે શિલાલેખના આધારે સાબિત કરી ગયા છીએ કે આ ઇશ્વરદત્ત કલચૂરિ નહોતો, પણ તે પોતાને આભિર તરીકે જ ઓળખાવતો હતો. બાકી તે ત્રૈકૂટક હતો અને તેનો સમય ઇ. સ. ૨૪૯ હતો તેટલી વાત ખરી. વળી તેની રાજગાદી ગોદાવરી નદીના મુખવાળા પ્રદેશમાં હતી. પરંતુ તે ચેદિપતિ બન્યો હતો કે કેમ તે જણાયું નથી. સંભવ છે કે ચેદિદેશ તો ઈ. સ. ૨૪૯માં જ્યારે ઈશ્વરદત્તે પોતાનો સંવત ચાલુ કર્યો છે (તેના કારણ માટે જુઓ પુ. ૩માં) ત્યારપહેલાં તેમજ ત્યારપછી ચષ્ઠણવંશીઓને અને ગુપ્તવંશીઓને તાબે જ હતો એટલે તેને અને ચેદિદેશને સ્વામિત્વનો કાંઈ સંબંધ જ નહોતો, છતાં શા માટે તેનો સંબંધ જોડી કઢાયો હશે તેની સમજણ પડતી નથી. ગમે તે કારણ બન્યું હોય પણ આ ઇશ્વરદત્તના સમયને તથા વંશને ચેદિદેશ સાથે જોડીને બીજા વિભાગમાં તેઓએ ગણાવ્યો છે અને સાથે સાથે એમ ઠરાવવામાં આવ્યું છે કે અસલના ચેદિદેશ ઉપર આ કલચૂરિવંશના રાજાઓ ગાદીએ આવ્યા છે તથા તેમનો ચેદિસંવત પણ તેમના વખતથી જ(૧૦) ગણાયો છે.

આ બીજો વિભાગ ક્યારે અસ્ત થઇ ગયો તે વિશે ચૂપકી પકડવામાં આવે છે, પરંતુ જ્યારથી ઇ. સ.ની અગિયારમી સદીમાં કલચૂરિવંશના રાજાઓ ચેદિદેશ ઉપર રાજ્ય કરવા માંડયા ત્યારથી ત્રીજો વિભાગ શરૂ થયો ગણવામાં આવે છે અને આ ત્રીજા વિભાગે જ ચેદિસંવતનું ખરૂં ચલણ કર્યું ગણાવે છે. પરંતુ તેમનો વંશ કલચૂરિ કહેવાતો હતો અને તેઓ રાજ્ય કરતા હતા ચેદિદેશ ઉપર; એટલે તે બન્નેનું જોડાણ કરીને ચેદિસંવતને કલચૂરિસંવતનું નામ આપી દીધું. બીજી વાત કહી દઇએ. જ્યારે એમ માન્યતા ચાલી રહી છે કે આ કલચૂરિઓએજ ચેદિસંવતને ખરી રીતે ગતિમાં મૂકી બતાવ્યો છે ત્યારે તો એવો અર્થ લઈ જવાય છે કે, પ્રથમના બે વિભાગોએ તેની સ્થાપના કરેલી હતી પણ કોઇ અકળ કારણને લઇને તેમણે પોતાનો સંવત ચલાવ્યો જ નહોતો. આ પ્રમાણે ત્રીજા વિભાગનો સંક્ષિપ્ત ઇતિહાસ જણાવાય છે. એટલે જો પાછળ સૂચવાયલી વિદ્વાનોની માન્યતાને વધાવી લેવાય તો સ્ફૂટપણે અને અર્થની ભેળસેળ થઈ જવા ન પામે માટે એમ પણ કહી શકાશે કે, પહેલા બે

(૯) આ કલચૂરિ રાજાઓને ઇતિહાસમાં ત્રૈકુટકાઝ તરીકે ઓળખાવ્યા છે (founded by Ishwardatta Kalchuri=ઈશ્વરદત્ત કલચૂરિએ તેની સ્થાપના કરી હતી): આ વિશે વધારે જાણવાની ઇચ્છા હોય તેણે, પ્રોસીડીંગ્ઝ ઓફ ધી આર્યન સેકશન ઓફ ધી સેવન્થ ઓરીએન્ટલ કોંગ્રેસ (પૃ. ૨૧૬થી આગળ) નામે રીપોર્ટમાં "કેનેરીઝ ડીનેસ્ટી બાય ડૉ. ફલીટવાળો નિબંધ જોવો તથા બોંબે ગેઝેટીઅરમાં ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીએ પૃ. ૨૯૪થી આગળ જે વર્ણન લખ્યું છે તે વાંચવું.

(૧૦) ક્રોનોલોજી ઓફ ઇન્ડીઆ બાય ડફ પૃ. ૨૨૬ જુઓ (ઇ. સ. ૨૪૯ની હકીકત) તેમાં ગ્રંથકર્તાએ જણાવ્યું છે કે "A. D. 249 current, Sunday 26th, August or Asvin Sud 1, Kaliyuga 3350 expired, epoch of the Chedi Era: Ind. Ant. XVII p. 215 and 16.=ઇ. સ. ૨૪૯ની સાલ ચાલુ હતી ત્યારે, ૨૬ ઓગસ્ટ રવિવારે અથવા આશ્વિન શુકલ પ્રતિપદાના દિવસે અથવા કલિયુગનું ૩૩૫૦મું વર્ષ પૂરૂં થયે, ચેદિસંવત ચાલુ થયો: વળી જુઓ ઈ. એ. પુ. ૧૭ પૃ. ૨૧૫થી આગળ."

વિભાગવાળાના સમયને ખરા ચેદિવંશના સમય તરીકે ઓળખાવ્યો છે પરંતુ તેમના સંવતને ચેદિસંવતની માત્ર ઉપમા જ આપી છે. જ્યારે ત્રીજાને ચેદિદેશમાં વસતી પ્રજાના—નહીં કે ચેદિવંશના—સમય તરીકે લેખી તેના સંવત્સરને ખરો ચેદિ સંવત્સર ગણાવ્યો છે. એટલે કે કલ્ચૂરિ રાજાઓને અસલના મેઘવાહન વંશી ચેદિરાજાઓ સાથે કોઈ જાતનો લોહીનો સંબંધ હોવાનું બતાવાતું નથી. પરંતુ ચેદિદેશ ઉપર તેમનું રાજ્ય થયું છે માટે ચેદિવંશના અને ચેદિ-સંવતને માનનારા ઠરાવાયું હોય એમ દેખાઈ આવે છે.

આગળ રાજા કરકંડુના વૃત્તાંતે જોઈ ગયા છીએ કે, જે મુલક ઉપર ચેદિવંશી રાજાઓનું પ્રથમ સ્વામિત્વ થવા પામ્યું હતું તેનું

**ચેદિ દેશની સીમા** ખરૂં નામ તો વંશ દેશ જ હતું. છતાં જ્યારે ઇતિહાસવિદોએ તેનું નામ ચેદિદેશ જ પાડયું છે ત્યારે આપણે પણ તે નામથી જ તેને સંબોધ્યા કરીશું. તે ચેદિદેશની સીમા પ્રથમ નક્કી કરી લેવા જરૂર છે. જેથી કરીને તે ચેદિ વંશના રાજકર્તાઓમાંથી કોના સમયે કયો બનાવ બન્યો હતો તે પાકે પાયે આપણે જાણી શકીએ.

સર કનિંગહામ કહે છે કે[૧૧], "Boramdeo, the capital in Chhatisgarh or Maha-Kosal, which formed the old kingdom of Chedi or Kalchuris=મહાકોશલ જે ચેદિ અથવા કલચૂરિનું પ્રાચીન રાજ્ય હતું તેમાં આવેલ છત્તીસગઢની રાજધાની બોરમદેવ હતું." એટલે કે મધ્ય પ્રાંતોમાં છત્તીસગઢ તાલુકો અને બિલાસપુર તથા રાયપુર જીલ્લા તરીકે જે ભાગને હાલ ઓળખવામાં આવે છે તે પ્રદેશને પ્રાચીન સમયે મહાકોશલ કહેવાતો હતો. વળી તેની રાજધાની, હાલ જ્યાં બોરમદેવ નામનું શહેર આવેલું છે તે અથવા તેની આસપાસમાં આવેલી હતી. મહાકોશલને પ્રાચીન ગ્રંથોમાં કુશસ્થળ તરીકે વર્ણવ્યો છે અને તે શબ્દની વ્યુત્પત્તિ જોતાં[૧૨], કુશસ્થળ નામ સાર્થક કરતો આ પ્રદેશ છે જ. સાંપ્રત કાળે પણ તે ભાગમાં જંગલો આવેલાં છે તેમજ હિંસક પ્રાણીઓનો વસવાટ હંમેશાં નજરે પડે છે. એટલે અંગદેશના રાજા દધિવાહનને પોતાની ગર્ભવતી રાણી પદ્માવતીની સાથે હસ્તિ ઉપર આરૂઢ થઈને ક્રિડાવિહારે ઉપડી ગયાનું (પુ. ૧ પૃ. ૧૪૪) અને ત્યાંથી પૂર્વના પ્રદેશમાં કોઈક ભયાનક અટવીમાં તે હસ્તિ એકલી રાણી સાથે નાસી ગયાનું આપણે જણાવી ગયા છીએ. તે માટે જો વંશદેશની સીમા કનિંગહામ સાહેબની ઉપરની માન્યતા પ્રમાણે ઠરાવવામાં આવે તો, તે સર્વ હકીકતને, સમર્થન મળી રહે છે.[૧૩] એટલે વૈદિક ગ્રંથોમાં મહાભારતના સમયે જેને કુશસ્થળ કે મહાકોશલ તરીકે ઓળખાવતા તેને ઈ. સ. પૂ. ની છઠ્ઠી સદીમાં લોકો વંશદેશ તરીકે ઓળખતા હતા અને હાલ તે પ્રદેશમાં છત્તીસગઢ તાલુકો તથા બસ્તર રાજ્યનો સમાવેશ થતો મનાય છે એમ થયું. એટલે તે હિસાબે વંશદેશની સીમામાં, ઉત્તરે બિહારનો છોટાનાગપુરવાળો પ્રદેશ તથા રેવા સ્ટેટનું રાજ્ય, દક્ષિણે ગોદાવરી નદીનું વહેણ, પૂર્વે ઉત્કળ તથા ઓરિસ્સા અને પશ્ચિમે વિદર્ભ તથા અંગદેશ[૧૪] આવેલ હતો એમ સમજવું રહે છે. આપણા આ કથનને, ઇ. હી. ક્વૉ.[૧૫]ના લેખક પણ સંમત થતા હોય એમ જણાવે છે કે, The country to the west of Orissa was known as the Dakshina Kosal or

(૧૧) જુઓ બુક ઓફ ઈન્ડીયન ઈરાઝ પ્રસ્તાવના પૃ.૯

(૧૨) પુ. ૧ પૃ. ૧૩૮ ટી. નં. ૧૧૮ જુઓ કુશ=કુશનામનું ઘાસ અને સ્થળ એટલે ઠેકાણું. તે પ્રદેશમાં કુશનામનું ઘાસ અતિ મોટા જથ્થામાં ઉગે છે તેથી સ્વભાવિક રીતે જ આ પ્રદેશ અત્યંત ઝાડીવાળો તથા ઘાડા જંગલ ધરાવનાર હોવો જોઈએ એમ સમજી શકાય છે.

(૧૩) વિદ્વાનો અંગદેશને અત્યારે, બંગાળ ઈલાકાના, ભાગલપુર જીલ્લાવાળી ભૂમિને જે ઠરાવે છે તે, આ હકીકત સાથે બંધબેસતી કહેવાય કે કેમ તે સરખાવી જોવા વિનંતિ છે.

(૧૪) સરખાવો ઉપરની ટી. નં. ૧૩

(૧૫) જુઓ તે પુસ્તક સન ૧૯૨૯નો અંક ૫, પૃ. ૬૧૨

Chedi=ઓરિસાની પશ્ચિમે આવેલ દેશને દક્ષિણ કોશલ અથવા ચેદિ તરીકે ઓળખતા હતા. પરંતુ સર્વ વિદ્વાનો ઉપર પ્રમાણે સીમા ઠરાવવામાં એક મત થતા નથી. અન્ય એક વિદ્વાન જણાવે છે કે,[૧૬] Chedi was the country adjoining Bhojkata or Avanti on the east=જેની પૂર્વમાં (પશ્ચિમમાં જોઈએ) ભોજકટ અથવા અવંતિ છે તેની લગોલગનો પ્રદેશ તે ચેદિ: એટલે કે જે પ્રદેશની લગોલગ પશ્ચિમે અવંતિદેશ આવી લાગ્યો છે તે ચેદિદેશ. એમનો કહેવાનો ભાવાર્થ એમ છે કે હાલના હોશંગાબાદ અને નિમાર જીલ્લાઓ જ્યાં આવેલા છે ત્યાંસુધી તેની હદ હતી. પરંતુ આ માન્યતા બરાબર લાગતી નથી. કેમકે જેને અસલમાં વિદર્ભદેશ કહેતા અને ઈ. સ. પૂ. ની છઠ્ઠી સદીમાં અંગદેશ કહેતા હતા તેમાં આ પ્રાંતોનો સમાવેશ થઈ જાય છે. વળી આ અંગદેશની રાજધાની ચંપાનગરી હતી કે જ્યાં સમ્રાટ પ્રિયદર્શિને પોતાનો રૂપનાથનો ખડકલેખ ઉભો કરાવ્યો હતો. મતલબ કે જે સીમા તેમણે દોરી બતાવી છે તે અંગદેશની છે, નહીં કે ચેદિદેશની. ત્યારે બીજા એક વિદ્વાન[૧૭], કર્નલ ટૉડનો મત ટાંકીને જણાવે છે કે, Chanderi, a town in Malwa, was the capital of Shishupal, who was killed by Krishna (J. A. S. B. Vol. XV); according to Fuhrer, Dahalmandal was the ancient Chedi; according to some, it comprised the southern portion of Bundelkhand and northern portion of Jubbulpore. Rewa-Kalanger was the capital of Chedi under the Gupta-kings. Chedi was also called Tripuri=માળવામાં આવેલું ચંદેરી શહેર (રાજા) શિશુપાલની રાજધાની હતી. આ શિશુપાલને કૃષ્ણે માર્યો હતો (જ. રો. એ. બ. પુ. ૧૫); ફ્યુહરરના મત પ્રમાણે દહલમંડળ તે જ પ્રાચીન સમયનો ચેદિ છે; કેટલાકના મતે તેમાં બુંદેલખંડનો દક્ષિણ ભાગ તથા જબલપુરનો ઉત્તર ભાગ આવતો હતો. ગુપ્ત રાજાના સમયે ચેદિની રાજધાની રેવા-કલંજરમાં હતી. ચેદિનું બીજું નામ ત્રિપુરી પણ હતું"—આવી રીતે ભિન્ન ભિન્ન વિદ્વાનોએ ભિન્ન ભિન્ન સીમાઓ અટકળી છે. આમ થવાનું મુખ્ય કારણ એ જ દેખાય છે કે, કોઈએ ચેદિદેશ ગણીને કામ લીધું છે તો કોઇએ ચેદિવંશ લેખીને કામ લીધું છે. વળી એક વંશમાં તો અનેક રાજાઓ થાય છે તેમ દરેક રાજાના અમલમાં પ્રદેશનો વિસ્તાર તથા સંકોચ થયા કરે તે પણ સ્વભાવિક છે. એટલે, એક ચેદિરાજાની રાજ્યસીમા કયાંક સુધી લંબાયલી હોય, તો વળી બીજાની તદ્દન જુદી જ દિશામાં નીકળી જતી પણ દેખાય. આવી સ્થિતિમાં ભિન્ન ભિન્ન સીમાઓ નોંધાઈ જાય તે દેખીતું જ છે. બાકી જે કાળનો ઇતિહાસ આપણે લખી રહ્યા છીએ તે સમયે તો સૌથી પશ્ચિમે અંગદેશ હતો, વચ્ચે વંશદેશ ઉર્ફે મહાકોશલ હતો અને પૂર્વ તથા દક્ષિણે કલિંગદેશ હતો. પરંતુ હાલ જેને ઓરિસા પ્રાંતના સંબલપુર, પૂરી, અંગૂલ, અને કટક જીલ્લાઓ કહેવાય છે તે તો કલિંગમાં પણ ગણાતા નહોતા જ. તે જીલ્લાઓ તો મહારાજા ક્ષેમરાજે પોતાનો વંશ સ્થાપ્યા બાદ કલિંગમાં ભેળવી લીધા હતા. અને તેથી એક ગ્રંથકારે[૧૮] જે એમ લખ્યું છે તે તદ્દન સાચું જ છે, કે Cheti or Chedi is the well-known Vedic and classical ruling family, this branch of the Chedis seems to have migrated into Orissa from Maha-kosal, as the Oriya Manuscript (J. B. O. R. S. III pp. 482) suggests=ચેતિ કે ચેદિ તે વૈદિક

(૧૬) જ. એ. સો. બં. પુ. ૨૧ પૃ. ૨૫૭: અશોક તથા (ડૉ. રા. ભાંડારકર કૃત) પૃ. ૩૫:–રાજ્યની સીમાએ પુલિંદ જાતિનો મુલક આવ્યો છે (સભાપર્વ)

(૧૭) જુઓ ડેઓ એન્શન્ટ જ્યોગ્રાફી ઓફ ઇન્ડીયા પૃ.૪૪

(૧૮) જ. બી. ઓ. રી. સો ૧૯૨૭ પુ. ૧૩ પૃ. ૧૧૨ અને આગળ

સાહિત્યમાં પ્રખ્યાતિ પામેલો અને રાજ કરતો ઉત્તમ વંશ છે; ચેદિની આ શાખા, જે પ્રમાણે ઓરિસાના હસ્તલિખિત પુસ્તકમાં સૂચવાયું છે તે પ્રમાણે (જુઓ જ. બી. ઓ. રી. સો. પુ. ૩ પૃ. ૪૮૨) મહાકોશલમાંથી ઓરિસામાં ઉતરી આવેલી દેખાય છે. જ્યારે પ્રો. રીઝ ડેવીઝ પોતાના બુદ્ધિસ્ટિ ઇન્ડિયામાં પૃ. ૨૬ ઉપર જણાવે છે કે, The Chedis were probably the same tribe as that called Cedi in older documents and had two distinct settlements. One probably the older, was in the mountains in what is now called Nepal. The other probably a later colony was near Kosambi to the east, and has been even confused with the land of Vamsa=પુરાણા દસ્તાવેજોમાં જેને સેદિ કહી છે તે અને ચેદિ ઘણું કરીને એક જ જાતની પ્રજા છે; તેમનાં બે સંસ્થાનો હતાં. ઘણું કરીને તેમાંનું એક જૂનું, હાલના નેપાલમાં આવેલ પહાડી પ્રદેશમાં[૧૯] હતું. અને બીજું જે સોવસા પાછળથી થયું હતું તે કૌશંબીની નજીક પૂર્વમાં હતું અને તેને વંશદેશની ભૂમિ તરીકે સેળભેળ કરી દેવાય છે. ત્યારે વળી બીજા વિદ્વાન કહે છે કે[૨૦] Tripuri seems to have been the capital of Chedi; they were called the rulers of Dahala or Chedi= ત્રિપુરી[૨૧] તે ચેદિવંશનું રાજનગર સંભવે છે; તેઓ દાહાલ અથવા ચેદિના રાજકર્તા હતા. આ પ્રમાણે અનેક રીતની નોંધો થયેલી નજરે પડે છે. તે ગમે તેમ હો. હાલમાં બહુ ઊંડાણમાં ઉતરવાની આપણે જરૂર નથી. માત્ર એટલું જ નોંધી રાખવું કે, અંગ, વંશ અને કલિંગ તે ત્રણે પશ્ચિમથી પૂર્વ તરફ અનુક્રમે એક પછી એક, તેમ જ એક બીજાને અડીઅડીને આવેલ દેશ હતા.

**કરકંડુ પછી કેમ?**

ચેદિવંશના ત્રણ વિભાગ કેમ થાય છે તે આપણે જણાવી ગયા છીએ. તેમાં પ્રથમ વિભાગ મહારાજા કરકંડુના મરણ થતાં પૂરો થાય છે. અને ત્રીજો ભાગ મહારાજ ક્ષેમરાજનું રાજશાસન શરૂ થાય છે ત્યારથી આરંભાય છે. એટલે વચ્ચેનો જે ગાળો રહ્યો તે બીજા વિભાગે; અને તેનું વૃત્તાંત જો ઐતિહાસિક રીતે જોડી બતાવાય તો આપણે વર્ણવવા ધારેલ ચેદિવંશના સળંગ ઇતિહાસની સાંકળના ખૂટતા અંકોડાઓ મળી જવાથી સંધાઈ ગયેલો કહેવાશે. આ બીજા વિભાગને લગતી થોડીક હકીકત પુ. ૧માં જો કે અપાઈ તો ગઈ જ છે. છતાં સંપૂર્ણ ન હોવાથી અત્રે તે આપવાની જરૂર પડી છે.

ઈ. સ. પૂ. ૫૩૭ માં મહામેઘવાહન મહારાજ કરકંડુનું અવસાન થવાથી, તેમજ તે અપુત્રિયો હોવાથી તેનું રાજ્ય મગધસમ્રાટ શ્રેણિકે પોતાના સામ્રાજ્ય સાથે મેળવી લીધું હતું ત્યાં સુધી આપણે વર્ણન કરી ગયા છીએ. એક બાજુ એવી સ્થિતિ નજરે પડી રહી છે કે, મહારાજા કરકંડુ ત્રિકલિંગાધિપતિ-એટલે અંગ, વંશ અને કલિંગનો અધિપતિ હતો. ત્યારે બીજી બાજુ એવો પુરાવો મળે છે કે, માત્ર "અંગમગધા" શબ્દની વપરાશ જ શરૂ થઈ હતી. પરંતુ જો મગધ શબ્દની સાથે કલિંગ કે ત્રિકલિંગ જેવો શબ્દ જોડાયો હોત તો બધી વાત સરળ બની જાત; એટલે કરકંડુના મરણ સમયે કલિંગ સંબંધી બે સ્થિતિ ઉભી થઈ હોય એમ સમજવું રહે છે. કાંતો ત્રણે પ્રાંતો મગધમાં ભેળવી લીધા હોવા જોઈએ, અથવા ત્રણે છૂટા કરી દીધા હોવા જોઇએ. જો ત્રણે ભેળવી લીધા હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે મગધ અને કલિંગ જેવો જ

(૧૯) આધાર ટાંકયો હોત તો વિશેષ ઉપકારક થઇ પડત.

(૨૦) જુઓ એ. ઈ. પુ. ૨ પૃ. ૩૦૨

(૨૧) હાલના મધ્યપ્રાંતની રાજધાની જે જબલપુર છે તેનું બીજું નામ ત્રિપુરી ગણાય છે. આ જબલપુરથી થોડે છેટે જ રૂપનાથનો ખડકલેખ છે. આ રૂપનાથના સ્થાનને પ્રાચીન સમયની ચંપાપુરી તરીકે મેં ઓળખાવી છે એટલે કે ચંપાપુરી અને જબલપુર બન્ને નજીક આવ્યાનું કહેવાય. (સરખાવો ઉપરની ટી. નં. ૧૩ની હકીકત)

કોઇ શબ્દ ઉભો થવો જોઇતો હતો પણ તેમ બન્યું નથી તેથી મુશ્કેલી આડી આવીને ઉભી રહે છે. અને છૂટા રહી ગયા હતા એમ જો કલ્પીએ તો, અંગદેશ મગધને તાબે નહોતો એમ તો આપણે પણ કબૂલ કરવું જ પડશે. જ્યારે બીજી બાજુ તો ઇતિહાસ એમ બુલંદ અવાજે જાહેર કરે છે કે, શ્રેણિક પછી મગધપતિ બનનાર રાજા અજાતશત્રુએ, ગાદીએ બેસીને સામ્રાજ્યનું રાજનગર જે રાજગૃહીમાં હતું તે ફેરવીને અંગદેશના પાટનગર ચંપાપૂરીમાં આણ્યું હતું. તેનો અર્થ એ થયો કે અંગદેશ મગધને તાબે તો હતો જ. આ પ્રમાણે એક વખત કહેવું કે. ઇ. સ. પૂ. ૫૩૭ માં અંગદેશ કલિંગના શાસનમાં હતો, અને ફરીને કહ્યું કે ઈ. સ. પૂ. ૫૨૭–૬ માં તે મગધની હકુમતમાં હતો. તે બન્ને વસ્તુ સુમેળ ખાતી નથી દેખાતી. સિવાય કે ૫૩૭ અને ૫૨૭ વચ્ચેનો દસેક વર્ષના ગાળામાં, કોઇ એવો બનાવ બની ગયાનું મળી આવે કે જેથી–ત્રિકલિંગ–વાળા ત્રણ પ્રદેશમાંથી ત્રણે, બે કે એક પણ મગધપતિએ જીતી લીધો હોય. તેવો પુરાવો ઇતિહાસમાં નોંધાયો જણાતો નથી; કદાચ બન્યો હોય પરંતુ ઇતિહાસનાં પાને નોંધાયો ન હોય, અથવા પાને ચડયો હોય પણ તેનો પત્તો લાગવો અદૃશ્ય થયો હોય. આવી અનેક પ્રકારની ભાંજગડ કે કલ્પનામાં ઉતરવા કરતાં સરળ માર્ગ શું એમ નથી લાગતો કે જે વસ્તુ નોંધાઇ છે તેનો જ આશ્રય લઇને આગળ વધવું? જે બે પ્રસંગ નોંધાયા છે તે આપણે ક્યારના જણાવી તો દીધા જ છે, એક "અંગમગધા" શબ્દનો પ્રયોગ અને બીજો, રાજા અજાતશત્રુએ કરેલ પાટનગરની ફેરબદલી. એટલે એમ સ્થિતિ ગોઠવી શકાય કે, ત્રિકલિંગના ત્રણે પ્રાંતો રાજા શ્રેણિકે પ્રથમ મેળવી તો લીધા હતા જ; પરંતુ તે વખતે ગણતંત્ર રાજ્યની પદ્ધતિ ચાલુ હોવાથી, તથા મહારાજા કરકંડુને પુત્રનો અભાવ હોવાથી, તેણે તેના જમાઇને (જે હકીકત પ્રવર્તી રહી હતી એવો સ્વતંત્ર પુરાવો પણ અન્ય સ્થળેથી મળી રહ્યો છે.[૨૨]) ગાદી સુપ્રત કરી હતી અને પોતાના ખંડિયા રાજ્ય-તરીકે–સલામી રાજ્ય તરીકે ગણેલ હતો. પરંતુ રાજા અજાતશત્રુએ ગાદિએ આવતાં જમીન લોભની જે જેહાદ જગાવી હતી તેના પરિણામે કે પછી પોતાને રાજપાટની ફેરબદલી માટે અંગ દેશની જરૂર પડી હતી તેથી; આ બેમાંથી કોઇ એક કારણને લીધે ગમે તે કારણ પડયું હોય પણ તે સરમુખત્યાર જેવો હોવાથી ઇચ્છાપૂર્વક કરી શકે તેમ હતું જ એટલે–ત્રિકલિંગના ત્રણ પ્રાંતોમાંથી અંગદેશ પોતે મેળવી લીધો હતો અને બાકીના બે, એમને એમ ઉપર જણાવેલ રાજા કરકંડુના જામાતૃ કલિંગપતિની હકુમતમાંજ રહેવા દીધા[૨૩] હતા. ઉપરના સર્વ વિવેચન-નો સાર એ થયો કે, ઇ. સ. પૂ. ૫૩૭ બાદ નવ દશ વર્ષ સુધી કરકંડુ મહારાજના જામાતૃ પાસે ત્રણે પ્રાંતો હતા, અને તે બાદ બે પ્રાંતો–વંશ અને કલિંગ જ રહ્યા હતા. આ સ્થિતિ પણ રાજા અજાતશત્રુના મરણ પામ્યા પછી ઉદાયનના રાજ્યકાળના પ્રારંભિક થોડાંક વર્ષો સુધી જ એટલે અંદાજ ઈ. સ. પૂ. ૪૯૨ સુધી ટકી રહેવા પામી હતી. હવે તો દિન પર દિન રાજાઓમાં ભૂમિ વિસ્તારવાની લાલસા વૃદ્ધિ પામ્યે જતી હતી[૨૪] એટલે કયાંય તેવો માર્ગ મળી જતો કે તુરત, તે દેશ ઉપર ચડાઈ લઈ જઈ વિજય પ્રાપ્ત કરીને પૂર્વની ગણતંત્રની પદ્ધતિ પૂર્વક તેના મૂળ રાજાને માત્ર તાબેદાર કે અન્ય કોઇ રીતે પોતાની આણમાં

(૨૨) જુઓ પુ. ૧ પૃ. ૧૬૦ ટી. નં. ૪૬

(૨૩) અહીં 'રહેવા દીધા હતા' એવા શબ્દો કોઈ મુદ્દાથી લખ્યા નથી. છતાં જો સંશોધનથી પુરવાર થઈ જાય કે, તેણે તો માત્ર પોતાની જરૂરીઆત ઉભી થવાથી પોતાના સલામી તળેના રાજકર્તા પાસેથી ઈચ્છાપૂર્વક જમીન લઈ લીધી હતી તો પછી તે પ્રમાણે ગણવું.

(૨૪) પુ. ૧ કૂણિક–અજાતશત્રુ રાજા પોતે વિંધ્યાચળ પર્વતની આરપાર જઈને દક્ષિણ હિંદમાં ઉતરવાનો પ્રયાસ કરવા મથતો હતો ત્યારે તેને પોતાની જીંદગીનો ભોગ આપવો પડયો હતો, તે હકીકત જણાવતાં આ બાબતનો ઇસારો કરી દીધો છે. જૈનશાસ્ત્રોમાં આ બનાવનો ઉલ્લેખ કરાયેલ છે.

ગણાતો રહે તેવી ગોઠવણ કરીને જે પાછો તેને તે અધિકાર ઉપર બેસારી દેવામાં આવતો હતો, તેને બદલે તેનું આખું રાજ્ય જ પોતાની સત્તામાં લાવી મૂકાવા માંડયું. તે રાજનીતિને અનુસરીને ઉદયાશ્વના સમયમાં તેના સૈન્યપતિ નાગદસકે ( આ નામે પાછળથી જે જાણીતો થયો છે—અને જે નંદિવર્ધન અથવા નંદ પહેલા તરીકે મગધપતિ થયો છે તે હો) યુવરાજ અનુરૂદ્ધની સરદારી નીચે ઠેઠ સિંહલદ્વીપ સુધીનો પ્રદેશ ધીમે ધીમે જીતી લીધો હતો[૨૫]; તેમાં આ બે મુલ્કનો—વંશ અને કલિંગનો—પણ સમાવેશ થઇ ગયો હતો. એટલે કે મહારાજા કરકંડુના જમાઈના હાથમાં જે રાજ્યાધિકાર સોંપાયો હતો, તે તેના વંશના તે સમયના નરપતિ પાસેથી લઇ લીધા હતા અને મગધ સામ્રાજ્યમાં ભેળવી લેવાયા હતા; એટલે તે સમયથી કલિંગપતિની આ બીજા વિભાગની શાખાનું અસ્તિત્વ બંધ પડયું ગણાય.

આ બીજા વિભાગની શાખામાં બે રાજા થયા દેખાય છે. તેમનાં નામ અત્યારે તો આપણે અનુક્રમે શોભનરાય અને ચંડરાય ઠરાવ્યાં છે. કદાચ તે અનુક્રમમાં ફેરફાર પણ હોય, પરંતુ બનવા જોગ નથી. જ્યારે તેની પહેલાંનાં બે નામ ( જુઓ પુ. ૧ પૃ. ૧૭૩ ) ચેદિપતિ તરીકે જે સુલોચન અને સુરથ તરીકે આપણે નોંધ્યા છે, તે ફાવે તો એક પછી એક દધિવાહન અને કરકંડુનાં નામ પણ હોય કે, ફાવે તો બન્ને નામ એકલા કરકંડુનાં જ હોય; પરંતુ હાલ આપણે એટલીજ નોંધ લઈ શકીએ છીએ કે, ચેદિપતિ તરીકેનો તે બે નામના રાજાનો સમાવેશ પ્રથમ વિભાગમાં, અને શોભનરાય તથા ચંડરાયનો બીજા વિભાગે જ કરવાનો છે. આ બીજા વિભાગનો અધિકાર ખૂંચવાઇ ગયા પછી ચેદિપતિ તરીકેની સ્વતંત્રતા હણાઇ જ ગઇ હતી. હવે તે મગધ સામ્રાજ્યનો ભાગ જ બની રહ્યો. હતો. તે ઈ. સ. પૂ. ૪૯૨ થી માંડીને ઉદાયન રાજાનો અધિકાર, યુવરાજ અનુરૂદ્ધને સોંપાયો ત્યાં સુધી; ( યુવરાજ તરીકે જ અનુરૂદ્ધ રહ્યો હતો કે સમ્રાટ પદે આવ્યો હતો તે પ્રશ્ન ભલે ચર્ચાસ્પદ રહે તેને આ ચેદિદેશની સ્વતંત્રતા સાથે નીસબત નથી ). ત્યાર બાદ અનુરૂદ્ધનો કારભાર પણ છ એક વર્ષ ટકયો છે અને ત્યાં સુધી પણ મગધ સામ્રાજ્યને ઉની આંચ સરખીએ આવી નથી. પરંતુ તેના અધિકારના છેલ્લા વરસથી ( એટલે ઈ. સ. પૂ. ૪૭૫ થી ) અથવા કહો કે, તેનું મરણ નીપજ્યું તે સમયથી, રાજ્યમાં બળવા જેવી સ્થિતિ ઉભી થવા પામી. તેની ગાદીએ તેનો નાનો ભાઈ મુંદ આવ્યો તેણે માત્ર બે વરસ જ અધિકાર ભોગવ્યો છે છતાં તે કાળ દરમ્યાન તો, સારાએ મગધ સામ્રાજ્યમાં ચારે તરફ હોહાકાર અને અંધકાર જ છવાઈ રહ્યો હતો; કેમકે રાજકાજમાં તે બિલકુલ ભાગ લેતો નહીં, તેમ બાહોશ પણ નહીં હોય, એટલામાં વળી તેની લાડીલી પટરાણીનું મૃત્યુ થયું. એટલે હદ વળી ગઇ. આ બે અઢી વરસના સમયમાં તો મગધ દેશથી માંડીને દક્ષિણ હિંદનો સર્વ ભાગ એટલે કે વંશ, કલિંગ, ચોલા, પાંડયા, કદંબ, પલ્લવાઝ સર્વેએ પોત પોતાના હાથ તળે સોંપાયલા મૂલકમાં સ્વતંત્ર રાજા તરીકે પોતાને જાહેર કરી દીધા. આ માંહેલી જે વ્યક્તિએ વંશ અને કલિંગ ઉપર પોતાની સ્વતંત્રતા મેળવી હતી તેનું નામ ક્ષેમરાજ હતું. તે પોતેજ તે સમયે તે પ્રાંતો ઉપર મગધ સમ્રાટના સૂબા તરીકે વહીવટ કરતો હતો અને ગાદીપતિ બની બેઠો કે પછી આપ મેળે જ બહારથી આવી ચઢીને તે પ્રાંતોની રાજ લગામ હાથમાં લીધી હતી; તે બેમાંથી કઇ સ્થિતિ થવા પામી હતી તેનો નિર્ણય કરવાને કાંઈ સામગ્રી મળતી નથી. પરંતુ તેણે તે પ્રાંત હાથ કરી લીધો હતો તેટલું ચોક્કસ છે જ. વળી તે મૂળના કલિંગપતિ મહામેઘવાહન મહારાજા કરકંડુનો આથે આથે કાંઈક

(૨૫) જે ભૂમિતૃષ્ણા કૂણિકમાં ઉદ્ભવી હતી તે પણ પંચમઆરામાં ફૂલવા માંડેલી કાળદેવની અસરનું જ પરિણામ સમજવું. આ ભૂમિ તૃષ્ણા ધીમેધીમે ફૂલીને, ઉદાયનના રાજ્યથી માંડીને નંદિવર્ધનનો અંત થયો તે સમયમાં તો ખૂબ ખૂબ ફાલી ગઈ હતી અને તે બાદ તો તે સામાન્ય વસ્તુ બની ગઈ હતી. એટલે તે પ્રત્યે આશ્ચર્ય ઉપજવું નહોવું

સગો[૨૬] પણ થતો હતો જ. આ બનાવનો સમય ઇ. સ. પૂ. ૪૭૫ છે. અહીંથી ચેદિવંશના ત્રીજા વિભાગની આદિ થઈ ગણાશે.

### (૧) ક્ષેમરાજ

કલિંગપતિના ચેદિવંશના ત્રણ વિભાગમાંના છેલ્લા વિભાગની આદિ મહારાજા ક્ષેમરાજથી થઇ હોવાનું આપણે ઉપરમાં જોઈ ગયા છીએ

**તેના વંશના નામ વિશેની સમજ** વળી જણાવી ગયા છીએ કે તે પોતે તે વંશના મૂળ સ્થાપક મહામેઘવાહન[૨૭] મહારાજા કરકંડુ (અથવા પૃ. ૨૩૮ માં સૂચવ્યા પ્રમાણે સુલોચન કે સુરથ)નો દૂર દૂરનો ભાયાત પણ થતો હતો. એટલે તેને પણ આપણે મહામેઘવાહનના વંશમાંથી ઉતરી આવેલ[૨૮] ગણવો રહે છે. હવે આપણે એ હકીકત અત્રે વિચારવી રહે છે. એક તે વંશનું નામ મહામેઘવાહન કેમ પડયું તે, અને બીજી, તેના વંશને ઇતિહાસમાં જ્યારે ચેદિવંશ તરીકે ઓળખાવ્યો ત્યારે તે તેને કેવી રીતે બંધ બેસતું આવે છે તે. પ્રથમમાં મહામેઘવાહન શબ્દ વિશે વિચાર કરીએ.

મહારાજા કરકંડુ પોતે ગાદીપતિ થયો હતો ત્યાં સુધી તો તેને પોતાને પણ ભાન નહોતું કે તેના માબાપ કોણ છે? પોતે કયા વંશનો છે? અથવા પોતે કયાંનો વતની છે? જેથી બનવા જોગ છે કે, ભાગ્યવશાત્ જ્યારે પોતે વંશ અને કલિંગનો સ્વામી બન્યો ત્યારે પૃ. ૨૩૮ માં સૂચવાયલાં બે નામોમાંથી એકનું નામ–કે બન્ને એક જ વ્યક્તિના નામ હોય તો તે બન્ને નામ–ધારણ કરીને રાજયારૂઢ થયો હોવો જોઇએ. પરંતુ જ્યારે તેણે અંગદેશ ઉપર ચઢાઇ કરી હતી અને તેના રાજા દધિવાહન સાથે યુદ્ધમાં ઉતરવાનો અવસર પ્રાપ્ત થયો હતો ત્યારે પદ્માવતી સાધ્વી જે સંસાર અવસ્થામાં કરકંડુની જનેતા થતી હતી તેણી તે સ્થળે ઉપસ્થિત થઇ હતી અને લડવાને તૈયાર થયેલ બન્ને ભૂપતિઓ બાપ દીકરો થાય છે તેવી ઓળખ કરાવીને યુદ્ધ વિરામ જાહેર કરાવ્યો હતો. આ સર્વે હકીકતથી આપણે પરિચીત થઇ ગયા છીએ. મતલબ કે કરકંડુ પોતે રાજા દધિવાહનનો પુત્ર થતો હતો તે સ્થિતિ તેની જાણમાં માત્ર તે સમયથી જ આવી હતી. એટલે તે સમયથી પોતાનું નામ ફેરવીને પોતાના જનકના નામને અનુસરતું–એવું મેઘવાહન નામ ધારણ કરી લીધું હોય તે દેખીતું જ છે, એટલે તે સમયથી તે મહારાજા મેઘવાહન કહેવાયો, અને જ્યારથી તેના પિતા દધિવાહનનું મરણ થયું અને પછી તે અંગદેશ પણ કલિંગના અધિકારમાં આવી પડયો ત્યારથી તે, તે અધિકતર પ્રદેશનો સ્વામી બનવા પામ્યો. તેની યાદગીરીમાં પોતાના નામ સાથે મહા શબ્દનો ઉમેરો કરીને, તે મહામેઘવાહન કહેવાતો થયો હોય તો તે પણ સ્વભાવિક જ છે. આ પ્રમાણે ખરી સ્થિતિ હોવાનું સંભવિત છે; છતાં એક બીજી કલ્પના પણ મનમાં સ્ફુરે છે. પરંતુ તે કલ્પના જ ગણી લેવી રહે છે. કલિંગ દેશની હદમાં સમતશિખર નામે જૈન ધર્મનું તીર્થસ્થાન આવેલું છે. આલબત્ત અત્યારે આ તીર્થધામની તળેટી વર્તમાન બંગાળા પ્રાંતમાં ગણાય

---

(૨૬) દુરદુરનો સગો થતો હોવાનું જે લખવું પડયું છે તે એટલા માટે જ કે, જો નજીકનો જ સગો થતો હોત તો કરકંડુની ગાદી જે તેના જમાઈના હાથમાં ગઈ હતી તેને બદલે આ નજીકના સગાને જ મળી જાત. તેમ કોઇપણ રીતે સગો–વંશનો ભાયાત–થતો હતો તે એટલા માટે સ્વીકારવું પડે છે કે, તે ક્ષેમરાજના પૌત્ર મહારાજા ખારવેલે કોતરાવેલ હાથીગુંફાના લેખમાં, મહામેઘવાહનના વંશમાં ઉતરી આવેલ તરીકે પોતાને ઓળખાવેલ છે.

મહામેઘવાહન નામની ઉત્પત્તિ માટે આગળ ઉપર ક્ષેમરાજનું વૃત્તાંત જુઓ.

(૨૭) ચેદિપતિઓ મહામેઘવાહન બિરૂદધારી હતા એમ કહેવાનો તાત્પર્ય છે. તે વાત પુરાણકારોને પણ માન્ય હોય તેમ લાગે છે. કેમકે જૈનસાહિત્ય સંશોધક પુ. ૩ પૃ. ૩૭૪માં તેના લેખક મહાશયે જણાવેલ છે કે જ્યાં કોશલના 'મેઘ' ઉપાધિધારી રાજાઓનું વર્ણન છે તે કદાચિત્ આજ 'મહામેઘવાહન' ઉપાધિવાળા ખારવેલ વંશીઓનો નિર્દેશ છે.

અને એતો હવે સિદ્ધ થઇ ગયેલું જ છે કે કરકંડુ મહારાજ વિગેરે ચેદિઓ મહાકોશલમાંથી જ કલિંગમાં આવ્યા છે એટલે ઉપરની હકીકત તેને લાગુ પડતી જ છે.

(૨૮) ઉપરની ટીકા નં. ૨૭ જુઓ.

છે. પરંતુ તે સમયે તે સમેતશિખર પહાડનો વિસ્તાર અતિ મોટો હતો. મતલબ કે જેમ સૌરાષ્ટ્રમાં આવેલ શત્રુંજ્ય પર્વત-વિમળગિરિ પર્વત-પૂર્વે સમયે સારાયે સૌરાષ્ટ્રના અડધા કરતાં વધારે ભાગમાં પથરાઇ ગયો હતો પણ કાળબળે તેના શિખરો છૂટાં પડી ભિન્ન ભિન્ન નામે ઓળખીતો થયો હતો, તેમજ નાનાં નાનાં શિખરો અદૃશ્ય થવાં પામ્યાં હતાં, તેમ આ સમેતશિખર પર્વતની તળેટી[૨૯] પણ, તે સમયે બંગાળા પ્રાંતની હદ ઓળંગીને વર્તમાન મદ્રાસ ઇલાકાના ગંજામ જીલ્લામાં જ્યાં જગૌડા-ધૌલી[૩૦]નાં સ્થાનો આવેલ છે ને જ્યાં સમ્રાટ પ્રિયદર્શિને તીર્થધામનાં સ્મારક તરીકે, પોતાના ખડક લેખો ઉભા કરાવ્યા છે, ત્યાં આવી રહી હતી. એટલે સાર એ થયો કે, આ સારોયે પ્રદેશ મુખ્ય અંશે પહાડો અને જંગલોથી ભરપુર હતો. તેથી તેને પાર્વતીય[૩૧] પ્રદેશ તરીકે ઓળખવામાં આવતો હતો. વળી કુદરતનો એક નિયમ જ છે કે જ્યાં વનરાજી, જંગલો અને પર્વતો આદિ વિશેષ હોય છે ત્યાં વૃષ્ટિ-મેઘ પણ વિશેષ પ્રમાણમાં આવે છે તથા વાદળાં પણ અવારનવાર ચડી આવે છે. એટલે કે મેઘવહન શબ્દને અને પાર્વતીય પ્રદેશને અમુક પ્રકારનો સંબંધ હોય છે જ, આ કારણને લઇને કદાચ મેઘવાહન શબ્દ આ પ્રદેશના અધિકારીને બંધબેસતો ગણાય એવી કલ્પનામાં કરકંડુ મહારાજે પોતાના ઉપનામ તરીકે તે શબ્દ પસંદ કરી લીધો હોય. ઉપર જણાવેલ બે કારણમાંથી કોઇ એકને લીધે કરકંડુ મહારાજે ચેદિપતિ મહાકોશલ પતિ તરીકે મહામેઘવાહનનું ઉપનામ પસંદ કર્યું હશે પરંતુ તે તેમનું જ ઉપનામ હતું એમ સિદ્ધ થાય છે. (વળી કેટલીક હકીકત હાથીગુંફાના લેખના વિવરણમાં આપેલ છે તે ઉપરથી ખાત્રી થશે.)

હવે બીજી સ્થિતિ વિચારીએ; કે તેના નામની સાથે 'ચેદિવંશ'નું નામ કેમ જોડાયું છે. આ શબ્દને લગતી કેટલીક હકીકત ઉપરનાં પૃષ્ઠોમાં 'ચેદિ નામની ઉત્પત્તિ'વાળા પારિગ્રાફમાં ચર્ચાઈ ગઈ છે જેનો સાર એ હતો કે, વંશના છેદન='છેદિ' ઉપરથી તે રાજાને રાજ્યપ્રાપ્તિ થઈ હતી એટલે તે ઉપરથી 'છેદિવંશ' નામ પોતાના વંશનું તેણે રાખ્યું હોવું જોઈએ. અને છેદિમાંથી અપભ્રંશ થતાં થતાં

(૨૯) કાળના વહેવા સાથે એવા અનેક ફેરફારો થઇ જાય છે. સ્થળની જગ્યાએ જળ અને જળની જગ્યાએ સ્થળ થઈ જતાં પણ આપણે સાંભળીએ છીએ ત્યારે અહીં તો માત્ર, ઉંચા ઉંચા ગિરિશ્રૃંગો, જે પ્રથમ એક બીજાની લગોલગ આવીને આખી ગિરિમાળા બની રહ્યાં હતાં, તેને બદલે, કાળક્રમે તળેટીમાંનો અમુક ભાગ પૃથ્વીમાં દટાઇ જઇ, સપાટ જમીનમાં ફેરવાઈ ગયાનું અને પરિણામે ગિરિમાળાના મણકા જુદા પડી ગયાનું જ અને દરેકને સ્વતંત્ર નામે ઓળખાવા મંડાયાનું જ અહીં તો બતાવાયું છે (વળી જુઓ ચષ્ઠણવૃત્તાંતે તેમના શિલાલેખ અને ધર્મવાળી હકીકત)

(૩૦) આ બન્ને સ્થાનોનું અંતર (ધૌલી અને જગૌડાનું લગભગ સો સવાસો માઈલ જેટલું અત્યારે છે. છતાં બન્ને સ્થળને સમતશિખરની તળેટી તરીકે જે ગણાયું છે તેનાં કારણ નીચે પ્રમાણે છે.

(૧) બન્ને સ્થળોનું અંતર ભલે સો માઇલ જેટલું છે. પરંતુ પર્વતની એક તળેટીનો આરંભ જગૌડામાંથી થતો હશે. વળી તે નાની નાની ટેકરી રૂપે લંબાઇને ઠેઠ જ્યાં ધૌલીનું સ્થાન છે ત્યાં સુધી લંબાયો હશે અને ત્યાંથીજ ખરા પર્વત તરીકે ઉંચે ચડવાનું શરૂ થતું હશે. જેથી બંને સ્થાનને તળેટી જેવો ગણી શકાય (જુઓ ઉપરની ટીકા)

(૨) ઉપરના અનુમાનને સમર્થન તે વાતથી મળે છે કે, ખડકલેખના કોતરાવનાર સમ્રાટ પ્રિયદર્શિને જ તેમાંના ધર્મ સૂત્રોને વહેંચી નાંખીને એક બીજાને પૂર્તિરૂપ બનાવી દીધા છે. મતલબ કે તેણે જ આ બન્ને સ્થાનને એક બીજાના પૂરક ગણ્યાં છે.

(૩) વિદ્વાનોએ પણ તે બન્નેના લેખોને પ્રથક પ્રથક ન ગણાવતાં ધૌલીને જગૌડાના લેખ એવો સમાસ બનાવીને પ્રયોજ્યો છે.

આવાં અનેકવિધ કારણથી સાબિત થાય છે કે તે બન્ને સ્થાનો એકજ ધામને લગતાં છે.

(આ તીર્થ સ્થાનને સમ્રાટ પ્રિયદર્શિનના ધર્મ સાથે કેવો સંબંધ છે તે પુ. ૨માં તેના વૃત્તાંતે જુઓ)

(૩૧) ચંદ્રગુપ્ત મૌર્યની કુમકે આવનાર મહારાજા વક્રગ્રીવ પણ, આ પ્રદેશનો જ રાજવી હોવાથી તેને પાર્વતીય પ્રદેશનો રાજા કહેવાયો છે.

'ચેદિવંશ' પડી ગયું હોવું જોઈએ. બાકી ખરી રીતે ચેદિ નામ, નથી કોઇ દેશનું, જ્ઞાતિનું કે સ્થળનું. આ પ્રમાણે મારી માન્યતા બંધાણી છે. તેમ બીજી તરફ વિદ્વાનોની માન્યતા જે બંધાઈ છે તે નીચે રજુ કરૂં છું. કઈ વાસ્તવિક ગણાય તેમ છે, કે બન્નેમાં કાંઇક સત્ય સમાયલું છે, તેનો વાચક પોતે સ્વયં નિર્ણય બાંધી લેશે. તે આ પ્રમાણે છે.

હાથીગુંફાના લેખમાં પ્રથમ પંક્તિમાં જ ખારવેલ ચક્રવર્તી પોતાને અૈર (ઐલ) મહારાજ મહામેઘવાહન ચેદિરાજના વંશજ તરીકે સંબોધે છે. આમાંના મહામેઘવાહન અને ચેદિરાજ શબ્દના અર્થ સ્પષ્ટ છે, તેમ વળી ઉપરમાં તેના ખુલાસા પણ અપાઇ ગયા છે. અૈર શબ્દ માટે એક વિદ્વાને એમ સ્પષ્ટીકરણ કરેલ છે કે,[૩૨] Aira, a descendant of Irā or Ilā, identifies one of the main dynastic divisions to which the Chedis do belong according to the Puranas) (Pargiter J. R. A. S. 1900 p. 11-26)= અૈર એટલે ઇરા અથવા ઈલાના વંશજો (ગણાય) અને પુરાણોના કથન પ્રમાણે ચેદિરાજાઓ જે વંશની એક મુખ્ય પ્રશાખાના છે તે આ જ વંશ છે. (જુઓ જ. રો. એ. સો સને ૧૯૦૦ નું પુસ્તક ) એટલે કે મુખ્ય વંશ ઇરા-ઈલાનો છે અને તેની એક પ્રશાખામાં આ ચેદિપતિઓ ઉતરી આવેલ સંભવે છે. ચેદિવંશનો ઉલ્લેખ સ્વતંત્ર વંશના નામ તરીકે થયેલ નથી દેખાતો. પરંતુ સંભવિત દેખાય છે કે ઈરાના વંશની શાખારૂપે તે હોય. વળી **ચેત્** નામના લોકો વિદર્ભ દેશમાં રહેતા હતા એમ વૈદિક ગ્રંથોમાં લખાયલ નજરે પડે છે.[૩૩] અને ચેત્ ઉપરથી ચેદિવંશ શોધાયું હશે. આવી અનેકવિધ યુક્તિઓથી તેનો સંબંધ ગોઠવાય છે.

એક બીજી વાત વિચારવા જેવી છે. આ આખો લેખ મરહુમ પંડિત જયસ્વાલજીએ સં. ૧૯૮૪માં 'નાગરી પ્રચારિણી' પત્રિકાના કાર્તિક માસમાં બહાર પાડયો છે. જેનો ગુજરાતી અનુવાદ તથા વિવેચન સાથેની સમજૂતિ જૈનસાહિત્ય સંશોધક ખંડ ૩, અંક ૩, પૃ. ૩૬૬થી આગળ પૃષ્ઠોમાં ઉતારાયાં છે તેમાં પૃ. ૩૬૯ માં જણાવાયું છે કે, કેટલાક અંશોમાં લેખ ગળી ગયો છે, કેટલીક પંક્તિઓની શરૂઆતના બારેક અક્ષરો પત્થરનાં ચપતરાં સાથે ઉડી ગયા છે અને કેટલીક પંક્તિઓમાં વચ્ચે વચ્ચે અક્ષરો એકદમ ઉડી ગયા છે તથા કયાંક પાણીથી ઘસાઇ ગયા છે. કયાંક કયાંક અક્ષરની કોતરણી વધી ગઈ છે અને જળપ્રવાહ તેમજ બીજાં કારણોથી ભ્રમોત્પાદક ચિન્હો ઉત્પન્ન થઈ ગયાં છે. કયાં સુધી ટાંકણાંની નિશાની છે અને કયાં કાલકૃત ભ્રમજાલ છે એનો ઉકેલ કરવો એજ આ લેખનું રહસ્ય છે ઈ. ઈ. એટલે કહેવાનું એ છે કે, જેવા સ્વરૂપમાં અને જેવા ભાવાર્થમાં અત્યારે તેનાં વાચન અને ઉકેલ થઈ રહ્યાં છે તેમાં સુધારા વધારાને ઘણાં સ્થાન છે. તેમાં આ ચક્રવર્તી ખારવેલના વંશની ઓળખ આપતું વાકય એકદમ પ્રથમ પંક્તિ માં જ અપાઈ ગયું છે. તે દેખાવમાં તો અખંડ છે એટલે શેષ પંક્તિઓમાં જેમ અક્ષરોની ત્રુટી પડી ગઈ છે (જેમાંની કેટલીકની સુધારણા વિશેનું વિવેચન તથા સૂચન આગળ ઉપર આપણે હાથ ધરવાનાં છીએ) તેમ અત્ર થવા નથી પામ્યું પણ પાણીના ઘસારાથી, ટાંકણાવડે ઘડતર કરતાં હાથ છટકી જતાં થયેલ વિકૃતિથી કે અન્ય કારણવશાત્ ઉત્પન્ન થયેલ ભ્રમોત્પાદક ચિન્હથી જે ફેરફાર થઇ ગયા છે તેવા આ પંક્તિમાં પણ બની ગયા હોય તેમ સંભવિત છે. એટલે આપણે તેના લિપિજ્ઞોને એમ સૂચન કરી શકીએ કે આ વંશની ઉત્પત્તિના સંભવિતપણા માટે જે સૂચનો આપણે કર્યાં છે તેને અનુસરતું કાંઈ વાચન તેમાંથી ઉપલબ્ધ થાય છે કે કેમ તે વિશે તેઓ મહેરબાની કરી તપાસ ચલાવે.

અત્યારે પ્રચલિત માન્યતા એવી બંધાયલી છે કે,

(૩૨) જુઓ જ. બી. ઓ. રી. સો. પુ. ૧૩ સન ૧૯૨૭ પૃ. ૨૨૩

(૩૩) જુઓ ઉપરની ટી. નં. ૪

**આખી વંશાવળીમાં તેનું સ્થાન**

આ ચેદિવંશનો સ્થાપક મહારાજા ક્ષેમરાજ હતો. એટલે કે તેને આદ્ય પુરુષ તરીકે લેખાવે છે કેમકે ચક્રવર્તી ખારવેલે પોતે જ હાથીગુંફાના લેખમાં પોતાના વંશની ઓળખ આપતાં (પંક્તિ ૧૬ મી) પોતાના દાદા ક્ષેમરાજ અને પિતા વૃદ્ધિરાજનાં નામ આપ્યાં છે એટલે સહજ અનુમાન લઇ શકાય છે કે, ક્ષેમરાજ તે પ્રથમ પુરુષ વૃદ્ધિરાજ તે બીજો અને ખારવેલ પોતે ત્રીજો પુરુષ હોઇ શકે; વળી આ કલ્પનાને એ ઉપરથી સમર્થન મળી ગયું કે. તે શિલાલેખની પંક્તિ બીજીનો અંતિમ શબ્દ 'તતિયે'=ત્રીજો છે અને ત્રીજી પંક્તિના આરંભે 'પુરિસયુગે'=પુરુષયુગ શબ્દ લખાયલ છે એટલે તતિયે પુરિસયુગેનો અર્થ ત્રીજી પેઢીએ ખારવેલ થયેલ છે એમ વાતનો મેળ ઉતારી દીધો. જ્યારે ખરી રીતે 'ત્રીજી પેઢી' ત્યાં ભાવાર્થ કરવાનો નથી પણ ઉપરમાં ચેદિવંશના ત્રણ વિભાગોવાળા પારિગ્રાફમાં અને 'કરકંડુ પછી કેમ'? વાળા પારિગ્રાફમાં આપણે જે પરિસ્થિતિ વર્ણવી ગયા છીએ તે જ ખરી રીતે સ્થિતિ બની રહી હતી. એટલે ખાત્રી થશે કે ઉપરની પંક્તિમાં 'પુરિસયુગે' શબ્દ કેવા ભાવાર્થમાં મૂળકર્તાએ વાપર્યો હતો. આ પ્રમાણે મેં ઉકેલ શોધી રાખ્યો હતો. તેવામાં અણચિંત્યા માર્ગે તેને સમર્થન મળી ગયું. ઇ. સ. ૧૯૨૯ માં લાહોર મુકામે અખિલ ભારતીય પ્રાચ્યવિદ્યા પરિષદનું પાંચમું અધિવેશન ભરાયું હતું તે સમયે બંગાળ–આસામ તરફના ડૉ. બ્રુઆ નામના વિદ્વાને ખારવેલ મહારાજા સંબંધી એક લેખ વાંચ્યો હતો, તેમાં તેમણે (જો હું ભૂલતો ન હોઉં તો) ખારવેલને ચેદિવંશના છઠ્ઠા પુરુષ તરીકે ઓળખાવ્યો હતો. તે હિસાબે ક્ષેમરાજનો નંબર ચોથો ગણાય. એટલે તે પૂર્વેના બીજા રાજાઓ વિશે તપાસ કરવી જ રહે. તેટલામાં પુ. ૧. પૃ. ૧૬૭ ટી. નં. ૪૧માં જણાવ્યા પ્રમાણેના માસિકનો અંક મળી ગયો તેમાંથી શોભનરાય અને ચંડરાયનાં બે ખૂટતાં નામ મળી ગયાં. એટલે કરકંડુ મહારાજને મૂળ સ્થાપકના ઉચ્ચ સ્થાનકે ગોઠવતાં, ક્ષેમરાજનો નંબર ચોથો અને ખારવેલનો બરાબર છઠ્ઠો આવી ગયો. આ સંકલના અને ગુંચવણીને તે પછી અન્ય સ્થાનેથી પણ બહુ મજબૂતાઇ મળી ગઇ (જેનું[૩૪] વિવેચન હાથીગુંફાના વર્ણન ઉપરથી સમજી શકાશે) એટલે તે કલ્પનાને સ્થાને દૃઢ નિર્ણય થઇ ગયો છે અને આ ઉપરથી જે વંશાવળી ઉભી કરી શકાઇ છે તેનું વર્ણન પુ. ૧માં કરવામાં આવી ગયું છે. ટૂંકમાં કહેવાનું કે, ચેદિવંશની વંશાવળીમાં ક્ષેમરાજનું સ્થાન પ્રથમ નહીં પણ ચોથા નંબરે ગણવું રહે છે.

**તેનો રાજ્યકાળ ઉમર તથા રાજ્યવિસ્તાર**

તેણે કલિંગની ગાદી ઇ. સ. પૂ. ૪૭૫–૪માં કબજે કરી છે અને ૩૬ વર્ષ[૩૫] લગભગ રાજ્ય ભોગવ્યું છે. એટલે તેના રાજ્યનો અંત ઇ. સ. ૪૩૯માં આવ્યો હતો એમ ગણવું રહે છે[૩૬]. તે કેટલા વર્ષની ઉમરે ગાદીપતિ બન્યો હતો તે હકીકત ક્યાંય નીકળતી નથી. પરંતુ તેના જીવનમાં તેણે જે બહાદુરી બતાવી છે તથા પોતાનાં મર્યાદિત સાધન હોવા છતાં, સંગ્રામનિપુણ અને સૈન્યપતિના દરજ્જે રહી અનેક યુદ્ધમાં વિજેતા બનેલ નંદિવર્ધન જેવા રાજવીની

---

(૩૪) જુઓ પુ. ૧ પૃ. ૨૯૪ ટી. નં. ૯: આ માસિકનું નામ 'અનેકાંત' છે. દીલ્હીથી પ્રગટ થતું હતું. તેના પુ. ૧ કિરણ ૩ થી ૬ (ઇ. સ. ૧૯૩૦) માં પૂ. મુ. શ્રી કલ્યાણવિજયજીએ તથા અન્ય વિદ્વાનોએ ચર્ચા ઉપાડી છે. અને એમ ઠરાવ્યું છે કે આ વંશાવળી બહુ આધાર ભૂત નથી છતાં કહેવું પડે છે કે, ભલે સર્વાંશે તે આધારભૂત નથી જ પરંતુ તેમાંથી ઘણું નવું નવું તત્ત્વ સાંપડી આવ્યું છે જેથી કેટલીય ગુંચનો નીકાલ થઇ ગયો છે.

(૩૫) વિદ્વાનોએ આ સમય કબૂલ રાખ્યો છે તેમ આગળ પાછળના ઐતિહાસિક બનાવોની સાથે તેનો સુમેળ પુરવાર થઇ જાય છે એટલે આપણે તેની ચર્ચામાં ઉતરવાપણું રહેતું નથી.

(૩૬) જુઓ પુ. ૧ પૃ. ૩૯૨ માં આપેલ ચેદિપતિની વંશાવળી.

સામે પણ, ટક્કર ઝીલી તો ઝીલી પરંતુ અંતે ફાવવા દીધો પણ નથી; તે સ્થિતિ એવા અનુમાન ઉપર આપણને લઈ જાય છે કે તે પણ યુદ્ધકળામાં કુશળતા મેળવીને સારી રીતે રીઢો થઈ ગયો હોવો જોઈએ. આ સંજોગમાં આપણે તેની ઉમર ગાદીએ બેઠો ત્યારે કમમાં કમ ૩૦ અને વધારેમાં વધારે ૪૦ની ઠેરવીએ તો ખોટું નથી. છતાં સહિસલામતીની હદ જો ૩૫ની લઈએ અને તેમાં ૩૬ વર્ષનો તેનો રાજ્યકાળ ઉમેરીએ તો ૭૦ ઉપરનું આયુષ્ય તેણે ભોગવ્યું હતું એમ સિદ્ધ થાય છે.

રાજ્યવિસ્તારની બાબત વિચારીએ. ઉપર પૃ. ૨૩૯ માં જણાવ્યું છે કે, તેણે સ્વતંત્રપણે રાજ-લગામ ગ્રહણ કરી ત્યારે બે સ્થિતિમાં તે હોવાનું કલ્પી શકાય છે. કાં તો પોતે તદ્દન નવીન સ્વરૂપમાં જ પ્રગટી નીકળ્યો હોય, કે પોતે મગધસમ્રાટના સૂબા તરીકે તે મુલક ઉપર અધિકાર ભોગવી રહ્યો હોય. પ્રથમની સ્થિતિ જો બનવા પામી હોય તો, તેના હસ્તક બહુ જુજ પ્રદેશ જ હોવો જોઈએ, અને બીજી સ્થિતિ પ્રવર્તી રહી હોય તો વંશ અને કલિંગદેશ એ બે પ્રાંતો તેની હકુમતમાં હતા જ એમ માનવું રહે. એમાંથી ગમે તે સંયોગ કલ્પો તોપણ એટલો તો સાર નીકળે જ છે કે, તેણે ગાદી ઈ. સ. પૂ. ૪૭૫માં જમાવવા માંડી ત્યારે થોડી જ ભૂમિ તેના હાથમાં હતી અને જ્યારે નંદિવર્ધન–નંદ પહેલા સાથે ઇ. સ. પૂ. ૪૬૮ આસપાસ[૩૭] યુદ્ધમાં તે ઉતર્યો ત્યારે તેણે તેમાં ઘણો વધારો કરી દીધો હતો. હવે બીજી બાજુ આપણે 'ચેદિદેશની સીમા'નું વર્ણન કરતાં કહી ગયા છીએ કે, તે સમયે કલિંગદેશમાં, હાલના ઓરિસા પ્રાંતવાળા સંબલપુર, પૂરી, અંગૂલ અને કટક જિલ્લાઓનો સમાવેશ થતો નહોતો; એટલે કે કલિંગદેશની (નહીં કે કલિંગ સામ્રાજ્યની) હદ મહાનદી અને ગોદાવરી નદી વચ્ચેના સમુદ્રતટવાળો પ્રદેશ જ ગણાતી હતી. ત્યારે નંદિવર્ધન અને ક્ષેમરાજ વચ્ચેનું યુદ્ધ–હાથી-ગુંફાના લેખમાં વર્ણવાયલી જીનપ્રતિમાવાળો બનાવ-તો ઓરિસાના કટક મહાલમાં બનવા પામ્યો છે, કેમકે તે જીનપ્રતિમા નંદિવર્ધન તે પ્રાંતમાંથી ઉપાડી ગયાનું લખાણ મળે છે; એટલે સિદ્ધ થાય છે કે તે જગ્યા ઉપર તે સમયે મગધનો અધિકાર નહોતો જ. મતલબ કે, યુદ્ધનું મંડાણ થયું તે પૂર્વે તે સઘળો ભાગ રાજા ક્ષેમરાજે પોતાના અધિકારમાં મેળવી લીધો હતો. આ અનુમાનને જ. ઓ. બી. રી. સો. પુ. ૩ પૃ. ૪૮૨ (જુઓ ઉપરમાં પૃ. ૨૩૬ માં ટાંકેલું) વાળું વાક્ય સાક્ષીરૂપ થાય છે. સાર એ થયો કે, કલિંગ પ્રાંતની ઈશાન ખૂણનો કેટલોક ભાગ, જેને ઉરીય પ્રાંતો[૩૮] કહેવાતા (અથવા જેને હાલ ઓરિસ્સા કહેવાય છે) હતા તે પ્રારંભમાં કલિંગની હકુમતમાં નહોતા તે તેણે ૪૭૫–૪૬૮ના સાત વર્ષના ગાળામાં જીતી લીધા હતા અને કલિંગ સામ્રાજ્યની હદ, મહાનદીથી આગળ વધારીને તે હવે સુવર્ણરેખા નદી સુધી લંબાવી ગયો હતો. કદાચ તેથી પણ આગળ વધી ગયો હોય. તેમજ રાજકીય પરિસ્થિતિને સર્વ રીતે પહોંચી વળાય માટે પોતાની રાજગાદી પણ તેણે ફેરવી નાખી હતી. વંશદેશના મુખ્ય નગરનું નામ બૌદ્ધ ગ્રંથો ઉપરથી દંતપુર હોવાનું જણાય છે; જ્યારે કલિંગનું કંચનપુર હોવાનું મનાય છે. પરંતુ મહારાજા ક્ષેમરાજ તે ખસેડીને વર્તમાન કાળે કટક જીલ્લામાં સમુદ્ર તટ ઉપર આવેલ જગન્નાથપુરીના તીર્થધામ પાસેના ચિલ્કા સરોવરના કાંઠે આવેલ સ્થાન ઉપર લઇ ગયો હતો. તે સ્થાન તેણે નવું વસાવ્યું હતું કે અસલ હતું તેને સમૃદ્ધ બનાવ્યું હતું તેમજ શું નામ તેણે તેને આપ્યું હતું તે નિશ્ચિતપણે કહી શકાય એવું નથી જ પરંતુ સમ્રાટ પ્રિયદર્શિનના

(૩૭) આ સમય માટે જુઓ પુ. ૧ પૃ. ૪૦૦ની સમયાવળી તથા તેમાં આપેલી સાહેદતો.

(૩૮) આને ઉરીય પ્રાંતો કે ઉડ પ્રાંતો કહો. નામ ગમે તે આપો, પણ જે પ્રજા તે સમયે ઓરિસ્સા પ્રાંતવાળી ભૂમિમાં વસી રહી હતી તે પ્રજાનો મુલક, એમ કહેવાનો ભાવાર્થ છે એટલું સમજવું. આ પ્રાંતની અગત્યતા તેને અને તેના ધર્મને માટે શા માટે ઘણી દેખાઇ હતી તે માટે આગળ વર્ણન આપવામાં આવશે.

શિલાલેખ ઉપરથી તેનું નામ તનસુલીયનગરી[૩૯] હોવાનું જણાય છે.

રાજધાની તરીકે આ સ્થાન જ શા માટે પસંદ કરવામાં આવ્યું હતું અથવા બીજા શબ્દોમાં કહીએ તો આ સ્થાનનું મહત્ત્વ તે સમયે કેટલું અંકાતું હતું તે હકીકત ઉપર પ્રકાશ પાડવાની પણ અગત્યતા છે. જો તે સમજાય તો મગધપતિ અને કલિંગપતિ માટે વારંવાર જે યુદ્ધની નોબતો ગડગડી રહી હતી તેનું કારણ આપોઆપ ઉઘાડું થઇ જશે. પરંતુ તે વિષયનું વર્ણન વિસ્તારપૂર્વક આગળ આપવાનું છે એટલે આટલો ઈસારો કરીને બીજા મુદ્દા ઉપર આવીએ; કે આ સ્થાનની પસંદગી—રાજપાટની ફેરબદલી—તેણે કરી હતી કે રાજા ખારવેલે? એક હકીકત એવા અનુમાન ઉપર લઈ જાય છે કે તે સ્થાન ખારવેલની પસંદગીનું હોવું જોઈએ, કેમકે ગંગા નદીની જે નહેર રાજા નંદિવર્ધને ખોદાવી રાખી હતી તે તેણે જ લંબાવીને પોતાના નગરે આણી હતી. પરંતુ હાથીગુંફાના લેખની જે પંક્તિ (જુઓ છઠ્ઠી)માં આ સમાચાર છે તેમાં કે તેની પૂર્વેની કોઈ અન્ય પંક્તિમાં તેણે તે પ્રાંત જીતી લીધો હોય એવી માહિતી નીકળતી નથી. એટલે તેના પૂર્વેના બે રાજા–તેના પિતા કે દાદા–માંથી કોઇએ તે પ્રદેશ જીત્યો હતો એમ સાબિત થયું. તેમ તેના પિતા, વૃદ્ધિરાજના સમયે રાજકીય વાતાવરણ કેવું તંગ કે સરળ હતું તે વિશેની હકીકત કયાંય ઉપલબ્ધ થતી નથી. વળી તેનો રાજઅમલ, ક્ષેમરાજની તુલનામાં અલ્પ છે એટલે તેને પ્રદેશો જીતવા જેટલો સમય મળ્યો હોય તેમ માની શકાતું નથી. તેમ મગધની બીજી રાજદ્વારી સ્થિતિ તથા તેની ઉમર જોતાં પણ તે બનાવ તેના રાજ્યે બન્યો હોવાનું અસંભવિત જણાય છે. એટલે એમ સ્પષ્ટ થાય છે કે, મહારાજ ક્ષેમરાજના સમયે જ બધું બનવા પામ્યું હતું. આને ટેકારૂપ બે હકીકત છે. એક તેણે બતાવેલું શૌર્ય અને આખીએ જીંદગી ખેલેલાં તેણે યુદ્ધો; તથા બીજી બાજુ, હાથીગુંફામાં કોતરાયલા શબ્દો કે, રાજા નંદિવર્ધન કલિંગમાંથી જીનપ્રતિમા ઉપાડી ગયો છે એટલે કે તે વખતે પણ જીનપ્રતિમા રાજનગરે બિરાજીત થયેલી હતી જ.

આ પ્રમાણે કલિંગ સામ્રાજ્યની હદ ઉત્તરે સુવર્ણરેખા નદી કે તેથી પણ આગળ વધી હોય, દક્ષિણે ગોદાવરી નદી, પૂર્વમાં સમુદ્રતટ, અને પશ્ચિમે વંશદેશ—એટલે છત્તીસગઢ જીલ્લો અને બસ્તર રાજ્યવાળો પ્રદેશ—સુધી લંબાઇ હોય એમ સમજાય છે. વંશની પશ્ચિમે અંગદેશનો કોઇ ભાગ તેણે જીતી લીધો હતો કે કેમ તે જણાયું નથી. જો કે એટલું તો નંદિવર્ધનના રાજ્યઅમલે સિદ્ધ થઇ ગયું છે કે તેણે વરાડના મહારથીઓને જીતી લીધા હતા. એટલે પછી અંગદેશ મગધના તાબે જ હતો એમ ગણવું પડશે. તેથી અંગદેશનો સમાવેશ કલિંગ રાજ્યમાં નહીં થતો હોય એમ હાલ તો માની લેવું રહે છે.

નંદિવર્ધન એક વખત (ઇ. સ. પૂ. ૪૬૮માં) કલિંગ ઉપર ચડાઈ કરીને જ્યારથી જીનપ્રતિમા ઉપાડી લઈ ગયો ત્યારથી તેને, તેમજ સામા પક્ષે ક્ષેમરાજને, બન્નેને અરસપરસ ખાતરી થઈ ગઇ હતી કે, એકબીજાથી કોઇ ગાંજ્યું જાય તેમ નથી. એટલે પોતાના જીવનમાં કોઇએ એકબીજાનું નામ ફરીને લીધું નથી જ. જેથી કહેવું પડશે કે રાજા ક્ષેમરાજે પોતાનું શેષ જીવન શાંતિપૂર્વક રાજવહીવટ કરવામાં જ પસાર કર્યું હતું.

**કલિંગની રાજધાની**

મહારાજ મહામેઘવાહન ત્રિકલિંગાધિપતિની ગાદી ઉપર રાજા ક્ષેમરાજ આવ્યો છે છતાં, તેમાંનો અંગદેશ મગધમાં લેવાઇ ગયો હોવાથી તેના કબજામાં વંશ અને કલિંગ–એમ બે જ પ્રદેશો આવ્યા હતા. તેમાંના વંશ દેશની રાજધાની દંતપુર (જુઓ પુ. ૧. પૃ. ૧૪૬) અને કલિંગની રાજધાની કંચનપુર ( તેજ પૃષ્ઠે ) હોવાનું આપણે કહી ગયા

(૩૯) તનસુલીય નામ નગરનું હોય તેના કરતાં જે પ્રદેશમાં આ નગરી–રાજનગર આવી રહ્યું હતું તે પ્રદેશનું નામ હોવા વધારે સંભવ છે (તે માટે હાથીગુંફાના વર્ણનમાં પંક્તિ ૬નું વિવેચન જુઓ.)

છીએ. વળી વંશદેશનું સ્થાન વર્તમાન કાળે છત્તીસ ગઢ અને બસ્તર રાજ્યવાળા પ્રદેશમાં હોવાનું જણાવ્યું છે એટલે દંતપુર શહેર તે સ્થાનમાંજ ક્યાંક આવ્યું ગણાશે; જ્યારે કલિંગની હદ વર્તમાન મહાનદી અને ગોદાવરી વચ્ચેના પ્રદેશમાં જ સમાઈ જતી હતી, એટલે કંચનપુરનું સ્થાન તે વિસ્તારમાંથી કદાચ અન્ય સ્થળે પણ હોય અથવા મહાનદીના મુખવાળા પ્રદેશમાં પણ હોય. પરંતુ તે બાબત અનિશ્ચિત હોવાથી આપણે તે વિશે મૌન સેવ્યું છે. અલબત્ત પાછળથી, એટલે ક્ષેમરાજે મહાનદીની ઉત્તરમાં આવેલ ઓરિસાનો પ્રાંત જીતી કરીને જ્યારે સુવર્ણરેખા નદી સુધી કલિંગની હદ લંબાવી હતી, ત્યારે તો તેની રાજધાની મહાનદીના મુખ પાસેના ચિલ્કા સરોવર વાળા પ્રદેશમાં હતી જ. પરંતુ અત્ર કહેવાની મતલબ એ છે કે, ત્યાં આગળ રાજધાની અગાઉથી જ હતી કે મહારાજ ક્ષેમરાજે કરી હતી તેની બરાબર ખાત્રી મળતી નથી. બનવા જોગ છે કે, મહારાજા કરકંડુના સમયે પણ તે પ્રદેશમાં જ હતી એટલે ક્ષેમરાજે સ્વતંત્રતા જાહેર કરી ત્યારે પણ ત્યાં જ હશે. બાકી એટલું સંભવિત છે કે, જો સ્થાનની ફેર બદલી કરવામાં આવી જ હોય તો બહુ લાંબે દૂર નહીં જ થઇ હોય પણ પચીસેક માઇલના અંતરમાં જ થઈ હશે.

ઉપર પ્રમાણે મારૂં મંતવ્ય છે; સાથે વિદ્વાનોનાં મંતવ્ય પણ જાણી લેવા જરૂર છે, તેથી જે વાંચવામાં આવ્યું છે તે અત્ર રજુ કરીશું. જ્યારે ચેદિ, અંગ અને વંશ નામ વિશે ભિન્ન ભિન્ન મત પડયા છે ત્યારે સ્વભાવિક છે કે તે દેશની રાજધાનીનાં સ્થાન વિશે તો મતભેદ પડે જ. એટલે તેમની માન્યતામાં કેટલુંક અંતર દેખાશે જ. કોઇકના મતે તેનાં નામ કંચનપુર[૪૦], કપિલપુર[૪૧], દંતપુર[૪૨], અને મણિપુર[૪૩], હતાં, તથા તે પ્રત્યેકનાં સંભવિત સ્થાન વર્તમાનનાં જગન્નાથ[૪૪], વિજયનગર[૪૫], રાજમહેંદ્રી[૪૬], અને ગંજામ શહેર તરીકે ગણાવ્યાં છે. જ્યારે કોઈ કે એમ પણ જણાવ્યું છે કે[૪૭] કલિંગના બે વિભાગ પાડવામાં આવ્યા હતા. એક ઉત્તર અને બીજો દક્ષિણ; ઉત્તરની રાજધાની સિંહપુરમાં અને દક્ષિણની કપિલપુરમાં હતી; વળી મહાભારતમાં તેના પાટનગરનું નામ રાજપુરી[૪૮] કે યયાતિનગર[૪૯] હોવાનું પણ એક વિદ્વાને જણાવ્યું છે. આ પુસ્તકના લેખકે તો બીજાં પણ કેટલાંક સૂચનો કર્યા છે, જેનો સાર આ પ્રમાણે નીકળતો કહી શકાય. જો કે તેમણે ખારવેલનો સમય આંકીને તે સ્થાનનો નિર્દેશ કર્યો છે. પરંતુ આપણે તેને ક્ષેમરાજના રાજપાટ તરીકે ગણીએ તો કોઇ મહત્ત્વનો ફેરફાર તેથી થઈ જાય છે તેમ ઠરવાનું નથી કેમકે ઉક્ત બન્ને રાજવીઓના સમયે રાજ્ય વિસ્તારમાં ભલે ઘણો ફેરફાર થઈ ગયો છે છતાં તેમણે રાજનગરનું સ્થાન ફેરવી નાંખ્યું હતું એવું કયાંય નોંધાયું નથી. તેમના મત પ્રમાણે ( જુઓ મજકુર પુસ્તક પૃ. ૪ ) પ્રિતૂદકદર્ભ નામ પણ છે; તેમ યયાતિનગર (પૃ. ૭) જેને પાછળથી આદિનગર કહેવાયું છે અને

(૪૦) ઉપરના વર્ણનમાં જુઓ: તેને ચિલ્કા સરોવરવાળા પ્રદેશમાં ગણાય. એટલે જ્યાં જગન્નાથપુરીમાં હોવાનું મનાય છે ત્યાં; વિશેષમાં આગળના પરિચ્છેદે જુઓ.

(૪૧) જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ ૧ પૃ. ૩ (તેમાં લખ્યું છે કે, ઉત્તર કલિંગની રાજધાની સિંહપુરમાં અને દક્ષિણની રાજધાની કપિલપુરમાં હતી)

(૪૨) જુઓ જ. આં. હિં. રી. સો. પુ. ૨ ભાગ ૧ પૃ. ૨૨ તેમાં આ દંતપુરને જગન્નાથપુરીના સ્થાન તરીકે જણાવ્યું છે તેમાં બુદ્ધને વિષ્ણુના અવતાર તરીકે પૂજાતા હોવાનું વિધાન કર્યું છે. વળી જણાવે છે કે, સિંહપુર (The city of Lion) નામ ફેરવીને દંતપુર (The city of Tooth) નામ પાડવામાં આવ્યું છે. ( કારણ નથી જણાવ્યું પણ સમજાય છે કે, જે એવી માન્યતા અત્યારે પ્રચલિત છે કે, ત્યાં બુદ્ધ ભગવાનના અવશેષમાંના દાંત સંરક્ષાયા છે તે ઉપરથી આ નામ રખાયું છે )

(૪૩) ઉપરની ટી. નં. ૪૧ વાળું પુસ્તક જુઓ.

(૪૪) ઉપરની ટી. નં. ૪૦, ૪૧ તથા ૪૨ જુઓ

(૪૫) રે. સે. વ. પુ. ૨ પૃ. ૧૦૭ ટી. નં. ૬૦ જુઓ

(૪૬) ઉપરની ટી. નં. ૪૫ જુઓ.

(૪૭) ઉપરની ટી. નં. ૪૧ જુઓ.

(૪૮) જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ ૧ પૃ. ૨

(૪૯) મજકુર પુસ્તક પૃ. ૭

જે હાલનું મહી નદી ઉપરનું સોનપુર શહેર ગણાય છે તે પણ છે; તેમ (પૃ. ૧૫) હાલના ધોલી ગામે જ્યાં પ્રિયદર્શિનનો ખડકલેખ છે તેની પશ્ચિમે થોડેક દૂર કલિંગ નગરીને ગણાવી છે; (પૃ. ૨૭) વળી વર્તમાન પુરીથી લગભગ ૮ થી ૧૦ માઇલ, અને તેટલાં જ દૂર ચિલ્કા સરોવરથી જે પતેલી અને કોરંગા આવેલ છે તેને પણ કલિંગનગરીનું સ્થાન કહે છે. વળી અન્ય સ્થાને[૫૦] એમ નોંધ નીકળે છે કે કલિંગની રાજધાનીનું નામ શ્રીકકુલ હતું ત્યારે એક બીજા લેખક[૫૧] પેલા ગ્રીક એલચી મેગેસ્થેનીઝનો આધાર ટાંકીને તેનું નામ પાર્થિલિસ ( Parthilyse ) જણાવે છે. આ પ્રમાણે જેને જે ફાવ્યું અને સૂઝ્યું તેનું નામ જણાવ્યું છે. ગમે તે સ્થાન ઠરે પરંતુ તેની જગ્યા વર્તમાન જગન્નાથપુરીથી ૨૦-૨૫ માઇલના અંતરમાં જ હોય એમ મોટા ભાગનો મત પડે છે.

જ્યાં શિલાલેખો જેવા અભેદ્ય, અત્રૂટ અને અફર પુરાવા મળી આવતા હોય ત્યાં અન્ય સાધનો શોધવાની ભાંજગડમાં ઉતરવા

**તેનો ધર્મ અને પાટનગરનું મહત્ત્વ** જેવું રહેતું જ નથી. તેથી નિઃશંકપણે કહી શકાય છે કે તે પોતે જૈન ધર્માનુયાયી હતો. વિશેષમાં તેના વંશનો મૂળ સ્થાપક મહારાજા કરકંડુ પોતે, તે ધર્મનો અનુયાયી હતો એટલું જ નહીં પણ પોતે રાજપદ છોડીને જૈનદીક્ષા લઈ સાધુ બન્યો હતો તથા કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ કરી મુક્તિપદને પામ્યો હતો. એટલે અમુક સ્થિતિના અંગે પ્રવર્ત્તચક્રમાં તેની ગણના[૫૨] કરવામાં આવી છે. જેનો ખુલાસો આગળ ઉપર હાથીગુંફાના લેખનું વર્ણન કરતાં આપવામાં આવશે. મતલબકે, જેમ વંશનો આદ્યપુરૂષ જૈનમતાવલંબી હતો, હાથીગુંફાનો કર્તા રાજા ખારવેલ જૈન હતો તેમ મહારાજ ક્ષેમરાજ પણ જૈન જ હતો. એટલે કે આખા વંશનો ધર્મ જૈન હતો એમ સ્વીકારી લેવું રહે છે. આટલું તેમના ધર્મ વિશે ટુંકમાં જણાવી લીધું વળી વિશેષ આગળ ઉપર કલિંગજીન પ્રતિમાના વર્ણનમાં જણાવીશું. હવે તેમના ધર્મને અને રાજનગરના સ્થાનને શું સંબંધ હતો તે હકીકત આગળ ઉપર વિચારવાનું પૃ. ૨૪૫માં કહી ગયા છીએ તે મુદ્દો ચર્ચીએ.

પ્રસંગોપાત અનેકવાર કહેવામાં આવ્યું છે કે, વર્તમાનકાળે નરેન્દ્રોને ભૂમિ મેળવવાને જેટલો થનથનાટ રહ્યા કરે છે તેટલો પ્રાચીન સમયે નહોતો જ. તેમ આ હકીકત સિક્કાચિત્રોને આધારે પણ પુરવાર કરી બતાવાઈ છે. જેથી કરીને પ્રાચીન સમયના સમ્રાટોએ સિક્કાઓ ઉપર પોતાનું મહોરૂં તો એક બાજુ રહ્યું, પણ નામ સુદ્ધાંયે[૫૩] કોતરાવ્યું નથી. જે કાંઈ તેઓ કોતરાવવાનું વિશેષ માનનીય ગણતા તે તેમના ધર્મના અમુક અમુક લાક્ષણિક ગણાતાં ચિન્હો જ.[૫૪] આ પ્રકારની તેમની મનોદશામાં જે પરિવર્તન થવા પામ્યું છે અને નામ તથા મહોરાં કોતરાવવા મંડયા છે તે, જેમ જેમ અવસર્પિણિ કાળ આગળ વધતો ચાલવા લાગ્યો તેનું-કાળદેવનું પરિણામ જ મુખ્યપણે[૫૫] સમજવું; તેમજ પાશ્ચાત્ય પ્રજાના

---

(૫૦) જ. રૈ. એ. સો પુ. ૮ પૃ. ૧

(૫૧) ભા. પ્રા. રાજવંશ પુ. ૨. પૃ. ૯૯

(૫૨) જુઓ પુ. ૧ પૃ. ૨૭૭ ટી. નં. ૫૬

(૫૩) જેમ સિક્કામાં આ સ્થિતિ માલૂમ પડે છે તેમ સમ્રાટ પ્રિયદર્શિને તો આગળ વધીને તેની કેટલાય પ્રકારની કૃતિમાં તેજ પ્રથા અંગિકાર કરેલી હતી. જેવી કે, પ્રચંડકાય મૂર્તિઓ, તેમજ નાની મૂર્તિઓ, જે તેણે કરોડોની સંખ્યામાં ભરાવીને પ્રતિષ્ઠા કરાવી, મંદિરોમાં પધરાવી દીધી હતી. ( આ કારણને લીધે જ પ્રિયદર્શિનના સમયની કોઈ પ્રતિમા ઉપર-નાની કે મોટી કદની-તેનું નામ કે નિશાન છે જ નહીં. જુઓ પ્રિયદર્શિનનું વૃત્તાંત )

(૫૪) જુઓ. પુ. ૨ દ્વિતીય પરિચ્છેદે સિક્કા ચિન્હોનું વર્ણન.

(૫૫) આ કાળદેવની-કુદરતની-અસર મનુષ્ય જાતિ ઉપર કેવી પડી રહે છે તેનો કાંઈક ખ્યાલ પુ. ૧ ના પ્રથમ તથા દ્વિતીય પરિચ્છેદે આપી છે તે જોઈ લેવા વિનંતિ છે.

સંસર્ગમાં આવી તેમની સંસ્કૃતિનું અનુકરણ કરાયું[૫૬] છે તે પણ કાંઇક અંશે સમજવું.

સિક્કામાં તો માત્ર ચિત્ર જ કોતરાવવાનાં હોય છે એટલે તે બિના નજીવી કહેવાય. છતાં યે તેમાં જ્યારે ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ પોતાની ધર્મ પ્રત્યેની લાગણી વ્યક્ત કરવાની ચિવટ ધરાવતા હતા ત્યારે, જ્યાં ખુદ ધર્મરક્ષણનો અથવા ધર્મના અવલંબનરૂપ તે ધર્મના ઇષ્ટદેવની પ્રતિમાનો સવાલ ઉભો થતો હોય ત્યાં તો તેઓ શું શું ન કરે? અરે કહો કે પ્રાણાર્પણ કરવાને પણ જરાયે પાછી પાની ન કરે-તે સમજી શકાય તેવું છે. આ કથનની ખાત્રી મહારાજ ક્ષેમરાજના જીવનમાંથી જ્વલંતપણે મળતી રહે છે.

ક્ષેમરાજના ધર્મને—અથવા તે આખાયે વંશના ધર્મને—અને તેના રાજનગરના સ્થાનની મહત્ત્વતાને તેમજ હાથીગુંફાના લેખકોતરને પણ, તે ધર્મ સાથે અતિ ઘનિષ્ઠ સંબંધ છે. આ સંબંધનું મહાત્મ્ય પ્રથમ સમજી લેવાયું હોય તો જ તેમાંથી નિષ્પન્ન થતી સ્થિતિ સહજમાં સમજી શકાય. હાથીગુંફાને લગતી જે બિના જણાવવી જરૂરી લાગે છે તે ત્યાં કહેવામાં આવશે. અહીં તો પાટનગરના સ્થાનની ઉપયોગિતા અને જીનપ્રતિમા પ્રત્યે તેણે બતાવેલું બહુમાન—એ બે પ્રશ્નો નંદિવર્ધન સાથેના યુદ્ધ પરત્વે સંકળાયલ છે એટલે તે બે મુદ્દાને આશ્રયીને જ જે કહેવાનું હોય તે કહી દેવું રહે છે. જૈન સંપ્રદાયને લગતી આ હકીકત છે એટલે તે ધર્મવાળાને તો ખ્યાલમાં તે હોય જ; પરંતુ જૈનેતર વાચકો માટે ટૂંકમાં જણાવીએ. તેઓ પોતાના ધર્મપ્રવર્તકોને તીર્થંકર નામથી સંબોધે છે. તેઓની સંખ્યા ચોવીસની છે. તેઓ જ્યાં નિર્વાણ પામ્યા છે તે સ્થાનને[૫૭] તીર્થભૂમિ તરીકે ગણે છે ઉપરના ચોવીસમાંથી વીસ તીર્થંકરો સમેતશિખર નામના પહાડ ઉપર અને બાકીના ચાર પૃથક પૃથક સ્થાને મુક્તિપદને વર્યા[૫૮] છે. સમેતશિખર ઉપર જે છેલ્લા તીર્થંકર મોક્ષે ગયા છે તેમનું નામ પાર્શ્વનાથ છે. આ ઉપરથી આ પહાડને 'પાર્શ્વનાથ પહાડ' તરીકે પણ સામાન્ય રીતે ઓળખાવાય છે. હવે સમજાશે કે જૈન પ્રજામાં આ પાર્શ્વનાથ પહાડનું મહાત્મ્ય શા માટે વધારે અંકાય છે. આ એક સ્થિતિ થઈ. બીજી હકીકત એમ છે કે, જૈનો ચોવીસે તીર્થંકરોને એક સરખા જ ઉપકારક પુરૂષો ગણીને પૂજે છે, પરંતુ પોતે કોના શ્રાવક—ભક્ત ગણાય તે માટે એક નિયમ ઠરાવાયેલ છે. જ્યારથી પ્રથમ તીર્થંકર પોતાની પ્રરૂપણા આપવી શરૂ કરે ત્યારથી માંડીને બીજા તીર્થંકર પોતાનો ઉપદેશ આપવો આરંભે તે સમય વચ્ચેના આખા ગાળામાં જે જે જૈન પ્રજા હોય તે બધી, પ્રથમ તીર્થંકરના શાસનમાં ગણાય. પછી તે ગાળામાં પ્રથમના તીર્થંકરની શરીર દેહે હયાતી હોય યા નહીં. આ નિયમને આશ્રીને, પાર્શ્વનાથ તીર્થંકર જેમનો આંક ત્રેવીસમો છે તેમના સમયથી[૫૯] એટલે ઇ. સ. પૂ. ૮૭૭થી, મહાવીર જેમનો આંક ૨૪મો છે તેમને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ ત્યાંસુધી, એટલે ઇ. સ. પૂ.

(૫૬) પુ. ૩ માં અવંતિપતિ રાજા નહપાણનું વૃત્તાંત તથા પુ. ૨ માં તેના સિક્કા ચિત્રનું વર્ણન જુઓ.

(૫૭) આ સિવાય બીજાં સ્થાનોને પણ તેઓ તીર્થભૂમિ-કલ્યાણક ભૂમિ-કહે છે અને પૂજે છે તે માટે જુઓ પુ. ૨ પૃ. ૩૭૧ ટી. નં. ૫૩

(૫૮) આ સ્થાનો કયા કયા ગણાય છે તે માટે જુઓ પુ. ૨. પૃ, ૩૬૨ ટી. નં. ૨૮ તથા પુ. ૧ પૃ. ૨૯૬ ટી. નં. ૧૭

(૫૯) જ્યારે કૈવલ્ય જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે જ તીર્થંકરપદને—અર્હનપદને પ્રાપ્ત થયા કહેવાય. તે પહેલાં એટલે સંસારી હોય કે, દીક્ષા લઈને મુનિપણે વિચરતા હોય તો પણ તેમને તીર્થંકર કે અર્હન્ તરીકે ઓળખાવાય નહીં. તેમને બહુ ત્યારે દ્રવ્ય તીર્થંકર કહેવાય, ભાવી (ભવિષ્યના) અથવા ભાવ તીર્થંકર (તીર્થંકરનો આત્મા) પણ કહેવાય પરંતુ ખરા તીર્થંકર તરીકે તેમને સન્મનાય નહીં.

આ પ્રમાણે પાર્શ્વનાથનું કૈવલ્યજ્ઞાન, તેમણે ઇ. સ. પૂ. ૮૭૬ માં (જુઓ પુ. ૧ પૃ. ૯૭) દીક્ષા લીધા પછી કેટલાક દિવસો બાદ થયું છે. એટલે ઉપરના હિસાબે તે દિનથી જ તેમને અર્હન્ પાર્શ્વનાથ કહેવાય. તે પહેલાં નહીં જ.

૫૫૬ સુધી[૬૦] જે જે સાધુઓ, સાધ્વીઓ, શ્રાવક કે શ્રાવિકાઓ, એમ સઘળો ચતુર્વિધ સંઘ, પોતાને પાર્શ્વનાથના ભક્ત તરીકે જ ગણાવે. આ ઉપરથી સમજાશે કે મહારાજ કરકંડુના રાજ્યારોહણનો સમય ઇ. સ. પૂ. ૫૫૮ હોઇ તે પોતાને પાર્શ્વનાથભક્ત તરીકે જ ગણાવતો હતો. એટલે પોતે પાર્શ્વનાથ પહાડ તરફ હૃદયના ઊંડા પ્રેમથી અને ધર્મબુદ્ધિથી જુએ તે તુરત સમજી શકાશે. તેમાં પણ તે પહાડની તળેટી પોતાના જ સત્તાધિકારવાળા પ્રદેશમાં આવી રહી હોય તો તેની પ્રેમભક્તિની સીમા ક્યાં પહોંચે, તે સ્થિતિ વર્ણવવા કરતાં સહેજે કલ્પી શકાય તેવી છે. વળી આપણે જોઇ ગયા છીએ કે તે સમયે પાર્શ્વનાથ પહાડની તળેટી, જ્યાં સમ્રાટ પ્રિયદર્શિને પોતાનો ધૌલીનો ખડકલેખ ઉભો કર્યો છે ત્યાં હતી.[૬૧] તેમ આ સ્થળ કલિંગના સત્તાપ્રદેશમાં જ હતું. આ પ્રમાણે સર્વ વસ્તુનો મેળ જામેલ હોવાથી હવે વાચકવર્ગને ખાત્રી થશે કે, આ પાર્શ્વનાથ પહાડનું અને પાર્શ્વનાથ નામનું કેટલું કેટલું મહત્ત્વ કલિંગપતિઓને પોતાના અંતરમાં રમી રહ્યું હોવું જોઇએ.

આ સર્વ કારણને લઇને જેમ શિશુનાગવંશી રાજા ઉદયાશ્વે પાટલિપુત્રમાં મંદિર બનાવીને જીનપ્રતિમા પધરાવી હતી[૬૨] તેમ મહારાજા કરકંડુએ પણ પોતાના રાજ્યઅમલે, પોતાની રાજધાનીમાં મંદિર બનાવીને–કે બંધાયલું હોય તેમાં–પાર્શ્વનાથની પ્રતિમા[૬૩] પધરાવી હતી. અને પોતાને કરવાયોગ્ય સ્વધર્મનાં નિત્યકર્મ તેની સાનિધ્યે કરતો હતો. હવે સમજી શકાશે કે આ આખાયે પ્રદેશની તેમજ ખાસ કરીને તેના રાજનગરના સ્થાનની કેટલી કેટલી મહત્તા હતી!

મહારાજ કરકંડુના સ્વર્ગવાસ પછી આખો કલિંગદેશ મગધની હકુમતમાં ચાલ્યો ગયો હતો, એટલે મગધપતિના મનમાં તો પોતાને ઘેર જ તે સર્વ છે એમ લાગ્યા કરે તે સ્વભાવિક છે. વળી શોભનરાય, ચંડરાય ઇ. નો અમલ હતો ત્યારે પણ મગધપતિઓને ઊંચા નીચા થવાનું કારણ નહોતું જ, કેમકે તે સમયે પણ આ પ્રદેશ એક રીતે તો પોતાની આણમાં હતો એમ જ કહી શકાય. પરંતુ જેવી મહારાજ ક્ષેમરાજે સ્વતંત્રતા જાહેર કરી કે મગધપતિને મનમાં કાંઈનું કાંઇ થઇ જવા મંડે તે દેખીતું છે.

વળી જેમ કલિંગપતિઓ જૈનમતાવલંબી દેખાય છે તેમ[૬૪] મગધપતિઓ પણ તે જ ધર્માનુયાયી હતા. એટલે બન્નેને તે સ્થાન પરત્વે—તેમજ ત્યાંની મૂર્તિ જો પ્રભાવિક હોય તો તે માટે તો ખાસ કરીને—મમત્વ બંધાય જ. જેથી ક્ષેમરાજ સ્વતંત્ર બનતાં તેના હૃદયમાં શાંતિ વ્યાપે અને મગધપતિને ઉકળાટ થવા માંડે તે દેખીતું છે. નંદિવર્ધનને આ કારણને લઈને ઘણી જ તાલાવેલી થઇ રહી હતી. પરંતુ તેની સ્થિતિ અતિ કફોડી થઈ પડી હતી. કેમકે, રાજા ઉદયાશ્વ અને અનુરૂદ્ધના રાજઅમલે જેમ તે સર્વસત્તાધીશ સૈન્યપતિ હતો, તેમ અત્યારે પણ હતો તો ખરો જ, છતાં તે સમયના મગધપતિ સમ્રાટ રાજા મુંડની માનસિક સ્થિતિને લઇને તેની પ્રથમ ફરજ ઘર આગળનું બધું સંભાળી લેવાની હતી. જ્યાંસુધી તે વાતનો નિવેડો ન લવાય ત્યાંસુધી બળતા હૃદયે પણ ધીરજ ધારીને તેને બેસી રહેવું પડ્યું હતું. પરંતુ પ્રજાજને રાજા મુંજને ગાદી ઉપરથી ઉઠાડીને જેવો તેનો રાજ્યાભિષેક કર્યો કે નંદિવર્ધને

(૬૦) મહાવીર-વર્દ્ધમાન કુમારે દીક્ષા ભલે ઇ. સ. પૂ. ૫૬૮ માં લીધી છે. છતાં કેવળ જ્ઞાન ઇ. સ. પૂ. ૫૫૬ માં થયું છે એટલે તે બાર વર્ષના ગાળામાં તેમને તીર્થંકર તરીકે ન ઓળખી શકાય. તેમ તેઓ કોઇ જાતનો ધર્મબોધ પણ આપે નહીં. કારણ માટે જુઓ પુ. ૨. પૃ. ૫ ટી. નં. ૭.

(૬૧) જુઓ. પુ. ૨. પૃ. ૩૬૩ તથા તેનું વર્ણન ઉપરમાં પૃ. ૨૪૦. ટીકા નં. ૩૦.

(૬૨) પ્રતિમા જેમ જૂની તેમ તેનું મહાત્મ્ય વધારે ગણાય છે. આ પ્રતિમા તદ્દન નવી જ તેણે બનાવરાવી હતી કે, જૂના સમયની કોઇ બીજા સ્થળથી આણીને ત્યાં પધરાવી હતી તે માટે આગળ ઉપર જુઓ.

(૬૩) જુઓ. પુ. ૧. પૃ. ૩૦૪.

(૬૪) પુ. ૧ માં મગધપતિ શિશુનાગવંશીઓનાં તથા નંદવંશીઓનાં વૃત્તાંતે જુઓ.

પોતાનું મનધાર્યું કરી લેવાનો નિરધાર કર્યો. મગધમાં સુવ્યવસ્થિત કરવા જેવું હતું તે કરીને તુરત ક્ષેમરાજ ઉપર ચડી ગયો. બન્નેને જબરદસ્ત યુદ્ધ થયું. કેટલોક સમય વીતી ગયો છતાં નિશ્ચયપૂર્વક પરિણામ આવી ન શક્યું. તેવામાં કેમ જાણે નંદિવર્ધનને વરમાળ અર્પવાની કુદરતની જ ઇચ્છા ન હોય તેમ, અચાનક મગધમાં અતિવૃષ્ટિ થઈ. સોન નદીમાં પૂર ઉભરાયાં અને રાજનગર પાટલિપુત્ર ભયમાં આવી પડયું. તે સમાચાર નંદિવર્ધનને કાને પહોંચતાં, અધવચ્ચે જ સમરક્ષેત્રનો ત્યાગ કરીને તેને પોતાના વતન તરફ વિદાય લેવી પડી. અધકચરી જીતની એંધાણી તરીકે, રાજા ક્ષેમરાજને કે દેશને તો કાંઈ હીણપત પહોંચાડી શક્યો નહીં, પરંતુ પાર્શ્વનાથની જે પ્રભાવિક જીન-મૂર્તિ હતી તે પોતાની સાથે ઉપાડી ગયો. પછી તો તેને અનેક કારણોને લીધે (તે માટે જુઓ પુ. ૧ તેના વૃત્તાંતે) કલિંગ તરફ મીટ માંડવા જેટલો પણ વખત રહ્યો નહોતો. છેવટે નંદિવર્ધન મરણ પામ્યો અને ક્ષેમરાજ પણ નિશ્ચિતપણે પોતાનું શેષ આયુષ્ય નિર્ગમન કરી મરણને શરણ થયો. ક્ષેમરાજ તરફ મગધપતિએ બતાવેલ આ અપમાનનો—કે વેર કહો તેનો—બદલો તેના પૌત્ર રાજા ખારવેલે, તે જ નંદિવર્ધનના વંશજ નંદ આઠમા ઉર્ફે બૃહસ્પતિમિત્ર ઉપર ચડાઈ કરીને પરાસ્ત પમાડી પોતાના પગ પાસે નમાવીને વાળ્યો હતો. અને વિશેષમાં તે મૂર્તિ પાછી પોતાના દેશે લાવી, જ્યાં હતી ત્યાં પુનઃસ્થાપિત કરી દીધી હતી. આ હકીકત રાજા ખારવેલના વૃત્તાંતે લખવી પડશે તે ત્યાંથી જોઈ લેવી.

### (૨) વૃદ્ધિરાજ

ક્ષેમરાજનું મરણ ઇ. સ. પૂ. ૪૩૯માં થતાં, તેની ગાદીએ તેનો પુત્ર વૃદ્ધિરાજ બેઠો. મરણ સમયે ક્ષેમરાજની ઉમર ૭૦ વર્ષ ઉપરની હતી એટલે તેના યુવરાજ આ વૃદ્ધિરાજની ઉમર ૪૦–૪૫ લગભગ કે તેથી કાંઈક વધારે પણ હોય તો ના નહીં. તેને આ સમયે જે જ્યેષ્ઠ પુત્ર હતો તેની ઉમર પંદર વર્ષની હતી. તે પોતે ગાદીપતિ થતાં, તેના પુત્રને યુવરાજ પદવી આપવામાં આવી હતી. આ યુવરાજનું નામ ભિખ્ખુરાજ હતું. તે જ્યારે ગાદીએ બેઠો હતો ત્યારે તેનું નામ રાજા ખારવેલ રાખવામાં આવ્યું હતું. વૃદ્ધિરાજનું રાજ્ય માત્ર દશ વર્ષ જ ચાલ્યું છે એટલે તેના મરણ સમયે, યુવરાજ ભિખ્ખુરાજની ઉમર ચોવીસ ઉતરીને પચીસમાં પ્રવેશી ચૂકી હતી. આ ઉપરથી વિદ્વાનોએ એમ ઠરાવ્યું છે કે તે સમયે રાજ્યાભિષેક પચીસમે વર્ષે થતો હતો, તે વાત રાસ્ત નથી. ગાદીએ બેસવું તેની સાથે ઉમરનો સંબંધ હતો જ નહીં. પરંતુ રાજ્યાભિષેક માટે—સગીર વય ઉલ્લંઘીને પુખ્ત વયે પહોંચવાની ઇયત્તા ૧૩–૧૪ વર્ષની હતી એટલે નાનામાં નાની ઉમરે જો કોઈને રાજલગામ સોંપવામાં આવતી તો તે આ પ્રમાણે ૧૪ વર્ષની રહેતી. આ કિસ્સામાં તો કુમાર ભિખ્ખુ-રાજ જ્યારે પંદર વર્ષનો થયો હતો, ત્યારે યુવરાજ બનવા પામ્યો છે. અને દશ વર્ષમાં થોડાક માસ કમતી હતા, ત્યાં તેના પિતાનું મરણ નીપજતાં પોતે ૨૪ વર્ષની ઉમર પૂરી કરીને કલિંગપતિ બન્યો હતો.

રાજા વૃદ્ધિરાજના વખતમાં કોઇ ખાસ રાજકીય બનાવ બન્યાનું નોંધાયું નથી. તેનાં બે એક કારણ સંભવે છે. એક તો પોતે ૪૫ વર્ષનો, કે બલ્કે તેનાથી પણ આગળ વધીને ઘરડા જેવો થઈ ગયો હતો એટલે યુદ્ધ વહોરી લેવા ઇચ્છા કરે તેમ નહોતું. બીજી બાજુ તેના યુવરાજની ઉમર કાંઇ એવી મોટી નહોતી થઈ ગઈ કે લડાઈનો બોજો તે ઉપાડી શકે; તે તો હજુ યુવાવસ્થામાં પ્રવેશ કરતો હતો અને વિદ્યાપ્રાપ્તિનો સમય તેને માટે આવશ્યક હતો. તેમ બીજી બાજુ મગધની ગાદીએ નંદ બીજાનો અમલ શરૂ થઈ ગયાને દશ ઉપર વર્ષો થઇ ગયાં હતાં. તે દરમિયાન તેનું રાજ્ય સુદઢપણે પ્રવર્તતું ચાલ્યું જતું હતું. એટલે તે બાજુ તરફ ઉત્તર દિશામાં આગળ વધવા જેવું નહોતું. પૂર્વમાં સમુદ્ર હતો, પશ્ચિમે મગધપતિના રાજ્યની હદ આવી રહી હતી. એટલે ત્યાં પણ ઉત્તર દિશાના જેવી જ સ્થિતિ હતી. બાકી રહી માત્ર દક્ષિણ દિશા; તે તરફ કલિંગની હદ ગોદાવરીના તટ સુધી તો પહોંચી જ ગઈ હતી. તેનાથીયે દક્ષિણે ચોલા, પલ્લવ અને પાંડયા રાજાઓ હતા. તે બાજુ તેના યુવરાજને લશ્કર લઈ ને, પોતે ગાદીપતિ બન્યા પછી કેટલેક કાળે–યુવરાજે કેટલીક વિદ્યા સંપાદન કરી

સંધા બાદ-મોકલ્યો હતો. ત્યાં તેણે જીત જેવું મેળવ્યું પણ હતું અને પાકી રીતે યશ મેળવ્યા જેવું પરિણામ આવી પહોંચે તેવામાં રાજા વૃદ્ધિરાજ પોતે મરણ પામ્યો. એટલે યુવરાજને અડધે રસ્તેથી પાછા વળીને ઘર ભેગા થવું પડયું હતું. યુવરાજને દક્ષિણદેશ જીતવા મોકલ્યો હતો તેથી સ્પષ્ટ થાય છે કે, ત્યાંસુધી તેની તબિયતમાં વાંધા જેવું નહીં હોય, છતાં જ્યારે યુવરાજને[૬૫] એકદમ પાછો બોલાવી લેવાની સ્થિતિ ઉભી થઈ છે ત્યારે સમજાય છે કે રાજા વૃદ્ધિરાજનું મરણ ઓચિંતું જ થયું હશે. પછી તેની વૃદ્ધાવસ્થાને લીધે મંદવાડ ભોગવ્યા વિના જ આંખ મીંચાઇ ગઇ હોય કે કોઇક અકસ્માતમાં સપડાયો હોય અને તેથી તુરત મરણ નીપજ્યું હોય.

ઉપરના વર્ણનથી એમ સાર નીકળી શકે છે કે વૃદ્ધિરાજના સમયે કલિંગ સામ્રાજ્યનો વિસ્તાર મહારાજ ક્ષેમરાજના મરણ સમયે જે હતો તેમાં ઘણી વૃદ્ધિ થવા પામી હતી. આ વૃદ્ધિ દક્ષિણહિંદના પશ્ચિમ તટ ઉપરના પ્રદેશમાં જ મુખ્યત્વે થઈ હતી. તેના કાર્યવાહક અને નેતા તરીકે યુવરાજ ભિખ્ખુરાજનોજ હાથ સંભવે છે.

યુવરાજે જે ચડાઈ દક્ષિણમાં પાંડ્યા રાજ્ય ઉપર તથા સિંહલદ્વીપ તરફ કરી હતી તેનું વર્ણન હાથીગુંફાના શિલાલેખમાં પોતે કરેલ છે અને તેનું ઉડતું વૃત્તાંત આપણે રાજા ખારવેલના જીવનચરિત્રે કરવાનુંજ છે એટલે અત્ર વિશેષ કરવા જેવું રહેતું નથી. રાજા વૃદ્ધિરાજનું મરણ ઇ. સ. પૂ. ૪૨૯માં થયાનું નોંધવું રહે છે.

તેનું નામ જે વૃદ્ધિરાજ છે તે તેણે સાર્થક કરી બતાવ્યું લાગે છે. તે નામ તેણે ગાદીએ આવતાં જ ધારણ કર્યું હતું કે, તેણે રાજ્ય પ્રદેશમાં અતિ વૃદ્ધિ કરી દીધી હોવાથી, જેમ રાજા નંદ પહેલાને નંદિવર્ધનની ઉપમા દેવાઇ હતી તેમ આને પણ વૃદ્ધિરાજ કહીને બોલાવવામાં આવ્યો હતો તે વિશેની પૂરતી માહિતી મળતી નથી. પરંતુ એટલું તો ચોક્કસ લાગે છે કે, પોતાને વારસામાં જે મુલક મળ્યો હતો તેમાં તેણે વૃદ્ધિ તો કરીજ હતી. તેની બે ત્રણ સાબિતી હાથીગુંફાના લેખમાંથી મળી આવે છે.

તેમાં જણાવ્યું છે કે રાજા ખારવેલે ગાદીએ બેસતાં પ્રથમ વર્ષ રાજનગરે કેટલીક મરામત કરવામાં ગાળ્યું છે અને બીજા જ વર્ષે ચતુરંગી સૈન્ય સાથે શતવાહન વંશના[૬૬] સ્થાપક રાજા શ્રીમુખની પાછળ પડીને ઠેઠ નાસિક સુધી હાંકી કાઢયો છે; જે રાજા ગાદીએ બેસતાં વેંત, શૌર્યથી પોતાથી ચઢિયાતા, યુદ્ધ કળામાં રીઢા, તેમ રાજકારણમાં પણ પટુ બનેલા હરીફને ત્રાહી ત્રાહી પોકરાવી શકે, તે કાંઈ પોતે મેળવેલ રાજહકુમત અને સૈન્યની સરદારીને લીધે જ કેવળ હોય તેના કરતાં, પોતાને વારસામાં મળેલ રાજબળ-સત્તાસામગ્રીને લીધે છે એમ માનવું વધારે ઉચીત કહેવાશે. એટલે વૃદ્ધિરાજે નિઝામ રાજ્યવાળા ભાગ ઉપર પોતાની સત્તા જમાવી દીધી હતી એમ માનવું જ રહે છે; તે સ્થિતિ નીપજાવવામાં પછી ભલે યુવરાજ ખારવેલનોજ મુખ્ય હાથ હોય. છતાં તે બનાવ પિતા વૃદ્ધિરાજના રાજ્યકાળે બન્યો હોવાથી તેની કીર્તિ તો તેના ફાળે જ ચડાવવી રહે છે. બીજી હકીકત દક્ષિણ હિંદ તરફ યુવરાજે કરેલી કુચને લગતી કહેવાય. ઉપર તેનું વર્ણન કરી દેવાયું છે. એટલે સિદ્ધ થાય છે કે રાજા વૃદ્ધિરાજના સમયે દક્ષિણ હિંદના ઘણા મોટા ભાગ ઉપર કલિંગપતિની નેજા ફરકતી શરૂ થઇ ગઈ હતી. મતલબ એ થઇ કે, રાજા ક્ષેમરાજે વારસામાં આપેલ પ્રદેશમાં, રાજા વૃદ્ધિરાજે પોતાના રાજ્ય અમલે, પશ્ચિમે આવેલ નીઝામી પ્રદેશવાળો મુલકતી તથા કૃષ્ણા નદીની દક્ષિણે આવેલ ઘણા મોટા ભાગની વૃદ્ધિ કરી હતી; અને આવા વૃદ્ધિગત રાજ્યની સલામત ગાદી ઉપર બિરાજવાને રાજા ખારવેલ ભાગ્યવંત થયો હતો કે જેથી ગાદીએ બેસતાં તુરત જ પોતાના હરીફને હંફાવી તેના ઉપર જીત મેળવીને, તેમને (આંધ્રપતિઓને) આંધ્રભૃત્યાઝ[૬૭] તરીકે ઓળખાવવાની ફરજ પાડી હતી.

(૬૫) આગળ ઉપર હાથીગુંફાના લેખમાં પંક્તિ ૨ જીનું વર્ણન જુઓ.

(૬૬) શિલાલેખમાં શાતકરણી રાજા લખ્યો છે. પરંતુ તેને શાત રાજા તરીકે પણ ઓળખાવ્યો છે. જુઓ બુદ્ધિ પ્રકાશ પુ. ૭૬ પૃ. ૮૬ થી ૯૫ યુગપુરાણની હકીકતનું અવતરણ, ત્યાં શાતવંશી અરિષ્ઠકર્ણનો પીછો શકરાજાએ લીધાની હકીકત છે. તે અરિષ્ઠકર્ણ આ શ્રીમુખ શાતકરણીનો વંશ જ છે.

(૬૭) આંધ્રભૃત્યાઝના અર્થ માટે જુઓ. પુ. ૩. પૃ. ૭૪-૭૫.



# દ્વિતીય પરિચ્છેદ

## ચેદિવંશ (ચાલુ)

**ટૂંકસારઃ**—(૩) રાજા ખારવેલ, ઉર્ફે ભિખ્ખુરાજ ઉર્ફે ધર્મરાજ—તેનો સમય જે મનાયો છે તેનાથી કેટલોય પૂર્વે તે છે, તેની ઉપાડેલ ચર્ચા—પ્રચલિત માન્યતા છે કે મગધપતિ બૃહસ્પતિમિત્ર તે જ પુષ્યમિત્ર ગણાય, તેની અસત્યતા સાબિત કરવા માટે, આપવા પડેલા લગભગ વીસ પુરાવા તથા તે ઉપર કરેલો વિધવિધ દૃષ્ટિએ વિવાદ—ઉપરાંત જુદી જ રીતે ચર્ચા ઉપાડીને તેનો કરી આપેલ નિર્ણય—

હાથીગુંફાના લેખમાં જે ૧૦૩ નો આંક વાપરવામાં આવ્યો છે તેને વિદ્વાનોએ નંદ અને મૌર્ય સંવતનો ગણાવ્યો છે, પરંતુ તે તેમ નથી; તેની લીધેલી અનેક દૃષ્ટિથી તપાસ—અને ભિન્ન ભિન્ન રીત્યા બતાવી આપેલી તેની અશક્યતા—વળી તે આંક ચેદિ સંવતનો કે મહાવીર સંવતનો હોઈ શકે કે કેમ તેની પણ ચર્ચા ઉપાડીને, છેવટે બાંધી આપેલ નિરધાર—

### (૩) ખારવેલ; ભિખ્ખુરાજ; ધર્મરાજ[1]

રાજા વૃદ્ધિરાજના મરણ પછી તેનો યુવરાજ ભિખ્ખુરાજ ઈ. સ. પૂ. ૪૨૯=મ. સં. ૯૮માં ખારવેલ નામ ધારણ કરી કલિંગ સામ્રાજ્યનો સમ્રાટ બન્યો હતો.

**તેનો સમય**

ગત પરિચ્છેદે ચેદિની ઉત્પત્તિ વિશેની ચર્ચા કરતાં સાબિત કરી ગયા છીએ કે, ચેદિવંશ અને ચેદિદેશ તે બે નામને કોઈક અકળ કારણને લીધેજ જોડાણ થઈ ગયું છે. જેમ આ પ્રશ્ન વિસ્મયનું એક અંગ બની ચૂક્યું છે, તેમ કલિંગપતિ તરીકે ચેદિવંશનું નામ પણ ભારતના પ્રાચીન ઈતિહાસમાં અમૂક-ખાસ પ્રસંગને લઈને જ આગળ પડી ગયું છે. ચેદિવંશનું નામ કલિંગપતિ તરીકે જે મશહુર થઈને ખ્યાતિ પામ્યું હોય તો આ ખારવેલ ચક્રવર્તીએ કોતરાવેલ હાથીગુંફાના શિલાલેખને લીધેજ છે. તેમ ખુદ કલિંગનું નામ હિંદી ઈતિહાસના રસજ્ઞ પુરૂષો અને અભ્યાસીઓના જીહ્વાગ્રે જે ચડવા પામ્યું હોય તો ખારવેલ ચક્રવર્તીની કારકિર્દી કરતાં ત્યાં ઉભા કરાવેલ સમ્રાટ પ્રિયદર્શિનના ખડક લેખોનેજ વિશેષ અંશે આભારી છે. એટલે કલિંગ દેશના રાજકીય ઇતિહાસ સાથે આ બે[2] મહાપરાક્રમી રાજવીઓનાં જીવનને ઘાટો સંબંધ હોવો જોઈએ એમ કલ્પી શકાય છે. આ બેમાંના વિશેષ પ્રતાપી સમ્રાટ પ્રિયદર્શિનના સમયનું વર્ણન પુ. ૨માં તેના જીવનવૃત્તાંત લખતી વખતે જણાવી ગયા છીએ, જ્યારે ચક્રવર્તી ખારવેલનું વૃત્તાંત આ પરિચ્છેદે કરવું રહે છે. તે જાણી લીધા બાદ, તે બન્નેની સરખામણી કરવાનું આપણે માટે સુતર થઈ પડશે.

આ કલિંગપતિ ચેદિવંશી રાજાઓના સમયની ગોઠવણી હાથીગુંફાના શિલાલેખમાં કોતરાવેલ બનાવોની સમયાવળીના આધારે કરવામાં આવી છે. આ વિષયમાં રસ-આનંદ લેનાર લગભગ સર્વે વિદ્વાનોએ એક અવાજે એવો મત બાંધ્યો છે કે, રાજા ખારવેલ તે શુંગવંશના સ્થાપક પુષ્યમિત્રનો સમકાલીન હતો. તેમજ આ પુષ્યમિત્રનો સમય, માત્ર થોડાંક વર્ષની વધઘટ સિવાય લગભગ ચોક્કસ કરી શકાયો છે. આ ઉપરથી ખારવેલનો સમય પણ નક્કી કરી, તેના પૂર્વજેનો-વૃદ્ધિરાજ તથા ક્ષેમરાજનો-સમય, તેમના રાજ્યકાળના આંકડા મૂકી, ગણી કાઢવામાં આવ્યો છે. આપણે પણ તેમનાજ પગલે ચાલીને પ્રથમ ખારવેલનો સમય નક્કી કરવાનો પ્રયાસ કર્યો છે અને તે ગોઠવાઈ જવાથી તેના આધારે પ્રથમના બે પુરૂષોનો રાજ્યકાળ આંકી કાઢયો છે. આ કારણને લીધેજ અત્યાર સુધી પ્રગટ થઈ ચૂકેલ દરેક પુસ્તકમાં જ્યાં જ્યાં વંશના આરંભના સમય વિશે કાંઈ પણ ઉલ્લેખ કરવાની જરૂર લાગતી, ત્યાં ત્યાં તેનો નિશ્ચિત કરી રાખેલ સમયજ જણાવી દીધો છે અને રીમાર્ક-નોંધ કરી છે કે, વિશેષ આધાર અને પુરાવાના પ્રમાણ આપી ચર્ચા કરવાનું અને નિર્ણય ઉપર આવવાનું કામ, રાજા ખારવેલનું જીવન લખવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યાં સુધી તે વિષય મુલતવી રાખવાની જરૂર છે. હવે તે સ્થિતિ આવી પહોંચી છે એટલે તેની વિસ્તારપૂર્વક ચર્ચા કરીશું.

વિદ્વાનોએ અને નિષ્ણાતોએ પુષ્યમિત્રને અને ખારવેલને સમકાલીન માન્યું હોવાનું જણાવી ગયા છીએ. આમ કરવામાં તેમણે રાજા ખારવેલના હાથીગુંફાના શિલાલેખમાં દર્શાવેલ કેટલીક હકીકત ઉપર તથા તેમાંના એક બે સ્થળે તેના સમયદર્શન માટે ટાંકેલ આંક સંખ્યા ઉપર, મુખ્યપણે આધાર રાખ્યો છે. એટલે દરજ્જે આપણે પણ તેમનું જ અનુકરણ કર્યું છે; પરંતુ જે મતભેદ ઉભો થયો છે તે, તે આંકડાની માન્યતાને અંગેજ થયો છે.

તે આંકડાની ચર્ચા પણ રસપ્રદ તો છેજ, પરંતુ

---

(૧) આ નામો તેણે પોતે ધારેલ હતાં એવું તેણે કોતરાવેલ હાથીગુંફાના લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે. તે માટે જુઓ આગળના તૃતીય પરિચ્છેદે

(૨) તેટલા માટે આ બન્ને રાજવીઓનાં રાજકીય તથા સામાજીક જીવનની સરખામણી આગળ ઉપર કરી બતાવવી પડી છે.

તે સમજવાને કારગત થઇ પડે તેવી ભૂમિકા ઉભી કરવાની આવશ્યકતા દેખાય છે. તે માટે નકારાત્મક પુરાવા (Negative proofs) પ્રથમ લઈને અમુક સ્થિતિ પ્રમાણ પુરસ્સર સ્થાપિત કરીશું. તે બાદ પ્રત્યક્ષ-હકારાત્મક પુરાવા (Positive proofs) લઇને તે સ્થિતિને મજબૂત કરીશું અને છેવટે Affirmative proofs (નિશ્ચયદર્શક પુરાવાથી)ની તપાસણી કરીને તેને નિશ્ચિત કરીશું. આ ત્રણ જાતનાં પ્રમાણોનો જે નિર્દેશ અત્ર કરવામાં આવ્યો છે તે સઘળાં ઐતિહાસિક બનાવોનાંજ છે એટલે તેની સત્યાસત્યતા વિશે આપણે બધા નિર્ભયજ રહી શકીશું. આ બનાવો ઉપરથી એક વખત જેવી ભૂમિકા સિદ્ધ થઈ ગઈ કે, પછી તેને આંકડાની કસોટીએ કસી જોતાં જરા પણ વિલંબ થવાનો નથી. પરિણામે અત્યાર સુધી ચાલી આવેલી માન્યતામાં-કે રાજા ખારવેલ અને પુષ્યમિત્ર બન્ને એક બીજાના સમકાલીન હતા તેમાં, કિંચિત્ પણ અંશ સમાયલો છે કે કેમ તે વાચક સમક્ષ આપોઆપ દીપકની પેઠે પ્રત્યક્ષ થઈ જશે.

પ્રથમ આપણે નકારાત્મક પ્રસંગોની સમાલોચના કરીશું, એટલે કે પુષ્યમિત્ર અને ખારવેલ એક બીજાના સહકાળવર્તી હોઇ ન શકે તેની દલીલો વિચારી જોઇશું. આમાંની કેટલીક ચર્ચા પુ. ૩ પૃ. ૬૬ થી ૭૨ સુધી પુષ્યમિત્રના વૃત્તાંત નીચે કરી ગયા છીએ તે જોઇ લેવી. બનવા જોગ છે કે ત્યાં લખેલ વિગતોનું અહીં, એક યા બીજા સ્વરૂપમાં પુનરુચ્ચારણ પણ થાય, છતાં દલીલનો જોશ અને જોમ બરાબર ખ્યાલમાં આવી શકે માટે, તેમ કરવાની જરૂરિયાત લાગતાં અત્રે તે ઉતારી છે એમ સમજી લેવું. તેવીજ રીતે તેનો સમય ઠરાવવા માટેના જે અનેક મુદ્દાઓ આગળના પારિગ્રાફમાં ટાંકીને તે ઉપર ચર્ચા જગાડી છે તેમાંના કેટલાક તો પ્રસંગોપાત અને પૃથકપણે[*] આવી ગયા હશેજ. તે સર્વે પ્રથમ વાંચી જવાથી અત્ર કરવામાં આવેલ વિવાદની મજબૂતાઈ વિશેષપણે દૃષ્ટિગોચર થશે.

### નકારાત્મક તથા પરોક્ષ મુદ્દાઓ (Negative and indirect evidences)

(૧) આંધ્રવંશના સ્થાપક તરીકે શાતકરણી શ્રીમુખને ગણવામાં આવ્યો છે. વળી રાણી નાગનિકાએ કોતરાવેલ શિલાલેખની હકીકતના આધારે તૂટતા મંકોડા મેળવીનેજ તેને પુષ્યમિત્રનો સમકાલીન ઠરાવ્યો છે. એટલે કે રાજા પુષ્યમિત્ર તથા શિમુખની હયાતી આંધ્રવંશની ઉત્પત્તિ થઈ તે સમયની માનવામાં આવી છે. આ એક સ્થિતિ થઇ; બીજી બાજુ, ચક્રવર્તી ખારવેલે કોતરાવેલ હાથીગુંફાના શિલાલેખ આધારે સુપ્રસિદ્ધ વાત છે કે, રાજા શ્રીમુખને તેણે પોતે હરાવ્યો હતો. એટલે કે રાજા શ્રીમુખ તથા ચક્રવર્તી ખારવેલ એક બીજાના સમકાલીન થયા. હવે જ્યારે રાજા શ્રીમુખ એક પક્ષે રાજા પુષ્યમિત્રનો સમકાલીન અને બીજા પક્ષે ચક્રવર્તી ખારવેલનો સમકાલીન થયો છે, ત્યારે ભૂમિતિના સિદ્ધાંત પ્રમાણે તે ત્રણે રાજવીઓ અરસ-પરસના સહસમયી થયાજ કહેવાય. આ પ્રમાણે વર્તમાનકાળે એક ઐતિહાસિક વિધાનની રચના કરવામાં આવી છે. તે બરાબર છે કે કેમ તે આપણે તપાસીએ અને તેના પરિણામમાંથીજ આપણને જોઈતી હકીકતનો ઉત્તર મળી જશે.

[ ટીપ્પણ—શ્રીમુખ અને ખારવેલ બન્ને સમ-

(*) પૃથક્પણે લખાઈ ગયા છેજ. માત્ર યાદદાસ્ત તાજી કરવા માટે તથા અત્રે લખ્યા ઉપરાંત પણ બીજા મુદ્દાઓ ઉભા કરી શકાય તે માટે, વાચકને વિનંતિ છે કે તેમણે નીચે પ્રમાણે વર્ણન વાંચી જવું.

પુ. ૧. પૃ. ૧૫૪ થી ૧૫૬-ધનકટકના વર્ણનમાં 'આ દેશ ઉપર સત્તા કોની' તે નામનો પારિગ્રાફ

પુ. ૧. પૃ. ૩૫૧ "બૃહસ્પતિમિત્ર વિશે વળી કાંઈક" ની હકીકતનો પારા.

પુ. ૧. પૃ. ૩૮૮; ખારવેલ પેલી સુવર્ણ પ્રતિમા બૃહસ્પતિમિત્ર પાસેથી લઈ ગયો તેનું વર્ણન.

પુ. ૩. પૃ. ૬૬થી ૭૨ પુષ્યમિત્રના વૃત્તાંતમાં તેની સમકાલીન વ્યક્તિઓના મથાળા તળે કરેલું વિવેચન પૃ. ૧૧૬ની ટીકા.

પુ. ૩ પૃ. ૧૫૫ ડિમેટ્રીઅસ અને મિનેન્ડરના વૃત્તાંતે અવારનવાર કરેલ ઇશારાઓ.

કાલીન છે તે નિર્વિવાદ સત્ય ગણાય, કેમકે શિલાલેખમાંજ તે હકીકત જીવાડેલ છે. પરંતુ શ્રીમુખને પુષ્યમિત્રનો સમકાલીન ઠરાવવાને કાંઇ પ્રમાણ રજુ કર્યું નથી; માત્ર કેટલીક હકીકતોને આડીઅવળી મચડીને મંકોડા મેળવી દીધા છે. જો કે તે પ્રમાણે સ્થિતિ ન હોવાનું જણાવવાને આપણી પાસે ઘણી બાબતો પડી છે. તે બાબતો ક્રમેક્રમે આગળની દલીલોમાં પ્રગટ થતી જણાશે પરંતુ અત્રે તો બીજીજ હકીકત લઇને તે માન્યતાની સત્યાસત્યતા વિચારીશું.

એટલું તો ચોક્કસ છે જ કે, મૌર્યવંશી સમ્રાટ અશોકના મરણ પછી કેટલાંય વર્ષ સુધી મૌર્યવંશ ચાલ્યો છે અને તે બાદ પુષ્યમિત્રના શુંગવંશની સ્થાપના થઇ છે. એટલે એમ સિદ્ધ થયું કે, અશોક અને પુષ્યમિત્ર વચ્ચે કેટલાંય વર્ષનું અંતર છે. બીજી બાજુ, સમ્રાટ અશોકના રાજદરબારે ગ્રીક એલચી મેગેસ્થેનીઝ જે આવ્યો હતો, તેણે તે સમયની હિંદની રાજકીય પરિસ્થિતિ વિશેનું કેટલુંક વર્ણન કરી બતાવ્યું છે; તેમાં એક હકીકત એવી પણ જણાવી દીધી છે કે, સૈનિક બળ ધરાવતા દેશોમાં પ્રથમ સ્થાન મગધનું છે અને તેનાથી જ ઉતરતું એટલે નંબર બીજાએ આંધ્રદેશનું છે. એટલે તાત્પર્ય એ થયો કે, મગધપતિ સમ્રાટ અશોકના સમયે અંધ્રપતિનું સ્થાન, સૈનિકબળની અપેક્ષાએ માત્ર અશોકથી જ ઉતરતું હતું. અને એ તો દેખીતું જ છે કે, જે આંધ્રપતિના નામની ફેં ફાટતી હોય અને મહાપરાક્રમી નરપતિની ગણનામાં જેનું નામ મૂકાતું હોય, તેવી સ્થિતિવાળું રાજ્ય કાંઈ આજકાલમાં તો ઉગી નીકળ્યું ન જ હોય. તેને સ્થાપિત થયાને અને તે બાદ, ઉપર જણાવ્યા પ્રમાણેની સ્થિતિએ પહોંચવાને કેટલોયે કાળ વ્યતીત થઈ ગયો હોવો જોઇએ. એટલે કહેવાનો તાત્પર્ય એ છે કે, આંધ્રવંશની જે સ્થિતિ મેગેસ્થેનીઝે વર્ણવી છે તે આંધ્રવંશની સ્થાપના તો અશોકની પૂર્વે ઘણાં વર્ષો પહેલાં થઇ ગઇ ગણાય. વળી આપણે જાણીએ છીએ કે આંધ્રવંશનો સ્થાપક તો શ્રીમુખ જ છે એટલે જ્યારે તે વંશની સ્થાપના અશોકની પૂર્વે ઘણાં વર્ષે થઈ ગઈ છે ત્યારે શ્રીમુખનો સમય પણ અશોકની પૂર્વે જ—અને તે પણ ઘણાં ઘણાં વર્ષ પૂર્વે—થઇ ગયો માનવો પડે. તેમ વળી ઉપર તો એવું કહી ગયા છીએ કે, પુષ્યમિત્રની પૂર્વે જ કેટલાંક વર્ષે અશોક થઈ ગયો છે. એટલે તો શ્રીમુખ અને પુષ્યમિત્ર વચ્ચેનું અંતર વળી ઓર વધી પડયું ગણાય. હવે વિચારો કે, શ્રીમુખને પુષ્યમિત્રનો સમકાલીન કહેવો તે સાચું, કે શ્રીમુખના અસ્તિત્વને પુષ્યમિત્ર પહેલાં ઘણાં ઘણાં વર્ષોનું માનવું તે સાચું? આ પ્રમાણે વિદ્વાનોનાં પોતાનાં કથનમાં જ વિરોધાભાસ દેખાઇ આવે છે. સાર એ છે કે, શ્રીમુખને અને પુષ્યમિત્રને જરા પણ સમકાલીનપણું સંભવતું નથી જ. ]

(૨) મિ. રેપ્સન, પોતાના પુસ્તકમાં રાણી નાગનિકાના શિલાલેખના સમયની ચર્ચા કરતાં કહે છે કે,[૪] It may be placed a little, but not much, later than Ashok's & Dasarath's edict. But what in my opinion, most clearly proves that they belong to one of the first Andhras, is that their graphic peculiarities fully agree with those of the Nasik inscriptions (No. 1) of Kanha's or Krishna's reign=અશોક અને દશરથના શિલાલેખ કરતાં તેનો સમય ભલે થોડોક—પણ બહુ લાંબો નહીં—પૂર્વનો ગણી શકાતો હોય; પરંતુ આદ્ય આંધ્ર રાજાઓને લગતો છે એવો જે મારો મત વધારે સ્પષ્ટ થતો જાય છે તેનું કારણ એમ છે કે, તેમની લિપિની વિશિષ્ટતાઓ, કન્હ અથવા કૃષ્ણના રાજ્યે કોતરાયલ (નં. ૧) નાસિકના લેખોને સંપૂર્ણપણે મળતી આવે છે." આ લખાણની મતલબ એ થાય છે કે (૧) રાણી નાગનિકાનો લેખ, સમ્રાટ અશોક તેમજ રાજા દશરથના નિકટવર્તી સમયનો મનાય છે (એટલે કે ઈ. સ. પૂ. ૩૦૦ આસપાસનો). (૨) પરંતુ તેની

(૪) જુઓ કા. આં. રે. પૃ. ૧૯ થી ૨૧

લિપિ વિગેરે, રાજા કન્હ અથવા કૃષ્ણના નાસિકના શિલાલેખને મળતી આવે છે તેથી પોતે [મિ. રેપ્સન] તે લેખને આંધ્રવંશીના પ્રથમ પુરુષોના સમયનો હોવાનું માને છે. [ગર્ભિત કથન એમ નીકળે છે કે, આંધ્રવંશીના આદ્ય પુરૂષોનો સમય અશોકની પણ પહેલાંનો છે. આપણે તેનો સમય ઈ. સ. પૂ. ૪૨૫ આસપાસનો એટલે કે અશોકની પહેલાં સવાસો વર્ષનો ઠરાવ્યો છે] આ બન્ને હકીકતનું પૃથક્કરણ કરીશું તો એમ ભાવાર્થ નીકળે છે કે (૧) રાણી નાગનિકાનો લેખ, રાજા કન્હના સમયનો જ લગભગ કહી શકાય (૨) રાજા કન્હ-કૃષ્ણ તે આંધ્રવંશી પ્રથમ પુરૂષોમાંનો એક છે (૩) અને રાણી નાગનિકાના લેખનો સમય, અશોક કે દશરથના સમયની આસપાસનો માની લેવાયો છે તે બરાબર નથી. આ મુદ્દાઓનું એકીકરણ કરીશું તો એમ સમયાવળી ગોઠવી શકાશે કે, સૌથી પ્રથમ આંધ્રવંશનો સ્થાપક રાજા શ્રીમુખ, તેના પછી તુરત જ કે થોડાંક વર્ષે રાજા કૃષ્ણ ઉર્ફે કન્હ, તેના પછી રાણી નાગનિકા, અને તેણીની પછી કેટલાં યે વર્ષે અશોક અને રાજા દશરથ થયા છે. જ્યારે પુષ્યમિત્ર તો તેની યે પાછળજ થયો છે. જો આ પ્રમાણે સ્થિતિ દેખાય છે,-શિલાલેખથી સાબિત થાય છે-તો પછી પુષ્યમિત્ર શુંગવંશીને શી રીતે આંધ્રવંશના સ્થાપક શ્રીમુખના સમકાલીન તરીકે માની શકાય?

(૩) વળી તે જ સિક્કાશાસ્ત્રી મિ. રૅપ્સન એક ઠેકાણે આગળ જતાં લખે છે કે,[૫] "The coin legends of Andhras in every district and at all periods without exception are in same Prakrit language=આંધ્રદેશના સિક્કા ઉપરના અક્ષરોની લિપિ, દરેક પ્રાંતમાં અને દરેક સમયે, એક પણ અપવાદ સિવાય એકની એક પ્રાકૃત જ છે." કહેવાની મતલબ એ છે કે જેટલા આંધ્રદેશના સિક્કાઓ મળી શકે છે તે સર્વે ઉપર, પછી ગમે તે સ્થળનો તે હોય કે ગમે તે સમયના રાજાનો હોય, તોપણ એકજ જાતની પ્રાકૃત ભાષાના અક્ષરો તેમાં માલમ પડયા કરે છે. એટલે સાર એ થયો કે, જે સમયે પ્રાકૃત ભાષા બોલાતી-લખાતી હતી તે વખતે જ આંધ્રવંશી રાજાઓની સત્તા ચાલી રહી હતી. બીજી બાજુ આપણે જાણીએ છીએ કે પ્રાકૃતનો પ્રચાર બંધ પડયા પછી સંસ્કૃત ભાષાનો પ્રચાર થવા માંડયો છે. તેમ વળી સમ્રાટ પ્રિયદર્શિનના લેખ પરથી સમજાય છે કે તેના સમય સુધી તો પ્રાકૃત ભાષા ચાલુ હતી જ: તેમ શુંગવંશના અમલમાં થયેલ મહાભાષ્યકાર પતંજલી મહાશયના સમયથી જ સંસ્કૃતનો પ્રચાર વધવા માંડયો છે. તે હિસાબે એમ સાબિત થયું કે, આદ્ય આંધ્રવંશી રાજાઓ રાજા પુષ્યમિત્ર શુંગના અમલ પહેલાના થઈ ગયા છે. આ પ્રમાણે સર્વે રાજાઓ જ્યારે પુષ્યમિત્રના પુરોગામી ઠરે છે તો તે વંશનો આદ્ય સ્થાપક શ્રીમુખ તો વિશેષ પુરોગામી થયો કહી શકાશે. પછી સમકાલીન થયો હતો એમ માનવાનું જ કયાં રહ્યું?

(૪) હાથીગુંફાની દીવાલ ઉપરનાં સર્વે ચિત્રો નગ્નદશામાં ચિતરાયલાં છે. એટલેકે રાજા ખારવેલના સમયે, સંસારથી વિરક્ત થયેલ સર્વે ઋષિ મહાત્માઓ દિગંબર અવસ્થામાં જ વિચરતા હતા. જ્યારે મહારાજા પ્રિયદર્શિનના ખડકલેખથી જણાય છે કે, તેમના સમયે શ્વેતવસ્ત્ર ધારણ કરવાનો રવૈયો વિશેષ જોરથી ચાલુ થઈ રહ્યો હતો. તેથી એમ સિદ્ધ થયું કહેવાશે કે, ખારવેલનો સમય-અથવા કહો કે હાથીગુંફાના લેખનો સમય-મહારાજા પ્રિયદર્શિનની પૂર્વેનો છે; અને પ્રિયદર્શિનની પહેલાનો થયો એટલે પુષ્યમિત્રની પૂર્વેનો તો આપોઆપ સિદ્ધ થઈ ચૂકયો જ ગણાશે. તેમ બીજી બાજુ રાજા શ્રીમુખ અને ખારવેલ બન્ને સમકાલીન છે જ એટલે સૂત્રસિદ્ધાંતના નિયમે રાજા શ્રીમુખને પણ પુષ્યમિત્રથી ઘણાં ઘણાં વર્ષે પુરોગામી થયો ગણવો રહે છે.

(૫) તેજ કો. આં. રે. નું પુસ્તક પારિ. ૧૫૩

(૫) હાથીગુંફાના લેખનું વર્ણન કરતાં એક લેખક મહાશયે જણાવ્યું છે કે,[૬] Kharvela invaded Magadh and laid siege to Rajagrihi and that four years later, he captured the royal palace (at Pataliputra) and made the Raja of Magadha fall at his feet=ખારવેલે મગધ ઉપર ચડાઇ કરી અને રાજગૃહીને ઘેરો ઘાલ્યો; અને તે બાદ ચાર વર્ષે (પાટલિપુત્ર નગરે)[૭] રાજમહેલની આસપાસ તે ફરી વળ્યો અને પોતાના પગ પાસે મગધના રાજાને નમાવ્યો." એટલે કે રાજા ખારવેલે મગધ ઉપર બે વખત ચઢાઈ કરી હતી. પ્રથમ વખતે મગધ ઉપર હુમલો લઈ જઈ રાજગૃહીને ઘેરો ઘાલ્યો હતો, જ્યારે બીજી વખત તેથી પણ આગળ વધીને પાટલિપુત્ર નગરે રાજમહેલ સુધી પહોંચી જઇ, ત્યાંના રાજાને તાબે કરી-પરાજય પમાડી-પોતાના પગે[૮] નમાવ્યો હતો. મતલબ કે કલિંગપતિ ખારવેલે મગધપતિ રાજ ઉપર સંપૂર્ણ ઉપરી અધિકાર મેળવવા જેવું, તે સમયે પરિબળ પ્રાપ્ત કરી વાળ્યું હતું. એટલે કહેવું રહે છે કે, તેણે પોતે જે ચક્રવર્તી ખારવેલનું બિરૂદ ધારણ કર્યું હોવાનું લેખ ઉપરથી સમજાય છે તે મગધપતિ જેવા મહાન સમ્રાટને નમાવ્યાથી સાર્થક કરી બતાવ્યું જણાય છે. તેમ બીજી બાજુ, મગધ સમ્રાટના જેવા જ લશ્કરી બળ ધરાવતા અંધ્રપતિ રાજા શ્રીમુખને તેણે કબજે કર્યો છે (જુઓ આગળ ઉપર હાથીગુંફા લેખની પંક્તિ ૪નું વર્ણન). આવાં આવાં મોટાં બે સામ્રાજ્યના સમ્રાટોને જે પુરૂષ હરાવી શકે તેને ચક્રવર્તી તો શું, પણ મહાન ચક્રવર્તી કહેવામાં પણ, લેશમાત્ર સંકોચ ધારી શકાય નહીં. એટલે બીજી રીતે એમ ફલિતાર્થ થાય છે કે, ઉપરના બે મોટા સમ્રાટ જેવા રાજવીઓને ખારવેલનો રાજકીય આશ્રય આપદકાળે મળી રહે તેવી સ્થિતિ નિષ્પન્ન થઇ ચૂકી હતી. આ પ્રમાણે એક સ્થિતિ હતી. જ્યારે બીજી બાજુ ઇતિહાસકારો વળી એમ જણાવે છે કે, રાજા પુષ્યમિત્રે, પાટલિપુત્ર ઉપર ચડાઈ લઈ જઇને, મગધપતિને જીતી લીધો હતો અને આખા પાટલિપુત્ર શહેરને ખોદી કરીને વેરાન જંગલ જેવું બનાવી દીધું હતું.[૯] એટલે તે ઇતિહાસકારોના મતથી એમ સિદ્ધ થાય છે કે, પુષ્યમિત્રના સમયનો મગધપતિ અતિ નબળો હોવાથી, તદ્દન પરાજય પામી ગયો હતો; તે એટલે સુધી કે મગધ સમ્રાટ પોતાનીજ આંખ આગળ પોતાના રાજનગરની કરાતી દુર્દશા લાચાર બનીને જોઇ રહ્યો

(૬) જુઓ ઈ. હિ ક્વૉ. પુ. ૫ સને ૧૯૨૯ પૃ. ૫૮૭

(૭) બ્રેકેટમાં શબ્દો છે તે લેખક મહાશયનાજ છે. એક વખત કહેવું કે રાજગૃહી ને ઘેરો ઘાલ્યો હતો. ને બીજી વખતે કહેવું કે પાટલિપુત્ર નગરે રાજમહેલની આસપાસ ફરી વળ્યો. આમ કહેવામાં બે કારણો હશે. એકતો, પ્રથમ વખતની ચડાઈ વેળા રાજગૃહને ઘેરો ઘાલ્યો હતો અને બીજી વખત તેથી આગળ વધીને પાટલિપુત્ર ગયો હતો એમ કહેવાનો ભાવાર્થ પણ હોય; અને બીજું કારણ એમ હોય કે, રાજગૃહમાં તે સમયે મહેલ નહીં હોય એમ તેમનું કથન પણ થયું હોય.

આ બંને કારણો સબળ નથી. તેની ચર્ચા કરી શકત; પરંતુ અક્ષરો બ્રેકેટમાં મૂકયા છે એટલે કહેવાપણું રહેતું નથી.

(૮) એક સમ્રાટને બીજો સમ્રાટ પોતાના પગે નમાવે તે હકીકત જરા અતિશયોક્તી પડતી લાગે છે, પરંતુ હાથીગુંફાના લેખમાં તે પ્રમાણે છે એટલે શંકા કરવાનું કારણ રહેતું નથી.

(૯) આ હકીકત કેવી રીતે અસંભવિત છે તે પુ. ૩ પૃ. ૬૮-૬૯ માં બતાવી આપ્યું છે તે જુઓ.

વળી પુષ્યમિત્રને એક વખત મગધપતિ જણાવે છે ત્યારે બીજી બાજુ તેને જ મગધપતિ ઉપર ચડાઇ લાવતો (જુઓ. પુ. ૩ પૃ. ૫૭) જણાવે છે. તે બન્ને વાક્યનો સુમેળ જામતો નથી. તે હકીકત પણ પુષ્યમિત્રના વૃત્તાંત માં જણાવી છે.

વળી પુષ્યમિત્ર તો રાજગાદીએજ બેસવા પામ્યો નથી. તેનો પુત્ર અગ્નિમિત્ર હજુ ગાદીએ આવીને સમ્રાટ જેવી કીર્તિ મેળવી શકયો છે. એટલે જ્યાં પુષ્યમિત્રનું નામ છે ત્યાં અગ્નિમિત્રનું નામ લેખાય તો કાંઈક હકીકત થોડીક મળતી આવે છે ખરી.

હતો. હવે બન્ને કથનની સરખામણી કરો. એક વખત જણાવાયું કે મગધપતિને ખારવેલ ચક્રવર્તી જેવા મહાન ચક્રવર્તીની હુંફ હતી, અને બીજી વખત કહ્યું કે તેવી સ્થિતિમાં તે હોવા છતાં, તેનાથી અનેક ગણો નાનો રાજા–રાજ્યની સમૃદ્ધિ અને વિસ્તારની અપેક્ષાએ–એવો પુષ્યમિત્ર મગધ ઉપર ચડી આવ્યો હતો ને રાજનગરની ખાના ખરાબી કરી વાળી હતી. આ બન્ને વાતમાં કાંઇ સત્યાંશ દેખાય છે! હરગીજ નહીં. એટલે સાબિત થાય છે કે, ચક્રવર્તી ખારવેલના સમય દરમિયાન પુષ્યમિત્ર શુંગવંશીનો સમય હોઈ શકેજ નહીં. તેટલા માટે તે બન્નેને કોઈ કાળે સમકાલીન હોવાનું પણ કહી શકાશે નહીં.

(૬) ખારવેલે પોતેજ હાથીગુંફાના લેખમાં રાજનીતિની ચર્ચા કરતાં (જુઓ લેખની પંક્તિ ૧૦) રાજનીતિ શાસ્ત્રના ત્રણ પ્રકાર=Three divisions of politics, જણાવ્યા છે તેમાં દંડ, સંધિ અને સામ (સમજાવટ)=War, Peace and Conciliation; or Punishment, Peace and Compromise નો નિર્દેશ કર્યો છે; પરંતુ ભેદની નીતિ= Dissentionsનું નામ લીધુંજ નથી. એટલે સમજવું રહે છે કે, ખારવેલના સમય બાદ આ ચોથા પ્રકારની રાજનીતિનો ઉપયોગ થયો હોવો જોઇએ. મતલબ કે તે પ્રકારની રાજનીતિનો આરંભ થયો હોય તેની પૂર્વે રાજા ખારવેલ થઈ ગયો છે. ઇતિહાસનો અભ્યાસ શીખવે છે કે, મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તના સમયે તેમના રાજપુરોહિત અને મહાઅમાત્ય પંડિત ચાણક્યજીએ જ આ ભેદનીતિનો પ્રથમ ઉપદેશ આગળ ધર્યો છે અને અમલમાં પણ કદાચ તેમણે જ મૂક્યો હોય. એટલે તે હકીકતને આધારે સાબિત થાય છે કે, રાજા ખારવેલ પોતે સમ્રાટ ચંદ્રગુપ્તનો અને પં. ચાણક્યજીનો પુરોગામી હોવો જોઇએ; અને તેમનો પુરોગામી પુરવાર થયો એટલે તેમના પછી થનાર પુષ્યમિત્રનો તો પુરોગામી સ્વયંસિદ્ધ થઈ ગયોજ; બલ્કે દીર્ઘ સમયી પુરોગામી હતો એમ કહેવું પડશે.

(૭) ખારવેલના લેખ ઉપરથી જણાય છે કે, તેણે બે વખત મગધદેશ ઉપર હલ્લા કર્યા છે[૧૦] અને બન્ને વખતે તેણે રાજગૃહીનું જ નામ લીધું છે—બલ્કે એક વખત રાજગૃહી અને બીજી વખત પાટલિપુત્ર પણ હોય (જુઓ ઉપરમાં ટી. નં. ૬)–તે હકીકત એમ સિદ્ધ કરે છે કે, ખારવેલના સમય સુધી મગધદેશના રાજનગર તરીકે રાજગૃહીનું સ્થાન કેટલેક અંશે જળવાઈ રહ્યું હતું; પછી થોડે અંશે કે ઘણે અંશે, તે વાત અલગ રાખીએ. જ્યારે પાટલિપુત્રની પાટનગર તરીકેની સ્થાપના અને પસંદગી, ભલે સમ્રાટ ઉદયનભટના સમયથી થઇ ગઈ છે ખરી; પરંતુ કાયમના સ્થાન તરીકે તેની વરણી તો સમ્રાટ ચંદ્રગુપ્તના સમયે અને તે બાદ જ થઈ છે. આ હકીકતથી સાબિત થઇ જાય છે કે, ખારવેલની મગધ ઉપરની ચડાઈ ચંદ્રગુપ્તના સમય પૂર્વે થઇ હતી.

(૮) હાથીગુંફાના લેખમાં મગધપતિ તરીકે બૃહસ્પતિમિત્રનું (બૃહસ્પતિરાજ નામ હોવાનું કેટલાકની માન્યતા છે–ગમે તે વસ્તુ લ્યો) નામ આપેલ છે (જુઓ લેખની પંક્તિ ૧૨) અને તેને ખારવેલે નમાવ્યાની હકીકત છે. આ બૃહસ્પતિમિત્રની પાછળ[૧૧] અગ્નિમિત્ર ગાદીએ આવ્યો છે એટલે કે બૃહસ્પતિમિત્ર પિતા થયો અને અગ્નિમિત્ર પુત્ર થયો. જ્યારે પુરાણોમાં

(૧૦) આ પ્રમાણે અત્યારે માન્યતા ચાલે છે. અમે તેનાથી જરા જૂદા મત ઉપર છીએ, તે આવતા પરિચ્છેદે હાથીગુંફાના વિવરણમાં જણાવેલ છે.

(૧૧) જ. ઓ. બી. રી. સો. પુ. ૧૩ પૃ. ૨૪૨:—"On the evidence of coins=સિક્કાના પુરાવાને લીધે" આ પ્રમાણે શબ્દો લખ્યા છે; અને તે બાદ શુંગવંશી મિત્રાંતિમાક્ષરી રાજાઓનાં નામો જણાવ્યાં છે. પરંતુ ખૂબી એ છે કે, તેમાં કોઈનું નામ બૃહસ્પતિમિત્ર જ લખ્યું નથી. તો પ્રશ્ન છે કે, બૃહસ્પતિમિત્રને શુંગવંશી ઠરાવી શી રીતે દીધો?

બીજું, બૃહસ્પતિમિત્ર પછી અગ્નિમિત્ર જ ગાદીએ બેઠો હતો એવો પણ ઉપર દર્શાવેલ નામોમાં પુરાવો કે સાબિતી ક્યાં છે? તેમાં તો મરજી આવ્યા પ્રમાણે સઘળાં નામો આપી દીધાં છે એટલું જ.

પ· એ ને, સુપ્રસિદ્ધ વાત છે કે, અગ્નિમિત્રના પિતાનું નામ પુષ્યમિત્ર હતું. એટલે આ બૃહસ્પતિ તેજ પુષ્યમિત્ર[૧૨] એમ મનાવવા પ્રયત્ન થયો છે. અને ખારવેલે બૃહસ્પતિમિત્રને હરાવ્યો એટલે પુષ્યમિત્રને જ હરાવ્યો છે એમ માની ખારવેલને અને પુષ્યમિત્રને બન્નેને સમકાલીન ઠરાવ્યા છે. [ ટીકા—જો બૃહસ્પતિમિત્ર તેજ પુષ્યમિત્ર છે એમ ઠરે, તો વિદ્વાનોની સર્વમાન્યતા સ્વયંસિદ્ધ થઇ જાય છે. પરંતુ પ્રથમ પ્રશ્ન તો એ છે કે પુષ્યમિત્રને મગધપતિ ઠરાવવાનાં પ્રમાણો જ ક્યાં છે? તે મગધપતિ હોય તો જ ખારવેલ તેના ઉપર હુમલો લઈ જઈ શકે ને ?] છતાં જો આ બૃહસ્પતિમિત્ર તે પુષ્યમિત્રનું બીજું નામ છે એમ કબૂલ રાખીએ તો તેનો અર્થ એ થયો કે રાજા ખારવેલે પુષ્યમિત્રને હરાવ્યો હતો. આ કથન તેમના પોતાનાં જ શબ્દોની વિરૂદ્ધ જાય છે. એટલું જ નહીં બલ્કે હાસ્યાસ્પદ દેખાઈ જાય છે; કેમકે વિદ્વાનોની માન્યતા તો એમ છે કે (જુઓ ઉપરની દલીલ ચોથી તથા તેના ટીપ્પણ નં. ૮માંની હકીકત) પુષ્યમિત્રે પાટલિપુત્રઉપર—મગધ ઉપર—સ્વારી કરી હતી.[૧૩] એટલે કે, ચડાઈ લાવનાર પુષ્યમિત્ર પોતે હતો. એક વખત કહ્યું કે મગધપતિ તરીકે[૧૪] તેણે ખારવેલના હાથે હાર ખાધી છે, અને બીજી વખતે પાછું કહ્યું કે તેણે તો મગધપતિને હરાવ્યો હતો. આવું બને ખરૂં ? મતલબ કે બધી દલીલો જ ઢંગધડા વિનાની અને હાસ્ય ઉપજાવવા સરખી છે.

(૯) ખારવેલે પંક્તિ ૧૨માં જણાવ્યું છે કે, તેણે બૃહસ્પતિમિત્ર મગધપતિને પોતાના પગે નમાવીને અંગ-મગધાનું ધન તે પોતાના દેશે—કલિંગમાં લઈ આવ્યો હતો. હવે જો બૃહસ્પતિમિત્ર એટલે વિદ્વાનોના મત પ્રમાણે પુષ્યમિત્ર થતો હોય તો, ખારવેલનો કહેવાનો અર્થ એ થયો કે, તેણે અંગ-મગધપતિ પુષ્યમિત્રને હરાવ્યો અને ધન કલિંગમાં લાવ્યો; વળી તેમણે ખારવેલ અને પુષ્યમિત્ર બેને સમકાલીન ગણ્યા છે. આ એક સ્થિતિ થઈ. બીજી બાજુ એમ હકીકત છે કે પુષ્યમિત્ર પછી અગ્નિમિત્ર ગાદીએ આવ્યો છે. એટલે જે મુલક પુષ્યમિત્રના કબજામાં હોય, તે અગ્નિમિત્રને વારસામાં મળ્યા જ કહેવાય; તે નિયમાનુસાર પુષ્યમિત્રના અંગ-મગધદેશ અગ્નિમિત્રને ગાદીએ બેસતાં જ વારસામાં મળ્યા હતા. ત્યારે બીજી બાજુ તો ઇતિહાસ એમ જણાવે છે કે, રાજા અગ્નિમિત્રે બિરાર (જેને અંગદેશનો એક ભાગ કહી શકાય છે) દેશ નવેસરથી જીતીને તેના રાજાની કુંવરી માલવિકા સાથે લગ્ન કર્યું હતું. આ પ્રમાણે એક વખત કહ્યું કે અંગનો પ્રદેશ અગ્નિમિત્રને તાબે જ હતો, અને બીજી વખતે કહ્યું કે તે ઉપર ચડાઈ લઈ જઈને તેને તે મેળવવો પડ્યો હતો. આ શું વાસ્તવિક કહેવાય ખરૂં કે ! સાર એ થાય છે કે, પુષ્યમિત્ર તે બૃહસ્પતિમિત્ર નથી જ; તેમ તે અંગપતિયે નથી અને મગધપતિયે નથી જ.

વળી આ પ્રમાણે કેવળ એક નામના દ્વીઅર્થ મેળવીને તેમનું જોડાણ કરી દેવાથી કેવી મુશ્કેલીઓ ઉભી થાય છે તે માટે નીચેની દલીલ નં. ૧૦ જુઓ.

(૧૦) પંડિત જાયસ્વાલજીએ એમ પ્રસિદ્ધ કર્યું છે કે,[૧૫] પુષ્ય નક્ષત્રનો સ્વામિ બૃહસ્પતિ છે, એટલે 'પુષ્ય' શબ્દનો અર્થ જ 'બૃહસ્પતિ' થયો ગણાય; અને પુષ્યની પાછળ મિત્ર જોડવાથી જેમ પુષ્યમિત્ર થાય

(૧૨) વળી નીચેની દલીલ નં. ૯ જુઓ. ત્યાં પણ બૃહસ્પતિમિત્ર તેજ પુષ્યમિત્ર છે એવું નક્કી માનીને જ આગળ ચર્ચા કર્યે રાખી છે. (સરખાવો ઉપર ટી. નં. ૯)

(૧૩) 'મગધ ઉપર ચડાઇ કરી હતી' આ શબ્દો જ સૂચવે છે કે તે પોતે મગધપતિ નહોતો જ. ( જુઓ કે. હિ. ઈ. પૃ. ૫૧૮ ) ખરી હકીકત એ છે કે, પાટલિપુત્રમાંથી ગાદી ફેરવીને પ્રિયદર્શિનના વખતથી અવંતિમાં—વિદિશામાં ગાદી આવી છે ( જુઓ પ્રિયદર્શિનનું જીવન વૃત્તાંત ) એટલે પુષ્યમિત્ર તથા અગ્નિમિત્રનું સ્થાન અવંતિમાં જ હતું.

(૧૪) જુઓ ઉપરની ટીકા નં. ૧૨. એટલે કે પુષ્યમિત્ર મગધપતિ હતો જ નહીં. અરે એમ કહીએ કે તેણે પાટલિપુત્રનું મ્હોં પણ જોયું નહોતું તો વ્યાજબી કહેવાશે. તેના મરણ બાદ કેટલાંય વર્ષ પછી, તેના પુત્ર અગ્નિમિત્રે પાટલિપુત્ર ઉપર ચડાઈ લઈ જઇને પાયમાલી કરી મૂકી હતી.

(૧૫) જુઓ જ. બી. ઓ. રી. સો. પુ. ૧૩ પૃ. ૨૪૦–૨૫૦

છે તેમ બૃહસ્પતિની પાછળ મિત્ર જોડવાથી બૃહસ્પતિમિત્ર થાય છે એટલે પુષ્યમિત્ર તેજ બૃહસ્પતિમિત્ર છે એમ ગણાય.

આ કથન–એટલે કે પુષ્યમિત્ર તે જ બૃહસ્પતિમિત્ર–બરાબર નથી એમ આપણે ઉપરની દલીલ નં. ૮ માં ઐતિહાસિક બનાવોના પ્રમાણો ટાંકીને સિદ્ધ કરી બતાવ્યું છે જ. હવે બીજી રીતે તે મંતવ્યની અસિદ્ધિ બતાવીએ. પંડિતજીના આ મંતવ્ય વિશે એક બીજા લેખક પોતાના વિચાર જણાવતાં કહે છે કે[૧૬] "His identification of Brhaspatimitra with Pushyamitra...even if we admit that Brhaspati was also identified by the ancient Hindus with Pushya, that does not justify the identification of Brhaspatimitra with Pushyamitra, any more than the denotation of the same God by the terms Skanda and Kumar, justifies the identification of Skandagupta with Kumargupta=બૃહસ્પતિમિત્રની ઓળખ પુષ્યમિત્ર સાથે તેમણે (પં. જાયસ્વાલજીએ) કરાવી છે. પ્રાચીન હિંદુઓએ બૃહસ્પતિને પુષ્ય તરીકે ઓળખાવ્યો હતો એમ આપણે કબૂલ રાખીએ; તો પણ બૃહસ્પતિમિત્ર તે જ પુષ્યમિત્ર એવું ન્યાયપૂર્વક પુરવાર થતું નથી; જેમ, એક જ દેવનું નામ સૂચવતા સ્કંદ અને કુમાર નામના બે શબ્દો હોવા છતાં સ્કંદગુપ્ત અને કુમારગુપ્ત, એ બેની ઐકયતા જરાયે સિદ્ધ નથી તેમ. એટલે તેમના કહેવાની મતલબ એ છે કે, સમાન અર્થ કે ભાવાર્થવાળા બે શબ્દો હોય, તેમની સાથે કોઈ અન્ય પ્રત્યય કે ઉપસર્ગ જોડવાથી જે સમાસવાળા બે શબ્દો બને, તે પણ પાછા એકજ અર્થવાળા હોય એવો કાંઈ એકાંત નિયમ છે જ નહીં. અને પોતાના તે કથન માટે સ્કંદગુપ્ત અને કુમારગુપ્તના દૃષ્ટાંત રજુ કર્યા છે; કે જેમ સ્કંદ અને કુમાર બન્ને નામો એક જ દેવનાં છે, તેની સાથે ગુપ્ત જોડવાથી સ્કંદગુપ્ત અને કુમારગુપ્ત શબ્દો બને છે, છતાં તે બન્નેના અર્થ જુદા જ છે, તે બન્ને વ્યક્તિઓ જુદી જ છે તે આપણે ઇતિહાસના અભ્યાસથી જાણીએ જ છીએ; તે જ પ્રમાણે બૃહસ્પતિમિત્ર અને પુષ્યમિત્રનું સમજી લેવું. આ પ્રમાણે તેમના આખાએ કથનનો સાર છે. એટલે કે જ્યાં સુધી પુષ્યમિત્ર તે જ બૃહસ્પતિમિત્ર, એમ અન્ય પુરાવા અને પ્રમાણથી સિદ્ધ ન થઈ શકે, ત્યાંસુધી માત્ર શબ્દાર્થથી જ તેમની ઐકયતા સાબિત થયેલી માની શકાય નહીં.

(૧૧) નં. ૧૦ માં જેમ પં. જાયસ્વાલજીએ બૃહસ્પતિમિત્રને પુષ્યમિત્ર માની લઇ દલીલો કરી છે પણ તે હવે વાસ્તવિક પુરવાર થતી નથી, તેમ બીજી રીતે પણ તેમણે બૃહસ્પતિમિત્રને પુષ્યમિત્ર હોવાનું જણાવ્યું છે. અત્ર તે મુદ્દો વિચારીશું. તેમનું એમ કહેવું છે કે, હાથીગુંફાના લેખની પંક્તિમાં, રાજા ખારવેલને મગધ ઉપર ચડી આવેલો જાણીને તથા જીત મેળવ્યાનું સાંભળીને ડિમેટ્રીઅસ[૧૭] નામનો

---

(૧૬) જુઓ. ઇ. હિં. કર્વા. સને ૧૯૨૯ નું પુ. ૫ પૃ. ૫૯૭.

(૧૭) હાથીગુંફામાં પૂરૂં નામ લખાયલું જ નથી (આગળના પરિચ્છેદમાં તે લેખની ચર્ચા છે તે જુઓ) ત્યાં પ્રથમના જે બે ત્રણ અક્ષરોને અત્યાર સુધી ઉકેલી શકાયા છે, તેજ જણાવ્યા છે. પાછળના અક્ષરો ઉડી ગયા છે. એટલે કે આખો શબ્દ શું છે તેની તો માત્ર કલ્પના જ ગોઠવાઈ છે:

બાકી જે વંચાયા છે તે 'ડિમિટ' હોવાનું ઠર્યું છે છતાં તે ઉકેલ પણ સાચો હોય તેમ તો જણાતું જ નથી; એવું તેના લેખકના શબ્દથી ખુલ્લે છે.

આ આખો લેખ ઈં. હી. કર્વા. ૧૯૨૯ પુ. ૫. પૃ.૫૯૪ થી આગળમાં લખાયો છે. તેના લેખક કહે છે કે, Mr. Jayaswal has described his difficulties before he could make out Dimita or Dimiti=ડિમીટ કે ડિમિટિ શબ્દનો પોતે ઉકેલ કરી શકયા તે પૂર્વે તેમને શું શું મુશ્કેલીઓ નડી હતી તેનું વર્ણન પં. જાયસ્વાલજીએ કરેલ છે. તાત્પર્ય એ થયો કે, આ શબ્દ ઉકેલવામાં તેમને ઘણી મુશ્કેલીઓ નડી છે; છતાં ઉકેલ કરાયો છે તે સંશયવાળો પણ હોવા સંભવ છે. (અથવા કહો કે, પુષ્યમિત્ર બૃહસ્પતિમિત્ર અને ખારવેલ આ બધાં નામો હૃદયમાં વસી રહ્યા હતાં એટલે જ હૃદયના ગુંજારવને અનુરૂપ શબ્દ ડિમિટ શોધી કઢાયો છે.)

જે યવન સરદાર મથુરા[૧૮] સુધી આવી ચૂક્યો હતો તેને ગાંસડા પોટલાં બાંધી, પીછે હઠ કરવી પડી હતી—અથવા કહો કે મથુરાથી પાછો હઠીને તે પંજાબ તરફ જતો રહ્યો હતો—તે સરદાર બીજો કોઈ નહીં પણ પુષ્યમિત્રનો સમકાલીન જે યવનપતિ (Bactrian King) ડિમેટ્રીઅસ (જેનું વૃત્તાંત આપણે પુ. ૩ પૃ. ૧૫૨માં કરી ગયા છીએ) હતો તે જ છે. એટલે કે લેખના કથનમાં નોંધેલ ડિમેટ્રીઅસ તે પુષ્યમિત્રનો સમકાલીન છે; તેમ ડિમેટ્રીઅસ તે ખારવેલનો સમકાલીન છે જ, એમ લેખ પોતે જાહેર કરે છે. એટલે કે જ્યારે ડિમેટ્રીઅસ પુષ્યમિત્રનો સમકાલીન છે અને ખારવેલનો પણ સમકાલીન ઠરે છે ત્યારે ભૂમિતિના સિદ્ધાંત પ્રમાણે પુષ્યમિત્ર અને ખારવેલ બન્ને સમકાલીન જ કહી શકાય.

આ પ્રમાણે સર્વ હકીકત હોય તો તો બધું બરાબર સિદ્ધ થઈ જાય જ છે. પરંતુ તેમની માન્યતા અને દલીલવાળો આખો લેખ વાંચીને એક વિદ્વાને પોતાના વિચાર જણાવતાં ઉદ્‌ગાર કાઢ્યા છે કે,[૧૯] "But even if we admit for arguments' sake that Demiti or Demitrius was engraved here, what evidence is there to show, that this Demitrius can be no other than the son and successor of Euthiydemus of Bactria ?=પરંતુ વાદવિવાદની ખાતર આપણે સ્વીકારીએ કે ડિમિટ કે ડિમેટ્રીઅસ શબ્દ કોતરાવવામાં આવ્યો જ હતો, તોપણ એવી કયાં સાબિતી છે કે, આ ડિમેટ્રીઅસ તે (પેલા) બેક્ટ્રીઅનપતિ યુથીડીમસનો પુત્ર અને પાછળથી ગાદીએ આવનાર જ હતો ? તેમના કહેવાની મતલબ એ છે કે (૧) પ્રથમ તો ડીમિટિ કે ડિમેટ્રીઅસ શબ્દ હોવાની પણ શંકા છે.[૨૦] (૨) તથાપિ, ચર્ચા ટૂંકી કરવા ખાતર માની લ્યો કે તે શબ્દ જ છે, તોપણ તેમાં એવી કયાં માહિતી અપાયલી છે કે, તે ડિમેટ્રીઅસ ફલાણો જ છે;[૨૧] એટલે કે, ઇતિહાસમાં જેને યુથીડીમસના પુત્ર[૨૨] તરીકે લેખવ્યો છે તે જ આ છે કે, તે સિવાય કોઈ બીજો રાજા તે નામધારી[૨૩] થયો છે ?

[ ટીકાઃ—લેખમાં જ્યાં ડિમિટ શબ્દ હોવા વિશે જ શંકા ઉભી થઈ છે ત્યાં આપણે કાંઇ કહેવાપણું નથી. ત્યાં શું શબ્દ છે અને કેવો અર્થ થાય છે તે માટે આપણે આગળના પરિચ્છેદે આખાયે લેખનો અર્થ પંક્તિવાર વિચારવાના છીએ. એટલે અત્રે તેની ચર્ચા મૂકી દઈશું. છતાં પેલા લેખકે ટૂંકું પતાવવા જેમ સૂચના કરી છે, તેમ માની લ્યો કે તે શબ્દ ડિમેટ્રીઅસ જ છે અને ડિમેટ્રીઅસ નામનો કોઈ બીજો રાજા થયો જ નથી (જુઓ નીચેની ટી. નં. ૨૧); એટલે કે તે યુથીડીમસનો પુત્ર જ છે. છતાં પ્રશ્ન એ છે કે તેણે મથુરા સુધી આવવાનું પ્રયોજન જ કયાં ઉભું થયું હતું ? પ્રથમ તો ડિમેટ્રીઅસના વૃત્તાંતે (જુઓ પુ. ૩ પૃ. ૧૫૧–૫) આપણે પુરવાર કરી ગયા છીએ કે તેનું રાજ્ય

(૧૮) મથુરા નામનાં બે શહેરો છે (૧) ઉત્તરનું મથુરા તે સુરસેન રાજ્યની રાજધાની; જે મથુરા નામથી પ્રખ્યાત છે. (૨) દક્ષિણનું મથુરા જે ત્રિચિનીપોલીની પાસે આવેલ છે, જેને ખરી રીતે મદૂરા કહેવાય છે.

લેખમાં મદૂરા છે કે મથુરા તે બરાબર તપાસવાની જરૂર છે. બનવા જોગ છે કે એકને બદલે બીજું શહેર મનાઇ ગયું છે; અને તેમાં પણ પુષ્યમિત્રની અને ખારવેલની ઘડ બેસારવા માટેની તાલાવેલીએ જ કામ કર્યું દેખાય છે.

(૧૯) જુઓ ઇં. હિ. કવૅા. ૧૯૨૯ પુ. ૫. પૃ. ૫૯૪

(૨૦) ઉપરની ટી, નં. ૧૭ જુઓઃ તેમાં શંકા હોવાનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. [ ડિમિટ શબ્દને બદલે શું વાંચી શકાય છે તે માટે આગળ ઉપર હાથીગુંફાના લેખવાળો પરિચ્છેદ જુઓ. ]

(૨૧) નીચેની ટીકા નં. ૨૩ જુઓ.

(૨૨) પુ. ૩. પૃ. ૧૪૫ ને કોઠામાં ચોથું આસન–બેક્ટ્રીયાના રાજાઓનાં નામો જુઓ.

(૨૩) ઈરાન, ગ્રીસ અને બેકટ્રીઆની ગાદીએ જે નૃપતિઓ આવ્યા છે તેમનાં નામો જોઇ લીધાં છે. ડિમેટ્રીઅસ નામનો કે, જેનાં નામનો પ્રથમ ભાગ ડિમિટી કે તેને મળતા શબ્દો આવતા હોય તેવો, કોઈ બીજો નરપતિ થયો દેખાતો નથી. એટલે સમજાય છે કે ડિમેટ્રીઅસ એક જ થયો છે અને તે યુથીડીમસનો જે પુત્ર ગણાય છે તેજ છે.

સતલજ નદીની પૂર્વે બીલકુલ લંબાયું જ નથી. એટલે તેને માટે મથુરા સુધી આવવાનું જ તદ્દન અસંભવિત છે. બીજું, જે સમય ખારવેલનો આપણે નિશ્ચિત કરી બતાવવાના છીએ તે સમયે મથુરાના પ્રદેશ ઉપર તો રહ્યું, પરંતુ હિંદની કોઈ ભૂમિ ઉપર પણ કોઈ પરદેશી સરદારની આંખ સુદ્ધાં યે ફરકી નથી; તો પછી યવન સરદારનું[૨૪] હિંદમાં આવવું અને જમના નદીના પ્રદેશમાં થાણું નાંખવું તે પ્રશ્ન જ કયાંથી ઉપસ્થિત થઈ શકે ?

(૧૨) આ ઉપરાંત બીજી કેટલીક દલીલોથી રાજા પુષ્યમિત્રના વૃત્તાંત (તે માટે જુઓ પુ. ૩ પૃ. ૬૧ થી ૭૨) લખતાં આપણે સાબિત કરી ગયા છીએ કે, પુષ્યમિત્ર અને આંધ્રપતિ રાજા શ્રીમુખ સમસમયી હતા જ નહીં. એટલે પછી પુષ્યમિત્ર અને ખારવેલ પણ સમકાલીન હોવાનું સાબિત નથી થતું.

(૧૩) પુષ્યમિત્રનું ગાદીએ આવવું વિદ્વાનોની માન્યતા પ્રમાણે ઈ. સ. પૂ. ૧૮૮ છે.[૨૫] જ્યારે ખારવેલનો સમય ઇ. સ. પૂ. ૧૮૩ ઠરાવેલ છે. એટલે કે પુષ્યમિત્ર પાંચ વરસે પહેલો ગાદીએ બેઠો હતો અને ખારવેલ પછી બેઠો હતો એમ ગણે છે. વળી બન્નેએ ૩૬-૩૬ વર્ષ રાજ્ય કર્યું છે. બલ્કે પુષ્યમિત્રને ૩૮ વર્ષ પણ કોઈકે અર્પ્યાં છે. એટલે તે હિસાબે ખારવેલ કરતાં પુષ્યમિત્ર પાંચ વર્ષે વહેલો (અને ૩૮ની ગણત્રીએ ત્રણ વર્ષ પહેલો) મરણ પામ્યો છે; અથવા બીજી રીતે કહીએ તો, પુષ્યમિત્રના મરણબાદ પણ ખારવેલ જીવતો રહ્યો છે. બીજી બાજુ એમ હકીકત છે કે પુષ્યમિત્રે પોતાની ઉત્તરાવસ્થામાં બીજો અશ્વમેધ કર્યો હતો: અને અશ્વમેધ કરવાની મુખ્ય સરત એ હોય છે કે, તે યજ્ઞ કરનાર ભૂપતિનો કોઇ બીજો સમોવડીયો હોવો ન જોઈએ. તેની ખાત્રી કરવા એક વર્ષ અગાઉથી તે પોતાના યુવરાજની નિગાહબાની નીચે એક અશ્વને પૃથ્વી ઉપર પરિભ્રમણ કરવાને છૂટો મૂકી દે છે. આ પ્રમાણે ફરતા તે અશ્વને જ્યારે કોઇ અટકાયત કરે નહીં ત્યારે એમ માની લેવાય કે તેનું સાર્વભૌમત્વ દરેક પ્રદેશના રાજાને કબૂલ મંજૂર છે. હવે વિચારો કે પુષ્યમિત્રે તે પ્રમાણે વર્તાવ કર્યો હતો. તો તો, તેનો અશ્વ ખારવેલના પ્રદેશમાં પણ જવો જ જોઇએ; અને તેમ થાય તો, જે ખારવેલે પુષ્યમિત્રને નાકે દમ લેવરાવ્યો હોય, તે શું આવી તેની તુમાખી ચલાવી લ્યે ખરો કે? તેમ એ પણ સિદ્ધ છે કે (તેમના જ શબ્દોથી) પુષ્યમિત્રના મરણ બાદ તો ખારવેલ જીવંત હતો; એટલે કોઇને શંકા ઉઠાવવાનો અવકાશ પણ રહેતો નથી કે તેણે (પુષ્યમિત્રે) ખારવેલના મૃત્યુ બાદ તેવા અશ્વમેધનો આરંભ કર્યો હતો ? મતલબ કે ખોટું તે ખોટું જ છે. તેટલા માટે કોઇ પણ રીતે વાતનો બરાબર મેળ ખાતો નથી જ. સાર એટલો જ છે કે, પુષ્યમિત્ર અને ખારવેલની વચ્ચે સમકાલીનપણાનો તદ્દન અભાવ જ છે. એટલું જ નહીં પણ આગળ આપણે પુરવાર કરી આપીશું તેમ, તે બેની વચ્ચે બહુ જ લાંબા ગાળાનું કહો કે અઢી સદી જેટલું—અંતર—આવેલું છે.[૨૬]

ઉપરમાં, પુષ્યમિત્ર અને ખારવેલના સમયના અનુમાનિક નિર્ણય ઉપર આવવા માટે, આપણે નકાર દર્શાવતી દલીલોની જ ચર્ચા હાથ ધરી હતી. હવે થોડીક હકારમાં જવાબ મળી આવે તેવી દલીલો તપાસીએ. જો કે ઉપરમાં ચર્ચાયલી બારે દલીલોને આપણે નેગેટીવ પ્રુફ્સ તરીકે ઓળખાવી છે પરંતુ તેમાંની યે કેટલીક હકીકત એવા પ્રકારની છે કે, જો તેને ઉથલાવી નાખીને સવળી કરી વાંચીએ, તો તે હકારમાં જવાબ આપે તેવી Positive proofs જ દેખાઈ જાય તેવી છે. પણ આપણે જો તેમ કરીએ તો તે સર્વ ચર્વિતચૂર્ણિત જેવું થઇ જશે; એટલે તે કાર્ય આપણે ન કરતાં માત્ર એટલું સૂચન જ અત્રે

(૨૪) હિંદની વાત અલગ રાખીએ. પરંતુ ગ્રીક, ઇરાન કે બેકટ્રીઆમાં પણ ડિમિટ્રથી શરૂ થતું હોય, એવું કોઈ અન્ય રાજાનું નામ જ ખારવેલના સમયે, ત્યાં હોય એમ દેખાતું નથી.

(૨૫) જુઓ જ. ઓ. બી. રી. સો. પુ. ૧૩ પૃ. ૨૪૪

(૨૬) જુઓ આગળના પાને.

કરીશું કે, જે વાચકવર્ગને જીજ્ઞાસા હોય તેમણે સ્વતઃ તે પ્રમાણે કરી જોવું. બાકી આપણે તો ઉપરના બાર આંકની સાથે જોડીને જ તેના અનુસંધાન તરીકે હવે પછીની દલીલોને રજુ કરીશું.

પોઝીટીવ પ્રુફસ=હકાર જવાબ આપનારી, પ્રત્યક્ષ પુરાવાની અથવા સીધો જ ઉત્તર મળે તેવી : ગમે તે નામ આપો. તેવી લગભગ અડધા ડઝન જેટલી તો આપી શકાશે જ; અને ઉમેદ છે કે, ઉત્સાહી સંશોધક તેજ ધોરણે જો વિશેષ મેળવવા ધારશે તો અન્ય પણ ઉભી કરી શકશે જ. આવા મુદ્દામાંના કેટલાક તો ખુદ તે હાથીગુંફાના લેખમાંથીજ લભ્ય થાય છે.

(૧૪) હાથીગુંફાના લેખમાંની ત્રીજી પંક્તિમાં ખારવેલે જણાવ્યું છે કે, પોતાની ૨૪ વર્ષની ઉંમર સંપૂર્ણ થયા બાદ તેનો રાજ્યાભિષેક થયો છે. તે પછીની પંક્તિઓમાં, પોતાના રાજ્યકાળના એકેક પછી એકેક વર્ષ લઇને, તે તે સમયે શું શું પરાક્રમો કરી રહ્યો હતો તેનું યથાસ્થિત વર્ણન કરી બતાવ્યું છે. સાર એ થયો કે જેમ ત્રીજી પંક્તિમાં પોતાના રાજ્યાભિષેકને લગતો બનાવ બન્યાની જાહેરાત કરી છે તેમ તે પછીની પંક્તિમાં વર્ણવેલી હકીકતના બનાવો, પોતે ગાદીએ આવ્યા બાદ, બન્યા હતા એવું ગણવાની સૂચના છે. તેવી જ રીતે ત્રીજી પંક્તિની પૂર્વની બે ઓળમાં જે બનાવ બન્યાનું વર્ણવ્યું છે, તે તેના રાજ્યાભિષેકની પહેલા થઇ ગયા હતા, એમ આપણે ગણવું રહે છે. અને આ અનુમાનને તેમના જ શબ્દોથી સમર્થન મળે છે; કેમકે તે બે પંક્તિમાં તેણે પોતાને યુવરાજ તરીકે સંબોધ્યો છે. આટલી પ્રસ્તાવના કરીને હવે આપણે તે લેખની હકીકત તપાસીશું.

બીજી પંક્તિમાં જાહેર કર્યું છે કે, જ્યારે પોતે યુવરાજપદે હતો ત્યારે સિંહલદ્વીપના રાજા ઉપર ચડાઇ લઈ ગયો હતો તે સમયે ત્યાં અભિવિજય નામના રાજાનું રાજ્ય ચાલતું હતું; અને તેના રાજ્યનું ત્રીજું વર્ષ[૨૭] (આ પ્રમાણેના અર્થ માટે આગળના પરિચ્છેદે હાથીગુંફાના લેખનું વર્ણન જુઓ) બેસી ગયું હતું. હવે જો આ સિલોનપતિ રાજાઓની નામાવળી તથા વંશાવળી સરખાવીશું તો (જુઓ પુ. ૨. પૃ. ૨૬૪ ટી. નં. ૭૧) તેમાંથી તેનો સમય પણ નક્કીપણે મળી રહે છે. ત્યાં જોતાં, આ વિજયરાજાનો[૨૮] અમલ મ. સં. ૯૫=ઇ. સ. પૂ. ૪૩૨માં શરૂ થયો હોવાનું નીકળે છે. તે હિસાબે તેનું ત્રીજું વર્ષ એટલે મ. સં. ૯૮=ઇ. સ. પૂ. ૪૨૯[૨૯] આવશે, કે જ્યારે ખારવેલે યુવરાજ તરીકે સિલોન ઉપર ચડાઇ કરી હતી. પરંતુ ત્યાં પોતે પોતાનું કાર્ય સંપૂર્ણ રીતે આટોપે, તે પહેલાં રાજ્યાભિષેક કરાવવા તેને એકદમ પાછા વળવાની ફરજ પડી હતી. જે હકીકત આપણે રાજા વૃદ્ધિરાજના વૃત્તાંતે જોઈ ગયા છીએ. એટલે ચર્ચાનો સાર એ થયો કે ખારવેલના રાજ્યાભિષેકનો સમય ઇ. સ. પૂ. ૪૨૯નો સાબિત થાય છે. જ્યારે પુષ્યમિત્રનો સમય તો ઈ. સ. પૂ. ૧૮૮ લગભગનો છે[૩૦] (જુઓ. પુ. ૩. પૃ. ૫૪: ૬૦ તથા ૪૦૪). બન્ને વચ્ચે અઢીસો વર્ષનું અંતર છે; મતલબ કે બન્ને સમકાલીન હતા જ નહીં.

(૧૫) લેખની પંક્તિ ૧૨માં એવી હકીકત છે કે તેણે (ખારવેલે) રાજગૃહીને ઘેરી લીધું હતું અને સુગાંગેય-(શશાંક) મહેલ સુધી તે પહોંચી ગયો હતો. મતલબ કે, મગધદેશની રાજધાનીના શહેર તરીકે રાજગૃહી હજુ વિરારાઇ ગયું નહોતું તેવા સમયે ખારવેલ થયો હોવો જોઇએ. લેખમાં કયાંય પાટલિપુત્રનું નામ સુદ્ધાંત લેવાયું નથી. પાટલિપુત્રનું નામ તો અનુવાદકોએ પોતાની મેળે સૂચવીને અંદર સંબંધ બેસારવાને ગોઠવી દીધું લાગે છે. આ હકીકત જ

(૨૭) લેખની પંક્તિઓમાંની કેટલીયના અર્થ બેસારવામાં ગેરસમજૂતિ થયાનું મારી નજરે લાગ્યું છે, તે સર્વ આગળના પરિચ્છેદમાં વિસ્તારથી સમજાવ્યું છે.

(૨૮) આ રાજાને વિજય કહો કે અભિવિજય કહો, તે એક જ છે. તેના કારણ માટે હાથીગુંફાના લેખની સમજૂતિ જુઓ.

(૨૯) આ સાલ બરાબર છે કે કેમ તેની સાબિતી આપણને શતવહનવંશી રાજા શ્રીમુખના વૃત્તાંત ઉપરથી મળી રહે છે; તે માટે પુ. ૫ માં જુઓ.

(૩૦) આ સાલ તેના મરણની છે: પરંતુ તેના સત્તા કાળના સમયની વાત કરવી હોય, તો તેમાં ૩૮ વર્ષ ઉમેરવા રહે છે. વાચકને સર્વ વાતે અનુકૂળતા સચવાય માટે અત્ર મેં લગભગ શબ્દ વાપર્યો છે.

પુરવાર કરે છે, કે મૌર્યસમ્રાટોના રાજઅમલે પાટલિપુત્ર ખ્યાતિમાં આવ્યું, તે પૂર્વે સમ્રાટ ખારવેલ થઈ ગયો હોવો જોઇએ. એટલે જ તેનો સમય ઇ. સ. પૂ. ૩૭૨ પહેલાનો પુરવાર થાય છે.

(૧૬) મિ. હુએનશાંગ જેવા વિશ્વવિખ્યાત યાત્રિકે કરેલ વર્ણનમાંથી પણ તેવો જ ધ્વનિ નીકળતો જણાય છે. તેમના શબ્દો આવી મતલબના લેખાયા છે[૩૧] "Hicuen Tsang tells us that, shortly before his arrival, Punarvarman, Raja of Magadh and the last descendant of Ashok, had piously restored the sacred Bodhi tree at Gaya, which Sasanka, king of Bengal had destroyed. These events happened soon after 600 A. D.=હુએન શાંગ એમ નિવેદન કરે છે કે, પોતે હિંદમાં આવ્યો તે પહેલાં થોડા જ સમયે, મગધના રાજા અને અશોક (સમ્રાટના) અંતિમ વંશ જ પુનર્વર્મને ગયા (શહેર)માં પેલા પવિત્ર બોધિવૃક્ષની ધાર્મિકભાવે પુનઃસ્થાપના કરી હતી. આ (બોધિવૃક્ષ)નો નાશ બંગાળના રાજા શશાંકે કર્યો હતો. આ સર્વ બનાવો ઇ. સ. ૬૦૦ પછી તુરતમાં જ બન્યાનું નોંધી શકાશે." એટલે મિ. વિન્સેન્ટ સ્મિથના શબ્દોમાં જો ઉતારીએ તો પેલા હુએનશાંગ યાત્રિક મહાશયનો કહેવાનો આશય એ છે કે, ઇ. સ. ૬૦૦ સુધી મગધપતિ તરીકે અશોકના વંશજો, અવિચ્છિન્નપણે બંગાળ પ્રાંતમાં ગાદી ઉપર ચાલુ રહ્યા હતા. તેમાંનો છેલ્લો રાજા પુનર્વર્મન હતો. તેથી તે એમ કહેવા માંગે છે કે મગધપતિ તરીકે ઠેઠ અશોકના સમયથી માંડીને ઇ. સ. ૬૦૦ સુધી મૌર્યજાતિના રાજાઓ જ રાજ્ય ચલાવ્યે આવતા હતા; પછી તેમનો રાજ્ય વિસ્તાર ભલે સંકોચ કે વૃદ્ધિ પામ્યો હોય તે જુદી વસ્તુ છે. પરંતુ મગધપતિ તરીકે તેઓ અવિચ્છિન્નપણે રાજ્યપદ ભોગવતા જ આવ્યા છે. આ પ્રમાણે એક હકીકત થઈ. બીજી વાત એમ છે કે, અશોકના સમય બાદ જ પુષ્યમિત્ર થયો છે. તેમાં અશોક મૌર્ય ગણાયો છે અને પુષ્યમિત્ર શુંગ કહેવાયો છે. એટલે કે બન્ને ભિન્ન જાતિના જ છે. ત્રીજી સ્થિતિ એમ છે કે, પુષ્યમિત્રનું બીજું નામ (વિદ્વાનોની સૂચના પ્રમાણે) બૃહસ્પતિમિત્ર છે તેથી બૃહસ્પતિમિત્ર શુંગવંશી ઠરે છે અને તેને હાથીગુંફાના લેખની નોંધ પ્રમાણે મગધપતિ તો કહેવો જ રહે છે એટલે એમ થયું કે તેમના હિસાબે મગધપતિઓ શુંગવંશી રાજાઓ હતા. કદાચ તેને છેવટે ન મૂકતાં વચ્ચગાળે ક્યાંકે બૃહસ્પતિને મૂકો, તો હુએનશાંગે જણાવેલી અસંગતતા જ તૂટી જશે. આ પ્રમાણે ત્રણ સ્થિતિ થઇ. હવે જો તેમનો મેળ મેળવશો તો ઇતિહાસિક ગ્રંથકારોનાં મંતવ્ય, દરેક રીતે એક બીજી હકીકતને અથડામણમાં ઉતારનારાં જેવાં જ દેખાય છે. એટલે સાબિત થાય છે કે ઐતિહાસિક બનાવ છે તે તો સાચા જ છે; પરંતુ આપણે ગોઠવી દીધેલી માન્યતા જ અસત્ય છે; અને વિરોધમાં દેખાઈ આવતી સર્વ પરિસ્થિતિની જનેતા તેજ છે. મતલબ કે પુષ્યમિત્ર બૃહસ્પતિમિત્ર નથી જ. તેમ તે એકબીજાના સમકાલીન પણ નથી. એટલું જ નહી પણ પુષ્યમિત્રને મગધપતિ કહેવો તે[૩૨] પણ એક ભૂલ ખવડાવનારૂં ઐતિહાસિક તત્ત્વ ગણાશે.

બીજું, બૃહસ્પતિમિત્ર મગધપતિ છે તે તો નિર્વિવાદ છે. હવે જો તેને અશોક અને પુષ્યમિત્રની વચ્ચે મૂકીએ છીએ તો હુએનશાંગનું કહેવું ખોટું ઠરે છે; કેમકે, અશોકના વારસદારોની એકહોરી તૂટી જાય છે. એટલે કાં તેને (બૃહસ્પતિને) પુષ્યમિત્રની પાછળ કે અશોકની પૂર્વે ગણવો જોઇએ. પુષ્યમિત્રની પાછળ તો ગણવાની સર્વ સંજોગો તેમ જ વિદ્વાનો ના પાડે છે. તો એકજ

(૩૧) જુઓ વિન્સેન્ટ સ્મિથ કૃત, રૂલર્સ ઓફ ઈન્ડિયા સીરીઝમાંનું "અશોક" નામનું પુસ્તક પૃ. ૭૧

(૩૨) ધારો કે તે ગાદીપતિ હતો અને મગધનો સ્વામી હતો; તો મગધનો પ્રાંત તેના પુત્ર અગ્નિમિત્રને વારસામાં મળ્યો હતો એમ કહેવું પડશે જ; જ્યારે બીજી બાજુ ઈતિહાસ તો એમ શિખવે છે કે અગ્નિમિત્રને પાટલિપુત્ર ઉપર ચડાઇ લઈ જવી પડી હતી. તો પછી સાચું શું?

નિર્ણય થયો કે બૃહસ્પતિમિત્ર અશોકની પૂર્વે જ થઈ ગયો છે અને અશોકની પૂર્વે થયો એટલે પુષ્યમિત્રની પૂર્વે તો થઈ ચૂક્યો જ કહેવાય. તેમાં આ બૃહસ્પતિ પોતે ખારવેલનો સમકાલીન છે એટલે ખારવેલ પણ પુષ્યમિત્રની પહેલાં જ થયો ગણાય; મતલબ કે તે એને સમકાલીન કોઈ રીતે પણ કહી શકાશે નહીં.

(૧૭) જેમ ઐતિહાસિક અને રાજકીય પુરાવાથી સાબિત કરી શકાય છે તેમ ધાર્મિક હકીકતથી પણ તે જ સ્થિતિ પુરવાર કરી શકાય છે; કે ખારવેલનો સમય પુષ્યમિત્રથી ઘણો જ પૂર્વનો છે. તે જ વિદ્વાન મિ. સ્મિથના શબ્દો આપણે ટાંકીશું. તેઓશ્રી લખે છે કે[૩૩], "The creeds of Jesus, Zoroaster, and Mahomed were unknown; he (Ashoka) is not thinking of exclusive militant religions like Christianity and Islam—The essence of the matter —all Indian denominations is all aimed at self-control and purity of life. Similar toleration of various creeds was practised by later princes, Kharvel of Orissa, for instance, used language almost identical with that of Ashoka =જીસસ, ઝોરોસ્ટર અને મહમદના સંપ્રદાયો (એટલે કે જેને હાલ ખ્રિસ્તી ધર્મ, પારસી ધર્મ અને ઇસ્લામી ધર્મ કહેવાય છે) તેનું નામ જાણવામાં નહોતું. તે (અશોક) ખ્રીસ્તી અને ઇસ્લામ ધર્મ જેવા કેવળ લશ્કરી–ઝનુની–જલદ (સ્વભાવ–નાદવાળા) ધર્મનો વિચાર જ કરતો નથી. (એટલે કે તેવા ધર્મનો ઉપદેશ કરતો જ નથી). સર્વ હિંદી (નામવાળા) સંપ્રદાયોની મૂળ વસ્તુ (સિદ્ધાંત)નો સાર–જાતિ સંયમ અને જીવનની વિશુદ્ધિ (શુદ્ધ ચારિત્ર)નાં ધ્યેય તરફ છે (આ પ્રમાણે) અનેક સંપ્રદાયની (વર્ણવેલી–ઉપદેશેલી) સહિષ્ણુતા[૩૪] પછીથી થયેલા રાજાઓએ પાળી બતાવી છે; દાખલા તરીકે, ઓરિસ્સાના ખારવેલે, સર્વ વાતે અશોકના જેવી જ–સાદશ ભાષા–વાપરેલી છે. એટલે તેમનો કહેવાનો આશય એ છે કે, (૧) તે સમયે, ઇસાઇ, ઝોરોસ્ટ્રીઅન કે ઇસ્લામ ધર્મની તો સ્થાપના જ થવા પામી નહોતી જેથી તે સંપ્રદાયોનું તો નામ પણ અજાણ્યું હતું. (૨) આમાંના ઇસાઈ અને ઇસ્લામ ધર્મમાં લશ્કરી નાદનો, યુદ્ધ કરવાનો, લડી પડવાનો કે એવા ઉગ્ર–તેજ–સ્વભાવનોજ–ઉપદેશ જે મુખ્યપણે કરાયલ છે, તે વિષય પરત્વે તો અશોક પોતાની આંખ સરખી પણ ફરકાવતો નથી. એટલે કે આવા સ્વભાવનું અંશ સરખું પણ તેના ફેવાડામાં દેખાતું નથી. (૩) ઉપરાંત હિંદમાં જે જે સંપ્રદાયો. ભિન્નભિન્ન નામથી જાણીતા છે તે સર્વેના સિદ્ધાંતનો સાર–મૂળ પાયો–આત્મસંયમ અને શુદ્ધ ચારિત્ર ઉપર જ મંડાયલ છે. તો પછી, એટલે કે જ્યાં આવી પ્રરૂપણા કરાતી હોય, ત્યાં ઉપરના ધર્મના લશ્કરીવાદને સ્થાનજ ક્યાંથી મળે? તેમ (૪) આ પ્રકારની સર્વ ધર્મ પ્રત્યે સહિષ્ણુતા દાખવવાની પદ્ધતિ, તેના (અશોકના) પછી થયેલ,[૩૫] અન્ય રાજવીઓએ પણ પાળી બતાવી છે. (અને) તેના દૃષ્ટાંતમાં ઓરિસ્સાપતિ–કલિંગપતિ–ખારવેલનું નામ આપીને એમ કહેવા માંગે છે, કે તેણે પણ અશોકના જેવીજ, લગભગ તેને સર્વ રીતે મળતા આવે તેવા જ શબ્દોમાં, આજ્ઞાઓ ફરમાવી છે.[૩૬] ખારવેલે હાથીગુંફાના લેખમાં જે ધર્મોપદેશ પ્રબોધ્યો છે તે અને સમ્રાટ

(૩૩) જુઓ રૂલર્સ ઓફ ઇન્ડિયા સીરીઝનું 'અશોક' નામનું પુસ્તક પૃ. ૬૦

(૩૪) મજકુર પુસ્તક પૃ. ૬૨

(૩૫) આ શબ્દથી તેમનું ધ્યાન સમ્રાટ પ્રિયદર્શિનના ખડકલેખ તરફ જ ચોંટેલું છે. અત્યાર સુધી પ્રિયદર્શિન અને અશોકને એક જ મનાયા છે તેથી તેમણે અશોક શબ્દ વાપર્યો છે. તથા અશોકની પછી ખારવેલ થયાનું મનાયું છે તેથી, તેની પછી થયેલ રાજવી એમ કરીને દૃષ્ટાંત રજુ કર્યો છે. જ્યારે આપણે સ્થાપિત કરેલ મત પ્રમાણે તો પ્રિયદર્શિનની પૂર્વે થયેલ સમ્રાટ ખારવેલે પણ, તેજ ભાષા વાપરી છે એમ કહેવું પડશે.

(૩૬) પ્રિયદર્શિનના ખડક લેખ અને ખારવેલે કોતરાવેલ હાથીગુંફાનો લેખ બન્નેનો એક જ ધારો ઉપદેશ છે.

પ્રિયદર્શિને પોતાના ખડકલેખમાં જે ફરમાવ્યો છે, તેનાં ભાષા તથા અર્થનો સાર વિગેરે, સર્વ એક જ પ્રકારનાં છે; તેમાં સર્વ ધર્મ પ્રત્યે ક્ષમાબુદ્ધિ જ ભરેલી છે, કોઇને હલકા પાડવાની કે કોઈ ઉપર જબરાઈ વાપરવાની વાત તો દૂર રહી, પણ તેવો વિચાર સરખો પણ દેખાતો નથી.

ઉપર જણાવેલ ચાર મુદ્દામાંના પ્રથમના ત્રણ સાથે, અત્યારે આપણે નીસબત નથી; એટલે તેને છોડી દઇએ. પરંતુ ચોથા મુદ્દાથી એટલું સાબિત થાય છે કે, ખારવેલ અને અશોક (જેને હવે આપણે પ્રિયદર્શિનના લેખ ગણાવ્યા છે તે-જુઓ ઉપરની ટી. નં. ૩૫) એકજ ધર્મના હતા. વળી આપણે જાણીએ છીએ કે, ખારવેલ જૈનધર્મી હતો.[૩૭] એટલે પ્રિયદર્શિનને પણ જૈન મતાનુયાયી જ ઠરાવવો પડશે.[૩૮] આ એક વાત થઈ. બીજી વાત એમ છે કે ખારવેલ અને બૃહસ્પતિમિત્ર એકજ મૂર્તિ-અને તે પણ જીનમૂર્તિને માટે અગાઉ લડયા હતા એમ જાહેર થયું છે. ત્રીજી વાત એ છે કે, પુષ્યમિત્ર વૈદિક મતાનુયાયી છે, તેમ તેણે ભગવાન પતંજલીના ઉપદેશથી અશ્વમેધ યજ્ઞો પણ કર્યા છે; જ્યારે ખારવેલે શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે રાજસૂય યજ્ઞ કરાવ્યો છે. એટલે કે તેણે અશ્વમેધ યજ્ઞને ત્યાજ્ય ગણાવ્યો છે. ઉપરાંત પુષ્યમિત્રે કહો કે તેના પુત્ર અગ્નિમિત્રે કહો-પણ તેણે (વિદ્વાનોની માન્યતા પ્રમાણે) બૌદ્ધધર્મી (બાકી આપણા મત પ્રમાણે, જુઓ પુ. ૩ માં તેનું વૃત્તાંત-જૈનધર્મી) સાધુઓનો વીણીવીણીને શિરચ્છેદ કરાવ્યો છે. મતલબ કે ખારવેલ અને બૃહસ્પતિમિત્ર (અથવા તેમના મતથી પુષ્યમિત્ર) બન્ને ભિન્ન સંપ્રદાયના જ પુરવાર થાય છે. આ ત્રણે સ્થિતિનું એકીકરણ કરીએ તો એક વખતે તેમને સહધર્મી ઠરાવે છે, ત્યારે બીજી જ વખતે વિધર્મી મનાવવાનો પ્રયત્ન થાય છે. આ પ્રમાણે ધાર્મિક સ્થિતિ તપાસતાં પણ બૃહસ્પતિમિત્ર અને પુષ્યમિત્ર ભિન્ન જ છે; ઉપરાંત બન્નેનો સમય પણ જુદો જ છે; જેથી ખારવેલ અને પુષ્યમિત્રને સમકાલીન કહી શકાય તેમ નથી.

(૧૮) કે. હિ. ઇ. માં જણાવેલ છે કે[૩૯], "With regard to the Andhras, the more certain evidence of inscriptions assigns them to a period, which is in flagrant contradiction to the position they occupy in the Puranas=આંધ્રવંશીઓની બાબતમાં જણાવવાનું કે પુરાણોમાં તેમનું જે સ્થાન બતાવાય છે તેના કરતાં ઉઘાડી રીતે-સ્પષ્ટપણે વિરૂદ્ધ જતું સ્થાન (સમય પરત્વે) શિલાલેખી પુરાવા (જે પુરાણો કરતાં વિશેષ આધારભૂત કહી શકાય છે) થી મળી રહે છે." તેમનું કહેવું એમ છે કે (૧) પુરાણોમાં આંધ્રવંશીઓનો અમુક સમય ઠરાવાયો છે. (કહો કે ઈ. સ. પૂ. ૧ અને બીજી સદીમાં થયાનું માને છે). (૨) પુરાણો દંતકથારૂપી કહેવાય છે; જ્યારે શિલાલેખો તેમના કરતાં મજબૂત અને વિશ્વસનીય ગણાય છે. (૩) આવા વજનદાર અને વિશ્વાસપાત્ર શિલાલેખી પુરાવાથી તેમનો સમય, ઉઘાડી રીતે જ પુરાણોમાં જણાવ્યા કરતાં વિરૂદ્ધ પડે છે. એટલે તેમનું કહેવું એ થયું કે, શિલાલેખી પુરાવાથી આંધ્રપતિઓનો સમય (પુરાણોમાં જેમનું વર્ણન અપાયું છે તે; આખો આંધ્રવંશ તો લગભગ પાંચસો વર્ષ ચાલ્યો છે પરંતુ પુરાણોમાં પુષ્યમિત્રના સમકાલીનપણે થયેલ જે શાતકરણીનું વર્ણન કરાયું છે તે આંધ્રપતિ કહેવાની અત્ર મતલબ છે. આ અંધ્રપતિ તેમના વંશમાં છઠ્ઠો સાતમો પુરૂષ ગણાય છે) ભલે ઈ. સ. પૂ. ૧-૨ સદી કહી હોય, પણ શિલાલેખી પુરાવાથી સાફ જણાય છે કે, તેઓ તે પહેલાં થઈ ગયા છે. અને ઈ.સ.પૂ.ની ૧-૨ સદીની પણ પહેલાં, એટલે ઇ. સ. પૂ. ની ત્રીજી

(૩૭) વળી વિશેષપણે આવતા પરિચ્છેદમાં તે હકીકત ની ચર્ચા થવાની છે,

(૩૮) આ પ્રમાણે આપણે પુ. ૨માં અનેક વખત પુરવાર કરી બતાવ્યું છે. તેને આ પુરાવાથી વિશેષ સમર્થન મળ્યું છે એમ જાણવું.

(૩૯) જુઓ તે પુસ્તક પૃ. ૫૨૨

કે ચોથી સદી માનો, તો યે એટલું તો નક્કી જ થયું કહેવાશે કે. વિદ્વાનોએ, આ પુરાણોના આધારે જે સમય આંધ્રપતિઓનો ગોઠવ્યે રાખ્યો છે, તે સમય તેમનો નથી જ. જો આદ્ય આંધ્રપતિઓનો સમય ફેરવવો પડે છે, તો શ્રીમુખ તો તેનો સંસ્થાપક જ છે; એટલે તેનો સમય ફરે ફરે ને ફરે જ. તેમ વળી શ્રીમુખ તથા ખારવેલ તો સમકાલીનપણે થયા મનાયા છે. એટલે ખારવેલનો સમય પણ ફેરવીને ઇ. સ. પૂ. ની ચોથી સદીમાં તો લઇ જવો જ પડશે. મતલબ કે ખારવેલ અને પુષ્યમિત્ર સમસમયી નથી જ.

(૧૯) એક અન્ય ગ્રંથકાર જણાવે છે કે,[૪૦] "It must be observed that the Chetiya Kula mentioned in the Kharvela grants, the earliest perhaps of South Indian Jains, is a branch of the Jains, which has not spread itself in S. India. It perhaps represents one of the Jain Sakhas of N. Indian origin, which flourished before the great schism in the time of Bhadrabahu and Chandragupta. Possibly this branch belonged to Chedi kingdom =એમ નોંધ કરવી જોઇએ કે, ખારવેલે કરેલાં દાનપત્રોમાં ચેતિયકુલનું જે નામ આવે છે અને જે દક્ષિણના હિંદી જૈનોમાં સૌથી પ્રથમ છે, તે જૈનધર્મની એવી શાખા છે કે જે દક્ષિણ હિંદમાં ફેલાવો પામી નથી. ઉત્તર હિંદમાંથી ઉદ્ભવેલી જૈનોની શાખામાંની કદાચ તે એક હશે; તેમજ, ભદ્રબાહુ અને ચંદ્રગુપ્તના સમયે જે મોટું તડ પડયું હતું, તેની અગાઉ તે થઇ હશે. સંભવ છે કે આ શાખા ચેદિ રાજ્યની હશે." એટલે તેમનું કહેવું એમ છે કે (૧) ખારવેલના દાનપત્રમાં ચેતિયકુલનું નામ આવે છે. (૨) તેવું નામ દક્ષિણ હિંદના જૈનોમાં સૌથી પ્રથમ જણાય છે (૩) તે જૈન સંપ્રદાયની એક શાખા છે પણ તેનો દક્ષિણ હિંદમાં પ્રચાર થયો જણાતો નથી (૪) ઉત્તર હિંદના જૈનોની તે શાખા સંભવે છે (૫) ભદ્રબાહુ અને ચંદ્રગુપ્તના સમયે જે મોટું તડ જૈન સંપ્રદાયમાં ઉભું થયું છે તેની પૂર્વેના સમયની તે શાખા દેખાય છે (૬) તેમ આ શાખાને ચેદિવંશ સાથે સંબંધ હશે એમ માલમ પડે છે. આ છ હકીકતમાંથી પાંચ વિશે આપણે અત્રે કાંઇ કહેવાની જરૂર નથી. માત્ર જે પાંચમી છે તેનું જ પ્રમાણ અહીં લેવું રહે છે. તે ઉપરથી સમજાશે કે આ ચેદિયકુળની ઉત્પત્તિ મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તના સમયની પૂર્વે થઇ હતી એમ તેમનું માનવું થાય છે. ચંદ્રગુપ્તની પહેલાંની થઇ, એટલે અશોકની પણ પૂર્વેની થઈ જ; તેમ પુષ્યમિત્રની પહેલાં તો ઘણાંયે વર્ષોની થઇ; મતલબ કે ખારવેલનો સમય પુષ્યમિત્રની પહેલાં ઘણાં ઘણાં વર્ષોનો છે. એટલે ખારવેલ અને પુષ્યમિત્ર બંને સહસમયી નથી જ.

(૨૦) હાથીગુંફાના લેખની લિપિ અને સમ્રાટ પ્રિયદર્શિનના લેખોની લિપિ વચ્ચે તુલના કરવાથી કોની પ્રાચીન છે તે તો લિપિ વિશારદોનો વિષય કહી શકાય; પરંતુ જો તે બેની સરખામણી કરશે તો હિંમત છે કે, રાજા ખારવેલના લેખની લિપિ વિશેષ પ્રાચીન પુરવાર થશે.

ઉપર પ્રમાણેના પરોક્ષ અને અપરોક્ષ, હકાર તથા નકાર ઉત્તરવાળા અનેક પુરાવાથી સાબિત કરી બતાવાય તેમ છે કે (૧) ખારવેલ અને પુષ્યમિત્રનો સમય એક નથી (૨) ઉલટું ખારવેલ તો પુષ્યમિત્રથી ઘણાંય વર્ષ અગાઉથી થઈ ગયો છે (૩) તેમ જ પુષ્યમિત્રનું બીજું નામ બૃહસ્પતિમિત્ર હતું જ નહીં, અને હોઇ પણ શકે નહીં (૪) બૃહસ્પતિમિત્ર તો એક તૃતીય અને સ્વતંત્ર જ વ્યક્તિ છે (તે માટે નંદવંશની હકીકત જુઓ). આ પ્રમાણે નિરધાર થઇ જાય છે. તેને[૪૧] વળી

(૪૦) જૈ. સ. ઇ. ભાગ. ૨. પૃ. ૮૮-૮૯

(૪૧) આ ઉપરાંત જૈન સાહિત્યમાંથી એક બે પુરાવા મળી આવે છે. પરંતુ તે અત્ર ન ઉતરતાં આગળના પ્રકરણે હાથીગુંફાના લેખની સમજૂતિ અપાય નહીં, ત્યાંસુધી સમજવાને જરા કઠિન પડે તેમ છે; માટે મુલતવી રાખવા પડયા છે. જુઓ આગળના પરિચ્છેદે 'દુષ્કાળ અને શ્રુતનું સંરક્ષણ' વાળો પારિગ્રાફ.

સીધા પુરાવાથી–આંકડાની ગણત્રીએથી–પણ સમર્થન મળી જાય છે. જેની તપાસ આપણે નીચેના પારિગ્રાફે હવે લઈએ.

હાથીગુંફાના લેખમાં સંવતનો એક આંક આવેલો છે. તેને કેટલાક ગ્રંથકારોએ ૧૬૯નો આંક વાંચ્યો છે;[૪૨] કેટલાકોએ તેને ૧૬૫નો ઠરાવ્યો છે;[૪૩] પરંતુ હવે તો સર્વ સન્માનીય થઈ પડ્યું છે કે તે આંક ૧૦૩નો જ છે. એટલું તો કબૂલ કરવું જ પડશે, કે આ આખા હાથીગુંફાના લેખનું મહત્ત્વ ઇતિહાસની દૃષ્ટિએ એટલું તો વિશાળ અને સર્વવ્યાપક થઈ પડ્યું છે કે, તેમાંનો એક અક્ષર પણ વિચારસૃષ્ટિની મર્યાદામાંથી જો જતો કરાય, તો અતિ ગંભીર પરિણામ નીવડવા સંભવ છે. એટલે કે, જો એકાદ શબ્દને પણ અન્ય અર્થમાં બેસારી દેવાય તો, આખા ઇતિહાસનું પરિવર્તન થઈ જાય તેમ છે. તાત્પર્ય એ છે કે, તેવી ભીતિના માર્યા પણ, આપણે તો દરેકની માન્યતા ગ્રહણ કરીને જ વિચાર કરવો રહે છે. સાર એ થયો કે, ઉપરના ત્રણે આંકનો ૧૬૯, ૧૬૫ અને ૧૦૩–આપણે વિચાર કરવો રહે છે. જ્યારે ખારવેલે પોતે જ શિલાલેખ કોતરાવ્યો છે અને ઉપરના આંકવાળા વર્ષમાં પોતે વિદ્યમાન હોવાનો પુરાવો આપેલ છે ત્યારે આપણે લેશમાત્ર પણ સંદેહ લાવવાનું કારણ નથી. હવે આપણે જે તપાસવું રહે છે તે, આંક કયા સંવત્સરનો છે એ સિદ્ધ કરવું; જે ઉપરથી ખારવેલના સમયનો પણ અચુકપણે નિશ્ચય થઈ જાય.

**ખારવેલના સમયનો વિચાર**

ભિન્નભિન્ન ગ્રંથકારોના ધારવા પ્રમાણે આ આંકને, કાં તો નંદસંવત અને કાં તો મૌર્યસંવત ધારી લેવામાં આવ્યો છે. જો કે આવો કોઈ સંવત પ્રાચીન સમયે અસ્તિત્વ ધરાવતો હતો કે કેમ, અને ધરાવતો હતો તો કોઈ રાજદ્વારી બનાવ સાથે તે સંવત્સર સંયુક્ત કરીને વાપરવામાં આવ્યો છે કે કેમ, તે આપણી જાણમાં આવ્યું નથી જ; કેમકે સમય–કાળગણનાના જે બે પરિચ્છેદ (જુઓ ઉપરમાં પૃ. ૬૦ થી ૧૧૩) સ્વતંત્ર રીતે લખી તેની ચર્ચા કાંઇક વિસ્તારથી અને છૂટથી કરી ચૂકયા છીએ, તેમાં આ બે સંવતમાંથી –નંદ કે મૌર્ય–એકેનું નામ આવ્યું નથી જ. છતાં કોઇ પણ સંભવિત માર્ગ તેની વિચારણામાંથી આપણે મુક્ત રાખવો નથી; એ પદ્ધતિએ કામ લેવાનું જ્યારે જાહેર કર્યું છે ત્યારે, સંભવિત કે અસંભવિતપણાનો લેશમાત્ર વિચાર કર્યા વિના જ, આપણે તો કેવળ તે આંક ઉપરથી જ, તેના સત્યાસત્યપણાનો વિચાર કરી લેવો રહે છે.

તેટલા માટે, દલીલ ખાતર માની લ્યો કે તે આંક મૌર્યસંવત અને નંદસંવતનો જ છે. વળી આપણને ખબર છે કે, કોઈ સંવત્સરનો આરંભ જે થાય છે તે કોઈક હેતુને અનુલક્ષીને જ કરાય છે; પછી ફાવે તો વંશની સ્થાપના નિમિત્તે તેનો આરંભ થયો હોય કે અમુક મહત્ત્વપૂર્ણ બનાવના સ્મરણચિહ્ન માટે થયો હોય. પ્રથમ આપણે નંદસંવતને અંગે વિચાર કરી લઈએ.

નંદસંવતનો પ્રારંભ તેની શરૂઆતની તારીખથી જ જો થયો હોય, તો નંદ પહેલાનો ઉર્ફે નંદિવર્ધનનો ઈ. સ. પૂ. ૪૭૨=મ. સં. ૫૫ માં જ્યારે રાજ્યાભિષેક થયો હતો ત્યારથી ગણી શકાય. તે બાદ બીજો કોઈ મહત્ત્વનો ઐતિહાસિક બનાવ બન્યો નથી, કે તેનો

(૪૨) કે. હિ. ઇ. પુ. ૧ પૃ. ૬૦૮=Shatkarni of the Andhra Dynasty (Shalivahan Satkarni) being contemporary with Kharvel (whose accession c. 169 B. C. if Hathigumfa inscription is dated in Maurya Era p. 314–15; 534 & 602) = જે ખારવેલનો સમય, હાથીગુંફાના મૌર્યન સંવત પ્રમાણે આશરે ઈ. સ. પૂ. ૧૬૯ ગણાય. તેનો જ સમકાલીન આંધ્રવંશી શાતકરણી (શાલિવાહન સાત કરણી) હોવાથી એટલે કે શાલીવાહન શાતકરણી અને ખારવેલ બન્ને સમકાલીન હોવાથી બન્નેનો સમય ઇ. સ. પૂ. ૧૬૯ ગણાય.

(૪૩) જ. બી. ઓ. રી. સો. પુ. ૩ અને ૪; કો. ઇ. પૃ. ૧૬; ઈં. હિ. કવૉ. પુ. ૫ સન ૧૯૨૯ પૃ. ૫૮૭ અને અને આગળ—હાથીગુંફા લેખની પંક્તિ ૧૬ માં "In the one hundred and sixty fifth year of the time of the Mauryan kings=મૌર્યન રાજાઓના સમયની ગણત્રીએ ૧૬૫ માં વર્ષે.

વિચાર કરવો પડે; હજુ એમ કહી શકાય કે, નંદ આઠમા પછી, જ્યારે નવમો નંદ ગાદીએ આવ્યો ત્યારે જે અંધાધૂની સારા યે રાજ્યમાં પ્રવર્તી રહી હતી, તેને નિર્મૂળ કરીને તેણે પ્રજામાં શાંતિ સ્થાપી દીધી હતી, ત્યારથી કદાચ તે સંવત્સરનો જો આરંભ કરાયો હતો એમ માની લેવાય, તો તેનો સમય ઇ. સ. પૂ. ૪૧૫=મ. સં. ૧૧૨ ગણવો પડશે. તે પછી તો નંદવંશનો જ અંત ઈ. સ. પૂ. ૩૭૨=મ. સં. ૧૫૫ માં આવી ગયો છે; એટલે તે બાદ કોઈ પ્રસંગને લીધે તેનો આરંભ કરાયો હોય તેવી કલ્પના કરવાનું પણ સ્થાન રહેતું નથી. મતલબ કે, જો તે આંકને નંદસંવત ઠરાવાય તો બે તારીખો જ વીચારવી ઠરે છે (૧) ઇ. સ. પૂ. ૪૭૨ અને (૨) ઈ. સ. પૂ. ૪૧૫.

મૌર્યસંવત પરત્વે જો વિચાર કરીએ તો, તેની સ્થાપના કરવા માટે તો અનેક મુદ્દાઓ ઉપસ્થિત થતા જણાય છે. જેમકે (૧) તેના આદ્ય પુરૂષ રાજા ચંદ્રગુપ્તે જ્યારથી એક નાના રાજવી તરીકે, પોતાના વંશની સ્થાપના કરી ત્યારથી પણ કહી શકાય. અને તે પ્રમાણે ઠરે તો તેનો સમય ઈ. સ. પૂ. ૩૮૧-૨= મ. સં. ૧૪૬ ગણાય (૨) ચંદ્રગુપ્ત પોતે મગધનો સમ્રાટ બન્યો ત્યારથી જો તેનો આરંભ ગણવો હોય તો તેની મિતિ ઈ. સ. પૂ. ૩૭૨=મ. સં. ૧૫૫ ગણી લેવાય (૩) પંજાબમાં ઠેરઠેર ઉભરી નીકળેલા સર્વે બળવાને દાબી દઈને, રાજા અશોકવર્ધને જ્યારથી નિષ્કંટકપણે પોતાનો રાજ્યાભિષેક જાહેર કર્યો ત્યારથી જો આદિ ગણવી પડે તો તેનો સમય ઈ. સ. પૂ. ૩૨૬=મ. સં. ૨૦૦ કહેવાય (૪) અને મૌર્યવંશી સમર્થ સમ્રાટ તેમજ તે વંશની કીર્તિને સર્વોત્કૃષ્ટ શિખરે પહોંચાડનાર મહારાજા પ્રિયદર્શિનના રાજ્યાભિષેકને જો તેની આદિના કારણરૂપ ગણવો હોય તો તેનો સમય ઈ. સ. પૂ. ૨૮૯=મ. સં. ૨૩૭ મૂકવો પડશે. આ પ્રમાણે મૌર્યસંવતના આરંભના મુદ્દા તરીકે ચાર બનાવો ગણાશે.

તે બન્નેનું એકીકરણ કરીશું તો આપણે ૭ બનાવોની તારીખવાળા વર્ષના આંક તપાસવા પડશે. નંદસંવતને અંગે (૧) ઇ. સ. પૂ. ૪૭૨ અને (૨) ઈ. સ. પૂ. ૪૧૫; અને મૌર્યસંવતને અંગે (૩) ઈ. સ. પૂ. ૩૮૧-૨ (૪) ઇ. સ. પૂ. ૩૭૨ (૫) ઇ. સ. પૂ. ૩૨૬ અને (૬) ઇ. સ. પૂ. ૨૮૯. આ ૭ એ સાલને હવે આપણે ઉપરના ત્રણે આંકમાં ઘટાવીને વિચારીએ.

| | મુદ્દો | (અ) ૧૦૩ના આંક સાથે ઘટાવતાં | (આ) ૧૬૫ના આંક સાથે ઘટાવતાં | (ઇ) ૧૬૯ના આંક સાથે ઘટાવતાં |
|---|---|---|---|---|
| (૧) | ઈ. સ. પૂ. ૪૭૨ | ઈ. સ. પૂ. ૩૬૯ | ઇ. સ. પૂ. ૩૦૭ | ઇ. સ. પૂ. ૩૦૩ |
| (૨) | „ ૪૧૫ | „ ૩૧૨ | „ ૨૫૦ | „ ૨૪૬ |
| (૩) | „ ૩૭૨ | „ ૨૬૯ | „ ૨૦૭ | „ ૨૦૩ |
| (૪) | „ ૩૮૧ | „ ૨૭૭ | „ ૨૧૫ | „ ૨૧૧ |
| (૫) | „ ૩૨૬ | „ ૨૨૩ | „ ૧૬૧ | „ ૧૫૭ |
| (૬) | „ ૨૮૯ | „ ૧૮૬ | „ ૧૨૪ | „ ૧૨૦ |

ઉપરના કોઠામાં દર્શાવ્યા પ્રમાણે નં. ૧થી ૬ સુધીના મુદ્દા નીચેનાં બનાવોના (અ) (આ) (ઇ)વાળા આસનમાં બતાવેલ સમયનો જો સમન્વય કરીશું તો, વિદ્વાનોની જે માન્યતા છે કે, પુષ્યમિત્રની ગાદીએ બેસવાની સાલ ઇ. સ. પૂ. ૧૮૮ આશરેની છે અને ચક્રવર્તી ખારવેલની ઇ. સ. પૂ. ૧૮૩ આશરેની છે,(૪૪) તેની સાથે જો કોઈ પણ સાલનો મેળ ખાતો બતાવી શકાય કે પુરવાર કરી શકાય તેમ હોય, તો તેવી માત્ર

(૪૪) જુઓ ઉપરમાં પૃ. ૨૬૧ દલીલ નં. ૧૨

પાંચ સાલોને જ હજી લેખી શકાય તેમ છે. જેને આપણે જાડા અક્ષરે ખાસ નોંધ લેવા યોગ્ય તરીકે બતાવી છે તે ઇ. સ. પૂ. ૧૬૧, ૧૫૭, ૧૮૬, ૧૨૪ અને ૧૨૦ની છે. આ પાંચમાંથી પણ બે તો,-૧૬૧, અને ૧૫૭-વિદ્વાનોએ ઠરાવેલ ૧૮૮ અને ૧૮૩ કરતાં ૨૫ વર્ષ જેટલી મોડી આવે છે; જ્યારે બીજી બે-૧૨૪ અને ૧૨૦-તો તેથી પણ બીજા ૩૫ વર્ષ વધારે મોડી આવે છે; એટલે કે સાઠ વર્ષ બલ્કે તેથી પણ વિશેષ મોડી જાય છે. પણ વિદ્વાનોએ જે "આશરે" શબ્દ લખેલ છે તેમાં બહુ બહુ તો પાંચ કે દશ વર્ષના ફેરનો જ સંભવ રહી શકે. એટલે ઉપરોક્ત પાંચમાંની ચાર સાલોને તો આપણા વિચારક્ષેત્રમાંથી બકાત કરવી જ રહે છે; જેથી માત્ર હવે ઇ. સ. પૂ. ૧૮૬ વાળી એક જ બાકી રહી; અને તે આંક વિદ્વાનોની માન્યતાની સાથે તદ્દન બંધબેસતો પણ આવી જાય છે. તેમ જ હાથીગુંફાનો આંક જે સૌથી છેલ્લામાં છેલ્લો ઉકેલ એટલે કે ૧૦૩નો ઠરાવવામાં આવ્યો છે તેની ગણત્રીમાં તે આવીને ઉભો પણ રહે છે. મતલબકે જે અઢાર બનાવોની સાલના આંકડાને કસોટી ઉપર ચડાવી જોવાને આપણે પસંદ કર્યા હતા, તેમાંનો માત્ર એક જ આંકડો, સર્વ રીતે ઉત્તીર્ણ થઈ શકે તેવો દેખાયો છે. અને તે ઇ. સ. પૂ. ૧૮૬ની સાલનો છે તથા ૧૦૩ના આંક સાથે સુમેળ ખાતો દેખાય છે. પરંતુ તે સાલ તેમ હોઈ શકે કે નહીં, તે સ્થિતિ જ આપણે વિચારવી રહે છે કે, જેથી છેવટના નિર્ણય ઉપર પણ આવી જવાય. હવે આ ઇ. સ. પૂ. ૧૮૬ની સાલ, જો મૌર્ય સંવત્સરનો પ્રારંભ મહારાજા પ્રિયદર્શિનના રાજ્યાભિષેકથી ગણવામાં આવે તો જ (જુઓ ઉપરમાં પૃ. ૨૬૮) ૧૦૩ના આંક સાથે ઘટાવી શકાય છે. અન્યથા નહીં જ. એટલે સાર એ થયો કે મૌર્ય-સંવતનો પ્રારંભ મહારાજા પ્રિયદર્શિનના રાજ્યાભિષેકથી જ ગણવો અને તે હિસાબે તેના ૧૦૩ વર્ષે=ઇ. સ. પૂ. ૧૮૬માં અથવા તેની આસપાસમાં (એટલે કે ઇ. સ. પૂ. ૧૮૮ કે ૧૮૩ જેમ વિદ્વાનોએ માની લીધું છે તેમ) રાજા પુષ્યમિત્ર અને રાજા ખારવેલનો સમય નક્કી થયેલ મનાય; તેમ જ હાથીગુંફામાં લખેલ આંક પ્રમાણેની સર્વ હકીકત યથાસ્થિત સમયે બન્યાનું ગોઠવી શકાય. અથવા તે સર્વ બનાવને અનુક્રમમાં જો ગોઠવીએ તો, પ્રથમ મહારાજા પ્રિયદર્શિન થયા છે અને તેમની પછી ૧૦૩ વર્ષે હાથીગુંફાનો લેખ કોતરાવાયો છે એમ કહેવાય. પરંતુ લિપિ વિશારદોનો અભિપ્રાય તો તેથી ઉલટો જ થાય છે એમ આપણે ઉપર પૃ. ૨૫૩થી માંડીને આગળ (જુઓ દલીલો નં. ૧, ૨, ૩, ૪, ઇ. ઇ.) જોઈ ગયા છીએ. તેઓ તો મક્કમપણે એમ જ માની રહ્યા છે કે, પ્રથમ હાથીગુંફાના લેખનો સમય હોવો જોઇએ; (પછી તે સમય તેની પૂર્વે થોડાં વર્ષનો છે કે વધારે વર્ષનો છે તે જુદો પ્રશ્ન છે) અને તે પછી જ મહારાજા પ્રિયદર્શિનનો સમય હોવો જોઇએ. એટલે વળી અઢાર સાલોમાંની જે એક ઇ. સ. પૂ. ૧૮૬ની કાંઇક અંશે આપણી કસોટીમાંથી ઉત્તીર્ણ થવા જેવી દેખાઈ હતી તે પણ આ લિપિવિશારદોના મંતવ્ય પ્રમાણે જમીનદોસ્ત થઈ જાય છે. જેથી આપણે અંતિમ એક જ નિર્ણય ઉપર આવવું રહે છે કે, હાથી-ગુંફાના લેખમાંનો ૧૦૩નો આંક જે છે, તે નથી નંદ સંવતનો કે નથી મૌર્યસંવતનો; અને પરિણામે પુષ્યમિત્ર તથા ખારવેલ સમકાલીન પુરવાર થતા જ નથી; તેમ જ ખારવેલનો સમય ઇ. સ. પૂ. ૧૮૬ કે તેની આસ-પાસનો પણ નથી જ.

આ પ્રમાણે એક પછી એક સ્થિતિ, તથા બનેલ બનાવોને લઇને, તેમ જ ગણિતશાસ્ત્રના આંકડાઓ માંડીને પણ, આપણે હવે પુરવાર કરી શકયા છીએ તે વિશેષ આલ્હાદજનક છે જ; નહીંતોયે, પ્રાથમિક દૃષ્ટિએ વિચારતાં થકાં પણ, આપણે ઉપરના જ નિર્ણય ઉપર આવી શકાય તેમ હતું, છતાં તે મુદ્દો અત્યાર સુધી આપણે આગળ ધર્યો નહોતો; કેમકે તેમ કરવા જતાં, વાચકવર્ગની એકદમ ખાતરી પણ ન થાત. એટલુંજ નહીં પણ કદાચ આપણે હાંસીને પાત્ર પણ બની જાત. હવે કોઈ પણ પ્રકારના ભય વિના સિંહનાદે તે કહી શકાય તેમ છે કે, વિદ્વાનોએ ઇ. સ. પૂ. ૧૮૬નો જે સમય ખારવેલનો ઠરાવેલ છે તે તદ્દન કલ્પીત જ છે. છતાં ઘડીભર માની લ્યો કે તે સમય બરાબર જ હતો. તો તેનો અર્થ એ થયો કે, ખારવેલે

જે મગધપતિ બૃહસ્પતિમિત્રને-કે બૃહસ્પતિરાજને-પોતાના પગે નમાવેલ હાથીગુંફાના લેખમાં લખેલ છે તે ઇ. સ. પૂ. પાંચમી કે છઠ્ઠી સદીથી માંડીને ઇ. સ. પૂ. ૧૮૮ સુધીના કોઈક સમયે મગધની ગાદીએ બિરાજ્યો હોવો જોઇએ જ. હવે આપણે જો મગધપતિઓની વંશાવળી તપાસીશું તો (જુઓ પુ. ૧ પૃ. ૩૯૩; પુ. ૨ પૃ. ૪૧૩; તથા પુ. ૩ પૃ. ૪૦૪) એકદમ અને તુરત જ માલૂમ પડશે કે, આ ત્રણ ચાર સદીના કાળમાં મગધપતિ તરીકે માત્ર ત્રણ વંશોએ જ સત્તા ભોગવી છે. (૧) શિશુનાગવંશ (૨) નંદવંશ અને (૩) મૌર્યવંશ. તેમાંય પ્રથમનો શિશુનાગવંશ તો અતિ પ્રાચીન છે એટલે તેને આપણી ગણનામાંથી મુક્ત કરવો રહે છે. બાકીના બે વંશમાંથી જ કોઈક વંશનો નૃપતિ તે બૃહસ્પતિમિત્ર હોવો જોઇએ એમ સિદ્ધ થયું. બીજી બાજુ ખારવેલ પોતે જ લખી રહ્યો છે કે, તેને અને નંદવંશના ભૂપતિઓને બિયાબારૂં ચાલ્યું આવતું હતું; કેમકે તેના પૂર્વજોના સમયમાં, કોઈક મગધપતિ નંદરાજાએ, કલિંગદેશમાંથી જીનમૂર્તિનું હરણ કર્યું હતું; જેના કારણે પોતાને મગધ ઉપર ચડાઈ લઈ જવી પડી હતી. મતલબ એ થઈ કે, ખારવેલને અને નંદરાજાને વેરઝેર કેટલાય વખતથી ચાલ્યાં આવતાં હતાં. હવે જો તેવી દુશ્મનાવટ ચાલી આવતી હોય-અને દુશ્મનાવટ હતી જ, તે દીવાની જ્યોત જેવી પ્રગટ હકીકત છે-તો શું ખારવેલ જેવો ચતુર અને અતુલ પરાક્રમી રાજા, પોતાના દુશ્મન રાજાના નામે ચલાવેલ સંવત્સરનો આશ્રય લ્યે ખરો? અને તે પણ જે શિલાલેખ રાજદ્વારી નજરે પોતે જ આટલી બધી મહત્ત્વતાનો લેખીને, તેને શાશ્વત જળવાઈ રહેલો જોવાની ઇચ્છા ધરાવે છે તેમાં જ, તે આંક કોતરાવવા જેવી ભૂલ કરે કે ઇચ્છા સેવે; એવો સ્વપ્ને પણ ખ્યાલ આવે ખરો? તેમ કદી પણ થાય જ નહીં. એટલે માનવું જ રહે છે; તેમ હવે તે બિનાને તદ્દન સાબિત થયેલી જ ગણવી રહે છે કે, હાથીગુંફાના લેખમાંનો ૧૦૩નો આંક જે છે, તેને નંદસંવત સાથે[૪૫] કોઈ પ્રકારનો સંબંધ જ નથી. તેમ તે આંક મૌર્યસંવતનો પણ ઠરાવી શકાય તેમ નથી. કારણકે જો બૃહસ્પતિરાજને મૌર્યવંશી ઠરાવો તો, ચક્રવર્તી ખારવેલને પણ તેના વંશની સાથે જીનમૂર્તિને માટે પરાપૂર્વથી વેરઝેર ચાલ્યું આવતું હતું તેમ ગણવું રહે. એટલે ઉપરની દલીલમાં જેમ નંદવંશનો બૃહસ્પતિરાજ માનવાથી, તેનો સંવત વાપરતો ખારવેલને માનવામાં, જે પ્રકારનો બાધ નડે છે તે જ પ્રકારનો બાધ અત્ર બૃહસ્પતિમિત્રને મૌર્યવંશી ધારી લેવામાં અને તેના વંશનો મૌર્યસંવતનો ઉપયોગ કરતો ખારવેલને માની લેવામાં આવશે. એટલે તે જ દલીલ અને તે જ સિદ્ધાંતના આધારે, બૃહસ્પતિમિત્ર મૌર્યના સંવતનો ઉપયોગ, ચક્રવર્તી ખારવેલથી હાથીગુંફા લેખમાં કરાયો નથી એમ આપોઆપ સ્વીકારવું જ રહે છે. આ પ્રમાણે દરેક રીતે હાથીગુંફામાં કોતરાયલ આંકને, નંદસંવત્સરના કે મૌર્યસંવત્સરના આંક તરીકે વધાવી લેવાને, ડગલેને પગલે વિરોધ ઊભો થયા જ કરે છે. મતલબ કે તે આંક નથી નંદસંવતનો કે નથી મૌર્ય સંવતનો.

ત્યારે હવે સવાલ એ થાય છે કે, આ ૧૦૩ નો આંક જે વિદ્વાનોએ છેવટના ઉકેલ તરીકે માન્ય રાખ્યો છે તે કયા સંવત્સરનો હોઈ શકે? આ તત્ત્વ જો શોધી શકાય તો, અનેક મુશ્કેલીઓનો ફડચો આવી જાય. અત્ર આપણે પ્રાચીન સમયના રાજાઓના કેટલાંક મૂળ ભૂત-સત્ર સિદ્ધાંતો કેવાં હતાં તે જાણી લેવાની જરૂર ઉભી થાય છે પુ. ૨ માં સિક્કાઓનું વર્ણન કરતાં (જુઓ પૃ. ૫૫ થી ૭૨) એમ જોઈ ગયા છીએ કે પ્રાચીન સમયે રાજાઓને મમત્વ તથા અહંભાવ બહુધા નહોતાં અને તેથી પોતાના નામનો સંવત્સર પણ ચલાવવાની ઇચ્છા ધરાવતા નહીં. તેમજ ગમે તેવું સર્વોત્કૃષ્ટ કાર્ય પોતે કર્યું હોય તોપણ, તે કાર્યની સાથે પોતાનું નામ સરીખું જોડવાને પણ તેઓ ખચકાતા હતા.[૪૬] માત્ર જો કોઈ સમયનો

(૪૫) આ આંક નંદસંવત હોવા વિશેની કેટલીક ચર્ચા પુ. ૧ પૃ. ૩૩૦ ઉપર કરવામાં આવી છે તે જુઓ.

(૪૬) જુઓ સમ્રાટ પ્રિયદર્શિનનું આખુંયે જીવન વૃત્તાંત; આ કારણને લીધે જ તેણે બનાવેલી, નાની કે મોટી કે

આધાર તેઓ લેતા, તે પોતાના ઈષ્ટદેવના નામના સંવત્સરનો જ આધાર લેતા. તેમ જ સર્વે વસ્તુનો યશ પોતાના ધર્મને નામે જ ચડાવવામાં મગરૂરી માનતા. જેમ સિક્કાચિત્રોનું અને ચિહ્નોનું છે, તેમ જ શિલાલેખમાંની હકીકતનું પણ સમજી લેવું રહે છે. તેમાં પણ મોટા ભાગે પોતાની યશગાથા ગાવા કરતાં, ધાર્મિક વૃત્તિથી દાન દેવાની જ હકીકતો કોતરાવવામાં આવતી હતી (જુઓ ઉપરમાં ચષ્ઠણવંશની હકીકતે પૃ. ૨૧૮-૧૯) વળી એ તો નિર્વિવાદીતપણે સિદ્ધ થયેલ છે કે રાજા ખારવેલ પોતે જૈનમતાનુયાયી હતો. એટલે જે આંક તેણે હાથીગુંફામાં કોતરાવ્યો છે તે અન્ય કોઇ નહીં પણ જૈનધર્મના છેલ્લા પયગંબર શ્રી મહાવીરનાજ સંવત્સરનો સંભવે છે. આ મહાવીર સંવતનો આરંભ તેમના નિર્વાણ (બૌધ પરિભાષામાં જણાવવું હોય તો પરિનિર્વાણ) પામ્યાની તારીખથી થયેલ ગણાય છે. જેનો સમય ઈ. સ. પૂ. ૫૨૭ ઠરાવાયલ છે (જુઓ પુ. ૨. પૃ. ૮-૯) તે હિસાબે રાજા ખારવેલના રાજ્યનું ૧૦૩ આંકવાળું વર્ષ, તે ઇ. પૂ. ૫૨૭-૧૦૩=ઈ. સ. પૂ. ૪૨૪ નું આવે છે. અને તે તેના રાજ્યાભિષેક પછીનું પાંચમું વર્ષ હોવાનું તેણે હાથીગુંફા લેખમાં જણાવ્યું છે. એટલે તેનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૪૨૪ + ૫ = ૪૨૯ માં થયાનો અથવા મ. સ. ૯૮ નો ગણવો પડશે.[૪૭] આ એક વાત સિદ્ધ થઈ. વળી તેણે ૩૬ વર્ષ રાજ્ય કર્યું છે; જેથી તેનું મરણ ૪૨૯ – ૩૬ = ઈ. સ. પૂ. ૩૯૩ માં થયું કહેવાશે. એટલે તેનો સમય ઈ. સ. પૂ. ૪૨૯ થી ૩૯૩ = ૩૬ વર્ષ પર્યંતનો હોવાનું સાબિત થઈ ચૂક્યું. અને પોતે ૨૫ વર્ષની ઉમરે ગાદીએ આવ્યો છે એટલે તેનું આયુષ્ય ૨૫ + ૩૬ = ૬૧ વર્ષનું હતું એમ પણ નક્કી થઈ ગયું કહેવાશે.

ઉપરના પારિગ્રાફમાં એમ સાબિત કરી ગયા છીએ કે હાથીગુંફાના લેખમાં કોતરાવેલ ૧૦૩નો આંક મહાવીરસંવતનો છે અને તેની ગણત્રી તેમના નિર્વાણ સમય ઇ. સ. પૂ. ૫૨૭ થી કરવામાં આવી છે. આ સિવાય જે બીજી એક બે શક્યતા તે આંકને વિશે અમારા ધ્યાનમાં આવી હતી પણ પાછળથી મૂકી દેવી પડી છે, તેનો પણ કાંઈક ખ્યાલ અત્ર આપી દેવા આવશ્યકતા છે; કેમકે સંવતોની કાળગણનાની પ્રથા ઉપર, પણ તેમાંથી કાંઈક પ્રકાશ પડે છે. તેમજ સંભવ છે કે, વિશેષ વિચારણાના બીજા મુદ્દાઓ વાચકવર્ગના મનમાં ઉપસ્થિત થાય અને બહાર પડે, તો આ આંકની શક્યતા ઉપર વિશેષ ઉહાપોહ થવા પામે; જેના પરિણામે અમે આપેલ નિર્ણય સત્ય છે કે અસત્ય તે નક્કી થઈ જાય.

**૧૦૩ના આંકની અન્ય શક્યતા**

આ આંકની શક્યતાનો વિચાર કરતી વખતે બે બીજી કલ્પના થઈ હતી (૧) ખારવેલ ચક્રવર્તીના ચેદિવંશની વિચારણા અત્યારે ચાલી રહી છે, વળી તેણે પોતે જ લેખની પંક્તિમાં એવા શબ્દો વાપર્યા છે કે જેમાંથી ચેદિ નામનો કેમ જાણે કોઇ સંવત તે સમયથી પ્રવાહમાં મૂકાયો હોય તેવો આભાસ-ધ્વનિ નીકળી રહે છે. તેમજ, અન્ય રાજવંશોએ પણ પોતાના વંશના નામના સંવત્સરો ચલાવ્યા હોયાના અનેક દૃષ્ટાંતો આપણી નજરે પડી રહ્યા છે, ત્યારે ખારવેલે કાં "ચેદિસંવત" નામના સંવતનો[૪૮] આશ્રય

---

પ્રચંડકાય કોઈ પણ મૂર્તિ ઉપર તેણે પોતાનું નામ સુદ્ધાં પણ કોતરાવેલ નથી. લેખોમાં (ખડક લેખમાં અને સ્તંભ લેખમાં) જે તેનું નામ આવે છે તેમાં માત્ર ધર્મોપદેશ જ છે: એટલે તેમાં પોતાની અહંતા દર્શાવવાનો હેતુ નથી; જ્યારે ઉપરની મૂર્તિઓમાં તો તેવો ધર્મોપદેશ કોતરાવાયે નહીં, અને કેવળ નામ કોતરાવવા જાય તો અહંકારનું દર્શન કરાવાય છે.

(૪૭) પુ. ૧. પૃ. ૩૪૮ માં ટાંકેલી હકીકત હવે પુરવાર થઇ ગયેલી ગણવી. તથા શાતવહન વંશની આદિ જે ૧૦૦ મ. સં. માં થયાનું લેખાવ્યું છે તે પણ સાબિત થઇ ગઇ ગણાશે. કેમકે શ્રીમુખ આંધ્રપતિ જે શતવહન વંશનો સ્થાપક છે તેને આ ખારવેલે, પોતાના રાજ્યાભિષેકના બીજે વર્ષે એટલે ૯૮+૨=૧૦૦ માં કલિંગના અમુક ભાગમાં ચડી આવતો અને સંસ્થાન જમાવતો અટકાવ્યો છે; જેથી તેણે નાસિક પાસેના મુલકમાં હઠી જઈને ત્યાં ગાદી સ્થાપી હતી.

(૪૮) જુઓ આ પુસ્તકમાં પૃ. ૬૪ માંની હકીકત તથા તે પાને ટી. નં. ૧૭

ન લીધો હોય ? મતલબ કે, એક કલ્પના તે આંક ચેદિસંવતનો હોવાની થઇ હતી (૨) અને બીજી એમ થઈ હતી કે, તે આંક ભલે મહાવીરસંવતનોજ હોય; પરંતુ તેની આદિ તેમના નિર્વાણસમયથી એટલે ઇ. સ. પૂ. ૫૨૭થી ગણાતી હોવાનું જે અત્યારે મનાઈ રહ્યું છે તેને બદલે તેઓ જ્યારથી અર્હત્‌પદને પામ્યા ત્યારથી[૪૯], એટલે ઇ. સ. પૂ. ૫૫૬ (જુઓ પુ. ૧. પૃ. ૩૯૭ ની સમયાવલી)ના સમયથી કાં ન ગણાઈ હોય ? કેમકે, જે કોઈ સંવતનો પ્રચાર થયો છે તેમાંના લગભગ સર્વેનો પ્રારંભ[૫૦], જેના સ્મારકમાં તેમનો ઉદ્દ્ભવ થયો છે, તેમના મરણ સમય સાથે કદાપિ[૫૧] સંબંધ નથી જોડાયો, પરંતુ રાજા હોય તો તેના રાજ્યાભિષેક સાથે, કે ધર્મપ્રવર્તક હોય તો[૫૨] તેમના જીવનના અન્ય ઉજ્વળ પ્રસંગના[૫૩] સમય સાથે જ તે સંયુક્ત કરાયો નજરે પડે છે. તે પ્રથાને અનુસરીને મહાવીરના સંવતનો પ્રારંભ પણ ઈ.સ.પૂ. ૫૨૭ ને બદલે ૫૫૬ સાથે કદાચ જોડાયો હોય ? આ બે શકયતાઓ વિચારીને કેમ પડતી મૂકવામાં આવી છે તે હવે દર્શાવીએ.

પ્રથમ ચેદિસંવતવાળી બાબત તપાસી જોઈએ. જો ચેદિસંવત વપરાયો જ હોય, તો તેની સ્થાપના નીચે જણાવેલ ચાર પ્રસંગમાંથી એકને લીધે—તે સમયે—જ થઇ હોય (૧) પ્રથમ વિભાગે મહારાજા કરકંડુ મહામેઘવાહન કલિંગપતિ બન્યો ત્યારથી, એટલે ઈ. સ. પૂ. ૫૫૮થી (પુ. ૧ પૃ. ૧૬૬–૮) અથવા વિકલ્પે ઇ. સ. પૂ. ૫૬૩ (તે જ પુસ્તક પૃ. ૧૬૮ની ટીકા) (૨) ઈ. સ. પૂ. ૫૩૭માં બીજા વિભાગે રાજા સુરથ ગાદીએ બેઠો ત્યારથી (૩) ત્રીજા વિભાગે ઈ. સ. પૂ. ૪૭૫ માં રાજા ક્ષેમરાજ કલિંગપતિ બન્યો ત્યારથી (૪) અથવા રાજા ખારવેલ પોતે ઇ. સ. પૂ. ૪૨૯માં ગાદીએ બેઠો ત્યારથી. વળી ખારવેલે લેખમાં સ્પષ્ટપણે ૧૦૩ના આંકનો અને રાજા નંદનો ઉલ્લેખ કરેલ છે. શું પ્રસંગ છે તેની હકીકત ભલે સંદિગ્ધમાં રહે, છતાં એટલું નિઃશંક તેનું કહેવું થાય છે જ, કે તે સમય સાથે રાજા નંદનો કોઇને કોઇ પ્રકારે સંબંધ હતોજ; તેમ એ પણ સ્વાભાવિક છે, કે જો તે સમયને નંદરાજાની સાથેનો સંબંધ ધરાવતો ઘટાવી બતાવવો હોય, તો તે સમયે રાજા નંદની હયાતી હોવી જ જોઇએ. એટલે તાત્પર્ય એ થયો કે, ઉપરના ચાર આંકમાંથી એવો કયો આંક છે કે જેનાથી ચેદિ સંવતનો પ્રારંભ થયો ગણીને ૧૦૩ ની સાલ જ્યારે આવે, ત્યારે નંદરાજાની હયાતી હતી એમ બતાવી શકાય. ઉપરના ચાર આંક ઇ. સ. પૂ. ૫૫૮ (વિકલ્પે ૫૬૩) ૫૩૭, ૪૭૫ અને ૪૨૯ છે તેનાથી પ્રારંભ

(૪૯) જુઓ ઉપરમાં પૃ. ૬૧ ટી. નં. ૫ અને ૬ ની હકીકત તથા નીચેની ટીકા નં. ૫૨ માં બુદ્ધની જ્ઞાનપ્રાપ્તિ સાથે જોડાયલ બુદ્ધ સંવતનો પ્રારંભ થયો હતો તે હકીકત.

(૫૦) થોડાંક દૃષ્ટાંત માટે જુઓ પૃ. ૧૦૬ માં બનાવેલ કોષ્ટક.

(૫૧) જો કે કહેવાય છે કે, મરણ (અથવા રાજવંશની પડતી થવાના) સમયથી પણ તેમના સંવતની આદિ થઇ શકે છે (જુઓ ઉપરમાં પૃ. ૬૫ ટી. નં. ૧૮ માં કો. આં. રે. પૃ. ૧૬૨ પારા. ૧૩૫નું પ્રો. રેપ્સનના મતનું અવતરણ) પરંતુ તેવો એકે દૃષ્ટાંત નોંધાયાનું હજુ જાણવામાં આવ્યું નથી. સરખાવો નીચેની ટી. નં. ૫૨, ૫૩ નું લખાણ તથા પ્રસંગો; તે દર્શાવવા અત્ર 'કદાપી' શબ્દ વાપરવો પડયો છે.

(૫૨) ખરી વાત છે કે જેમ બૌદ્ધ ધર્મના પ્રવર્તક બુદ્ધ ભગવાનના પરિનિર્વાણ સાથે તેમના સંવતનો સંબંધ કેટલાકે જોડયો છે; તેમ એ પણ સત્ય છે, કે કેટલાકોએ તેમના નિર્વાણ એટલે જ્ઞાનપ્રાપ્તિની સમય સાથે જોડયો છે (જુઓ પુ. ૨. પૃ. ૮ થી આગળમાં તથા ટીકાઓમાં લખેલી ચર્ચા) એટલે તેમાં બન્ને પ્રસંગોનો ઉપયોગ કર્યો લેખાય તેમ છે. વળી જુઓ નીચેની ટીકા. નં. ૫૩

(૫૩) ઈસવીસન જેના સ્મારકમાં ચાલુ થયો છે તે ઇસુ ભગવાનના મરણનો કે જન્મનો કે અન્ય પ્રસંગ ન લેતાં, તેઓ જ્યારે ત્રણથી ચાર વર્ષના હતા ત્યારનો પ્રસંગ જોડાયો છે. (જુઓ પૃ. ૧૦૬ માં બતાવેલ કોઠો) ત્યારે મુસ્લીમ ભાઈઓ જે હીજરી સંવત વાપરે છે તે તેમના પયગંબર સાહેબના જીવનકાળમાં અમુક પ્રસંગ બન્યો હતો તેના સ્મારકમાં વાપરે છે. એટલે કે (સરખાવો ઉપરની ટીકા નં. ૫૧ ની હકીકત) સંવતની વપરાશ બહુધા મરણના સમયની નોંધ લેવા માટે વપરાતી નથી.

થયો લઇને તેનું ૧૦૩ જુ વર્ષ એટલે ઇ. સ. પૂ. ૪૫૫, (૪૬૦,) ૪૩૪, ૩૭૨ અને ૩૨૬ આવશે. હવે આપણે નંદરાજાની વંશાવળી (જુઓ પુ. ૧ પૃ. ૩૯૩, તપાસીશું તો આ ચારમાંથી પ્રથમના બે આંક એવા દેખાય છે, કે જે સમયે નંદ નામનો કોઈ રાજા ગાદીપતિ હતો જ. તેમાં પણ પ્રથમનો આંક, ૪૫૫ (૪૬૦) જે છે તે નંદ પહેલાનો અને બીજો આંક ૪૩૪ તે નંદ બીજાનો સમય બતાવે છે. તેમ આપણે ઇતિહાસના જ્ઞાનથી જાણી ચૂકયા છીએ, કે નંદ બીજાના રાજ્યઅમલે કલિંગપતિ સાથે કોઇ જાતની અથડામણ જેવું કે મૈત્રી ભાવ જેવું પણ બનવા પામ્યું નથી. એટલે તેનો ખ્યાલ આપણે મગજમાંથી ખસેડી નાંખવો જ રહે છે. પછી કેવળ રહી નંદ પહેલાની બાબતની વિચારણા. અને આપણે જાણીએ પણ છીએ કે નંદ પહેલાની સાથે જ ખારવેલના પૂર્વજોને ખડાખારતાના પસંગો ઉભા થવા પામ્યા હતા. એટલે નંદ પહેલાના સમયને અનુલક્ષીને જ રાજા ખારવેલે હાથીગુંફાના લેખમાં ઉચ્ચારણ કરેલું હશે એમ સમજાય છે. આટલે સુધી વાતનો મેળ બરાબર મળી રહ્યો. હવે આપણે જોવાનું એટલું જ રહે છે કે, ઇ. સ. પૂ. ૪૫૫ કે વિકલ્પે ૪૬૦, અથવા તે માટેના ચેદિ સંવતનો પ્રારંભિક આંક ઇ. સ. પૂ. ૫૫૮ વિકલ્પે ૫૬૩ છે, તે બેમાંથી કયો આંક ચેદિસંવતનો પ્રારંભિક કાળ કહી શકાશે ? અથવા બીજા શબ્દોમાં તેને લખીએ તો ચેદિસંવતની આદિ ૫૫૮માં થઇ કહેવાય કે ૫૬૩માં ? એટલે કે મહારાજા કરકંડુ ૫૫૮માં કલિંગપતિ બન્યા હતા કે ૫૬૩માં; એટલું નક્કી કરવું રહે છે. પુ. ૧. પૃ. ૧૭૫ ટી. નં. ૪૪માં જણાવી ગયા છીએ કે, શ્રી મહાવીર જ્યારે દીક્ષા લીધા પછી નવમે વર્ષે (એટલે ઈ. સ. પૂ. ૫૫૯માં) કલિંગમાં વિહરતા હતા ત્યારે કલિંગપતિ તરીકે તેમના પિતાનો મિત્ર હયાત[૫૪] હતો અને તે નિઃસંતાન ગુજરી જવાથી તેની ગાદીએ કરકંડુને બેસારવામાં આવેલ છે. એટલે સાર એ થયો કે, ૫૫૯ સુધી તો કરકંડુ નહીં, પણ પેલો રાજવીજ કલિંગાધિપતિ હતો. અને કરકંડુ જે ગાદીપતિ થયો છે તે ૫૫૯ બાદ જ: એટલે ૫૬૩ની સાલ પણ કાઢી નાંખવી રહી; જેથી પુ. ૧. પૃ. ૧૬૮માં ચેદિસંવતની સ્થાપના માટે જે ત્રણ સાલો (૫૫૮, ૫૫૬ કે ૪૭૫) વિકલ્પે આપણે દર્શાવી હતી તેનો પણ ખારવેલે કોતરાવેલ શિલાલેખના આધારે કાંઈક અંશે નિકાલ આવી ગયો ગણાશે. હજુ આપણે જે વિચારવું રહે છે તે એ કે, ૫૫૮ની સાલ સાચી કે ૫૫૬; તેનો પણ નિર્ણય કરી શકાય તેમ છે. તે ચર્ચાનો પ્રસંગ નીચેના પારામાં આવે છે માટે ત્યાં આપણે વર્ણવ્યો છે. આ પ્રમાણે ચેદિસંવતની શક્યતાનો વિચાર કરી લીધો. હવે મહાવીરની જ્ઞાનપ્રાપ્તિ સાથે ૧૦૩ના આંકની શકયતાને સંબંધ છે કે કેમ તે વિચારીએ.

શ્રી મહાવીરને જ્ઞાન પ્રાપ્તિ ઈ. સ. પૂ. ૫૫૬માં થયાનું જાણીએ છીએ (જુઓ પુ. ૧. પૃ. ૩૯૭) એટલે જો તે સમયથી મહાવીર સંવતની સ્થાપના થઈ હોય તો તેનું ૧૦૩ જુ વર્ષ તે ઇ. સ. પૂ. ૪૫૩ આવે છે. જે સમયે નંદિવર્ધનને મરણ પામ્યાને પણ લગભગ ત્રણ વર્ષ થવા આવ્યાં હતાં એટલે નંદ શબ્દનું અસ્તિત્વજ નાબુદ થઇ ગયું કહેવાય; જ્યારે લેખમાં તો ખારવેલે તે નામનું સ્પષ્ટ રીતે ઉચ્ચારણ કરેલ છે. સાર એ થયો કે શ્રીમહાવીરની જ્ઞાન પ્રાપ્તિના સમયથી તે સંવત ગણાયો હોય અને ત્યાંથી માંડીને ૧૦૩ વર્ષની ગણત્રી કરાઈ હોય તે કલ્પના પણ નિરાધાર છે.

આ પ્રમાણે ઇ. સ. પૂ. ૫૫૬ના જ્ઞાનપ્રાપ્તિના પ્રસંગના સંબંધને જેમ નિરાધાર ઠરાવાય છે તેમ કરકંડુના રાજ્યારોહણની જો તે સાલ લઇએ તો તે સમયથી ચેદિ સંવતની આદિ કરાવાનું અથવા ચેદિ વંશની સ્થાપના થયાનું પણ તેટલે જ દરજ્જે નિરાધાર ઠરાવી શકાશે. એટલે ૫૫૬ની સાલ પણ સાચી ઠરતી નથી જ.

અંહી બીજો મુદ્દો ઉભો થાય છે કે, જો ચેદિ સંવતનો ઇ. સ. પૂ. ૫૫૮માં આરંભ થયાનું ગણો તો ૧૦૩ની સાલ તે ઇ. સ. પૂ. ૪૫૫ આવશે; જ્યારે

(૫૪) વળી જુઓ. જૈ. સા. સં. ખંડ ત્રીજો. પૃ. ૩૭૨ પંક્તિ ૧૩-૧૪.

નંદિવર્ધનનું મરણ તો ૪૫૬માં એટલે કે એક વર્ષ વહેલું નીપજી ચૂકયું છે. તો આ બે વસ્તુનો મેળ કેમ બેસારી શકાય ? બે રીત સૂચવી શકાશે. (૧) ૫૫૮ને બદલે ૫૫૯માં કરકંડુનું ગાદીએ આવવું ગણવું જેથી નંદિવર્ધનના રાજ્યે છેલ્લા વર્ષે જ પેલો ૧૦૩ વર્ષવાળો બનાવ બનવા પામ્યો હોય અને તુરત તે બાદ નંદિવર્ધનનું મરણ નીપજ્યું હોય. (૨) અથવા ગતવર્ષ અને ચાલુવર્ષ તે બેની ગણત્રી કરવામાં, કે ઇ. સ. અને ઇ. સ. પૂ.ની ગણત્રી કરવામાં મહીનાઓની પીછેહઠ કરીને જે કામ લેવું પડે છે, તેવી કોઈ પ્રથાને અંગે છથી બાર મહિનાનો અવધિ પસાર થઈ ગયો હોય. આ પ્રમાણેની ભાંજગડ અને ગડમથલવાળી કલ્પનાઓ ઉભી કરવી અને તેની શકયાશકયતાનો વિચાર કરવો તે કરતાં, જે સરળ માર્ગ હોય તેનો જ આશ્રય લેવો તે શ્રેયસ્કર છે. તે હિસાબે આ બન્ને શકયતા પડતી મૂકી છે. એટલે કે તે આંક ચેદિ સંવતનો હોવાની શકયતા નથી જ;[૫૫] તેમ આગળ પુરવાર કરી ગયા છીએ કે તે આંક નંદ સંવતનોયે નથી તેમ મૌર્ય સંવતનો પણ નથી; પરંતુ હવે સાબિત થઈ ચૂકયું છે તેમ, હાથીગુંફાના લેખમાં કોતરાયલ ૧૦૩નો આંક મહાવીર સંવતનો જ છે તથા તેનો આરંભ શ્રીમહાવીરના નિર્વાણ પામ્યાના સમયથી એટલે ઇ. સ. પૂ. ૫૨૭ થી જ ગણાયેલ છે એ નિર્ણય ઉપર આવવું પડયું છે.

(૫૫) આ આંક ચેદિ સંવતનો હોવા વિશે હજુ કાંઇક શંકા રહી જાય છે તેની ચર્ચા આગળના પરિચ્છેદે હાથીગુંફામાં ઉતારી છે તે જોઇ લેવી.





# તૃતીય પરિચ્છેદ

## રાજા ખારવેલ (ચાલુ)

### હાથીગુંફાના લેખનો અનુવાદ

**ટૂંકસારઃ**—હાથીગુંફાના લેખની ઐતિહાસિક દૃષ્ટિએ સમજાવેલી મહત્તા—અત્યારસુધી તે ઉપર ચાલી આવતા મંતવ્યનો આપેલ પ્રથમ ખ્યાલ—તે બાદ તેમાંથી પંક્તિવાર વાક્યો તથા શબ્દો લઈ, કારણો સાથે થતા મતફેરની કરેલી રજુઆત—તથા તેમાં સમાયલ મુદ્દાઓની આપેલી સમજૂતિ—

તેની સત્તર પંક્તિઓમાંથી કેવળ બે જ વિના મતફેરવાળી છે; બાકીની પંદરમાંથી, ફૂટ તેમજ સરળ મળીને ૩૬ મુદ્દાઓ (જેવા કે, વેનરાજ, મુસિકનગર, ૧૦૩નો આંક, મૌર્યકાળે ઉચ્છેદ પામેલ ચોસઠ્ઠિ, કલિંગજીનમૂર્તિ, રાજગૃહ, મથુરા, યુનાની રાજા, બિંદતિ ત્રમરદેશ, બૃહસ્પતિમિત્ર, કાયનિષીદી, ઈ. શબ્દો અને વાક્યપ્રયોગો) એવા ઉભા થયા છે કે જે ખૂબ સ્પષ્ટીકરણ માંગી રહ્યા છે; વળી તે ૩૬ માંથી કેટલાયમાં પેટા સવાલો ઉભા કર્યા છે; આવી રીતે લગભગ ૫૦ જેટલા પ્રશ્નો જે ઉપસ્થિત થયા છે તે સર્વેની, ઐતિહાસિક વિગતો, દલીલો અને અન્ય પરિસ્થિતિ ટાંકીટાંકીને કરેલી ચર્ચા—જેથી હાથીગુંફા લેખના વિધાયક રાજા શ્રી ખારવેલ જે જૈનધર્મ પાળી રહ્યો હતો તેની અનેક વિગતો ઉપર પાડેલ પ્રકાશ—વિદ્વાનોએ આ જૈનધર્મનું સાહિત્ય બિલકુલ તપાસેલ નહીં હોવાથી, લેખનો અર્થ બેસારવામાં તેમને નડેલ મુશ્કેલીઓનું, તથા મળેલ નિષ્ફળતાનું વાક્યે વાક્યે દેખાઈ આવતું ચિત્ર—તેના નિપજતા અર્થમાંથી, એક જૈન રાજા કેવા પ્રકારનું જીવન ગુજારી શકે છે તેનો આવતો ખ્યાલ—તે ઉપરથી રાજા ખારવેલનું ચારિત્ર્ય કઈ કક્ષાએ વ્યતીત થઈ રહ્યું હતું તેનો મળતો પરિચય—કુદરતના કાયદાએ બતાવેલ પડછાયાઓની વચ્ચે વચ્ચે આપવી પડેલી સમજૂતિ—

**રાજા ખારવેલ (ચાલુ)**

**હાથીગુંફાનો શિલાલેખ**

જે શિલાલેખે ઈતિહાસમાં આવું મોટું અને જબરદસ્ત પરિવર્તન કરી નંખાવ્યું હોય તેને વિશે વાચક વર્ગને વિશેષ જાણવાની મનોવૃત્તિ હોય તે સ્વભાવિક છે, પરંતુ આખોયે શિલાલેખ કે તેનો સઘળો સાર, ઉદ્ધરિત કરવાનું કાર્ય આ ગ્રંથ પ્રયોજનમાં ન ગણાય તેથી તે કાર્ય પડતું મૂકી[1], તેનો ખ્યાલ વાચક વર્ગને સર્વાંશે આવી શકે તેટલે દરજ્જે તેનો સાર[2] જ અત્ર આપવો ઉચિત ધાર્યો છે. તે લેખનો જે અર્થ, અદ્યપર્યંત વિદ્વદ્વર્ગમાં સામાન્ય રીતે સ્વીકારવામાં આવ્યો છે તે પ્રથમ જણાવીશું અને પછી, તેમાં કયાં કયાં અમારી માન્યતા જુદી પડે છે તથા તેનો કેવી કેવી રીતે અર્થ ઘટાવવો રહે છે તે છેવટે જણાવીશું. માન્યતા જે જુદી પડે છે તેનાં મુખ્ય કારણ બે છે. એક તો તે લેખ જે સ્થિતિમાં[3] મળી આવ્યો છે તેને અંગેજ ઉભું થવા પામ્યું છે અને બીજું કારણ તેના ઉકેલ કરનારની તે કોતરાવનાર રાજા ખારવેલના ધર્મ સંબંધી[4] અજ્ઞાત દશામાં રહેલું છે.

આખો લેખ સત્તર લીટીમાં કોતરાયલ છે. તે દરેક પંક્તિનો અનુક્રમવાર ભાવાર્થ જે માન્ય રહ્યો છે તે આ પ્રમાણે હોવાનું જણાયું છેઃ—

(૧) પ્રથમ પંક્તિ—ઐર[5] (ઐલ)[6] મહારાજ, મહામેઘવાહન[7] ચેદિરાજ વંશવર્ધન[8]...કલિંગાધિપતિ શ્રી ખારવેલ

(૨) પંદર વર્ષ સુધી...બાલ્યાવસ્થાની (ક્રિડાઓ) કરી...નવ વર્ષ સુધી યુવરાજ તરીકે શાસન કર્યું. તે વખતે સંપૂર્ણ ચોવીસ વર્ષની ઉમરના થયેલ (તેઓશ્રી) જેઓ બાલ્યાવસ્થાથી વર્ધમાન છે અને જેઓ અભિવિજયમાં વેન (રાજા) છે, ત્રીજા

(૩) પુરૂષયુગમાં (ત્રીજી પેઢીમાં)...મહારાજ્યાભિષેકને પ્રાપ્ત થયા. અભિષેક પછીના પ્રથમ વર્ષમાં... કિલ્લાની મરામત કરાવી...તળાવો અને પાળો બંધાવ્યાં. બધા બાગોની મરામત[9]

(૪) કરાવી પાંત્રીસ લાખ પ્રકૃતિ[10] (પ્રજાનું

---

(૧) વાંચ્છુકવર્ગે તે વિષયના ખાસખાસ ગ્રંથો જોઈ લેવા વિનંતિ છે.

(૨) પુનાથી પ્રગટ થતા જૈન સાહિત્ય સંશોધક નામના ત્રિમાસિક પત્ર, ખંડ ત્રીજો પૃ. ૩૮૦ માંથી તારવીને સાર અત્ર આપ્યો છે. (આ પત્ર હાલ બંધ પડી ગયું છે.)

(૩) આ સ્થિતિ કેવી છે તેનું વર્ણન અત્રે આપવા કરતાં, જૈ. સા. સં. ખંડ ૩ પૃ. ૩૯૯માં જે શબ્દો લખાયા છે તે સદાબરાજ જણાવીએ છીએ. "કેટલાક અંશોમાં લેખ ગળી ગયો છે. કેટલીક પંક્તિઓની શરૂઆતના બારેક અક્ષરો પત્થરનાં ચપતરાં સાથે ઉડી ગયા છે, અને કેટલીક પંક્તિઓમાં વચ્ચે વચ્ચે અક્ષરો એકદમ ઉડી ગયા છે અને કયાંક પાણીથી ઘસાઈ ગયા છે. કયાંક કયાંક અક્ષરની કોતરણી વધી ગઇ છે અને જલપ્રવાહ તેમજ બીજાં કારણોથી ભ્રમોત્પાદક ચિન્હો ઉત્પન્ન થઈ ગયાં છે. કયાં સુધી ટાંકણાની નિશાની છે અને કયાં કાલકૃત ભ્રમ–જાલ છે એનો ઉકેલ કરવો એજ આ લેખનું રહસ્ય છે."

(હવે વિચારો કે આવી સ્થિતિમાં તેનો ઉકેલ કરતાં અનેક સ્ખલનાઓ થઇ જાય તે સંભવિત છે કે નહીં?)

(૪) રાજા ખારવેલ જૈનધર્માનુયાયી છે. તેવી વ્યક્તિનું માનસ સમજવાને જૈન સાહિત્યનું જ્ઞાન અવશ્ય ગણાય. અત્યાર સુધી જૈન સાહિત્યનો પ્રચાર અને પ્રકાશન જોઈએ તેટલાં પ્રમાણમાં થયાં નથી; તેથી તે સંબંધી અજ્ઞાન પ્રસરેલું હોય અને તે પ્રમાણમાં તેનો ઉકેલ કરવામાં બરાબર અર્થ ન સમજી શકાય તેવી સ્થિતિ રહે તે દેખીતું જ છે.

(૫) આ શબ્દના અર્થ માટે, આ ખંડમાં જ આગળના પરિચ્છેદે જુઓ.

(૬) જે શબ્દો મૂળ શિલાલેખમાં નથી પણ હકીકતનો સંબંધ બેસારવાને અનુવાદકને ઉમેરવા પડયા છે તે શબ્દો તેમણે કૌંસમાં લખ્યા છે.

(૭) આના અર્થ માટે જુઓ પૃ. ૨૩૦ તથા આગળ ઉપર.

(૮) કલિંગપતિઓ હોવા છતાં શામાટે ચેદિરાજના વંશવર્ધન તરીકે પોતાને ઓળખાવવા મગરૂરી ધરાવે છે તે માટે પૃ. ૧ માં ચેદિ દેશનું અને કરકુંડુ મહારાજાનું વૃત્તાંત વાંચો.

(૯) આવા પ્રકારના લોકોપયોગી કાર્યો કરવાની રાજકર્તાઓની ફરજ તે સમયે ગણાતી હતી; તેમજ તે અદા કરવામાં તેઓ કેવા તત્પર રહેતા તે આ ઉપરથી સમજાશે. સમ્રાટ પ્રિયદર્શિનના લેખોમાંથી પણ આ સ્થિતિ સ્પષ્ટ થાય છે.

(૧૦) આ ઉપરથી તે સમયની વસ્તી કેટલી હશે તેનો

રંજન કર્યું. બીજા વર્ષમાં સાતકર્ણિ (સાતકર્ણિ)ની કશી પરવા કર્યા વિના જ પશ્ચિમ દિશામાં (ચડાઇ કરવા માટે)...મોટી સેના મોકલી, કન્હવેંના (કૃષ્ણ વેણા નદી) ઉપર પહોંચેલી સેનાવડે મુસિક (મૂષિક) નગરને બહુ ત્રાસ આપ્યો. વળી ત્રીજે વર્ષે

(૫)...ઉત્સવ, સમાજ[૧૧] કરાવી નગરીને રમાડી ...ચોથે વર્ષે

(૬).. એવા બધા રાષ્ટિક, ભોજકોને પોતાના પગ ઉપર નમાવ્યા. હવે પાંચમા વર્ષમાં નંદરાજના એકસો ત્રીજા વર્ષ (સંવત)માં ખોદાયલી નહેરને તનસુલિય વાટે રાજધાનીની અંદર લઈ આવ્યા. અભિષેકના [છઠ્ઠા વર્ષે] રાજસૂય યજ્ઞ ઉજવતાં કરના બધા રૂપિયા—

(૭) માફ કર્યા....સાતમા વર્ષમાં રાજ્ય કરતાં [તેઓની] ગૃહિણી વજ્રધરવાળી ઘુષિતા (નામચીન યા પ્રસિદ્ધ) માતૃપદને પ્રાપ્ત થઈ...આઠમા વર્ષમાં ગોરથગિરિ[૧૨]

(૮) ને તોડીને રાજગૃહને ઘેરી લીધું. એનાં કર્મોનાં અવદાનો (વીરકથાઓ)ના સંનાદથી યુનાની રાજા (યવનરાજ) ડિમિતે...Demetrios પોતાની સેના અને છકડાં એકઠાં કરી મથુરા છોડી દેવા માટે પાછાં પગલાં ભર્યાં નવમા...વર્ષમાં...પલ્લવ...

(૯)...([૧૩]અનેક દાનો દીધાનો ઉલ્લેખ) છે. અર્હતના

(૧૦) રાજભવનરૂપ **મહાવિજય** (નામનો) પ્રાસાદ તેઓએ આડત્રીસ લાખ (પણ) વડે બનાવરાવ્યો. દશમા વર્ષમાં દંડ-સંધિ-સામ પ્રધાન (તેઓએ) ભૂમિજય કરવા માટે ભારતવર્ષમાં પ્રસ્થાન કર્યું...

(૧૧)...(અગિયારમા વર્ષમાં) (કોઇ) ખરાબ રાજાએ બનાવરાવેલ મંડ (મંડી યા બજાર) ને મોટા ગધેડાઓના હળવડે ખેડાવી નાંખ્યો. લોકોને છેતરનાર એકસોતેર વરસના તમરના દેહસંઘાતને તોડી નાખ્યો. બારમા વર્ષમાં...ઉતરાપથના રાજાઓને બહુ ત્રસ્ત કર્યા.

(૧૨)...તે મગધવાસીઓને ભારે ભય ઉત્પન્ન કરતો છતો હાથીઓને સુગાંગેય[૧૪] (પ્રાસાદ) સુધી લઈ ગયો અને મગધરાજ બૃહસ્પતિમિત્રને પોતાના પગ ઉપર નમાવ્યો તથા રાજા નંદદ્વારા લઈ જવામાં આવેલ કલિંગજીનમૂર્તિને...અને ગૃહરત્નોને લઈ પ્રતિહારોવડે અંગ-મગધનું ધન લઈ આવ્યો.

(૧૩)...અદ્ભૂત અને આશ્ચર્ય (થાય તેવી રીતે તે) હાથીઓવાળા વહાણ ભરેલ નજરાણાં હય, હાથી, રત્ન, માણિક્ય પાંડય રાજાને ત્યાંથી આ વખતે અનેક મોતી, મણિ, રત્ન હરણ કરાવી લાવ્યો.

(૧૪)...સીઓને વશ કર્યા. તેરમા વર્ષે પવિત્ર કુમારિ પર્વત[૧૫] ઉપર જ્યાં (જૈન ધર્મનું) વિજય

---

ખ્યાલ આવશે. (શિલાલેખની હકીકત છે એટલે તેની સત્યતા વિશે તો શંકા રહેતી નથી જ). સવાલ એ છે કે આ વસ્તી એક નગરની છે કે તેને આખા સામ્રાજ્યની વસ્તી કહેવાનો ભાવાર્થ છે તે સમજાતું નથી.

(૧૧) સમ્રાટ પ્રિયદર્શિને પણ આવાં સમાજ દર્શનનાં કાર્યને લોક રંજનના કાર્ય તરીકે ગણ્યું છે (જુઓ ખડક લેખ નં. ૩) આ ઉપરથી સમજાશે કે ખારવેલ અને પ્રિયદર્શિન એકજ ધર્મના હશે. સરખાવો ઉપરની ટીકા. નં. ૯ તથા નીચેની ટીકા નં. ૨૦

આવાં લોકરંજનનાં કાર્યો, જ્યારે જ્યારે કાંઈ ખુશાલીના પ્રસંગો રાજ્યને ઉપસ્થિત થતાં ત્યારે ત્યારે કરવામાં આવતાં હતાં (જૈન સાહિત્યમાં આવા અનેક પ્રસંગોનાં વર્ણનો વાંચવામાં આવે છે.)

**(સરખાવો ટીકા નં. ૬૧ માં કર માફ કર્યાની હકીકત)**

(૧૨) બિહારમાં ગયા શહેરની પાસે જે બરાબર નામનો પહાડ છે (જુઓ પ્રિયદર્શિન રાજ્યે; પુ. ૨. પૃ. ૩૯૭ ઉપરનું પરિશિષ્ટ ક) તેને ગોરથગિરિ તરીકે ઓળખાવે છે (જુઓ. જૈ. સા. સં. ખંડ ૩. પૃ. ૩૮૧ ટી. નં. ૮)

(૧૩) કૌંસમાં મૂકેલ શબ્દો અમારા છે. મૂળમાં દાન કર્યાની વિગત આપેલી છે. તે અત્ર ઉતરવાની જરૂર ન લાગી તેથી તે હેતુ દર્શાવતા શબ્દો જ મૂકાયા છે.

(૧૪) મુદ્રારાક્ષસ નાટકમાં નંદ અને ચંદ્રગુપ્તનો 'સુગાંગ' નામક મહેલ પાટલિપુત્રમાં બતાવવામાં આવ્યો છે. (જૈ. સા. સં. પુ. ૩ પૃ. ૩૮૨ ટી. નં. ૧૧)

(૧૫) આ નામ ખંડગિરિ-ઉદયગિરિનું છે. પ્રિયદર્શનનો જ્યાં ધૌલિનો શિલાલેખ છે તે ભુવનેશ્વરની પાસેનો નાનો પહાડ છે. ત્યાં જ આ હાથીગુંફાનો લેખ કોતરાયલ છે.

ચક્ર[16] સુપ્રવૃત્ત છે...કાયનિષીદી (સ્તૂપ)[17] ઉપર... રાજભૃતિઓ કાયમ કરી દીધી (શાસનો બાંધી આપ્યાં)[18] પૂજામાં રત[19] ઉપાસક[20] ખારવેલે જીવ અને શરીરની[21] શ્રીની પરીક્ષા કરી લીધી (જીવ અને શરીર પારખી લીધું ).

(૧૫)...અરિહંતની નિષીદી[22] પાસે...અનેક યોજનોથી લાવવામાં આવેલ...સિંહપ્રસ્થવાળી રાણી સિંધુલાને માટે નિઃશ્રય...

(૧૬)...વૈડુર્ય રત્નવાળા ચાર થાંભલાઓ સ્થાપન કર્યા, પંચોતેર લાખના (ખર્ચેથી) મૌર્યકાળમાં ઉચ્છેદ પામેલ ચોસઠિ (ચોસઠ અધ્યાયવાળા) અંગસપ્તિકનો ચોથો ભાગ ફરીથી તૈયાર કરાવ્યો. આ ક્ષેમરાજે, વૃદ્ધિરાજે, ભિક્ષુરાજે,[23] ધર્મરાજે, કલ્યાણો દેખતાં સાંભળતાં અને અનુભવ કરતાં.

(૧૭)...બધા પંથોનો આદર કરનાર[24] બધા પ્રકારના મંદિરોની[25] મરામત કરાવનાર, અસ્ખલિત

---

(૧૬) જુઓ પુ. ૧. પૃ. ૧૬૦ ટી. ૫૯: પુ. ૨. પૃ. ૫૯. ટી. નં. ૪૪-૪૫ મા પ્રતિહાર્યનું ( દેવરચિત આઠની સંખ્યામાં છે તેનું ) વર્ણન આપ્યું છે. તે ઉપરથી સમજાશેકે જેમ ચક્રવર્તી રાજાની નિશાની તરીકે તેની અગાડી ચક્રરત્ન ફર્યા કરે છે, તેમ ધર્મચક્રવતી (તીર્થંકર)ની આગળ ધર્મચક્ર ચાલે છે. તેથી તેમને વિજયચક્ર કહેવાય છે. તેમજ તેવી સંપત્તિવાળી વ્યક્તિને 'પ્રવૃત્તચક્ર' પણ કહેવાય છે.

જૈન. સા. સં. પુ. ૩ પૃ. ૩૭૨ આ લેખમાં લખેલું છે કે, કુમારી પર્વત ઉપર જ્યાં આ લેખ છે ત્યાં ધર્મ વિજયચક્ર પ્રવર્ત્યું હતું, અર્થાત ભગવાન મહાવીરે પોતે જ જૈનધર્મનો ઉપદેશ કર્યો હતો.

આ પર્વતને સમેતશિખરની તળેટી હોવાનું આપણે જણાવ્યું છે. ( જુઓ ઉપરમાં પૃ. ૨૪૭ ) અને આ સમેતશિખર પર્વત ઉપર જૈનોના વર્તમાન કાળે થયેલ ૨૪ તીર્થંકરોમાંથી ૨૦ નિર્વાણ પામ્યાનું ગણાય છે તેથી આ પહાડ ઉપર 'વિજયચક્ર સુપ્રવૃત્ત' = શ્રેષ્ઠ રીતે ફરતું રહ્યું છે એવા ભાવાર્થમાં નિર્દેશ કર્યો છે; નીચેની ટીકા નં. ૨૭ તથા ૨૮ જુઓ.

(૧૭) નિષીદી=સમાધિ: કાયનિષિદિ=જ્યાં શરીરને અગ્નિદાહ દીધો હોય ત્યાં જે સમાધિ ઉભી કરવામાં આવે છે તે, અથવા સ્તૂપ; પ્રાચીન કાળે જૈનમતવાળાઓ પણ પોતાના ધર્માત્માઓના નિર્વાણ પામવાના સ્થળે આવા સ્તૂપો રચતા હતા તે આવા શિલાલેખની હકીકતથી સિદ્ધ થયું સમજવું (પુ. ૨ માં પ્રિયદર્શિનના વૃત્તાંતે ટોપ્સવાળી હકીકતનું વર્ણન જુઓ તથા ભિલ્સાટોપ્સ અને ભારહુત ટોપના વૃત્તાંત સાથે આ સર્વ હકીકત સરખાવો. )

(૧૮) ધર્મનાં સ્થાન ઉપર તેને લગતી ક્રિયા પ્રક્રિયાઓ કાયમને માટે થયાં જ કરે તે માટે જે માણસો ત્યાં નિયત થાય તેના ગુજરાન નિર્વાહને હરકત ન આવે તે સારૂ દાતાઓ હમેશાં આર્થિક ગોઠવાઈ કરી આપે છે. તે પ્રથાનું અહીં રાજા ખારવેલના આ કૃત્યથી સ્મરણ થાય છે.

[ સાંચી સ્તૂપ ઉપર (જુઓ પ્રિયદર્શિનના વૃત્તાંતે) દીપમાળા પ્રગટાવવા સમ્રાટ ચંદ્રગુપ્તે જે હજારો રૂપીઆનું દાન કર્યાનું જણાયું છે તે બિના સાથે આ હકીકતને સરખાવો.]

૧૯) જૈનશાસ્ત્રમાં દરેક જૈનને એક દિવસમાં ત્રણ વખત દેવપૂજા કરવાનું કહ્યું છે ( જુઓ પુ. ૧ માં રાજા શ્રેણિક અને ઉદયાશ્વની હકીકતે; તેમ રાજા ખારવેલ પણ દેવપૂજામાં રચ્યો પચ્યો રહેતો હતો એમ સમજાય છે.)

(૨૦) સમ્રાટ પ્રિયદર્શિને પણ ઉપાસકવ્રત ગ્રહણ કર્યાં હતાં એવું તેમના ખડકલેખ ઉપરથી સુપ્રસિદ્ધ છે. આ હકીકત સિદ્ધ કરે છે કે ખારવેલ અને પ્રિયદર્શિન સહધર્મી હતા ( વળી સરખાવો ઉપરની ટી. નં. ૧૧)

(૨૧) જીવ = ચેતન, આત્મા } પુદ્‌ગલ અને
શરીર = દેહ, પુદ્‌ગલ } આત્મા વચ્ચે

ના તફાવતનું—સારાસારનું રહસ્ય જે પામી ચુકયા છે: મતલબ કે જેને આત્માના ઐશ્વર્યનું ખરૂં ભાન થઈ ગયું છે.

(૨૨) જુઓ ઉપરની ટીકા નં. ૧૭

(૨૩) પોતાનું ખરૂં નામ તો ખારવેલ છે. પણ દાદાનું નામ ખેમરાજ, અને પિતાનું નામ વૃદ્ધિરાજ હતું તેનેજ અનુસરતું નામ ભિખ્ખુરાજ તેણે ધારણ કર્યું હતું. ઉપરાંત પોતે ધર્મકાર્યમાં બહુ રત હોવાથી પોતે ધર્મરાજ પણ કહેવાયો હોય એમ સમજાય છે.

(૨૪) પોતાની રૈયતના સર્વ ધર્મ પ્રત્યે એક સરખાં પ્રેમ તથા મમતા બતાવવાં, એવો રાજાનો જે ધર્મ મનાય છે તેનું પાલન રાજા ખારવેલે કર્યું હતું.

રાજસત્તાએ કોઇના ધર્મમાં હાથ ન નાંખવો તેનું આ ઉપરથી સૂચન મળે છે. પ્રિયદર્શિને પણ આ રાજનીતિનું જ અનુસરણ કરેલું દેખાઈ આવે છે. સૌ ધર્મ પ્રત્યે સહિષ્ણુતા દાખવવી ઘટે છે.

(૨૫) તે સમયે મંદિરો, ચૈત્યો વિગેરે હતાં તેમ આ ઉપરથી સાબિત થાય છે.

રથ અને સૈન્યવાળા, ચક્ર[૨૬] (રાજ્ય)ના ધુર (નેતા) ગુપ્ત (રક્ષિત) ચક્રવાળા, પ્રવૃત્ત ચક્રવાળા[૨૭] રાજર્ષિ[૨૮] વંશ વિનિઃસૃત રાજા ખારવેલ.

[નોંધ—ઉપર પ્રમાણે તે લેખનો ભાવાર્થ સં. ૧૯૮૪ (ઇ. સ. ૧૯૨૬) સુધી માન્ય કરાયો હતો. અમારી માન્યતા કેટલેક ઠેકાણે તેમનાથી જુદી પડે છે. વાચકોને એટલું જણાવવાની જરૂર છે કે, અમારી માન્યતા–કે કલ્પના–કાંઇ શિલાલેખના વાંચન ઉપરથી કે તેના ઉપરથી નીકળતા અર્થના ફેરફાર ઉપરથી ઉભી થવા પામી નથી. પરંતુ જે વિચારો ઉદ્‌ભવ્યા હતા; તથા તે સમયની બનેલી સર્વ ઐતિહાસિક ઘટનાઓનો પરસ્પર સંબંધ મેળવવા માટે જે કેટલાંક અનુમાનોની રચના કરવી આવશ્યક હતી; તે પ્રથમ રચી કાઢયાં હતાં, ત્યાર બાદ તે સર્વને તદાકાર–વર્ષોની સાથે મેળ મેળવી ગૂંથી–ઘડી કાઢયાં છે. એટલે બનવા જોગ છે કે, તે અનુમાનો સર્વથા સાચાં ન પણ નીવડે. છતાં હિંમતથી કહી શકાશે કે તેમાંથી એવા પ્રકારની એક સ્થિતિનું સર્જન થાય છે કે, જેથી તે લેખના લિપિજ્ઞોને, ફરી ફરીને તે વાંચવાની અને વિચારવાની જરૂરિયાત લાગશે. પરિણામે સુચિત ફેરફાર યોગ્ય છે કે અયોગ્ય, અથવા પૂર્વે અર્થ બેસારવામાં ભ્રાંતિ થઈ છે કે કેમ અથવા જ્યાં અક્ષરો ખૂટતા માલૂમ પડે છે ત્યાં અમુક અક્ષરોનું ક્ષેપન કરીને સળંગ પંક્તિ ઉભી કરાય છે કે કેમ, અથવા અમુક અક્ષરની અનુમાત્રા કે કાનામાત્રી લાંબી ટૂંકી થઈ જઈને કે કાળદેવની અસરથી[૨૯] શિલા ઉપરના અક્ષરોનો ઉકેલ અન્યથા સમજાય છે કે કેમ, આવા અનેક પ્રશ્નો તેમના વિચાર ક્ષેત્રમાં ઉત્પન્ન થઈ તે સંબંધી માર્ગ કાપવા માટે તેમને પ્રયાસ કરવો પડશે.

અમે સૂચવેલ અર્થ બેસારવા માટે અથવા કહો કે બધી વસ્તુસ્થિતિ સાથે હાથીગુંફામાં કોતરેલ હકીકતોને અન્ય ઐતિહાસિક પ્રસંગોની સાથે ઘટાવવા માટે, સૌથી પ્રથમ અમારે એક પરિસ્થિતિનોજ આશ્રય લેવો પડયો હતો. તે એ છે કે ખારવેલને પોતાના આખાયે જીવનકાળ દરમ્યાન, ઉત્તર હિંદની સાથે અલ્પાંશે પણ લેવા દેવા હતી નહીં, સિવાય કે એક જ પ્રસંગ; અને તે એટલો જ કે મગધપતિરાજને નમાવવાનો અને જૈન મૂર્તિને પોતાના દેશમાં પાછી લાવવાનું મહત્કાર્ય[૩૦] કરવાનો; આ સિવાય તેણે ઉત્તર હિંદ તરફ આંખની મીટ સરખી પણ માંડી નથી.

---

(૨૬) ચક્ર એટલે ચક્રવર્તીના રાજ્ય જેવું વિશાળ જેનું રાજ્ય છે તેવો: વળી સરખાવો ઉપરની ટીકા નં. ૧૬

(૨૭) જુઓ ઉપરની ટીકા નંબર ૧૬; ઉત્તર હિંદના "ગંગા" માસિક પત્રનો ૧૯૩૩ જાન્યુઆરીનો ખાસ પુરાતત્વ અંક પૃ; ૧૬૭:–ઇસ લેખમેં (હાથીગુંફાના વર્ણન કરતાં)

चक्रका भी वर्णन है जोके बौध्धों के
धम्मचक्क के समानही धर्मका चिन्ह था ।

એટલે કે, રાજા ખારવેલે લખેલ પ્રવૃત્તચક્ર શબ્દ તે બૌદ્ધ ધર્મના ધર્મચક્ર સમાન છે એમ લેખકનું મંતવ્ય છે આ બાબતમાં જૈનધર્મવાળાની શી માન્યતા છે તે માટે ઉપરની ટી. નં. ૧૬ જુઓ. તથા પુ. ૩. પૃ. ૨૮૧ માં તક્ષીલાને જે ધર્મચક્ર તીર્થ કહેવાયું છે તેનું વર્ણન જુઓ.)

(૨૮) રાજ+ઋષિ=જે રાજા હોય અને પાછળથી દીક્ષા લઇને મુક્તિપદને વર્યા હોય તેને અંગે આ શબ્દ 'પ્રવૃત-ચક્રવાળા રાજર્ષિ' વપરાયો છે. મતલબ કે રાજા ખારવેલ પોતે તેમના વંશમાંથી ઉતરી આવ્યો હતો એમ તેમનું કહેવું થાય છે. તેથી જ પોતાને રાજર્ષિવંશ વિનિઃસૃત = રાજર્ષિના વંશમાં વિશેષપણે ખ્યાતિ પામેલ છે, એવો પોતે, એમ કહીને સંબોધે છે.

[ જૈનધર્મના સિંધુસૌવીરપતિ રાજા ઉદયનને પણ અંતિમ રાજર્ષિ કહેવાય છે. એટલે કે તે છેલ્લા કેવળી હતા એમ નહીં, પણ જે રાજાઓએ શ્રી મહાવીર પ્રભુના વરદહસ્તે દીક્ષા લીધી હતી, એવા રાજા માંહે તે છેલ્લા હતા એમ ભાવાર્થ છે. નહીં તો તેની પછી તો અનેક રાજાઓએ દીક્ષા પણ લીધી છે (જેમકે ચંદ્રગુપ્ત મૌર્ય) તો તેને જ કાં અંતિમ પદ લગાડાયું છે? (જુઓ પુ. ૧. પૃ. ૨૨૪ ટી. નં. ૧૦૫)]

(૨૯) આ લેખના અક્ષરો સંબંધી અહીં દર્શાવેલી પાંચ છ પ્રકારની સ્થિતિ હતી જ એમ ઉપરની ટી. નં. ૩ ના વાંચનથી સ્પષ્ટ થાય છે. આવી સ્થિતિમાં જ્યાં લેખ મળી આવે, ત્યાં તેના ઉકેલમાં તથા ભાવાર્થ બેસારવામાં અનેક ક્ષતિઓ રહેવા પામે તે સ્વભાવિક છે. વળી ઉપરની ટીકા નં. ૪ પણ સરખાવો.

(૩૦) મૂર્તિ પાછી પોતાના દેશમાં લાવવાના કાર્યને મહત્કાર્ય શા માટે કહેવામાં આવ્યું છે તે તો, તે મૂર્તિનું

તેણે યુવરાજ તરીકેનો કાળ, તેમ જ ગાદીએ બિરાજીત થયા પછીનો પણ સર્વ સમય, પોતાના કલિંગ દેશમાં જ, અથવા તો તેની દક્ષિણે એટલે કે દક્ષિણ હિંદ તરફ જ કે બહુ ત્યારે સિંહલદ્વીપ સુધી ચડાઈ લઈ જઈ પરાક્રમ બતાવવામાં જ, વ્યતીત કર્યો હતો. તેટલા માટે ગુંફાના લેખમાં તેણે જે જે વર્ણન કરી બતાવ્યું છે, તે સર્વે દક્ષિણ હિંદમાં તેણે કરેલ પ્રયાણ પરત્વેનું જ છે, એટલું ખાસ સમજી લેવું રહે છે. આ નિર્ણય ઉપર અમારે આવવું પડયું છે તેનું સબળમાં સબળ કારણ એ છે કે, તે સમયે સમસ્ત ઉત્તર ભારતવર્ષ ઉપર મગધ સમ્રાટની હાક[૩૨] વાગી રહી હતી, જેથી તે બાજુ નજર ફેરવવાની તેને કાંઈ તમન્ના—તાલાવેલી પણ નહોતી. તેમ વળી પોતાને નહોતો તેવો કોઇ રાજ્યલોભ કે નહોતો કોઇ ઉપર વેરભાવનો બદલો લેવાનો પ્રસંગ. પોતે આર્હદ્[૩૩] જીવન ઉપર અપ્રતિમ પ્રેમ[૩૪] ધરાવતો હતો, જે તેના હાથીગુંફાના લેખ ઉપરથી સાફ રીતે સમજી શકાય છે. એટલે પોતાના ધર્મના ફરમાન પ્રમાણે કાર્ય કરવામાં તથા અન્ય રીતે લોકોપયોગી અને સાર્વજનિક કામમાં રચ્યો પચ્યો રહેવાની[૩૫] ઇચ્છાવૃત્તિ ધરાવતો હતો. મૂર્તિનો પ્રસંગ, કે જે તેના કુળની કીર્તિ—આંટ—નાકનો સવાલ થઈ પડયો હતો તે જો તેને આડે આવ્યો ન હોત, તો મગધ તરફ પણ ઝાંખી કરીને તે જોત જ નહીં. આ પ્રકારની તેની મનોદશા સમજી લઇને, હાથીગુંફાના લેખ માંહેલી વસ્તુ સ્થિતિનો ઉકેલ કરવા અમે પ્રેરાયા છીએ; તે હકીકત પ્રથમ જણાવી દઈએ છીએ. હવે તેની પ્રત્યેક પંક્તિના અર્થ ઉકેલની સૂચના તથા તે ઉપરની ચર્ચા કરીશું ] આટલું વિવેચન કરી હવે મતભેદવાળા મુદ્દાઓ, અને તેની દલીલો કારણો સાથે રજુ કરીશું.

(૧) પ્રથમ પંક્તિ—બરાબર છે. ખાસ મુદ્દો કોઇ ઉભો થતો નથી.

(૨) (અ) પંદર વર્ષ સુધી બાલ્યક્રિડાઓ કરી છે; અને તે બાદ નવ વર્ષ સુધી યુવરાજ પદે રહ્યા છે. એટલે ૨૪ વર્ષ સંપૂર્ણ થયા બાદ તેનો રાજ્યાભિષેક થયો છે. આ ઉપરથી કેટલાક વિદ્વાનો એવા અનુમાન ઉપર આવ્યા છે કે, તે સમયે પચીસ વર્ષની ઉમરેજ રાજલગામ સોંપવાનો રિવાજ[૩૬]

---

મહાત્મ્ય, આગળ પારિશિષ્ટમાં વર્ણવવાનું છે, તેની સમજણ થશે ત્યારે જ બરાબર સમજાશે (વળી પુ. ૧. પૃ. ૧૭૪ માં 'પેલી સુવર્ણ પ્રતિમા વિશે'નું વર્ણન વાંચો.

(૩૧) આઠમી પંક્તિના ભાવાર્થવાળી હકીકત જે આગળ ઉપર આપવામાં આવી છે તે સરખાવો.

(૩૨) રાજા ખારવેલનો સમય ઈ. સ. પૂ. ૪૨૯થી ૩૯૩ સુધીનો છે. તે સમયે મગધની ગાદી ઉપર નંદ બીજાનું અને નવમા નંદનું એમ મળી બે પ્રતાપી રાજ્ય દીપી રહ્યાં હતાં. વચ્ચે જે કાંઈ અંધાધૂની જેવાં આશરે બારેક વર્ષ ચાલી રહ્યાં હતાં તે વખતે ભૂપ્રાપ્તિનો લાભ લેવો હોત તો ખારવેલ લઈ શકત; પણ તે સ્થિતિ કાળદેવે ઉત્પન્ન કરી નહોતી. (જુઓ પુ. ૧. પ્રથમ પરિચ્છેદે કુદરત વિશેનું વર્ણન )

(૩૩) હાથીગુંફાના લેખની પંક્તિ ૯ જુઓ તેમાં તેણે અર્હત્ શબ્દ સ્પષ્ટપણે લખ્યો છે;

અર્હન્તને લગતું તે આર્હન કહેવાય; જ્યારથી કોઈ વ્યક્તિને કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ થાય, ત્યારથી તે ને અર્હત્ કહી શકાય છે. કેમકે અર્હન્ એટલે જેને ફરી ફરીને આ સંસારમાં જન્મ મરણને તાબે થવું નથી તે; અને કૈવલ્ય થયું એટલે તે જીવને અવશ્ય મોક્ષ મળે છે જ; અને મોક્ષ પામવો એટલે પછી જન્મ મરણનો ફેરો તેને રહેતો નથી. વળી વિશેષ સમજૂતિ માટે આગળ ઉપર જુઓ.

(૩૪) પોતે જૈન ધર્મ પ્રત્યે કેવો અનુરક્ત હતો તે આખા હાથીગુંફાના શિલા લેખની બધી કડીના વર્ણનમાંથી તરી આવે છે. વળી સરખાવો ઉપરની ટીકા નં. ૩૦ તથા ટી. નં. ૨૧

(૩૫) જુઓ ઉપરની ટી. નં. ૯, ૧૧, ની હકીકત તથા પંક્તિ ૪, ૬, ૭, ૯ ઇ. માં કરેલ કાર્યનું વર્ણન.

તથા આગળ ઉપર "મહાવિજય પ્રાસાદ"નું અને "પુસ્તકો દ્વાર"ને લગતું વર્ણન જુઓ.

તેના લેખમાં કોતરાયેલ સર્વે હકીકત ઉપરથી સમજાય છે કે, એક વરસ તે રાજકારણમાં ગાળતો ત્યારે બીજે વર્ષે જનહિતકારી કાર્ય કરતો.

(૩૬) જુઓ જૈ. સા. સં. પુ. ૩. પૃ. ૩૭૫; તેમાં લખ્યું છે કે "બૃહસ્પતિસૂત્રમાં લખ્યું છે કે, ૨૪ વર્ષ પછી રાજ્યાભિષેક થવો જોઇએ. એ જ વાત આ લેખ ઉપરથી પણ સિદ્ધ થાય છે."

ચાલ્યો આવતો હતો; તે કથન સામે ચેતવણી આપવાની કે, ભલે ૨૫ વર્ષની ઉંમર રાજકારભાર ચલાવવાને વધારે લાયક ગણાતી હશે, પરંતુ સગીરવયની મર્યાદા તો ૧૩ અને ૧૪ વર્ષની જ તે વખતે લેખાતી હતી. જેથી તે ઉંમરે લગ્નો પણ થતાં તેમ જ રાજ્યકારોબાર સોંપીને રાજ્યાભિષેક પણ કરાતો હતો. આ ખારવેલનો ૨૫ મા વર્ષે જે રાજ્યાભિષેક થયો છે, તે સમયના દેશાચારને અંગે નહોતો જ, પરંતુ જેમ લેખમાં જણાવાયું છે તેમ, પંદર વર્ષ સુધી તે બાળક્રિડામાં અને વિદ્યાભ્યાસમાં ગુંથાયલ રહ્યો હતો અને તે પછી તેના પિતા ગાદીપતિ થતાં, પોતે યુવરાજ પદે નિયુક્ત થતાં, તે હોદ્દાની જવાબદારી તેણે ઉપાડી લીધી હતી; અને દશવર્ષ તે સ્થિતિમાં પસાર થયા બાદ, તેના પિતાનું મરણ નિપજતાં, પોતાને એકદમ યુદ્ધના મેદાનમાંથી પાછા ફરીને ગાદી સંભાળી લેવી પડી હતી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, તેનો રાજ્યાભિષેક જે થયો છે તેની સાથે ઉમરની પ્રયત્તાના પ્રશ્નને કાંઈ સંબંધ જ નથી. તેમ તેના પિતાનું મરણ પણ કોઈક આકસ્મિક સંજોગોમાંજ નીપજ્યું દેખાય છે, નહીં તો તે પોતે ઠેઠ સિંહલદ્વીપ સુધી દૂરના પ્રદેશ ઉપર[૩૭] વિજય મેળવવા જેટલી ચડાઈ લઈ જાત જ નહીં, કે જ્યાંથી તેને પોતાના પિતાના મરણ સમાચાર મળતાં, દેશ જીતવાનું[૩૮] ઉપાડેલું કાર્ય અધૂરૂં મૂકીને રાજધાની તરફ એકાએક ઉપડી આવવું પડયું હતું.

(આ) જેઓ બાલ્યાવસ્થાથી વર્ધમાન છે અને જેઓ અભિવિજયમાં વેન (રાજા) છે, ત્રીજા–આ પ્રમાણે અનુવાદ કરેલ છે, જ્યારે મૂળ શબ્દો वधमान सेसयो वेनाभिविजयो ततिये આ પ્રમાણે છે; તેની સંસ્કૃત છાયા वर्धमान शैशवो वेनाभिविजय स्तृतीये કરાય છે. અને તેનો અર્થ બચપણથી (શૈશવ) વર્ધમાન છે (અથવા થયો); અને જે અભિવિજયમાં વેન છે (અથવા થયો); એવો બેસારીને એમ જાહેર કરવા માંગે છે કે, વેન નામે પૃથ્વી માત્રનો જે રાજા હતો અને જેણે સારા કાયદાઓ ઘડયા હતા તેની સાથે પોતાની સરખામણી રાજા ખારવેલે કરી બતાવી છે. આ અર્થ બેસારવામાં પ્રથમ વાંધો તો એ જ આવે છે કે, ખારવેલ હજુ સુધી પોતે રાજા જ બન્યો નથી, કેમકે રાજ્યાભિષેકની વાત હવે પછીની[૩૯] એટલે પંક્તિ ત્રીજીમાં તેણે કરેલી છે. તો પછી આ દ્વિતીય પંક્તિમાં વર્ણવેલી હકીકત તેના યુવરાજ પદના કાળની સમજવાની છે. તેમ બીજો વાંધો એ છે કે, જ્યારે રાજા જ બન્યો નથી ત્યારે–અને કદાચ બન્યો હોય તો પણ–હજુ પ્રથમ વર્ષમાં તે પોતે ભવિષ્યમાં આવો થશે એમ ઇચ્છા વ્યક્ત કરે, પરંતુ આવો થઈ ગયો છે તેવાં વિશેષણો જોડવાની, કે તેણે વિજય મેળવી લીધાની અને વેનની કોટીમાં મૂકાઈ તેના જેવો પરાક્રમી પોતે થયો છે એમ નોંધ કરાવવાની, હિંમત કેવી રીતે તે પ્રદર્શિત કરી શકે? છતાં માનો કે તેણે આ લેખ, જ્યારે પોતાના રાજ્યા-

---

(૩૭) આ પ્રદેશ સુધી તે ચડાઈ લઈ ગયો હતો કે નહીં, તે ત્રીજી પંક્તિવાળી હકીકત વાંચીને સરખાવવાથી સમજી શકાશે; અત્ર એટલું જ જણાવીશું કે, જ્યારે ત્રીજી પંક્તિથી તેના રાજ્યાભિષેકને લગતી અને તે બાદની જ હકીકત આવે છે, ત્યારે તે પૂર્વેની સર્વ હકીકત, રાજ્યાભિષેકની પૂર્વની સમજવી–મતલબકે યુવરાજપદે બની ગઈ હતી એમ સમજવું રહેછે.

એટલે કે પ્રથમની બે પંક્તિમાં વર્ણવાયલી હકીકત બધી યુવરાજના સમય દરમિયાનની જ છે.

(૩૮) આ કાર્ય તેને ઉપાડવું પડયું હતું. તેમાં પોતાને (અથવા તો યુવરાજપદે હતો ત્યાં સુધી તેના પિતાની પ્રેરણાથી ઉપાડવું પડયું હોય) ભૂમિ પ્રાપ્તિનો લોભ કારણરૂપ હતો, કે સામા ધણીએ અનેક પ્રકારની વેતરણ કરી હતી તેથી તેના પ્રતિકારરૂપે જવું થયું હતું. (એટલે કે તેને offensive ને બદલે defensive ભાગ ભજવવો પડયો હતો) કે ધર્મકાર્ય તરીકે પ્રયાણ કરવું પડયું હતું તે પ્રશ્નો વિચારવા રહે છે. હમણા તો એટલું કહી શકાય તેમ છે, કે ભૂમિતૃષ્ણા કારણરૂપ નહીં હોય.

(૩૯) રાજપદ ધારણ કર્યા પહેલાનો બનાવ હોઈને જ તેણે પોતાને શિશુવયનો બાળક અથવા તો તેવા ભાવાર્થના શબ્દો વાપર્યા છે; પોતે રાજપદે બિરાજમાન થઈ ગયો હોત તો 'બાળક' શબ્દનો ઉપપ્રત્યય પોતાના નામ સાથે જોડત કે કેમ, તે જરા પ્રશ્ન રહે છે.

ભિષેક પછી લગભગ પંદરેક વર્ષે કોતરાવ્યો છે, ત્યારે પોતાની જીત વિશે તેને ખાત્રી થઇ ગઇ હતી; એટલે તે પ્રમાણે તે નોંધ લેવામાં વ્યાજબી હતો એવી દલીલ જો કરવામાં આવે, તો પ્રશ્ન એ થાય છે કે જે વેન રાજાની સરખામણી કર્યાનું વિદ્વાનોએ મનાવ્યું છે તે વેન રાજા વિશે આ દૃષ્ટાંત સિવાય અન્ય સ્થાને ક્યાંય ઉદાહરણ રૂપ તેનું નામ લેવાયાનું જણાયું છે કે અત્ર માત્ર અર્થ બેસારવા પુરતું જ તેને આગળ ધરવામાં આવ્યું છે ? મતલબ કે, ઉપરની સર્વ સ્થિતિ માત્ર કલ્પનામાંથી જ ઉભી કરાયાનું દેખાય છે. જ્યારે ખરી વસ્તુ સ્થિતિ એ છે કે તે યુવરાજ પદે હતો ત્યારે તેના પિતા તરફથી તેણે દક્ષિણ હિંદમાં ચડાઇ કરી હતી અને કદાચ સિંહલદ્વીપ સુધી[૪૦] પણ તે પહોંચ્યો હતો. ત્યાં તે સમયે અભય નામનો રાજા તુરતમાં જ ગાદીએ[૪૧] બેઠો હતો; વળી તે અભય રાજાના વંશનો આદ્ય પુરૂષ વિજય હતો તેથી કે અન્ય કારણથી તે અભયનું નામ કદાચ અભિવિજય પડયું લાગે છે; તે અભય રાજાનું રાજ્ય ૬૫ વર્ષનું ચાલ્યું છે અને અતિ પરાક્રમી થઈ ગયો છે એટલે તે નાનપણમાં જ ગાદીએ બેઠો હતો અને તેનું રાજ્ય દિવસાનુદિવસ વર્ધમાન–વધતું જતું હતું, વધારે તેજવંત થતું જતું હતું. એટલે તેની સરખામણીમાં પોતાને મૂકવાને અને નાની વયથી પોતાનું રાજ્ય પણ ઉત્તરોત્તર વૃદ્ધિ થતું જતું હતું તે દર્શાવવાને **વર્ધમાન શૈશવેન**[૪૨] **અભિવિજય તૃતીયે** એમ લખ્યું છે.

(૬) આમાંનો તૃતીયે શબ્દનો અર્થ 'ત્રણ' એમ થાય છે, પણ તેનો અર્થ ચાર રીતે ઘટાવી શકાય તેમ છે. જો તેને અભિવિજય શબ્દની સાથે લેવાય તો તેનો અર્થ પણ બે રીતે ઘટાવી શકાય તેમ છે; એક તો તે રાજાનો નંબર જ સિંહલદ્વીપની વંશાવળીમાં ત્રીજો ગણાય છે એટલે તેને આશ્રીને પણ તે વપરાયો ગણાય; અથવા તેનો રાજ્યારંભ મ. સં. ૯૫ = ઈ. સ. પૂ. ૪૩૨ માં થયો છે અને તેના ત્રીજા વર્ષે એટલે મ. સં. ૯૮ = ઇ. સ. પૂ. ૪૨૯ માં આ દ્વિતીય પંક્તિમાં વર્ણવેલ બનાવ બનવા પામ્યો છે તે દર્શાવવા માટે પણ તે આંક વપરાયો હોય એમ ગણાય; ત્રીજી રીતે જો તેને ત્રીજી પંક્તિમાં આવતા '**पुरुषयुगे**' શબ્દની સાથે જોડો તો, કલિંગરાજ-વંશના ત્રીજા યુગમાં થયેલ, એવા અર્થમાં તે વપરાયો ગણાય. અને તેનો ભાવાર્થ કલિંગ પતિના જે ત્રણ વિભાગ પાડી બતાવ્યા છે (જુઓ દશમાખંડે, પ્રથમ પરિચ્છેદે, પૃ. ૨૩૧ની વિગત ) તેમાંના છેલ્લા યુગમાં–વિભાગમાં રાજા ખારવેલ થયો હતો એમ સમજવું રહે; વળી ચોથી રીતે એમ અર્થ થાય કે, રાજા ખારવેલ પોતે જ પોતાના વંશમાં ત્રીજો રાજા થયો છે (પ્રથમમાં તેનો દાદો ક્ષેમરાજ, બીજે નંબરે તેનો પિતા વૃદ્ધિરાજ અને ત્રીજે નંબરે પોતે ); આ પ્રમાણે **તૃતીયે** શબ્દનો ભાવાર્થ ચાર રીતે સમજાવી શકાય છે. તેમાં અમારા મંતવ્ય પ્રમાણે વચલા બે માર્ગ, બીજો અને ત્રીજો માર્ગ બરાબર લાગે છે, કેમકે અભિવિજય રાજાના ત્રીજા વર્ષે રાજા ખારવેલનો રાજ્યાભિષેક પણ થયો છે તેમજ ચેદિ રાજાઓના ત્રીજા યુગમાં જ તે, થયો છે. વળી તેની સાબિતી એ છે કે, રાજા ખારવેલે પોતાને (જુઓ લેખની પંક્તિ ૧૭ માં ) " પ્રવૃત્ત ચક્રવાળા રાજર્ષિવંશ વિનિઃસૃત " અને "મહામેઘવાહન ચેદિરાજ વંશવર્ધન" (જુઓ લેખ પંક્તિ ૧) તરીકે જણાવેલ છે. મતલબ કે તેણે પોતાનો સંબંધ મહારાજા કરકંડુ મહા-

---

(૪૦) ત્યાં સુધી તે ગયો છે, તેની ખાત્રી એ પરથી થશે કે, તેણે પોતાની આખી કારકિર્દી દક્ષિણ હિંદની ચડાઇ કરવામાં જ ગાળી છે ( જે તેના શિલાલેખમાંની હવે પછીની પંક્તિના વર્ણનથી સ્પષ્ટ થાય છે. )

(વળી સરખાવો પૃ. ૨૭૯–૮૦ ઉપર, નોંધ તરીકે રજુ કરેલા અમારા વિચારો. )

(૪૧) આ સિંહલદ્વીપના રાજાની વંશાવલી માટે પુ. ૨. પૃ. ૨૬૪ ટી. નં. ૭૧ માં જુઓ.

(૪૨) અહીં મૂળમાં બે व જે લખાયા છે તેને બદલે એક व જોઇએ; એટલે કાં તો ઉત્કલમાં ભૂલ થઇ છે અથવા તો પ્રાચીન સમયે લેખકો કોઇ વખત એક અક્ષરને બે વખત લખી જતા હતા તેનું આ દૃષ્ટાંત પણ હોય.

મેઘવાહન, જેને આપણે ચેદિવંશ સ્થાપક તરીકે ઓળખાવ્યો છે, તેની સાથે જોડવાને મગરૂરી બતાવેલી છે. પરંતુ તે મહામેઘવાહન રાજાથી વંશની આદિ થયેલી ગણાવાય તો વચ્ચે તેમની ગાદી ઉપર અન્ય કુળદીપકો આવ્યા છે (કેમકે જમાતૃના વંશમાં ગાદી ગઇ છે, તેઓ અન્યકુળ કહેવાય; તેમ બીજી રીતે ગાદી તો ચાલુજ રહી છે તેથી ગાદીપતિ તરીકે તેમને ચેદિ-પતિ તો ગણવા જ રહે છે) અને તે બાદ પાછા તે જ મહામેઘવાહનના કુળદીપકો આવ્યા છે. આ પ્રમાણે તેનો ત્રીજો યુગ થયો કહેવાય. વળી તે યુગમાં પોતે થયો છે એમ સ્પષ્ટ કરવાને તેણે વિશિષ્ટતા સૂચક 'પુરૂષ યુગ' શબ્દ વાપર્યો છે. પરંતુ જેમ વિદ્વાનો મનાવતા આવ્યા છે તેમ, તેના વંશના ત્રીજા પુરૂષ તરીકે જ (ઉપર બતાવેલી ચારમાંની છેલ્લી રીત પ્રમાણે જ) પોતે હતો એવું બતાવવાનો જો તેનો આશય હોત તો પુરુષયુગને સ્થાને માત્ર પુરુષ શબ્દ જ વાપરત. વળી તેને ત્રીજા પુરૂષયુગમાં થયેલ તરીકે જો લેખીએ તો. પુ. ૧. પૃ. ૧૭૩ માં નિર્દિષ્ટ કરાએલ નામાવળી પ્રમાણે તેનો આંક છઠ્ઠો આવ્યો ગણાશે અને જે એક વિદ્વાને[૪૩] ખારવેલનો નંબર આશરે છઠ્ઠો ગણાવ્યો છે તે પણ બંધબેસતી થતી જણાશે. આ પ્રમાણે સમજાવેલ નિવેદનથી સાબિત થાય છે કે, ખારવેલે પોતાને ત્રીજા રાજા તરીકે નહિ, પણ ત્રીજા યુગમાં—વિભાગમાં—થયેલો પોતાને જાહેર કરેલ છે તથા લંકાધિપતિ રાજા અભયના રાજ્યાભિષેક પછીના ત્રીજા વર્ષે પોતે ગાદીપતિ થયો છે અને તેની પેઠેજ દિવસે દિવસે વર્ધમાન થતાં રાજ્યનો સ્વામી બનતો ગયો છે એમ પણ સાથે સાથે જણાવી દીધું છે.

(૩) ત્રીજી પંક્તિમાં 'પુરૂષયુગ' શબ્દ લખાયો છે તેની સમજૂતિ ઉપરમાં અપાઇ ગઇ છે, એટલે હવે વિશેષ વિવેચનની અપેક્ષા રહેતી નથી.

(૪) બીજા વર્ષે—સાતકર્ણિ (ઉપર) મોટી સેના મોકલી છે; અને કન્હવેંના (કૃષ્ણ વેણા નદી) ઉપર મૂસિક નગરને બહુ ત્રાસ આપ્યો છે.

(બ) સાતકર્ણિ ઉપર—આમાં પોતાનું બીજું વર્ષ ગણાવ્યું છે. અને તેનો રાજ્યાભિષેક મ. સં. ૯૮=ઇ. સ. પૂ. ૪૨૯માં થયો છે તે હિસાબે આ પંક્તિમાં વર્ણવેલા બનાવનો સમય મ. સં. ૧૦૦=ઇ.સ. પૂ. ૪૨૭માં થયો ગણવો રહે છે; એટલે તે સાલમાં અંધ્રપતિ શાતકરણી-ઓનો વંશ અથવા જેને શતવહન વંશ તરીકે પણ ઓળખાવાય છે તેની સ્થાપના થયાનું અને જેના આદ્ય રાજા તરીકે શ્રીમુખનું નામ લેવાય છે તેનો રાજ્યારંભ થયાનું ગણવું પડશે. આ વિષયનો સ્પર્શ સંક્ષિપ્તમાં પુ. ૧. પૃ. ૧૫૮, તથા ૩૪૨–૪૪માં કરાયો છે, છતાં વિસ્તૃત અધિકાર શતવાહન વંશના વૃત્તાંતે જણાવવામાં[૪૪] આવશે. એટલે અત્ર એટલુંજ જણાવવાનું કે આ રાજા શ્રીમુખ નંદબીજાનો પુત્ર હોઇ, તેના મરણ બાદ (ઇ. સ. પૂ. ૪૨૮) મગધપતિ થવાનો હતો, પણ શૂદ્રાણીના પેટે જન્મેલ હોવાથી તેનો હક ઝૂંટવાઇ ગયો હતો; તેથી મગધમાંથી મધ્યપ્રાંતને રસ્તે દક્ષિણમાં ઉતર્યો હતો અને વરાડ જીલ્લો કબજે કરી ગોદાવરી અને કૃષ્ણા નદીના પ્રવાહ વચ્ચેના પ્રદેશમાંથી ધસમસી આવીને કલિંગની પશ્ચિમ હદ ઉપર ભય પમાડી રહ્યો હતો: એવા ઇરાદાથી કે ખારવેલ હજુ જુવાન છે, તથા તાજેતરનો જ (જો કે પોતે પણ તુરતમાંજ છૂટો પડીને સ્વતંત્ર રાજા બન્યો હતો) ગાદી ઉપર આવ્યો છે પરંતુ પોતે ઉમરે મોટો પણ છે તથા જોત જોતામાં (એક વર્ષથી પણ ઓછી અવધિમાં) મોટો રાજ્ય વિસ્તાર પોતાની આણમાં મેળવી શક્યો છે એટલે ખારવેલના રાજ્યના સીમાપ્રાંતો ઉપર જો હલ્લો લઇ જવાશે તો, તેનો ભાર નથી કે તે બચાવ કરી શકે; આવી આવી ગણત્રીમાં તે આગળ ને આગળ પોતાના પ્રદેશની પૂર્વ દિશાએ—અથવા કલિંગ પ્રાંતની પશ્ચિમ દિશા તરફ—વધ્યો જતો હતો. તેને આ પ્રમાણે આવતો સાંભળીને, રાજા ખારવેલે પોતે પણ તે શ્રીમુખ સાતકરણીની કશી પરવા કર્યા વિના જ કૃષ્ણવેણા નદી-

(૪૩) જુઓ દશમા ખંડે પ્રથમ પરિચ્છેદે પૃ. ૨૪૨ નું વર્ણન.

(૪૪) આ બધા વર્ણન માટે પુ. ૧ માં નંદશાળનું વૃત્તાંત જુઓ.

વાળા પ્રદેશમાં મોટી સેના લઇને ઝંપલાવ્યું; અને સાત કરણીના સૈન્યને એવો તો પીછો પકડયો કે તેને એકદમ પાછા હઠવું પડયું હતું; એટલે સુધી કે, ગોદાવરી અને કૃષ્ણા નદીનો આખોયે પ્રદેશ ખાલી કરીને ઠેઠ, તે નદીઓનાં મૂળવાળો જ્યાં મુલક છે અને જ્યાં નાસિક નગર આવેલ છે ત્યાં સુધી ખસી જઈ બલ્કે ત્યાં જ આસરો લેવાની તેમને ફરજ પડી હતી. આ બનાવ બન્યાથી શ્રીમુખને પોતાની રાજગાદી પૈઠણ[૪૫] અને નાસિકના પ્રદેશમાં સ્થાપવી પડી હતી. જો ખારવેલ તેને માથાનો મળ્યો ન હોત, તો કદાચ શતકરણીઓના રાજ્યારંભના સમયથીજ દક્ષિણ હિંદના લગભગ સર્વ પ્રાંતો ઉપર, તેઓનું સાર્વભૌમત્વ સ્થપાઇ ગયું હોત; પરંતુ મનુષ્ય ધારે છે કાંઇ અને કુદરત કરે છે કાંઇ. તે ઉક્તિ અનુસાર શ્રીમુખની દક્ષિણ હિંદના સમ્રાટ થવાની મહત્વાકાંક્ષા મનમાં જે હતી તે તો મનમાં ને મનમાં જ રહી ગઈ; ઉલટું તેને રાજા ખારવેલનું સાર્વભૌમત્વ[૪૬] સ્વીકારવું પડયું અને વિશેષમાં પોતાના વંશને 'અંધ્રભૃત્યાઃ'[૪૭] (જે આંધ્રપતિઓ અન્યના સેવકો–ભૃત્યા; છે એવા) તરીકે ઓળખાવવા પડયા છે.

(આ) કન્હવેના (કૃષ્ણ વેણા) નદી; આ ઉપરથી સમજાય છે કે જેમ કૃષ્ણાનદીનું બીજું નામ વેણા હોવાથી કૃષ્ણવેણા[૪૮] તેને કહેવાય છે, તેમ અન્ય નદીઓને પણ વેણા નામથી ઓળખાતી હોવી જોઇએ. (જુઓ પુ. ૧. પૃ. ૧૫૧ તથા તેની ટીકાઓ) વેણાને બેન્ના પણ કહેવાય છે. અને તેથી તેના તટ–કાંઠા

---

(૪૫) શતવાહન વંશની સ્થાપના મ. સં. ૧૦૦ માં થઈ છે અને તુરત જ આ હાર ખાવી પડી છે એટલે પૈઠણમાં ગાદીની સ્થાપના કરવી પડી છે તથા ત્યાં ઠરી ઠામ કેટલોય વખત રહેવું પડયું છે. બાકી રાજ્યના આરંભમાં તો બીરારવાળો ભાગ જ પ્રથમ કબજે કર્યો હતો. એટલે રાજગાદી તે પ્રદેશમાં જ કરી કહેવાય. હવે સમજાશે કે બીરાર પ્રાંતમાં તેમની રાજગાદી તરીકે સ્થાપના જો કે થઇ હતી પણ તે સ્થાન છ એક માસજ રહેવા પામ્યું છે અને પછી તો પૈઠણને પસંદ કરવું પડયું છે.

(વરાડ પ્રાંતનો કબજો મેળવીને ત્યાં મહારથી નામના જે સરદારો, નંદવંશી રાજાઓની હકુમતમા સુબા પદે હતા તેને તેજ મહારથીને પોતે હકુમત ઉપર પાછા સ્થાપ્યા હતા. તથા વિશેષમાં તેઓ તેના તાબે આવ્યા છે તેની નિશાનીમાં, તેમાંના એકની પુત્રી વેરે પોતાના જ્યેષ્ઠ પુત્રને પરણાવ્યો હતો. આ મહારથી તેજ પેલા નાસિક અને નાના ઘાટવાળા શિલાલેખમાં વર્ણવાયલી રાણી નાગનિકાનો પિતા સમજવો.)

(૪૬) રાજા ખારવેલે શ્રીમુખને હાર ખવરાવ્યા છતાં તેનો મુલક પોતાના સામ્રાજ્યમાં ભેળવી લીધો નથી; તેમજ પદભ્રષ્ટ કરીને તેને રાજપદના ભોગવટાથી વંચિત કર્યો પણ નથી. આ હકીકત સિદ્ધ કરે છે કે તેનું માનસ ભૂમિલોભ તરફ ઢળ્યું નહોતું. બલ્કે એમ કહો કે કાળદેવની અસર (જુઓ પુ. ૧. પૃ. ૭ થી આગળ; જર, જમીન અને જોર વાળી ચર્ચા) હજુ તે સમયે થવા પામી નહોતી (આ ઉપરથી પણ રાજા ખારવેલના સમયનો ખ્યાલ આવી શકશે.) અને તેથી જ કોઇ કોઇ ઠેકાણે 'ગણપદ્ધતિ' જેવું શાસન ચાલયે જતું હતું.

(૪૭) સરખાવો 'શુંગભૃત્યાઃ'ના અર્થ સાથે (પુ. ૩. પૃ. ૪૯: પુ. ૧. પૃ. ૨૫૪, તથા ૩૯૦ ઈ. ઇ.) અત્ર એટલું ઉમેરવું પડશે કે, અંધ્રભૃત્યાનો પ્રયોગ વપરાશમાં હતો તે સમયે ગણરાજ્યની પદ્ધતિ જેવું કાંઈક હતું ખરૂં: જ્યારે શુંગભૃત્યાઃ નો પ્રયોગ થયો હતો ત્યારે તો ખાલસા રાજ્ય–ખંડિયા રાજ્ય–ની પધ્ધતિ પણ અમલમાં મૂકાઇ ગઇ હતી. એટલે શુંગભૃત્યા; શબ્દ છે તે શુંગવંશની ખરેખર સ્થાપના થઈ હતી તે પૂર્વેની તેમની સ્થિતિ બતાવનાર શબ્દ જ છે, નહીં કે તેઓ ગાદીપતિ બન્યા હતા છતાં ભૃત્યાઃ કહેવાતા હતા (જેમ અંધ્રભૃત્યાઃ ની બાબતમાં બન્યું છે તેમ) તે બતાવવા માટે વપરાયા છે. મતલબ કે બન્ને શબ્દોનો અર્થ એક છે પણ સ્થિતિ જુદી બતાવનાર છે. પરંતુ વિદ્વાનોએ જે ભાવાર્થમાં લીધો છે તેવો તેનો અર્થ થતો જ નથી એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

એક વિદ્વાનના અંધ્રભૃત્યા વિશેના વિચારો કેવા છે તે માટે જુઓ પુ. ૩. પૃ. ૩૫૫ ટી. નં. ૧૩.

(૪૮) અહીં જેમ નદીનો ઓળખ માટે અમુક વિશેષણ જોડાયું છે તેમ કેટલેક ઠેકાણે નગરની ઓળખ માટે પણ વિશેષણ જોડવામાં આવે છે. જેમકે વર્ધમાનપુર–આણંદપુર.

(જુઓ બુદ્ધિપ્રકાશ. ૧૯૩૪ પૃ. ૫૮ તથા ૩૧૮આગળ

(જૈન ધર્મપ્રકાશ, માસિક ભાવનગર ૧૯૮૫ વૈશાખ અંક ૨. પૃ. ૫૮ થી ૩૩; તેજ પત્ર શ્રાવણ અંક પૃ. ૧૬૧ થી ૧૭૪) (મુંબઇનું સાપ્તાહિક ગુજરાતી ૧૯૩૭ જાન્યુ. ના એકાદ અંકમાં ચર્ચા)

ઉપર જે શહેર વસી રહ્યું હતું તે બેન્નાતટ નગર કહેવાતું હતું. (આનું કાંઇક વૃત્તાંત પુ. ૧ પૃ. ૧૫૦ માં ધનકટક શીર્ષક તળે આપ્યું છે. વળી આગળ ઉપર આ પરિચ્છેદમાં મહાવિજયના પારિગ્રાફે આપવાનું છે તે જુઓ)

(૬) મુસિક (મૂષિક) નગર સુધી સાતકર્ણિને હડાડી દીધાની હકીકત છે. પ્રથમ તો આ નગરના સ્થાન વિશે એવી કલ્પના અમારી હતી, કે મુસિ નદી ઉપર જે શહેર વસ્યું હોય (સરખાવો ઉપરમાં બેન્ના નદી ઉપરથી બેન્નાતટનગર નામની સ્થાપના વિશેની હકીકત)તે મુસિક નગર કહેવાયું હશે. તેમ કૃષ્ણા નદીની એક શાખાનદીનું નામ પણ મુસિ કહેવાય છે એટલે, તેટલે દરજ્જે વાત મળી રહી ગણાય. જેથી તે મુસિ નદી ઉપર ગોલકોંડા નામનું જે શહેર આવેલ છે તેને શ્રીમુખ શાતકરણીના રાજનગર તરીકે માની લીધું. પરંતુ આંધ્ર દેશની રાજધાનીનાં શહેર તરીકે, પૈઠણ, વરંગુળ, ચાંદા, ચિતુર ઈ. અનેકનાં નામ વિદ્વાનોએ માન્યાં છે પણ કોઇએ ગોલકોંડાનું નામ જણાવ્યું નથીજ. એટલે તે કલ્પના ત્યજી દેવી પડી. પછી વરંગુળ શહેર ઉપર નજર પડી તો તે 'મુનિ' નામની નદી ઉપર આવેલું જણાયું; જેથી તેનું નામ કદાચ 'મુનિક' હોય; છતાં લેખના ઉકેલમાં તેને 'મુષિક' વંચાઈ ગયું હોય તો તેમ બનવા યોગ્ય છે એવી કલ્પના થઈ. પરંતુ તેમ કરતાં બીજી મુશ્કેલી ઉભી થઈ, કે જો વરંગુળમાં શ્રીમુખની રાજગાદી ઠરાવાય, તો પછી પૈઠણમાં કયારે પરિવર્તન થયું ગણાય તેનો પત્તો ન લાગ્યો. છેવટ એમ અનુમાન ઉપર જવું પડયું કે 'નાસિક' અને 'પૈઠણ' પાસે પાસે આવેલ છે એટલે 'મુષિક' ને બદલે 'નાસિક' નગરજ કહેવાનો ઇરાદો, લેખ કોતરાવનારનો હોવો જોઇએ. આ બે કલ્પનામાં નાસિકની કલ્પના બળવત્તર કહેવાય છે; કેમકે આંધ્ર ભૂપતિઓના એકની રાણી નાગનિકાનો તેમજ અન્ય આંધ્રપતિઓમાંના શિલાલેખો નાસિક ગામેથી તથા આસપાસમાંથી જડી આવ્યા છે, તેમ તેમના સિક્કાઓ પણ કૃષ્ણા નદીના મૂળ લેખાતા આ પ્રદેશમાંથી ઘણાજ જથ્થામાં મળી આવે છે એટલે તે કલ્પના વિશેષ માનનીય દેખાય છે. છતાં લિપિ વિશારદો લેખની આ પંક્તિનો ઉકેલ કરીને જે વિચાર જણાવે તે ઉપર વધારે આધાર બંધાશે. હાલ તો આપણે તેને નાસિક નગરજ[૪૯] માની લઇશું.

(૫) પાંચમી ઓળના ઉકેલ વિશે કાંઈ કહેવાપણું નથી.

(૬) છઠ્ઠી પંક્તિના ઉકેલમાં ઘણાં સૂચનો સૂચવવાં પડે તેમ છે. તે આ પ્રમાણે છેઃ—

(અ) રાષ્ટ્રિક, ભોજકોને પોતાના પગ ઉપર નમાવ્યા. આમાં રાષ્ટ્રિક કોને કહેવાય અને તે કયા પ્રદેશમાં વસતા હતા તે જણાવીએ. સમ્રાટ પ્રિયદર્શિનના ખડક લેખોમાં આ શબ્દો આવે છે અને વિદ્વાનોએ તેમનાં સ્થાન તરીકે મધ્ય પ્રાંતવાળા ભાગમાં, તાપી અને નર્મદા નદી વચ્ચેનો તથા તેની તટની આસપાસનો જે પ્રદેશ આવેલ છે તેને ગણાવ્યો છે. પરંતુ હવે આપણે સમજી ગયા છીએ કે આ નામો તો માત્ર હોદ્દાને લગતાં છે. જેમકે રથની અમુક સંખ્યાનો જે ઉપરી તે રથિક અને તેવા ઘણા રથિકો જેના હાથ તળે રહેતા હોય તે મહારથિક કહેવાય. આવા મહારથિકનાં દૃષ્ટાંત માટે જુઓ પુ. ૨. પૃ. ૨૧૩ ટી. નં. ૩૮; અને આ રથિક, મહારથિકનું પરિવર્તન થઇને રાષ્ટ્રિક અને મહારાષ્ટ્રિક શબ્દો થયા છે. તેવીજ રીતે ભુક્તિ એટલે જેને હાલમાં જીલ્લો કહેવાય છે તેવો એક ભૂમિપ્રદેશ; તેવા પ્રદેશનો ભોક્તા એટલે વહીવટ કરનાર તે ભોજક; આ ઉપરથી એમ પણ સમજાય છે કે, રાષ્ટ્રિક (રથિક) અને મહારાષ્ટ્રિક (મહારથિક) તે સૈન્યને લગતા હોદ્દાઓ છે; જ્યારે ભોજક તે મુલકી હોદ્દાઓ છે. તેવીજ રીતે અસ્મક—અશ્વક એટલે અશ્વનો અમલદાર સમજવો. આ પ્રમાણે જો આ આ બધાં નામો હોદ્દેદારોનાંજ ઠરે, તો પછી તેમના નિવાસસ્થાન માટે અમુક પ્રદેશજ નિર્મિત કરી શકાય નહીં.

(૪૯) આગળ ઉપર રાજા ખારવેલના રાજ્યવિસ્તારવાળા પારિગ્રાફની વિગત જુઓ.

હજુ એમ ઠરાવી શકાય કે, જે સ્થાન ઉપર ઘણા સૈનિક અમલદારો આવી રહ્યા હોય એવાં અથવા તો જ્યાં તેવી સૈનિક છાવણીઓ હોય તેવાં સ્થાન-તેવા પુરૂષોનાં સ્થાન-તરીકે તેમને ઓળખાવી શકાય. મતલબ કે, રાજા ખારવેલે જે રાષ્ટ્રિકોને અને ભોજકોને પોતાના પગે નમાવ્યા છે તે કોઈ અમુક પ્રદેશોની પ્રજા નથી પણ ત્રીજા ચોથા વર્ષે જે પ્રદેશ ઉપર તેણે હુમલો કર્યો હતો, ત્યાં આ પ્રકારના સરદારો જે રહેતા હતા તેમને હરાવ્યા હતા. આપણને જણાવાયું છે કે બીજા વર્ષે તેણે શતકરણીનું જોર તોડી નાંખ્યું હતું. એટલે આ ત્રીજા ચોથા વર્ષે જે રાષ્ટ્રિકો અને ભોજકોને તેણે નમાવ્યાનું લખ્યું છે, તે આ અંધ્રપતિઓના તે તે પ્રકારના છૂટા છવાયા હોદ્દેદારો સમજવા રહે છે. અંધ્રપતિઓના કેટલાક મહારથિકો મધ્યપ્રાંતમાં પણ હતા; કે જેમાંના એકની પુત્રી નાગનિકાને શ્રીમુખે પોતાના પુત્ર ગૌતમીપુત્ર યજ્ઞશ્રી વેરે પરણાવી લીધી હતી. તેમ ચુટુકાનંદ, મુલાનંદ જેવા બીજા મહારથિકો કાનરા જીલ્લામાં વસી રહ્યા હતા. કહેવાની મતલબ એ છે કે, રાષ્ટ્રિકો અને ભોજકો, કાંઇ એકજ સ્થાને નિયત થઇને પડી રહેલ પ્રજા ગણી ન શકાય; તેમ તેઓને જુદાં જુદાં સ્થાનનો વહીવટ કરવાનો સોંપી દીધો હોય, એટલે અમુક દરજ્જે તેઓ સ્વતંત્ર અને અમુક દરજ્જે મુખ્ય ગાદીપતિ-એવા અંધ્રપતિને તાબેદાર પણ હશે એમ સમજાય છે. વળી તેઓમાંથી જેઓ એકજ Race-જાતિમાંથી ઉતરી આવેલ હોય, તેઓ સર્વે રાજકુટુંબી અને ભાયાતો જેવા ગણાતા હોવાથી, અરસપરસ[૫૦] લગ્નગ્રંથીથી પણ જોડાતા દેખાય છે. રાષ્ટ્રિક અને ભોજક નામના આ બે શબ્દોના ભાવાર્થ વિશેની જે સમજૂતી અમારા ખ્યાલમાં આવી છે તે આ પ્રમાણે સમજી લેવી.

(આ) પાંચમા વર્ષમાં નંદરાજાના એકસો ત્રીજા વર્ષે (સંવત)માં ખોદાયલી નહેરને; આ પ્રમાણે અનુવાદ કરાયલ છે. મૂળ શબ્દો पंचमे च दानी वसे नंदराज ति-वस-सत-ओघाटितं છે, જ્યારે તેની સંસ્કૃત છાયા पञ्चमे चेदानीं वर्षे नन्दराजस्य त्रि-शत-वर्षे अवघट्टितां આવા શબ્દોમાં થતી હોવાનું જણાવ્યું છે. અને તે પ્રમાણેજ લેખના કોતરનારનો હેતુ હોય, તો ભાવાર્થ બરાબર જ ગણાય. તે પ્રમાણે છે કે કેમ તે આપણે તપાસીએ.

આખા વાકયના બે ભાગ પડે છે; પંચમે ચ દાની વસે અને નંદરાજતિવસ ઓઘાટિતં; પહેલા ભાગનો અર્થ સ્પષ્ટ છે તેમ શબ્દ રચના પણ સ્પષ્ટ છે એટલે તેને બરાબર તરીકે સ્વીકારી લેવી રહે છે. જે કાંઇ ભૂલ થાય અથવા ખવાય તેવું છે, તે આ બીજા ભાગમાંજ છે. તે આખાયે ભાગને સમાસરૂપે એક શબ્દ બનાવી મૂકયો છે તેમાંજ કોતરાવનારે ખાસ ખૂબી વાપરી જણાય છે. સામાન્ય સ્વરૂપે જો તે સમાસનો ઉકેલ કરવામાં આવે તો તેના અર્થ બે રીતે કરી શકાશે; (એક) નંદરાજસ્ય ત્રિશતવર્ષે=નંદરાજાના એકસો ત્રીજા વર્ષે (જેમ સંસ્કૃત છાયામાં જણાવ્યું છે તેમ) અને (બીજો) નંદરાજેણ ત્રિશત વર્ષે;

'નંદરાજાના એકસો ત્રીજા વર્ષે' વાળો ભાવાર્થ જો સ્વીકારીએ, તો પાછો તેનો અર્થ પણ બે રીતે થશે. એકમાં, નંદરાજાના પોતાના રાજ્યે એકસો ત્રીજાવર્ષે અને બીજામાં નંદરાજાનો જે સંવત ચાલતો હતો તેના એકસો ત્રીજા વર્ષે; આમાં નંદરાજાનું પોતાનું રાજ્ય એકસો ત્રણ વર્ષ સુધી ચાલ્યું હોય, તે માન્યતા બુદ્ધિગમ્ય ન હોવાથી તેને પડતી મૂકવી જોઇએ; પણ નંદરાજાના સંવતનું એકસો ત્રીજું વર્ષ તે હજુ સમીચીન છે. પરંતુ આપણે પૃ. ૨૬૮-૭૦માં તે આંકડાની અનેક પ્રકારની શકયતાઓ લઇને પુરવાર કરી આપ્યું છે કે ૧૦૩ના આંકને, નથી નંદ સંવતની સાથે

(૫૦) મરાઠા (મહારાષ્ટ્રીય)પેશ્વાના જેમ અનેક સરદારો હતા અને પછી તેમના અધિકાર નીચે સોંપાયલ પ્રદેશના તેઓ સ્વામી થઈ શકયા છે; તેમ પ્રાચીન કાળે પલ્લવાઝ, કદંબાઝ, ચોલાઝ,પાંડયાઝ વિગેરેનું પણ સમજી લેવું. અને આબધાએ જે કુળમાંથી ઉતરી આવ્યા હોય તેના પેટા વિભાગમાંથી કન્યાની લેવડ દેવડ કરતા કહે છે તેમ આ અંધ્રપતિઓનું પણ સમજી લેવું. તેથી જ શ્રીમુખ તથા અંધ્રપતિઓને મહારથીક વિગેરેમાંથી કન્યા લેતા આપણે નીહાળી રહ્યા છીએ.

સંબંધ કે નથી મૌર્ય સંવતની સાથે સંબંધ; એટલે તે વાતનો પણ અસ્વીકારજ કરવો પડશે. છતાં તે પ્રમાણે થતો અર્થ વિશેષપણે બુદ્ધિમાં ઉતરી જતો દેખાય છે, એટલે ઉંડાણમાં ઉતરી તેના અર્થનો બરાબર ઉકેલ લાવવો જરૂરી દેખાય છે. દલીલની ખાતર માનો કે તેજ અર્થ થાય છે; તો તેની મતલબ એ થાશે કે (૧) કોઈ નંદ નામનો રાજા પૂર્વે થઈ ગયો હતો તેના નામે સંવત્સર ચાલુ કરાયો હતો, અને તે સંવતના ૧૦૩મા વર્ષે, કોઈ બીજા નંદરાજાએ આ નહેર ખોદાવી હતી (૨) અથવા તો ફરીવાર નંદનું નામ વચ્ચે ન જ લાવવું હોય, તો પહેલા નંદે પ્રવર્તાવેલા સંવતના ૧૦૩મા વર્ષે રાજા ખારવેલે નહેર ખોદાવી હતી—આ પ્રમાણે પાછા બે ભાવાર્થ થઈ શકે. જો પહેલો ભાવાર્થ લ્યો તો તે નહેર સાથે બે નંદરાજાને સંબંધ હતો એમ થયું; અને તેનો અર્થ એ થયો કે પહેલા નંદે સંવત પ્રવર્તાવ્યો હતો અને બીજા નંદે નહેર ખોદાવી હતી; તથા તે બે નંદ વચ્ચે કમમાં કમ ૧૦૩ વર્ષનું અંતર હતું. તેમ જો ન હોત તો પહેલા નંદના સંવત્સરના તે આંકની હદ, બીજા નંદના સમયે પહોંચી શકતજ નહીં. હવે જો તે પ્રમાણે વસ્તુ સ્થિતિને માન્ય રાખીએ તો અડચણ એ આવે છે કે, ઈતિહાસમાં નંદરાજાઓ નવ થયા છે અને તેમનો કાળ, એટલે કે આખાયે નંદવંશનો સમય માત્ર સો વર્ષનો જ ગણાયો છે; તો પછી નંદસંવતના ૧૦૩મા વર્ષે બીજો નંદ થયાની માન્યતા, 'બારહાથનું ચીભડું અને તેર હાથનું બી' વાળી કહેવત જેવી દેખાશે. મતલબ કે બે નંદને નહેર સાથેનો સંબંધ હોવાની ધારણા પણ પડતી મૂકવી પડશે. પછી બીજી વિચારણાની શકયતા વિચાવી રહી; તેમાં નંદસંવતના ૧૦૩મા વર્ષે રાજા ખારવેલે પોતેજ તે નહેર ખોદાવી હતી એ હકીકત છે. તે વાત પણ માન્ય થતી નથી; કેમકે, રાજા ખારવેલે લેખમાં સ્પષ્ટ રીતે નિર્દેશ કર્યો છે કે, તેણે તે નહેર ખોદાવી નથી પણ, જે નહેર અસ્તિત્વમાં હતી તેને માત્ર લંબાવીજ છે. મતલબ કે તે કલ્પના પણ બંધબેસતી થતી નથી. આ સર્વ દલીલ અને કલ્પનાની ચર્ચાનો સાર એ થયો કે વિદ્વાનોએ સૂચવ્યા પ્રમાણે અને સંસ્કૃત છાયામાં બતાવ્યા પ્રમાણે 'નંદરાજસ્ય ત્રિશત વર્ષે' એવો અર્થ બેસારવાથી કોઈ રીતે પણ સ્થિતિ બરાબર ઘટાવી શકાતી નથી જ.

હવે 'નંદરાજેણ ત્રિશત વર્ષે'ના અર્થવાળો સમાસ લઈએ છે કે કેમ તેનો વિચાર કરીએ. તેનો સ્વીકાર જો કરીએ તો એ ફલિતાર્થ થશે કે, નહેરનો બનાવનાર રાજા નંદ છે પણ તેનો સમય જે ૧૦૩નો બતાવાયો છે તે આંકવાળા સંવતનો પ્રવર્તક અન્યજન હતો તથા તે નહેર ખારવેલના સમયે અસ્તિત્વમાં હતીજ; માત્ર તેણે જે કાર્ય કર્યું છે તે એટલુંજ કે તેને લંબાવીને કલિંગમાં લઈ ગયો છે. એટલે કે સંવતનો પ્રવર્તક પ્રથમ થયેલ છે, તે પછી ૧૦૩ વર્ષે નંદરાજા થયો છે, અને તે બાદ રાજા ખારવેલ થયો છે; આ પ્રમાણે સ્થિતિ થઈ. તેમ ઇતિહાસની દૃષ્ટિએ વિચારતાં, આ મંતવ્ય સ્વીકારી લેવામાં કયાંય વિરોધ આવતો પણ જણાતો નથી. છતાં રાજા ખારવેલનું માનસ તે પ્રમાણે કહેવું હોય એમ જણાતું નથી; કેમકે તેજ પ્રમાણે આલેખન કરવાનો જો તેનો આશય હોત, તો સુતર માર્ગ એ હતો, કે તેણે સમાસ વાપરવાને બદલે, નંદરાજેણ અને તિવસસત ઓઘાટિતં; એમ બન્ને પદો જૂદાં પાડયાં હોત; અથવા સમાસજ વાપર્યો હોત તો નંદરાજ તિવસસત-ઓઘાટિતંને બદલે તિવસસતનંદરાજઓઘાટિતં વાળું પદ મૂકત; જેથી અર્થ પણ સ્પષ્ટ સમજાત અને સમાસ પણ વપરાયો ગણાત. છતાં તેમ નથી કર્યું એટલે સમજાય છે કે, તેનો કહેવાનો આશય જૂદોજ છે અને તે દર્શાવવા માટે તેને અમુક ખૂબીનું પ્રદર્શન કરવું પડયું છે. તે શું હશે તેજ આપણે શોધી કાઢવું રહે છે.

ઉપરમાં અનેક શકયતાની વિચારણાનું વિવેચન કરતાં સાબિત થયું છે કે, નંદરાજસ્ય અથવા નંદરાજેણ વાળો અર્થ ઘટાવી શકતો નથી જ; પરંતુ એક ઐતિહાસિક ઘટનાનો સ્વીકાર કર્યો છે જેમાં નીચેના ત્રણ મુદ્દાનો સમાવેશ થઈ જાય છે; કે તે સંવતનો પ્રવર્તક પ્રથમ થયો છે, પછી નંદરાજા થયો છે ને સૌથી છેવટ ખારવેલ થયો છે. એટલે આપણું કર્તવ્ય

હવે એટલુંજ થઇ પડે છે કે, એવી કોઇક પરિસ્થિતિની કલ્પના રજુ કરવી જોઇએ, કે જેમાં ઉપરના ઐતિહાસિક ત્રણે મુદ્દા સાબિત થઈ જતા પણ દર્શાવી શકાય તેમજ તેની સાથેનો સમય જે ૧૦૩ વર્ષનો નોંધાયો છે, તે ખારવેલના જણાવ્યા પ્રમાણે તેના રાજ્યાભિષેક પછીનું પાંચમું વર્ષ હોવાનો મેળ પણ મળી જતો દેખાય. જ્યારે આ પ્રમાણે બધી વાનીઓ તૈયાર કરીને રજુ કરાઇ છે, ત્યારે આપણે તો હવે માત્ર ગણિતના સરવાળા–બાદબાકીના નિયમે જ કામ કરવું રહે છે; કે ૧૦૩માંથી પાંચ બાદ કરતાં જે ૯૮ રહે છે તે સાલમાં ખારવેલનો રાજ્યાભિષેક થયાનું ગણી લેવું: તેમ તે ૯૮નો આંક કયા સંવત્સરનો હોઇ શકે તે શોધી કાઢવું પણ હવે સહેલ થઈ જાય છે. કેમકે એક બાજુ તે સંવતની આદિ, નંદ પહેલાના સમયની પૂર્વે થઇ ગયાની હકીકત છે. બીજી બાજુ નંદનો સમય મ. સં. ૫૫ થી ૭૧ સુધીનો સાબિત થઇ ગયેલ છે, ત્રીજી બાજુ નંદ વંશ અને રાજા ખારવેલના વંશ વચ્ચે કેટલાક સમય પૂર્વથી એક જીન પ્રતિમાને માટે ખેંચાખેંચ થઈ રહ્યાનું જાણીતું છે. ચોથી બાજુ બંને વંશો જૈન મતાનુયાયી પુરવાર થઈ ચૂકયા છે. પાંચમી બાજુ જૈનધર્મના પ્રવર્તક તરીકે મહાવીરને ગણાયા છે અને તેમનો સંવત ઇ. સ. પૂ. ૫૨૭ થી ગતિમાં મૂકાયો છે. આમ સર્વ પ્રકારની સામગ્રી તૈયાર પડી છે. પછી તો ગણિતની ગણત્રીજ કરવી રહે છે. ફાવે તો પ્રથમ ઇ. સ. પૂ. ૫૨૭ લઇ તેમાંથી ૯૮ બાદ કરી લ્યો કે પ્રથમ ખારવેલના રાજ્યરોહણનો સમય ઇ. સ. પૂ. ૪૨૯ નો ઠરાવ્યો છે તેમાં ૯૮નો ઉમેરો કરીને ૫૨૭ની સાલ ઉભી કરો;[૫૧] તો પણ એજ સાર નીકળશે કે તે આંક મહાવીર સંવતનો જ છે. આપણા મંતવ્યને ડૉ. કોનાઉ ટેકો આપતાં જણાવે છે કે,[૫૨] (it) is postulated that the years are reckon ed in the Mahavira Era, but unfortunately no mention expressed or implied of the Mahavira Era is actually found in the inscription=એમ સ્વીકારવામાં આવે છે કે તે વર્ષોની ગણત્રી મહાવીર સંવત પ્રમાણે કરી છે, પરંતુ દુર્ભાગ્યની વાત છે કે લેખમાં ખરી રીતે મહાવીર સંવતના નામનો સ્પષ્ટપણે કે અધ્યાહારરૂપે પણ નિર્દેશ કરાયો નથી. એટલે છેવટ સાર એ થયો કે તે ૧૦૩નો આંક મહાવીર સંવતનો છે અને તેજ સાલ ખારવેલના રાજ્યે પાંચમા વર્ષની છે; એટલે કે પોતાનું પાંચમું વર્ષ, તેજ મહાવીર સંવત ૧૦૩ની સાલ હતી એમ થયું, તથા જે નહેર પોતે કલિંગમાં લંબાવી છે તે પ્રથમ મગધ દેશમાં નંદ રાજાએ બંધાવી–ખોદાવી હતી; માટે તેનું નામ પણ અંદર આવી જાય છે. છતાં અર્થ બેસારવામાં કોઇ પ્રકારે ગેરસમજૂતી રહી ન જાય, માટે લેખમાં કોતરાવ્યા પ્રમાણે, તે શબ્દોને સમાસરૂપે ગોઠવી કાઢ્યા છે. આમ કરવાથી સમયનો નિર્દેશ પણ કરાયો તથા વાકય રચના કરવાની ખૂબીનું પ્રદર્શન પણ કરાયું.

આ પ્રમાણે અર્થ બરાબર બેસતો થઈ ગયો છે. અને તે સુરચીકર છે એમ સાબિત થાય છે. છતાં એક અન્ય ગ્રંથકારે બીજા પ્રકારની સૂચના કરી છે તે પણ વિચારવા યોગ્ય તથા સુઘટિત છે તેની ચર્ચા નીચેની કલમ (ઇ)માં કરવામાં આવી છે.

(ઇ) ખોદાયલી નહેરને તનસૂલિય વાટે રાજધાનીની અંદર લઇ આવ્યા–આનો અર્થ એમ થાય છે કે, જે નહેર નંદ રાજાએ પોતાના દેશ મગધમાં અમુક સમયે ખોદાવી હતી તેને જરૂર પડતાં, લંબાવીને તનસૂલિય વાટે રાજા ખારવેલ પોતાની રાજધાની સુધી લઇ ગયો હતો. આ વાકયથી અનેક માહિતી ઉપલબ્ધ થાય છે. (૧) નંદ રાજાએ નહેર ખોદાવી હતી (૨) કયારે અને (૩) શા માટે ? તે જણાવાયું નથી. પરંતુ રાજા ખારવેલે (૪) તનસૂલિય નામના પ્રદેશ વાટે (૫) જેનું નામ જણાવાયું નથી એવી પોતાની રાજનગરી સુધી તે નહેરને લંબાવી લીધી હતી,

(૫૧) પ્રથમ ગોટલી કે પ્રથમ આંબો, એ જેમ કહેવું મુશ્કેલ થઈ પડે છે તેમ આ કિસ્સામાં બન્યાનું પણ માની લ્યો તોયે ખોટું નથી. પરંતુ છેવટે બધી સ્થિતિ સ્વીકારવી રહે છે.

(૫૨) જુઓ એકટા ઓરીએન્ટેલીયા પૃ. ૨૪–૨૬

(પહેલો) પ્રશ્ન ૨૫૯ છે; (બીજો) ક્યારે અને (ત્રીજો) શા માટે; તેમ કર્યું હતું તે તપાસીએ. ક્યારે ?–જે સાલમાં નહેર ખોદાવી તેના ઉલ્લેખ માટે જો ૧૦૩નો આંક ભર્યો હોત તો આ પ્રશ્ન ઉભો નજ થાત ? અત્ર તો તે આંક નહેર લંબાવ્યાની તારીખનો પુરવાર થયો છે, એટલે ખોદવાની તારીખ તો શોધી કાઢવીજ રહી. પરંતુ ઐતિહાસિક પરિસ્થિતિ વિચારીને નંદ રાજાનું વૃત્તાંત લખતાં એમ જણાવી ગયા છીએ કે તેના રાજ્યે કુદરતની વિચિત્રતાનો બે પ્રકારે દેખાવ થયો હતો. એક વર્ષાની અતિવૃષ્ટિરૂપે અને બીજો વર્ષાના અભાવરૂપે ( જુઓ પુ. ૧. પૃ. ૩૩૦ ) તેમાં અતિવૃષ્ટિનો સમય મ. સં. ૫૯=ઇ. સ. પૂ. ૪૬૮ (એટલે નંદિવર્ધન રાજ્યે ચોથા વર્ષે) અને અનાવૃષ્ટિનો સમય મ. સં. ૬૪ થી ૭૨=ઇ. સ. પૂ. ૪૬૩થી ૫૫ દરમિયાન; અથવા અંદાજી મ. સં. ૬૫=ઇ. સ. પૂ. ૪૬૨ (જુઓ પુ. ૧ પૃ. ૪૦૧ની સમયાવળી) ઠરાવ્યો છે. ઉપરના સમયોની નોંધ, આપણે અન્ય પરિસ્થિતિને અંગે, સ્વયંસ્ફુરણાથી ઉપજાવી કાઢી હતી. પરંતુ એક લેખકે જણાવેલ વિચાર ઉપરથી[૫૩] તે બાબતની વિચારણા કરવાનું મન થાય છે. તે કથન આપણે ઉપરની કલમ (આ)માં જણાવેલ ૧૦૩ના આંક સંબંધે જાહેર તો કર્યું હતું, પરંતુ આ નહેરના સમયને તે વિશેષપણે લાગુ પડતું હોવાથી તેની ચર્ચા કરવાનું, ત્યાં ન કરતાં અત્ર કરવા ઉપર મુલતવી રાખ્યું હતું. તેમના લખવા પ્રમાણે તિ-વસ-સતનો અર્થ 'તીસરે વર્ષ કે સત્ર'=ત્રીજા વર્ષના એક ભાગમાં, એમ થઈ શકે છે એટલે તેમનો કહેવાનો ભાવાર્થ એ છે કે, રાજાનંદે પોતાના રાજ્યના ત્રીજા વર્ષનો અંત આવ્યો તે પહેલાં (મ. સ. ૫૬+૩=૫૯=ઇ. સ. પૂ. ૪૬૮) તેણે આ નહેર ખોદાવી હતી. નહેર ખોદવાનું કાર્ય સામાન્ય રીતે ખેતરોને પાણી પૂરૂં કરવા માટે હાથ ધરાય છે, એટલે તેની રચના–સર્જનનું કાર્ય, ગમે તે સમયે પાર ઉતારી શકાય તેવું કહી શકાય; પરંતુ આ લેખમાં જે સ્થિતિના નિર્દેશમાં તે કાર્ય કર્યાનું જણાવાયું છે તે જોતાં, તેને દુષ્કાળ–વૃષ્ટિના અભાવના–પ્રસંગ સાથે સંબંધ હોવાનું[૫૪] જણાય છે. તેમ આપણે જાણી ચૂક્યા છીએ કે નંદિવર્ધનના રાજ્યે અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિ બન્ને થવા પામી હતી. એટલે કદાચ સમજી શકાય કે, અનાવૃષ્ટિનો પ્રસંગ ઇ. સ. પૂ. ૪૬૮-૯માં બન્યો હોય; જે ઉપરથી રાજા નંદે પ્રજા કલ્યાણાર્થે તે નહેર ખોદાવી હોય. આપણે પણ તે સાલ અંદાજ તરીકે વર્ણવી તો છે; પરંતુ આપણા વર્ણનમાં અને અત્રેના લેખદર્શનમાં જણાવેલી પરિસ્થિતિ વચ્ચે એક તફાવત એ છે કે, આપણે અતિવૃષ્ટિનો સમય મ. સં. ૫૯ જણાવ્યો છે. જ્યારે લેખાંકન પ્રમાણે અનાવૃષ્ટિનો સમય તે છે. [ નોંધ આ પ્રમાણે તિવસસતં નો જો અર્થ સ્વીકારાય,[૫૫] તો અનાવૃષ્ટિનો સમય નક્કી થઈ ગયો કહેવાય; બાકી આપણે અંદાજી

---

(૫૩) જુઓ ભાર. પ્રા. રાજવંશ પુ. ૨. પૃ. ૨૪૬. (હાથીગુંફાના લેખનું વર્ણન કરતાં, છઠ્ઠી પંક્તિમાં જે ૧૦૩ નો આંક બીજા વિદ્વાનોએ વાંચ્યો છે તે સંબંધમાં વિવેચન કરતાં જણાવે છે ). તેમના શબ્દો આ પ્રમાણે છે. કુચ્છ વિદ્વાન ઇસમેં કે, તિવસ સતં કા અર્થ તીનસૌ વર્ષ કરકે, મરમતકે સમય તક ઉસ નહરકો બને ૩૦૦ વર્ષ હો ચૂકે થે, ઐસા અનુમાન કરતે હૈ; ઔર કુચ્છ તિવસ સતં સે ત્રિવર્ષ સતં (તીસરે વર્ષ કે સત્ર)કા તાત્પર્ય નિકાલતે હૈ" એટલે કે તિવસસતંના બે અર્થ કરાય છે (૧) ત્રણસો વર્ષ (૨) અને ત્રીજા વર્ષના અમુક ભાગમાં; આમાં પહેલો અર્થ અસંભવિત દેખાય છે.

(૫૪) આ ઉપરથી સિદ્ધ થયું કે, પૂર્વના સમયે પણ રાજકર્તાઓને પોતાની ફરજનું ભાન હતું કે, જ્યારે દુષ્કાળ પડે ત્યારે લોકના દુઃખ ફેડવા માટે આવાં આવાં કાર્ય હાથ તેમણે ધરવાં જોઈએ જ: તેમ નહેરનાં કાર્યને–ઈજનેરી કળાના અંગ વિશેષ તરીકે–ફતેહપૂર્ણ બનાવવાની આવડત અને જ્ઞાન પણ હતું. ( જે કેટલાકો એમ માને છે કે તે વખતે આવું ઇજનેરી જ્ઞાન જ નહોતું તથા રાજાઓને આવા કામની પડી પણ નહોતી, તેઓની ખાત્રી થશે કે તેમના આક્ષેપો ખોટા અને ભ્રાંતિજનક છે. )

(૫૫) આ અર્થ સ્વીકારાય તોપણ ખારવેલના જીવનને અંગે કાંઇ ફેરફાર નથી થવાનો; કેમકે તેમાં તો પોતાના રાજ્યાભિષેક બાદ અમુક વર્ષે આ બનાવ બન્યો હોવાનું તેણે કહ્યું છે: માત્ર ફેર જે પડે છે તે નંદિવર્ધન

હકીકતના આધારે તે સમય ગોઠવ્યો હતો, જ્યારે આ શિલાલેખના પુરાવાના આધારે હોવાથી તે હવે પ્રમાણભૂત ઠરે છે. એટલે મગધની અનાવૃષ્ટિ ઇ. સ. પૂ. ૪૬૮-૯માં થયાનું નોંધવું રહે છે. તેમ નંદિવર્ધનના જીવનવૃત્તાંતમાં પણ તદનુસરીને ફેરફાર કરવો પડશે. તે આ પ્રમાણે–કે ઇ. સ. પૂ. ૪૭૨ માં તે ગાદીએ આવ્યો છે, એકાદ બે વર્ષ પોતાની સ્થિતિ મજબૂત કરવામાં ગાળ્યાં છે, પછી જીનમૂર્તિ મેળવવા કલિંગ ઉપર ચઢાઇ લઇ ગયો છે, તે કામ અરધું પરધું પત્યું, ત્યાં દુષ્કાળના સમાચાર મળવાથી પોતે મગધ તરફ જતો રહ્યો અને નહેર ખોદાવી. તેવામાં ૪૬૭ માં વત્સ અને અવંતિપતિ અપુત્રિયો મરણ પામ્યો એટલે તેને તે બાજુ ધ્યાન દેવું પડયું; પછી, ઉત્તર હિંદના અને પશ્ચિમ હિંદના–અપરાંત તથા કોનેડા વાળા પ્રદેશો અનુક્રમે જીતી લઇને પોતાના દેશ તરફ વળવાનો સમય આવ્યો; ત્યારે તેનો ઇરાદો કલિંગને પ્રથમ મહાત કરી તેને વિંધીને મગધમાં જવાનો હતો; પરંતુ તેટલામાં અતિવૃષ્ટિ થવાના સમાચાર મળવાથી, તે પ્રમાણેનો કાર્યક્રમ પડતો મૂકી, તેને મધ્યપ્રાંતને રસ્તે જલદી મગધમાં પહોંચી જવું પડયું; ઇ. સ. પૂ. ૪૪૭–૮ આશરે. અને તે બાદ વર્ષ દોઢ વર્ષમાં તે મરણ પામ્યો એટલે કલિંગ જીતવાનું એમને એમ બકાત રહી ગયું. મતલબ કે કલિંગ ઉપર તેણે એક વખતજ ચઢાઇ કરી હતી.] આ પ્રમાણે (૬) કલમની વિચારણામાંના પાંચ મુદ્દામાંના, કયારે અને શામાટે વાળા બીજા ત્રીજા મુદ્દા પણ ચર્ચાઇ ગયા ગણાયા. છતાં ત્રીજો મુદ્દો જે 'શામાટે'નો છે. તે અંગે જરા વિવેચનની જરૂર લાગે છે. પરંતુ એ હકીકત સિદ્ધી રીતે સ્પર્શતી ન હોવાથી ટીપ્પણ (જુઓ નીચેનું ટી. નં. ૫૬)માં જણાવીશું. બાકી અત્ર એટલીજ નોંધ કરવાની કે તે નહેર પ્રથમ નંદરાજાએ મગધમાં મ. સં. ૫૯ માં કરાવી હતી. અને મ. સં. ૧૦૩ માં તેને ખારવેલે કલિંગ સુધી લંબાવી હતી. એટલે ૪૦–૪૫ વર્ષના ગાળામાં જ તે બન્ને પ્રદેશોમાં દુષ્કાળ[૫૬] પડયા હતા એમ સિદ્ધ થયું કહેવાશે.

---

ના રાજ્યના બનાવને અંગે પડે છે. વળી ૧૦૩ નો આંક જે મહાવીર સંવતનો આપણે મનાવ્યો છે તે આંક પોતે જ જ્યારે ઉડી જાય છે ત્યારે તે કયા સંવતનો હતો કે છે, તે પ્રશ્ન અત્ર વિચારવાનું આપો આપ જ બંધ થઇ જાય છે.

વિશેષ સંશોધનથી જે પુરવાર થાય તે ખરૂં.

(૫૬) તે સમયે દુષ્કાળ હતો એટલું સિદ્ધ થયું. પછી તે દુષ્કાળ સ્થાનીક હદમાં જ સંકુચિત થઈ રહ્યો હતો કે વિશેષ વિસ્તારમાં પ્રસરી વ્યાપક બન્યો હતો, તે પ્રશ્ન નિરાળો છે. પરંતુ અંહી એક નૈસર્ગિક તત્ત્વ તરફ વાચક વર્ગનું ધ્યાન ખેંચવા જરૂર દેખાય છે.

આધુનિક પ્રજાના મનમાં એમ વસેલું દેખાય છે કે, કુદરત તો હમેશાં ઉદાસીનપણેજ કાળ વહન કર્યે જાય છે. તેનામાં ચૈતન્ય જેવું કાંઈ હોઇ શકે જ નહીં. તેથી શાસ્ત્રકારોએ, નૈસર્ગિક શક્તિનાં અને પ્રભાવનાં જે વિવરણો કર્યે રાખ્યાં છે તે કેવળ જીભનો બકબકાટ કે કલમનો અપ્રતિબંધ પ્રવાહ જ માત્ર છે. પણ હવે જોઈ શકાશે કે, તે સર્વ સ્થિતિ ઇતિહાસીક પુરાવાથી સાબિત કરી શકાય તેમ છે. કુદરતની શક્તિઓ તો અનેરી જ છે. તેની કલ્પના કરતાં કરતાં પણ, મનુષ્ય પ્રાણીની શક્તિ કુંઠિત થઈ જાય તેમ છે.

ક્રાંતિઓ બે પ્રકારની હોઈ શકે છે. દૈવકૃત અને મનુષ્યકૃત. મનુષ્યકૃત ક્રાંતિઓમાં રાજદ્વારી, ધાર્મિક, સામાજીક, આદિ, અનેક નામથી બોધિત કરી શકાય તેવી ક્રાંતિઓ તો ઈતિહાસનાં પાને વર્તમાનકાળે નોંધાતી જ જાય છે; એટલે તેની સમજ વાચક વર્ગને આપવાની જરૂર રહેતી નથી. પણ દૈવકૃત ક્રાંતિઓનાં ઘડતર અને નિયમન, મનુષ્ય બુદ્ધિથી અગમ્ય હોઇને, તેમાં ચંચુપાત બહુ થઈ શકતો નથી. પરંતુ તેવી ક્રાંતિઓ જ્યારે આવિર્ભાવ પામે છે ત્યારે આપણે તેને ચમત્કાર રૂપે નિહાળીએ છીએ અને સંતોષ પામી બેસી રહીએ છીએ કે 'એ તો કુદરત છે, તેના માર્ગ અકળ છે.'

આવી ક્રાંતિના ત્રણ પ્રકાર મુખ્ય છે (૧) જળપ્રલય (૨) અગ્નિપ્રકોપ (૩) અને દુષ્કાળ સંકટ. આ ત્રણે પ્રકારનાં ઉદાહરણો સર્વ વાચક વર્ગને સુવિદિત જ છે. અત્યારે આપણે છેલ્લા પ્રકારની ક્રાંતિ સાથે સંબંધ હોઇને તેને લગતું જ વિવેચન કરવાનું છે.

દુષ્કાળ બે રીત્યા પડે છે. સૂકો અને ભીનો. ભીના દુષ્કાળમાં અતિવૃષ્ટિ થવાથી, બધું વાવેલું કોહી જાય છે અને સર્વત્ર જળમય થઈ જતાં, બીજું નવું વાવી શકાતું નથી. પરિણામે ઘાસની અને અનાજની તંગી પડે છે, પણ

હવે ચોથો તથા પાંચમો મુદ્દો વિચારીએ. રાજા ખારવેલ (૪) તનસૂલીય વાટે તે નહેરને પોતાની (૫) રાજધાનીની અંદર લઇ ગયો. આમાં હકીકત એમ છે કે, નંદરાજાના સમયે મગધમાં દુષ્કાળ હતો; કયા ભાગમાં હતો તેવો ઉલ્લેખ કયાંય જણાયો નથી; પરંતુ એમ જરૂર માની શકાય છે કે, તે ગમે તે ભાગમાં હશે તોપણ ગંગા નદીમાંથીજ તે નહેરમાં પાણી વાળવામાં આવ્યું હોવું જોઇએ અને જ્યાં મગધ રાજ્યની હદ અટકી જતી હશે ત્યાંસુધીજ તે નહેર ખોદાઈ હોવી જોઇએ. તે નહેર હવે જ્યારે રાજા ખારવેલે લંબાવીને, એટલે જ્યાં આગળ

પીવાના પાણીની છૂટ રહે છે; જ્યારે સુકા દુકાળમાં વર્ષાનો અભાવ હોઈને મૂળથીજ ઘાસ અને અનાજ પાકતું ન હોવાથી તે બન્નેની તંગી તો પડે છેજ, અને સાથે સાથે પાણીની ખેંચ પણ પડે છેજ. જ્યારે પાણી વિના તો, ન પશુ-પંખી જીવી શકે; કે ન મનુષ્ય જીવી શકે કે ન વનસ્પતિ ઉછરી શકે પરિણામે સર્વ પ્રકારનો સંહાર વળી જાય છે. એટલે ભીના કરતાં સૂકો દુષ્કાળ વધારે તીવ્ર અને કરૂણ તથા ઘોર પરિણામ નીપજાવનારો નીવડે છે.

જ્યારે સૂકો દુષ્કાળ પડે છે ત્યારે પાણીનો અભાવ થતાં વનસ્પતિ કરમાઇને મરી જાય છે; જેથી ખેતરો ઉજ્જડ વેરાન જેવાં થઈ જાય છે, ઝાડીઓ હોય છે તેનાં ઝાડ પાન મરી જવાથી નરાં ઠુંઠાં-રૂખ ઉભાં હોય તેવું વન દેખાવા લાગે છે. વળી જે જંગલોમાં પ્રથમ સૂર્યનું કિરણ સરખું પણ પ્રવેશ થઇ શકતું નહોતું ત્યાં વિના અડચણે પશુઓ દોડાદોડ કરી શકે છે. જ્યાં એક વર્ષનો દુષ્કાળ હોય ત્યાં પણ આવી સ્થિતિ થઇ જાય છે. ત્યારે એક વર્ષ કરતાં વિશેષ મુદત માટેનો જ્યાં દુષ્કાળ પડયો હોય ત્યાં તો ઓર વિશેષ ગંભીર સ્થિતિ ઉભી થાય તે દેખીતું જ છે. તેમજ દુષ્કાળનું ક્ષેત્ર જો સ્થાનિક-ટૂંકી મર્યાદામાં-સ્તંભિત થવાને બદલે વિશેષ વિસ્તારમાં પ્રસરી જતું હોય તો તે પ્રમાણમાં તેની પીડા વધારે ભોગવાય છે. આ બાબતમાં સ્ટડીઝ ઑફ જૈનીઝમ ઇન સાઉથ ઈન્ડિઆના લેખકે પૃ. ૨૧ માં જણાવ્યું છે કે, sometimes the famine extended over the whole kingdom, but more often than not, it was confined to small tracts = કેટલીક વખત દુષ્કાળ આખા રાજ્યમાં ફરી વળતો હતો; પરંતુ અપવાદ કરતાં સામાન્યપણે તો નાના નાના પ્રદેશમાં જ તે ગોંધાઈ રહેતો હતો. આમ છતાં યે જો દુષ્કાળનો વિસ્તાર વધી જાય અને તેમાં યે વળી જો ઉપરા ઉપરી દુષ્કાળ આવી પડે તો, સર્વત્ર ઝાડ કે જંગલનું નામ નિશાન પણ ન રહેતાં, સફાચટ વેરાન જ થઈ જાય છે. અને મનુષ્યની સંખ્યાનો પણ તેટલાજ પ્રમાણમાં કચ્ચરઘાણ વળી જાય છે. આ બધું સમજી શકાય તેવું છે.

શ્રી મહાવીરનું નિર્વાણ ઇ. સ. પૂ. ૫૨૭ માં થયા બાદ, સાડા ત્રણ વર્ષે એટલે ઇ. સ. પૂ. ૫૨૩ પછી, સમય બદલાતો ચાલ્યો હતો; ઉપરા ઉપરી દુષ્કાળો પણ પડવા લાગ્યા હતા. પ્રથમના સો વર્ષમાં કેટલાયે પડયા હશે તેની નોંધ અત્યારે શોધી જડતી નથી. પરંતુ હાથીગુંફાના લેખ ઉપરથી સ્પષ્ટ થાય છે કે, તે સમયમાં બે તો નોંધ ઉપર ચડી ચૂકયા હતા જ. તે બાદ ચંદ્રગુપ્ત સમ્રાટના સમયે પણ બે વાર પડયા હતા. પ્રથમનો દુષ્કાળ ક્ષણિક પરિણામી હોવાથી તેને બારવર્ષી કહેવાયો છે. (આ માટે જુઓ સમ્રાટ ચંદ્રગુપ્તનું વર્ણન. ત્યાં પૃ. ૧૭૯ ઉપર અંજનગુટિકાવડે અદ્રશ્યપણે બેસીને શ્રમણોએ ભોજન કર્યાનો જે પ્રસંગ વર્ણવ્યો છે તે આ સમયનો જાણવો) પણ સમજાય છે કે તેટલો લાંબો સમય તે ચાલ્યો નહીં હોય; જ્યારે બીજો તો તેનાથી પણ વિશેષ ભયંકર અને દીર્ઘ સમયી નીવડયો હતો અને તે બાર વર્ષી હતો જ. આ સમયે શ્રીમહાવીરની ગાદીએ (મ. સ. ૧૭૦ = ઇ. સ. પૂ. ૩૫૭) સ્થૂળીભદ્રજી નામના આચાર્ય હતા. તેમના પછી થોડાંક વર્ષે એટલે લગભગ મ. સં. ૨૨૩ = ઈ. સ. પૂ. ૩૦૪ પાછો દુષ્કાળ પડયો હતો. આ બધા દુઃખકર હોવાથી તેમની નોંધો જળવાઈ રહી છે. સિવાય નાના અને મીત પરિણામી તો અનેક બીનનોંધાયા પડી રહ્યા છે તેની વાત તો જૂદીજ ગણવી.

કહેવાનું તાત્પર્ય એ છે કે શ્રી મહાવીરના નિર્વાણ પછી પ્રથમના પાંચસો વર્ષમાં એક બીજાથી ઉતરે નહીં-બલ્કે ચઢી જાય-તેવા અનેક દુષ્કાળો હિંદની ભૂમિ ઉપર ભિન્ન ભિન્ન સ્થળે પડયા છે. પરિણામે શ્રી મહાવીરના સમયે જે જંગલો, ઉદ્યાનો, ઉપવનો, બાગ બગીચાઓ, ઇત્યાદિ હતા તેમાંનો મોટો ભાગ વિનાશ પામી ગયો હતો; જેથી તે સમયે માણસની જે આબાદી માત્ર શહેરોમાં જ જમા થઈ રહી હતી, તે આવાં થઈ પડેલાં નવાં ઉજડ જંગલોવાળા ભાગમાં વસવાટ કરવા લાગી હતી. એટલે શહેરની ગીરદી ઓછી થઇ, તેમ ઝાડજંગલો પણ ઓછાં થયાં. પરિણામે વર્ષા પણ કમી થવા લાગી અને દુષ્કાળની સંખ્યા અને સંકટ, ઉત્તરોત્તર વધતાં ચાલ્યાં. આ પ્રમાણે આ ઝેરીચક્ર vicious circle ગતિમાન થયું.

આ બધું નૈસર્ગિક રીતે બન્યા કરતું હતું. તેથી જ

મગધની હદે આવીને અટકાવી રાખી હતી ત્યાંથી પોતાની હદમાં લંબાવી છે ત્યારે એટલો ફલિતાર્થ થાય છે કે તે નહેરની લંબાઈ ઘણી જ હોવી જોઇએ. તેમ પોતાની રાજધાનીમાં લઈ ગયા છે એટલે એમ પણ સમજાય છે કે, મગધની હદથી પોતાની રાજધાની કેટલેક અંતરે આવેલી હોવી જોઇએ. તે રાજધાનીનું નામ શું હશે તે જણાવ્યું નથી પણ ગત પરિચ્છેદે આપણે તેની કાંઇક ચર્ચા કરી ગયા છીએ અને સાબિત કર્યું છે કે તેનું સ્થાન, વર્તમાનકાળે જગન્નાથપુરી જ્યાં છે તેની અને તેની પાસેના ચિલકા સરોવરના પ્રદેશની અંતરગાળે આવેલ હશે. આપણા આ અનુમાનને એક લેખકના કથનથી સમર્થન મળે છે.

---

જૈનગ્રંથોમાં આવા કાળચક્રને, આરાનું નામ આપી, તેવા કેટલાક આરાના સમુહને ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ એવાં નામ આપ્યાં છે. આનું કાંઇક વૃત્તાંત પુ. ૧ પ્રથમ પરિચ્છેદમાં આપ્યું છે. દેખીતું છે કે, વર્તમાન પાશ્ચાત્ય કેળવણી પ્રાસાદિત વર્ગને આ બાબતમાં બહુ શ્રદ્ધા નહીં પડે; પરંતુ જ્યાં ઐતિહાસિક સાધનોથી ઉત્તરોત્તર કાળનું મહાત્મ્ય અને તે ઉપરથી મનુષ્ય, પશુ, પંખીનાં શરીર તથા જીવન ઉપર ક્રમાનુસાર થતી ક્ષતિ, આ પ્રમાણે પુરવાર થતી તેઓ સાક્ષાત નિહાળે, ત્યાં પછી કયા બીજા પુરાવાની તેઓને અપેક્ષા રહે? મતલબ કે તેમને પણ અંતે તે-કુદરત-ના કાયદાનું અસ્તિત્વ સ્વીકારવું પડે છે.

જૈનગ્રંથોમાં તેથી કરીને, મહાત્માઓએ બેરીનાદે જાહેર કર્યું છે કે, શ્રી મહાવીર પછી અમુક કાળ વ્યતીત થયે આટલી આટલી વસ્તુઓનો વિશેષતઃ વિચ્છેદ થશે જ. તે પ્રમાણે કાળભગવાનનું ચક્ર નિરંતર નિયમિત રીતે ફર્યાંજ કરે છે. આ નિયમનો જો સ્વીકાર થયો અને સ્વીકાર થશેજ એટલે સમુદ્રમાં જેમ ભરતી ઓટ થયા કરે છે, સૂર્યનો ઉદય-અસ્ત થયા કરે છે, રાત્રી અને દિવસ એક પછી એક આવ્યાં કરે છે, તેમ કાળભગવાનથી નિપજતી અસરોની પણ ચઢતી અને પડતી થયાંજ કરવાની. આ પ્રકારે જે કાળે ચઢતી થાય તેને ઉત્સર્પિણી કાળ, અને પડતી થાય તેવા કાળને અવસર્પિણીકાળ શાસ્ત્રકારોએ કહ્યો છે.

જ્યારે ચઢતીનો કાળ હોય છે ત્યારે દરેક પ્રકારે ચઢતી જ થયા કરે છે. એટલે કે ખૂબ વરસાદ પડે, તાપ પણ મનમાનતો પડે, ધનધાન્ય પુષ્કળ ઉત્પન્ન થાય, માણસનાં શરીર રૂષ્ટપુષ્ટ રહે, જીવન નિર્વાહની જરૂરીઆતો વસાવવાની ચિંતા ન રહે, આયુષ્યની વૃદ્ધિ થાય, શરીરનાં બંધારણનાં સંઘાતોનો અને સંસ્થાનોનો-વિકાસ થાય; વિશેષ બળવાન વીર્યવાન બને, દેહમાન-શરીરનાં માપ, મોટાં થાય એમ સર્વત્ર સર્વદા ઉત્તરોત્તર વૃદ્ધિ જ થયાં કરે.

હવે વિચારો કે જ્યાં આવી ક્રમાનુગતિ ચાલતી હોય, ત્યાં અત્યારના કરતાં વિશેષ શરીરમાનવાળાં, વિશેષ આયુષ્યવાળાં, વિશેષ ઐશ્વર્ય, પરાક્રમ અને જ્ઞાનવાળાં મનુષ્યો પણ હોય, તેમાં કલ્પનાતીત જેવું શું છે! એટલે કોઇ એમ કહે કે, પૂર્વે મનુષ્યનું શરીર સો, બસો કે પાંચસો હજાર વર્ષનું હતું અથવા શરીરની ઉંચાઇ પાંચ સાત દશ ફુટને બદલે, વીસપચાસ સો કે બસો ફુટ જેટલી હતી (શ્રીમહાવીરનું શરીર ૧૦-૧૧ ફૂટ, શ્રીપાર્શ્વનાથનું ૧૪-૧૫ ફુટ, પ્રિયદર્શિનના સમયે મંદિરોનાં દ્વાર ૧૦ ફૂટ સાબિત થયાં છે તો તે સમયે મનુષ્યના શરીર પણ લગભગ તેટલાં જ હોય એમ કલ્પી શકાય છે) તો કાંઈ આશ્ચર્ય જેવું નથીજ. અરે તેથી પણ વિશેષને વિશેષ કહેવાય, તો પણ અસંભવિત નથીજ (જૈનોની માન્યતા પ્રમાણે નેમીનાથ અને શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર અને ભીમના જમાનામાં ત્રીસ ફુટનાં શરીર અને હજાર વર્ષનાં આયુષ્ય હતાં.)

હવે સમજી શકાશે કે બાઇબલમાંની જે કેટલીક હકીકતને અમાનનીય ગણે છે તે, તેમજ વૈદિક અને અન્ય મતના ધાર્મિક ગ્રંથોમાંની પ્રાચીન સમયના વર્ણનમાંની જે અનેક ઘટનાઓમાં હાલની પ્રજા ઇતબાર મૂકતાં અચકાય છે તે, મિસરની કબ્રોમાંથી નીકળી આવતી મમીઓને લગતી હકીકતો, આદિ આદિ (જુઓ પુ. ૩. પૃ. ૧૨૮ થી આગળ જંબુદ્વીપની હકીકત, તથા પૃ. ૨૯૭ માં પહ્લવાઝ આર્ય કે અનાર્યવાળા પારામાં વર્ણવેલી બીના) પણ તદ્દન સત્યપૂર્ણજ હોય છે. માત્ર આપણી બુદ્ધિ સંકુચિત હોઇને, તેટલે દરજ્જે લંબાવી શકાતી ન હોવાથી, તે દરેક વસ્તુને પ્રત્યક્ષ કરી શકાતી ન હોવાથી "તેમ હોઈ નજ શકે" એવી આપણા મનમાં ભ્રાંતિ થઇ જાય છે. માટે ભ્રાંતિ અને વિભ્રમને ત્યજી, તે બીનાનો સત્ય તરીકે સ્વીકાર કરવો, તેજ ઉચિત માર્ગ રહે છે. તેવોજ એક પ્રસંગ આ ખારવેલ ચક્રવર્તીના જીવન પ્રસંગમાં આગળ આવવાનો છે તે વાંચી જવા તથા તેને કુદરતના નૈસર્ગિક વહનની અસર તરીકે ગણી લઈ, આ ટીપ્પણમાં અત્ર જે હકીકત કહી છે તે સાથે સરખાવવાનો છે; તે પારિગ્રાફનું નામ 'દુષ્કાળનો પ્રસંગ અને પુસ્તકોદ્ધારનો સંબંધ' એવું રાખ્યું છે તે જુઓ.

તેઓ[૫૭] જણાવે છે કે, He made a canal from the Bhargavi to Chilka lake=તેણે (રાજા ખારવેલે) ભારગવી (ગંગાનદીનું નામ છે)માંથી ચિલકા સરોવર સુધી નહેર બંધાવી હતી. આ શબ્દથી એમ પણ હકીકત નીકળે છે કે, તે સમય પહેલાંયે ચિલકા સરોવર તો હતું જ, પરંતુ દુષ્કાળને લીધે તે નિર્જળ થઇ ગયું હતું–અથવા થઇ જાય તેવી ભીતિ ઉત્પન્ન થઇ હતી તેથી તેણે નહેર ખોદાવીને ગંગાનદીનું પાણી તેમાં વાળ્યું હતું એટલે તે સરોવર સજળ બનવા પામ્યું હતું. તનસુલિયવાટે[૫૮] જે શબ્દ વપરાયો છે, તે પ્રદેશવાચક હોવાનું સમજાય છે. અને તેમ જ હોય તો, જ્યાંથી મગધની હદ અટકી પડી હતી ત્યાંથી ચિલકા સરોવર સુધીની જે કલિંગરાજ્યની ભૂમિ હતી, તે સઘળીને કે તેના એક અંશને, આ તનસુલિય નામથી ઓળખવામાં આવતી હતી. એટલે તે ભૂમિમાં થઇને તે નહેર ખોદવામાં આવી હતી એમ કહેવાની મતલબ થઇ.

(ઙ) છઠ્ઠી લીટીમાં છેલ્લું સૂચન એમ છે કે, રાજા ખારવેલે, રાજ્યાભિષેકના છઠ્ઠા વર્ષે રાજસૂય યજ્ઞ ઉજવતાં કરના બધા રૂપીઆ માફ કર્યા... આમાં રાજસૂય યજ્ઞ અને કરનું માફીપણું આ બે મુદ્દા સમજૂતિ માગે છે.

રાજાઓ તરફથી બે પ્રકારના યજ્ઞો કરાતા આપણે સાહિત્ય ગ્રંથોમાં વાંચીએ છીએ. એક અશ્વમેધ અને બીજો રાજસૂય. અશ્વમેધ યજ્ઞમાં અશ્વનો બલિ દેવાય છે અને તે વૈદિક વિધિરૂપે ગણાય છે. જ્યારે અશ્વના બલિને હિંસકરૂપ માનીને, જૈનો જે અહિંસાને પ્રધાનપદે સ્થાપે છે તેઓ રાજસૂય યજ્ઞ કરે છે. પંડિત જયસ્વાલજીએ (તેમના આ લેખના મૂળ ઉપરથી અનુવાદ થયેલ છે તેમ) સ્પષ્ટપણે જાહેર કર્યું છે[૫૯] કે, "જૈન હોવાથી તે રાજાએ અશ્વમેધ ન કરતાં રાજસૂય યજ્ઞ કરીને પોતાનું સાર્વભૌમ પદ સિદ્ધ કર્યું હતું." મતલબ કે જૈન રાજાઓ રાજસૂય યજ્ઞ અને વૈદિક મતાનુયાયીઓ અશ્વમેધ યજ્ઞ કરતા હતા. આટલે સુધી તો હકીકત બરાબર છે. પણ શા માટે યજ્ઞ કરવામાં આવતો તે વિશે મતભેદ અમને જે દેખાયો છે તે અહીં જણાવવા જરૂર પડી છે. ઉપરમાં પંડિતજીએ એટલું જ માત્ર જણાવ્યું છે કે, સાર્વભૌમત્વ સિદ્ધ કરવા યજ્ઞ કરાયો હતો. પરંતુ આપણને ખુદ રાજા ખારવેલ પોતે જ, હવે પછીની પંક્તિઓમાં જાહેર કરે છે કે, તેણે આ યજ્ઞ કર્યા પછી પણ અનેક પ્રદેશો જીત્યા છે. પાછળથી પ્રદેશો જીત્યા છે એમ જ્યારે જણાવે છે, ત્યારે આપોઆપ સિદ્ધ થઇ ગયું કે, યજ્ઞ કર્યો તે સમયે તે પ્રદેશો તેના કબજામાં નહોતા જ; એટલે સાર્વભૌમત્વની સિદ્ધિને માટે તે યજ્ઞ તેણે કર્યો હોવો ન જોઇએ તે દેખીતું છે; વળી શબ્દકોષમાં તેનો અર્થ જોવા જતાં અન્ય સ્થિતિ જ નીકળી પડે છે. તેમાં આપેલ સમજૂતિ વડે તો એમ સ્પષ્ટ થાય છે કે,[૬૦] સર્વોપરિ રાજાવડે પોતાના રાજ્યાભિષેક વખતે કરાતોજ તે યજ્ઞ છે. જો રાજ્યાભિષેક વખતેજ કરાતો હોય તો તો પછી તે સમ્રાટને આખા રાજ્યકાળમાં શાંતિ અને નિરાંત જ ગાળવાનું રહેવું જોઈએ; કેમકે સાર્વભૌમત્વ મેળવ્યા પછી વિશેષ લોભ રાખવાનું કારણ રહેતું નથી. ગમે તેમ અર્થ કરો, પરંતુ એટલું તો રાજા ખારવેલના નિવેદન ઉપરથી સિદ્ધ થાય છે કે, તેણે આ રાજસૂય યજ્ઞ નથી કરાવ્યો પોતાના રાજ્યાભિષેકના સમયે, કે નથી કરાવ્યો સાર્વભૌમત્વની સિદ્ધિની જાહેરાત માટે. ત્યારે શા માટે કરાવ્યો હશે તે પ્રશ્ન થાય છે? તેનો ઉત્તર તેના જ શબ્દો, જે આ યજ્ઞ કર્યાના ઉલ્લેખ પૂર્વે અને પાછળ જોડયા છે તેમાંથી મળી આવે છે; તેણે સ્પષ્ટ જણાવેલ છે કે, દુષ્કાળ પડવાથી નહેર લંબાવીને

(૫૭) જ. આં. હી. રી. સો. પુ. ૨ ખંડ ૨ પૃ. ૧૪

(૫૮) એક લિપિજ્ઞે આ 'તનસૂલિય' ને બદલે 'તોસલીય' શબ્દ હોવાનું જણાવ્યું છે. સમ્રાટ પ્રિયદર્શિનના ધૌલી-જાગૌડાવાળા ખડક લેખમાં તે સ્થાનની રાજધાનીનું નામ તોસલીય નગરી જણાવી છે.

(૫૯) જુઓ. જૈ. સા. સં. પુ. ૩. પૃ. ૩૭૫ પંક્તિ-૧૬

(૬૦) જુઓ ગુજરાત વિદ્યાપીઠ તરફથી બહાર પડેલ, સાર્થ જોડણી કોશ પૃ. ૬૫૫

તેનું પાણી પોતાના મુલકમાં લાવ્યો હતો અને રાજસૂય યજ્ઞ કરી કરના બધા રૂપિયા માફ કર્યા હતા. આ કથનથી એમ અર્થ નિષ્પન્ન થાય છે કે, દુષ્કાળ પડવાથી જેમ તેણે સક્રિય અને રચનાત્મક પગલાં તરીકે નહેરનું કાર્ય ઉપાડયું હતું, તેમ બીજી બાજુ, દુષ્કાળ પીડિત પ્રજા અને ખેડુતને રાહત મળે તે માટે અનેક પ્રકારના કરમાંથી ઉત્પન્ન થતા લાખો રૂપીઆની આમદાની પણ જતી કરી દીધી હતી.[61] એટલું જ નહીં પણ દુષ્કાળની શાંતિને અર્થે[62] રાજસૂય યજ્ઞ પણ કર્યો હતો. પરિણામે સર્વત્ર શાંતિ સ્થપાઈ હતી.

(૭) સાતમી પંક્તિ-સાતમા વર્ષમાં તેની ગૃહિણી વજ્રધરવાળી ધુષિતા-(પ્રસિદ્ધ) માતૃપદને પ્રાપ્ત થઇ.

આમાં માત્ર ગૃહિણી શબ્દ જ લખ્યો છે, એટલે સમજાય છે કે કદાચ તેણી પટરાણી ન પણ હોય અને સામાન્ય રાણી હોય. તેમ પોતે રાજ્યપદે આવ્યા પહેલા એકે પુત્રનો પિતા થવા પામ્યો નહીં હોય એમ પણ સમજાય છે, નહીં તો તેવું કાંઈ વિશેષણ જોડી બતાવત. અલબત્ત, એટલું પણ ખરૂં છે કે તેણે યુવરાજ શબ્દ પણ વાપર્યો નથી જ; છતાં સર્વ સંજોગો જોતાં આપણે એમ અર્થ બેસારીએ કે, એક સામાન્ય રાણીના પેટે યુવરાજનો જન્મ[63] થયો હતો તો તે અનુમાન ખોટું નહીં ગણાય.

વજ્રધરવાળી શબ્દ તે રાણીની ઓળખ બતાવે છે; કાં તો તે પ્રદેશવાચક શબ્દ હોય કે કુલવાચક કે જાતિદર્શક પણ હોય; તેવા નામવાળો પ્રદેશ હોવાનું જાણમાં નથી, તેમ કુળ પણ જણાયું નથી એટલે જાતિ-race-સંભવે છે. અને વજ્રધર સ્વતંત્ર તરીકે એક ભાગ હોય કે પછી બીજી ક્ષત્રિયોનો કોઇ પેટા વિભાગ હોય કે લિપિ ઉકેલવામાં કાંઇક ફેરફાર થવા[64] પામ્યો હોય. પરંતુ કલિંગની હદમાં કે અડોઅડના પ્રદેશમાં તે રાણીનું મહિયર હશે એમ બનવા યોગ્ય છે.

(૮) આઠમી પંક્તિ-(ગોરથગિરિ)ને તોડીને રાજગૃહને ઘેરી લીધું-વીરકથાઓના સંનાદથી યુનાની રાજા (યવનરાજ) ડિમિતે...Demetrius...સેના એકઠી કરી મથુરા છોડી દેવા પગલાં ભર્યાં...નવમા વર્ષમાં પલ્લવ...ઈ. આ પ્રમાણે અર્થ કરાયો છે.

(અ) આ આખીએ પંક્તિનો અર્થજ ફેરવવા જેવો છે; કેમકે મથુરા શબ્દની હકીકત ઉપર મદાર રાખીને તે અર્થ કરાયો છે. એટલે કે ઉત્તર હિંદનું જે નગર મથુરા છે તે આ લેખના ઉકેલમાં મધ્યબિંદુ તરીકે રખાયું છે; જ્યારે ઉપર લેખાર્થની પ્રસ્તાવનામાં જ આપણે (જુઓ પૃ. ૨૭૯-૮૦) જણાવી ગયા છીએ કે રાજા ખારવેલને ઉત્તર હિંદ સાથે કાંઈ લેવા દેવા જ નથી; સિવાય કે બૃહસ્પતિમિત્રના મહેલ સુધી માત્ર ધસી જઇ, ત્યાં રાખેલી જીનમૂર્તિ પાછી લઇ આવ્યો છે. તેના પરાક્રમનું બધું ક્ષેત્ર જ દક્ષિણ હિંદ છે. મતલબ કે યવનરાજ ડિમિત Demetrius ઈ. સર્વ વસ્તુ કલ્પનાથી જોડી કાઢી છે, જેની વાસ્તવિકતા આગળ આપેલ વર્ણન ઉપરથી સમજી શકાશે; તેવીજ રીતે ગોરથગિરિ અને રાજગૃહ શબ્દનો અર્થ

---

(૬૧) પ્રાચીન સમયે રાજાઓની ઉદારતા કેવી હતી તથા પોતાની પ્રજા પ્રત્યે કેવો પ્રેમ ધરાવતા હતા, આ તેનું ઉદાહરણ સમજવું. કર માફ કર્યો છે; નહીં કે મુલતવી રાખ્યો છે; તે ખાસ ધ્યાન રાખવા જેવું છે.

(વળી સરખાવો ઉપર ટી. નં. ૧૧ ની હકીકત)

(૬૨) યજ્ઞ કરવાથી દુષ્કાળની શાંતિ થાય એમ પણ ખરૂં અને દુષ્કાળ શાંત થયા બાદ, પણ યજ્ઞ કરાયો હોય એમ પણ ખરૂં (અહીં શાંત થયા બાદ કરાયો હોય એમ સમજાય છે.)

અત્યારે પણ અમુક પ્રકારની મહામારી કે તેવા ઉપદ્રવો આવી પડે છે ત્યારે એક પ્રજા તેના નિવારણ તરીકે તેમ જ શાંતિ સ્થાપન થયા બાદ પોતપોતાના ધર્મશાસ્ત્રોમાં ફરમાવ્યા પ્રમાણે યજ્ઞયજ્ઞાદિનાં વિધિવિધાનો કરે છે જ.

જેમ અત્યારે આ પ્રથા છે તેમ પ્રાચીન સમયે હતી એમ આ ઉપરથી સિદ્ધ થાય છે.

(૬૩) આ યુવરાજ તે બીજો કોઇ નહીં પણ રાજા વક્રગ્રીવ તરીકે, તેની પાછળ ગાદીએ આવ્યો છે તે જ હશે. તેનો જન્મ આ ગણત્રીએ મ. સં. ૯૮+૭=૧૦૫ એટલે ઇ. સ. પૂ. ૪૨૨માં થયો કહેવાશે.

(૬૪) લેખમાં મૂળ શબ્દ વજિ-રઘરવ છે અને સંસ્કૃત છાયામાં વજ્રગૃહવતી કરાયું છે. મૂળમાં વજિ અને રઘરવ શબ્દ છૂટા પાડેલ છે.

બેસારવામાં પણ સ્ખલના થવા પામી લાગે છે. પરંતુ તેનો ભાવાર્થ જે અમે તારવી શકયા છીએ તેનું યોગ્ય સૂચન શોધી ન કઢાય ત્યાંસુધી તો, હાલ જે અર્થ સર્વમાન્ય થયો છે તેનો સ્વીકાર કરીને જ આગળ વધવું રહે છે. છતાં તે સૂચન શોધી કાઢવામાં ઉપયોગી થાય તે માટે કાંઈક માર્ગદર્શન કરીશું.

(આ) ગોરથગિરિઃ—તે માટે તેવા જ નામનો, અન્ય ગિરિ કે ગિરિશૃંગ, જેનું સ્થાન કૃષ્ણા નદીના મુખની આસપાસ થોડા માઈલોમાં આવ્યું હોય તે પર્વતને રાજા ખારવેલની ચડાઈનું સ્થાન સમજવું રહે છે. તેમજ રાજગૃહીને તોડી નાંખ્યાની વાત ગલત જેવી છે. તેને બદલે 'રાજગૃહમ્' જે મૂળપાઠ છે એટલે રાજગૃહને–કહેતાં રાજાના મહેલને–તોડી નાખ્યો હતો એમ કહેવાનો અર્થ છે. આ અમારા કથનને ટેકારૂપ શબ્દો તેના પોતાના આલેખનમાંથી જ નીકળી આવે છે; જે "પલ્લવ" શબ્દ છે અને જેની હકીકત કોઈએ શિલાલેખનો અર્થ બેસારવામાં અત્યારે હિસાબમાં જ લીધી નથી, તે પલ્લવજાતિના (જેને આપણે લિચ્છવી ક્ષત્રિયની એક શાખા તરીકે અને રાજા નંદિવર્ધનના સમયે તે પ્રાંત ઉપર વહીવટ કરવાને સૂબા તરીકે નીમ્યાનું જણાવી ગયા છીએ તે સમજવા રહે છે. પલ્લવ, ચોલા, કદંબ ઈ. લિચ્છવીના વિભાગો પડયા છે તે માટે જુઓ પુ. ૧. પૃ. ૭૮૫; ૩૧૭નું વર્ણન) રાજાને ઉદ્દેશીને વપરાયો છે. તેમજ તે પછી આપેલું વર્ણન, ચોલા અને પાંડયા રાજાને લગતું સમજવાનું છે. કલ્પના કરવામાં ઉપયોગી થાય તે માટે આટલું સૂચન કરી, હવે બાકીના અર્થનો તોડ બતાવીશું.

(ઇ) યુનાની રાજા (યવનરાજ) ડિમિટ–Demetrius–મથુરા છોડી પાછાં પગલાં ભર્યાં......આ અર્થ કરાયો છે. પરંતુ મૂળે તો યુનાની રાજા એવો શબ્દ જ લેખમાં કોતરાયલ નથી; ખરૂં છે કે, યવનરાજ શબ્દ વંચાય તેવા અક્ષરો છે, તે ઉપરથી યુનાની શબ્દ ગોઠવી દીધો લાગે છે. વળી આગળનો અક્ષર ડિમિતે આવવાથી અને તેની જોડેની જગ્યા ત્રૂટિત હોવાથી કેટલાક અક્ષરો પડી રહ્યા પણ સમજાય છે, જેથી ડિમિટ્રીઅસ નામ બેસાડી લેવામાં સરળતા થઇ ગઈ. તેમજ આખા લેખનો ભાવાર્થ બૃહસ્પતિમિત્ર મગધપતિનું અને રાજા ખારવેલનું સમકાલીનપણું સાબિત કરી આપવા ઉપર અવલંબિત હતો, એટલે બૃહસ્પતિનો બીજો અર્થ પુષ્ય થાય છે તે ઉપરથી બૃહસ્પતિમિત્ર=પુષ્યમિત્ર ગોઠવી દેવાયો છે. તેમ પુષ્યમિત્રના રાજગુરૂ ભગવાન પતંજલીના સમયે ઉત્તર હિંદમાં યવનોનો પગ પેસારો થયો હતો એટલે તેમણે अरुणद् यवनः शाकेतं શબ્દવાળું જે વાકય લખેલું છે તેનો અર્થ યવન લોકોના ઉદય સાથે બંધ બેસતું પણ થઇ ગયું છે. આવી રીતે મૂળે દોરેલ એક અનુમાનની અનેક કડીઓ મળતી થઇ જતાં, ડિંડિમનાદે જાહેર કરી દેવાયું કે, ડિમિતે...શબ્દ જે છે, તે ડિમિટ્રીઅસ યુનાની રાજા સૂચવતોજ શબ્દ છે. બૃહસ્પતિમિત્ર તે પુષ્યમિત્ર છે, અને જે નગર યવનરાજાને છોડીને ખસી જવું પડયું હતું તે મથુરાનગર છે. આ પ્રમાણે અનુમાન તારવવામાં આવે તે પદ્ધતિ સામે આપણે એકે અક્ષર બોલવા જેવું નથી. સંશોધનનો વિષયજ એવો છે કે તેમાં અનેક પ્રકારનાં અનુમાનો અને કલ્પનાઓ કરવાં પડે છે જ. પરંતુ જે વાંધો છે તે એજ કે, અમે બહાર પાડેલ પ્રથમનાં પુસ્તકો વિષે, વિદ્વાનોએ એવા આરોપો અમારા શીરે મૂકયા છે, કે ઇતિહાસના લેખકે અનુમાન કદાપિ કરવાં જ ન જોઇએ. તેમણે તો " હું ધારૂં છું, મારૂં મંતવ્ય છે, આમ હશે, આમ સંભવ છે, ઇ. ઇ." શબ્દની વપરાશથી હમેશાં સો ગાઉ દૂરજ રહેવું જોઇએ અને તેથી આવા શબ્દોનો જે પ્રયોગ અમે કર્યો છે તે સાચા ઇતિહાસના આલેખનનું દૃષ્ટિબિંદુ ન ગણાય. આવા અભિપ્રાય ધરાવનાર વિદ્વાનોને પોતાનું વક્તવ્ય બહાર પાડતાં પહેલાં, ભલભલા વિદ્વાનોને પણ કેવા પ્રકારે કામ લેવું પડયું છે[૬૫]

(૬૫) વળી જુઓ નીચે પૃ. ૨૯૯માં ટી. નં. ૭૭વાળું લખાણ. આ માટે બીજાં દૃષ્ટાંતો પણ અનેક મળી આવે તેમ છે પરંતુ તુરતમાં સમજી શકાય માટે એક બે ટાંકી બતાવીશું. (જુઓ પુ. ૩ પૃ. ૧૭૬ ટી. નં. ૮; પુ. ૪. પૃ. ૨૧ ટી. ૨૯; ઉપરમાં પૃ. ૧૮૬ ટી. નં. ૬ તથા પૃ. ૧૫૮ ટી. નં. ૩૦ ઈ. ઇ.)

તે પ્રસંગની યાદ, ધ્યાનમાં રાખવાને સૂચન જ માત્ર અમારે કરવાનું છે; ઉપરાંત જણાવવાનું કે આટલા આટલા સંજોગોનો મેળ ખાતાં છતાં પણ, તેમણે દોરેલાં અનુમાન કેવાં ખોટાં ઠરે તેમ છે તે નીચેની સમજૂતિથી તેઓશ્રીને રોશન થશે.

વાત એમ છે કે, ડિમિટ્રીઅસનો સમય જ જુદો છે. પુ. ૩માં આપેલી સમયાવલીના પૃ. ૬માં ઇ. સ. પૂ. ૧૮૩ની વિગત ઉપરથી ખાત્રી થશે કે, તેનું મરણ ઇ. સ. પૂ.૧૮૧ના અરસામાં થયાનું નોંધાયું છે; જ્યારે પુષ્યમિત્રનું મરણ તો તેની પૂર્વે સાત વર્ષે એટલે ઇ. સ. પૂ. ૧૮૮માં અને પતંજલીનું ઇ. સ. પૂ. ૧૯૦માં થઇ ચૂકયું છે. તેમ પુષ્યમિત્રની જીવંત અવસ્થામાં યવનોએ શાકેત ઉપર[૬૬]ચડાઇ કરાયાની જે હકીકતનું દર્શન ભગવાન પતંજલીએ કરાવ્યું છે તે, ડિમિટ્રીઅસના પિતા યુથીડીમસને લગતું છે. એટલેકે તે વાકય પણ સાચું અને પરિસ્થિતિ પણ સાચી. પરંતુ વ્યક્તિઓ ભિન્ન ભિન્ન; કદાચ ઉપરોક્ત ચડાઇવાળો પ્રસંગ મિનેન્ડરને આશ્રયીને લખાયો હોય (જુઓ ટી. નં. ૬૬) પણ તેમ તો બનવા જોગ નથી લાગતું કેમકે ભગવાન પતંજલીનું મરણ નીપજ્યા બાદ મિનેન્ડરની રાજકીય કારકીર્દીનો સમય આવે છે એટલે મિનેન્ડરે સાકેતને ઘેરો ઘાલીને જીતી લીધાની બાબતનું વર્ણન ભગવાન પતંજલીના મુખે થયાનું સંભવીત જ નથી. છતાં એક બારગી માની લ્યો કે ઉપરના બન્ને પ્રસંગો–યુથીડીમસે કે મિનેન્ડરે સાકેતને ઘેરો ઘાલ્યાના–ડિમિટ્રીઅસના રાજ્યે બન્યા હતા તો, પણ પ્રશ્ન એ થાય છે, કે જ્યારે ડિમિટ્રીઅસ પોતે સતલજ નદીની પૂર્વ બાજુની ભૂમિ ઉપર પગ મૂકવા જેટલો પણ ભાગ્યશાળી થયો નથી, ત્યારે સતલજ નદીની પૂર્વે કેટલાએ અંતરે આવેલ અયોધ્યા સુધી કે મથુરા સુધી તે આવી પહોંચ્યો કયારે ? કે જેથી તેને ગાંસડાપોટલાં બાંધીને પાછા હઠી જવું પડયું ?[૬૭] વળી બીજી વાત એ છે કે આ હકીકત તેમણે પુષ્યમિત્ર અને પતંજલીના સમકાલીન તરીકે રાજા ખારવેલને ગણીને ગોઠવી કાઢી છે તેથી તેનો સમય હજુ ડિમિટ્રીઅસની લગભગ આવી જાય છે; પરંતુ તેનો ખરો સમય તો ઈ. સ. પૂ. ૪૨૯નો હવે સાબિત થઇ ચૂકયો છે. એટલે કહેવાનું એ રહ્યું કે, ખારવેલના સમયે તો શું, પરંતુ તેની પછીના બસો વર્ષો સુધી પણ, કોઈ યવન રાજાએ હિંદુસ્તાનમાં પગજ દીધો નથી. સૌથી પ્રથમમાં પ્રથમ જો કોઇ યવનપતિ હિંદ ઉપર ચડી આવ્યો હોય તો તે અલેકઝાંડર ધી ગ્રેટ છે અને તેનો સમય ઇ. સ. પૂ. ૩૨૭ છે તો પછી ડિમિટ્રીઅસનું નામ પણ ખારવેલના સમયે કયાંથી સંભવે ? મતલબ કહેવાની એ છે કે, જેમ બૃહસ્પતિમિત્ર તે પુષ્પમિત્ર નથી (દ્વિતીય પરિચ્છેદે આપેલ ૧૮ દલીલો તથા આ લેખમાં પણ પ્રસંગોપાત જણાવેલ બીજી બે ત્રણ દલીલો જુઓ ) ઠરતો, તેમ ડિમિટ તે ડિમિટ્રીઅસ[૬૮] પણ નથી; તેમજ યવનરાજ અને મથુરા શબ્દનું વાંચન જે કરાયું છે તે પણ સાચું નથીજ. યવનરાજને બદલે વનરાજ શબ્દ છે અને મથુરાને બદલે દક્ષિણ હિંદમાં આવેલું મદુરા–મધુરા નગર છે; કેમકે મૂળ લેખમાં विपमुंचितु मधुरं अपयातो શબ્દો હોવા છતાં, અત્યાર સુધી તેનો विप्रमोक्तुं मथुरामपयातो આવો અર્થ જે કરાયો છે તેને બદલે, એક લેખક[૬૯] विपुमुंश्चेतुं मधुरां अपयातो, આ પ્રકારનો તેનો અર્થ જે બેસાર્યો છે તે વધારે વ્યાજબી ઠરે છે. છતાં આ વાકયમાંના અનેક અક્ષરોનો ઉકેલ ગમે તેવી રીતે કરો, તેમાં વાંધો લેવા જેવું નથી; પરંતુ મૂળમાં मधुरं શબ્દ જે છે તે તો 'મથુરા કરતાં મદુરા'નું વધારે સૂચન કરતો શબ્દ છે. એટલે સર્વ કથન જે અત્યાર સુધી ઉત્તર

---

(૬૬) શાકેત શબ્દ છે કે શાકલ, તે પ્રથમ નક્કી થવું જોઇએ. શાકલ હોય તો શિયાલકોટ સમજવું, અને તેને ઘેરો ઘાલનાર ડિમિટ્રીઅસનો પિતા યુથીડીમસ હતો; જ્યારે સાકેત શબ્દ હોય તો, અયોધ્યાનગરી થાય અને તેની ઉપર ચડાઈ કરનાર ડિમિટ્રીઅસનો સરદાર અને તેની ગાદીએ આવનાર મિનેન્ડર હતો. (આ બધાં વર્ણન માટે પુ. ૩માં તેમનાં જીવનચરિત્રો જુઓ.)

(૬૭) જુઓ ઇ. હિ. કવૉ. ૧૯૨૯. પુ. ૫ પૃ. ૫૯૭

(૬૮) ડિમિટીઅસનો બાપ યુથીડીમસ કહેવાનો તેમનો હેતુ છે કેમકે આખું લખાણ તે પ્રસંગને આશ્રીને લખેલ છે.

(૬૯) જુઓ જૈનીઝમ ઇન નૉર્થન ઇન્ડિયા નામનું પુસ્તક (કર્તા સી. જે. શાહ; પ્રકાશક લોંગમેન્સ કાં.) પૃ. ૧૬૧ની ટીકા.

હિંદમાં બનાવ બન્યા તરીકેનું કહેવાયું છે તે હવે દક્ષિણ હિંદના મદુરાને અંગે કહેવાયું છે એમ ગણવું પડશે. આટલું સમજાયું તો પલ્લવ, પાંડયા વિગેરેનું જે વર્ણન આગળ આવે છે તથા યવનરાજ શબ્દને બદલે વનરાજ[૭૦] હોવાનો સંભવ છે તે બધું આપોઆપ સમજી જવાશે.

આ પ્રમાણે પ્રસ્તાવિક ચર્ચા કરીને હવે મૂળ વાત ઉપર આવી જઇએ. હકીકત એમ બની છે કે જે વખતે કલિંગમાં ખારવેલના પિતા વૃદ્ધિરાજનો અમલ તપતો હતો, તે સમયે સિંહલદ્વીપનાં (જુઓ પુ. ૨. પૃ. ૨૬૪ ટી નં. ૭૧ની વંશાવળી) રાજપ્રકરણમાં ખૂબ અંધાધૂંધી ચાલી રહી હતી. ત્યાં મ. સં. ૪૫ થી ૭૫ સુધીના ૩૦ વર્ષમાં કોઇક પાંડુવાસ નામના અપરિચિત વ્યક્તિનું રાજ્ય ચાલતું હતું. તેનો ત્રાસ અને જુલમ બહુ હતાં. તેના અમલનો ઉચ્છેદ કરીને મ. સં. ૯૫ માં ત્યાં અભિવિજય અથવા વિજય નામનો રાજા ગાદીએ આવ્યો હતો. તે મહા પરાક્રમી હતો. તેમજ નાનપણથી ઝળકી ઉઠવાની આગાહી આપે તેવાં બુદ્ધિ અને કૌશલ્ય ધરાવતો હતો. આ વિજય રાજાની સાથે પોતાની તુલના રાજા ખારવેલે પોતાના લેખની ત્રીજી પંક્તિમાંજ કરી છે. રાજા વૃદ્ધિરાજના સમયે તે પોતે દક્ષિણ હિંદમાં ચડાઇએ ગયો હતો અને ત્યાંનો મામલો પૂરતો કાબુમાં લેવાય તે પહેલાં તેને પાછા આવવું પડયું હતું એમ આપણે અગાઉ જણાવી ગયા છીએ. ત્યાં સ્થિતિ એવી બની રહી હતી કે જે પાંડુવાસ પાસેથી મ. સં. ૯૫ માં સિંહલદ્વીપની ગાદી રાજા વિજયે લઇ લીધી હતી તે પાંડુવાસ તથા તેના બીજા મળતીયાઓ જેઓ પણ લૂંટફાટ કરવામાં અને ત્રાસ વર્તાવવામાં તેના જેવીજ મનોવૃત્તિ ધરાવતા હતા તેમને સિંહલદ્વીપમાંથી રૂખસદ મળેલી હોવાથી, પાસેના હિન્દના દક્ષિણ ભાગમાં નાસી આવ્યા હતા અને ત્યાં પોતાનો અડ્ડો જમાવી બેઠા હતા. તથા પોતાની હમેશની રીત પ્રમાણે ત્યાંની પ્રજા સાથે કામ લીધે જતા હતા. ત્યાં વસી રહેલી પ્રજાનો પોકાર પોતાના સરદાર કે ખંડિયા રાજા, એવા પાંડયા અને ચોલાપતિદ્વારા, કલિંગાધિપતિ રાજા વૃદ્ધિરાજના કાને પહોંચતાં, તેમણે પોતાના યુવરાજ ખારવેલને તે લુટારાઓને જેર કરવા સૈન્ય સહિત મોકલ્યો હતો. પરંતુ તે કામ સંપૂર્ણ રીતે પાર પાડે, તે પહેલાં ખારવેલને પાછા બોલાવી લેવાની ફરજ પડી હતી. છતાં ખારવેલ જ્યારે દક્ષિણ હિંદમાં પ્રથમ વખતે પહોંચ્યો હતો, ત્યારે શિશુવયથી આગાહી આપતા પેલા સિંહલપતિ અભિવિજયની યશગાથા તો તેણે સાંભળીજ હતી. એટલે ત્યાંથી પાછા આવતાં જે સ્મરણો પોતાની સ્મૃતિમાં તેને તાજાંજ રમી રહ્યાં હતાં, તે સાથે પોતાની સરખામણી કરવાની તક તેણે હાથધરી દેખાય છે. આવી રીતે ખારવેલને મ. સં. ૯૮માં દક્ષિણ હિંદમાંથી પાછું ફરવું પડયું હતું અને પોતાનો રાજ્યાભિષેક થઇ ગયા બાદ, તુરતમાંજ શાતવહન વંશી રાજા શ્રીમુખ શાતકરણીના આક્રમણને અટકાવવાનું કામ હાથ ધરવું પડયું હતું તથા તે બાદ રાષ્ટ્રિકો અને ભોજકોને નમાવવામાં ગુંથાવું પડયું હતું તથા તે બાદ દુષ્કાળની સ્થિતિ પોતાના દેશમાં ઉભી થવાથી તેમાં પણ યથા સમય રોકાઇ જવું પડયું હતું. આ પ્રમાણે અનેક પ્રકારની પાંચ છ વરસના સમય ઉપરાંતની તેને રોકાણ થઈ પડી હતી; જેથી પેલા પાંડુવાસનાં કાર્યો પરત્વે રાજા ખારવેલ જરા પણ સંભાળ રાખી શકયો નહોતો. જેમ જેમ રાજા ખારવેલની રોકાણ વધતી ચાલી, તેમ તેમ આ બાજુ પેલા ભાઇસાહેબ વધારેને વધારે જોરમાં આવતા ગયા; અને ઠેઠ મદુરા સુધીનો મુલક પોતાની સત્તામાં લઇ લીધો. હવે આ બાજુ રાજા ખારવેલને ત્યાં, પોતાના રાજ્યના સાતમા વર્ષે પુત્ર જન્મની ખુશાલીના પ્રસંગની ઉજવણી પણ પુરી થઇ ગઇ હતી. એટલે આઠમા વર્ષથી પાછું પોતાનું ચિત્ત દક્ષિણહિંદમાં શાંતિ સ્થાપવા તરફ દોડાવવાનો તેને અવકાશ મળ્યો હતો. કલિંગની

(૭૦) યવનરાજમાંથી પ્રથમાક્ષર ય કાઢી નાખવાથી વનરાજ શબ્દ આવે છે; અને વનરાજ એટલે વનમાં રાજા જેવો જે પુરુષ હતો તે; એટલે લુંટારા જેવી વૃત્તિ ધરાવતો પુરૂષ એમ કહેવાની મતલબ છે.

હદ વટાવતાં પ્રથમ પેલા રાજાનો, તે બાદ પલ્લવપતિનો અને તે બાદ પાંડયાની હકુમતનો પ્રદેશ આવે છે. એટલે આઠમા વર્ષે પ્રથમ તો, પંક્તિ આઠમીમાં કોતરાવ્યા પ્રમાણે પેલા ગોરથગિરિ-અને રાજગૃહ તોડવાનો બનાવ રાજા ખારવેલના હાથે બનવા પામ્યો. તથા તે બાદ દક્ષિણમાં આગળ વિશેષ જવાની તેણે કુચ કરવા માંડી. આ સમાચાર પેલા લુંટારા પાંડુવાસ વનરાજને કાને પહોંચ્યા એટલે તેણે મદુરાથી ઉત્તરમાં પ્રયાણ કરવાની જે તૈયારી કરી રાખી હતી તે માંડીવાળી પાછો હઠી ગયો. આખીયે આઠમી પંક્તિમાં કોતરાયલ બનાવનો ઇતિહાસ આ પ્રમાણે સમજવાનો છે. તેને ઉત્તરહિંદના મથુરા કે ડિમિટ્રીઅસ સાથે સંબંધ જ નથી.

(૯) તે બાદ આઠમી લીટીના છેડે જે પલ્લવ શબ્દ છે તથા નવમી પંક્તિમાં જે અનેક પ્રકારનાં દાન કર્યાંનો ઉલ્લેખ છે તેનો અર્થ એમ કરવાનો છે કે, તે આખું વર્ષ પલ્લવરાજાની સાથેના યુદ્ધમાં તેને પસાર કરવું પડયું હતું અને અંતે તેમાં વિજય મેળવીને તેની ખુશાલીમાં વિધવિધ પ્રકારનાં દાન કર્યાં હતાં; તથા પોતે જૈનધર્મી હોવાથી તે પ્રદેશમાં રાજભવનરૂપ, મોટા રાજમહેલને પણ ઝાંખપ પમાડે તેવો એક મોટો મહાવિજય નામે-અર્હતનું જીનાલય-પ્રાસાદ બંધાવ્યો હતો. જે હકીકત દશમી પંક્તિમાં તેણે સ્વયં જાહેર કરી બતાવી છે.

અર્હતનો[૭૧] પ્રાસાદ બનાવ્યો છે તે શબ્દજ સૂચવે છે કે તે જૈનધર્મી હતો.

(૧૦) દશમી પંક્તિ-મહાવિજય પ્રાસાદ આડત્રીસ લાખ રૂપિયા વડે બનાવરાવ્યો તથા ભારતવર્ષમાં પ્રસ્થાન કર્યું.

(અ) આમાં મહાવિજય પ્રાસાદ અને તેને બનાવતાં આડત્રીસ લાખ દ્રવ્યનો કરવો પડેલ વ્યય ઇ. હકીકત વિસ્તારપૂર્વક આગળ લખવાની છે એટલે અત્રે નાહક ન રોકાતાં આગળ વધીશું.

(આ) ભારતવર્ષમાં પ્રસ્થાન કર્યું-મૂળમાં भरधवस શબ્દ છે. અત્યારે કોઈ બીજો અર્થ કલ્પનામાં બેસતો નથી. એટલે વિવેચન કરવું બંધ કરીશું. કદાચ તેમનો હેતુ દક્ષિણ ભારતવર્ષ તરફ દિગ્વિજય કરવા તે અગ્રેસર થયો હતો એમ કહેવાનું થતું હોય.

(ઇ) દંડ, સંધિ, સામ પ્રધાન ઇત્યાદિ; એમાં કોઇ ખાસ નોંધ નીકળતી નથી. પણ સંભવિત છે કે, દંડ, સંધિ, સામ અને ભેદરૂપે રાજનીતિના જે ચાર પ્રકાર ગણાય છે તેમાંના પ્રથમના ત્રણ ભેદો તે સમયે અસ્તિત્વ ધરાવતા હતા; જ્યારે ચોથો પ્રકાર, ભેદ પડાવી રાજ્ય કરવાનો, જે ગણાય છે તે રાજા ખારવેલના સમય બાદ અમલમાં આવેલ દેખાય છે. આ પ્રકારની નીતિ પં. ચાણક્યે અમલમાં મૂકયાનું કહેવાય છે એટલે ખારવેલનો સમય પં. ચાણક્ય અને ચંદ્રગુપ્ત મૌર્યની પૂર્વેનો સાબિત થયો કહેવાય.

(૧૧) અગિયારમા વર્ષે ખરાબ રાજાએ બનાવરાવેલ મંડીને[૭૨] મોટા ગધેડાઓના હળ વડે ખોદાવી નાંખ્યો-એકશો તેર વર્ષના તમરના દેહ સંઘાતને તોડી નાંખ્યો.

(અ-આ) આમાં ખરાબ રાજા કોણ તેનો કાંઈ પત્તો લાગતો નથી. એક લેખકે[૭૩] પોતાના વિચાર એમ દર્શાવ્યા છે કે, ખરાબ શબ્દને બદલે आव राजा Ava king or the king Ava જોઈએ તેથી તેનો અર્થ કરતાં કહે છે કે, He (Kharvel) raises to the ground (plough down) with an ass-plough the market town (Maṇdi) founded by the Ava king=આવ રાજાએ બનાવેલ તે મંડ (મંડી=બજાર) ને મોટા ગધેડાઓના હળ વડે તેણે

(૭૧) આને લગતું વિસ્તારપૂર્વક વિવેચન આગળ ઉપર 'મહાવિજય પ્રસાદ'ને લગતા પારીગ્રાફમાં આપ્યું છે તે જુઓ.

(૭૨) કદાચ જે વનરાજનું વર્ણન ઉપરની પંક્તિ આઠમીમાં કર્યું છે તેણે મદુરાની આસપાસના કોઈ નગરમાં આ મંડી ઉભી કરાવી હોય અને ત્યાં તેણે તથા તેના સાથીતોએ લુંટમાં આણેલી વસ્તુનાં ક્રયવિક્રય કરાતાં હોય.

(૭૩) જુઓ જ. બી. ઓ. રી. સો. પુ. ૧૪ પૃ. ૧૫૦ થી આગળ.

( ખારવેલે ) ખેડાવી નાંખ્યો. જ્યારે એક અન્ય લેખક[૭૪] જૈન સંપ્રદાયના વિદ્યમાન એક આચાર્ય સાગરાનંદસૂરિજીને પૂછતાં તેમણે વ્યક્ત કરેલ[૭૫] શબ્દો ટાંકીને જણાવ્યું છે કે, "He points out that Kunika is related to have ploughed Vishālānagar with ploughs drawn by asses=ગધેડાના હળ વડે રાજા કોણિકે વિશાલા નગરને ખોદી નાખ્યું હોવાનું સમજાય છે" પણ અમારી એમ સમજણ છે કે આ વિશાલા નગરની[૭૬] હકીકતને ખારવેલના જીવન સાથે જરાએ સંબંધ નથી તેનાં અનેક કારણો છે. (૧) ખરાબ રાજાએ બંધાવેલ નગર કૂણિકે તોડી નાંખ્યું છે તો તે નગર કૂણિકના સમય પૂર્વે બંધાયું કહેવાય, અને તેને તોડનાર કૂણિક કહેવાય; તો પછી રાજા ખારવેલને તેના તોડનાર તરીકે શા માટે ગણવો ? વળી પ્રથમ કૂણિક છે અને તે બાદ ૭૫ વર્ષે ખારવેલ થયો છે, તો એક વખત જે કૂણિકે તોડી નાખ્યું હોય તેને પાછું તોડવાનું ખારવેલને પ્રયોજન શું ? વળી સાવ સાદીને સામાન્ય બુદ્ધિમાં પણ ઉતરી શકે તેવી હકીકત તો એ છે કે, વિશાળાનગરી તો કલિંગની ઉત્તરે કેટલીયે આઘી છે; ત્યાં પહોંચતાં પહેલાં, વચ્ચે રાજગૃહી તથા મગધનો કેટલોક ભાગ આવે છે પછી ગંગા નદી આવે છે અને તે ઓળંગ્યા બાદ વૈશાળી નગરી આવે છે. જ્યારે લેખમાં ક્યાંય (૧૧મી પંક્તિ પહેલાંની નં. ૮, ૯ કે ૧૦મીમાં) આ પ્રમાણે રાજા ખારવેલે આક્રમણ કર્યાનું જણાવવામાં જ આવ્યું નથી. મતલબ કે ઉપર જણાવેલ હકીકતને કોઇ પ્રકારનો સંબંધ જ નથી. (વિદ્વાનો સંશોધનના કાર્યમાં કેવી વાતોનો ઉલ્લેખ કરી શકે છે તે[૭૭] આ ઉપરથી જોઈ શકાશે). ત્યારે આગળ જણાવેલ એક વિદ્વાન આ મંડીના સ્થાન બાબત અનુમાન કરતાં જણાવે છે કે,[૭૮] "Pithunda-Pitunda of Ptolemy. It seems that it is a commercial town of importance. It was the gate to the Tamil-land, is indicated by the information which we get from the reading, now proposed by the last portion of this most difficult line:—bhi[m]dati Tramira desha etc; भि [मृ] दति त्रमरदेश=he breaks up the combination of the Tramil (Tamil) countries...The combination or league had existed for 113 years as the preceding expression says. The Tamil tradition covering up the Pandya, Chola and Kerala Desha is here

(૭૪) જ. ઓ. બી. રી. સો. પુ. ૧૩. પૃ. ૨૧૧ ટી નં ૧-૨.

(૭૫) આ પોતાના કથનના આધાર માટે તેમણે આવશ્યક વૃત્તિ-હરિભદ્રસૂરિ રચિત-પૃ. ૬૮૫-૭ તથા હેમચંદ્રનું વીર ચરિત્ર પૃ. ૧૭૦-૧ હોવાનું જણાવ્યું છે. આધારપૂર્વક જણાવ્યું છે એટલે બનાવ સાચો છે. પરંતુ તે પ્રસંગ અત્ર થતી ચર્ચાના વિષયને લાગુ નથી પડતો.

(૭૬) વિશાલાનગર એટલે વૈશાલીનગરી કહેવાનો આશય સમજાય છે કેમકે રાજા કુણીકે વૈશાલીપતિ ચેટકના મરણ બાદ તે પોતાના રાજ્યમાં ભેળવી દીધી છે. એટલે કદાચ તે નગરીની દુર્દશા તેણે કોઈ કારણને લઈ ને કરી પણ હોય. (અયોધ્યાનો વિસ્તાર વિશાળ ગણાતો હતો. તેથી તેનું નામ કોઇ કોઇ વખત વિશાલા કહેવાઈ જાય છે પણ તે નગર તો કૂણિકના સમયે કોશળપતિની સત્તામાં હતું એટલે તે હકીકત તેને બંધબેસતી થતી નથી.)

વિશાળા નગરીનો અર્થ અવંતિનગરી પણ એક વખત થતી હતી; જુઓ ઉપરમાં પૃ. ૨૨; પુ. ૧. પૃ. ૧૮૩ ટી. નં ૧૦૨; તથા મુનિ શ્રી કલ્યાણવિજયજીએ જૈનકાળ ગણના નામના લેખમાં ૧૯૮૭, પૃ. ૩૧ ટી. નં ૨૮માં લખ્યું છે કે "શ્રી વીર નિર્વાણાત્ વિશાલાયાં પાલક રાજ્ય ૨૦ વર્ષાણિ" મતલબ કે અવંતિને વિશાળા કહેવાતી હતી પણ અત્રે તે કથન બંધબેસતું નથી, માટે છોડી દેવું રહે છે.

(૭૭) પૃ. ૨૯૫ ઉપર અમારા પુસ્તકના વાચકોએ જે આક્ષેપો અમારા ઉપર મૂકવાની ફરિયાદ કરી છે તે વાક્ય સાથે આ બીના સરખાવો. વળી જુઓ નીચેની ટી. નં. ૭૯ અને ૮૧.

(૭૮) જુઓ જ. ઓ. બી. રી. સો. પુ. ૧૪ પૃ. ૧૫૦-૧

confirmed=પિથુણ્ડ અથવા ટૉલેમીએ (વર્ણવેલું) પિતુંડ. એમ દેખાય છે કે વેપારનું તે એક અગત્યનું મથક હતું. તે તામિલ દેશનું પ્રવેશદ્વાર ગણાતું હતું. એવું સૂચન (આખા લેખની) આ પંક્તિ જે સમજવામાં સૌથી મુશ્કેલ છે તેના ઉત્તર ભાગના વાચનમાંથી નીકળે છે. તે વાચન હવે નવીન રીતથીજ કરવામાં આવ્યું છે, (તે નવીન વાચન આ પ્રમાણે કરાય છે):—ભિ[મ્]દતિ ત્રમરદેશ=ત્રમર (તામિલ) દેશના સંયોગ—એકીકરણને તેણે વિખેરી નાંખ્યું છે. (તે દેશોનો) આ સમુહ—અથવા સમવાયતંત્ર—આગળના વાકયમાં લખ્યા પ્રમાણે ૧૧૩ વર્ષથી હસ્તિમાં હતો. તામીલ (દેશની) દંતકથામાં જે પાંડયા, ચોલા અને કેરલ દેશનો સમાવેશ કરાયેલ છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે." એટલે તેમનું કહેવું એમ થાય છે કે, (૧) આખાયે લેખમાં સૌથી વધારે મુશ્કેલીએ સમજી શકાય તેમ હોય તો તે આ પંકિતનો પાછલો ભાગ છે. (૨) તેનો અર્થ નવીન રીતે[૭૯] હાલ સૂચવાયો છે તે મુજબ હવે એમ અર્થ કરવાનો છે કે, રાજા ખારવેલે, તામીલ દેશના સમુહને વિખેરી નાંખ્યું હતું. (૩) આ સમુહમાં ત્રણ દેશ ગણાય છે. (૪) તેનાં નામ પાંડયા, ચોલા અને કેરલ દેશ કહી શકાય[૮૦] (૫) કેમકે તામિલ સાહિત્યમાં આ પ્રમાણે દંતકથા પ્રચલિત છે. (૬) આ તામિલ દેશનો જ્યાંથી આરંભ થતો ગણાય છે ત્યાં—તેના પ્રવેશદ્વારે—પિથુણ્ડ શહેર[૮૧] આવેલું છે. (૭) ટૉલેમીએ પિતુંડ તરીકે જેનું વર્ણન કર્યું છે તે જ આ પિથુણ્ડ સમજાય છે. (૮) તે પિથુંડ મોટું જબરદસ્ત વેપારનું મથક[૮૨] ગણાતું હતું. ઉપરના કથનથી અનેક બાબતનું સ્પષ્ટીકરણ થઇ જાય છે. આપણે જે મુદ્દો અત્રે ખાસ લક્ષમાં લેવો રહે છે તે એ જ કે, રાજા ખારવેલે તામિલ દેશના ત્રણે ભાગ ઉપર અમુક જાતનો રાજકીય કાબુ મેળવ્યો હતો તથા કોઈ એક નગર—બજાર, જે આગળના રાજાએ બદમાશી માટે ઉભું કર્યું હતું તેનો તેણે નાશ કરી વાળ્યો હતો.

(૬) ઉત્તરાપથના રાજાઓને બહુ ત્રસ્ત કર્યા... એટલે કે ઉપર પ્રમાણે દક્ષિણ હિંદનું કામ મોટા ભાગે પૂરૂં કરીને, હવે ઉતર હિંદ તરફ તેણે પોતાનું ધ્યાન દોરવ્યું; અમારા મત પ્રમાણે આ બારમા વર્ષે જ પ્રથમવાર ઉત્તર હિંદમાં ગયો છે. અને ત્યાંનું કામ જે જીનમૂર્તિને અંગેનું હતું તે પતાવી નાંખ્યા પછી તે તરફ ફરીને બીજી વખત જોયું પણ નથી. જ્યારે અદ્યાપિ પર્યંતની પ્રચલિત માન્યતા પ્રમાણે, આઠમી પંકિતમાં રાજગૃહને તોડયાનો જે ઉલ્લેખ આપણે ગણાવ્યો છે, તે તેમણે રાજગૃહી ધારી લઇને મગધ દેશ પ્રતિનું તેનું પ્રયાણ હોવાનું લેખ્યું છે તેથી તે બનાવને મગધ ઉપરની પ્રથમ ચડાઇ ગણી છે અને આ બારમા વર્ષની ચડાઈને બીજીવારની ગણી છે. મતલબ કે અત્યારે, બે વખત મગધ ઉપર હલ્લો કર્યાની માન્યતા છે. પરંતુ વાસ્તવિક રીતે એક જ ચડાઇ તેણે કરી છે.

(૧૨)...સુગાંગેય સુધી લઇ ગયો અને મગધરાજ

(૭૯) પ્રથમમાં, તમર=સિસુ, અથવા તામ્ર એટલે તાંબુ એમ અર્થ બેસારીને, સિસાનો કે તાંબાનો એક સ્તંભ તે નગરમાં ઉભો કરાયો હતો અને તે ઉખેડી નાંખવામાં આવ્યો હતો એવો અર્થ કરાયો હતો. હવે તે જ લેખનું વાંચન પણ જુદું કરાય છે તેમ અર્થ પણ જુદો જ બેસારાય છે. વસ્તુ એકને એક હોય છતાં, સ્વરૂપ જ તદ્દન ફરી જતું દેખાય છે. (સંશોધનનો વિષય જ એવો છે. કેટલાકને આશ્ચર્ય થાય છે કે, શું એકને એક વસ્તુ હોવા છતાં આટલું બધું પરિવર્તન થઇ શકે! તે વાત તેમની બુદ્ધિમાં ન ઉતરતી હોવાથી પોતાને ગમે તેવા શબ્દો વાપરી અન્યને ઉતારી પાડવાની કોશિષો કર્યા કરે છે.)

(૮૦) આપણે જેને ત્રિકલિંગ તરીકે ઓળખાવીએ છીએ તે ત્રણ દેશના સમુહ વિશે આ કથન છે એમ સમજવું. ત્રિકલિંગનો અર્થ આપણે કેવો કરીએ છીએ તે પુ. ૧માં ચેદિદેશના વર્ણનમાં થોડુંક સમજાવ્યું પણ છે, વિશેષ આ ખંડમાં આગળ ઉપર જણાવીશું.

(૮૧) આ પિથુંડનો અર્થ અત્યારે કોઈક નગરના નામ તરીકે કરાયો છે. આગળમાં પૃથુલ=મોટા એવા વિશેષણના ભાવાર્થમાં કરાયો હતો. (કેટલો મોટો તફાવત, સરખાવો ઉપરમાં પૃ. ૨૯૫ની હકીકત તથા ટી. નં. ૭૬ તથા ટી. નં. ૭૭).

(૮૨) ચોક્કસ તો કહી શકાય તેમ નથી પણ કલ્પનામાં ઉતરે છે કે, તેનું સ્થાન વર્તમાનના તાંજોર, સાલેમ, કે ત્રિચિનોપલી જીલ્લામાં આવેલું હશે.

બૃહસ્પતિમિત્રને પોતાના પગ ઉપર નમાવ્યો...રાજા નંદદ્વારા લઈ જવામાં આવેલ કલિંગજીનમૂર્તિને... અંગમગધનું ધન લઈ આવ્યો...

(અ) સુગાંગેય-પાટલિપુત્રમાં મગધપતિનો આ નામનો મહેલ છે. તેનું નામ મુદ્રારાક્ષસ નાટકમાં પણ લેવાયું છે; પોતાના પગ ઉપર મગધપતિને નમાવ્યો છે. એટલે તેને કાંઈ તાબેદારી ભોગવતો નથી કર્યો પણ તોબા પોકરાવીને-આપણે સાદી ભાષામાં જેની 'મીન' કહેવરાવી કહેવાય છે-તે સ્થિતિમાં આણી મૂક્યો હતો. રાજાનંદદ્વારા લઇ જવામાં આવેલ એટલે નંદીવર્ધનરાજા જે, કલિંગપતિ ક્ષેમ-રાજના સમયે લઇ ગયા હતા તે, એવા ભાવાર્થમાં તે વપરાયલ છે. એટલે કે જે જીનમૂર્તિ નંદીવર્ધન-નંદ પહેલો[૮૩] આગળના વખતે લઈ ગયો હતો તેને, આ ખારવેલ, ગંગા નદીના પ્રવાહદ્વારા ઠેઠ પાટલિપુત્ર જઈ, મગધપતિના સુગાંગેય નામના મહેલને ઘેરી લઈ પાછી ઉઠાવી લાવ્યો હતો અને કલિંગપતિનું જે અપમાન નંદિવર્ધને કર્યું કહેવાતું હતું તેના બદલામાં, તેજ નંદિવર્ધનના વંશજ અને હાલના મગધપતિ બૃહસ્પતિમિત્રને પોતાના પગે નમાવ્યો હતો. આ બૃહસ્પતિમિત્રને અત્યાર સુધી વિદ્વાનોએ શુંગવંશી પુષ્યમિત્ર મનાવ્યોછે. પરંતુ તેમ બનવા યોગ્ય નથી તે આપણે ઉપરમાં અનેક પુરાવાથી પુરવાર કરી આપ્યું છે એટલે હવે ફરીને તે પ્રશ્ન ચર્ચતા નથી. આ પ્રમાણે પરિણામ આવતાં કલિંગપતિ અને મગધપતિ વચ્ચેના અંટસની પૂર્ણાહુતિ થઇ ગઈ હતી એમ સમજવું રહે છે.

[ નોંધ—અત્ર નોંધ લેવાની એટલી જરૂર રહે છે કે, ભાષા ઉકેલમાં અનેક વખત અનેક વિદ્વાનોનો મતફેર થયા જ કરે છે. પંડિત ભગવાનલાલ ઈંદ્રજીત જેવા સંશોધન નિષ્ણાતે બૃહસ્પતિમિત્રને બદલે 'બહુપતિસાસિન' વાંચ્યું હતું.[૮૪] આ પ્રમાણે જુદી રીતે વાચન થાય તો અર્થ પણ ફરી જાય તે દેખીતું જ છે. પ્રાચીન સમયે કોતરાવાયેલ લેખમાં રૂતુના, હવામાનના, વરસાદના, પાણીના, ટાઢતડકાના, તે ઉપર બેસતા પક્ષીની હગારના, મુસાફરોના હાથે થયેલ અટકચાળાના ઈત્યાદિ, અનેક પ્રકારના સંજોગને લીધે તેના અક્ષરો ઉપર તથા હૃસ્વદીર્ઘના કાના માત્રા ઉપર તેમજ વળાંક ઉપર જે જે અસરો થાય છે તે તો અનેક પ્રકારની છે; એટલે વાચનવાચનમાં કાળે કાળે ફેરફાર દેખાઈ આવે તે પણ સ્વાભાવિક છે. એટલું જ નહીં પણ એક જ કાળે ઘણા જોનારાઓની દૃષ્ટિમાં પણ ભિન્નતા હોવાથી જુદો ઉકેલ કરી શકાય છે. મતલબ કે કોઈ શિલાલેખનો ઉકેલ કે વાચન નાફેર રહી શકતાં જ નથી. આ વાત ધ્યાનમાં રહે તો, કોઈ પણ નવી જાતનો અર્થ બહાર પડતાં વાચકવર્ગને જે આશ્ચર્ય જેવું લાગે છે કે શું આગલ થઈ ગયેલ સર્વે વિદ્વાનો ભીંત ભૂલ્યા હતા જેથી તેમને આવો અર્થ સૂઝયો જ નહીં ! તેવી તેમની મનોદશા થશે નહીં; પરંતુ ઈતિહાસના સંશોધનમાં જે સમદૃષ્ટિ કેળવવાનો તેઓ અન્યને ઉપદેશ આપવા તૈયાર થઇ રહે છે તે જ ઉપદેશ પોતાને કેટલા પ્રમાણમાં લેવો જરૂરી છે તે આપોઆપ સમજી જશે. ]

(આ) કલિંગજીનમૂર્તિ—ધ્યાનમાં રાખવાનું છે કે, જીનમૂર્તિ શબ્દ વાપર્યો નથી પરંતુ તેની સાથે કલિંગ નામનું વિશેષણ જોડયું છે. તેનો બે રીતે સમાસ કરી શકાશેઃ એક કલિંગ-જીનમૂર્તિ અને બીજો કલિંગજીન-મૂર્તિ; પ્રથમ રીતે સમાસ હોય તો તેનો અર્થ કલિંગ દેશમાંની અથવા કલિંગદેશવાળી મૂર્તિ એટલે કલિંગ દેશમાંથી લઈ જવાઈ હતી તે મૂર્તિ, એવો સાધારણ અર્થ થઈ શકે. જ્યારે બીજા સમાસનો અર્થ કાંઈક વિશિષ્ટતાસૂચક છે; મૂળ લખાણમાં પણ 'કલિંગજીન' શબ્દ લખાયો છે એટલે આપણે પણ તે જ ભાવાર્થમાં

(૮૩) જૈ. સા. સં. પુ. ૩ પૃ. ૨૭૭રમા અનુવાદકે લખ્યું છે કે, ઈ. સ. પૂ. ૪૫૮ વર્ષ પહેલાં અને વિક્રમ સં. ૪૦૦ વર્ષ પહેલાં, ઉડિસામાં જૈનધર્મનો એટલો પ્રચાર હતો કે ભગવાન મહાવીરના નિર્વાણ પછી પંચોતેર વર્ષમાં જ ત્યાં મૂર્તિઓ પ્રચલિત થઇ ગઈ. (આ તો તેમણે ૭૫ વર્ષની વાત કહી છે. જ્યારે આપણે તો તે પૂર્વેની પણ સાબિત કરી બતાવી છે. જુઓ પુ. ૧ પૃ. ૧૭૦ ટી. નં. ૫૫).

(૮૪) જુઓ જૈ. સા. સં. પુ. ૩ પૃ. ૩૫૩ પંક્તિ ૧૪.

લેખવો પડશે. કલિંગજીન[૮૫] એટલે, જે મૂર્તિનું નામ જ કલિંગજીન કહેવાય છે તેવી વિશિષ્ટ અર્થવાળી મૂર્તિ: અને કલિંગજીન એટલે જૈનોના ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ કહેવાય છે એમ આપણે ઉપરમાં જણાવી ગયા છીએ; કેમકે કલિંગમાં આવેલ સમેતશિખર પહાડ ઉપર, છેલ્લામાં છેલ્લા જે તીર્થંકર નિર્વાણપદ પામ્યા છે તેમનું નામ પાર્શ્વનાથ છે. તે ઉપરથી તેની તળેટીમાં, કોઇ રાજનગર ગણાતા શહેરમાં, પાર્શ્વનાથની નિર્વાણભૂમિના સ્મારક તરીકે, રાજા કરકંડુએ ત્યાં એક મંદિર બંધાવી તેની અંદર મૂર્તિ સ્થાપન કરી હતી. આવાં અનેક કારણથી અત્યારે પણ તે પહાડ, પાર્શ્વનાથપહાડના નામથી જ ઓળખાય છે. વળી આ પાર્શ્વનાથને જૈન સાહિત્ય ગ્રંથોમાં 'પુરૂષાદાનીય' તરીકે લેખાવાય છે. તેનો સામાન્ય અર્થ તો મનુષ્યના રોગનું નિદાન જાણવાવાળા અથવા તેને મળતો જ ભાવાર્થ થાય છે. અને તેવા સામાન્ય અર્થમાં તો દરેક તીર્થંકરને તે વિશેષણ લગાડી શકાય છે. પરંતુ ત્રણે કાળમાં—ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં—

(૮૫) "બંગાળ, બિહાર અને ઓડિસા કે જૈન સ્મારક" તેવા નામે એક પુસ્તક છે; તેના પૃ. ૧૩૮થી હકીકત લઇને ભગવાન પાર્શ્વનાથ નામનું એક પુસ્તક સુરત મુકામેથી ૧૯૮૫માં છપાવીને દિગંબર પત્રકારે પોતાના ગ્રાહકોમાં ભેટ તરીકે આપ્યું છે. તેના પૃ. ૧૬ ઉપર જણાવાયું છે કે "રાજા ખારવેલ કે હાથીગુંફાવાળા લેખમેં એક નંદવંશી રાજાદ્વારા ઋષભદેવજીકી મૂર્તિકો કલિંગસે પાટલિપુત્રમેં લે જાનેકા ઉલ્લેખ હૈ." (તેમણે ઋષભદેવનું નામ શા માટે લખ્યું તેની દલીલો આપી હોત તો તે ઉપર વિચારવાનું સુગમ થાત-એટલે કે લેખકે તે મૂર્તિ ઋષભદેવની માની છે; જ્યારે વાસ્તવીક રીતે તે પાર્શ્વનાથની હોવાનું સંભવિત છે).

[ટીપ્પણ:-આ મૂર્તિ આદિશ્વરની હશે એવી પ્રથમ અમારી પણ માન્યતા થઇ હતી; કેમકે, (જુઓ પુ. ૧ પૃ. ૩૦૪) મગધપતિ રાજા ઉદયાશ્વે પાટલિપુત્ર વસાવી પોતાને સદૈવ પૂજા કરવાની સગવડતા થાય માટે એક જૈન મંદિર બંધાવીને તેમાં શ્રી નેમિનાથની પ્રતિષ્ઠા કરાવ્યાનું લખ્યું છે. (કોઇ ઠેકાણે નેમિનાથ અને આદિનાથ એમ બે મૂર્તિ પધરાવ્યાનું વાચ્યું હોય એમ યાદ આવે છે) આ પાટલિપુત્રનો જ્યારે શુંગવંશી રાજા અગ્નિમિત્રે નાશ કર્યો ત્યારે આ મંદિર નષ્ટ થવા સાથે તેમાંની મૂર્તિઓ પણ ભાંગીને તેના અંશો વેરવિખેર થઈ ગયા હોવા જોઈએ. એટલે જે બે યક્ષની મૂર્તિઓ ૧૮૮૨માં પટણા નજીકમાંથી મળી આવી છે અને હાલ કલકત્તા મ્યુઝીયમમાં "ભારહુત ગેલરી "વાળા વિભાગે ગોઠવવામાં આવી છે તથા તેના ઉપર 'અજ' અને 'સમ્રાટ વર્તિનન્દિ' અક્ષરો છે તેને રાજા ઉદયનના મંદિરની પ્રતિમાના અંશ તરીકે લેખવી રહે છે. (અંશ એટલા માટે કે જીન પ્રતિમાઓની પલાંઠીની નીચે હંમેશા તેની ઓળખ માટે યક્ષ-યક્ષિણીની મૂર્તિ કોતરવામાં આવે છે; અને ઉપરમાં જણાવ્યા પ્રમાણે મૂર્તિઓ તોડી નંખાઈ હશે ત્યારે મૂળ પ્રતિમા અને યક્ષ છૂટા પડી ગયા હશે માટે તેને અંશ કહ્યો છે) એટલે ઉપરોક્ત મંદિરને લગતી જ હોવી જોઇએ. વળી પટણા અને પાટલિપુત્રનું સ્થાન એક જ છે. આ બધી હકીકતથી અમે એવું અનુમાન દોર્યું હતું કે તે નેમિનાથ અથવા તો રૂષભનાથ-આદિનાથની મૂર્તિના અંશો હોય. તેમાં પણ વિશેષ પ્રકારે આદિનાથની હોવાનું ધાર્યું હતું; કારણકે જૈનધર્મની આદિ સાથે તેમનો સંબંધ વિશેષપણે હોઇને, તેની મહત્તા વિશેષ ગણાય. આ અમારા મંતવ્યને ઉપરોક્ત દિગંબર પુસ્તકની હકીકતે સમર્થન મળતાં તે માન્યતા બળવત્તર થવા પામી હતી. પરંતુ જ્યારથી જનરલ કનિંગહામના પુસ્તકમાં આ કલિંગજીનની મૂર્તિનું વર્ણન વાંચ્યું તથા તેને લગતી પ્લેઇટમાં તેનું સ્વરૂપ જોયું, ત્યારથી તે વિચાર ડગમગવા માંડયો હતો. તેમાં વળી વિક્રમસંવત સત્તરની મધ્યમાં (ઈ. સ. ૧૬૦૦ની આસપાસ) થયેલ, જૈન કવિ સમયસુંદરનું તીર્થમાળાનું સ્તવન વાંચ્યું (જુઓ નીચેની ટી. નં. ૮૬માં તેની કડી નં. ૯-૧૦ નો અર્થ લખ્યો છે તે) તેમાં જગનાથ પાર્શ્વનાથ શબ્દ લખ્યો છે. જ્યારે આ કલિંગજીનવાળું તીર્થ જગન્નાથપુરીના નામે ઓળખાઈ રહ્યું છે. એટલે બધી વાતનો મેળ મળી રહ્યો; અને નક્કી થયું કે તે કલિંગજીનની મૂર્તિ પાર્શ્વનાથની જ છે, તેને જૈન સાહિત્યમાં જગન્નાથ પાર્શ્વનાથ કહીને સંબોધેલ છે; તેમ ઉદયાશ્વે બંધાવેલ તે મૂર્તિ હોવી ન જ જોઇએ. પાટલિપુત્રના મંદિરની તે મૂર્તિ ન હોય તેનું કારણ એ છે કે, ખારવેલના સમયે તેમજ રાજા નંદિવર્ધનના સમયે પાટલિપુત્ર અખંડ હતું. તેમજ પાટલિપુત્રની સ્થાપના અને નંદિવર્ધને પ્રથમવાર તે મૂર્તિ મેળવવા ચડાઇ કરી તે બે સમય વચ્ચે ૪૦ વર્ષનો તો ફેર હતો. એટલે તે મૂર્તિને અને પાટલિપુત્ર વચ્ચે સંબંધ જ નહોતો.]

આ પાર્શ્વનાથના નામ સાથે અનેક પ્રકારના ચમત્કારો સંયુકત થયાનું જણાયેલ હોવાથી તે જુદા જુદા નામે[૮૬] ઓળખાતા રહ્યા છે. તેથી તેમની મૂર્તિ વિશેષ ચમત્કારિક મનાતી રહી છે. તેમ એટલું તો સ્વભાવિક જ છે કે, જેમ મૂર્તિ વિશેષ પુરાણી અને ચમત્કારિક, તેમ તેના ઉપર તેના ભકતોની ભક્તિ પણ વિશેષ તથા તે માટે તેમની પ્રાણ પાથરવાની તૈયારી પણ વિશેષ સમજવી. આ બે સિદ્ધાંત નક્કી કરાયા (૧) તે મૂર્તિ પાર્શ્વનાથની હતી અને (૨) તે બહુ ચમત્કારિક હતી-એટલે સહજ સમજી શકાશે કે,તે મૂર્તિ ઘણા કાળની જૂની તથા અલૌકિક હોવાથી, તેનાં ગૌરવ-પ્રતિભા અને મહિમા-અતિ મોટા પ્રમાણમાં પ્રસિદ્ધ થઈ ચૂકયાં હતાં. આવી પ્રતિમાના રક્ષણને માટે, કોઈ ઉપાડી ન જાય તે માટે-તેના ભક્તો પોતાનો પ્રાણ અર્પી દેવાને પણ વિલંબ ન કરે અને પોતાથી બને તેટલા પ્રયત્ન-આકાશપાતાળ એક કરે જ. જ્યાં સામાન્ય માણસની વાત આ પ્રમાણે હોય ત્યાં, સમ્રાટ ખારવેલ જેવાની સ્થિતિ કેવી થાય તે તો વર્ણવવા કરતાં સમજી શકાય તેવી છે. તેમાં પણ જે મૂર્તિ ખુદ ખારવેલના જ પ્રપિતામહ ગણાતા આદ્ય પુરૂષ એવા મહામેઘવાહન રાજાએ પ્રતિષ્ઠિત કરી હોય તો તો પછી પૂછવાની વાત જ કયાં રહે? વળી આપણે જાણીએ છીએ કે મહારાજા કરકંડુ પોતે જ પ્રવૃત્ત-ચક્ર હતો એટલે કે તેને કૈવલ્યજ્ઞાન થયું હતું; જેથી મૂર્તિની હકીકત અથથી ઇતિ સુધી તેના ખ્યાલમાં હતી, અને તેથી જ તેને અસાધારણ પ્રતાપવંતી માનતો હતો. આવા સંજોગોમાં જે મૂર્તિ ખુદ કરકંડુ મહારાજે પ્રતિષ્ઠિત કરી હોય તેનાં ગૌરવ, સામર્થ્ય અને મહાત્મ્ય કેટલાં બહોળા પ્રમાણમાં હોય તે માત્ર કલ્પનાનો જ વિષય કહેવાય. આ મૂર્તિને લગતું વિશેષ વર્ણન આગળ ઉપર લખવાનું છે. એટલે અહીં તો માત્ર તેના મહાત્મ્યનું જ દર્શન કરાવ્યું છે.

(ઇ) અંગ-મગધનું ધન લઇ આવ્યો. એમ જે ખારવેલે કોતરાવ્યું છે તે વાકય જ બતાવે છે કે, તે સમય સુધી અંગદેશનું મહત્ત્વ પણ પ્રજાના મગજમાં રમી રહ્યું હતું. જ્યારે ઐતિહાસિક નજરે, ભલે કયાંય એવો નિર્દેષ થયો નથી જણાતો કે અંગદેશ કયારથી રાજદ્વારી અગત્યતા ગુમાવી બેઠો હતો, છતાં કોઈ પણ ઇતિહાસવિદ એટલો તો સ્વીકાર કરશે જ, કે મૌર્યવંશની હકુમત તળે જ્યારે મગધ દેશનું આધિપત્ય ચાલતું હતું ત્યારે અંગદેશનું નામ તો લગભગ ભૂંસાઈ ગયું જ હતું. તેમ સમ્રાટ-પ્રિયદર્શિનના શિલાલેખમાં પણ તેને કોઈ ઠેકાણે યાદ સરખોયે કર્યો નથી. એટલે સમજવું રહે છે કે મૌર્યવંશ પહેલાં અથવા મોડામાં મોડે સમ્રાટ પ્રિયદર્શિનની પહેલાં જ[૮૭] રાજા ખારવેલ થઈ ગયો છે એમ ફલિતાર્થ નીકળે છે.

(૧૩) તેરમી પંક્તિ...અદ્ભૂત અને આશ્ચર્ય (થાય તેવી રીતે તે) હાથીઓવાળાં વહાણ ભરેલ... પાંડય રાજાને ત્યાંથી આ વખતે અનેક મોતી, માણેક, રત્ન હરણ કરાવી લાવ્યો.

(અ) અદ્ભૂત અને આશ્ચર્ય-હાથીઓવાળાં વહાણ ભરેલ; હાથીઓવાળાં વહાણ એમ જ્યારે ખાસ વિશેષણ વાપર્યું છે ત્યારે સામાન્ય કરતાં તેમાં કાંઈક વિશેષ કહેવાનો હેતુ દેખાય છે. તેનો અર્થ એમ સમજાય છે કે, હાથીઓનાં કામ માટે ઉપયોગમાં લેવાય તેવાં વહાણો, એટલે કે જે વહાણોમાં હાથીઓને ચડાવવા ઉતારવાની સગવડતા સચવાય એવી રીતે બાંધવામાં આવ્યાં હોય તેવાં વહાણો, એમ અર્થ થાય: અને બીજી રીતે એમ પણ થાય કે વહાણનો આકાર જ હાથી-ઓના સ્વરૂપને મળતો આવે તેવો હોય અથવા સામાન્ય

(૮૬) જેવાકે:-શંખેસરા, અમીઝરા, જીરાવલા, સ્તંભન, ફલોધિ, સોરિસરો, અજાવરો, અંતરીક્ષ, પચાસરો જગન્નાથ, (આ બધા સાથે પાર્શ્વનાથ શબ્દ જોડવો). જોકે ઉપરનાં નામો તો તે તે સ્થાનમાં સ્થાપિત કરાયલી પ્રતિમા તરીકે લેખવાનાં છે; પરંતુ તે દરેક સાથે અમુક પ્રકારના ચમત્કારો નીપજ્યા હોવાની આખ્યાયિકા જોડાયલી છે. તે વિષય અહીંનો ન ગણાય એટલે આટલો ઉલ્લેખ જ માત્ર કર્યો છે.

(૮૭) આ હકીકતને રાજા ખારવેલના સમય નિર્ણયની જે વીસેક દલીલો પૃ. ૨૫૩ થી ૨૬૬ સુધી આપી છે તેમાં ઉમેરી શકાશે.

વહાણો કરતાં એવા ઊંડા તેમજ અન્ય પ્રકારે રચાયેલાં હોય કે, જેને જોતાં વેંતજ નવીન વિચારણા સ્ફુરે; ગમે તેવા અર્થમાં લ્યો, પણ તેમાં વહાણની રચના અને ઘાટ સંબંધી હકીકત જણાવી છે એટલું સમજાય છે.

અદ્ભૂત અને આશ્ચર્ય–આ શબ્દો પણ વિશેષણરૂપે વપરાયા હોય, તો ઉપર જણાવી ગયા પ્રમાણે તેનાં ઘાટ અને કદ વિશે જ પાછું સૂચન કરાયું છે એમ સમજાય; પરંતુ ખાસ શબ્દો જુદાજ પાડીને જોડયા છે ત્યારે તેમાં કાંઈક વિશેષ ધ્યાન ખેંચવાનો આશય દેખાય છે. તે આ રીતે; આગળ જતાં માણિક્યમોતી રત્ન શબ્દ તો લખ્યાં જ છે, એટલે કે છૂટાં છૂટાં આ પદાર્થો તો હતાં જ. ઉપરાંત 'વહાણ ભરેલ નજરાણા હાથી, રત્ન, માણિક્ય' એવા શબ્દો પણ વાપર્યા છે એટલે એમ કહેવાનો હેતુ સમજાય છે કે જેમાં રત્ન, માણિક્ય જડેલાં છે તેવા આકારનાં હય, હાથી ઈ. આકારનાં પ્રાણીઓ બનાવેલ હતાં અને તે ભેટ આપવા લાયક હતાં. વળી તેને જોતાં જ તેની કારીગીરી માટે તથા બનાવનારની કૌશલ્યતા માટે આપણા મનમાં આશ્ચર્યજ ઉદ્‌ભવ થતું હતું.

(આ) પાંડ્ય રાજાને ત્યાંથી આ વખતે ઇ. ઇઃ– પાંડ્ય રાજાને ત્યાંથી આ વખતે; એવા શબ્દ જ્યારે વપરાયા છે ત્યારે એમ અર્થ થાય છે કે, આગળ પણ એક કે વધારે વખત પાંડ્ય રાજાના ઉપર હલ્લો લઈ જવાયો હતો; પરંતુ તે સમયે આ વખત જેવી ભેટ સોગાતમાં વપરાય, તેવી વસ્તુઓ કાંઈ પ્રાપ્ત થઈ નહોતી. જો તેવી વસ્તુઓ મળી હોત તો 'આ વખતે'ની સાથે 'પણ' શબ્દ જોડીને 'આ વખતે પણ' એમ લખ્યું હોત.

પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે, પ્રથમ વખતે (એટલે આ પૂર્વે એક યા વધારે વખતે) પાંડ્યા રાજ્ય ઉપર ક્યારે ખારવેલે હલ્લો કર્યાનું સમજવું? સૌથી પ્રથમ તેની યુવરાજ અવસ્થામાં [ઉપરમાં જુઓ; તેનો રાજ્યાભિષેક થયો તે પહેલાંની બીજી પંક્તિનું વિવેચન (આ) ની હકીકત-માં] તે ત્યાં ગયો દેખાય છે; બીજી વખત, આઠમી પંક્તિમાં આઠમા વર્ષે જે રાજગૃહને તેણે તોડયાનું તથા તેના સંવાદો સાંભળી પેલા વનરાજ પાછો હઠી ગયાનું લખ્યું છે તે પ્રસંગ પણ હોય; અથવા અગિયારમી પંક્તિમાં અગિયારમા વર્ષે જે મંડી ખોદાવી નાખ્યાની અને દેહ સંઘાતને તોડી નાંખ્યાની હકીકત લખી છે તે પ્રસંગ પણ હોય; ઉપરમાં નિર્દિષ્ટ કરેલ સર્વે પ્રસંગે અથવા કદાચ એકાદ ઓછા વખતે, પાંડ્યા દેશના રાજા ઉપર તે ચડાઈ ગયો હોવો જોઈએ. પરંતુ એટલું તો ખરૂંજ કે, એક કરતાં વધારે વાર ગયો હતો, નહીં તો 'આ વખતે' શબ્દો લખત નહીંજ.

(૧૪) ચૌદમી પંક્તિ–કુમારિપર્વત ઉપર જ્યાં વિજય ચક્રસુપ્રવૃત્ત છે, સંસ્કૃતિ (જન્મ મરણને વટાવી ગયેલ કાયનિષીદી (સ્તૂપ) ઉપર–રાજભૃતિઓ કાયમ કરી દીધી. પૂજામાં રત ઉપાસક ખારવેલે જીવ અને શરીરની-શ્રીની પરીક્ષા કરી લીધી.

(અ) કુમારીપર્વત ઉપર જ્યાં વિજયચક્ર સુપ્રવૃત્ત છે=કુમારી ઉર્ફે ઉદયગિરિ–ખંડગિરિ પર્વત ઉપર[૮૮] ધર્મવિજયચક્ર પ્રવર્ત્યું હતું એટલે મહાવીર ભગવાને પોતેજ જૈનધર્મનો ઉપદેશ દીધો હતો. ત્યાં એટલે તે પર્વત ઉપર.

(આ) કાયનિષીદી (સ્તૂપ) ઉપર—રાજભૃતિઓ કાયમ કરી દીધી=ત્યાં[૮૯] જન્મ મરણ વટાવી ગયેલ છે તેવાની કાયનિષીધી અર્થાત્ જૈન સ્તૂપ હતો; જેમાં કોઈ અરિહંતનું હાડકું દાટવામાં આવ્યું હતું ત્યાં શાસનો બાંધી આપ્યાં. એટલે સ્તૂપ ઉપર જે પુરૂષો કામ કરનારા હતા, મતલબ કે જેઓ તેના સંરક્ષકો હતા અથવા તે આગળ બેસીને પૂજા–ભક્તિ–જાપ મંત્ર જપનારા હતા, તે સર્વેને અમુક અમુક વર્ષાસન કાયમને માટે કરી આપ્યાં. આ સ્તૂપ શેનો હતો અને તેમાં શું મુકવામાં આવ્યું હતું તથા જૈનધર્મીઓ આવા સ્તૂપ શા માટે ઉભા કરતા હતા; તે ત્રણે પ્રશ્નો અહીં કેટલોક ખુલાસો માંગે છે. (૧) આ સ્તૂપ શેનો ?–તેનો ઉત્તર તો ખારવેલે પોતે જ આપેલ છે, કે પ્રક્ષીણ સંસૃતિ એટલે જે જીવ જન્મ મરણને વટાવી

(૮૮) જૈ. સા. સં. પુ. ૩ પૃ. ૩૭૨ પંક્તિ ૧૫

(૮૯) જુઓ જૈ. સા. સં. પુ. ૩ પૃ. ૩૭૨ પંક્તિ ૧૭

ગયેલ છે તે માટે; મતલબ કહેવાની કે, તેના પ્રદાદા મહારાજ કરકંડુ જે પ્રત્યેક બુદ્ધ થયા હતા—એટલે કૈવલ્યજ્ઞાન પામવાથી જેમના આઠ કર્મમાંના મોહની-કર્મ આદિ ચાર ઘાતિ કર્મનો નાશ થઇ ગયો હતો અને બાકીનું આયુષ્ય પૂર્ણ થયે, શેષ ચાર અઘાતિ કર્મનો નાશ કરી જે નિર્વાણ પદને પામ્યા હતા; તેથી તેમને હવે જન્મ મરણના ફેરા કરવા રહ્યા નથી, એવા—તેમના દેહને જે સ્થાને અગ્નિદાહ દીધો હતો તે સ્થાને એક સ્તૂપ ચણાવવામાં આવ્યો હતો. તે સ્તૂપની અંદર તેમના શરીરનાં કોઇક અવશેષો સાચવી રખાયાં હતાં.[૯૦] આ સ્તૂપ પાસે બેસીને જાપ જપવા જે માણસોને નીમ્યા હતા તેઓ ત્યાં બેઠા બેઠા, ધર્મ કાર્ય કરે તથા નવકાર મંત્ર આદિ ભણ્યા કરે અને સ્તૂપની પૂજા કરે, અર્ધ્ય ચડાવે, ઇત્યાદી જે જે કર્મો કરવા યોગ્ય હોય તે કરે, તે માટે તે માણસોને કાયમના પગાર બાંધી આપ્યા હતા. (૨) શું મુકવામાં આવ્યું હતું ?—મૃત્યુવે શરીરને અગ્નિદાહ દેવાયા પછી જો કોઇ હાડકું રહી ગયું હોય—જેને અત્રે સામાન્ય ભાષામાં ફુલ કહેવાય છે,—તે અથવા દાઢાઓ કે કેશ આદિ જે કોઇ ભાગ જળી ગયા વિનાનો રહી ગયો હોય, તે એક વાસણમાં સાચવી રાખી, તે ઉપર મોટો સ્તૂપ રચવામાં આવે છે અને તેના પોલાણમાં—ગર્ભાગારમાં—પેલા અવશેષવાળું વાસણ, દાબડો, કરંડિયો કે તેવું ઠામ હોય, તે મૂકવામાં આવે છે. આવા સમાધિ—સ્તૂપો અનેક સ્થાને અનેક સંખ્યામાં અદ્યાપિ પર્યંત નજરે પડે છે (૩) જૈનધર્મીઓ આવા સ્તૂપો શા માટે ઉભા કરતા હતા ? આનો ઘણો ખરો ઉત્તર, ઉપર નં. ૨ના ખુલાસામાં આવી ગયો છે. અત્રે એટલું જણાવવાનું કે અત્યાર સુધી સર્વ વિદ્વાનોની એવી માન્યતા છે કે, સારા હિંદુસ્તાનમાં અનેક ઠેકાણે (દૃષ્ટાંતમાં જાણવું કે—સાંચી, ભારહુત સ્તૂપવાળા પ્રદેશમાં) જે સ્તૂપો ઉભા કરાયા છે તે સર્વે બૌદ્ધ ધર્મના છે; પરંતુ પુ. ૨ માં સમ્રાટ પ્રિયદર્શિનનું વૃત્તાંત લખતાં આપણે સાબિત કરી ગયા છીએ, કે તે પોતે જૈનધર્મી હતો અને તેણે તેમજ તેની પૂર્વેના રાજાઓએ (કોશલપતિ પ્રસેનજીત રાજાએ તથા મગધપતિ રાજા અજાતશત્રુએ—ભારહુત મૂકામે[૯૧]) અથવા તે ધર્મના અનેક ભક્તોએ (સાંચી—ભિલ્સા ટોપ્સવાળા ભૂમિ પ્રદેશમાં) વિપુલ સંખ્યામાં આવા સ્તૂપો પોતાની ભક્તિ દર્શાવવા ચણાવ્યા છે અને આ સ્તૂપોની રચનામાં જે ધર્મચિહ્નો કોતરાવાયાં છે તે પણ જૈનધર્મનાં પ્રતીક રૂપે જ છે. તેનો વિગતવાર સમજૂતિ સાથેનો ખુલાસો આપણે પુ. ૨ માં પ્રથમ અને દ્વિતીય પરિચ્છેદે તથા સિક્કાનું વિવરણ કરતાં તૃતીય પરિચ્છેદે આપી ગયા છીએ એટલે અત્ર તે સંબંધી કાંઇ વિશેષ જણાવવા અપેક્ષા રહેતી નથી. માત્ર

---

(૯૦) જૈન સાહિત્ય સંશોધક પુ. ૩ પૃ. ૩૭૨ પંક્તિ ૧૮થી આગળ જે લખવામાં આવ્યું છે તે અહીં ઉતારવામાં આવ્યું છે.

ત્યાં પર્વત ઉપર એક કાયનિષીદી અર્થાત જૈન સ્તૂપ હતો, જેમાં કોઇ અરિહંતનું અસ્થિ દાટવામાં આવ્યું હતું. ખારવેલ યા એના પહેલાના વખતની એવી અનેક ગુફાઓ અને મંદિરો આ પર્વત ઉપર છે કે જેના ઉપર પાર્શ્વનાથનાં ચિન્હો તેમજ પાદુકાઓ છે અને જે કોરી કાઢેલાં છે તેમજ બ્રાહ્મીલિપિમાં લેખવાળાં છે. તેમાં જૈન સાધુઓ રહેતા હતા એ વાતનો ઉલ્લેખ છે. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે, આ સ્થાન એક જૈનતીર્થ તેમજ ઘણું જૂનું છે. મરાઠાઓના રાજ્યકાળ દરમ્યાન પણ જૈનોએ અહીં એક નવું મંદિર બંધાવ્યું હતું. યાત્રીઓએ બનાવરાવેલાં અનેક નાના નાના સ્તૂપો અથવા ચૈત્યો અહીં એક જગ્યાએ છે જેને દેવસભા કહેવામાં આવે છે.

(૯૧) પ્રસેનજીત પીલર અને અજાતશત્રુ પીલર તરીકે, ભારહુતસ્તૂપ નામે પુસ્તકમાં જે વર્ણવાયા છે; તેનાં ચિત્રો પુ. ૧માં આકૃતિ નં. ૮ તથા ૯ તરીકે આપણે રજુ કર્યાં છે.

આ સ્તૂપ પણ પ્રક્ષીણ સંસૃતિરૂપ સ્મારક હતું કેમકે તે સ્થાને શ્રી મહાવીરને કૈવલ્યજ્ઞાનની પ્રાપ્ત થઈ હતી કૈવલ્યજ્ઞાન ઉપજે એટલે નિયમ જ છે કે તે જીવે અન્ય સર્વ ઘાતિકર્મો ખપાવી નાંખ્યા છે; માત્ર જે આયુષ્ય ભોગવવું બાકી હોય છે, તે સાથે અન્ય ત્રણ અઘાતિકર્મનો પણ અંત સમયે નાશ થવાથી પોતે નિર્વાણને પામે છે જ; એવો સર્વદા નિયમ હોય છે. અને નિર્વાણ પામ્યા એટલે તેને આ સંસારમાં ફરી ફરીને જન્મમરણના ફેરા કરવા રહેતા નથી.

જે કહેવાનું રહે છે તે એટલું જ કે વાચકને હવે ખાત્રી થશે કે અમારા તે કથનને રાજા ખારવેલના હાથીગુંફાના લેખથી સંપૂર્ણ સમર્થન પણ મળી રહ્યું છે. તેમ આવા સ્તૂપો ઉભા કરવાની પ્રથા જૈનમતાનુયાયીઓમાં હતી તે હકીકત પણ હવે સિદ્ધ થઈ જાય છે.

(દ) પૂજામાં રત ઉપાસક ખારવેલે જીવ અને શરીરની શ્રીની પરીક્ષા કરી લીધી. એટલે કે રાજા ખારવેલ જે જૈનધર્મમાં સંપૂર્ણપણે આસક્તિ ધરાવતો હતો તેણે ઉપાસકદશા[૯૨] સાધી હતી; એટલે શ્રાવક તરીકે જે કાર્યો ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે નિત્ય નિયમ તરીકે કરવાં જોઈએ[૯૩] તે સર્વે પોતે હવેથી આચરતો થયો હતો. અને આમ કરવાથી તેને પોતાના આત્માનું જ્ઞાન થયું હતું. તેમજ યુવરાજાવસ્થામાં શાસ્ત્રનાં પઠન પાઠન આદિ કર્યાં હોવાને લીધે પુદ્ગલ તથા આત્માના ભેદની ઝીણામાં ઝીણી રીતે સમજણ તેને મળી ગઈ હતી.

વળી પોતાના આત્મકલ્યાણ માટે ધર્મક્રિયા કરવામાં તથા ધર્મની વૃદ્ધિ માટે અને બીજાઓને ધર્મકાર્યમાં જોડાવાનું અનુકૂળ પડે તે માટે, અનેક પ્રકારનાં ધર્માલયો બંધાવવાનું તેણે આદર્યું હતું. તેમાંના એક તરીકે પોતાના પૂર્વજ-મહામેઘવાહન કરકંડુ મહારાજનો, જેમ એક સમાધિ સ્તૂપ રચાવ્યો હતો તેમ બીજા તીર્થંકરો અને કેવળીઓ પણ આ સમેત-શિખર ઉપર મોક્ષપદ પામ્યા હોવાથી, તેવા પ્રત્યેકના સ્થાન ઉપર પણ સ્તૂપો ઉભા કરાવી દીધા હતા જે હકીકત હવેની પંક્તિમાં તેણે જણાવી છે.

(૧૫) સુકૃતિ શ્રમણ સુવિહિત શત દિશાઓના જ્ઞાની[૯૪], તપસ્વી, ઋષિ લોકોના અરિહંતની નિષીદી પાસે . . . સિંહપ્રસ્થવાળી રાણી સિંધુલાને માટે નિઃશ્રય.

(અ) શ્રમણ સુવિહિત; જેમ ઉપરની પંક્તિમાં મહામેઘવાહન રાજાની કાય નિષીદી ઉપર સ્તૂપ કરાવ્યો તેમ અનેક શ્રમણો સુવિહિત ઋષિ મુનિઓ તથા તપસ્વી અને સંયમીઓ જે પણ જન્મ-મરણનો બેડો પાર ઊતરી ગયા હતા[૯૫] તેઓના—તેમજ

(૯૨) જુઓ સમ્રાટ પ્રિયદર્શિનનો સહસ્રામનો ખડક લેખ

(૯૩) એક કાર્ય એ પણ ગણાય છે કે તેણે એક દિવ-સમાં ત્રણ વખતે જીનમૂર્તિની પૂજા કરવી જોઇએ. આ પ્રમાણે રાજા શ્રેણિકને પણ નિયમ હતો (જુઓ તેનું વૃત્તાંત) તેમ રાજા ઉદયાશ્વે પણ આ કાર્યને માટે જ પાટલિપુત્ર નગરે નવું દેવાલય બંધાવી તેમાં જીનદેવની મૂર્તિ પધરાવી હતી. (પુ. ૧ પૃ. ૩૦૦ જુઓ).

(૯૪) શત દિશાના જ્ઞાની=સર્વ દિશાના જ્ઞાની અથવા દશ દિશાના જ્ઞાની આ પ્રકારનું લખાણ હોવું જોઇએ. આ વાક્ય સાથે નીચેની ટીકા નં. ૯૫, ૯૬નું લખાણ જો વાંચ-વામાં આવશે તો તુરત સમજાશે કે, જે પુરૂષોને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઇ છે અથવા જેમને કેવળી કહેવાય છે તે માટે આ વિશેષણો વપરાયેલ છે.

કૈવલ્યજ્ઞાન તેને કહેવાય છે કે, જેથી ત્રણે કાળમાં સર્વ પદાર્થોનાં—જડ અને ચેતનવંતાનાં સર્વ સ્વરૂપ તે જ્ઞાનના બળ વડે જાણી શકાય. અલબત જ્યારે જ્યારે તે જ્ઞાનનો ઉપયોગ કરે ત્યારે ત્યારે કરામલકવદ્વિશ્વમ્-જેવી સર્વ સ્થિતિ તેને પ્રત્યક્ષ—સાક્ષાત નજરોનજર ખડી થઇ જાય.

આ પ્રમાણે અર્થ નિષ્પન્ન કરવામાં ઉપરના વાક્યનો જે-વાંચન ઉકેલનો ફેરફાર અમે સૂચવ્યો છે તે વિશેષ બંધબેસતો થાય તેમ લાગે છે.

(૯૫) અત્રે વપરાયલા શબ્દો જૈન સાંપ્રદાયિક હોઇને, જ્યાંસુધી તેનો ભાવાર્થ સમજાય નહીં ત્યાંસુધી આ પંક્તિમાં વપરાયલા જૈનરાજાના અંતરનો નાદ શું કહેવા માંગે છે તેનો ખ્યાલ જૈનેતરોને ન જ આવી શકે તેથી કેટલોક ખુલાસો કરવાની અત્ર જરૂરીઆત ઉભી થાય છે.

જૈન સંપ્રદાયમાં, કેવળી, અરિહંત, સિદ્ધ અને તીર્થંકર એવા ચાર શબ્દો છે; સંપ્રદાયની માન્યતા એવી છે કે, કૈવલ્યજ્ઞાન જેને ઉત્પન્ન થાય તે નિયમ તરીકે હમેશાં મોક્ષે જાય જ; એટલે તે જીવને ફરીને જન્મમરણ ધરવાનો ફેરો કરવો પડતો નથી. ઉપરના ચારે પ્રકારના જીવને, કૈવલ્ય-જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય છે જ: એટલે મુક્તિ પામવાની ગણત્રીથી તો ચારેની સ્થિતિ એક જ કક્ષામાં છે.

પરંતુ એક બીજો નિયમ એ છે કે, કેવળજ્ઞાન પામ્યા પછી તે જીવને પોતાનું આયુષ્ય સંપૂર્ણ થાય ત્યાં સુધી પોતાના આત્માના ચિંતવન કરવા સિવાય બીજું કોઇ કામ જ આ સંસારમાં રહીને કરવાનું રહેતું નથી. જ્યારે તીર્થંકરને માથે એક ફરજ ઉભી રહેલી ગણાય છે કે તેઓએ જનકલ્યા-ણના હિતાર્થે ધર્મોપદેશ આપવો જ જોઇએ. બાકીના ત્રણ પ્રકારના જીવો કોઇને તેવો ધર્મોપદેશ કરતા નથી, કોઈ પ્રશ્ન

અરિહંત[૯૬]ની નિષીદી પાસે એટલે જે ઠેકાણે અરિહંત કહેતાં તીર્થંકરના[૯૭] દેહાગ્નિસંસ્કાર કરવામાં આવેલ હતાં તેવાં સ્થાનો ઉપર પણ સ્તૂપો રચાવી દીધા. આ પ્રમાણે ભિન્નતા દર્શાવવા તેમને જુદાં વર્ણવી બતાવ્યા છે. મતલબ કે જે જે સ્થાનો તેને પવિત્રાત્માઓનાં સ્મરણ તરીકે જાળવી રાખવાં યોગ્ય લાગ્યાં તે સર્વ ઠેકાણે[૯૮] લોકકલ્યાણને માટે[૯૯] તેણે સ્તૂપ આદિ સ્મારકો કરાવી દીધાં હતાં. ઉપરાંત,-ખાસ પોતાની રાણીને ( કહેતાં રાજકુટુંબની નારીવર્ગને ) સર્વ પ્રજાથી અલગ રહીને ધર્મકાર્ય કરવાની અનુકૂળતા સાચવી શકાય માટે, જુદો જ[૧૦૦] પ્રબંધ કરાવ્યો હતો. તે માટે રાજાને શોભે તેવું મહામુલ્યવાન સ્મારક કર્યું લાગે છે. જે શબ્દો સોળમી પંક્તિમાં લખાયલા વંચાય છે તેની, અને પંદરમી લિટિના છેલ્લા શબ્દો વચ્ચે, એક મોટો ગાળો પડેલ છે. એટલે તેમાં શું લખાણ હશે તે નિશ્ચિત થતું નથી પરંતુ કલ્પનાના બળે એમ ગોઠવી શકાશે કે, તે મહામુલ્યવંતુ હોવું જોઈએ જ. વળી વૈડુર્યરત્નવાળા ચાર થાંભલાઓ સ્થાપન કર્યા, પંચોતેર લાખના ખર્ચથી-એવા જે શબ્દો લખાયા છે તેને જો રાણી સિંધુલા માટેની યોજનાની સાથે જોડીએ તો પણ જોડાય તેમ છે. કદાચ એક તદ્દન જુદી જ પ્રવૃત્તિ આદરી હોય અને તેમાટે તેણે તે ખર્ચ કર્યું હોય તેમ કહેવાની પણ મતલબ દેખાય છે. તે પ્રવૃત્તિ એમ કહી શકાય કે, જેમ તેણે અરિહંત-તીર્થંકરાદિના શરીર જ્યાં પડયાં હતાં ત્યાંની ભૂમિને પવિત્ર માની તે ઉપર સ્મારકો ઉભાં કરાવ્યાં હતાં તેમ તે તીર્થંકરાદિના વચનોને, અમૃતમય વાણીને-શ્રુતજ્ઞાનને, કાયમ ઝીલી રાખવા માટે સંગ્રહિત કરવા માટે-એકાદ સ્થાનની સ્થાપના પણ કરી હતી. વળી તે સ્થાન ઉભું કરવામાં જે ખર્ચ થયું હતું તેની તથા તે વસ્તુનાં ગૌરવ અને મહત્તા કેવી ગણવામાં આવતી હતી તેની, વિશેષ માહિતી રાજા ખારવેલે પોતે જ હવે પછીની પંક્તિમાં કોતરી બતાવી છે.

(આ) સિંહપ્રસ્થવાળી રાણી સિંધુલા—આ ઉપરથી રાણીના નામની તથા તેના પિયરની ઓળખ અપાઈ છે. જેમ ઇંદ્રપ્રસ્થ-ઇંદ્રપુરી દિલ્હીને માટે વપરાય છે

---

કરે તો ઉત્તર આપે; પ્રશ્નકારના મનનું સમાધાન કરે તે વસ્તુ જુદી છે. બાકી સ્વયં ઊઠીને તેઓ બીજાઓને ઉપદેશ આપતા જ નથી. આ હિસાબે, તીર્થંકરમાં અને અન્ય ત્રણ વર્ગમાં ફેરફાર છે.

ઉપરાંત અરિહંત શબ્દનો અર્થ ત્રણ પ્રકારનો થાય છે: (૧) અરિ+હંત=પોતાના શત્રુને (બાહ્ય તેમ જ અંતરના, બાહ્ય એટલે હથિયાર ધરીને સામા થાય તે અને અંતરના એટલે કામ, ક્રોધ, માન, માયા, લોભ, કષાયાદિ જે, પુદ્‌ગલરૂપી લૂટારાઓ આત્માને પોતાના ખરા સ્વરૂપમાંથી ચલિત કરવા મથી રહ્યા છે તે.(જુઓ પુ. ૩ પૃ. ૨૪૯નું વર્ણન તથા ટીકાઓ) જેણે હણી નાંખ્યા છે તે. (૨) અર્હત્-અર્ધ્ય જેને આપવા યોગ્ય, જેની પૂજા કરવા યોગ્ય છે તે. (૩) અ+રૂહંત=અ=નહીં, અને રૂહંત (રૂહ=ઉગવું) ઉગવાપણું એટલે ફરી ફરીને જન્મમરણ ધારણ કરવાં તે: મતલબ કે જેને ફરીને જન્મમરણનો આશ્રય લેવાનો નથી તે. આ ત્રણે અર્થમાં, ઉપરના ચારે પ્રકારના જીવોને મૂકી શકાય છે; પરંતુ સામાન્ય અને પ્રચલિતપણે અરિહંત એટલે તીર્થંકર, એવા એકજ ભાવાર્થમાં અત્યારે તે વપરાતો થઈ ગયો છે.

અહીં ઉપરના ચારે પ્રકારના જીવોને સામાન્ય રીતે વર્ણવીને આ શબ્દો વાપર્યા છે.

(૯૬) જ્યારે અહીં અરિહંત શબ્દ, સામાન્ય અર્થમાં ન વાપરતાં તેના વિશેષાર્થમાં એટલે તીર્થંકરના ભાવાર્થમાં વપરાયો છે.

(૯૭) ઉપરની ટીકા નં. ૯૫ તથા ૯૬ સરખાવો.

(૯૮) સમ્રાટ પ્રિયદર્શિને આવાં ક્યાં સ્થાન સ્મારક તરીકે ગણ્યાં હતાં તે માટે તેનાં વૃત્તાંતો જુઓ.

(૯૯) આવાં સ્મારકો ઉભાં કરવામાં મૂળઅંશે એક જ હેતુ રખાયો હોય છે કે, તે સ્મારકને નિહાળીને જે આત્માની યાદીમાં તે ઉભું કરાયું હોય તેનું જીવન યાદ કરાય તથા તે જીવે કયો માર્ગ ગ્રહણ કર્યો હતો કે જેથી તે મુક્તિને પામ્યો; તે વારંવાર સંભારીને, આપણે આપણા જીવનમાં આચરણમાં ઉતારી તે સ્થિતિ મેળવવાની અભિલાષા સેવાય.

(૧૦૦) આત્માની સાધના કરવા માટે ખરી રીતે તો આવો જુદો પ્રબંધ કરવાની જરૂર જ રહેતી નથી પરંતુ, પોતાની સગવડતા સાચવવા, જેમ પ્રત્યેક માણસને હક્ક છે તે પ્રમાણે રાજા ખારવેલે બંદોબસ્ત કર્યો દેખાય છે, જેથી પ્રજાની પણ સગવડ સચવાય તેમ પોતાના રાજકુટુંબની પણ સચવાય.

તેમ આમાં સિંહપ્રસ્થ એટલે સિંહપુર કહેવાનો અર્થ પણ સમજાય છે અને આપણે જાણીએ છીએ કે સિંહપુરનગર (કલિંગના અમુક ભાગનું રાજધાની) જેવું મોટું શહેર તે સમયે હતું (જુઓ પ્રથમ પરિચ્છેદે) તાત્પર્ય કે તે નગરની કદાચ તે રાજકુંવરી હોય.

(૧૬) ––વૈડુર્યરત્નવાળા ચાર થાંભલાઓ સ્થાપન કર્યા પંચોતેર લાખના (ખર્ચ)થી. મૌર્યકાળમાં ઉચ્છેદ પામેલ ચોસઠ્ઠિ (ચોસઠ અધ્યાયવાળા) અંગ-સપ્તિનો ચોથો ભાગ ફરીથી તૈયાર કરાવ્યો.–ભિક્ષુરાજે ધર્મરાજે કલ્યાણો દેખતાં, સાંભળતાં અને અનુભવ કરતાં.

(અ) વૈડુર્યરત્નવાળા ચાર થાંભલાઓ સ્થાપન કર્યા. પંચોતેર લાખના ખર્ચથી–આ શબ્દોથી પોતે શ્રુતજ્ઞાનની–પુસ્તકોની સાચવણીને કેટલી અમુલ્ય લેખતો હતો તે સૂચવે છે; કે જેથી તે ગર્ભાગારને તેણે વૈડુર્યરત્નોથી શોભિત બનાવ્યું હતું તથા તેની રચનામાં પંચોતેર લાખ[૧૦૧] જેટલું અનર્ગળ દ્રવ્ય ખર્ચી કાઢ્યું હતું.

(આ) મૌર્યકાળમાં ઉચ્છેદ પામેલ ચોસઠ્ઠિ (ચોસઠ અધ્યાયવાળા) અંગ સપ્તિકનો ચોથો ભાગ ફરીથી તૈયાર કરાવ્યો–આ વાક્યમાંના ઘણા શબ્દો છૂટક રીતે તથા અરસપરસના સંબંધ પરત્વે વિચારણા માંગે છે. પ્રથમ આપણે 'મૌર્યકાળમાં ઉચ્છેદ પામેલ' વાક્ય લઈએ. તેમાં બે ભાગ છે; મૌર્યકાળમાં અને ઉચ્છેદ પામેલ. આમાં ઉચ્છેદ પામેલ જે અર્થ કરાયો છે તેના મૂળ પાઠમાં વોછિનં અક્ષરો છે. તથા રાજા ખારવેલને બૃહસ્પતિમિત્રનો એટલે પુષ્યમિત્રનો સમકાલિન ઠરાવવાથી મૌર્યવંશની સમાપ્તિ થયા બાદના સમયે તેની હયાતી ઠરાવવામાં આવી છે. આ પ્રમાણે માની લેવાથી વોછિનંનો અર્થ 'ઉચ્છેદ પામેલ' કરી લેવાય તે સમજી શકાય તેવું છે. પરંતુ હવે તો સિદ્ધ થઈ ચૂક્યું છે કે રાજા ખારવેલનો સમય તો મૌર્યકાળની પૂર્વેનો છે એટલે જે સમય હજુ ભવિષ્યમાં આવવાનો છે તે સમયે બનવાવાળી હકીકતને 'ઉચ્છેદ પામેલ' તરીકે રજુ ન કરી શકાય; તેમ જે વસ્તુ ઉચ્છેદ પામી ગયેલ જ હોય તેને વળી સંરક્ષણ કરવાનું પ્રયોજન જ ક્યાં રહે છે? હજુ નાશની અણી ઉપર જે હોય તેને સાચવી રાખવાનો આશય હોય તેની સાર્થકતા તો સમજી શકાય; તે માટે 'ઉચ્છેદ પામશે, અથવા ઉચ્છેદ પામવાની છે' કે તેવો જ અર્થ સૂચવતા અક્ષરો કોતરાવવાનું વ્યાજબી કહેવાય. એટલે સમજાય છે કે વોછિનં=નાશ થયેલું (destroyed) શબ્દને, ભૂતકાળ કે ભૂતકૃદંત (Past tense કે Past participle) તરીકે વપરાયલ ન ગણતાં, વર્તમાન કૃદંતમાં Present Participle વપરાયલ તરીકે લેખવો; જેનો અર્થ ઇંગ્રેજીમાં being destroyed= નાશ પામતું અથવા તો on the verge of being destroyed=લગભગ નાશ પામવાની અણી ઉપર આવી પહોંચ્યું હતું તેવું ગણવું. હવે "મૌર્યકાળમાં" એવા શબ્દો જે વાપર્યા છે તેનો વિચાર કરીએ. મૂળ પાઠમાં મુરિય શબ્દ છે અને તેની પહેલાં જરા જગ્યા ખાલી હોવાનું જણાય છે. તે ખાલી જગ્યામાં (૧) કયો શબ્દ હોવો જોઈએ, અથવા તો (૨) ત્યાંથી એક પણ અક્ષર ગુમ થયો નથી; આ બેમાંથી એકે સ્થિતિનો વિચાર ન કરીએ પરંતુ તે શબ્દનો અત્યારે જેમ ઉકેલ કરાઈ રહ્યો છે તે જ પ્રમાણેનો અર્થ 'મૌર્યકાળે' આપણે સ્વીકારી લઈએ તોપણ પ્રશ્ન એ રહે છે કે, મૌર્ય શબ્દ વ્યાજબી છે કે મુરિય? અથવા બીજી રીતે તેનું વાચન હોઈ શકે છે કે કેમ? તેને માટે બે ત્રણ જાતના વિકલ્પ સૂચવાય તેમ છે. (૧) મૂરિયકાલ વોછિનં હોય=ઘણા કાળ પૂર્વેથી[૧૦૨] જે શ્રુતજ્ઞાનનો

(૧૦૧) આ અર્થ કદાચ ફેરવવો પડે તેમ છે. જુઓ આગળના પૃ. ૩૧૦ માં અર્થવિભાગ માટેની ચર્ચાનું લખાણ આ શબ્દોની તથા તેને લગતી ટીકાઓ.

(૧૦૨) જૈનશાસ્ત્રોમાં લખાયલ છે કે, શ્રી જંબુસ્વામીના નિર્વાણ પછી (જેનો સમય મ. સં. ૬૪=ઈ. સ. પૂ. ૪૬૩ નોંધાયલ છે) અમુક અમુક વસ્તુનો વિચ્છેદ થશે તેમાં કૈવલ્યજ્ઞાનનો અભાવ પણ આવે છે. એટલે કે મ. સં. ૬૪ પછી કોઈને પણ કૈવલ્યજ્ઞાનની પ્રાપ્તિ થશે નહીં. ખારવેલે આ લેખ કોતરાવેલ છે તે પોતાના રાજ્યે ૧૩ વર્ષે એટલે ૯૮+૧૩=૧૧૧માં કોતરાવેલ છે. જેથી ઉપરના બનાવને ૪૭ વર્ષ થયાં કહેવાય. જોકે કૈવલ્યજ્ઞાનનો અભાવ સૂચવ્યો છે પણ તે માટે જે વિદ્યાજ્ઞાન–ચૌદ પૂર્વનું જાણપણું હોવું

નાશ થવો ચાલુ થઈ ગયો છે તેવું (૨) બીજો વિકલ્પ **દુરિય काल** સૂચવી શકાય તેમ છે. તેનો અર્થ દુષ્કાળનો સમય એવો થઇ શકે છે. એટલે કે જ્ઞાનને ધારણ કરવા યોગ્ય જે સ્મરણ શક્તિ હોય છે તે મનુષ્ય-માંથી દુષ્કાળના સમયને લીધે, ધીમેધીમે કમી થવા માંડી હતી. એટલે કે તે શક્તિનો અમુક પ્રમાણમાં નાશ થવા માંડ્યો હતો. વળી આગળ જતાં કાળ વ્યતિત થતાં,તેવી શક્તિનો તદ્દન અભાવ થઇ જાય જેથી શ્રુત જ્ઞાનની પ્રાપ્તિ જ દુશક્ય થઈ જાય; માટે અગા-ઉથી તેનું સંરક્ષણ કરવાનું તેણે મુનાસીબ ધાર્યું હતું અને ખુદ હાથીગુંફાના લેખથી આપણે જાણી ચૂક્યા છીએ કે, તે સમયે –નંદરાજાના સમયથી ખારવેલના સમય સુધીના ૪૫ વર્ષના ગાળામાં પણ (જુઓ પૃ. ૨૮૮ છઠ્ઠી પંક્તિના इ ના ઉકેલનું વર્ણન ) બે દુષ્કાળ તો નોંધાઈ ચૂક્યા છેજ. ઉપરાંત અણનોંધ્યા રહી ગયા હોય તે વળી જુદાં જ ( જુઓ ફુટ નોટ નં. ૫૬ની હકીકત ) તેમ વળી ભદ્રબાહુસ્વામીના એટલે કે ચંદ્રગુપ્ત મૌર્યના–સમયે (મ. સં. ૧૫૬થી ૧૭૦=ઇ. સ. પૂ. ૩૭૧થી ૩૫૭ સુધીના ૧૪ વર્ષના ગાળામાં ) બે મોટા દુષ્કાળ મગધ દેશમાં પડ્યા છે. (જુઓ પુ. ૨માં તેનું વૃત્તાંત ) વળી જૈન શાસ્ત્રોમાં જણાવાયું છે કે ભદ્રબાહુ સ્વામીના કાળ પછી શ્રુતજ્ઞાનની ક્ષતિ ધીમે ધીમે વધતી જશે. અને આ પ્રકારની ભવિષ્યવાણી-આગાહી–ઠેઠ શ્રી મહાવીર ભગવાનના સમયથી જણાવાયેલી ચાલી જ આવે છે. એટલે કોઇની અજાણમાં તે રહી ગઈ હતી તેવું તો બનવા યોગ્ય જ નથી. તેમજ દુષ્કાળના સમયે પૂરતો ખોરાક ન મળે એટલે શરીર-શક્તિ અને સાથેસાથ શ્રુતજ્ઞાનને હૈયામાં–હૃદયમાં રાખી મૂકવાની–સ્મરણ પટમાં ધારી રાખવાની શક્તિ પણ દિવાસાનુદિવસ ક્ષતિ[૧૦૩] પામતી જાય અને પરિણામે જ્ઞાનનો અમુક ભાગ લુપ્ત થતો જાય તેમ કેટલોય લુપ્ત પણ થઈ ગયો હોય; તે સ્થિતિ સમજી શકાય તેવી છે. તેથી જ તેનો પુનરૂદ્ધાર કરવાનું રાજા ખારવેલે યોગ્ય ધાર્યું છે. (૩) ત્રીજો વિકલ્પ (इत) रिय कालનો સંભવે; પરંતુ તે બહુ સ્વીકાર્ય થઇ પડે તેમ નથી કેમકે मु શબ્દ ક્યારનો કોતરીજ બતાવાયો છે; જો એકલો 'रियकाल'[૧૦૪] હોત તો આ સૂચના યોગ્ય થઇ પડત અને તેનો અર્થ ' અન્ય કોઇ કાળે ' તેવા આશયવાળો લેવાત. (૪) ચોથો વિકલ્પ **पुविय**=એટલે પૂર્વને લગતું; જૈનશાસ્ત્રો–સૂત્ર–સિદ્ધાંતના ગ્રંથોને પૂર્વ શબ્દથી ઉલ્લેખાય છે. જેથી અત્ર "पुविय" કહેતાં 'પૂર્વ'નું જ્ઞાન જે આગમ ગ્રંથોમાં સમાયલું છે તેનો નાશ થઈ જતો અટકાવવા માટે, તેણે આ પ્રકારનું પગલું ભર્યું હોય.

આ મૌર્યકાળ **मुरियकाल** શબ્દ ઉપર એક અન્ય લેખકે[૧૦૫] સૂધારો સૂચવતાં, પોતાના વિચાર જણાવ્યા છે તે ધ્યાનમાં લેવા યોગ્ય હોઇને અત્ર ઉતારીશું તથા તે ઉપર અમારા વિચાર પણ જણાવીશું. તેમની

---

જોઈએ, તે તો ઠેઠ મ. સં. ૧૭૦ સુધી એટલે મૌર્ય ચંદ્ર-ગુપ્તના ગુરૂમહારાજ શ્રી ભદ્રબાહુસ્વામીના સમય સુધી જળવાઈ રહ્યું છે તેથી તેમને અંતિમ શ્રુતકેવળી કહેવાય છે. (પુ. ૨ પૃ. ૧૫૧ ટી. નં. ૭૦).

મતલબ કહેવાની એ છે કે, આ સમયે જોકે શ્રુતજ્ઞાનનો અમુક અણત્રીએ અભાવ થવા માંડ્યો હતો જ, છતાં ૪૭ વર્ષ તે એવડો મોટો કાળ નથી, કે જેને 'મૂરિય'પદ લગાડી શકાય. પરંતુ એક શક્યતા તરીકે અત્રે તેનો વિચાર તો કરવો જ જોઇએ, તે કારણથી માત્ર અમે તેની સંભવિતતા સૂચવી છે.

(૧૦૩) ઉપરમાં જુઓ ટી. નં. ૫૬ તથા પુ. ૧ પ્રથમ પરિચ્છેદ; ઈ. સ. પૂ. ૫૨૩ બાદ અવસર્પિણીકાળ બેઠો છે. અવસર્પિણીકાળમાં દરેક વસ્તુની અવનતિજ થાય છે. તે નિયમાનુસાર, વર્ષાઋતુનું કમી થવું, અનિયમિત થવું અને કાળે કરીને અભાવ પણ થાય; દુષ્કાળો પડે; શરીરને ખોરાકી તથા પોષણતત્ત્વો ઓછાં મળવાથી, મનુષ્યનાં દેહ, આયુષ્ય, શરીરરચના, સ્મરણશક્તિ તેમજ મનુષ્યને વરેલી કુદરતી અન્ય બક્ષિસોમાં કેવી રીતે ઉણપ આવતી જાય છે તેનું વર્ણન ઉપરના ઠેકાણે સમજાવ્યું છે તે સરખાવો. એટલે રાજા ખાર-વેલે, જે પગલું શ્રુતસંરક્ષણ માટે ભર્યું છે તેમાં તેનુ ડહાપણ તથા ધર્મપ્રેમ જણાઇ આવ્યા વિના રહેશે નહીં.

(૧૦૪) જુઓ નીચેની ટીકા નં. ૧૦૬

(૧૦૫) જ. બી. ઓ. રી. સો. પુ. ૪. ૧૯૧૮ પૃ. ૩૯૫-માંના વૃત્તાંત ઉપરનો સુધારો નં. ૧૭. પૃ. ૨૩૫.

દરખાસ્ત એ છે કે, મૂળ પાઠમાં જે पान तरियासत सहसेहि मुरियकाळ वोछिंनं છે અને જેનો અર્થ વિદ્વાનોએ पञ्च सप्त शत सहस्रैः मौर्यकाल व्यच्छिन्नम्= 'પંચોતેર લાખના (ખર્ચથી) મૌર્યકાળે નાશ પામ્યું છે તેવું' એવો બેસાર્યો છે તેને બદલે पनंतरिय सठिवस सते राजा (मु) रियकाल[૧૦૬]=In the one hundred and sixty fifth year of the time of the Mauryan kings=મૌર્ય રાજાના સમયે ૧૬૫ વર્ષે; આ પ્રમાણે તેની સૂચના થઇ છે. એટલે કે ૧૬૫મું વર્ષ તેમણે મૌર્ય સંવતનું ગણ્યું છે અને તે સમયે રાજા ખારવેલે ઉપર પ્રમાણે પુસ્તકોદ્ધારનું કાર્ય કરી બતાવ્યું છે. પણ હવે જ્યારે રાજા ખારવેલનો સમયજ મૌર્ય વંશની ઉત્પત્તિ થયા પહેલાંનો મનાય છે તેમજ મૌર્ય સંવત જેવી કોઇ વસ્તુજ મૂળે બની નથી એ પુરવાર થઇ ગયું છે એટલે તેની ચર્ચામાં ઉતરવાપણું રહેતું નથી. પરંતુ મૂળ પાઠનું વાંચન જ તેમણે અન્યથા પ્રકારે સૂચવ્યું છે તેનો અર્થ જરૂર આપણે વિચારવો રહે છે. અમારી સૂચના તે માટે એમ છે કે, पनंतरियने બદલે छनंतरिय=ત્યાર પછી આવા શબ્દ વાંચવા; એટલે કે, વૈદુર્યરત્નવાળા ચાર થાંભલાઓ સ્થાપન કર્યા ત્યાર પછી મૌર્યકાળમાં ઉચ્છેદ પામતાં, ઇત્યાદિ ઇત્યાદિનું વર્ણન જોડી દેવું. આ પ્રમાણે કરવાથી શું અર્થ થાય છે તે સમજી લઇએ. કે सठिवस सते=સતનો અર્થ સો કર્યો છે તેને બદલે સાઠ વરસ જાતેછતે, એટલે કે રાજા ખારવેલે આ લેખની બિના કોતરાવ્યાબાદ સાઠ વર્ષે; મતલબ કે મ. સં ૯૮ માં તેનો રાજ્યાભિષેક છે, તે બાદ તેરમે વર્ષે આ હકીકત બન્યાનું નોંધાયું છે અને તે પછી સાઠ વર્ષે=૯૮+૧૩+૬૦=મ. સં. ૧૭૧ વર્ષે મૌર્ય રાજ્યકાળે અંગનો અથવા જૈનશાસ્ત્રમાં જેને પૂર્વ કહેવાય છે[૧૦૭] તે આગમગ્રંથોનો જે હ્રાસ થવાનો છે તેના પુનરૂદ્ધારની વાત તેમણે કરી છે. વાત યથાર્થ પણ છે. કેમકે મ. સં. ૧૭૦ માં મહાન જૈનાચાર્ય શ્રીભદ્રબાહુસ્વામી જેઓ અંતિમ શ્રુત-કેવળી કહેવાય છે તેમનું મરણ થયું છે તથા ચંદ્રગુપ્ત સમ્રાટ દીક્ષા લઇને તેમની સાથે દક્ષિણ હિંદમાં મહીસુર રાજ્યે શ્રવણબેલગોલના સ્થાન પાસેના પર્વત ઉપર ધ્યાન ધરતા રહ્યા હતા તે હકીકત સુપ્રસિદ્ધ છે ( જુઓ પુ. ૨ માં પૃ. ૧૫૦-૧ ની હકીકત ) આ સમયે શ્રી ભદ્રબાહુના પટ્ટધર સ્થૂલિભદ્રજીએ[૧૦૮] પુસ્તકોદ્ધાર કર્યો હતો ( જુઓ પ્રૉ. જેકોબીકૃત કલ્પસૂત્રની આવૃત્તિ. પ્રસ્તાવના પૃ. ૧૧) He (Bhadrabahu) being the last, who knew all the Parvas=ભદ્રબાહુ છેલ્લા હતા કે જેમને પૂર્વોનું જ્ઞાન હતું ) કહેવાનો તાત્પર્ય એ છે કે, મ. સં. ૧૭૦ પછી, શ્રુતજ્ઞાનની ક્ષતિ જબરદસ્ત પ્રમાણમાં થઇ હતી અને થવાની હતી તેનું ભવિષ્ય તો શ્રી મહાવીરે ભાખ્યુંજ હતું; તેમ ઉત્તરોત્તર તેમની પાટે આવતા સર્વે આચાર્યો જણાવતા પણ રહ્યા હતા; એટલે ખારવેલ જેવા ચુસ્ત જૈનધર્મીથી તે વાત અંધારામાં રહી જાય તે તો બનવા જોગ હતું જ નહિ. પરંતુ भवितव्यता તરીકે જે વસ્તુ બનવાનીજ છે તેને અટકાવી શકાય તેમ નથીજ; માટે ધૈર્યધારી રાખવું અને wait & seeના નિયમ પ્રમાણે વસ્તુસ્થિતિ બન્યા કરે તે જોયા કરવું, એજ ઉપાય રહે છે. એટલે અંહી वोछिंनंનો અર્થ નાશ પામેલું એમ

(૧૦૬) ઉપરમાં ત્રીજો વિકલ્પ (इत) रिय काले એ પ્રકારે જે અમે સૂચવ્યો છે તે અત્રે સરખાવો (ઉપરની ટી. નં. ૧૦૪).

(૧૦૭) જુઓ ઉપરની ટી. નં. ૧૦૨નું વિવેચન તથા પૃ. ૩૦૯ ઉપર ચોથા વિકલ્પનું વર્ણન.

(૧૦૮) જૈન ગ્રંથોમાં જે એવી હકીકત છે કે શ્રી ભદ્રબાહુ જ્યારે નેપાળમાં હતા ત્યારે પાટલિપુત્રના શ્રીસંઘની આજ્ઞાથી સ્થૂલીભદ્રજી શ્રી ભદ્રબાહુ પાસે શાસ્ત્ર શીખવા ગયા હતા, તે પ્રસંગ પ્રથમ બન્યો છે. તે સમયે શ્રીભદ્રબાહુની હયાતી હતી. તે પછી ચંદ્રગુપ્તને દીક્ષા દેવાઇ છે, પોતે ચંદ્રગુપ્તમુનિ તથા અન્ય શ્રમણો દક્ષિણમાં ગયા છે. ત્યાં તેમનું સ્વર્ગગમન થયું છે. તે બાદ આ પુસ્તકોદ્ધાર શ્રી સ્થૂલીભદ્રજીના નેતૃત્વપણાગાં થયો છે.

આ સ્થૂલભદ્રજી તે મહાનંદ ઉર્ફે નવમાનંદના મુખ્ય પ્રધાન શકડાળના મોટા પુત્ર થાય. તેમના સમય માટે જુઓ પુ. ૧. પૃ. ૩૨૯. ટી. નં. ૩૨ તથા પૃ. ૩૬૬.

નહીં, પણ નાશ પામવાની સ્થિતિમાં જે કયારનું દાખલ થઈ ચૂકયું હતું તેવું, એવો અર્થ કરવો; કેમકે જે નાશ થઇજ ચૂકયો હોય તો પછી તેને સંરક્ષીત રાખવાનો હેતુજ રહેતો નથી.

(ફ) ચોસટ્ઠિ (ચોસઠ અધ્યાયવાળા) અંગ સપ્તિકનો ચોથો ભાગ ફરીથી તૈયાર કરાવ્યો—મૂળપાઠ **चोयठि-अंग-सतिकं तुरियं** છે; અનુવાદકે તેની સંસ્કૃત છાયા चतुः षष्टिकाङ्ग सप्तिकं तुरीयं એવા વાકયથી કરી છે. તેનો અર્થ ઉપર પ્રમાણે થઇ શકે છે. [૧૦૯] આ વાકયના બે વિભાગ થાયછે. એક, ચોસટ્ઠિ અધ્યાયનો અને બીજો અંગ સપ્તિકનો; તેમાંના પ્રથમની[૧૧૦] બાબતમાં ડૉ. ફલીટ નામના વિદ્વાનનું માનવું એ થાય છે કે And he produces, causes to comeforth (i. e. revises) the sixty-fourth chapter (or other division) of the collection of seven Angas=સાત અંગો (જૈનાગમના અમુક શાસ્ત્રોને આ નામથી ઓળખાવાય છે)ના સમુહમાંનું ૬૪ મું પ્રકરણ (અથવા કોઈ વિભાગ) તે બહાર પાડે છે—પ્રગટ કરે છે; એટલે કે અમુક આગમ ગ્રંથનો ૬૪ મો અધ્યાય-સર્ગ જે છે તે એકલો જ ભાગ પ્રગટ કરે છે. ત્યારે પં. જાયસ્વાલજી એવો મત જાહેર કરે છે કે[૧૧૧] The four fold (for the fourth) Anga-Saptika of 64 sections, lost in the time of the Maurya (king) he restores= ૬૪ અધ્યાયનું અંગ સપ્તિક કે જેના ચાર પ્રકારમાંનું એક (?) (ચોથું) મૌર્ય રાજાના સમયે નષ્ટ થયું હતું તે ફરીને લખાવે છે. એટલે કે અંગ સપ્તિક નામે ગ્રંથમાં ૬૪ અધ્યાય છે. તે ચાર વિભાગમાં ગોઠવાયેલ છે; તે ચાર વિભાગમાંનો ચોથો તેણે ફરીને પ્રગટ કર્યો છે. ત્યારે ડૉ. કોનાઉ નામના વિદ્વાન વળી ત્રીજા જ પ્રકારે માનતા જણાય છે. તેમનો મત એમ છે કે[૧૧૨] He restores the sixty-four section Anga, that had become obsolete at the time of the Mauryan king, included in a Saptika=મૌર્ય રાજાના સમયે, ૬૪ અધ્યાય વાળું અંગ (નામનું જૈનશાસ્ત્ર) જે નષ્ટ થયું હતું અને જેનો સપ્તિકમાં સમાવેશ થતો હતો તેનો પુનરૂદ્ધાર કરે છે. એટલે પ્રથમના વિદ્વાન ૬૪ મા અધ્યાય એકલાની જ માત્ર વાત કરે છે, બીજા વિદ્વાન ૬૪ અધ્યાયના ચાર ભાગ પાડીને તેમાંના છેલ્લા ભાગની જ વાત કરે છે. ત્યારે ત્રીજા વિદ્વાન ૬૪ અધ્યાયવાળા આખા પુસ્તકની વાત કરે છે. આ પ્રમાણે ત્રણેના મત ભિન્ન ભિન્ન પડે છે. એટલે કોઈ પ્રકારના છેવટ ઉપર આવવું મુશ્કેલ બને છે. પરંતુ છેલ્લા વિદ્વાન ડૉ. કોનાઉએ પોતાના મતની ચર્ચા કરતાં એક **परिकम्म** શબ્દની સૂચના કરી છે. તેનો અર્થ The first part of Drishtivad=દૃષ્ટિવાદ (જૈનધર્મના શાસ્ત્રનું નામ છે) નો પ્રથમ ભાગ એમ કરવો રહે; અને તે પ્રમાણે અંગ સપ્તિકની સાથે જોડતાં, દૃષ્ટિવાદને અંગે The Anga consisting of sixty sections=જે અંગસૂત્રમાં ૬૦ સર્ગ-અધ્યાય -પ્રકરણો છે તેવો અર્થ બેસારવો જોઈએ. આ સૂચના ઉપાડી લઈ ને મિ. રામપ્રસાદ ચંદા, તેનો અર્થ એમ સૂચવે છે કે, that only sixty-four were included in the recension restored by Kharvel=ખારવેલે જે આવૃત્તિ ફરીને સ્થાપન કરી તેમાં ૬૪ નો જ સમાવેશ થતો હતો. આ પ્રમાણે चतुषष्टिकના ભાવાર્થની ભાંજગડ સમજવી. તેવી જ પાછી सप्तिकવાળા બીજા વિભાગની પણ છે. ડૉ. કોનાઉના મત પ્રમાણે सतिक શબ્દનો, પ્રાકૃતમાં सप्पीय અને સંસ્કૃતમાં सप्तिक જેવો થાય છે એટલે તે **अंगसप्तिक** વાળા આખા શબ્દનો અર્થ a treatise com-

(૧૦૯) આ વિષયને લગતી થોડીક ચર્ચા આગળ ઉપર 'દુષ્કાળનો પ્રસંગ અને પુસ્તકોદ્ધારનો સંબંધ'વાળા પારામાં કરી છે. તેમજ ઉપરની ટીકા નં. ૫૬ માં જુઓ.

(૧૧૦) જુઓ જ. રો. એ. સો. ૧૯૧૦ પૃ. ૮૨૭.

(૧૧૧) જુઓ ઇ. હિ. ક્વૉ. પુ. ૫. ૧૯૨૯ પૃ. ૫૮૯.

(૧૧૨) જુઓ એકટા ઓરીએન્ટેલીઆ પુ. ૧. પૃ. ૧૯ તથા ઇ. હિ. ક્વૉ. પુ. ૫. ૧૯૨૯. પૃ. ૫૮૯.

prising of seven chapters=જે ગ્રંથમાં સાત પરિચ્છેદો[૧૧૩] આવેલા છે એમ કરવો પડે છે. ભલે આ અર્થ વાસ્તવિક હોવાનું ઠરે, છતાં એક બીજો અર્થ પણ વિચાર કરવાનું માગી લ્યે છે. જે सत्तिकनो અથ सत्तिक કર્યો છે તેને બદલે सटिक એટલે ટીકા સહિત એમ અર્થ કાં ન કરવો ? તેમ કરતાં આખાયે વાક્યનો અર્થ એમ થશે કે, ચોસઠ અધ્યાયવાળા અંગશાસ્ત્રોની અથવા દૃષ્ટિવાદ અંગ જે લુપ્તપ્રાય થતું જતું હતું તેની સટિક આવૃત્તિ રાજા ખારવેલે તૈયાર કરાવી. આ સૂચન કાંઈક વ્યાજબી પણ ઠરે તેમ છે, કેમકે શ્રી ભદ્રબાહુસ્વામી જે સમ્રાટ ચંદ્રગુપ્તના ગુરૂ થતા હતા અને જેમનો શાસનકાળ મ. સં. ૧૫૬ થી ૧૭૦= ઈ. સ. પૂ. ૩૭૧ થી ૩૫૭ નો ગણાય છે. તેમણે પણ અમુક શાસ્ત્રોને વિનાશમાંથી બચાવવા ચાર પ્રકારની ટીકાઓ (ચૂર્ણ, અવચૂરિ, વૃત્તિ અને નિર્યુક્તિ) રચી છે; તે પ્રકારે રાજા ખારવેલે પણ, સ્વયંસ્ફુરણાથી હોય કે પછી તે વખતના પ્રખર-પ્રભાવશાળી કોઈ જૈનાચાર્યની પ્રેરણાથી હોય, પરંતુ તેમણે તે લુપ્તપ્રાય થવાના કે થતા, શાસ્ત્રના તે ભાગને, સાચવી રાખવા પ્રયત્ન સેવ્યો હોય એમ દેખાય છે. એટલે પં. જાયસ્વાલજીએ four-fold=ચાર પ્રકારે એવો જે અર્થ બેસાર્યો છે તે અમારી ઉપરની સૂચનાને સમર્થન આપે છે. વળી सत्तिकंની પાછળ तुरीयं શબ્દ જોડેલ છે; તેનો અર્થ 'ચોથો' કરાય છે તે વિચારતાં, ઉપરમાં જે ચાર પ્રકારની ટીકાઓનાં નામો આપ્યાં છે તેમાંથી છેલ્લો નિર્યુક્તિના નામે જે ઓળખાય છે, તેજ તેમણે ખાસ રચાવી હોય એમ સમજાય છે. એટલે આખીએ પંક્તિનો સાર એ થશે કે, જે દૃષ્ટિવાદ પૂર્વ, દુષ્કાળના સમયને અંગે (તેની અસરના પ્રતાપે) વિસ્મૃત થતું જતું હતું તેની ચાર ટીકામાંની છેલ્લી નિર્યુક્તિનું સંરક્ષણ રાજા ખારવેલે કર્યું—ફરીથી તૈયાર કરાવી નાંખી.

(૩) ભિક્ષુરાજે ધર્મરાજે કલ્યાણો દેખતાં, સાંભળતાં અને અનુભવ કરતાં—આમાં મૂળ પાઠે ખેમરાજા સ વઢરાજા સ ભિખુરાજા ધમરાજા—એવા શબ્દો છે. મતલબ કે, જેમ ખેમરાજા (ક્ષેમરાજ) અને વઢરાજા (વૃદ્ધિરાજ)ને છૂટા ગણવા માટે વચ્ચે स શબ્દ મૂકયો છે તેમ ભિખુરાજા (ભિખ્ખુરાજ—ખારવેલ) અને ધમરાજા (ધર્મરાજ) તે બન્ને નામો છૂટક વ્યક્તિઓનાં હોત તો તે સૂચવવા स શબ્દ મૂકાયો હોત પણ તેમ કરાયું નથી જેથી સ્પષ્ટ થાય છે કે, તે બન્ને એક જ વ્યક્તિનાં નામ છે. અને જ્યારે રાજા ખારવેલે ધર્મજ્યોતનાં અનેક ક્ષેત્રોમાં પ્રતીક સમાં ધર્મકાર્યો કરી બતાવ્યાં છે ત્યારે તેનું નામ ધર્મરાજ પણ બરાબર બંધબેસતું લાગે છે એમ જરૂર કહી શકાશે. આ ઉપરથી સિદ્ધ થયું કે રાજા ખારવેલને, ભિખ્ખુરાજ અને ધર્મરાજનાં નામોથી પણ ઓળખાવાતો હતો—કલ્યાણો દેખતાં, સાંભળતાં, અને અનુભવતાં કહેવાનો અર્થ એ છે, કે શિલાલેખમાં ઉપર પ્રમાણે જે નિર્દિષ્ટ કરાયલાં અથવા તેણે કરી બતાવેલાં ધર્મકાર્યો છે તે સર્વ લોકનાં કલ્યાણ માટેનાં જ છે, એવું તેણે દેખતાં-નજરે જોયું છે, સાંભળતાં-પરાપૂર્વથી તેવું સાંભળતો આવ્યો છે તથા અનુભવતાં-તેને સ્વાનુભવમાં સત્ય પણ લાગ્યું છે. આમાં કહેવાની મતલબ એ છે કે, તેણે જે ધર્મકાર્યો કર્યાં છે, તે માત્ર દેખાદેખીથી કે કોઈના કહેવા માત્રથી જ કર્યા છે એમ નથી, પરંતુ પોતાને જાતિ અનુભવથી તે સર્વ કાર્યની તથાપ્રકારની વાસ્તવિકતા પણ સમજાઈ છે અને તેથી જ તેણે તે કર્યાં છે. આ પ્રમાણેની પ્રસિદ્ધિ કરતાં તેના મનમાં નીચે વર્ણવામાં આવ્યો છે તે પ્રકારનો અંતરનાદ-આત્મસંતોષ પણ થયો હતો કે કેમ, તે જો કે બરાબર વ્યક્ત થતું નથી, પરંતુ વર્તમાન કાળે જૈન સાહિત્યમાં વારંવાર એક ઉક્તિ બોલાતી સંભળાય છે, કે 'કરણ કરાવણ અને અનુમોદન, ત્રણે સરખાં ફળ નીપજાવે રે'=કોઈ કાર્ય પોતે કરવું, બીજા પાસે કરાવવું તેમજ કોઇ ત્રીજો કરતો હોય તેની અનુમોદના કરવી (સારૂં

(૧૧૩) જૈનશાસ્ત્રમાં જેને 'અંગ'ના નામથી ઓળખવામાં આવે છે તેની સંખ્યા અગિયારની છે. જો તેમાંથી કોઈમાં સાત પ્રકરણ હોય તો તેમનો મત યથાર્થ ગણાય.

છે એમ ભાવના રાખવી) તે ત્રણે સ્થિતિનું એક સરખું જ ફળ-લાભ છે એમ સમજવું; તે ઉક્તિનો ભાવાર્થ તેના આ શબ્દો-દેખતાં, સાંભળતાં અને અનુભવતાં-ની સાથે તુલના કરવા માટે રજુ કર્યો છે.

(૧૭) સત્તરમી પંક્તિ—બધા પંથોનો આદર કરનાર, બધા (પ્રકારના) મંદિરોની મરામત કરાવનાર —પ્રવૃત્ત ચક્રવાળા રાજર્ષિવંશ વિનિઃસૃત રાજા ખારવેલ—

(અ) આ બધા પંથોનો આદર કરનાર—મૂળપાઠ **सवपासंड-पूजको** છે. પાખંડનો અર્થ વર્તમાન કાળે જેમ ઢોંગના રૂપમાં કરાય છે તેમ તે વખતે વપરાતો નહોતો[૧૧૪]. પાષંડ એટલે સ્વમાનિત ધર્મથી અન્ય મત, એવા સામાન્ય અર્થમાં જ તે વપરાતો દેખાય છે; આ અર્થ તેના પોતાના જ શબ્દોથી સિદ્ધ કરી આપ્યો છે. તેણે પોતે પાસંડ-પૂજક તરીકે પોતાને લેખાવ્યો છે. વિચારો કે જો ઢોંગ-દંભ કે તેવો આશય તેમાં રહ્યો હોત, તો પોતાને માટે પાછો પૂજક શબ્દ કદી તે સાથે જોડત ખરો? એટલે સિદ્ધ થાય છે કે, અન્ય ધર્મ એવો સામાન્ય અર્થ જ તેણે કર્યો છે. વળી સમ્રાટ પ્રિયદર્શિને પણ ખડકલેખોમાં તે જ મુદ્દામાં વાપર્યો છે. આ શબ્દથી પોતે એક રાજા તરીકે અન્ય ધર્મ વિશે કેવો મત ધરાવે છે તે જાહેર કરે છે એટલું જ નહીં, પરંતુ પોતાના વચનને, પ્રસંગ પડતાં કાર્યમાં મૂકવાની તત્પરતા પણ તેણે સેવી છે; એમ જણાવવા પોતાને બધા પ્રકારના મંદિરોની મરામત કરાવનાર તરીકે પણ લેખવ્યો છે. મતલબ કે, એક રાજા પોતે એક ધર્મ પાળતો હોય અને પોતાની પ્રજા અન્ય ધર્મ પાળતી હોય તો તે બાબત તેણે મનમાં જરા પણ લાવવું નહીં. એટલે કે કેવળ નિરપેક્ષાવૃત્તિ-ઉદાસીન વૃત્તિ માત્ર ધારણ કરવી-સહિષ્ણુતા દાખવવી એમ નહીં, પરંતુ જરૂર પડે તો તેમાં હમદર્દી બતાવી, પોતે તેમાં રાજી છે એ બતાવવા પ્રજાનાં ધર્મસ્થાનો જ્યાં મરામત માગે ત્યાં રાજધર્મ લેખી તેની મરામત પણ કરાવી દેવી જોઇએ એવી પોતાની રાજનીતિ હતી એમ તેણે સ્પષ્ટપણે જણાવી દીધું છે.

(આ) પ્રવૃત્તચક્રવાળા રાજર્ષિવંશ વિનિઃસૃત-આ બધા શબ્દોની સમજૂતિ ઉપરમાં ૧૪ મી પંક્તિનું વિવેચન કરતાં તથા લેખના પ્રચલિત અર્થ ઉતારતાં (જુઓ પૃ. ૨૭૮,૭૯ તથા ટીકાઓ) જણાવી ગયા છીએ એટલે વિશેષ વિવેચનની હવે અપેક્ષા રહેતી નથી.

અહીં આખા લેખની સમજૂતિ પૂરી થાય છે. તેમાં જ્યાં બન્યું ત્યાં શબ્દાન્વય આપી અને વાક્યના ભાવાર્થ સમજાવી, પ્રચલિત માન્યતાથી ક્યાં ક્યાં અમારો મત જુદો પડે છે તે સર્વ ખાસ દલીલપૂર્વક અને સકારણ બતાવી આપ્યું છે. તે બેમાંથી કયો માર્ગ વધારે બંધબેસતો ગણાય તે વાચકવર્ગે જોવું રહે છે.

(૧૧૪) જેમ પાખંડ સારા રૂપમાં વપરાતો અને હાલ અનિષ્ટ રૂપમાં વપરાય છે તેમ તે સમયે અનિષ્ટ ગણાતા હોય છતાં અત્યારે ઇષ્ટ ગણાતા હોય તેવા પણ શબ્દો મળી આવે છે. તેના દૃષ્ટાંતમાં 'દેવાણુંપ્રિય' શબ્દ કહી શકાશે.

આ દેવાનાંપ્રિય શબ્દ, પ્રિયદર્શિનના ખડકલેખમાં અનેક વખત દર્શન દે છે, તેમ જૈન સાહિત્યમાં પણ અનેક વખત વપરાતો દેખાયો છે. સર્વ ઠેકાણે તેનો અર્થ ઇષ્ટ રૂપમાં જ થયો છે. પરંતુ સંસ્કૃત શબ્દકોષમાં કે બૌદ્ધ સાહિત્યોમાં તે શબ્દ, મૂર્ખના ભાવાર્થમાં વપરાતો હોવાનું સૂચન હોય એવું સમજાય છે. પાખંડના અર્થ માટે પુ. ૨ પૃ. ૩૩૫. ટી. નં. ૪૯ જુઓ.



# ચતુર્થ પરિચ્છેદ

## રાજા ખારવેલ (ચાલુ)

### હાથીગુંફાના લેખની ચર્ચા

**ટૂંકસાર**—રાજા ખારવેલે કરાવેલ પુસ્તકોદ્ધાર સાથેની બતાવી આપેલ દુષ્કાળની સંયુક્તિ—

મહાવિજય અને અર્હત્ શબ્દ ઉપર કરેલ વિવેચન—મહાવિજયપ્રાસાદના સ્થાન બાબત ચલાવેલ તપાસ—

જે કલિંગજીનમૂર્તિ માટે, મગધપતિ અને કલિંગપતિ વચ્ચે ત્રણ ત્રણ પેઢીથી ખડાખડી-ખટાખટ ચાલી આવતી હતી તેનું સામાન્ય દૃષ્ટિએ પ્રથમ બતાવેલ મહાત્મ્ય—તે મૂર્તિ વિશે તટસ્થ વિદ્વાનોનાં તેમજ સાંપ્રદાયિક વિવેચકનાં મંતવ્યો ટાંકીને, ઉભા કરેલા સોળેક મુદ્દાઓ—દરેકે દરેક મુદ્દા ઉપર ઐતિહાસિક પરિસ્થિતિ લઈને કરેલ પર્યાલોચના તથા તે સમસ્તની ગુંથણી—તે થયેલ ગુંથણીમાંથી નિષ્પન્ન થતા સારનું કરેલ ઉચ્ચારણ—તેમાંથી ઉદ્ભવતાં પરિણામ—તથા તેવાં પરિણામ સાથે અન્ય સંયોગોની ઘટનાનો મેળ ઉતરે છે કે કેમ તેની લીધેલ બારિક તપાસ—

સાત તીર્થધામો વિશેની આપેલી સમજૂતિ (જૈન અને હિંદુઓની દૃષ્ટિએ)—મૂર્તિ વિશેના આવેલ મંતવ્ય ઉપર, સંશોધન ચલાવવા કરેલ વિનંતિ—ધર્મ, સંસ્કૃતિ અને સંસ્કાર વિશે કરેલી થોડીક ચર્ચા—મૂર્તિ અને મૂર્તિપૂજા વિશેના સમયની સમજ—

રાજા ખારવેલનું નામ સાંપ્રદાયિક સાહિત્યમાં, કેમ દૃષ્ટિએ નથી પડતું તે સંબંધી દોરેલાં અનુમાનો—

**દુષ્કાળનો પ્રસંગ અને પુસ્તકોદ્ધારનો સંબંધ**

હાથીગુંફાના લેખનું પંક્તિવાર વિવરણ કરતાં, પંક્તિ ૧૬માં જણાવી ગયા છીએ કે વોછિંનનો અર્થ, નાશ થઈ ગયેલ destroyed ન કરતાં, જેનો નાશ થવો ચાલુ થઈ ગયો છે=which is being destroyed એવા રૂપમાં કરવાનો છે. તેના ટેકામાં એમ પણ જણાવ્યું હતું કે, જો વસ્તુનો નાશ જ થઈ ગયો છે તો પછી તેનું રક્ષણ કરવું તે કથન જ બેહુદું ગણાય તેમ છે. વળી જ્યારે રાજા ખારવેલનો સમય મૌર્યકાળની પૂર્વે હોવાનું પુરવાર થઈ ચૂક્યું છે, ત્યારે તેના સમય બાદ જ–મૌર્યકાળે લુપ્ત થવાનું જે સરજાયું છે તેને માટે તે વોછિંનનો પ્રયોગ કરી શકે? કે ભવિષ્યકાળ સૂચક विनश्यति અથવા તો તેને મળતો પ્રાકૃત શબ્દ વાપરે? ઉપરાંત मुरिय काले ને બદલે मुरिय काले વધારે ઉચિત ગણાય તેમ છે. જો મૌર્ય કહેવાનો હેતુ હોત તો मुरियने સ્થાને મૌર્ય શબ્દ વાપરવો ઠીક ગણાત.

જો કે અત્ર આલેખવાની હકીકત કેટલેક દરજ્જે જૈનધર્મને અંગે છે. પરંતુ તેમાં ઐતિહાસિક તત્ત્વ સમાયલું છે તેથી તેને જણાવવી પડે છે. પુ. ૨. પૃ. ૩૧ની ટી. નં. ૧૨૬માં શ્રી મહાવીરની પટ્ટાવલી આપી છે. તે ઉપરથી જણાશે કે તેમની બીજી ગાદીએ શ્રી જંબુ થયા છે અને તેમને જ્ઞાનપ્રાપ્તિ ૨૦માં થતાં તેમની ગાદીએ તેમના શિષ્ય આવ્યા છે. પરંતુ તે જ્ઞાનીદશામાં ૪૪ વર્ષ[1] રહીને મ. સં. ૬૪માં મોક્ષને પામ્યા છે અને ત્યારથી કૈવલ્ય જ્ઞાનનો તથા તે સાથે અન્ય કેટલીક આવશ્યક પરિસ્થિતિનો વિચ્છેદ થયો મનાય છે. એટલે કે તે સમય બાદ આ અવસર્પિણી કાળમાં કોઈને તે જ્ઞાનની પ્રાપ્તિ થવાની જ નથી એમ જૈનશાસ્ત્રનું કથન છે; તે માટે તેમને અંતિમ કેવળી કહેવાય છે. તે સિવાય એક બીજી સ્થિતિના કેવળી પણ કહેવાય છે. તેમનું બિરૂદ 'શ્રુતકેવળી' છે. તેઓને જ્ઞાન પરત્વે તો કેવળી જેટલું જ્ઞાન હોવાનું ગણાય છે, પરંતુ બીજી કેટલીક આવશ્યક સ્થિતિનો તેમનામાં અભાવ હોવાથી કેવળજ્ઞાનની પ્રાપ્તિ તેમને થઈ શકતી નથી. આ પ્રમાણે કેવળી અને શ્રુતકેવળીનો તફાવત છે[2]. આવા શ્રુતકેવળીમાં શ્રી ભદ્રબાહુ છેવટના થયા ગણાય છે; જે ચંદ્રગુપ્ત સમ્રાટના ગુરુ હતા તેમજ, મહાનંદ ઉર્ફે નવમા નંદના એક મહાઅમાત્ય શકડાળના જ્યેષ્ઠ પુત્ર તથા બીજા એક મહાઅમાત્ય શ્રિયકજીના વડીલ બંધુ સ્થૂલભદ્રજીના પણ તે ગુરુ થતા હતા. આ અંતિમ શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુનો દીક્ષા સમય મ. સં. ૧૩૯ અને સ્વર્ગગમન મ. સં. ૧૭૦માં ગણાય છે. કહેવાની મતલબ એ છે કે મ. સં. ૬૪ થી ૧૭૦ સુધીના ૧૦૬ વર્ષના ગાળામાં શ્રુત જ્ઞાન–જ્ઞાનરૂપે તો સચવાઈ રહ્યું હતું જ. પરંતુ જેમ સમય આગળ વધ્યે જતો હતો, અને વારંવાર દુષ્કાળ પડયે જતા હતા, તેમ મનુષ્યની શક્તિઓ પણ ક્ષીણ થતી જતી હતી. એટલે જ્ઞાન અત્યાર સુધી જે અનૈંદ્રિય[3] હતું તે ધીમે ધીમે ઐંદ્રિય બન્યે જતું હતું. વળી સ્મૃતિની[4] શક્તિ અનૈંદ્રિય ગણાય છે એટલે કે આ સમય સુધી સ્મૃતિપટમાં જ્ઞાન રહી શકતું હતું પણ હવે તેનો ક્ષય થવા માંડયો હતો. તેમ બીજી સ્થિતિ એ હતી કે અંતિમ શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુને

---

(૧) કેવળજ્ઞાન પ્રાપ્ત થયું એટલે તે જીવને સંસારનું બંધન છૂટી જવાનું છે એટલું નક્કી થયું જ ગણાય; જ્યારે ગાદી ઉપર રહીને ચતુર્વિધ સંઘની દોરવણી કરવી તે સંસારિક કાર્યમાં ગણાય છે. માટે જેવું કેવળજ્ઞાન પ્રાપ્ત થાય કે તે જીવે ગાદી ઉપરથી ઉતરી જવું જ રહે. પછી કેવળી અવસ્થામાં ભલે ગમે તેટલો કાળ જીવંત રહે. એટલે અહીં શ્રી જંબુને મ. સં. ૨૦માં ગાદી ઉપરથી ઉતરી જવું પડયું છે ને તે સ્થાને તેમના પટ્ટધર આવ્યા છે. જો કે તે બાદ પોતે ૪૪ વર્ષ પર્યંત જીવંત રહ્યા છે.

(૨) વળી જુઓ પુ. ૨. પૃ. ૧૫૧ તથા તેની ટીકા.

(૩) સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર=એમ શરીરની પાંચ ઇંદ્રિયો છે તેનાથી જ્ઞાન પ્રાપ્ત થાય તે ઐંદ્રિય કહેવાય અને ઇંદ્રિય સિવાય જેની પ્રાપ્તિ કરાય તે અનૈંદ્રિય. કેવળજ્ઞાન તે અનૈંદ્રિયની કક્ષામાં આવે છે. આ સમય પછી તેનો ધીમે ધીમે લોપ થવા માંડયો હતો એમ કહેવાનો ભાવાર્થ છે;

(૪) સરખાવો નીચેની ટીકા નં. ૭.

અર્થ સહિત સર્વે પૂર્વ અને અંગનું જ્ઞાન હતું, જ્યારે તેમના શિષ્ય સ્થૂલભદ્રજીને[૫] અમુક પૂર્વનું અર્થ સહિત અને શેષનું અર્થ વિનાનું જ્ઞાન હતું. આ પ્રમાણે મ. સં. ૬૪થી ક્ષય થતા જ્ઞાનને સાચવી રાખવાની જરૂરીઆત ઉભી થતી જતી હતી. તેવામાં શ્રી ખારવેલ પ્રબળ પરાક્રમી થયો કે જેણે તે કાર્ય ઉપાડી લીધું હતું. આ કાર્ય તેણે ૯૮+૧૪મા વર્ષે=મ. સં. ૧૧૨=ઇ. સ. પૂ. ૪૧૫ માં પાર ઉતાર્યું ગણાય.

જેમ ઉપરમાં જણાવ્યા પ્રમાણે જ્ઞાનની ક્ષતિ થયે જતી હતી, તેમ પૃ. ૨૯૦. ટી. નં. ૫૬માં જણાવ્યા પ્રમાણે વર્ષાઋતુનું અનિયમિતપણું પણ વારંવાર દેખાવમાં આવ્યે જતું હતું. પરિણામે દુષ્કાળ પણ ઉપરાઉપરી પડયે જતા હતા. જેમ રાજા નંદ અને ખારવેલના સમયે દુષ્કાળ પડયાની હાથીગુંફામાં નોંધ લેવાઈ છે તેમ એ વખત ચંદ્રગુપ્ત મૌર્યના સમયે પણ પડયા હતા.[૬] પ્રથમ જ્યારે પડયો ત્યારે શ્રી ભદ્રબાહુસ્વામી નેપાળમાં બિરાજતા હતા અને સ્થૂલિભદ્રજી પાટલિપુત્રમાં હતા. દુષ્કાળની અસરને લીધે સ્થૂલભદ્રજીને જ્ઞાનની ઊણપ રહેવા માંડી હતી તે પૂર્ણ કરવા[૭] શ્રી સંઘની આજ્ઞાથી તેઓ પોતાના ગુરુ પાસે નેપાળમાં જઈને પૂરી કરી આવ્યા હતા. તેવામાં પાછો બીજો દુષ્કાળ પડવાના ભણકારા વાગવા મંડયા. તે સમયે ગુરુમહારાજ તો દક્ષિણ હિંદમાં જવા કેટલાક પરિવાર સાથે નીકળી ગયા હતા; પરંતુ કેટલાક, જેઓ ભવિતવ્યતા બળવાન છે એમ ગણીને, ઉત્તર હિંદમાં–મગધમાં જ કે આસપાસના મુલકમાં રહી ગયા હતા, તેઓએ તે દ્વિતીય દુષ્કાળ પૂરો થતાં, જેટલું જ્ઞાન સચવાઈ રહ્યું હતું તેને જાળવી રાખવાના પ્રયત્ન માટે ઉપરોકત સ્થૂલિભદ્રજીના નેતૃત્વ નીચે સઘળા શ્રમણોની સભા બોલાવી હતી. જેને પાટલિપુત્રની વાચના તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધિ મળી છે. આ બધું લાંબુ વિવેચન કરવાની મતલબ એ છે કે, ધાર્મિક ગ્રંથોમાં વર્ણવાયલી જે પરિસ્થિતિ છે તેને શિલાલેખ જેવા મહત્ત્વના ઐતિહાસિક પુરાવાથી સમર્થન મળે છે અને બન્નેમાં વર્ણવેલા બનાવો અરસપરસની પૂરવણીરૂપે ગરજ સારે છે. આ પ્રમાણે રાજા ખારવેલે જે પુસ્તકોદ્ધાર કરાવ્યો છે તે શબ્દને **દુરિયકાલ** તરીકે વાંચવો વધારે ઊચિત ગણાશે.

**મહાવિજય અને અર્હત શબ્દ ઉપર-નો પ્રકાશ**

મહારાજા ખારવેલે પોતે કોતરાવેલ શિલાલેખની પંક્તિ ૯ અને ૧૦માં "રાજભવનરૂપ મહાવિજય" અને "અર્હત" આ બે શબ્દો વાપર્યા છે તથા "આડત્રીસ લાખ"નું દ્રવ્ય તેમાં વાપર્યું હતું એમ પણ ભારપૂર્વક જણાવ્યું છે. આ શબ્દો ખાસ વિવેચન માંગી રહ્યા છે.

આપણે હવે સુપરિચીત થઈ ગયા છીએ કે પૂર્વ કાળે રાજાઓ, પોતાના નામની કેવળ વાહવાહ બોલાવરાવવા માટે જરા કાંઇ કાર્ય કરતા નહીં. આથી કરીને તેમની ઐતિહાસિક હકીકતો તારવવાને ઇતિહાસકારોને અનેક મુશ્કેલીઓમાં ઉતરવું પડે છે; છતાં એટલું તો દેખાય જ છે કે જ્યારે લોકકલ્યાણનું અતિ મહત્ત્વનું કાર્ય તેઓ કરતા, ત્યારે તેટલા પૂરતો જ, ન છૂટકે પોતાના નામનો કિંચિત ઉલ્લેખ કરી

(૫) આ સ્થૂલિભદ્રજીને સાત બહેનો હતી તેમણે દીક્ષા લીધી હતી. તેઓ સંસારીપણે હતા ત્યારે તેમને પણ સ્મૃતિ જ્ઞાન અમુક પ્રમાણમાં હતું. તે માટે જુઓ પુ. ૧. પૃ. ૩૬૨ ટી. નં. ૪૩ પુ. ૨. પૃ. ૩૦.

(૬) જુઓ પુ. ૨. પૃ. ૧૬૯. ટી. ૨૧; પુ. ૨. પૃ. ૨૦૧. ટી. નં. ૧૩૮ તથા ચંદ્રગુપ્તનું વૃત્તાંત.

(૭) જુઓ પુ. ૨. પૃ. ૧૭૦ ટીકા નં. ૨૨. પુ. ૨. પૃ. ૨૯ થી ૩૨.

(૮) પુ. ૨માં સિક્કા પ્રકરણમાં આ કથનનાં ઉદાહરણો અનેક મળી આવશે તે જુઓ. તેમાં જણાવેલ છે કે કોઇ રાજા પોતાનાં નામ, ચહેરો કે કોઇ વસ્તુ કોતરાવતાં નહીં; તેમજ પ્રિયદર્શિન જેવાના શિલાલેખો પણ આ વાતની સાક્ષી પૂરી બતાવી રહ્યા છે. વળી આ ખંડનો દ્વિતીય પરિચ્છેદ જોવાથી ખાત્રી થશે. પોતે ચેદિપતિ હોવા છતાં, તેમજ નંદવંશીઓ, મૌર્યવંશીઓ પણ મહાન સમ્રાટો હોવા છતાં તેઓમાંથી કોઇએ પણ પોતાનો સંવત્સર સુદ્ધાંત સ્થાપ્યો નથી.

વાળતા. તેમાં યે જ્યાંસુધી બનતું, ત્યાંસુધી તો પોતાના નામને બદલે કાંઇક સાંકેતિક ચિન્હનો[૯] ઉપયોગ કરીને પતાવી દેતા હતા. રાજા ખારવેલે પણ ઉપરના સિદ્ધાંતનું અનુકરણ કર્યું હોય એમ તેના લેખની ભાષા ઉપરથી જોઈ શકાય છે. તે પોતે એકાંતરે એકાંતરે-એટલે કે એક વર્ષ મૂકીને બીજે વર્ષે-આવાં લોકહિતનાં કાર્યો તો કર્યે જતો જ હતો, છતાં આ બે પંકિતમાં જેવો સ્પષ્ટ નિર્દેશ કર્યો છે તેવો બીજી જગ્યાએ કર્યો નથી જ. એટલે સમજાય છે કે આ કાર્યો તેને પોતાને કદાચ અતિ મહત્ત્વનાં તેમજ ભવિષ્યની પ્રજાને વિશેષ ઉપકારક નીવડવાનું લાગ્યું હશે.

આટલું પ્રસ્તાવિક વિવેચન કરી હવે આપણે આગળ વધીશું. રાજા ખારવેલ પોતે કલિંગપતિ હતો તેથી તેણે મહાવિજયપ્રાસાદ બંધાવ્યાનું તથા આડત્રીસ લાખ દ્રવ્ય તેમાં ખરચાયાનું જે લખ્યું છે તે આ કલિંગ દેશને અથવા તો હાથીગુંફાના સ્થાનને આશ્રયીને જ હોવું જોઈએ એમ સર્વ વિદ્વાનોનું માનવું થાય છે. જ્યારે તે લેખમાં વપરાયેલી ઇબારત ઉપરથી આ પ્રાસાદને લગતી હકીકત કલિંગ સિવાયની અન્ય ભૂમિને અંગે લખાયલી હોય એમ અમારૂં માનવું થાય છે. કેમકે (૧) સામાન્ય નિયમ હમેશાં એ ગણાય છે કે, જો કોઈ રાજા પોતે મેળવેલ વિજયનું અથવા તો લોક હિતના કરેલ અન્ય કાર્યનું વિવેચન કરવા માંડે અને તે પોતાના જ મુલકમાં કોતરાવવાનો પ્રસંગ ઉભો થયો હોય તો, તે લખાણમાં અત્ર, આ, આવાં, કે આવા પ્રકારનાં ઈ. ઈ. અંગુલિ નિર્દેશ કરતાં (demonstrative forms of places or things) સ્પષ્ટતાસૂચક શબ્દો[૧૦] વાપરે છે; પરંતુ જો કોતરાયલા લેખનું સ્થાન અને તેમાં આળેખેલ હકીકતનું સ્થાન, એમ બન્ને ભિન્ન હોય, તો તે જગ્યા માટે કે તે કાર્ય માટે, અંગુલિનિર્દેશ કરતા (Demonstrative words=this very spot or that very deed) શબ્દો વાપરતા નથી. માત્ર મોઘમ જ શબ્દ વાપરીને જણાવે છે કે અમુક સમયે અમુક કાર્ય કર્યું હતું. અત્ર આપણે જોઈએ છીએ કે રાજા ખારવેલે તો સમય, સ્થાન કે બનાવ, કોઈનો પણ સંબંધ રાખ્યા વિના સર્વ બનાવો એક જ સ્થાનમાં અને એક જ લેખમાં વર્ણવી દીધાં છે એટલે, તેમાં આલેખેલી સર્વ હકીકત એકલા કલિંગને જ લાગુ પડતી હતી એમ માનવાનું નથી. બલ્કે કલિંગને ઉદ્દેશીને જે સ્પષ્ટ વક્તવ્ય કરાયું હોય, તેજ માત્ર કલિંગ પરત્વેનું છે અને બાકીનું સર્વ જે કાંઈ લખાયું છે તે અન્ય પ્રદેશને અંગે છે એમ સમજી લેવું જોઈએ. આ નિયમ પ્રમાણે વિચારતાં નં. ૯ અને ૧૦ મી પંક્તિમાં દર્શાવેલ પ્રાસાદનિર્માણ અને તેમાં ખર્ચેલ દ્રવ્યવાળી હકીકત કલિંગ દેશ (નહીં કે કલિંગ રાજ્ય) સિવાય અન્ય ભૂમિને લગતી હોવાનું નક્કી થાય છે. એટલે વિચાર કરવો રહે છે કે તે કયો પ્રદેશ હશે? લેખની હકીકત તો સર્વ દક્ષિણ હિંદને લગતી છે. હવે તેણે જે જે દેશો દક્ષિણ હિંદમાં જીતી લીધા છે તેમાં પલ્લવ, પાંડયા, અને મદુરાનાં નામો તો સ્પષ્ટ જણાવી જ દીધાં છે, એટલે તે વર્જીને પછી જે ભૂમિ બાકી રહી તે સમજાવવા પૂરતો તેનો મનસૂબો હશે એમ પુરવાર થાય છે. અને તેવી ભૂમિ તો માત્ર ચોલા રાજ્યની જ રહી જાય છે એમ ભૂગોળ શીખવાડે છે. અથવા જેને આપણે આ પુસ્તકના વર્ણન કરવાના સમયે ધનકટક-બેનકટક-બેન્નાકટકના રાજ્ય[૧૧] તરીકે ઓળખાવ્યું છે તે ભૂમિ જ તે હોવી જોઇએ એમ આ ઉપરથી સમજાય

---

(૯) પ્રિયદર્શિનનું સાંકેતિક ચિન્હ હાથી છે.ખારવેલે પણ હાથીગુંફાના લેખમાં આદિ અને અંતમાં પોતાનું ચિહ્ન વાપર્યું લાગે છે (શું તે બરાબર જણાતું નથી) જુઓ જૈ. સા. સં. પુ. ૩. પૃ. ૩૮૨ ટી. નં. ૧૪).

(૧૦) એટલે કે Words denoting that particular space or deed=તે અમુક સ્થાન અથવા તો કાર્યનો ઉલ્લેખ કરીને શબ્દો વાપરે છે; જેમકે, તક્ષસૂયાની સાથે તેની પૂર્વે રાજધાની વિશેષણ જોડયું છે, એમ બતાવવાને કે આ પ્રદેશની રાજધાની જે તક્ષસૂયામાં હતી તેમાં નહેર લાવવામાં આવી: નહીં તો મોઘમમાંજ રાજધાની શબ્દ શું ન લખી શકત! પણ સ્પષ્ટીકરણ જે કરી બતાવ્યું છે તે સ્થાનિક પ્રસંગ હોઇને તેની ચોખવટ કરવા માટે જ દેખાય છે.

(૧૧) આ ધનકટકની હદ, રાજધાની ઈત્યાદિ હકીકત માટે જુઓ પુ. ૧. પૃ. ૧૫૦થી ૧૬૨નું વર્ણન.

છે; તથા મહાવિજય નામનો પ્રાસાદ, મંદિર, ચૈત્ય કે ધર્મસ્થાન જે કહેવું ઘટે તે કહો, તે પણ ત્યાં જ તેણે સાડી આડત્રીસ લાખને ખર્ચે બંધાવ્યું હતું એમ આખી ચર્ચાનો સાર નીકળે છે.

ખારવેલના આ કાર્ય વિશેનો આટલો તાગ મેળવ્યા પછી, બીજી કેટલીક હકીકત મેળવવી બાકી રહે છે. તે માટે ધનકટક દેશનો ઇતિહાસ તપાસવો જોઇએ જે તેમાંથી કાંઈ લભ્ય થાય છે કે કેમ? રાજા શ્રેણિક અથવા બિંબિસારનું વૃત્તાંત લખતાં જણાવાયું છે કે, તે પોતે ઈ. સ. પૂ. ૫૮૦માં મગધપતિ થયો, તે પૂર્વેનાં અઢી ત્રણ વર્ષ તેને બેન્નાતટ નગરે ગાળવાં પડયાં હતાં. તે સમયે પરદેશી સોદાગરની એક વણ-જાર આવ્યાનો પ્રસંગ વર્ણવ્યો છે. તેમાં જણાવાયું છે કે વણજારના માલનું મૂલ્ય ચૂકાવી આપવાને ખુદ રાજાનો કોશાગાર પણ સશક્ત નહોતો; જેથી એક સામાન્ય વેપારી જેવા ગણાતા ગોપાળ નામના શ્રેષ્ઠિની વખારમાં ઢગલાબંધ તેજંતુરી જે પડી હતી તે વડે તેનું મૂલ્ય ચૂકવાયું હતું. આ વસ્તુ અત્યારે ચીતરવાનો આશય એટલું બતાવવા પૂરતો જ છે કે, તે સમયે બેન્નાતટ નગર અતિ વિપુલ પ્રમાણમાં સમૃદ્ધિ ધરાવતું, અનેક દેશના સાહસિક અને માથું કોરે મૂકીને કામ કરનારા વ્યાપારીઓની અવરજવરવાળું તથા ધનાઢ્ય વણિકોથી વસેલું શહેર હતું. તેમ મોટું નગર હોઈને, તેનો વિસ્તાર પણ મોટા પ્રમાણમાં હોવો જોઈએ એ દેખીતું છે. બલ્કે એમ પણ માનવું રહે છે કે, મગધની રાજધાનીવાળાં રાજગૃહી અને પાટલિપુત્ર[૧૨] નગરોને પણ, કયાંય વટાવમાં મૂકી દે તેવું તે ધીકતું બંદર હોવું જોઇએ. આ બેન્નાતટ નગરની સ્થિતિ, જે ઈ. સ. પૂ. ૫૮૦માં હતી તેજ આ રાજા ખારવેલના સમયે ઈ. સ. પૂ. ૪૨૫માં પણ હતી. કદાચ કિંચિત્ ન્યૂન થઈ હોય—જુઓ મગધપતિ ઉદયાશ્વનું વૃત્તાંત; જો કે તેમ બનવા કારણ નથી બલ્કે એમ કહો કે, મહારાજા પ્રિયદર્શિનના સમયે એટલે ઇ. સ. પૂ.ની ત્રીજી સદીના અંત સુધી અને તેથી પણ થોડાં વર્ષ વીતી ગયા બાદ, તેની જાહોજલાલી ખૂબ ખૂબ પ્રમાણમાં જળવાઈ રહી હતી એમ દેખાય છે; કેમકે અંધ્રપતિ રાજા પુલુમાવીના[૧૩] જે સિક્કા કોરોમાંડલ કિનારા ઉપરથી બે બે સઢવાળા મળી આવ્યા છે, તે ઉપરથી તે હકીકત સિદ્ધ થાય છે. પરંતુ તે સમય બાદ ક્યારે તેનો નાશ થયો હશે તે વિષય અત્યારના પ્રસંગને સ્પર્શ કરતો ન હોવાથી આપણે તેની ચર્ચામાં ઉતરવા જરૂર નથી.

આ પ્રમાણે હાથીગુંફાના શિલાલેખ જેવા, ઉપર વર્ણવેલા ઐતિહાસિક પુરાવાથી હવે પુરવાર થઈ જાય છે કે રાજા ખારવેલે બેન્નાતટના પ્રદેશમાં સાડી આડત્રીસ લાખ ખરચીને મહાવિજય નામનો આર્હત્ ધર્મ પ્રાણિત, મોટો એક ચૈત્યપ્રાસાદ બંધાવ્યો હતો. એક બાજુ આ સ્થિતિ છે. બીજી બાજુ શોધખોળ ખાતું એમ જણાવી રહ્યું છે કે, બેન્નાતટના પ્રદેશમાં અમરાવતી—અને ધરણીકોટ જ્યાં હાલ આવી વસ્યાં છે તે સ્થાનમાંથી મોટો એક ધર્મસ્તૂપ મળી આવેલ છે; એટલું જ નહિ પણ તે સ્થાન ઉપર અથવા તેની આસપાસ, કોઈ મોટું શહેર[૧૪] અસલના સમયે હોવું જોઇએ એમ ચોક્કસ સ્થિતિ દર્શાવે છે. ત્રીજી બાજુ

(૧૨) જે સમયની આપણે અહિં વાર્તા ઉતારી છે (ઈ. સ. પૂ. ૫૮૩=૫૮૦ પહેલાં બે ત્રણ વર્ષની વાત) તે સમયે પાટલિપુત્રની સ્થાપના પણ નહોતી થઈ (તેની સ્થાપના ઈ. સ. પૂ. ૪૯૩માં થઈ છે. જુઓ પુ. ૧. રાજા ઉદયાશ્વનું વર્ણન) પરંતુ રાજા ખારવેલનો સમય તો ઇ. સ. પૂ. ૪૩૦થી ૩૯૪નો છે તે સમયે પાટલિપુત્રની જાહોજલાલી નિર્મિત થઈ ચૂકી હતી માટે અત્ર તેની સરખામણી કરવાનો પ્રસંગ લીધો છે.

(૧૩) જુઓ આ. રી. સ. ઇં. પુ. ૧. પૃ. ૫:—The inscriptions we have of Pulumavi and Yagnashree from Amravati=અમરાવતીમાંથી પુલુમાવી અને યજ્ઞશ્રીના શિલાલેખો આપણને મળી આવે છે.

આ પુલુમાવીના અને યજ્ઞશ્રીના સમય માટે જુઓ પુ. ૫મું. અંધ્રપતિના વંશની આખી વંશાવળી શોધીને ઉભી કરી બતાવી છે (યજ્ઞશ્રીનો સમય ઇ. સ. પૂ. ૨૯૮થી ૨૮૦ છે અને પુલુમાવીનો ૨૮૦થી ૨૪૪ છે).

(૧૪) આ. સ. સ. ઇ. પુ. ૧ (ન્યુ ઈમ્પીરીઅલ સીરીઝ નં. ૬) પૃ. ૧૩: પ્રા. ભારત પુ. ૧. પૃ. ૧૬૨.

૩૦-૧૨-૩૯ના પરિપત્રથી મદ્રાસ સરકારના શોધખોળ ખાતાએ[૧૫] ઈ. સ. ૧૯૩૦માં જાહેર કર્યું છે કે, ગંતુર જીલ્લામાં બેઝવાડા શહેર નજીકથી એક મોટો મઠ મળી આવ્યો છે. વળી કૃષ્ણા નદીના આ પ્રાંતોનું તથા તેને લગતા અન્ય પ્રદેશોનું સંશોધન કરીને જે ગ્રંથો બહાર[૧૬] પડી ચૂક્યા છે તેમાં આવેલ હકીકતનું એકીકરણ કરીશું તો માલૂમ થાય છે કે કૃષ્ણા નદીના મુખ આગળનો (કૃષ્ણાના ડેલ્ટાવાળો) આ સર્વ પ્રદેશ મહા ગૌરવવંતો પ્રતિભાસંપન્ન તથા સમૃદ્ધિશાળી હોવો જોઈએ, તે પ્રદેશના પાટનગરને માત્ર ૩ર્કે માઈલના વિસ્તારનું ગણી, ધનકટક અને અમરાવતી જેવાં સ્થાન ઉપર તેને આવેલું ગણવું કે બેઝવાડા અને ગંતુરની આસપાસની જગ્યામાં પંદર વીસ માઈલનો વિસ્તાર રોકી પથરાઈ ગયલું લેખવું, અથવા તો તેને એક મોટું નગર કલ્પી, ઉપરનાં સર્વે સ્થળોને તે નગરના એકેક પરા તરીકે લેખવું (જેમ મુંબઈ અને તેના પરાંનો વિસ્તાર કેટલાયે માઈલ સુધી લંબાયેલો ગણાય છે તેમ); તે તો, જેને જેમ સૂઝે તેમ અનુમાન બાંધી લ્યે; પરંતુ એકંદરે એટલી વસ્તુસ્થિતિ તો જળવાઈ જ રહે છે કે, આખો બેન્નાતટનો પ્રદેશ તે સમયે સમસ્ત દક્ષિણ ભારતવર્ષમાં એક અનોખુંજ સ્થાન ભોગવી રહ્યો હતો.

આટલી સ્થિતિ સ્પષ્ટ કર્યા પછી જે અમરાવતી સ્તૂપ તરીકે ઓળખાવાયો છે તેમાં આવેલી કેટલીક હકીકત તરફ આપણે ધ્યાન ખેંચીશું. આ અમરાવતીના સ્તૂપનું વર્ણન કરતાં તેના સંશોધક કર્નલ મેકેનઝી સાહેબ લખે છે કે[૧૭] In the inscriptions, this building is called the Mahachaitya or the Great Chaitya= શિલાલેખમાં કોતરાયેલું છે કે આ મકાનને "મહાચૈત્ય" કહેવાતું. હતું. વળી તેજ ગ્રંથમાં પૃ. ૧૦૪ ઉપર પ્લેઈટ નં. ૩૯માં વર્ણન કરતાં કરતાં જણાવાયું છે કે, શિલાલેખમાં અર્હત્ શબ્દ લખેલ છે. તેમ રાજા ખારવેલે 'મહાવિજય' નામે એક પ્રાસાદ આર્હત્ ધર્મની પ્રણાલિકાની સિદ્ધિ અર્થે સાડી આડત્રીસ લાખ દ્રવ્ય ખર્ચીને બનાવ્યાનું પોતાના શિલાલેખમાં જણાવ્યું છે. આ પ્રમાણના બન્ને ઠેકાણે શિલાલેખના જ શબ્દો છે. તેનું એકીકરણ કરીશું તો તુરત કલ્પના કરી લેવાય છે, કે તે બંને હકીકત એકજ સ્થાન પરત્વેના કાર્યને અંગે વપરાયલી હોવી જોઈએ. એક ઠેકાણે મહાવિજય કહ્યો છે બીજામાં માત્ર મહાચૈત્ય કહ્યો છે. બીજી બાજુ તે અમરાવતી સ્તૂપનાં દૃશ્યો, કારીગિરિ, શિલ્પકળાનાં સુરેખ ચિત્રો તથા તેના સ્થાપત્યને આપણે જ્યારે નિહાળીએ છીએ તથા તેના મૂલ્ય વિશે કાંઈક આંક મુકવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે રાજા ખારવેલે સાડી આડત્રીસ લાખ દ્રવ્ય ખર્ચ્યાનું જે જણાવ્યું છે તેની યથાર્થતા જણાઈ આવે છે. આ પ્રકારની બધી પરિસ્થિતિમાં, તે અમરાવતીના સ્તૂપને રાજા ખારવેલની કૃતિ તરીકે જો આપણે સ્વીકારીએ તેમજ તેને તેના જૈન ધર્મના દ્યોતક તરીકે લેખીએ, તો કાંઈ અન્યાય કર્યો કહેવાશે નહિ.વળી આ સ્તૂપના સંશોધક મેકેનઝી સાહેબના મંતવ્ય પ્રગટ થયા બાદ તે વિશેનો સામાન્ય મત કેવો ફરી ગયો છે તે નીચેના શબ્દોમાં તેના પ્રકાશકે વ્યક્ત કર્યો છે. તેમણે પ્રથમ તો જણાવ્યું છે કે[૧૮] Long after Col. Mackenzie's time, that it was first surmised that the Amravati Stupa was a Buddhist document= અમરાવની સ્તૂપ બૌદ્ધ ધર્મનું દ્યોતક છે એવું અનુમાન (તો) કર્નલ મેકેનઝીના પછી લાંબા કાળે પ્રથમ વખતે જ બહાર પડ્યું હતું. પરંતુ તે બાબતમાં મેકેનઝી સાહેબનો કેવો મત હતો તથા પોતે તેમના મતને કેટલે દરજ્જે વધાવી લ્યે છે તે જણાવતાં

(૧૫) પ્રા. ભારત પુ. ૧ પૃ. ૬૫ ટી. નં. ૫૩.

(૧૬) જુઓ આ. સ. રી. ઈ. પુ. ૧૫ (તેમાં ગુંટીવાડ અને કૃષ્ણા જીલ્લાના અન્ય શહેરોનું સંશોધન બાબતનું વર્ણન: જેમાંના બે ચિત્રો આપણે ભારત પુ. ૧. પૃ. ૧૫૩ આકૃતિ નં. ૨૦ અને ૨૧ તરીકે રજુ કર્યાં છે.)

(૧૭) જુઓ આ. સ. સ. ઈ. પુ. ૧ (ન્યુ ઈમ્પીરીઅલ સીરીઝ પુ. ૬) ૧૮૮૨ (મુદ્રિત ૧૮૮૭) પૃ. ૨૩.

(૧૮) જુઓ મજકુર પુસ્તક પૃ. ૩.

લખે છે કે His own belief that it might be Jain was credible=તેમના (કર્નલ મેકેનઝીના) મતે, તે (સ્તૂપ)ને જૈનધર્મનો હોવાનું (માનતા હતા) તે વિશ્વસનીય છે. એટલે તેમના કહેવાનો ભાવાર્થ એમ છે કે, કર્નલ મેકેનઝીનો પ્રથમ મત તે અમરાવતી સ્તૂપને જૈનધર્મને લગતો માનવા પ્રતિ હતો; તે મત તેમના પછી ઘણા લાંબા કાળે ભલે ફરી ગયો છે અને હવે તેને બૌદ્ધધર્મનો ગણાવે છે, પરંતુ પ્રથમ મત એટલે તે જૈનધર્મનું પ્રતિક હોવાનો મેકેનઝી સાહેબ વાળો મત—વધારે પ્રમાણિક દેખાય છે. આખી ચર્ચાનો સાર, તે સ્તૂપ જૈનધર્મનો હોવા સંભવ છે. પરંતુ વિદ્વાનો જેમ માની બેઠા છે તેમ બૌદ્ધધર્મનો નથી.

આ સંબંધી એક જ પ્રશ્ન હવે માત્ર વિચારવો રહે છે. તે આ સ્તૂપની ઉમર વિશેનો છે. વિદ્વાનો તેને ઈ. સ. ની બીજી કે ત્રીજી સદીનો હોવાનું માને છે, જ્યારે આપણે તેને રાજા ખારવેલના સમયનો એટલે ઈ. સ. પૂ. ની ચોથી સદીનો ઠરાવીએ છીએ. બે મત વિશેનું અંતર લગભગ પાંચસો છસો વર્ષનું રહી જાય છે. આ બે વસ્તુનો મેળ શી રીતે ખાય તેમ છે તે આપણે ઉચ્ચારીએ તેના કરતાં, મજકુર "અમરાવતી સ્તૂપ"ના લેખક મહાશયના પોતાના શબ્દો જ ટાંકી બતાવીશું; જેથી વાચકવર્ગને પોતાની કલ્પનાશક્તિને બહુ ખેંચી જઈને લાંબા સમય સુધી વિચારના વમળમાં તણાતા રહેવું નહીં પડે. તે શબ્દો આ પ્રમાણે[૧૯] છે: "There is so much of Greek, rather than Bactrian art in the architectural details of the Amravati tope, that the first inference is, that it must be nearer to the Christian Era—With the revised date of the inscriptions, the date of the rail in the latter part of the second century. The stupa itself is much older as is shown by the sculpture and the inscriptions, especially one in the Mauryan character, recording the gift of a pillar by the General Munda-Kuntala=અમરાવતી ટોપના સ્થાપત્યમાંની બારિક વીગતો જોતાં, તેમાં યોન કરતાં ગ્રીક પ્રદેશની કળા મુખ્યત્વે એટલા બધા પ્રમાણમાં માલમ પડે છે કે, પ્રાથમિક (નજરે) એવું અનુમાન બંધાઈ જાય છે કે તેનો સમય ઈ. સ. ની સદીનો પ્રારંભ કાળનો હશે. જ્યારે તેના કઠેરા ઉપરના શિલાલેખોની ફરીને સુધારેલ તારીખો જોતાં તેનો સમય ઈ. સ. ની બીજી સદીના ઉત્તર ભાગમાં તે બનાવાયાનું ગણવો પડશે—(ધ્યાન રાખવું કે અહીં કઠેરાના શિલાલેખના સમયની વાત કરી છે, નહીં કે સ્તૂપના પોતાના સમયની કે તેના ઉપરના કોઈ શિલાલેખની–તે તો હવે દર્શાવે છે) જ્યારે સ્તૂપ બહુ પ્રાચીન સમયનો દેખાય છે; કેમકે તેના ઉપરની શિલ્પકળાનાં દૃશ્યો અને શિલાલેખો જે કોતરાયાં છે તે ઉપરથી તેની પ્રતિતિ થાય છે. તેમાંયે ખાસ કરીને મુંડકુંતલ નામના અધિકારીએ દાન આપીને મૌર્યકાળમાં વપરાતી ભાષામાં લેખ કોતરાવ્યો છે તેથી"–એટલે આ ઉપરથી એમ સાબિત થાય છે કે, સ્તૂપના સંબંધમાં મુંડકુંતલે જે દાન કરેલું છે તે મૌર્ય સામ્રાજ્યનો વખત હતો તથા તે વખતે આ સ્તૂપ તો ક્યારનો ઉભો પણ થઈ ગયો હતો. વળી એ પણ ખરૂં જ છે, કે જે સ્તૂપ સંબંધી કાંઈ પણ દાન મૌર્ય સમયે (ઈ. સ. પૂ. ૩૭૨ થી ૨૩૪ સુધી) કરવામાં આવ્યું હોય, તે સ્તૂપ પોતે ઈ. સ. પૂ. ૩૭૨ની પૂર્વે જ ઉભો કરાયો હોવો જોઇએ એમ સ્વીકારવું પડે[૨૦]. આપણે પણ તેનો સમય રાજા ખારવેલના રાજ્યના સમયનો (ઈ. સ. પૂ. ૪૩૦ થી ૩૯૪)

(૧૯) જુઓ મજકુર પુસ્તક પૃ. ૧૨.

(૨૦) અપરોક્ષ રીતે આ હકીકત ઉપરથી સાબિત કરી શકાશે કે પુષ્યમિત્ર અને ખારવેલ સમકાલિન નથી જ એટલે પૃ. ૨૬૬ સુધીની ૨૦ દલીલ સાથે પૃ. ૩૦૩ ટી. નં. ૮૭ની ૨૧મી તથા આ સાથે તેની સંખ્યા ૨૨ની જાણશો.

જણાવીએ છીએ. અથવા વધારે ચોક્કસ તારીખ તેના નિર્માણ માટે દર્શાવવી હોય તો, તેના રાજ્યાભિષેક બાદ નવમા વર્ષે ચણાવ્યાનું તે જણાવે છે એટલે તેનો સમય ઈ. સ. પૂ. ૪૨૧-૨૦ નો ગણવો રહે છે.

પુ. ૧. પૃ. ૧૭૪ માં મહારાજ કરકંડુના વૃત્તાંતમાં સાબિત કરી ગયા છીએ કે તે પોતે પાર્શ્વનાથ ભગવાનનો અનુયાયી હોવાથી, આત્મકલ્યાણ માટે તેણે મંદિર બંધાવી તેમાં અલૌકિક અને ચમત્કારવાળી એક પ્રતિમા પધરાવી હતી. તે પ્રતિમા આગળની ભરાવેલી હતી કે તેણે જ તૈયાર કરાવી હતી તે હકીકત સાબિત કરવી બાકી રાખી હતી. તેમ આવી નજીવી અને જડ પ્રતિમા માટે શા સારૂ બે મોટા સમ્રાટો જીવ સટોસટ લડી રહ્યા હતા તેનો કાંઈક આછો ખ્યાલ ત્યાં આપી, વિશેષ સમાચાર ખારવેલના વૃત્તાંતે આપવાનું જણાવ્યું હતું. તેમજ ઉપરના દ્વિતીય અને તૃતીય પરિચ્છેદે (પંકિત ૧૨માં કલિંગજીનમૂર્તિના વર્ણનમાં) કહી ગયા છીએ કે, જૈનધર્મીઓનું સમેતશિખર નામનું એક પવિત્ર તીર્થ આ પ્રદેશમાં આવેલ હોઈ તથા તે ઉપર વીસ જેટલા તીર્થંકરો નિર્વાણ પામેલ હોવાથી તેનાં ખ્યાતિ અને ગૌરવ તેમને મન ઘણાં હતાં. વળી ઉપરોક્ત વીસ તીર્થંકરોમાંના સૌથી છેલ્લા પાર્શ્વનાથ, ત્યાં મોક્ષે ગયેલ હોવાથી તેનું નામ પાર્શ્વનાથ પહાડ પણ પડી ગયું છે તથા તે મૂર્તિને કલિંગમાં પધરાવનાર તેમજ તેના મૂળસ્થાપક કરકંડુ મહારાજ પોતે ત્રિકાળજ્ઞાની હોવાથી તેનાં પ્રતિભા તથા ગૌરવ તેમની જાણમાં હતાં (જુઓ પૃ. ૩૦૨-૩).

**તે મૂર્તિનું મહાત્મ્ય**

આટલી હકીકત લખાઈ ગઈ છે. હવે વિશેષ માટે આગળ વધીએ.

જેમ મગધપતિ નંદને તથા કલિંગપતિ કરકંડુ મહારાજને, ક્ષેમરાજને અને ખારવેલને આ સ્થાનની અને મૂર્તિની કિંમત હૃદયમાં ઉતરી ગઈ હતી, તેમ સમ્રાટ પ્રિયદર્શિનને તથા તે સમયના કલિંગપતિ રાજા શાતકરણીને પણ તથાપ્રકારે જ ઉતરી ગઈ હતી એમ તુરત સમજી શકાય છે કારણ કે તે માટે જ તે બંને ભૂપતિઓ[૨૧] પોતાના ધર્મની તે ભૂમિ ઉપરનું પ્રભુત્વ મેળવવા જબરદસ્ત સંગ્રામ ખેલી રહ્યા હતા; જેની માહિતી આપણને પ્રિયદર્શિનના ખડકલેખથી મળી રહે છે. વળી સમ્રાટ પ્રિયદર્શિને પોતાના જીવનમાં જે અનેક સંગ્રામો ખેલ્યા હતા તેમાં કલિંગભૂમિ ઉપરનો સૌથી દારૂણ અને ભયંકર તથા છેલ્લામાં છેલ્લો જ હતો, તે પણ તેણે પોતે જ કોતરેલ હકીકતથી સમજાય છે. આ ઉપરથી પણ તે બન્ને જૈનધર્મી રાજાઓનાં હૃદયમાં તે તીર્થ પ્રત્યે તથા તેની મૂર્તિ વિશે કેવાં ભકિત અને માન વસી રહ્યાં હતાં તેનું માપ કાઢી શકાય છે.[૨૨]

આ પ્રમાણે ઉત્તરોત્તર થતા જૈનધર્માનુયાયી રાજાઓ જ્યારે આ સ્થળ અને પ્રતિમા વિશે આટલાં બધાં ઓવારણાં લઈને સ્વજીવનને પણ કુરબાન કરી દેતા હતા ત્યારે તેમાં કાંઈક વિશેષપણે તારતમ્ય સમાયલું હશે એમ તો દેખાય છેજ! નહીં તો શું પૂર્વના રાજાઓ એવા મૂર્ખા હતા કે એક મૂર્તિ જેવી અજીવ વસ્તુ માટે મોટી લડાઈઓ લડવા નીકળે તો નીકળે, પણ અહિંસા જે પોતાના ધર્મોનો મૂળભૂત સિદ્ધાંત કહેવાય, તેને એક કોરાણે મૂકીને

---

(૨૧) સમ્રાટ પ્રિયદર્શિન તો જૈન હતો એ હકીકત તેના જીવનચરિત્રે સાબિત કરી દેવાઇ છે તેમ આ શાતકરણી રાજાઓનો મોટો ભાગ પણ જૈનમતાનુયાયી હતો તે આપણે પુ. ૫ માં તેમનાં વૃત્તાંતે સાબિત કરવાના છીએ (તે ત્યાં જુઓ) માટે અહીં કલિંગ પ્રદેશનું યુદ્ધ લડનાર બંને રાજવીઓ જૈન ધર્મી હતા એમ લખવું પડયું છે.

(૨૨) હવે સમજાશે કે કલિંગનું યુદ્ધ, સમ્રાટ પ્રિયદર્શિને જે ખેડયું છે તથા ત્યાં ધૌલી-જાગૌડાના લેખો ઉભા કરાવ્યા છે તેનું કારણ ભૂમિવિજયનું નથી પણ તે તીર્થધામ પ્રત્યેના હકની સ્થાપનાનું છે.

તેનું હૃદય જે કંપી ઉઠયું હતું તેના કારણ તરીકે, મનુષ્ય સંહાર જે સંખ્યામાં વળી ગયો હતો તે પણ એક હતું ઉપરાંત જે ધર્મના નામે લડાઇ લડાય, તેજ ધર્મના મૂળ સિદ્ધાંતની વિરૂદ્ધ લડાઇની નીતિ હોરવવી પડે, તેથી પણ તેનું હૃદય હચમચી ગયું હતું.

લાખો પ્રાણીના જીવોનો સંહાર વળી જાય તેની લેશમાત્ર કનવાર પણ ન કરે? એટલું જ નહીં, પરંતુ ઉલટ તેમાં જીત મેળવ્યા બાદ, કેમ જાણે તે કાર્યને અતિ મહત્ત્વનું[૨૩] ગણતા હોય, અથવા ગ્રામ્યભાષામાં કહો કે ઈડરીયો ગઢ જીતી આવ્યા હોય, તેમ ફરિયાદપૂર્વક સિંહનાદે જાહેર કરી, તેની યાદ યાવચ્ચંદ્રદિવાકરૌ જળવાઈ રહે માટે, શિલાલેખ[૨૪] જેવા અકાટ્ય અને અભેદ્ય માર્ગોદ્વારા તેને અંકિત કરાવે? આ સર્વ વિવેચનથી સમજી શકાશે કે જૈન-ધર્મીઓને આ પર્વતની માલિકી, રક્ષા કે તીર્થયાત્રા જે કહો તે કેવા શ્વાસ અને પ્રાણરૂપ ગણાતા હતા.

હવે જે એક અન્ય મુદ્દા ઉપર વાચકને લઈ જવા ધારીએ છીએ તે જો કે આ પુસ્તકના ક્ષેત્ર બહાર જતો દેખીતી રીતે જણાશે, પરંતુ આ વિષય સાથે ઐતિહાસિક બનાવની એક કડી એવી તો સંલગ્ન થયેલી દેખાય છે કે, જો તે બાબત ઉપરનો પ્રકાશ અલ્પાંશે પણ અત્ર ન આપવામાં આવે, તો ભારતીય ઈતિહાસમાં સમાયેલ અનેક અંધકારમય થરમાંનું એક, અસ્પર્શ્યુંજ રહી જતું કહેવાશે. સાથે હિંમત પણ, છે કે અત્ર રજુ કરાયલી હકીકત, જો વાચક સમુદાય શાંત ચિત્તથી અને નિષ્પક્ષપાતપણે વિચારી જોશે, તો તેઓને મારૂં કથન-અસ્પર્શ્યું રહી જતું થર-વ્યાજબી પણ લાગશે. આટલું આમુખ તરીકે જણાવી, જે હકીકત વાચક સમક્ષ ધરવી રહે છે તે બરાબર સમજી શકાય માટે, તેને લગતો થોડોક પ્રસ્તાવ, પ્રથમ આપવો આવશ્યક લાગે છે. તે નીચે પ્રમાણે ટૂંકમાં જણાવ્યો છે.

આ સ્થળમાં જગન્નાથપુરી નામે સમસ્ત હિંદુ લોકોનું એક મહાપ્રભાવિક તીર્થસ્થાન આવેલું છે. તે તીર્થનો મહિમા એટલો બધો પ્રસરીત થયેલો છે કે વર્ષ દરમ્યાન સારાયે ભારત વર્ષમાંથી આકર્ષાઈને લોક સમુહ, અતિ મોટા પ્રમાણમાં ત્યાં નિયત સમયે એક બે વાર એકઠો થાય છે. તે સમયે એકત્રિત મળેલ યાત્રિકોમાં કોઈ પણ પ્રકારે જાતિનો કે ધર્મનો ભેદ ભાવ ધારણ કરી શકાતો નથી. એટલું જ નહીં પરતું, ત્યાંની ધાર્મિક સંસ્થા તરફથી એકજ પ્રકારનો જે આહાર ત્યાં આપવામાં આવે છે, તે સર્વે યાત્રાળુઓ હર્ષિત થતાં થતાં ગ્રહણ કરીને વિના સંકોચે આરોગે છે; તથા પોતાને પુનિત-પાવન થયેલ સમજી સ્વદેશે પાછા ફરે છે. આ તીર્થનું સુંદર વર્ણન કરતાં એક વિવેચકે[૨૫] લખ્યું છે કે "અંહી વિશ્વ મંદિર છે કે જ્યાં આર્યાવર્તના સર્વ ભાગોમાંથી મનુષ્યો વિશ્વદેવની પૂજા કરવાને આવે છે. અંહી સ્વર્ગનું દ્વાર છે." સર વિલિયમ હંટર કહે છે[૨૬] કે, ત્યાં હિંદુ ધર્મ અને હિન્દુ-અતિવિશ્વાસ અથવા મિથ્યા ધર્મ[૨૭]સમુદ્ર તીરે વિશ્વના ભિન્ન ધર્મીઓની અનેક વિરૂદ્ધતાઓ છતાં પણ આજે અઢારસો વર્ષથી જેમના તેમ કાયમ ઉભા રહેલ છે." તે બાદ આ ગ્રંથકાર, આ જગન્નાથનો પુરાતન અને પૌરાણિક ઇતિહાસ આપતાં, તેની ઉત્પત્તિ વિશે આખ્યાયિકાઓ

(૨૩) સંભવિત છે કે પ્રિયદર્શિને આ કારણને લીધેજ અહીં હાથી કોતરાવ્યો હોય; જ્યારે અન્ય સ્થાનકે માત્ર હાથીની નિશાનીજ આપેલી છે, (જુઓ. પુ. ૨. પૃ. ૩૬૪)

(૨૪) સમ્રાટ પ્રિયદર્શિનનો ધૌલી ખડક લેખ આ હેતુપૂર્વક ઉભો કરાયો દેખાય છે. (કેમકે તેણે અન્ય તીર્થંકરોની નિર્વાણ ભૂમિ સૂચવતા સ્થાન ઉપર પણ ખડક લેખો કોતરાવ્યા છે જોકે ત્યાં એક પણ લડાઈ તેને લડવી પડી નથી) વળી ખારવેલનો હાથીગુંફાનો લેખ કોતરાવવામાં ઉંડો હેતુ તો ધર્મકાર્યની પ્રસિદ્ધિ માટે જ હતો. (જુઓ આગળ ઉપર)

(૨૫) મુંબઈથી પ્રગટ થતા ધી ગુજરાતી નામક સાપ્તાહિક પત્રની ઇ. સ. ૧૯૧૩ની ભેટ તરીકે અપાયેલ "જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય" નામે પુસ્તકના લેખક પ્રખ્યાત નવલકથાકાર ઠક્કુર નારાયણ વીસનજી જે ચુસ્ત હિંદુધર્માનુ-યાયી તરીકે તથા વિવેચક તરીકે ખૂબ બારીકાઈથી ઊંડાણમાં ઉતરનાર તરીકે જાણીતા છે તેમણે તે પુસ્તકમાં પૃ. ૧૦૫ ઉપર જે લખ્યું છે તેના આ શબ્દો છે. (વળી નીચેની ટીકા જુઓ.)

(૨૬) મજકુર પુસ્તક પૃ. ૧૦૫. (આ સર્વ વૃત્તાંત કેટલાક વર્ષો પહેલાં મેં લખી રાખ્યું હતું; પરંતુ હવે જ્યારે મુદ્રિત કરાવવાનો સમય આવ્યો છે ત્યારે લેખક મહાશય દેવલોક પામ્યા છે તે માટે દિલગીર છીએ. આ કારણને લીધે ઉપરમાં તેમના નામ સાથે મરહુમ શબ્દ જોડયો નથી.)

(૨૭) મિથ્યાધર્મ કોને ઉદ્દેશીને કહેવાયો હશે તે, આ સ્થાનનું ખરૂં સ્વરૂપ જાણ્યા બાદ આપોઆપ કદાચ સમજી શકાશે.

આપે છે. અને છેવટે પોતાનો અભિપ્રાય જણાવતાં જણાવે છે કે[૨૮] "આ પ્રમાણે પૌરાણિક સિદ્ધાંતના (નહીં કે પૌરાણિક ગ્રંથોના) અનુયાયી જનોનું કહેવું છે કે......માળવાના રાજાએ[૨૯] બંધાવેલા એ ભવ્ય મંદિરનો (મતલબકે જગન્નાથજીનું મૂળ મંદિર જે હતું તેનો) પણ નાશ થઈ ગયો હતો; પણ ઈ. સ. ની સત્તરમી સદીના પ્રારંભમાં જગન્નાથજીનું જે મંદિર અસ્તિત્વ ધરાવતું હતું અને આજે પણ પોતાના ઉન્નત શિખરોથી પૂર્ણ અભિમાન ધરાવતું જે મંદિર જોવામાં આવે છે તે મંદિર ઘણું જ પાછળથી એટલે બહુધા ઈ. સ. ૧૧૯૮માં રાજા અનંગ ભીમદેવ તરફથી બંધાવવામાં આવ્યું હતું." પ્રથમ મંદિર અને તેમાંની મૂર્તિઓ વિશે આપણે જેવી ચમત્કારિક કથા વાંચી આવ્યા છીએ તેવીજ અનેક પ્રકારની ચમત્કારિક આખ્યાયિકાઓ એ મંદિર અને તેમાંની મૂર્તિઓ વિશે[૩૦] સાંભળવામાં આવે છે. આ સર્વે અવતરણો—નો સમુચ્ચય ગ્રહણ કરતાં નીચેનો સાર તારવી શકાય છે; જેમ કે (૧) હાલનું જે વિશ્વમંદિર છે તે ઇ. સ. ૧૧૯૮ માં બનાવાયું છે, (૨) તેની પહેલાનું જે મંદિર હતું તે માલવપતિએ બંધાવ્યું હતું અને તેનો નાશ થઈ ગયો હતો (કાળે કરીને નાશ થયો હતો કે કોઇ રાજસત્તાના જોરજુલ્મથી નાશ થયો હતો. તે જણાવાયું નથી) અને (૩) મંદિર તથા મૂર્ત્તિઓ વિશેની જે આખ્યાયિકાઓ વર્તમાનકાળે સાંભળવામાં આવે છે તેવી જ ચમત્કારિક, પરંતુ કાંઈક ભિન્ન સ્વરૂપમાં, પ્રાચીન-કાળની આખ્યાયિકાઓ હોવા સંભવ છે.

તેજ વિવેચક વળી આગળ જતાં લખે છે કે[૩૧] "એની (રાજધાનીની) પશ્ચિમે[૩૨] પુષ્પગિરિ નામક એક પર્વત હતો અને તે પર્વતમાં એક સ્તૂપ તથા એક વિહારનું અસ્તિત્વ હતું. એ પર્વત તે વર્તમાનકાળના ઉદયગિરિ અને ખંડગિરિ[૩૩] નામક પર્વતો જ હોવા જોઈએ.[૩૪] એ પર્વતોમાં

---

(૨૮) મજકુર પુસ્તક પૃ. ૧૦૮.

(૨૯) માળવાના કયા રાજાએ તે દર્શાવ્યું નથી. પરંતુ હવે પછી આલેખાતા વર્ણન ઉપરથી સમજાય છે કે, યયાતિકેશરી નામે જે રાજા થયો છે તેની પૂર્વેના કોઇ માલવપતિએ તે મંદિર બંધાવ્યું હતું એમ કહેવાનો આશય છે.

(૩૦) એટલે કે, વિદ્યમાન મંદિરની સ્થાપના વિશે જે આખ્યાયિકાઓ ચાલી રહી છે તે ભલે દંતકથારૂપે લાગતી હશે પરંતુ તેનો પ્રભાવ તો ચમત્કારિકજ લેખાય છે એમ કહેવાનો આશય છે.

(૩૧) મજકુર પુસ્તક પૃ. ૧૧૦

(૩૨) આ બધાં સ્થાનનાં દિશાસ્થાનની હકીકત માટે નીચેની ટીકા નં. ૩૩ જુઓ.

(૩૩) પુ. ૧માં રાજગૃહીના સ્થાન વિશે જે વર્ણન આપ્યું છે તે જુઓ. તેની આસપાસ જે પંચપહાડ (ઉદયગિરિ, ખંડગિરિ, વૈભારગિરિ આદિ) આવેલા હતા તેની પર્વતમાળા લંબાતી લંબાતી ઠેઠ કલિંગ દેશમાં ગઈ હતી. તેજ ઉદયગિરિ અને ખંડગિરિ આ પર્વતો છે.

[ટીપ્પણ—લેખક મહાશયનું આ વર્ણન પ્રાચીન સમયનું છે. આપણે હાથીગુંફાનું જે વર્ણન કરી રહ્યા છીએ તે પણ પ્રાચીન સમયનું છે. ભલે બંનેના સમયમાં ઘણો ફેર છે. છતાં બંને વર્ણન કેવાં મળતાં આવી જાય છે તે જુઓ. તેમના લખવા પ્રમાણે તે દેશની રાજધાનીની પશ્ચિમે પુષ્પગિરિ પર્વત હતો અને આ પર્વતમાં ગુફામંદિર તથા સ્તૂપ હતો જ્યારે આપણે પણ તેમજ કહીએ છીએ કે, ચિલકા સરોવર પાસે કલિંગની રાજધાની હતી. તેની પશ્ચિમે એક પર્વત છે કે જેની તળેટીએ ધૌલી જાગૌડાનો ખડકલેખ છે તથા તે પર્વતમાં આ હાથીગુંફા છે (જેને ગુફામંદિર પણ કહેવાય છે કેમકે તે પર્વતમાં જે અનેક ગુફાઓ અને મંદિરો છે તેમાંનું આ એક ગુફામંદિર કહેવાય છે). વળી આ પુષ્પગિરિને વર્તમાન કાળના ઉદયગિરિ અને ખંડગિરિ-માંનો એક માને છે. આપણે પણ તે પ્રમાણેજ કહીએ છીએ જુઓ ઉપરની લીટીઓ. મતલબ કે સર્વેનું કથન એકજ પ્રકારનું અને સર્વ હકીકતે મળતું જ છે. એટલે તે નિશંક છે એમ કહેવું પડશે.]

(૩૪) લેખકે હોવા જોઇએ શબ્દ વાપર્યો છે. આપણે પણ ટી નં. ૩૩માં આપણો અભિપ્રાય દર્શાવતા જણાવ્યું છે કે, તે નિશંક છે એમ કહેવું પડશે (જુઓ ટી. નં. ૩૩ ના અંતિમ શબ્દો).

બૌદ્ધોની[35] અનેક[36] ગુહાઓ અને લેખો મળી આવ્યા છે. એની પૂર્વ દિશાએ પાંચ માઈલ ઉપર, ભુવનેશ્વર નામક[37] અનેક દેવાલયોવાળું એક સ્થાન છે." વળી આગળ[38] લખેલ છે કે "એવો એક ઐતિહાસિક મત કેટલાક તરફથી કરવામાં આવે છે કે જગન્નાથનું મંદિર તે બૌદ્ધધર્મનો એક સ્તૂપ[39] છે અને તેમાંની મૂર્તિઓ પણ બૌદ્ધ ધર્મના એક અમુક તત્ત્વનું જ દર્શન[40] કરાવે છે. તેના સમર્થનમાં એક દંતકથા પ્રચલિત છે."આ દંતકથા વર્ણવતાં તેનો સમય તેમણે ઇ. સ. ૩૦૦ની આસપાસ હોવાનું જણાવ્યું છે. તથા તે ઉપરાંત હાલના મંદિરનું વર્ણન કરતાં[41] તેઓ જણાવે છે કે "એ મંદિરનો વાડો ચતુષ્કોણ આકારનો ૬૫૨ લાંબો × ૬૪૪ ફીટ પહોળો છે.[42] અંતર્ભાગના સંરક્ષણ માટે ૨૨ ફીટ ઉંચાઈની મજબૂત પત્થરોની એક દીવાલ બાંધેલી છે. તે દીવાલની અંદરના ભાગમાં અનેક દેવાલયો બાંધેલાં છે[43] અને તે ભિન્ન ભિન્ન દેવોને[44] અર્પણ કરેલાં છે. મોટામાં મોટું અને સર્વથી ઉન્નત મંદિર શ્રી. જગન્નાથને અર્પણ કરવામાં આવ્યું છે. એના શંકુ, આકૃતિ અને બારીક કોતરવાળા શિખરની ઉંચાઈ ૧૯૨ ફીટની છે. કાળના અનંત આઘાતથી તેનો રંગ કાંઇક કાળો થઈ ગયેલો છે. એ વિષ્ણુનાં સુદર્શન, ચક્ર[45] તથા ધ્વજાથી શૃંગારિત છે. મંદિરમાં પ્રવેશ કરવાનું જે મુખ્યદ્વાર છે તે સિંહદ્વારના નામથી[46] ઓળખાય

(૩૫) હવે તો આપણે જાણી ચુક્યા છીએ કે, જ્યાં જ્યાં "બૌદ્ધ ધર્મ" શબ્દ વિદ્વાનોએ વાપર્યો છે ત્યાં ત્યાં "જૈનધર્મ" મૂકીને તે પ્રમાણે અર્થ વાસ્તવિક છે કે કેમ તે વિચારતાં જવું કારણ કે સમ્રાટ અશોકના શિલાલેખો જે બૌદ્ધ ધર્મના અત્યાર સુધી મનાતા આવ્યા છે તે હવે સમ્રાટ પ્રિયદર્શિનના-સંપ્રતિના બનાવેલા એટલે જૈન ધર્મને લગતા છે એમ પુરવાર કરી અપાયું છે. એટલે પોતાના પૂર્વબદ્ધ ખ્યાલમાં રહીનેજ વિદ્વાનોએ બૌદ્ધધર્મ શબ્દ વાપર્યે રાખ્યો છે.

(૩૬) અનેક એટલે સેંકડોની સંખ્યામાં છે ( જુઓ આગળ જતાં 'કલ્યાણ માસિક'ના અંકનો ઉતારો-ભુવનેશ્વરને લગતો ).

(૩૭) આ વસ્તુસ્થિતિ સમજવાને જેટલી હકીકત ઉપયોગી થઈ પડે તેમ છે તેટલીજ માત્ર ઉત્તર હિંદમાંથી પ્રગટ થતા કલ્યાણ માસિકના શિવાંક પૃ. ૫૭૦ માંથી અત્ર ઉદ્ધૃત કરી છે.

(૩૮) મજકુર પુસ્તક પૃ. ૧૧૨.

(૩૯) જુઓ નીચેની ટી. નં. ૪૯નું મૂળ લખાણ તથા આ "બૌદ્ધધર્મનો" શબ્દ કેવા સંજોગોમાં વિદ્વાનો વાપરતા આવ્યા છે તે માટે, ઉપરની ટી. નં. ૩૫ની સાથે સરખાવો. એટલે ઘણાખરા ભેદનો ઉકેલ આવી જતો સમજાશે.

(૪૦) આ કયું તત્ત્વ હોવાનું તે માને છે તે માટે તટસ્થ વિદ્વાનોનાં કથનના જે ઉતારા ઈંગ્રેજીમાં આગળ જતાં ટાંક્યા છે તે વાંચો એટલે આપોઆપ સમજી જવાશે.

(૪૧) મજકુર પુસ્તક (જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય ) પૃ. ૧૧૩.

(૪૨) જગન્નાથજીના મંદિરના આ વર્ણન સાથે, નીચે આપેલ ભુવનેશ્વરના મંદિરનું વર્ણન સરખાવો.

(૪૩) જૈન મંદિરોની બાંધણી સાથે આ વર્ણન સરખાવો. ઘણાં મોટાં જૈન મંદિરોમાં બહારનો ગઢ અને અંદરનો ગઢ એમ બે કોટ હોય છે. તેમાંના અંદરના કોટની રાંગે રાંગે દીવાલને અઢેલીને ચારે તરફ ભમતિરૂપે નાની નાની દેરીઓ ચણાવેલી હોય છે અને તેવી દરેક દેરીમાં જુદા જુદા જીનની મૂર્તિ પ્રતિષ્ઠિત કરવામાં આવેલી હોય છે ( આ બધું વર્ણન મૂળ લખાણની સાથે સરખાવો ). આવાં મંદિરો અત્યારે પણ અનેક ઠેકાણે મોજુદ છે જેમકે, શત્રુંજય અને ગિરનાર ઉપરની અનેક ટૂંકોમાં, આબુ ઉપર વિમલવસહિમાં, અમદાવાદમાં દીલ્હી દરવાજા બહાર શેઠ હઠિસિંહની વાડીમાં, ઉત્તર ગુજરાતમાં વઢિયાર પ્રદેશના સંખેશ્વર ગામે. ઈ. ઈ.

(૪૪) જેમ નાની નાની દહેરીઓ (ઉપરની ટી. નં. ૪૩માં વર્ણવી બતાવી છે તેમ) ને બદલે મોટાં મોટાં દેવાલયો છૂટાં છવાયાં તે ગઢમાં બંધાયલા હોવાનું જણાવવા જેવો જો આશય હોય, તો તે સ્થિતિ પણ જૈન મંદિરોમાં દેખાય છે (જુઓ શત્રુંજય પર્વત ઉપરની મોતીશા શેઠની ટૂંકની બાંધણી ઈ. )

(૪૫) સરખાવો તક્ષશીલા નગરીના ધર્મચક્રનું વર્ણન. જે ઉપરથી તે નગરીનું નામજ "ચક્રતીર્થ" પાડવામાં આવ્યું છે (પુ. ૩. પૃ. ૨૬૫ થી ૨૮૨).

(૪૬) સામાન્ય રીતે સિંહદ્વાર એટલેજ મુખ્યદ્વાર એવો અર્થ થાય છે. પરંતુ અહીં તે શબ્દ વિશિષ્ટતાસૂચક હોય એમ દર્શાવાયો છે. તો જણાવવાનું કે જૈન મંદિરોમાંના પ્રવેશદ્વારને પણ અદ્યાપિ પર્યંત સિંહદ્વારના નામથીજ ઓળખવામાં આવે છે.

છે. બહુધા એ દ્વાર પાસેના ચોખૂણા મેદાનમાંજ યાત્રાળુઓ આવીને ભેગા થાય છે. એ સ્થાને માત્ર એકજ પાષાણમાંથી કોરી કાઢેલો[૪૭] એક ઉચ્ચ અને સુશોભિત સ્તંભ[૪૮] ઉભેલો છે. આ પછી દેવભવનમાં બિરાજમાન કરાયેલી જગન્નાથજીની મૂર્તિનું વર્ણન કરેલું છે. તે બાદ મંદિરના અંતર્ભાગનું વર્ણન કરતાં જણાવે છે કે, દેવભવનમાં અંધકારની એટલી બધી પ્રબળતા વ્યાપેલી હોય છે કે, ખરે બપોરે પણ દીપકની સહાયતા વિના અંતર્ભાગની કોઇ પણ વસ્તુ દૃષ્ટિગોચર થતી નથી.[૪૯] અને છેવટે ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે એન્ટીક્વીટીઝ ઑફ ઓરીસા નામે પોતે રચેલા પુસ્તકમાં આ મૂર્તિઓનું અવલોકન કરતાં જે જણાવ્યું છે "કે[૫૦] તે મંદિર બુદ્ધનું હોવું જોઇએ." તેનો ઉલ્લેખ કર્યો છે. આટલું લખીને લેખક મહાશયે મૂર્તિ વિશેનું વર્ણન ખતમ કરેલ છે. ઉપર ટાંકેલ સર્વ અવતરણો ઉપરથી ફલિતાર્થ એ નીકળે છે કે (૧) રાજધાનીની પશ્ચિમે જે પર્વતો આવેલા છે તે ઉદયગિરિ અને ખંડગિરિના નામે જાણીતા છે (૨) આ પર્વતો મગધની પાસેના પંચપહાડના નામે ઓળખાતી ગિરિશૃંખલાની લંબાયલી હારમાળાના અંગો છે (૩) વિશ્વમંદિરનો ચોક, અંદરના ગઢનાં વિધવિધ દેવોને અર્પણ કરાયલાં મંદિરો તથા ચોકમાંનો માનસ્તંભ વિગેરે સર્વ બાંધકામ, વૈદિક મતનાં ગણાય છે; પરંતુ ઐતિહાસિક અવલોકનના અંગે તે બૌદ્ધ–જૈન મંદિરને મળતા આવતા હોઇને તેમને બૌદ્ધ મંદિર તરીકે ગણાવે છે. (૪) આખ્યાયિકા ઉપરથી સમજાય કે ત્યાં ઈ. સ. ૩૦૦ની આસપાસમાં કાંઇક ક્રાંતિકારક ફેરફાર થયો હશે (૫) જે મૂર્તિઓ હાલ ત્યાં બિરાજમાન છે તે ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર જેવા તટસ્થ અને પુરાતત્ત્વ વિશારદના મત પ્રમાણે બૌદ્ધધર્મીઓની હોવા સંભવ છે. (૬) તેમજ આ સ્તૂપ અને મંદિર પણ ઓરિસ્સાના અન્ય ગુફા મંદિરોની પેઠે બૌદ્ધધર્મનાં ( જૈન ધર્મનાં ? ) હોય એમ કેટલાક ઐતિહાસિક વિદ્વાનોનો મત છે.

ઉપર પ્રમાણે જગન્નાથજીના મંદિરને લગતી હકીકતની આપણે નોંધ લીધી. હવે ટીકા નં. ૩૩ અને ૩૭માં દર્શાવેલ ભુવનેશ્વરના મંદિરને લગતી હકીકતનું વર્ણન આપીશું. ઉત્તર હિંદમાંથી પ્રગટ થતા પ્રખ્યાત "કલ્યાણ" માસિકનો ખાસ અંક સં. ૧૯૯૦ શ્રાવણ; ભાગ ૮. અંક ૧ શિવાંક તરીકે જે બહાર પડયો છે તેમાં પૃ. ૫૭૦ થી તે *વિસ્તૃતાધિકારે આપવામાં આવ્યો છે.* વાંચ્છુક વર્ગે તે જોવા વિનંતિ છે. અત્રે તો આપણી વિચારણાને ઉપયોગી થાય તેટલો ભાગ જ ઉતારીશું. "સ્ટેશનથી ભુવનેશ્વરકા સ્થાન કરીબ પાંચ મૈલ હૈ। ભુવનેશ્વરકા પ્રાચીન નામ 'એકાગ્રકાનન' હૈ। ભુવનેશ્વર ઉડીઆકે કેસરીનામક પ્રસિદ્ધ રાજવંશકી રાજધાની રહ ચુકા હૈ।...કહા જાતા હૈ, કિસિ સમય...કે આસપાસ કમસેકમ સાત હજાર મંદિર થે। કેશરી વંશકે આદિમ રાજા જજાતિ કેસરીને સન ૫૮૦ ઈ. મે ઈસે ( ભુવનેશ્વરકા મંદિર ) બનવાના પ્રારંભ કિયા[૫૧] થા। મંદિર કે ચારો ઓર સાત ફુટ ઉંચી એક મોટી પત્થરકી દીવાર હૈ। જો ૫૨૦ ફીટ લાંબી

---

(૪૭) સમ્રાટ પ્રિયદર્શિને અનેક સ્તંભો જે ઉભા કરાવ્યા છે તે પણ monolithic=એક પાષાણમાંથી બનાવાયા હોવાનું ગણાવાય છે. (તે વર્ણન પ્રિયદર્શિનના વૃત્તાંતે આપેલું છે તે સાથે સરખાવો) ( શું આ પ્રસ્તુત સ્તંભ પણ તેજ સમયની બનાવટનો હશે કે ? )

(૪૮) દક્ષિણ હિંદમાં જૈન બસ્તિઓના પ્રાંગણમાં માન સ્તંભ ઉભો કરવામાં આવે છે. આ વિશિષ્ટતા કેવળ જૈન મંદિરોનીજ છે એમ કહેવાયું છે.

(૪૯) દેવભવનમાં જ્યાં મૂર્તિનાં દર્શનજ કરવાનાં હોય ત્યાં આટલું બધું અંધકારમય વાતાવરણ શા માટે સરજવાતું હશે તે સમજી શકાતું નથી. શું કાંઇ ગુપ્ત ભેદ સાચવવાની જરૂર રહે છે કે આવી સ્થિતિ નીપજાવવી પડે છે ! ઉલટું અનુભવ તો એમ જણાવે છે કે દરેક ધર્મવાળા ઇષ્ટ દેવનું–મુખારવિંદનું દર્શન પેટભરીને કરી શકાય તે માટે કુદરતી પ્રકાશ જેમ બને તેમ વધારે આવવા દે છે એટલુંજ નહિ પરંતુ જરૂર પડતાં કૃત્રિમ પ્રકાશ પણ દેવમુખ ઉપર ફેંકવાની ગોઠવણ કરી હોય છે.

(૫૦) જુઓ ઉપરની ટી. નં. ૩૯; જગન્નાથની મૂર્તિ અને ભારતનું ભવિષ્ય પુસ્તકમાં પૃ. ૧૧૭ પંક્તિ ૨.

(૫૧) એટલે આ સમય પહેલાં તે મંદિરની કાંઇક અન્ય પ્રકારે સ્થિતિ હતી એમ આ ઉપરથી સમજી શકાય છે.

ઔર ૬૦૦ ફીટ ચૌડી હૈ। ઈસ દીવાર કે અંદર ભિન્ન ભિન્ન દેવતાઓંકે છોટે મોટે સો મંદિર હૈ ઔર ઉસકે બીચમેં ભગવાન ભુવનેશ્વરકા મંદિર હૈ। મંદિરકા પ્રધાન દ્વારની ઠીક સામે અરૂણ સ્તંભ નામકા એક બડા સુંદર સ્તંભ હૈ। ભગવાન ભુવનેશ્વરકા લિંગ-વિગ્રહ બડા વિશાલ હૈ। ઉસકા વ્યાસ કરીબ ૮ ફુટકા હૈ। ઉંચાઈ ભી કરીબ ઉતની હી હૈ। ઈતના ઉંચા શિવલીંગ શાયદહી કહીં દેખને કો (ન)[૫૨] મિલેગા। લિંગકી આકૃતિ ભી કુછ વિચિત્ર સી હી હૈ। વહ એક પાષાણ સ્તંભ-સા દિખાયી દેતા હૈ। ઉસમેં તીન વિભાગસે નજર આતે હૈં, જો સંભવતઃ બ્રહ્મા, વિષ્ણુ એવં શિવકે ઘોતક હૈ। જગદીશકી (જગન્નાથપુરીની પેઠે) તરહ યહાં ભી લોગ જાતિ-પાંતિકા ભેદ છોડકર કચ્ચી રસોઈકા પ્રસાદ પા લેતે હૈ"। આ પ્રમાણેના વર્ણનથી માલૂમ થાય છે કે, આ ભુવનેશ્વરનું અને શ્રી વિશ્વ-મંદિરનું વર્ણન, બાંધણીની ઇમારત, મહિમા, મૂર્તિનું સ્વરૂપ ઈ. ઈ. સરખાં છે; જે ફેર છે તે માત્ર ચોકના ક્ષેત્રફળનો અને સ્થાનનો. એટલે આપણે માની શકીએ કે તે બન્ને એકજ પંથના પ્રતીક છે.

આ બન્ને પ્રસિદ્ધ અને પવિત્ર તીર્થધામ વિશેનું આટલું વર્ણન આપીને હવે તે વિશે પુરાતત્ત્વ વિશારદોનું શું મંતવ્ય થયેલું છે તે જણાવીએ એટલે આપણને તે ઉપરથી સરખામણી કરવાનું સહેલું થઈ પડશે.

ભારહુત સ્તૂપ નામે ઓળખાતા ટોપ વિશે એક, તેમજ સાંચી-ભિલ્સા પ્રદેશમાં જે અનેક સ્તૂપો આવેલા છે તે વિશે એક, એમ મળી બે સ્વતંત્ર પુસ્તકો જનરલ કનિંગહામે[૫૩] લખેલ છે. આ બન્ને ઠેકાણે ઉભા કરાયલા સ્તૂપો બૌદ્ધ ધર્મના અત્યારે માનવામાં આવે છે. બન્ને સ્થાનનાં[૫૪] શિલ્પકામમાં ત્રિરત્ન નામે ઓળખાતાં ધર્મચિહ્નો છે. તે વિશેનું પોતાનું મંતવ્ય આલેખતાં જતાં, જગન્નાથપુરીના મંદિરમાંની મુખ્ય મૂર્તિના સ્વરૂપની આકૃતિ, જે સાંચીના પ્રદેશમાં પણ તેમની નજરે પડી છે[૫૫], તે સંબંધી પોતે જે અનુમાન ઉપર આવ્યા છે, તે પણ તેમણે જણાવી દીધું છે. તેમના પોતાના શબ્દો આ પ્રમાણે છે[૫૬]—Considerable interest attaches to this symbol of the Tri-ratna as there can be no reasonable doubt that the three rude figures of Jagannath and his sister and brother, now worshipped with so much fervour in Orissa, have been directly derived from three of these symbols. I was first led to this opinion in 1851 by the discovery of these symbols, set up together in one of the Sanchi sculptures...I may add that the Jagannath figure in Orissa is universally believed to contain a bone of Krisna; but as Brahmins do not worship the relics of their gods, I conclude that this bone must be a relic of Buddha and that the rude figure of Jagannath in which it is contained, is one of the old Tri-ratnas or Triple-gem symbols of the Buddhist Triad. The able reviewer of Mr. Fergusson's Tree-and Serpant worship (Mr. Healy in the Calcutta Review) remarks that one of General Cunningham's happiest hits

(૫૨) અત્ર કૌંસમાં ન શબ્દ અમે મૂકયો છે. સંભવ છે કે, મૂળ હકીકતમાં પ્રુફરીડરની શરતચૂકથી રહી ગયો છે.

(૫૩) આ પુસ્તક જ્યારે તેમણે લખેલાં ત્યારે તેમને 'સર'નો ઈલ્કાબ મળ્યો નહોતો તેથી જનરલ કનિંગહામના સામાન્ય નામથી તે સમયે ઓળખાતા હતા.

(૫૪) પુરાતત્ત્વમાં રસ લેતા સર્વ વિદ્વાનો આ હકીકત જાણે છે છતાં અત્ર તેનો ઉલ્લેખ કરવાનો હેતુ એ છે કે, આ બાબતમાં અભિપ્રાય ઉચ્ચારવાને તેઓ એક સત્તા સમાન લેખાય છે.

(૫૫) ધી ભિલ્સાટોપ્સ પુસ્તકને અંતે જોડેલ પ્લેઈટસ નં. ૩૨ માં આકૃતિ નં. ૨૨-૨૩ જુઓ.

(૫૬) ભારહુત સ્તૂપ પુસ્તકમાં પૃ. ૧૧૧-૧૧૨.

in his derivation of the three fettish-like figures of Jagannath and his sister and his brother, from three of the combined emblems of the Buddhist Trinity, placed side by side as at Sanchi The resemblance he adds is rude but unmistakable. ત્રિરત્નના ચિન્હને અતિ મહત્ત્વ આપવું રહે છે; કેમકે જગન્નાથજી તેમની બ્હેન અને ભાઈની જે ત્રણ આણઘડ મૂર્તિઓની પૂજા ઓરિસ્સામાં ઘણીજ આતુરતાથી કરવામાં આવે છે તેમનો ઉદ્દ્ભવ સીધી રીતે આ સાંકેતિક ચિહ્નોમાંથી થયાનું વાસ્તવિક રીતે સંદેહરહિત છે (નિઃસંદેહ છે). સાંચી (સ્તૂપ)નાં અનેક દૃશ્યોમાંનાં એકમાં[૫૭] આ ત્રણે ચિહ્નો એક સાથે કોતરેલાં મારી નજરે ૧૮૫૧માં પ્રથમ પડયા, ત્યારથી મારો મત આ પ્રમાણે બંધાયો છે...વિશેષમાં જણાવવાનું કે,[૫૮] સર્વત્ર એવું માનવામાં આવે છે કે જગન્નાથજીની મૂર્તિમાં શ્રીકૃષ્ણનું એક અસ્થિ રહેલું છે. પરંતુ બ્રાહ્મણો પોતાના દેવોનાં અવશેષની પૂજા કરતા ન હોવાથી[૫૯] મારૂં મંતવ્ય એવું થાય છે કે, આ અસ્થિ તો બુદ્ધનું અવશેષ[૬૦] હોવું જોઈએ; તેટલા માટે જે જગન્નાથજીની બેડોળ મૂર્તિમાં[૬૧] તેને સાચવી રાખવામાં આવ્યું છે તે પણ બૌદ્ધ ધર્મના સમુહત્રયીમાંનાં[૬૨] ત્રિરત્નોમાંનાં પ્રાચીન ત્રણ જવાહીરમાંનું એકાદ હોવું જોઇએ. મિ. ફરગ્યુસન કૃત "વૃક્ષ અને નાગપૂજા" નામના પુસ્તકના સમર્થ વિવેચકે-કલકત્તા રીવ્યુ પત્રમાં મિ. હીલીએ-નોંધ કરી છે કે, બૌદ્ધધર્મના સમુહત્રયીનાં એકત્રિત ચિન્હોને, જેમ સાંચીમાં અકેકની પડખે મૂકયાં છે તેમ જગન્નાથ, તેમની બ્હેન અને ભાઇની ચમત્કારિક ત્રણે આકૃતિઓની ઉત્પત્તિ પણ હોવી જોઇએ એવી જનરલ કનિંગહામે કરેલી સૂચના અતિ સુખદાયી-આવકારદાયક છે. વળી તે ઉમેરે છે કે, જે સામ્યતા છે -બુદ્ધના રત્નત્રયીની અને મૂર્તિની આકૃતિની-તે ભલે બેડોળ-અણઘડ છે પણ અચૂક-ભૂલમાં ન ચાલી જાય તેવી છે." એટલે કે કનિંગહામ જેવા સંશોધક અને પુરાતત્ત્વ વિશારદનો મત એમ છે કે (૧) જગન્નાથપુરીમાં જે ત્રણ મૂર્તિઓ શ્રી કૃષ્ણ, તેમના ભાઈ બળરામ તથા બ્હેન સુભદ્રાની છે તેની ભીતરમાં

(૫૭) આ ઉપરથી એમ તો દેખાય છેજ કે, સાંચી સ્તૂપ અને જગન્નાથપુરીની મૂર્તિઓ વચ્ચે કાંઈક 'સામાન્ય અંશ' હોવો જોઈએ. (આ હકીકતને નીચેની ટીકા નં. ૫૮ સાથે સરખાવવાથી માલમ પડશે કે તે વૈદિકની નથી તેમ નં. ૫૯ સાથે સરખાવવાથી માલમ પડશે કે તે બૌદ્ધની નથી: તો પછી બાકી જૈન ધર્મની તે છે એમ સ્વતઃ સિદ્ધ થશે).

(૫૮) જ. બેં. એ. સો. પુ. ૧૮. પૃ. ૯૭.

(૫૯) ઉલટા તેઓ તો, અસ્થિને અડકવાથી અભડાય છે અને શુદ્ધિને માટે સ્નાનની આવશ્યક્તા અનિવાર્યપણે સ્વીકારે છે એટલે આ પ્રસ્તુત અવશેષને બ્રાહ્મણ ધર્મ સાથે સંબંધ ધરાવતું માની શકાય નહિ; જ્યારે જૈનોમાં પોતાના તીર્થંકર ગણાતા આત્માઓનાં અસ્થિ, દાઢાઓ ઈ. ને પૂજ્ય માનીને, શક્રાદિ દેવતાઓ પણ તેમને પોતાની દેવસભામાં પધરાવે છે તથા ભક્તિ માટે હરહંમેશ વંદન અને નમસ્કાર કરે છે (જુઓ કલ્પ. સૂ. સુ. ટીકા).

(૬૦) બૌદ્ધ ધર્મમાં પણ અસ્થિ વગેરે અવશેષોને પૂજનીક ગણે છે. એટલે કે (જુઓ ઉપરની ટીકા નં. ૫૮) આ અવશેષો કાં જૈનોના હોય ને કાં તો બૌદ્ધોનાં હોય. પણ બૌદ્ધોના હોવા સંભવ નથી કારણ માટે જુઓ આગળ ઉપર ટીકા નં. ૫૭

જે સમયે બ્રાહ્મણધર્મની એટલે વૈદિક તેમજ શૈવ ધર્મની ચડતી કળા હતી તે સમયે તેના અનુયાયીઓએ ધર્માંધપણાને લઇને, આવેશમાં ને આવેશમાં કેટલાંયે જૈન મંદિરોનો નાશ કરી નાંખ્યો છે તેમ કેટલાકનું પરિવર્તન પણ કરી નાખ્યું છે. મંદિરોનું પરિવર્તન કરી, અંદરની મૂર્તિઓનાં સ્વરૂપો ફેરવી નાંખ્યાનું પણ હવે તો અનેક શોધખોળો ઉપરથી પૂરવાર થયેલું તથા ઐતિહાસિક સત્ય તરીકે સમજાયલું છે (વળી જુઓ નીચેની ટી. ૬૧).

(૬૧) ઉપરની ટીકા નં. ૬૦ જુઓ જેમાં મૂર્તિઓના પરિવર્તન સંબંધી ઉલ્લેખ કરેલ છે.

મૂર્તિને બેડોળ કરી નંખાઇ છે એમ તો આ તટસ્થ વિદ્વાનનું પણ કથન થાય છેજ કેમકે ત્રિરત્નનો દેખાવ ક્યાં? અને આ મૂર્તિનો દેખાવ ક્યાં? આ મૂર્તિનો દેખાવજ કહી આપે છે કે, તેમાં ઘણો જ કાલ્પનિક ફેરફાર કરાયો છે.

(૬૨) આ બાબતની વિશેષ હકીકત માટે જુઓ 'ભીલ્સાટોપ્સ' પુસ્તકે પૃ. ૩૫૮-૯, પારી. ૧૦-૧૧.

તેમના વિદ્યમાનપણાનાં શરીરના કોઈ અસ્થિનો અંશ જાળવી રાખવામાં આવ્યો છે. (૨) આ મૂર્તિઓને વૈદિક ધર્માનુયાયીઓ, (બ્રાહ્મણો હોય કે વૈષ્ણવો હોય) અતિ પવિત્ર માને છે. (૩) વિશેષમાં એ છે કે, વૈદિક ધર્મવાળાઓ તે મૂર્તિઓ પોતાની હોવાનો જો કે દાવો કરે છે, પણ તેઓ અસ્થિને પવિત્ર માનતા નથી; અડ. કતાં અભડાય છે જ્યારે આ મૂર્તિની અંદર તો અસ્થિ સંરક્ષિત રાખેલું માનવામાં આવે છે. (૪) આ મૂર્તિઓને વિકૃત બનાવી ત્યાં સ્થાપન કરવામાં આવી છે. (૫) તેમનાં બાહ્ય લિંગ જોતાં બૌદ્ધ ધર્મનાં લાક્ષણિક ચિન્હો જે ત્રિરત્નને નામે ઓળખાય છે તેમને સુસંગત અને અચૂક રીતે મળતાં આવે છે (૬) વળી આવીજ રીતે ત્રિ-મૂર્તિનું એક ત્રિક, સાંચી સ્તૂપવાળા પ્રદેશમાં પણ મળી આવ્યું છે-એટલે કે સાંચી સ્તૂપ અને જગન્નાથપુરીનાં તીર્થસ્થાનો એકજ ધર્મનાં સંભવે છે (૭) સાંચીનું સ્થળ વિદ્વાનોએ અત્યારે બૌદ્ધ ધર્મનું માન્યું છે તેથી જગન્નાથપુરીનું તીર્થ પણ, બૌદ્ધધર્મનું હોવા સંભવ છે. આ પ્રકારની માન્યતાને સમર્થન મળે તેવા સમાચાર પણ મળે છે કે સર જેમ્સ ફરગ્યુસન નામના વિદ્વાને 'વૃક્ષ અને નાગપૂજા' નામનું એક પુસ્તક રચ્યું છે તેની સમાલોચના લેતાં મિ. હીલીએ ભારપૂર્વક સર કનિંગહામની સૂચનાને ટેકો આપ્યો છે; એટલુંજ નહિ પણ વિશેષમાં પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે, કે ત્રિરત્ન અને મૂર્તિની બાહ્ય સ્વરૂપની સાદશતા ભલે જરા બેડોળ લાગે છે, પરંતુ તે ભ્રમ-ભૂલ ઉપર રચાયેલી છે. બાકી સાદશ્યતા છે તે નિઃસંદેહ છે.

આ પ્રમાણે વિદ્વાન મહાશયો, જેઓ અદ્યાપિ પર્યંત પોતપોતાના વિષયમાં નિષ્ણાત અને એક સત્તા સમાન લેખાતા આવ્યા છે; તેમના-અને તે પણ એક નહીં, પરંતુ બબે ત્રણ ત્રણ (સર કનિંગહામ, મિ. હીલી અને ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર) જણાના-અભિપ્રાયો જ્યારે સહમત થતા જાય છે, ત્યારે આ વિચારો તદ્દન હસીને કાઢી ન નાંખતાં, વિશેષ નહીં તો ફરીફરીને બારીક કસોટીએ તેમને કસી જોવાની આપણી એક અનિવાર્ય ફરજ થઈ પડે છે.

ઉપરના પારિગ્રાફમાં આ મૂર્તિના મહાત્મ્ય વિશે ભિન્ન ભિન્ન સ્થળેથી જે વિચારો દર્શાવવામાં આવ્યા છે તેનાં અવતરણો ટાંકી ટાંકીને તે ઉપરથી સારરૂપે આપણે કેટલાક મુદ્દાઓ તારવી કાઢ્યા છે; જેમકે પૃ. ૩૨૩ ઉપરના ત્રણ અને પૃ. ૩૨૫ ઉપરના ૭ મળી એકંદર નવ; તે વૈદિકમયતાનુયાયી સમર્થ વિવેચકકારના કથન ઉપરથી તારવી કાઢેલા છે. ઉપરાંત ૩૨૭ અને આ પૃષ્ઠ ઉપર જે સાત મુદ્દાઓ જણાવવામાં આવ્યા છે તે, સંશોધનના વિષયમાં વિશારદ ગણાય તેવા બે ત્રણ-યુરોપીય વિદ્વાન જેવા તદ્દન તટસ્થ ગણી શકાય તેવા-નિષ્ણાતજનોના કથન ઉપરથી તરી નીકળતા માલૂમ પડયા છે. એકંદરે ૯+૭=૧૬ મુદ્દાઓ થયા. ઉપરાંત, પારિગ્રાફની શરૂઆતમાં જૈન ધર્મની કેટલી માન્યતાઓ જેને ઈતિહાસનો ટેકો છે તેવી વર્ણવી બતાવી છે. આટલી સામગ્રી આપણી પાસે મોજુદ પડી છે. હવે તેના ઉપર વિચાર કરતાં કોઈ નિર્ણય બાંધી શકાતો હોય તો બાંધીએ.

**ટાંકેલાં વિવેચનોની ગુંથણી**

આપણી પાસે તપાસ હાથ ધરવા માટે સામગ્રી તો ઘણી આવી પડી છે. પરંતુ તેની ગોઠવણી બરાબર ન કરાય, ત્યાંસુધી આગળ વધવામાં ઘણી મુશ્કેલીઓ પડે તેમ છે; એકલી વિગતો ઉપરથી જ ભલે બધાં અનુમાન કરવામાં આવ્યાં હોય, પરંતુ તે અનુમાનને આગળ પાછળની ઐતિહાસિક પરિસ્થિતિથી સમર્થન મળી જતું હોય, તો તેમને અનુમાનની કોટિમાંથી ઉપાડીને નિર્ણયની કોટિમાં મૂકવા જેવાં કહેવાય ખરાં. છતાં તે બનાવોની હકીકતોને કેવળ મેળ ખાતી જ જણાવીને બેસી રહેવાય, તો ઘણીએ વખત તે નિર્ણય ઉથલાઇ જવાની બીક રહે છે. તે માટે તે વિગતોને કાળદર્શક આંકથી મજબૂત બનાવવાની જરૂર રહે છે. એટલે ઉત્તમમાં ઉત્તમ અને તદ્દન નિર્ભય માર્ગ એ કહેવાશે, કે બધી ઐતિહાસિક વિગતોને સમયના આંક સાથે ગુંથીને, તેમને અનુક્રમવાર ગોઠવી બતાવવી જોઈએ. તે નિયમાનુસાર આપણે કામ લેવું પડશે. જેથી કરીને ઉપર દર્શાવેલા સોળ મુદ્દાનો સાર, સમય

પરત્વેનો અને વિગત પરત્વેનો, એમ બે વિભાગે આપણે પ્રથમ વહેંચી નાંખવો રહે છે. સમય પરત્વે વિચારતાં સાર એ નીકળે છે કે, જગન્નાથજીનું મંદિર જે સ્વરૂપમાં સાંપ્રત કાળે ઉભું છે, તે સ્વરૂપે પ્રાચીન સમયે નહોતુંજ. સંભવ છે કે તેના ઉપર અનેક સમયે ધર્મક્રાંતિના ઓળા પ્રસરી રહ્યા હશે. તેમાં જ્યારે જુદા જુદા સમયે તે મંદિરની સ્થિતિ દર્શાવાઇ છે, ત્યારે આપણને તે ઉપરથી કાંઇક નિર્ણય બાંધવાને સકારણ અવકાશ મળી રહે છે. એક મુદ્દો એમ જાહેર થયો છે, કે તે સ્થળે અનેક મંદિરો હતાં; પરંતુ ઈ. સ. ૩૦૦ની આસપાસ તેઓનો નાશ થઇ ગયો હતો. તે બાદ વળી કોઇ માલવપતિએ ત્યાં એક મંદિર બંધાવ્યું હતું; જેનો નાશ ક્યારે થયો તે કહી શકાતું નથી. તેમ તેનો નાશ કરનાર કોઇ રાજસત્તા હતી કે નૈસર્ગિક બનાવને લીધે તેનો નાશ થઇ ગયો હતો તે પણ અંધકારમાંજ રહ્યું છે. પરંતુ એટલું ખરૂં કે, ઇ. સ. ૫૮૦માં જ્યારે તે પ્રદેશ ઉપર યયાતિ કેશરી નામે રાજાનો અમલ ચાલતો હતો, તે સમયે તેનાં અવશેષ ઉપર એક મંદિર બહુજ મોટા પાયે-મોટું ખર્ચ કરીને-બંધાવવાનો તેણે ઇરાદો સેવ્યો હતો; અને તે પ્રમાણે કામ આરંભાયું પણ હતું. પરંતુ લગભગ ૭૫ વર્ષે-એટલે તેની પછી ચોથી પેઢીએ થનાર રાજાએ તે સંપૂર્ણ કરાવ્યું હતું. આ ઇમારતનો તથા તેની સાથે ઉભાં કરેલ અનેક મંદિરોનો નાશ ફરીને પણ કરી નંખાયો હતો. ક્યારે તે જણાવાયું નથી. પરંતુ ઈ. સ. ૧૧૯૮માં કોઈ અનંગ ભીમદેવ નામના રાજાએ તે બાબત મન ઉપર લીધી અને ફરીને તેનો પુનરૂદ્ધાર કરાવ્યો. વર્તમાન મંદિર જે આપણે નિહાળી રહ્યા છીએ તે મોટા ભાગે તેના સમયનોજ નમુનો જળવાઈ રહ્યો છે એમ ગણવું પડે છે. જો કે વચ્ચગાળે કેટલીક આફતો તેને શીરે આવી પડી છે, છતાં છેલ્લો સંસ્કાર જે રાજા ભીમદેવે તેના ઉપર સીંચ્યો છે, તે જેમનો તેમ સચવાઇ રહ્યોજ છે. આટલી હકીકત તે સાથે જોડાયલા સમય પરત્વેની છે એમ સમજાય છે.

હવે તે મંદિરના દેખાવ તેમજ તેની અંદરની મૂર્તિઓની વિગતોમાંથી નીકળતા સારનો વિચાર કરી લઇએ. મૂર્તિઓ શ્રીકૃષ્ણ, તેમના ભાઈ બળરામજી તથા બ્હેન સુભદ્રાજીની છે. મૂર્તિઓનું સ્વરૂપ અને સ્થાન ઉપરની ગોઠવણી જોતાં, બૌદ્ધધર્મના ત્રિરત્નને તે મળતાં આવે છે એટલે સંભવ છે કે તે મૂળે બૌદ્ધ ધર્મની પણ હોય. તે અનુમાનને એ વિચારથી સમર્થન મળે છે કે, મૂર્તિની ભીતરમાં અસ્થિની સ્થાપના થયેલ છે. આ હકીકત જગજાહેર છે. વળી બીજી બાજુ વૈદિક મતાનુયાયીઓ અસ્થિનો સ્પર્શ જ અપવિત્ર ગણાવે છે એટલે તેને અડકવાથી સ્નાન કરવાની આવશ્યકતા માને છે. આથી તે પૂજનીક તો ગણેજ શી રીતે? માટે તે વૈદિક ધર્મના સિદ્ધાંતનીજ વિરૂદ્ધ છે; જેથી મૂર્તિઓનો વૈદિક ધર્મ સાથેનો સંબંધ શંકાસ્પદ છે. મૂર્તિઓ બેડોળ છે તેમજ અંધકારમય ઓરડામાં પધરાવેલ છે. તે મૂર્તિઓના ચમત્કાર વિશે અનેક પ્રકારની આખ્યાયિકાઓ તથા દંતકથા પ્રચલિત છે. ત્યાં મહાપ્રસાદ ધરાવાય છે જે સર્વ યાત્રિકો સ્થાન, જાતિ કે વર્ણના કોઈ પણ પ્રકારના ભેદભાવ સિવાય સહર્ષ આરોગે છે અને તેમ કરી પોતાને પાવન થયેલ સમજે છે. આટલું ખુદ મૂર્તિઓના સંબંધમાં જણાયું છે. હવે મંદિરની રચના સંબંધીમાં, જે જણાયું છે તે વિચારીએ. મુખ્ય મંદિર એક વિશાળ ચોકમાં છે; તે ચોકને ફરતો બીજો કોટ છે. મુખ્ય મંદિરના પ્રવેશદ્વાર પાસે એકજ પત્થરમાંથી બનાવેલો મોટો સ્તંભ છે. આ પ્રમાણેની મંદિરની રચના જગન્નાથપૂરીના સ્થળેથી થોડે દૂર આવેલ ભુવનેશ્વર તીર્થમાં પણ લગભગ એક સરખી રીતની જોવામાં આવે છે. જે મુખ્ય તફાવત ત્યાં નજરે પડે છે તે મૂર્તિના સંબંધમાંજ દેખાય છે; ત્યાં પૂરીના જેવી ચમત્કારીક મૂર્તિ નથી. પરંતુ અન્ય શિવલિંગો બીરાજમાન કરાયલાં છે.

હવે જો સમય અને વિગતો ને લગતી આ હકીકતોને પરસ્પર ગુંથી દઇશું તો તેનો સળંગ ઇતિહાસ આ પ્રમાણે બનશેઃ-મૂળે મૂર્તિઓ બૌદ્ધધર્મને લગતી હતી કેમકે તેનાં લાક્ષણિક ચિન્હો બૌદ્ધના ત્રિરત્નને મળતાં આવે છે. જે મંદિરમાં તે પધરાવવામાં આવી હતી તેનો નાશ લગભગ ઇ. સ. ૩૦૦ના અરસામાં

થયો હતો. વળી આ સમય જો વાસ્તવિક હોય તો તે બનાવ ગુપ્તવંશી સમ્રાટોના વખતમાં બન્યો હતો એમ કહી શકાય; કેમકે હિંદુસ્તાનમાં આવી ધાર્મિક ક્રાન્તિઓ અનેક સમયે થવા પામી છે. કોના કોના સમયે તેવી ધર્મક્રાન્તિઓ બનવા પામી હતી તેનો ઈતિહાસ જો ક્રમવાર શોધવામાં આવે, તો અનેક નૂતન ઐતિહાસિક તત્ત્વો બહાર નીકળી પડે તેમ છે. બાકી તો સર જોન બર્ડવુડ પોતાનો મત આપતાં જણાવે છે કે,[૬૩] "ભારતવર્ષમેં જીતની ધાર્મિક ઔર રાજનીતિક–ક્રાંતિયાં હુઈ હૈ, ઇતની સંસાર કે અન્ય કિસિ દેશમેં નહીં હુઈ" આ પ્રમાણે જે અનેક ધર્મ-ક્રાન્તિઓ ભરતખંડમાં થવા પામી હતી તેમાંની એક મૌર્યવંશની સમાપ્તિ થતાં શુંગવંશના અમલે, તેના વૈદિક મતાનુયાયી ભૂપતિઓએ આદરી હતી; જેમનાં વૃત્તાંતમાં આપણે જોઈ ચૂકયા છીએ કે અન્યમતના એકેક ભિક્ષુકના શિરમાટે રાજા અગ્નિમિત્ર–કલ્કિએ સો સો દીનારનું ઇનામ જાહેર કર્યું હતું. તેવીજ રીતે એક બીજી ધર્મક્રાન્તિ અવંતિપતિ ગુપ્તવંશીઓના પાદગમન થવા માંડયાં ત્યારે આરંભાઇ હતી; તેમજ તેમના સત્તા-કાળ દરમ્યાન તે ચાલુ રહી હતી. તેના પુરાવામાં તેમણે જે રસ્તેથી પ્રથમ (ઉત્તર હિંદના વિદેહ પ્રાંત–મિથિલા નગરી અને સંયુક્ત પ્રાંતો સુરસેન–મથુરાવાળા ભાગ-માંથી ) હિંદમાં પ્રવેશ કર્યો ત્યાંથી માંડીને જે જે મુલકો જીતતા ગયા, ત્યાં ત્યાં પોતાનો પશુપતિધર્મ દાખલ કરતા ગયા હતા. એટલેજ મથુરાપતિ કુશાનવંશી વાસુદેવ પહેલાને તથા તેના વંશજોને પોતાના વંશનો જૈનધર્મ છોડી દેવો પડયો હતો ( જુઓ ઉપરમાં પૃ. ૧૭૮). તેવીજ રીતે આ ગુપ્તવંશીઓએ જ્યારે ચષ્ઠણવંશીઓ પાસેથી અવંતિનું રાજ્ય લઈ લીધું ત્યારે પણ તેઓના જૈનધર્મને લગતાં સ્મારકો અવંતિ પ્રદેશમાંથી તેમણે નાબુદ કરવાં માંડયાં હતાં. તેમ પોતાના સામ્રાજ્યમાં જ્યાં જ્યાં તેઓનું ચાલ્યું ત્યાં ત્યાં તેમણે પૂર્વની ધાર્મિક સંસ્થાઓનો પલટો, પોતાના વૈદિક ધર્મના પ્રચાર અર્થે કરવા માંડયો હતો. દક્ષિણ હિંદમાં આના પુરાવા અનેક મળે છે. તે પ્રમાણે પૂર્વ હિંદમાં પણ તેમનાં પગલાંનો પ્રતાપ ફરી વળ્યો હોય તે ન માનવા જેવું નથી. મતલબ એ થઇ કે ઇ. સ. ૩૦૦ની આસપાસ જે ધર્મક્રાન્તિને લીધે આ સ્થાનના મૂળમંદિરનો નાશ થઈ ગયાનું સૂચન થયું છે, તે ઉપરમાં વર્ણવેલી ગુપ્તવંશી સમ્રાટના સમયે તેમણે આદરેલી પ્રવૃત્તિના કારણરૂપ સમજી લેવી.

તે બાદ કોઇ માલવપતિએ ત્યાં મંદિર બંધાવ્યું હતું. ઈ. સ. ૫૮૦ના અરસામાં યયાતિકેશરી રાજા થયો[૬૪] તે પૂર્વે; તેનો પણ નાશ થઇ ગયો હતો તે વાકયનો ઉકેલ બરાબર કરી શકાતો નથી. કેમકે માલ-વપતિ શબ્દ, ભારતીય ઈતિહાસમાં ઇ. સ. ૫૩૩માં જ્યારથી અગ્નિકુલિય રાજપૂતોની ચાર શાખા ઉદ્‌ભવી ત્યારથીજ વપરાશમાં આવ્યો હોય એમ સામાન્ય રીતે સમજાય છે; અને ઇ. સ. ૫૩૩ થી ૫૮૦ સુધીમાં આ કલિંગપ્રદેશીય ભૂમિ ઉપર કોઈ અવંતિપતિ માલવ-પતિનું[૬૫] જોર જામવા પામ્યું હતું કે કેમ, તે નક્કી થયું નથી. પરંતુ જો તેઓમાંના કોઈ પ્રદેશ ઉપરનું સ્વામિત્વ મેળવવા ભાગ્યશાળી તે થયો હોય, તો તે પણ[૬૬] મુખ્ય ભાગે જૈન ધર્મ પાળતા

(૬૩) મૌર્ય સામ્રા. ઇતિ, પૃ. ૨૦૮.

(૬૪) જો કે (જુઓ પૃ. ૩૨૪ ઉપર કલ્યાણ માસિકના શિવાંક ૧૯૯૦નાં અવતરણો) આ વર્ણન ભુવનેશ્વરના મંદિરનું છે પણ ભુવનેશ્વર અને જગન્નાથપુરીના મંદિર વચ્ચેનું અંતર માત્ર ૫–૧૦ માઇલનું જ છે એટલે બંને પ્રદેશનો સ્વામી એકજ હોય એમ માનીને અહીં સ્થિતિ વર્ણવી છે. વળી તેબંને મંદિરોની રચના એકજ પ્રકારની છે તેથી સંભવિત છે કે બંનેનું નિર્માણ પણ કદાચ લગભગ એક સમયેજ થયું હોય.

(૬૫) માલવા નામની એક પ્રજા સતલજ નદીના આસ-પાસના પ્રદેશમાં વસતી હતી એમ જણાયું છે પણ તે પ્રજાનો જે રાજા હોય તે 'માલવપતિ' કહી ન શકાય. તેમ તે પ્રજાનું રાજ્ય થવા પામ્યું હોય એવું કયાંય ઇતિ-હાસમાં નોંધાયું નથી એટલે તે પ્રશ્ન વિચારવો રહેતો નથી.

(૬૬) જુઓ તેમની નામાવળી માટે પુ. ૧ પૃ. ૧૮૭ની વંશાવળી. આ સમયે ત્યાં યશોધર્મન ઉર્ફે વિક્રમાદિત્ય અને વૃદ્ધ ભોજદેવનું રાજ્ય હતું. વૈદિક મતવાળા એમ માને છે કે આ રાજાઓ તેમના ધર્મવાળા હતા; જ્યારે જૈનો માને છે કે તેમના મતાનુયાયી તેઓ હતા. પરંતુ તે સમયના અન્ય પરદેશી રાજવીઓનો ધર્મ જોતાં, વિશેષ સંભવ તેઓ જૈન-ધર્મી હોવાનો થાય છે.

હોવાથી, તેણે પેલા ગુપ્તવંશીઓએ કરેલ કાર્ય ઉપર પાછું પાણી ફેરવી વાળ્યું હોય એ બનવાજોગ છે. અથવા બીજી એક સ્થિતિ એમ સંભવિત છે કે, આ સમયે પણ, મૌર્ય સમ્રાટ અશોકમાંથી તેના પૌત્ર દશરથ અને શાલિશુકથી નીકળેલ શાખા જે (જુઓ પુ. ૨. પૃ. ૨૯૭થી પરિશિષ્ટ ક) મગધ ઉપર રાજ્ય ચલાવી રહી હતી અને જેમાંના એક શશાંક રાજાનું અસ્તિત્વ ઈ. સ. ૭ સૈકાની આદિમાં જણાવાયું છે, તે મગધપતિ રાજાઓની સત્તામાં તે પ્રદેશ હોય અને તેમણે પણ આ મંદિરના સર્જનમાં થોડોઘણો હિસ્સો પુરાવ્યો હોય; અથવા ૫૮૦માં યયાતિ કેશરીનું વૃત્તાંત ભુવનેશ્વરને લગતું છે પરંતુ જગન્નાથપુરીના મંદિર ને લગતું નથી. વળી તે સ્થાને મંદિર તો ઇ. સ. ૧૧૯૮માં અનંગ ભીમદેવે બંધાવ્યું છે જેથી તે સ્થાને ઈ. સ. ૩૦૦ થી ૧૧૯૮ વચ્ચેના સમયે કોઇ માલવપતિએ મંદિર બંધાવ્યું હતું એમ અર્થ નીકળે છે. ગમે તેમ હોય પણ આવી અનિશ્ચિત સ્થિતિમાં આપણે ભારપૂર્વક જણાવી નથી શકતા કે ગુપ્તવંશી સમ્રાટે તે મંદિરનો નાશ કર્યા પછી કયા માલવપતિએ અથવા કયા બીજાએ તેનો પુનરોદ્ધાર કર્યો હતો? અથવા તે લેખકનું વક્તવ્ય પણ કદાચ યુક્તિપૂર્વક ગોઠવાયું હોય. પરંતુ એટલું ખરૂં છે કે યયાતિ રાજાના હાથમાં તે પ્રદેશની લગામ આવી કે તેણે ભુવનેશ્વરના મંદિરના સ્થાન ઉપર નવીન સ્વરૂપમાં બીજું બંધાવા માંડયું હતું. તેણે ઘણું દ્રવ્ય તે મંદિર ઉપર ખરચ્યું છે. તેની પછી લગભગ ૭૫ વર્ષે ત્રીજી પેઢીએ થયેલ તેના વંશજે તે પૂર્ણ કર્યું છે. જેમ આ ભુવનેશ્વરનું મંદિર કેશરી વંશી રાજાઓએ બંધાવ્યું છે તેમ જગન્નાથજીનું મંદિર પણ તેમણે બંધાવ્યું કે કેમ? (જુઓ ટીકા નં. ૬૦) તે જો કે નક્કી નથી કહી શકાતું, પરંતુ ઐતિહાસિક પરિસ્થિતિથી આપણે માનવાનું તેમ કારણ મળે છે કે તેમણે તે બંધાવ્યું હશે. જો તેણેજ બંધાવ્યું ઠરે તો, માલવપતિએ બંધાવેલ મંદિરનો વિનાશ રાજસત્તાના જોરે આ કેશરિ રાજાઓએ કરાવ્યો હતો એમ માનવું રહેશે. આ કેશરિ રાજાઓના સમય બાદ ઈ. સ. ૮મી સદીના પ્રારંભમાં વળી બીજી એક ધર્મક્રાન્તિ આવી હતી. આ સમયની ક્રાન્તિ કાંઈક વધારે બળવત્તર હતી. તે સમયે વેદાંત ધર્મના મહાન પ્રવર્તક શ્રી આદ્ય શંકરાચાર્યનો[૬૭] ઉદ્ભવ થઈ ચૂકયો હતો તેમણે વૈદિક ધર્મનો પ્રચાર પણ બહુ અચ્છી રીતે કરવા માંડયો હતો. આ સમયે માલવાની ગાદી ઉપર[૬૮] દેવશક્તિ નામે રાજા હતો; (તેના નામ ઉપરથી દેખાય છે કે તે અતુલ પરાક્રમી હશે અને તેથી તેણે કદાચ વિક્રમાદિત્ય નામ પણ ધારણ કર્યું હશે). તેના સમકાલીન તરીકે ગ્વાલિયરની ગાદી ઉપર યશોધર્મન નામે રાજા હતો.[૬૯] આ પણ અતિ પરાક્રમી હોવાથી વિક્રમાદિત્ય નામે ઓળખાતો હતો. તેમના રાજ્યકાળે વાકપતિરાજ નામના મહાન વૈદિક પંડિત થઈ ગયા છે. તે ગ્વાલિયર રાજ્યના એક ભૂષણરૂપ ગણાતા હતા. ગાડવહોનું જે પુસ્તક રચાયું છે તે આ વાકપતિરાજ અને યશોધર્મનને આશ્રયીને લખાયલું છે. આ યશોધર્મનના સમયે જૈન સંપ્રદાયના તેવાજ એક પ્રખર આચાર્ય બપ્પભટ્ટસૂરિ હતા. આ વાકપતિરાજને અને બપ્પભટ્ટસૂરિને વાદ થયો હતો જેના પરિણામે વાકપતિરાજે જૈન ધર્મ અંગીકાર કર્યો હતો (જુઓ પુ. ૩. પૃ. ૨૬૨). તેમ ઉપરોક્ત વૈદિક મતવાળા આચાર્યોએ પોતાનો પ્રભાવ પણ અન્ય રાજાઓ ઉપર પાડયો હતો. મતલબ કે તે સમયે હિંદભરમાં ધર્મક્રાંતિનું એક જબરદસ્ત મોજું ફરી વળ્યું હતું. એટલે તે વખતમાં આ સ્થાન વૈદિક ધર્માનુયાયીઓની ભાવનાને વિશેષ પોષતું થઈ પડેલ

---

(૬૭) શંકરાચાર્યજીનો સમય આ પ્રમાણે બતાવાય છે.
જન્મ ઈ. સ. ૭૮૮=વિ. સં. ૮૪૪; } ઉમર વર્ષ ૩૨
મરણ ઇ. સ. ૮૨૦=વિ. સં. ૮૭૬; }

આ સમયે કુમારિલભટ્ટ, તેમના બનેવી મંડનમિશ્ર તથા ગોવીંદદાસ ઈત્યાદિ, વેદાંતધર્મી મહાસમર્થ વાદીઓ-એક્કાઓ થયા હતા.

ભવભૂતિ ઈ. સ. ૬૯૦-૭૫૦ આશરે;
વાકપતિરાજ પણ તેજ સમયે આશરે;

(૬૮) જુઓ પુ. ૧ પૃ. ૧૮૭માં આપેલ વંશાવળી.

(૬૯) આ માટે પુ.૧ પૃ.૧૮૭માં આપેલી વંશાવળી જુઓ.

હોવું જોઈએ અને તેની જાહોજલાલી તથા પ્રખ્યાતી અનુક્રમે દિન પર દિન વધતી જવા માંડી હશે. તે બાદ વળી કદાચ થોડાં વર્ષે-મુસલમીન અમલ વખતે-તેને થોડી ઘણી જફા પહોંચી હોય કે ન પહોંચી હોય. એમ કરતાં બારમી સદીમાં જે મંદિર રાજા અનંગ ભીમદેવે બંધાવ્યું તે થોડા ઘણા ફેરફાર સાથે વર્તમાનકાળ સુધી એમને એમ ચાલ્યું આવ્યું છે. એટલે આખી ચર્ચાનો સાર એ થયો કે, જે વસ્તુ-સ્થિતિ ૩+૬=૯ મુદ્દામાં, સમય પરત્વે જણાવી ગયા છીએ તેને ઇતિહાસનો ટેકો છે એટલે તે સત્ય ઠરે છે; અને તેથી આ મંદિર સંબંધી તેમાં વર્ણવેલી સ્થિતિ, જે મૂળમાં તે મંદિર બૌદ્ધ ધર્મનું હોવું જોઇએ તથા તેનો નાશ ઈ. સ. ૩૦૦ આસપાસમાં થયો હોવો જોઈએ; તે વસ્તુ આપણી તપાસના પાયા તરીકે સ્વીકારવી રહે છે. ઉપરના નિર્ણયને બીજી રીતે પણ પાછું સમર્થન મળે છે: કેમકે અસ્થિને વૈદિક મતવાળા તો અપવિત્રજ માને છે અને એટલું તો સર્વમાન્ય છે કે, મૂર્તિની ભીતરમાં શ્રીકૃષ્ણનું અસ્થિ છેજ; અને તે ઉપરથીજ વૈદિક મતવાળાઓ તે મૂર્તિને પોતાની હોવાનો દાવો આગળ ધરે છે. જો તે અસ્થિ ન હોત તેમજ કૃષ્ણ-બળભદ્ર કે સુભદ્રાની મૂર્તિ ન હોત તો તેઓ ચૂપ જ બેસી રહેત.

વળી બીજી બે ત્રણ બીના પણ, વૈદિક મતની માલિકી ઠરાવવાની વિરૂદ્ધ જતી દેખાય છે. વૈદિક મતમાં સ્પર્શ્યાસ્પર્શ્યને બહુ મોટું મહત્ત્વ અપાયું છે જ્યારે અહીં વહેંચાતા મહાપ્રસાદની પ્રથા તો તેથી ઉલટુંજ ભાન કરાવે છે કેમકે સર્વ યાત્રિકો પોતાનાં જ્ઞાતિ, વર્ગ, ધર્મ કે સામાજીક બંધનની પરવા કર્યા વિના તેને સહર્ષ આરોગી શકે છે. બીજું એમ છે કે અંધકારમય દેવ-ભૂવનમાં દિવસના ભાગમાં પણ દીપક વિના ભાગ્યે જ મૂર્તિનાં દર્શન કરી શકાય છે. આવી સ્થિતિ દેવદર્શન માટે ઉભી કરવાનું શું કારણ ? વળી ત્રીજી સ્થિતિ એ છે કે જગન્નાથપુરીના જેવીજ મૂર્તિનું એક ત્રિક, સાંચી મુકામેથી મળી આવ્યું છે અને સાંચીના સ્થાનને કોઈ રીતે વૈદિકધર્મ સાથે સંબંધ હોય તેવું અત્યાર સુધી એક પણ પુરાવો નોંધાયો નથી. આવાં આવાં અનેક-વિધ કારણોથી, ઉપર દર્શાવેલ નિર્ણયને મજબૂતી મળતી જાય છે.

હવે જ્યારે સિદ્ધ થઇ ચૂક્યું છે કે, ઈ. સ. ૩૦૦ની આસપાસ તેનો નાશ થઇ ગયો હતો અને મૂળ મૂર્તિ બૌદ્ધ ધર્મની હોવા સંભવ છે ત્યારે તે વિશે વળી અન્ય કાંઈ પ્રકાશ પડે છે કે કેમ તે જોઇ લઈએ. તે વાતનો પત્તો લેવા માટે આ સ્થાન ઉપર કયા કયા ધર્મવાળા રાજાની સત્તા ઈ. સ. ૩૦૦ સુધી થવા પામી છે તેનો અભ્યાસ કરવો જોઈએ.

ઈ. સ. પૂ. ૪૭૫ થી ૩૭૨ = ૧૦૩ વર્ષ ચેદિવંશની; ક્ષેમરાજથી માંડીને તે વંશના અંત સુધી.

ઈ. સ. પૂ. ૩૭૨ થી ૨૦૪=૧૬૮ વર્ષ મૌર્યવંશી સમ્રાટોની; ચંદ્રગુપ્તથી માંડીને તે વંશના અંત સુધી.

ઈ. સ. પૂ. ૨૦૪ થી ઈ. સ. ૩૦૦=૫૦૦ વર્ષ ઉપરાંતની અંધ્રપતિઓની મુખ્યતાએ તથા નાનાં નાનાં અન્ય સ્વતંત્ર રાજવીઓની.

ઉપરની રાજસત્તાઓની હકીકત તપાસતાં માલૂમ પડશે કે, આખો ચેદિવંશ જૈન ધર્મી હતો. આખો મૌર્યવંશ-વચ્ચે અશોકવર્ધનના ૪૧ વર્ષના અમલ સિવાય-જૈનધર્મી હતો અને અંધ્રપતિઓમાં ત્રૂટકપણે જૈન તથા વૈદિક ધર્મનો પ્રસાર થયો હતો. આપણે અત્રે વૈદિક મતનો વિચાર કરવો તો વર્જિત ઠર્યો છે એટલે બૌદ્ધ ધર્મનો અને જૈન ધર્મનો જ રહે છે. તેમાં બૌદ્ધ ધર્મની તે મૂર્તિ હોવાની શંકા થઈ છે માટે તેનીજ તપાસ લેવી રહે છે. અને તે ન સાબિત થાય તો પછી તેને જૈન ધર્મનીજ માનવી પડશે.

બૌદ્ધ ધર્મની ઠરાવવા માટે સમ્રાટ અશોકવર્ધનના સમયનીજ વિચારણા કરવી રહે છે જે તેમના સમયે કોઈ ધર્મક્રાન્તિ થયાનું મળી આવે છે કે કેમ ! તેમનું જીવનચરિત્ર લખતી વખતે એવી હકીકત આપણે પુરવાર કરી ગયા છીએ કે તેમના પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રાને બૌદ્ધ ધર્મની દીક્ષા આપીને બોધિવૃક્ષ સાથે સિલોનમાં જવા માટે જે ભાવભીની વિદાય આપી હતી તે આ પ્રદેશમાં આવેલ મહાનદીના મુખ આગળથી દીધી હતી; એટલે જોવું રહે છે કે તે સમયે આ ક્રાંતિનો બનાવ બનવા પામ્યો હતો કે

કેમ? જોકે આપણી પાસે તેવી કોઈ વિગત અશોકવર્ધનના રાજ્યે નોંધાયાની પડી નથી એટલે એકદમ તેની તરફેણમાં મત ઉચ્ચારી શકીએ તેમ નથી. પરંતુ સાંચી પ્રદેશમાં પણ આવી ત્રિમૂર્તિઓ જડી આવી છે અને સાંચીને પણ વિદ્વાનો બૌદ્ધધર્મના સ્થાન તરીકે અદ્યાપિ ગણી રહ્યા છે તથા તે જે પ્રકારનો ધર્મપ્રેમ ધરાવતો હતો, નર્કાલય જેવાં સ્થાનો તેણે જે ઉભાં કરાવ્યાં છે તથા તેણે જે મનુષ્યકત્લ કરાવી છે તેમજ જીવતાં ને જીવતાં તેમને બાળી મૂકાવ્યાં છે. ઈ. ઈ. પ્રકારનાં વર્ણન જ્યારે તેને વિશે વાંચીએ છીએ ત્યારે અનુમાન થઈ જાય છે કે કદાચ તે પ્રકારની ધર્મકાન્તિ તે પ્રદેશમાં તેણે કરી મૂકી પણ હોય? પરંતુ તે મૂર્તિઓ શ્રીકૃષ્ણની તેમજ તેના ભાઈ બ્હેનની છે તે સ્થિતિ ઉપર જ્યારે વિચાર કરવા બેસીએ છીએ ત્યારે તુરતજ અશોકવર્ધનનો ખ્યાલ આપણે મગજમાંથી ખસેડી નાંખવોજ રહે છે; કારણ કે બૌદ્ધધર્મને અને શ્રીકૃષ્ણને કે તેમના કુટુંબ સાથે કોઈ પ્રકારની લેવા દેવા પણ નથી તેમજ શ્રી કૃષ્ણના વખતમાં બૌદ્ધ ધર્મનો જન્મ પણ થયો નહોતો, એટલે કે બૌદ્ધધર્મ સાથે પણ તે મૂર્તિઓને નિસબત નથી. ત્યારે તે કયા ધર્મની માનવી? શું વિદ્વાનોનું અનુમાન ખોટું છે? જવાબ એટલો જ છે કે, ઉપરમાં સાબિત થઈ ગયા પ્રમાણે જ્યારે વૈદિકની અને બૌદ્ધની તે નથી ત્યારે જૈનધર્મની જ હોઈ શકે છે. વળી પ્રિયદર્શિનના વૃત્તાંતે આપણે જણાવી ગયા છીએ કે તેને અશોક ગણીને બૌદ્ધધર્મી માન્યો છે અને તે હિસાબે તેના ધર્મકાર્યને બૌદ્ધને લગતાં ઠરાવી દીધાં છે તે બધી ભ્રમણા હવે તોડી નંખાઈ છે. એટલે ઉપરની ચર્ચાના અંતે આપણે જે નિર્ણય ઉપર આવી ચૂકયા છે તેને હવે ટેકો મળે છે અને પરિણામે તે મૂર્તિઓ હાલ તો આપણે જૈન ધર્મી હોવાનું માનવું રહે છે, સિવાય કે તેની વિરૂદ્ધમાં અન્ય પુરાવાઓ રજુ થઈ આવે.

આ પ્રમાણે જે નિર્ણય આવ્યો છે તેને, ઉપરમાં આપેલ સોળ મુદ્દા સાથે ઘટાવી જોઈએ, અને બરાબર બંધબેસતા થતા દેખાય તો તેટલા પ્રમાણમાં તેને વધારે મજબૂતી મળી ગઈ કહેવાશે. તે મુદ્દાઓ અત્રે ફરીને વર્ણવવા જરૂર નથી. પરંતુ દરેકે દરેક મુદ્દો લઈને અમે મેળવણી કરી જોઈ છે અને ખાત્રી થઈ છે કે તે મૂર્તિઓને જૈનધર્મી ધારી લેવાથી તે સર્વ મુદ્દાઓ સંપૂર્ણ રીતે સંતોષાય છે. છતાં તેમાંથી જે ત્રણેક મુદ્દા વિશેષ સ્પષ્ટીકરણ માંગે છે તે વાચકવર્ગની જાણ માટે અત્રે રજુ કરીશું. તે ત્રણ મુદ્દા આ પ્રમાણેના છે (૧) મૂર્તિ વિશેની આખ્યાયિકાઓમાં વર્ણવાતો ચમત્કાર (૨) ચોકમાં ઉભો કરાયલો મોટો સ્તંભ (૩) અને શ્રીકૃષ્ણ તથા તેમના ભાઈબ્હેનને વૈદિક મતાનુયાયી અત્યારે માની લીધા છે તેનું કેમ? તે ત્રણે મુદ્દાનું સમાધાન આ પ્રમાણે કરી શકાય છે.

ચમત્કાર વિશે—જે ક્રાંતિ ગ્વાલિયરપતિ યશોધર્મનના સમયની આસપાસ થવા પામી હતી ત્યારની આ વાત છે. તે સમયે[૭૦] શ્રી સિદ્ધસેન દિવાકર નામના એક પ્રખર શક્તિશાળી જૈનાચાર્ય થઈ ગયા છે, તેમનો વિહાર પ્રદેશ અવંતિ અને ગ્વાલિયરની વચ્ચેનો મનાય છે. જૈન સાહિત્ય ગ્રંથોમાં એવી મતલબની હકીકત બન્યાનો ઉલ્લેખ કરાયેલો માલૂમ પડે છે કે[૭૧] તેઓ એક રાત્રીના નિદ્રાવશ થયા હતા, તેવામાં તેમને સ્વપ્ન આવ્યું કે શહેરના સ્મશાનમાર્ગે મહાકાળેશ્વર નામનું જે શિવલિંગ છે[૭૨] તેમાં

(૭૦) સામાન્ય માન્યતા પ્રમાણે આ સિદ્ધસેનજી દિવાકરને શકારિ વિક્રમાદિત્યના સમકાલીન મનાયા છે. એટલે કે તેમનો સમય ઇ. સ. પૂ. ૫૭ છે. અમારી માન્યતા પ્રમાણે તેઓ આ ગ્વાલિયરપતિ વિક્રમાદિત્યના સમકાલીન ઠરે છે તે આધારે તેમનો સમય અત્યારનો ઠરાવ્યાની નોંધ કરી છે (આમના સમયની વિચારણા જૈન ધર્મપ્રકાશ–માસિકપત્ર ભાવનગર સં. ૧૯૮૩ અંક ૬-૭-૯-૧૦માં 'હરિભદ્રસૂરિનો સમયવિચાર' શીર્ષક નામના લેખમાં લગભગ ૩૦ પૃષ્ઠોમાં કરી છે તે જુઓ.)

(૭૧) વિશેષ વિગત માટે જૈન સાહિત્ય ગ્રંથો જુઓ.

(૭૨) તે સમયે આ શિવલિંગજીનું સ્થાન ઉજૈની નગરની બહાર સ્મશાનના માર્ગે હોવાનું મનાયું છે; કેમકે જે વિક્રમાદિત્યના સમકાલીન તરીકે તેઓ મનાયા છે તે અવંતિપતિ હતા. મારી ગણત્રીમાં તેમનો વિહારપ્રદેશ અવંતિ અને

શ્રી પાર્શ્વનાથની મૂર્તિ છૂપાયેલી પડી છે માટે અમુક વિધિ પ્રમાણે પ્રયોગ કરવો એટલે શિવલિંગજી ફાટશે અને તેમાંથી તે મૂર્તિ પ્રગટ થશે. તે પ્રમાણે તેમણે કર્યું હતું. આમ થવાથી જે પાર્શ્વનાથજીની મૂર્તિ પ્રગટ થઈ તેના ચમત્કાર વિશે દેશપરદેશ ખબરો ફેલાઈ જવા પામી. આજ પ્રમાણે પાર્શ્વનાથના નામની સાથે અનેક પ્રકારના ચમત્કારની[૭૩] દંતકથાઓ જોડાયલી છે કે જેથી તેમની સ્થાપના જુદા જુદા સ્થળે કરીને, તે તે સ્થળને આશ્રયીને નામો પાડવામાં આવ્યાં છે. જેમ એક આખ્યાયિકા અત્ર વર્ણવીને તેના ચમત્કારનો ટૂંક ખ્યાલ આપ્યો છે, તેમ હજુ આગળ જતાં એક બીજી આખ્યાયિકા ઉતારવી પડશે. તેથી ખાત્રી થશે કે આવા ચમત્કારો પાર્શ્વનાથની મૂર્તિ સાથે તો પરાપૂર્વથી[૭૪] જોડાયલા માલમ પડે છે.

ચોકમાંના ઉભા કરાયેલા સ્તંભ વિશે—આવા સ્તંભને સામાન્યપણે 'માનસ્તંભ'ના નામથી ઓળખવામાં આવે છે. આવા સ્તંભ ઉભા કરવાની પ્રથા ક્યારથી અમલમાં આવી છે તે વિશે કોઈ ખાત્રીપૂર્વક સમય જણાવી શકાય તેમ નથી. પરંતુ ઉપરમાં સાબિત કરી ગયા પ્રમાણે મૂળ મંદિરનો નાશ જે ઈ. સ. ૩૦૦ આસપાસ થઇ ગયો હતો તે સમય પર્યંતમાં ઉત્તર કે દક્ષિણ હિંદમાં ક્યાંય તેવો માનસ્તંભ ઉભો કરાયો હોવાનું જણાયું નથી. જો કે સમ્રાટ પ્રિયદર્શિને, એક પત્થરમાંથી બનાવેલ (Monolithic) સ્તંભલેખો અનેક સ્થળે ઉભા કરાવ્યા છે, પરંતુ તેવા સ્તંભોની ટોચે અમુક હેતુપૂર્વક સિંહાકૃતિ તેણે મૂકાવી છે. કોઈ સ્થળે દીપક પ્રગટાવવા જેવી વ્યવસ્થા કરાવ્યાનું દેખાતું નથી તેમ વળી તેણે ઉભા કરાવેલા આવા સ્તંભલેખો માત્ર ઉત્તર હિંદમાં જ દેખાય છે. ઉપરાંત એક બીજી હકીકત યાદ આવે છે;

---

ગ્વાલિયરની વચ્ચે આવજાવનો થતો હતો એમ છે. વિક્રમાદિત્ય નામજ કોણ જાણે એવું થઇ પડયું છે કે તેમને કોઇ અન્ય પ્રદેશ કરતાં ઉજ્જૈનની સાથેજ સંબંધ હોવાનું મનાઈ જવાય છે. છતાં માનો કે તે ગ્વાલિયરપતિ હતા અથવા તો તેમનો સમય ઇ. સ.ની આઠમી સદીને બદલે ઈ. સ. પૂ. ની પહેલી સદીનો હતો તો પણ આ મૂર્તિના ચમત્કારવર્ણનમાં કાંઇ બાધા આવતી નથી. અહીં તો ચમત્કાર પરત્વેજ વર્ણન લાગુ પાડવાનું છે એટલે કે પાર્શ્વનાથની મૂર્તિ સાથે આ પ્રકારના ચમત્કારો સંલગ્ન થયેલા છે. (વળી સરખાવો ગત પરિચ્છેદે પૃ. ૩૦૩ ટીકા નં. ૮૯નું લખાણ) [સંભવ છે કે, જે મૂર્તિ સિંધુપતિ રાજા ઉદાયીનની દાસી પોતાની સાથે અવંતિમાં લાવી હતી અને જે માટે ઉદાયીને અવંતિ ઉપર ચડાઇ કરી હતી, અને જે મૂર્તિ દૈવી વાણીને લીધે અવંતિમાંને અવંતિમાંજ રહેવા દેવી પડી હતી તેજ આ મૂર્તિ હોય (જુઓ પુ. ૧ પૃ. ૧૨૭ અને ૨૨૪). તે મૂર્તિ એમને એમ ત્યાં રહી હતી. અવંતિ ઉપર જૈન રાજાઓ થયા ત્યાંસુધી તો તેને વાંધો નહીંજ આવ્યો. પરંતુ શુંગવંશીના રાજ્યકાળે કે ગુપ્તવંશીના રાજ અમલે તે મૂર્તિની અવદશા કરીને શીવલિંગજીમાં ગુપ્ત રીતે સંતાડી રાખવામાં આવી હોય કેમકે તે પ્રતિમા ચમત્કારિક હોવાને લીધે તેનો નાશ કરવો તો ફાવ્યો ન હોય, કે ન હિતકારક લાગ્યો હોય; એટલે તેનું બાહ્ય સ્વરૂપ બદલીને માત્ર તેનો લાભ ઉઠાવવોજ લાભદાયક માનીને તેને તેમને તેમજ જાળવી રાખી હોય એમ દેખાય છે. સિદ્ધસેનજીએ પ્રગટ કરેલી મૂર્તિ તેજ હોવા સંભવ છે. જો શુંગવંશી અમલે ઉપરનું આચ્છાદન થયું હોય તો, પુનર્ પ્રાકટ્ય ઇ. સ. પૂ. ૫૭માં કરાવી શકાશે, પરંતુ ગુપ્તવંશી અમલે થવા પામ્યું હોય તો પુનર્ પ્રાકટ્ય ઇ. સ. ૮ની શરૂઆતમાં ગણાશે. અમારી ગણત્રી પ્રમાણે ગુપ્તવંશી સમયમાં તેનું આચ્છાદન થયેલું સમજાય છે.]

(૭૩) જુઓ ઉપરની ટી. નં. ૬૪ના અંતિમ ભાગનું લખાણ. વળી વિશેષ માટે જુઓ પુ. ૧ પૃ. ૭૬ની ટીકાનું વર્ણન તેમજ પુ. ૧ પૃ. ૧૯૭ અને ૨૨૪ પાને બીજી દૈવી પ્રતિમાની હકીકતનું વર્ણન છે. તથા ઉપરમાં પૃ. ૩૨૫ 'તે મૂર્તિનું મહાત્મ્ય'વાળા પારાની શરૂઆતનું વર્ણન વાંચો.

(૭૪) પાર્શ્વનાથનો સમય ભલે ઇ. સ. પૂ.ની ૮મીજ સદીનો છે. છતાં તેમનું અવતરવું, તીર્થંકર થવું ઇ. ઈ. ચમત્કારો તો ગતકાળના કેવલજ્ઞાની અને તીર્થંકરોથી જાણીતા હોય જ. તેમણે ભવિષ્યમાં થનાર પાર્શ્વનાથની હકીકત પોતાના જ્ઞાનબળે જાણીને પ્રસંગોપાત્ત જગતને જાહેર કરેલી છે જે ઉપરથી લોકોએ તેમની મૂર્તિઓ ભરાવી ભરાવીને પૂજવા માંડી છે. પાર્શ્વનાથ સદેહે આવ્યા પૂર્વે પણ તેમનો મહિમા જે ખૂબ ખૂબ ગવાયો છે તથા તેમની મૂર્તિઓ બનાવાઈ છે તેનું કારણ ઉપર પ્રમાણે સમજવું.

દક્ષિણ હિંદમાં જૈન ધર્મની એક શાખા જે દિગંબર સંપ્રદાયના નામે ઓળખાય છે તેમની સ્થિતિ, જમાવટ અને જોર ધીમે ધીમે દક્ષિણ હિંદમાં જામવા માંડયું હતું. વળી દક્ષિણ હિંદમાં[૭૫] અનેક રાજવીઓ તે ધર્મના અનુયાયી પણ બન્યા હતા. આ દિગંબર જૈનોએ જે મંદિરો-દેવાલયો બનાવ્યાં છે અને જેમને બસતી નામથી ઓળખાવાય છે તે દેવાલયોના પ્રાગાંગણમાં હમેશાં આવો મોટો માનસ્તંભ ઉભો કરાવાતો હતોજ. તેનાં અનેક ચિત્રો દક્ષિણ કેનેરામાં આવી રહેલ બસ્તીવાળા શહેરનું વર્ણન આપતા સરકારી રિપોર્ટોમાં નજરે પડે છે. મતલબ કે આવા માનસ્તંભ ઉભો કરવાની પ્રથા ઈ. સ.ની પાંચ છ સદીમાં દક્ષિણ હિંદમાં ખૂબ જોરમાં પણ હતી. જ્યારે આપણને જણાવવામાં આવ્યું છે કે (ઉપરમાં જુઓ પૃ. ૩૨૯) યયાતિ કેશરી રાજાએ ઈ. સ. ૫૮૦ના અરસામાં બંધાવેલ ભુવનેશ્વરના મંદિરમાં પણ આવો એક મોટો અરૂણસ્તંભ ઉભો કરાવ્યો હતો. એટલે સમજાય છે કે તે સમયના પ્રચલિત ધાર્મિક મતાનુયાયીઓના અરસપરસના સંસર્ગ અને વસવાટને લઇને એક બીજાની નકલ કરવાના પરિણામરૂપે તે પ્રથા[૭૬] ઉદ્દભવી હોય. આ પ્રકારની રચના પ્રથમ કોણે કરી તે શોધી કઢાય તો તેમાંથી ઘણો સાર કાઢી શકાય. પ્રથમ દિગંબરોએ કર્યાનું જો સાબિત થાય તો વૈદિક મતવાળાઓએ તેનું અનુકરણ કર્યું હતું એમ સ્વભાવિક રીતે કહેવાય; અથવા તો જીનાલયોને શિવાલયો તરીકે ભૂલાવો ખવરાવવા[૭૭] જાણી જોઇને તેમ કરવામાં આવ્યું હતું એમ પણ અનુમાન દોરાય.

શ્રી કૃષ્ણ તથા તેમના ભાઈ બહેન કયા ધર્મના અનુયાયીઓ હોય તે બાબતઃ-સામાન્ય રીતે વર્તમાન કાળે એવી માન્યતા જ જૈનેતર પ્રજામાં શ્રદ્ધાબદ્ધ થઇ ગયેલ છે કે રામાયણમાં જે રામલક્ષ્મણાદિ વીર પુરૂષોનું તથા મહાભારતમાં જે પાંડવકૌરવ યોદ્ધાઓનું અને દ્વારકાના જે યાદવોનું વર્ણન આપવામાં આવ્યું છે, તે સર્વે વૈદિક મતાનુયાયીઓજ હતા. જ્યારે જૈનધર્મીઓ એમ માનતા આવ્યા છે કે ઉપરના સર્વ મહાપુરૂષો જૈનધર્મી હતા. આ બંને ધર્મવાળાઓ પાસે પોતપોતાના સંપ્રદાયાનુસાર તેમના જીવનપ્રસંગોની હકીકત વર્ણવતા ગ્રંથો પણ છે. આમાં કોની મહત્તા વધારે વજનદાર છે તે બાબતમાં આપણે ઉતરવાનું પ્રયોજન પણ નથી, તેમ આપણો અધિકાર પણ નથી; વળી અહીં પ્રસંગ પણ નથી. એટલે તે પ્રસંગને સ્પર્શ્યા વિના, આપણી પાસે જે સ્થિતિ ઉપસ્થિત થઇ છે તેટલા પુરતી વિગતની જ તપાસ આપણે લેવી રહે છે. પુ. ૩. પૃ. ૮૬ ટી. નં. ૨૪માં એમ હકીકત જણાવાઈ છે કે, રાજા કલ્કિએ મથુરામાં આવેલું કૃષ્ણમંદિર તોડી નાંખ્યું હતું. તે ઉપરથી એ સાર ઉપર આવવું પડયું હતું કે શ્રી કૃષ્ણનું મંદિર વૈદિક મતાનુયાયીનું નહિ પણ જૈન મતવાળાનું હશે; પરંતુ તે કથન જૈનસૂત્રાનુસાર હતું એટલે તે હકીકત ઉપર વિશેષ મદાર બાંધીને કામ લેવા યોગ્ય નહોતું ગણ્યું. પરંતુ સર્વ ધર્મના મુખ્ય ગણાતા શાસ્ત્રગ્રંથો હમેશાં પ્રમાણિક હોવાનુંજ માનવું રહે છે સિવાય કે તેની વિરૂદ્ધ બીજું કોઈ પણ સપ્રમાણ તત્ત્વ મળી ન આવે તો. એટલે તે નિયમાનુસાર જૈનસૂત્ર ગ્રંથનું કથન હોવા છતાં તે બાબત શંકા લાવવા કારણ ન હોતુંજ. આ પ્રમાણે બન્ને બાજુની દલીલ કરી શકાય તેમ છે. પરંતુ અહીં તો ગ્રંથના કરતાં વિશેષ સબળ ગણાતા સ્થાપત્યના પુરાવાઓ મળી આવ્યા છે; અને તે પણ સંશોધનમાં રસ લેતા, તટસ્થ અને સત્તાસમાન લેખાતા વિશારદ પુરૂષોએ ટાંકેલા. તેમાંનો

---

(૭૫) અજંટાની ગુફાઓ, બદામી તથા ઐહોલના મંદિરો ઇ. તેમના સમયનાં દૃષ્ટાંતો કહી શકાશે.

(૭૬) પાછળથી આ પ્રથાએ વધારે જોર પકડયું લાગે છે; છતાં એક તફાવત તરફ કાંઇક ધ્યાન ખેંચવા જેવું લાગે છે. જૈનોના માનસ્તંભમાં ઠેઠ ઉપરી ભાગેજ દીપક પ્રગટાવવાની ગોઠવણ હોય છે. જ્યારે વૈદિક મતવાળાઓ સ્તંભની આખીએ ઉંચાઈમાં દીપક મૂકવાની રચના કરે છે (આ નિયમ સર્વથા સચવાયલો છે કે કેમ તેની પાકી તપાસ માંગે છે)

(૭૭) આ હકીકતનો ફડચો લાવવા માટે આ ધર્મક્રાન્તિ થઇ તે પૂર્વેના જે શિવાલયો બંધાયા હોય તેનું નિરીક્ષણ કરવું જોઇએ.

એક પુરાવો તે મૂર્તિની ભીતરમાં અસ્થિ પધરાવેલ હોવાનો છે તથા બીજો શ્રી જગદીશ્વરના જેવી જ અન્ય ત્રિમૂર્તિ, અવૈદિક એવા સાંચી નામના સ્થળેથી મળી આવી છે તેનો છે (આ બંનેનું વર્ણન ઉપરમાં પૃ. ૩૩૨ અપાઇ ગયું છે તે જુઓ ). આ બધા સંજોગોનો વિચાર કરતાં હાલ તો આપણે એમજ નિર્ણય કરવો પડે છે કે શ્રી કૃષ્ણનું મંદિર વૈદિક મતનું નથી પરંતુ જૈન મતાનુયાયીનું છે અને તેના પરિણામે તેમાં પધરાવેલી મૂર્તિવાળી વ્યક્તિઓ પણ જૈનધર્મીજ માનવી પડે છે.

આ પ્રમાણે સોળે મુદ્દાઓ ઘટાવી લેવાયા છે તથા તેમાંના જે ત્રણ મુદ્દાઓ વિશે વિશેષ ખુલાસા કરવાની જરૂર દેખાતી હતી તે પણ કરાઇ ગઇ છે એટલે તેનું સમાધાન થઇ જતાં એમ સાર કઢાય છે કે, તે ત્રિ-મુર્તિ જૈનધર્માનુયાયી વ્યક્તિઓની છે; અને તેથી તે મંદિરને પણ જૈનોનું જ કહેવું પડશે.

**મૂર્તિ વિશે વિશેષ અને છેવટનો સાર**

ઉપરમાં ઐતિહાસિક પુરાવાઓ અને નિવેદનોની ગુંથણી કરીને, જે જે વસ્તુઓ શક્ય હતી તે સર્વેની તરફેણમાં અને વિરૂદ્ધમાં જતા સંયોગોનો પણ વિચાર કરી લીધો છે તથા જે નિર્ણય યોગ્ય લાગ્યો તે જણાવી દીધો પણ છે. અહીં તે સંબંધમાં, જે કાંઇ વિશેષ બાતમી જૈન કે અજૈન પ્રમાણમાંથી મળી શકતી હોય તેનો વિચાર આપણે કરીશું.

ધર્મક્રાન્તિના સમયે આ મૂર્તિનું અસલ સ્વરૂપ બદલાયું હતું તે તો ઇતિહાસ સિદ્ધ બાબત છે જ; તેમ એ પણ જાણીએ છીએ કે આવું સ્વરૂપ બદલાવનાર પોતાની વૃત્તિ સંતોષવા કઇ અંતિમ હદે પહોંચી જાય છે તેનો કાંઇ નેઠો જ હોતો નથી. નાનામાં નાના અને નિર્દોષ ફેરફારથી માંડીને વધારેમાં વધારે માત્ર અપમાનજનક જ નહીં પરંતુ હૃદયમાં વસી રહેલી વેરવૃત્તિને પણ તૃપ્તિ પમાડી શકે ત્યાં સુધીનું પરિવર્તન કરવાની હદે પહોંચી શકાય છે.[૭૮] ઉપરમાં વર્ણવેલ સિદ્ધસેન દિવાકરે કરી બતાવેલ ચમત્કારની બાબતમાં અસલ મૂર્તિનું રૂપાંતર કરીને જે સ્થિતિમાં તેને જાળવી રખાઇ હતી તે ઉપરથી આવા પ્રસંગે કરાતા ફેરફારનું માપ આપણે કાઢી શકીએ છીએ; તે પ્રમાણે આ મૂર્તિના સંબંધમાં પણ થોડેઘણે અંશે બનવા પામ્યું હોય[૭૯] એમ માનવામાં વાંધા જેવું દેખાતું નથી; કેમકે મૂર્તિ પોતાના અસલ સ્વરૂપમાં પણ નથી તેમ તેને પધરાવેલ સ્થાનેથી સ્વભાવિક રીતે[૮૦] દર્શન કરી શકાય તેવી રીતે બીરાજમાન પણ કરાયલી નથી. વળી જે સ્વરૂપમાં હાલ તે સ્થાપન કરવામાં આવી છે તેનું વર્ણન કરતાં એક લેખકે આ પ્રમાણે શબ્દો લખ્યા છેઃ—જગન્નાથની મૂર્તિનો રંગ કાળો છે. તેનાં નેત્રો ગોળાકૃતિ, મસ્તક ચપટું, શિરના શિખરે એક ચતુષ્કોણ કકડો, નાક મોટું, અને અણીવાળું અને મુખ અર્ધચંદ્રકારનું છે—[૮૧](આગળ બળભદ્રજી અને સુભદ્રાજીની મૂર્તિનું વર્ણન કરેલું છે) જગન્નાથજીની મૂર્તિ ડાબી બાજુએ બિરાજમાન છે મધ્યમાં સુભદ્રાની સ્થાપના કરેલી છે અને જમણી બાજુએ બળભદ્રની યોજના કરવામાં આવી છે.[૮૨] આ પ્રમાણે થયેલ ફેરફારના સ્વરૂપનો કાંઇક ખ્યાલ આપ્યા બાદ, તેના ચમત્કાર વિશે પણ થોડું ઘણું જાણી લેવું ઠીક ગણાશે. તેના મહાપ્રસાદ

---

(૭૮) અમદાવાદ, ભરૂચ, દીલ્હી આદિ શહેરો, જ્યાં મુસ્લીમ રાજસત્તા બહુ જોરમાં જામી હતી, ત્યાં આવાં દષ્ટાંતો વિશેષપણે નજરે પડતાં દેખાય છે.

તેવીજ રીતે દક્ષિણ હિંદમાં જ્યારે શૈવમાર્ગી રાજસત્તા જોર ઉપર હતી ત્યારે ત્યાં પણ આ પ્રકારનાં દષ્ટાંતો બન્યાં હોવાનું જણાયું છે.

(૭૯) જુઓ પુ. ૩ પૃ. ૨૫૬ ટી. નં. ૧૫.

(૮૦) તે પુસ્તક પૃ. ૧૧૪ તથા ૧૧૫.

(૮૧) આવું કદરૂપ લેપના આડાઅવળા લચકા ચોપડીને કરી શકાય તેમ છે; તેમ કરવાનો આશય, કદાચ મૂળ સ્વરૂપ ઢાંકવા પુરતો પણ હોય. વળી સરખાવો નીચેની ટીકા નં ૮૨.

(૮૨) આવો ક્રમ ગોઠવવાનો હેતુ પણ મૂળ વસ્તુ ઉપરથી અન્ય દિશામાં ધ્યાન ખેંચી લઇ જવા પુરતો કદાચ હોય.

સંબંધી[૮૩] ટાળવટાળ જેવું કાંઇ નથી તે તો સુપ્રસિદ્ધ જ છે. સાથે સાથે તે પણ સુવિદિત છે કે જૈનોમાં અસલના સમયે જ્ઞાતિભેદ કે વર્ણભેદ જેવું કાંઇ હતું જ નહીં. પરંતુ રોટીવહેવાર અને બેટીવહેવારની પ્રથાને ધાર્મિકક્ષેત્રથી પર ગણીને, માત્ર સામાજીક પરિસ્થિતિ સાથેજ ગુંથવામાં આવી હતી (જુઓ પુ. ૧ પૃ. ૨૫; ૨૬૭ ટી. ૪.) આ મૂર્તિની સાથે જ્યારે શ્રીકૃષ્ણનું નામ જોડાયું છે ત્યારે તેમના સમયે એક ઘટના જે બનવા પામી હતી તેનો નિર્દેશ, જૈન સાહિત્યમાંથી મળી આવે છે તેનું વર્ણન કરવું અસ્થાને નહીં નીવડે; તેમ તે ઉપરથી મૂર્તિમાં રહેલ ચમત્કારનો ખ્યાલ પણ આવી જશે. કહેવાય છે કે એક પક્ષે કૃષ્ણ વાસુદેવ અને બીજા પક્ષે તે સમયના મગધપતિ જરાસંધ પ્રતિવાસુદેવ; તે બેની વચ્ચે મગધની ભુમિ ઉપર યુદ્ધ થયું હતું. તેમાં જરાસંધને અમુક વિદ્યાની સિદ્ધિ થઇ હતી. તેણે પ્રતિપક્ષી–શ્રીકૃષ્ણના સૈન્ય ઉપર આ વિદ્યાનો પ્રયોગ કર્યો હતો, જેથી તેમનું લશ્કર મૃત્યુવત્–જડ–ચેતન રહિત બની ગયું હતું. આ વિદ્યાના નિવારણ માટે શ્રીકૃષ્ણે ઇષ્ટદેવની આરાધના કરી હતી. દેવે, ધરણેંદ્ર દ્વારા એક મૂર્તિ આપીને જણાવ્યું કે પાર્શ્વનાથની આ મહા ચમત્કારિક મૂર્તિ છે તે લ્યે તથા તે મૂર્તિને પ્રક્ષાલન કરી, તેનું જે નહવણ થાય તેને સારાએ સૈન્ય ઉપર છાંટજો; એટલે સામાપક્ષે મૂકેલી વિદ્યા પલાયન થઇ જશે. તે પ્રમાણે શ્રીકૃષ્ણે કર્યું હતું અને કહેવાની જરૂર નથી કે, યથાસ્થિત સૂચવ્યા પ્રમાણે બધું બન્યું હતું તથા શ્રીકૃષ્ણને જય મળ્યો હતો. જૈન ગ્રન્થોમાં જણાવેલ છે કે આ મૂર્તિ હાલમાં ઉત્તર ગુજરાતમાં આવેલ શંખેશ્વર નામના ગામે સ્થાપન કરેલ છે તથા સ્થાનના નામ ઉપરથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ તરીકે પ્રસિદ્ધ થયેલ છે. પરંતુ જ્યારે શ્રીકૃષ્ણ અને જરાસંધ વચ્ચે જામેલ યુદ્ધના સ્થાન વિશે વિચાર કરીએ છીએ ત્યારે એવો અનુમાન બંધાઇ જાય છે કે તે મૂર્તિ કદાચ આ જગન્નાથ પાર્શ્વનાથની પણ હોય. જેમ શંખેશ્વર પાર્શ્વનાથનું મહાત્મ્ય જૈનોમાં જાણીતું છે તેમ આ જગન્નાથનું પણ હોવાથી, તેને વિધ વિધ પાર્શ્વનાથની નામાવળીમાં ગુંથી નાખીને, એક સ્તવનના રૂપમાં[૮૪] ગોઠવી દીધું છે. મૂર્તિ શંખેશ્વર વાળી હોય કે જગન્નાથવાળી હોય, પણ કોઇ એક પાર્શ્વનાથની તો હતી જ; એટલે ઉપરોક્ત ચમત્કાર સાથે પાર્શ્વનાથનું નામ સંકલિત થયેલું છે તેટલી વાત સત્ય છે જ. આવી અદ્‌ભૂત પ્રતિભાવાળી મૂર્તિને અત્યારની જનતા પણ તેવાજ ભક્તિભાવથી ભજતી રહે તો તે પણ સર્વથા બનવા યોગ્ય જ છે. વર્તમાનકાળે આ જગન્નાથપુરીના તીર્થનો મહિમા, એક અદ્વિતીય અને અલૌકિક તીર્થધામ તરીકે પ્રસરી રહેલો છે. આ વૈજ્ઞાનિક જમાનામાં જ્યારે કેવળ જડ વસ્તુઓનું જ પ્રાધાન્ય–સામ્રાજ્ય વર્તી

(૮૩) મહારાષ્ટ્રમાં પંઢરપુર શહેર વીઠોબાની યાત્રાનું પવિત્ર ધામ છે ત્યાં પણ આ પ્રકારે ટાળવટાળ સિવાય પ્રસાદની વહેંચણી થાય છે. તેમજ જગન્નાથપુરીના સ્થળે જે મેળાઓ ભરાય છે તેના, અને વીઠોબાના સ્થળે ભરાતા મેળાના, સમય પણ જૈનપર્વોનું સૂચન કરતા હોય એવો ભાસ ઉત્પન્ન કરે છે.

એટલે કે, મહાપ્રસાદની વહેંચણી, ભરાતા મેળાના દિવસો તથા અસ્થિના સ્પર્શથી ન થતી આભડછેટ, ઈ. ઈ. વિગેરે મુદ્દાં ઉપર લક્ષ ખેંચવું રહે છે (આ બાબત બિલ્સા ટોપ્સમાં વર્ણવાયલી છે).

(૮૪) તીર્થમાળાનું સ્તવન છે તેમાં ૯ તથા ૧૦ કડીઓ આ પ્રમાણે છે:—

શેરિસરો, શંખેશ્વરો, પંચાસરોરે,
ફલોધી સ્થંભણ પાસ; તીરથ તે નમું રે ॥ ૯ ॥
અંતરીક, અજાવરો, અમીઝરોરે,
છરાવલો જગનાથ* તીરથ તે નમું રે ॥ ૧૦ ॥

*આમાં જગનાથ લખ્યું છે પરંતુ તે જગન્નાથ શબ્દ હોવો જોઇએ: જગનાથ લખાયાના બે ત્રણ કારણ સમજાય છે: એક તો પિંગળની રચના પ્રમાણે નિયમને લીધે તેમ કરવું પડયું હોય, બીજું રાસ મેળવવા માટે તેમ કરાવ્યું હોય (જેમ અંતરીક્ષ ને બદલે અંતરિક લખ્યું છે તેમ) ત્રીજું મૂળ શબ્દ જગનાથજ હોય, પરંતુ તેમાં ફેરફાર કરીને હવેથી જગન્નાથપુરી લખાતું થયું હોય; એટલે મૂળ શબ્દ સાચો હોય અથવા જેમ હમેશાં બનતું આવ્યું છે તેમ લહિયાએ કયાંક ભૂલ ખાધી હોય. મતલબ એ છે કે, સ્તવનમાં જે લખાણ છે તે હવે હાથીગુંફા જેવા શિલાલેખથી પુરવાર થયેલી બીના સમજવાની; એટલે તેને ઐતિહાસિક સત્ય તરીકે જ સ્વીકારવું રહે છે.

રહ્યું ગણાય છે ત્યારે પણ જે તીર્થની આટલી બધી કીર્તિ અને મહિમા ગવાતાં હોય, તે તીર્થ વિશે પ્રાચીન કાળમાં, કે જે સમયે પ્રજામાં ધર્મ ઉપર પ્રખરતમ શ્રદ્ધા વહેતી હતી તે કાળે, તેવી પ્રભાવિક મૂર્તિની પાછળ રાજા કે પ્રજા ગાંડીઘેલી બની જાય તે શું બનવા યોગ્ય નથી? એટલે આવી અદ્દભુત મૂર્તિ માટે સમ્રાટ પદવીધારક રાજા ખારવેલના કુટુંબીઓ તથા નંદિવર્ધન જેવા મગધપતિઓ અનેક વર્ષોથી અંદર અંદર ધર્મયુદ્ધ લડયા કરતાં દેખાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું પણ શું ગણાય? તેમજ પ્રિયદર્શિન જેવો સમ્રાટ, પોતાની હૃદયેચ્છા દર્શાવવા તથા ભવિષ્યની પ્રજાની દોરવણી માટે એક ને બદલે બબ્બે ખડકલેખો ત્યાં આગળ ગોઠવી, ખાસ[૮૫] સ્મારક ઉભું કરાવે તેમાં અયુક્ત પણ શું છે? આ સર્વ વિગતો સાથે પૃ. ૩૨૭ ઉપર 'તે મૂર્તિનું મહાત્મ્ય' વાળા પારિગ્રાફમાં જે તારણ આપણે તારવી બતાવ્યું છે, તેને સાથે રાખીને નિર્ણય કરવાનું રાખશું તો, નિશંક કહી શકાય તેમ છે કે, તે જગન્નાથ પુરીનું ધામ તથા તેમાં સ્થાપિત કરાયલી મૂર્તિઓ જૈન સંપ્રદાયને લગતાં જ સ્મારકો હોવાનું દેખાય છે.

**સાત તીર્થ ધામોની વ્યાખ્યા વિશે**

પુ. ૧ પૃ. ૧૮૧ ટી. નં ૯૩ માં હિંદનાં મોટાં તીર્થ સ્થાનોનાં નામ ગણાવતાં નીચેની કડી ટાંકી છે અને જણાવ્યું છે કે વિશેષ ચર્ચા રાજા ખારવેલના વૃત્તાંતે કરવામાં આવશે. આ સૂચના કરવાનો હેતુ એ હતો કે તે કડીમાં પૂરી નામનું તીર્થસ્નાન આપેલું છે. આ પૂરી એટલે સામાન્યતઃ જગન્નાથપૂરી સમજાય છે. એટલે તે કડીમાં પૂરીની હકીકત સમજાવવાને જગન્નાથપૂરીનો ઇતિહાસ જ્યાં સુધી પુરેપુરો સમજાયો ન હોય ત્યાં સુધી તે સંબંધી કાંઈ પણ વિવેચન કરવું તે નિરર્થક નીવડવા સંભવ રહે; પરંતુ હવે તેની યથાયોગ્ય માહિતી મળી ગઈ હોવાથી તે વિશે સપ્રમાણ બોલી શકવાની સ્થિતિમાં આપણે મૂકાયા છીએ એટલે હવે તેનું વિવેચન અત્ર કરીશું. તે કડી આ પ્રમાણે છે.

अयोध्या, मथुरा, माया, काशी, कांची, अवंतिका
पूरी द्वारावती चैव सप्तैता मोक्षदायिकाः ॥१॥

વૈદિક સંપ્રદાયમાં ક્યા તીર્થસ્થાનો મુખ્ય મુખ્ય ગણાય છે તે દર્શાવવા ઉપરની કડી રચાઈ છે. તેમાંના અયોધ્યા, મથુરા, કાશી, અવંતિકા=ઉજૈની, પુરી= જગન્નાથપુરી, અને દ્વારાવતી=દ્વારિકા, આ નામની છ નગરીઓનો ભાવાર્થ તુરત સમજી શકાય તેમ છે. પરંતુ 'માયા' અને 'કાંચી'નાં બે સ્થાનો જરા સ્પષ્ટીકરણ માંગે છે. માયા નામની નગરી સાથે બૌદ્ધધર્મનો ઇતિહાસ સંકલિત થયો કહેવાય છે. એટલે વૈદિક કરતાં તે સ્થાન બૌદ્ધધર્મ સાથે વિશેષ સંબંધ ધરાવતું કહી શકાય તેમ છે. તેવી જ રીતે કાંચીનું પણ કહી શકાશે. કાંચી તે તો દક્ષિણ હિંદમાં જેને કાંજીવરમ= કાંજેવરમ કહેવાય છે તેનું ટૂંકુ નામ છે. ત્યાં વૈદિક ધર્મનો કોઈ પ્રસંગ બન્યો હોય તેમ જણાયું નથી. ઉલટું બૌદ્ધ સંપ્રદાય માટે વિદ્યાપ્રાપ્તિનું મોટું સ્થાન તે ગણાય છે. વળી ઉપરની કડીમાં આર્યાવર્તને લગતાં તીર્થનો ઉલ્લેખ કરવાનો હેતુ વિશેષ છે, જ્યારે કાંચી તો પ્રાચીન કાળે અનાર્થ મનાતા એવા દક્ષિણ દેશમાં આવેલું ગણી શકાય. એટલે આ બે તીર્થોને–માયા અને કાંચી નગરીઓને–શામાટે ઉપરની કડીમાં સ્થાન મળ્યું હશે, અથવા તે એને બદલે બીજી કોઈ નગરીનાં નામ મૂકવા યોગ્ય કે કેમ, તે તો વૈદિકધર્મના જ્ઞાતા પુરૂષો જણાવી શકે તેમ કહેવાય.

પરંતુ અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે એક બાજુ सप्तैता શબ્દ લખ્યો છે એટલે કે સાતની સંખ્યા હોવાનું જણાવે છે ત્યારે તેમાં નિર્દિષ્ટ નગરીની સંખ્યા જો ગણીએ છીએ તો આઠની થઈ જાય છે. તે માટે બે રસ્તા સંભવિત દેખાય છે. એકમાં, સાતને બદલે આઠની સંખ્યા સૂચવતો શબ્દ મુકી अष्टैता લખવું. અને બીજામાં પૂરી તથા

(૮૫) પ્રિયદર્શિને ઉભા કરાવેલ ધૌલી અને જાગૌડાના ખડકલેખો વચ્ચે અંતર શા માટે પડયું છે તે માટે જુઓ ઉપરમાં પૃ. ૨૪૦ ટી નં ૩૦ ની હકીકત.

દ્વારાવતી શબ્દોને છૂટા ન પાડતાં એક જ સ્થાન દર્શાવતો પૂરિદ્વારાવતી એવો સમાસવાચક શબ્દ મૂકવો. આ બીજી રીત જો સ્વીકાર્ય ગણાય તો પછી, જગન્નાથ-પુરીનું તીર્થ વૈદિક મતવાળાનું ઉપરની કડીને લીધે જે ગણાય છે તે બંધ થઇ જશે; અને જે વસ્તુ અત્યાર સુધી આપણે પુરવાર કરી રહ્યા છીએ તેને ઉલટું વિશેષ સમર્થન રૂપ ગણાશે.

આ કડીમાં વૈદિક દષ્ટિએ શું શું ફેરફાર કરવા યોગ્ય હતું તે સૂચવવાનું કાર્ય તો આપણે વૈદિક મત-વાળા જ્ઞાતા પુરૂષો ઉપર છોડી દીધું છે. પરંતુ જૈન દૃષ્ટિએ તે કડીનું સ્વરૂપ કેવું હોવું જોઈએ તે અત્ર જણાવી દઇએ એટલે તે એમાંથી જે યોગ્ય લાગે તે ભલે અનુસરવામાં આવે.

अयोध्या, मथुरा, पावा, चंपा, सांची अवंतिका ।
पूरी द्वारावती चैव, अष्टैता मोक्षदायिकाः ॥१॥

આમાં ઉદ્દેશેલી નગરીઓની ઓળખ તો સ્પષ્ટ છે જ, છતાં થોડોક ખુલાસો કરી દઇએ. પાવા એટલે પાવાપુરી તે સ્થાને શ્રી મહાવીર નિર્વાણ પામ્યા છે. ચંપા નગરીએ જૈન સંપ્રદાયના બારમા તીર્થંકર શ્રી વાસુપૂજ્ય નિર્વાણને પામ્યા છે ( જુઓ પુ. ૧ પૃ. ૭૭. ટી. ૪ ). સાંચીને અત્યાર સુધી બૌદ્ધ ધર્મનું તીર્થ ધામ મનાતું આવ્યું છે પરંતુ આપણે તે જૈન ધર્મને લગતું સ્થાન ગણાવ્યું છે ( જુઓ પુ. ૧. પૃ. ૧૮૬ ઇ. ઇ. ) પૂરી એટલે જગન્નાથપુરી તે જૈન તીર્થ હોવાનું આ પરિચ્છેદે અનેક પુરાવા આપી સાબિત કરી આપ્યું છે. મતલબ કે ઉપરની કડી કેવી રીતે જૈનતીર્થદર્શિકા હોઇ શકે છે તેની સમજૂતિ આ પ્રમાણે સમજવી.

**આશ્વાસન સાથે એક ચેતવણી**

વિશ્વનાથ જગન્નાથની મૂર્તિ અત્યાર સુધી વૈદિક મતની હોવાનું સર્વત્ર મનાયું છે. તે માન્યતા હવે જ્યારે ઉથલાઈ પડતી દેખાય છે ત્યારે સંભવિત છે કે, ચાલી આવતી માન્યતામાં કોઇ કાળે કોઇ જાતનો ફેરફાર થવો જ ન જોઇએ; એવા અભિપ્રાય ધરાવનારાઓના રૂઢીચુસ્ત મનને કાંઇક લાગી આવશેજ; તો તેમને આશ્વાસન આપવાનું કે, પ્રથમ તો જે મત અત્યારે દાખલા દલીલોથી અમે પુરવાર કરી બતાવ્યો છે તે પણ સર્વથા કબુલ થશે કે કેમ ? અથવા તો નિરંતર ચાલુ જ રહ્યા કરશે કે કેમ ? તેની ખાત્રી જ ક્યાં છે ? છતાં ધારો કે અમારી દલીલો અતુટ રહી અને તે મત કાયમ થયો તો પણ પેલી ઉક્તિ છે કે, જે સત્ય હોય છે તે ગમે તેટલો પ્રયત્ન કર્યા છતાં બહાર આવ્યા વિના રહેતું જ નથી. એટલે સત્યને ચાહનારને તો કોઈ રીતે ખોવાનું હોતું જ નથી. બીજી વાત, ઇ. સ. ૩૦૦ માં જ્યારે મૂળ મંદિર નષ્ટ કરી દેવામાં આવ્યું અને તે સ્થાને તેની વિકૃતિ ઉભી કરવામાં આવી, ત્યારે તે ઉભી કરનારના મનમાં શું શું થઈ રહ્યું હશે, તેમજ તે મૂળ મંદિર ઉપર શ્રદ્ધા ધરાવનાર હશે તેની મનોદશા કેવી થઇ રહી હશે ? તે બન્નેની મનોદશા અરસપરસ ઉલટી જ દીશામાં વહી રહી હોવી જોઇએ એમ કલ્પના કરી શકાય છે. વિકૃતિ કરનારે સામાન્ય જનતાનું ધ્યાન સત્યથી અલગ લઈ જવા કેટકેટલાયે પ્રયત્ન કર્યા[૯૬] હશે છતાં કાળે કરીને તે પડદાઓ હવે ઉચકાઈ જતા નજરે પડે છે; તેમ અત્યારે જે મત, અનેક દલીલો અને આધારો આપીને આપણે સ્થાપિત કર્યો છે, તે સર્વ મુદ્દાઓ પણ જો માત્ર આચ્છાદન રૂપે જ હશે તો ગમે તેટલાં તેને મજબૂત ગોઠવી રાખીશું તો પણ, કાળદેવની એરણ ઉપર ટીપાઇ ટીપાઇને તે સર્વ નષ્ટ થઈ જવાનાં જ છે. વસ્તુનો કાળક્રમ જ હમેશાં એવો રહ્યો ગણાય છે. એમ તો ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે જ્યારે વચ્ચમાં જાહેર કર્યું હતું કે, તે મૂર્તિઓ બૌદ્ધધર્મની હોવા સંભવે છે, ત્યારે ઉપરના બે પક્ષોની શી મનોદશા થઇ હશે તે વિચારો જોઈએ ? કહેવાની મતલબ એ છે કે, જે કાળે જે થવાનું હોય છે તે થયા જ કરે છે. માટે કોઈ એ, કોઇ પ્રકારે વિહ્વલ બનવું ન જોઇએ. પણ જે મુદ્દાઓ રજુ થાય તે ઉપર બુદ્ધિપૂર્વક વાદ કરવાનું જ

(૯૬) જેના બે ત્રણ ઉદાહરણો આપણે ઉપરમાં રજુ પણ કરી બતાવ્યાં છે ( જુઓ. ઉપરમાં ટી. નં. ૯૧. ૯૨ )

ધોરણ અખત્યાર કરવું કે જેથી અંતે સત્ય હોય તેજ બહાર તરી આવે.

**હિંદુ અને જૈન એક કે ભિન્ન?**

આજ કાલ આ પ્રકારનો પ્રશ્ન કેટલેક ઠેકાણે ઉપસ્થિત થયા કરે છે. દેશનો પ્રચલિત કાયદો કહે છે કે તે બન્ને ભિન્ન છે, તેમ સરકાર તરફથી વારંવાર થતી વસ્તીપત્રકની ગણત્રીમાં પણ બન્ને માટેનાં આસનો જુદાં પાડેલ હોવાથી, તે બન્ને ભિન્ન હોય એવો ચિતાર ખડો થાય છે. જ્યારે કેટલાકનું મંતવ્ય એમ છે કે તે બન્ને એક જ છે. બલ્કે હિંદુમાં જૈનનો સમાવેશ થઈ જાય છે. એટલે મૂળ હિંદુ છે અને જૈન તેમાંથી નીકળેલી એક શાખા છે. આ બધાં મંતવ્ય પોતપોતાની દૃષ્ટિએ સાચાં જ છે કેમકે દરેક વસ્તુને જે દૃષ્ટિ એ જોવામાં આવે તેવીજ તે દેખાય છે, જેથી સ્યાદ્વાદ–અનેકાંતવાદને સત્ય તરીકે સ્વીકારાયો છે તથા સન્માનીત ગણ્યો છે અને તેટલા માટે જ દરેક વસ્તુનું સ્વરૂપ તેને અનુસરીને વિચારાયાથી કોઈ પણ પ્રકારનો બાધ લાગ્યા વિના તે સિદ્ધ કરી શકાય છે. તેથી જ ઉક્તિ થઇ પડી છે કે **यादृशी दृष्टि तादृशी सृष्टि।** —અથવા—**यादृशी भावना तादृशी सृष्टि.।**

હિંદુ અને જૈન; તે બન્ને શબ્દો વ્યાકરણની દુનિયામાં નામ પણ છે અને વિશેષણ પણ છે. નામ તરીકે તપાસો તો બન્ને શબ્દો ભિન્ન જ દેખાય છે; પરંતુ વિશેષણ રૂપે તપાસો તો તેની સાથે જે નામ જોડવાનું હોય તે ઉપર, તેના ભિન્નત્વ કે અભિન્નત્વનો આધાર રહેશે; તેની સાથે ધર્મ શબ્દ જોડીને હિંદુધર્મ, સંસ્કૃતિ જોડીને હિંદુ સંસ્કૃતિ કે સંસ્કાર જોડીને હિંદુ સંસ્કાર કહો; અને તેજ પ્રમાણે જૈનધર્મ, જૈન સંસ્કૃતિ અને જૈન સંસ્કાર કહો; તો પણ તે સર્વે કેવી રીતે ભિન્ન બતાવી શકાય છે અને કેવી રીતે અભિન્ન બતાવી શકાય છે, તેનું સ્પષ્ટીકરણ પુ. ૧ની પ્રસ્તાવના પૃ. ૨૧ થી ૨૪ પ્રશ્ન નં. ૭માં; પુ. ૨ માં પૃ. ૩૪૨–૪૪ સુધી; તેમજ પુ. ૩ માં પૃ. ૨૪૭ થી ૨૫૨ સુધીમાં, વિધવિધ રીતે કરી બતાવ્યું છે, એટલે પાછું અત્રે તે ઉતારવાની જરૂર રહેતી નથી. વાંચ્છુક જનોએ નિર્દિષ્ટ સ્થાનેથી વાંચી લેવા મહેરબાની કરવી. અત્રે તો એટલું જ જણાવવાનું છે કે સર્વે ધર્મો, પછી તેને ગમે તે નામ આપીને સંબોધો, તો પણ તેમનો મુખ્ય આશય પોતાના આશ્રિત જીવાત્માઓને પોતે ઠરાવેલી ઉચ્ચમાં ઉચ્ચ કોટિએ લઈ જવાનો જ હોય છે. પછી તે ઉચ્ચમાં ઉચ્ચ–સર્વોત્કૃષ્ટ સ્થાનને મોક્ષનું નામ આપો તો, મોક્ષને ધ્યેય અને ધર્મને–ધ્યાન અથવા સાધન તરીકે સ્વીકારવાં રહેશે; અને જો સંસ્કૃતિને જ ધ્યેય ઠરાવશો તો પછી સંસ્કારને સાધન ગણવો પડશે. આ પ્રમાણે ધ્યેય અને ધ્યાન વચ્ચે રહેલી પરિસ્થિતિ જો બરાબર સમજવામાં આવે, તો ઉપરની ઉક્તિની સાર્થકતા પણ યથાસ્વરૂપમાં તુરત કળી જવાશે. એટલે કોઈ પણ સંપ્રદાયવાળા કોઈ પણ વસ્તુને સ્યાદ્વાદત્વમાં પોષાયલી સ્થિતિસ્થાપકતાના કાટલે જોખીને તપાસવા માંડશે, તો તેમને દરેકને તે દરેક વસ્તુ સત્ય અને તથાસ્વરૂપમાં જ દેખાશે. કોઇને અભિન્નત્વ લાગશે નહીં; તેમ તેના પરિણામે, મન દુઃખ થવાનું કારણ પણ મળશે નહીં. જે દુઃખ થાય છે તે, દરેક શબ્દને તેના યથાર્થ અને વિશાળ દૃષ્ટિબિંદુવાળી ભાવનાને બદલે સંકુચિતપણે નિહાળવાની આપણામાં પડેલી ટેવના પરિણામ રૂપે જ છે એમ સમજવું.

**મૂર્તિ અને મૂર્તિપૂજા**

માત્ર દંતકથા રૂપે જ જો હોત, તો તો આપણે હજુ તે વાતની અવગણના કરી શકત, પરંતુ જ્યાં શિલાલેખ જેવો અભેદ્ય પુરાવો મળી આવે છે ત્યાં તે બાબતમાં કિંચિદંશે પણ શંકા ઉઠાવવાનો અવકાશ રહેતો નથી. અને જો મૂર્તિ હોવાનું સિદ્ધ થયું તો મૂર્તિપૂજા હોવાનું પણ સ્વયંસિદ્ધ થાય છે જ. એટલે એક તત્ત્વનો ફડચો થઇ ગયો કહેવાશે કે, જે કેટલાક વિદ્વાનો આધુનિક સમયે એમ મંતવ્ય ધરાવતા થયા છે કે, પ્રાચીન સમયે મૂર્તિ કે મૂર્તિપૂજા જેવું કાંઇ હતું જ નહીં, તો તેઓ હવે શિલાલેખના આધારે સમજી શકે છે કે ઇ. સ. પૂ. ૪૨૯ માં મૂર્તિપૂજા હતી જ; બલ્કે ખારવેલના સમય પહેલાંની આ મૂર્તિ છે અને

રાજા નંદિવર્ધને તે માટે લડાઈ આદરી હતી એટલે તે સમયે પણ તે વસ્તુઓ હતી એમ કહી શકાય. વચ્ચે એમ પણ પ્રશ્ન કરી શકાય કે તે મૂર્તિ તો પરાપૂર્વકાળે ભરાઈ હતી એમ તમે કહી ગયા છો માટે નંદિવર્ધન અને ખારવેલના સમયે મૂર્તિપૂજા ભલે હશે પરંતુ મૂર્તિ તો તે સમયે નવી ભરાવાતી જ નહોતી; પરાપૂર્વથી કોઈ હોય તો તે વાત નીરાળી છે. ઉત્તરમાં કહી શકાશે કે નંદિવર્ધનની વાત જવા દો, પરંન્તુ રાજા ઉદયાશ્વે તો નવેસરથી જ પાટલિપુત્ર વસાવ્યું હતું અને ત્યાં જીનમંદિર બંધાવ્યું હતું તથા નવીન પ્રતિમા પધરાવી હતી, તેમજ તે સ્થાનેથી બે યક્ષોની મૂર્તિ—અમુક લેખવાળી—મૂર્તિ મળી આવી છે તથા હાલમાં કલકત્તાના મ્યુઝીઅમમાં તે સંગ્રહિત પડેલી છે તેનું કેમ ?[૮૭] મતલબ કે મૂર્તિઓ હતી તે વાત જેમ નિર્વિવાદ છે તેમ અમુક અંશે[૮૮] મૂર્તિ વિના પણ ચલાવી લેવાતું હતું તે પણ નિર્વિવાદ છે. પરંતુ આ વિષય ઇતિહાસને લગતો નહીં હોવાથી તેની ચર્ચામાં અત્ર ઉતરવાનું નિષ્પ્રયોજન છે.

**વસ્તુ એક; ધ્યેય જુદાં**

રાજા ખારવેલે પોતે જે ધાર્મિક અને પરાક્રમશીલ જીવન ગાળ્યું હતું તેનો જીવતો જાગતો પુરાવો તો હાથીગુંફાના લેખ ઉપરથી મળી આવેલ છે. એટલે તેમાં શંકાને સ્થાન રહેતું નથી જ. જો કે તેના હાથે જ તે લેખ કોતરાવેલ હોવાથી કદાચ સંશય ઉભો થવા પામે; છતાંયે તે લેખમાં વર્ણવેલી હકીકતની સત્યતા, જ્યારે અન્ય ઐતિહાસિક ઘટનાથી સાબિત થઈ જાય છે ત્યારે તે સંશય તદ્દન ગળી જાય છે. મતલબ કે હાથીગુંફાના લેખને એક નગદ અને સત્યપૂર્ણ દસ્તાવેજ માનવો રહે છે. આટલો જબરદસ્ત અને કિંમતી તે લેખ છે તથા તેનું જીવન આટલું બધું મહત્ત્વશાળી નીવડ્યું છે; છતાં અજાયબી ભરેલી ઘટના એ છે કે તેના સમયે હિંદમાં પ્રવર્તી રહેલા જે ત્રણ ધર્મો—વૈદિક, બૌદ્ધ કે જૈન—ગણાયા છે તેમાંના એકેકના સાહિત્ય પુસ્તકોમાં રાજા ખારવેલનું નામ સુદ્ધાંત પણ જણાવાયું નથી.

ડૉ. રાજેન્દ્રલાલ મિત્રે પોતાના 'એન્ટીક્વીટીઝ ઓફ ઓરીસા'માં જાહેર કર્યું છે કે શ્રી. જગન્નાથજીનું મંદિર બુદ્ધધર્મનું હોવા સંભવ છે. આપણે જોઈ ગયા છીએ કે મૂળ મંદિરનો નાશ ઇ. સ. ૩૦૦ ની આસપાસમાં થઈ ગયો હતો પરંતુ યયાતિ કેશરી રાજાના સમયે ઇ. સ. ૫૮૦ આસપાસ નૂતન મંદિર[૮૯] બંધાવવાનું શરૂ થયું હતું અને ૭૫ વર્ષે તેની પેઢીમાં થયેલ ચોથા રાજાએ તે સંપૂર્ણ કરાવ્યું હતું. એટલે કે આ બધું પરિવર્તન ઇ. સ. ૫૮૦ અને ૬૫૫ ના અંતરગાળે થયું હોવું જોઈએ. બલ્કે એમ કહો કે જે વખતે પેલા બૌદ્ધ યાત્રિક મિ. હ્યુએન ત્શાંગ હિંદમાં મુસાફરી કરતા હતા, તે સમયે આ નૂતન મંદિર પૂર્ણ થયું હતું કે પૂર્ણ થવાની તૈયારીમાં હતું. વળી તે પોતે આ પ્રાંતની મુસાફરીએ આવ્યો પણ છે. છતાં તેણે

(૮૭) આ સમય અગાઉની મૂર્તિઓ હોવાના પણ દૃષ્ટાંતો મળી આવે છે. પરંતુ તે શંકાસ્પદ છે (જુઓ પુ. ૧. પૃ. ૧૭૦. ટી. નં. ૫૫) અથવા તો તેનો સમય નીચેની ટી. નં. ૮૮માં જણાવ્યા પ્રમાણે થઈ જતો હતો એટલે તેની ગણત્રી અહીં કરી નથી.

(૮૮) અમુક અંશે એટલા માટે લખવું પડ્યું છે (૧) આવી મૂર્તિઓ જે મળી આવી છે તે, કાળગણનાનો સમય જ્યારથી ગણાય છે તેનાથી પૂર્વાતીત છે. (૨) અથવા તો જે સમયે મૂર્તિ વિના ચલાવી લેવાતું હતું એમ હું માની રહ્યો છું તે સમયની તે નહોતી. પરંતુ અન્ય સમયે ભરાવાઇ હતી. (૩) મૂર્તિ અને મૂર્તિપૂજા તે સાલંબન છે. જ્યાં નિરાલંબન અવસ્થા પ્રાપ્ત થઈ, ત્યાં તો તે બન્ને વસ્તુનો અભાવ જ માનવો પડે. આ સંજોગોમાં મૂર્તિઓ તેટલા સમય માટે ન હોતી એમ હજુ કહી શકાય.

(૮૯) જગન્નાથપુરીનું મંદિર અને યયાતિકેશરીએ બંધાવેલું ભુવનેશ્વરનું મંદિર, બન્ને સ્થાન જુદાં જુદાં છે. માત્ર પાંચથી દશ ગાઉના અંતરે જ છે. પરંતુ તે બન્ને પ્રદેશ એક છે; મંદિરોની રચના એક છે; બન્નેના રાજવી એકજ છે; રાજ્યધર્મ એક જ છે; એટલે એકજ ધર્મ ક્રાન્તિમાંથી બન્ને, એકજ વખતે પસાર થયેલ ગણાય;જેથી જે હકીકત એકને લાગુ પડે તે બીજાને પણ લાગુ પડે છે. તે માન્યતાથી નામની લખાવટમાં તેમની વચ્ચેનો અરસપરસ ભેદ જળવાઇ રહ્યો નથી એમ સમજવું.

પોતાની મુસાફરીનાં વર્ણનનાં જે બે પુસ્તકો લખ્યાં છે તેમાં આ બાબતનો[૯૦] એક અક્ષર વટીક પણ લખ્યો નથી. જો તે તીર્થધામ સાથે કોઈને કોઈ રીતે બૌદ્ધધર્મનો સંબંધ જોડાયલો હોત, તો શું તેનો ઉલ્લેખ તે બૌદ્ધ યાત્રિક પોતાનાં પુસ્તકમાં કર્યા વિના રહેત ખરો કે? સાર એ નીકળે છે કે તે તીર્થ બૌદ્ધ-ધર્મનું નહીં હોય જેથી તેણે આ બાબત મૌન સેવ્યું છે.

બીજી વાત કરીએ વૈદિક ધર્મવાળાની-કે. હિ. ઈ. માં લખેલ છે કે[૯૧] His (Kharvel's) family has found no place in the dynastic lists of suzerains which are handed down to posterity by the Puranas=જે સમ્રાટોની-રાજકર્તાઓની વંશાવળીઓ પુરાણોમાંથી આપણને મળી આવે છે તેમાં ખારવેલના વંશને લગતો કાંઈ ઈસારો સુદ્ધાં પણ મળતો નથી. આમ કરવામાં પુરાણોના લેખકોનો શો આશય હશે તે સમજી શકાતું નથી. તે બાબતમાં બે ત્રણ પ્રકારનાં અનુમાન કરી શકાય તેમ છે. (૧) કદાચ કહેવાય કે પુરાણની રચના ઇ. સ. ની ચોથી સદી બાદ થઈ મનાઈ છે. તે સમયે જગન્નાથજીના આ મંદિર વિશે કાંઈ જણવા યોગ્ય બન્યું નહીં હોય; તેથી તેમાં નોંધ લેવાઈ નહીં હોય. આ દલીલ ટકે તેમ નથી, કેમકે મૂળમંદિરનો નાશ તો ઇ. સ. ૩૦૦ની આસપાસ થઈ ગયો હતો એટલે પુરાણોત્પત્તિ સમયે આ હકીકત બધી તાજી જ હોવી જોઈએ. (૨) જ્યારે બીજું અનુમાન એ કરી શકાય છે કે, આ મંદિર વૈદિક સંપ્રદાયનું હવે મનાવ-વામાં તો આવી ગયું છે એટલે રાજા ખારવેલનું કે તેના પૂર્વજો વિ. નું વર્ણન જો લખવામાં આવશે તો તેના વિશેષ ઉંડાણમાં કોઇને ઉતરવાનું મન થશે અને પરિ-ણામે સત્ય વસ્તુ જે છે તે બહાર પણ આવી પડશે. એમ થાય તો નાલેશી જેવું ગણાય. માટે તે વસ્તુ બહુ પ્રકાશ જ ન પામે તે બહેતર ગણાય એવી કલ્પનાથી આખું પ્રકરણ ગોઠવી રાખ્યું હોય; આ પ્રકારનો અનુમાન હજુ બનવા યોગ્ય કહી શકાશે. (૩) ઉપરાંત એમ પણ કહેવાય કે પુરાણોમાં વૈદિક રાજાઓનો ઈતિહાસ જ આલેખાયો છે અને રાજા ખારવેલ વૈદિક ન હોતો એટલે તેના વંશનું આલે-ખન કરાયું નથી; તો તે પણ વાસ્તવિક નથી; કેમકે અવૈદિક એવા મૌર્ય સમ્રાટો, પરદેશી યવન આક્રમણકારો, શક પ્રજા ઈ. ઈ. અનેકનાં, રાજકીય કારકીર્દીનાં વૃત્તાંતો અને ઇસારાઓ તેમાં કરેલ વંચાય છે તો પછી ખારવેલનાં વંશમાંના કોઈનું-વધારે નહીં તો બે ચાર પંક્તિ જેટલુંયે-તો વૃત્તાંત આપવું જોઇતું હતું. છતાં તેમ થયું નથી. તે માટે ઉપરમાં જે બીજું અનુમાન દોરાયું છે કે વિગત ઢાંકી રાખવા માટે જ મૌન પકડયું હશે તે કારણ મજબૂત દેખાય છે.

ત્રીજી વાત હવે જૈન ગ્રંથોની લઈએ-વૈદિક અને બૌદ્ધ મતના સાહિત્ય ગ્રંથોમાં કદાચ તેનો ઉલ્લેખ ન હોય તે તો ગનીમત લેખાય અને એમ પણ બચાવ કરી શકાય કે તેમને જે બાબત લાગતું વળગતું ન હોય તેવી-એટલે કે પારકાની-પંચાતમાં શું કામ પડવું જોઇએ તેથી તેઓએ ચૂપકી પકડી હોય. પરંતુ જૈનોને તો ઉલટો, આ રાજાનો પ્રસંગ એક ગૌરવ સમાન હતો; જ્યારે તેનાથી અનેક પ્રકારે નાના અને દુર્લક્ષ્ય કરવાયોગ્ય રાજવીઓનાં વર્ણનો તેમણે ઝીલવાનો પ્રયત્ન સેવ્યો છે ત્યારે આ રાજા તો, તેમનામાં પ્રાતઃસ્મરણીય ગણાય તેવા તેમજ ધર્મોન્નતિ કરનારામાં અગ્રેસર ગણાય એવા રાજા કુમારપાળ અને રાજા સંપ્રતિ જેવાની હરોળમાં મૂકવા યોગ્ય ગણાય તેવો છે તો શું તેવાનું નામ પણ લેવાનું ભૂલી જવાય? આના જેવું કૃતઘ્ન બીજું શું ગણાય? ખરેખર છે પણ તેમજ; કોઈ જાતનો ઉત્તર આપી શકાય કે બચાવ કરી શકાય તેવું દેખાતું નથી. એક વખત અમારી એવી માન્યતા બંધાઈ હતી કે, રાજા ખાર-

(૯૦) જુઓ રેકર્ડઝ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડનાં બે પુસ્તકો, જે અંગ્રેજી અનુવાદ તરીકે પડયાં છે તે.

(૯૧) જુઓ તે પુસ્તક પૃ. ૫૩૬.

વેલ કદાચ જૈનમતાનુયાયી નહીં હોય પરંતુ આજીવિક મતનો હશે. તેથી તેનું નામ લખાયું નહીં હોય. પરંતુ વિચાર કરતાં તે મત બીનપાયાદાર હતો. કેમકે રાજા ખારવેલ એક તો આજીવિક જ ન હોતો, અને હોયે તો પણ આજીવિક મતના ઉત્પાદક અને સ્થાપક એવા ગોશાળકના નામનો તેમજ જીવનનો પરિચય જૈનગ્રંથોમાં કેટલોગે અપાયો છે; તો આવા ઉપકારક મહા રાજવીનો, વિશેષ નહીં તો કલિંગજીનની મૂર્તિને અંગે લડત ચલાવનાર તરીકે તેમજ સૂત્રગ્રંથોના સંરક્ષક તરીકે તો, જરૂર જ તેનું નામ જાળવી રાખવાનું આવશ્યક હતું જ; એટલું પણ જ્યારે થયું નથી ત્યારે કહેવું પડશે કે જૈન ગ્રંથકારોએ રાજા ખારવેલને તેટલે દરજ્જે ઘોર અન્યાય જ કર્યો છે. જૈન ગ્રંથકારોએ કોઈ દિવસ ધર્મદ્વેષ પોષ્યો નથી જ. તેમણે તો ગુણગ્રાહીપણું જ દાખવ્યું છે ને દાખવવું જોઈતું હતું. એટલે તે નિયમે પણ ( આજીવિક મતનો હોત તો પણ) રાજા ખારવેલ તરફ અન્યાયભરેલું પક્ષપાતિપણું બતાવાયું છે એમ ન્યાયને ખાતર નોંધવુંજ રહે છે. મતલબ કે જૈન ગ્રંથકારોની ચૂપકીદીનું કારણ શોધ્યું જડતું નથી.

અમારા એક મદદનીશ શ્રીયુત સંઘવીની સાથે આ બાબતની ચર્ચા થતાં તે એમ જણાવે છે કે, પૂર્વદેશના પ્રાચીન સમયના કેટલાક જૈનગ્રંથોનો વિનાશ થઈ ગયો છે એટલે રાજા ખારવેલના કલિંગદેશનું વર્ણન મળતું નથી. કેટલેક અંશે અમને આ કથન વ્યાજબી લાગે છે કેમકે તેનો ઉલ્લેખ હાથીગુંફાના લેખમાં પણ રાજા ખારવેલે કર્યો તો છે જ. છતાં આ વિષય તપાસ તો માંગે છે જ.

આ પ્રમાણે રાજા ખારવેલનું જીવન ચરિત્ર લખવાની બાબતમાં એક વિષય પરત્વે–ત્રણે ધર્મના સાહિત્ય ગ્રંથોના લેખકોના આશયો–ભિન્ન ભિન્ન હોવાનું અત્યારે દેખાય છે. એટલી નોંધ કરીને હવે આ પરિચ્છેદ પુરો કરીશું.





# પંચમ પરિચ્છેદ

## રાજા ખારવેલ (ચાલુ)

**ટૂંકસારઃ**—(૩) રાજા ખારવેલ (ચાલુ)

હાથીગુંફાના લેખમાં આવેલ ૧૦૩ ના આંક સંબંધી ચલાવેલ વિશેષ વિચારણા તથા તેમાં ચેદિ સંવતની શકયતાનો બતાવેલ સદંતર ઈન્કાર—ત્રિકલિંગ શબ્દનું કરેલું સ્પષ્ટીકરણ તથા સમય સમય પરત્વે સમજાવેલું તેનું સ્વરૂપ—રાજા ખારવેલનાં આયુષ્ય અને રાજ્યકાળની કરેલી ચર્ચા—તેના કુટુંબ પરિવાર વિશેનો આપેલ ખ્યાલ, તથા તે સંબંધી પ્રવર્તી રહેલ કેટલાક ભ્રમનો કરેલો સ્ફોટ—તેના રાજ્ય વિસ્તાર સંબંધી ઉપાડેલ વિવાદ—તથા તે સમયે હિંદની પશ્ચિમે ઈરાની અખાત અને પૂર્વે ઈન્ડોનિશિયા (સુમાત્રા, જાવા, આર્કીપેલેગો આદિ) ટાપુઓ સુધી ત્રિકલિંગના વતનીઓના થયેલ દેશવિહાર સંબંધી કરેલું યથોચિત વિવેચન; જેથી તે ટાપુઓના વતનીઓનો હિંદ સાથે જોડાતો દેખાઈ આવતો સંબંધ—તેના સામાજીક તથા ધાર્મિક જીવન પરત્વે બંધાયેલ અનુમાનનું કરેલું નિર્દર્શન—પ્રિયદર્શિને અને ખારવેલે વિધવિધ ક્ષેત્રમાં ગાળેલ જીવનની કરેલી સરખામણી—

(૪) વક્રગ્રીવઃ પર્વતેશ્વરનું, રાજકીય તેમજ સામાજીક દૃષ્ટિએ, આપેલું વૃત્તાંત—જે કરૂણ સંયોગોમાં તેના જીવનનો અંત આવ્યો હતો તેનું કરેલું વર્ણન—

(૫) મલયકેતુઃ મકરધ્વજના રાજ્ય અમલનું વર્ણન તથા ચેદિવંશનો આવેલો અંત—

હાથીગુંફાના લેખમાં આવતો ૧૦૩ નો આંક નંદ કે મૌર્ય સંવતનો હોવાની જે માન્યતા ચાલુ આવે છે તે ખોટી છે એમ આપણે પૃ. ૨૬૭ થી ૨૭૦ માં બહુ અચ્છી રીતે સાબિત કરી આપ્યું છે. ઉપરાંત તે આંક વિશેની બીજી શકયતા હોવાનો મુદ્દો આપણે આપણી સ્ફુરણાથી ઉભો કર્યો હતો. તે બે શકયતામાંની એકમાં, તે આંક ચેદિ સંવતનો હોવાનો અને બીજીમાં મહાવીર સંવતનો હોવાનો હતો. તેમાંયે મહાવીર સંવતનો જો તે હોય તો, તેની આદિ કયાંથી તેમના નિર્વાણ કાળથી એટલે ઈ. સ. પૂ. ૫૨૭ થી ? અથવા તો તેમને જ્ઞાન પ્રાપ્તિ થઈ ત્યારથી એટલે ઈ. સ. પૂ ૫૫૬ થી ? થયાનું સંભવિત છે એમ પ્રશ્ન ઉપસ્થિત કર્યો હતો. આ બધા પ્રશ્નોના –મુદ્દાના–ઉત્તર પણ આપણે પૃ. ૨૭૨–૭૪ આપી દીધા છે કે તે આંક ચેદિ સંવતનો નથી પણ મહાવીર સંવતનો જ છે તેમ તેની આદિ શ્રી મહાવીરના નિર્વાણ કાળના સમયથી જ ગણાઈ છે, નહીં કે તેમના જ્ઞાન પ્રાપ્તિના સમયથી.

**૧૦૩ ના આંક સંબંધી વિશેષ**

ઉપર પ્રમાણે સર્વ સ્થિતિની ચોખવટ કરી નંખાઈ છે છતાં કિંચિત્ સંશય ( જુઓ. પૃ. ૨૭૪ ટી. નં. ૫૫ ) બતાવાયો હતો કે કદાચ તે આંક ચેદિ સંવતનો હોઈ શકે છે; જેનો ખુલાસો આગળ આપીશું. અત્ર તે વિષય હાથ ધરવો રહે છે.

જો ચેદિ સંવતનો તે આંક હોય તો તેની શરૂઆત મહારાજા કરકંડુ ઇ. સ. પૂ. ૫૫૮માં ગાદીએ બેઠો ત્યારથી થયેલી ગણાય. તે હિસાબે ૧૦૩ની સાલ એટલે ઇ. સ. પૂ. ૪૫૫ થાય; જ્યારે નંદિવર્ધનનું મરણજ ઇ. સ. પૂ. ૪૫૬માં એટલે કે તેની પૂર્વે એક વરસે થઈ ચૂકયું હતું. એટલે તે નહેર નંદિવર્ધને પ્રથમ ખોદાવી હોય એ બની શકે નહીં. આ અથવા તો આને મળતાજ મુદ્દા ઉપર તે ૧૦૩નો આંક ચેદિ સંવતનો હોઇ ન શકે એમ આપણે બતાવી ગયા છીએ. વળી બીજી રીતે પણ તે આંક ચેદિ સંવતનો નથી એમ પુરવાર કરી શકાય છે.

જો તે આંક ચેદિ સંવતનો લેવાય તો તેનો પ્રારંભ ઇ. સ. પૂ. ૫૫૮માં થયો ગણાય એટલું તો ચોકકસ જ; તે હિસાબે ૧૦૩ જું વર્ષ ઇ. સ. પૂ. ૪૫૫ માં આવે કે જે ખારવેલ રાજ્યે પાંચમું વર્ષ હતું એમ હાથીગુંફાના લેખમાં સ્પષ્ટ જણાવાયું છે. એટલે સાર એ થશે કે રાજા ખારવેલનું ગાદીનશીન થવું ઈ. સ. પૂ. ૪૬૦માં થયું ગણાશે, તથા તેના પિતા વૃદ્ધિરાજનો રાજ્યઅમલ ઇ. સ. પૂ. ૪૬૦ થી ૪૭૦ સુધીનો અને રાજા ક્ષેમરાજનો સમય ઈ. સ. પૂ. ૪૭૦ થી ૫૦૬ સુધીનો ગણાશે. આ પ્રમાણે ગણતાં આખો ઈતિહાસ જ ઉથલી જતો દેખાશે. મતલબ એ થઈ કે ૧૦૩ નો આંક ચેદિ સંવતને લગતો બીલકુલ છેજ નહીં.

પ્રાચીન ઇતિહાસમાં ત્રિકલિંગ શબ્દનો પ્રયોગ અનેક વખત કરવામાં આવ્યો છે. અને સામાન્યતઃ *અંગ, વંગ,* અને *કલિંગ* એ નામના ત્રણ પ્રદેશનો ઝુમખો-સમુહ–એવો તેનો અર્થ કરાય છે. પરંતુ આ પ્રમાણેની માન્યતા આગળ ધરવામાં કોઇ વિશ્વસનીય પુરાવો કે દલીલ રજુ કરવામાં આવતી નથી. એટલે જેમ પ્રાચીન ઐતિહાસિક અનેક કિસ્સામાં બનતું આવ્યું છે, તેમ આ બાબતમાં પણ માત્ર કલ્પનામાં બેસતું આવ્યું અથવા શ્રોત્રપ્રિય લાગ્યું માટે આમ બનવા પામ્યું હોવું જોઇએ એમ ઠરાવી દેવાયું છે? કે તે કથન વાસ્તવિક હોવાથી જ વપરાતું થયું છે? તે આપણે તપાસી જોઇએ.

**ત્રિકલિંગનું સ્વરૂપ**

પુ. ૧ માં અંગ દેશ [1] અને ચેદિ દેશ[2]ની ભૌગોલિક સ્થિતિનું વર્ણન કરતાં ત્રિકલિંગ શબ્દમાં કયા કયા પ્રદેશનો સમાસ થઇ શકે તેમ છે તે પ્રસંગોપાત જણાવી દીધું છે. પરંતુ તે સર્વ મુદ્દા એકત્રિત કરીને તથા તેમને વ્યવસ્થિત ગુંથીને રજુ કરાય તો તેનો

(૧) જુઓ પુ. ૧ પૃ. ૧૦૬ તથા પૃ. ૧૪૦ થી ૧૪૬ નું લખાણ તથા તેને લગતી ટીકાઓ.

(૨) જુઓ પુ. ૧ પૃ. ૧૬૪ થી ૧૬૬ સુધીનું લખાણ તથા તેને લગતી અનેક ટીકાઓ.

સમીચીનપણે ખ્યાલ આવી શકે તેટલા માટે આ વિષય ફરીને અત્ર રજુ કરીશું

(૧) પ્રથમ તો 'ત્રિકલિંગ' ના સમુહમાં જે ત્રણ દેશને મૂકવામાં આવે છે તે ત્રણેને અરસપરસમાં તેમની વચ્ચે કોઇ જાતનો સંબંધ-સામ્યતા-(જેવી કે સંસ્કારની, વસ્તીની, ભાષાની ઈ. ઈ. કોઈ જાતની) હોવાનું બતાવવામાં આવતું નથી, તેમ દેખાતું પણ નથી. અત્યારે પણ નથી તેમ તે વખતે હોવાનું, પણ ઇતિહાસનાં પાનેથી સિદ્ધ થતું નથી; તો પછી તે સંબંધીની એકતારતા શી રીતે મેળવી શકાય?

(૨) છતાં કવચિત્ કવચિત્ અસંભવિત દેખાતી વસ્તુ પણ જેમ સંભવિત બની જાય છે, તેમ નં. ૧ માંની સ્થિતિ-ત્રણે દેશને એક સમુહ તરીકે માની લેવાની-આપણે માન્ય રાખી લઇએ તો પણ પાછો વિરોધ એ આવીને ઉભો રહે છે કે:—

તેમાંના અંગદેશને, હાલના વિદ્વાનો બિહાર પ્રાંતમાંનું ભાગલપુર પરગણું ગણે છે અને બંગદેશને, વર્તમાન બંગાળ પ્રાંતમાંના મુર્શિદાબાદ જીલ્લાને અને તેની દક્ષિણે ઠેઠ સમુદ્ર તટ સુધી લંબાતા પ્રદેશને ગણતા દેખાય છે. જ્યારે કલિંગની હદ ઉત્તરમાં મહા નદી અને ચિલ્કા સરોવરથી શરૂ થતી માને છે. જો કે આ પ્રમાણે કલિંગ દેશની હદની માન્યતામાં પણ તેમની ભૂલજ થતી દેખાય છે; છતાં તકરારનું સમાધાન થતું હોય તો થવા દેવું, તે સિદ્ધાંતે આપણે તેમનું મંતવ્ય કબૂલ રાખી લઇએ છીએ. તોપણ આ પ્રમાણે માની લેવામાં મુશ્કેલી એ આવે છે કે તે ત્રિકમાંના અંગદેશ અને બંગદેશ, બન્ને પાસે પાસે અને અડોઅડ આવેલા હોવાથી એકજ રાજ્યની હદમાં હજુ તેમનો સમાવેશ થતો કહી શકાય; પરંતુ બંગદેશ અને કલિંગ-દેશની વચ્ચે તો હાલના બર્દવાન, મિદનાપુર, બાલા-સોર, કટક વિગેરે જીલ્લાઓ આવી જાય છે કે જે અન્ય રાજવીની હકુમતવાળા પ્રદેશો ગણાતા હતા. આ પાછલી ભૂમિ તે સમયે મગધપતિને તાબે હતી. એટલે કે અંગ-બંગ હજુ કલિંગપતિના ગણાય; તે પછી મગધપતિનો પ્રદેશ આવે અને તે બાદ પાછો કલિંગ-પતિનો કલિંગ દેશ આવે. મતલબ કે, આસપાસ કલિંગ-પતિનો અને વચ્ચે મગધપતિનો મુલક હતો. હવે વિચારો કે, અંગ બંગ અને કલિંગ એ ત્રણેનું સમુહગત રાજ્ય કયારે સંભવી શકે કે, જ્યારે તે ત્રણેની હદની વચ્ચે કોઇ રાજ્યની ફાચર આવતી ન હોય તો જ. એટલે કે તે ત્રણેની સીમા એક બીજાને અડી રહેલી હોય તો જ. આવો તો કોઈ પુરાવો મળતો નથી. ઉલટું હાથીગુંફાના લેખમાંજ મગધપતિ અને કલિંગપતિ બન્નેને ભિન્નપ્રદેશી અને સત્તાધારી સમર્થ સમ્રાટ હોવાનું બતાવાયું છે. સાર એ થયો કે, ત્રિકલિંગના સમુહમાં હાલની માન્યતા પ્રમાણેના અંગ, બંગ અને કલિંગ દેશો ઠરી શકતા જ નથી.

[ટીપ્પણ-એક રાજ્યની હકુમતવાળા સર્વ પ્રદેશો, એક બીજાને અડીને-સ્પર્શીને જ રહેવા જોઇએ, એવો સિદ્ધાંત ઉપરની દલીલમાં જે આપણે આગળ ધર્યો છે તેની વિરૂદ્ધમાં એવો બચાવ કરવામાં આવે કે, તેવો નિયમ ભલે સામાન્યપણે હશે પરંતુ સર્વથા તેમ હોતું નથી જ; કેમકે વર્તમાનકાળે કાઠિયાવાડ અને ગુજરાતમાં પણ શ્રીમંત ગાયકવાડ સરકારના અનેક મુલકો વચ્ચે અન્ય રાજવીઓના પ્રદેશ આવી જાય છે. તેના જવાબમાં જણાવવાનું કે તે દલીલ બિન પાયાદાર છે; કેમકે આપણે વાત કરીએ છીએ સાર્વ-ભૌમ સત્તા ધરાવતા સમ્રાટોની; જ્યારે દૃષ્ટાંત આપીએ છીએ તેવા સમ્રાટોની સત્તામાં રહેલા અર્ધ-આશ્રિત સત્તા ભોગવતા રાજ્યોની. મતલબ કે સાર્વભૌમ સત્તા જેવા સમ્રાટોના હાથ તળેના રાજાઓના મુલકો, મુખ્યતયા એકબીજાને અડોઅડ જ આવેલ હોય છે. વર્તમાન કાળે યુરોપીય પ્રજામાંના શાસકોના મુલકો જે ચારે ખંડમાં છૂટા છવાયા પથરાયલ નજરે પડે છે તેનું કારણ એ છે કે, તેઓ વચ્ચેનાં પરસ્પર હિતો સાચવવા માટે અમુક અમુક પ્રકારનાં બંધનો ઘડાયલાં છે અને તેને આશ્રયીને તે સર્વેને વર્તન રાખવું પડે છે. જે સમયનું આપણે વર્ણન કરી રહ્યા છીએ તે સમયે તે પ્રકારની રાજનીતિજ નહોતી. તે સમયે તો; જેના હાથમાં તેના મહોંમાં-એટલે કે તદ્દન સ્વતંત્રપણાની; અથવા બહુતો ગણપદ્ધતિની એટલે કે અર્ધસ્વતંત્રપણે રાજ્ય ચલાવવાની રાજનીતિ પ્રચલિત હતી. તે માટે

અત્યારની પરિસ્થિતિનો દૃષ્ટાંત તે સમયની રાજનીતિ પરત્વે લાગુ પાડી શકાય તેમ નથી.]

(૩) નં ૨ ની દલીલમાં અંગદેશનું સ્થાન, વર્તમાનકાળના વિદ્વાનોની માન્યતા પ્રમાણે ભાગલપુર જીલ્લો લેખીને આપણે તેના સત્યાસત્યનો વિચાર કરી ગયા છીએ. પરંતુ વાસ્તવિક રીતે તેનું સ્થાન (જુઓ પુ. ૧ પૃ. ૧૩૯) વર્તમાનના મધ્યપ્રાન્ત વાળા પ્રદેશમાં છે. એટલે તેને આશ્રયીને પણ આ પ્રશ્ન વિચારી લેવો જોઈએ. તે પ્રમાણે અંગ અને કલિંગનાં સ્થાન તો ચોક્કસ છે જ, પરંતુ બંગ શબ્દનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે તેનો ઉલ્લેખ પ્રાચીન ગ્રન્થોમાં થયાનું નજરે પડતું નથી; એટલે તે તો આધુનિક પ્રયોગ સમજાય છે. અને તે જ પ્રમાણે સ્થિતિ જો હોય તો, ત્રિકલિંગમાં અંગ, બંગ અને કલિંગનું જોડકણું ઉભું કરવામાં, મૂલં નાસ્તિ કુતઃ શાખા જેવું થતું હોય એમ શું નથી લાગી આવતું?

(૪) અંગ, બંગ (વંગ) અને કલિંગને બદલે, અંગ, વંશ અને કલિંગ તે ત્રણ દેશના સમુહગત રાજ્યને ત્રિકલિંગનું નામ આપીએ તો તે યથોચિત છે એમ ભૌગોલિક દૃષ્ટિએ પણ માન્ય રહે તેમ છે; કેમકે તે ત્રણે દેશની સીમા પરસ્પર સંલગ્ન થયેલી છે. તેમ ઐતિહાસિક પુરાવાથી, કલિંગપતિઓનાં જીવનવૃત્તાંતથી (જુઓ પુ. ૧ પૃ. ૧૬૦થી આગળ)તેમજ મહારાજા કરકંડુ મહામેઘવાહનના રાજ્ય વિસ્તારના હેવાલ ઉપરથી પણ સિદ્ધ થઈ જાય છે. એટલે કે ઇતિહાસ અને ભૂગોળથી તે બિના સાબિત થઈ જતી હોવાથી વિશેષતઃ માનનીય ગણવી રહે છે.

(૫) નં. ૪ માં જણાવ્યા પ્રમાણે, મહારાજા કરકંડુના સમયે, ચેદિવંશની સ્થાપના કરવામાં આવી તે વખતે-ભલે અંગ, વંશ અને કલિંગના યુથને ત્રિકલિંગ કહેવામાં આવતું હતું, પરંતુ હાથીગુંફામાં દોરાયલ ચિત્ર ઉપરથી, ચક્રવર્તી ખારવેલના સમયે તો ત્રિકલિંગનું સ્વરૂપ જુદું જ પડી જતું હતું એમ સમજાય છે. તેમાં જે અનેક વિજય મેળવવાનું રાજા ખારવેલને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું તે સર્વ હકીકતનું જોડાણ કરતાં એવો સાર કઢાય છે કે, રાજા ખારવેલે, મૂળ કલિંગની દક્ષિણેથી વધતાં વધતાં, ઠેઠ સિંહલદ્વીપની સીમાંતે, પાંડય રાજા ઉપર પણ તેણે વિજય મેળવ્યો હતો અને તેની પાસે પોતાની સત્તા કબૂલ કરાવરાવી ત્યાંથી અઢળક દ્રવ્ય પણ હરી લાવ્યો હતો. તેમજ કલિંગ અને પાંડ્યની વચ્ચે આવેલ ચોલા અને પલ્લવ રાજ્યોને પણ તાબે કરી લીધા હતા. મતલબ કે તામિલ, તેલંગુ, અને ઉરિય ભાષા-દ્રાવિડીયન ગણાતી ત્રણ મુખ્ય ભાષા બોલતા પ્રાંતો ઉપર તેણે વિજય મેળવી પોતાનું સ્વામિત્વ બેસાર્યું હતું (જુઓ હાથીગુંફા લેખ પંક્તિ ૧૧ નો અનુવાદ) એટલે તે ત્રણ પ્રદેશના-કલિંગ, ચોલા અને પાંડય-સમુહને વ્યાજબી રીતે આપણે રાજા ખારવેલના સમયનો 'ત્રિકલિંગ' સમુહ કહીએ તો વાસ્તવિક ગણાશે. વળી તે ત્રણે પ્રજાની ભાષા, દ્રાવિડીયનમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી તે સર્વ પ્રજા સંસ્કૃતિમાં તથા અન્ય આચાર વિચારમાં તેમજ સાહિત્ય વિશેષમાં પણ અરસપરસ ઘણી જ સામ્યતા ધરાવતી હોવી જોઈએ એમ માની શકાય.

(૬) ઉપરાંત, ધી હિસ્ટરી ઓફ ઓરિસ્સાના કર્તા વિદ્વાન ડૉ. આર. ડી. બેનરજી મહાશયે પુ. ૧ પૃ. ૪૩ થી આગળ જે વર્ણન આપ્યું છે તે ઉપરથી ઉત્કલ, કોંગોદ અને કલિંગ મળી ત્રિકલિંગ થતું હોય એમ સમજાય છે. તેમાં તેમણે ઉત્કળને દામોદર અને વૈતરણી નદી વચ્ચેનો, કોંગોદના બે ભાગ ઉત્તર દક્ષિણ પાડીને વૈતરણી અને બંગધારા નદી વચ્ચેનો અને કલિંગને બંગધારા અને ગોદાવરી, નદી વચ્ચેનો, પ્રદેશ લેખાવ્યો છે. મતલબ કે દામોદર અને ગોદાવરી નદી વચ્ચેના પ્રદેશને તેમણે ત્રિકલિંગ મનાવ્યો છે.

(૭) જ્યારે જ. ઓ. બી. રી. સો. પુ ૧૪. પૃ. ૧૪૫ માં લેખક મહાશયે ત્રિકલિંગનું સ્વરૂપ વળી સર્વથી જુદી જ રીતે વર્ણવી બતાવ્યું છે. તેમણે સ્પષ્ટ લખ્યું છે કે, It has been discovered that the Kalinga people went to Burma, long before the Christian era and established a kingdom which comprised three districts & hence called

Mudukalinga ( Mudu means three in the Telangu language ) or Trikalingas. " whole country was a part of the Trikalinga ". Trikalinga = Kalinga, Kongad and Utkal=એવી શોધ કરવામાં આવી છે કે, ઇસવીની પૂર્વે લાંબાકાળે કલિંગની પ્રજા બર્મામાં ગઈ હતી અને ત્યાં સંસ્થાન જમાવ્યું હતું, તેમાં ત્રણ પ્રાંતોનો સમાવેશ થતો હોવાથી તેને મુદુકલિંગ (તેલગુ ભાષામાં મુદુ એટલે ત્રણ અર્થ થાય છે.) અથવા ત્રિકલિંગ કહેવાયો છે. (એટલે) આખો (કલિંગનો) દેશ તે ત્રિકલિંગનો એક અંશ થયો;" ત્રિકલિંગ=કલિંગ, કોંગદ અને ઉત્કલ કહેવાનો ભાવાર્થ એમ સમજાય છે કે, કલિંગની જે મૂળ પ્રજા હતી તે બર્માના કિનારે આવેલ દેશમાં જઇ વસી હતી (જેને હાલમાં સુવર્ણ-ભૂમિ તરીકે ઓળખાવાય છે) તે પ્રાંતને પણ ત્રિકલિંગના એક અંશ તરીકે ગણી શકાય તેમ છે.

(૮) "ભારતનો પ્રાચીન રાજવંશ"ના લેખક મહાશયે તેના પુ. ૧. પૃ. ૩૭ માં સર કનિંગહામના મતના આધારે એમ જણાવ્યું છે કે, ત્રિકલિંગના સમુહમાં ધનકટક, આંધ્ર અને કલિંગદેશનો સમાવેશ થતો હતો.

આ પ્રમાણે જુદા જુદા વિદ્વાનોએ ત્રિકલિંગનું સ્વરૂપ જુદું જુદું સમજાવ્યું છે. કોણ સત્ય અને કોણ અસત્ય, તે બતાવવાનું આપણો અહીં ઉદ્દેશ પણ નથી તેમ અહીં તે વિષય પણ નથી. અત્ર તો એટલું જ જણાવવાનું હતું કે, ત્રિકલિંગના સમુહમાં, અંગ, બંગ અને કલિંગનો સમાવેશ જે કરી બતાવે છે તે યથોચિત નથી. બાકી જુદા જુદા સમયે ત્રિકલિંગનો અર્થ ભિન્ન ભિન્ન થઇ જતો હતો એટલું ચોક્કસ દેખાય છે. તેમાં પણ ચક્રવર્તી ખારવેલના સમયે ત્રિકલિંગ શબ્દમાં ઉત્તરે દામોદર નદીથી બલ્કે તેથી પણ જરા ઉત્તરેથી શરૂ કરીને, ઠેઠ કન્યાકુમારીની સુધીનો સઘળો મુલક આવી જતો હતો.

હાથીગુંફાના લેખ ઉપરથી સમજાયું છે કે, ૧૦૩ ની સાલમાં, તેના રાજ્યાભિષેક થયાને પાંચમું વર્ષ ચાલતું હતું. વળી આ આંક મહાવીર સંવતનો જ છે એ પણ આપણે ગત પરિચ્છેદે પુરવાર કરી ગયા છીએ. એટલે

**આયુષ્ય અને રાજ્યકાળ**

ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ હિસાબ કરતાં તેનો રાજ્યાભિષેક મ. સં ૯૮ (૧૦૩-૫=૯૮)=ઇ. સ. પૂ. ૪૨૯ માં થયો હતો એમ નિશ્ચયપૂર્વક હવે કહી શકાશે. વળી તેનું રાજ્ય ૩૬ વર્ષ ચાલ્યું હતું એમ જણાવાયું છે.[૩] અને જ્યારે રાજ્યાભિષેક થયો ત્યારે તેની ઉમર ૨૫ વર્ષની[૪] હતી એમ તેણે પોતે જ લેખમાં જણાવ્યું છે. તો તે ગણત્રીએ તેનો જન્મ મ. સં. ૭૩=ઇ. સ. પૂ. ૪૫૪ માં થયો કહેવાય. યુવરાજપદ મ. સં. ૮૮ માં, રાજ્યાભિષેક મ. સં, ૯૮ માં અને મરણ મ. સં, ૧૩૪ માં થયું ગણાશે. આ હકીકત પ્રસંગ ઉભો થતાં ઉપરમાં પૃ-૨૭૦ માં જણાવી તો દીધી છે, પરંતુ દરેક રાજકર્તાનાં આયુષ્ય તથા ઉમર વિગેરેની હકીકત જુદા જ પારિગ્રાફમાં લખવાનું ધોરણ અખત્યાર કરેલું હોવાથી તે પ્રમાણે અત્ર ફરીને જણાવવું રહે છે. એટલે નીચે પ્રમાણે તેના સમયની સાલ ગોઠવી શકાશે.

| બનાવ | મ.સં. | ઇ.સ.પૂ. | તેની ઉમર; | કેટલાં વર્ષ સુધી |
|---|---|---|---|---|
| જન્મ | ૭૩ | ૪૫૪ | ૦ | ૦ |
| યુવરાજપદ | ૮૮ | ૪૩૯ | ૧૫ | ૧૦ |
| રાજ્યાભિષેક | ૯૮ | ૪૨૯ | ૨૫ | ૩૬ |
| મરણ | ૧૩૪ | ૩૯૩ | ૬૧ | – |

જોકે આપણે ઉપરમાં તેનું મરણ ૬૧ વર્ષની ઉમરે થયાનું જણાવ્યું છે, પરંતુ એક વિદ્વાન લેખકના જણાવ્યા પ્રમાણે[૫] તે સમયે તેણે સંસારત્યાગ કરી, ચંદ્રગુપ્ત મૌર્ય સમ્રાટની પેઠે, જૈન દીક્ષા લીધી હોય એમ સમજાય છે, જેથી આ બાબત સંશોધન માગે છે. તેમના શબ્દ આ પ્રમાણેના છે. Last of all,

(૩) ઈ. એ. પુ. ૧ પૃ. ૩૫૦.

(૪) જુઓ હાથીગુંફાનો લેખ પંક્તિ ૨ (ઉપરમાં પૃ. ૨૭૬) અ. હિ. ઇ. ત્રીજી આવૃત્તિ પૃ. ૨૦૭ ટી. નં. ૨.

(૫) જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ ૧ પૃ. ૧૪.

in right orthodox fashion he spent his last years as a sanyasi in the hills of Udayagiri, where the two-storied rock-cut palace still stands=છેવટમાં, જુના ધર્મની પ્રણાલિકા મુજબ, તેણે પોતાના અંતિમ-વર્ષો ઉદયગિરિની ટેકરી ઉપર સન્યસ્થ[૬] દશામાં ગાળ્યાં છે, કે જ્યાં આગળ અદ્યપર્યંત ખડકમાંથી કોતરી કાઢેલ બે મજલાનો પ્રાસાદ ઉભેલો દેખાય છે; એટલે કે, તેણે જૈન દીક્ષા નહીં પણ તેવી નિવૃત્ત દશા ધારણ કરી હતી અને ઉદયગિરિ પર્વત ઉપર જે ઠેકાણે હાથીગુંફાનો લેખ કોતરાવ્યો છે તે ઠેકાણે પોતે તપશ્ચર્યા આદિ કરી પોતાનું શેષ જીવન નિવૃત્તપૂર્ણ કર્યું હતું. વળી તે કામમાં તેમની સરળતા સચવાય તે માટે તેની રાણીએ[૭] તે સ્થાન ઉપર બે મજલાનો આ ગુફારૂપી પ્રાસાદ[૮] બંધાવ્યો હતો.

ઉપરોક્ત લેખકે કરેલું વિધાન, શોધખોળ કરતાં જો સત્ય ઠરે તો તે ઉપરથી નીચે પ્રમાણે અનુમાન બાંધવાને અવકાશ રહે છે. જેને પાછાં ઐતિહાસિક દૃષ્ટિએ તપાસી જોવાની જરૂરિયાત પણ લાગશે.

પહેલું અનુમાન-ગુફાનો લેખ તેની રાણીએ કોતરાવેલ છે. રાજા ખારવેલે તેમાં કાંઈ જાણે ભાગ જ લીધો દેખાતો નથી એટલે સમજાય છે કે, રાજા ખારવેલે સન્યસ્થ સ્થિતિ અંગિકાર કર્યાનું જે જણાવાય છે, તે સ્થિતિ જ કદાચ બનવા પામી હોય.

બીજું—તેણે જો દીક્ષા લીધી હોય તો તેણે જે ૩૬ વર્ષ રાજ્ય કર્યાનું કહેવાય છે તેને બદલે થોડાં જ વર્ષ રાજ્ય કર્યું હોય અને બાકીનાં વર્ષ તે મુનિ અવસ્થામાં જીવંત રહ્યા હોય; એટલે તેમની ગાદી ઉપર તેમના કુંવરનો રાજ્યાભિષેક કરવાનો મુલતવી રખાયો હોય. તેવા સંજોગમાં આ બન્ને સમયનો (રાજસત્તાના ભોગવટાનો તથા મુનિઅવસ્થાનો[૯] સમય મળીને) એકંદર અવધિ ૩૬ વર્ષનો આંકવો રહેશે. પરંતુ મુનિઅવસ્થા કલ્પી લેવામાં ઉપરની ટી. નં. ૬ પ્રમાણે બાદ આવે છે. એટલે તે કલ્પનાનો ત્યાગ કરવો રહે છે. વળી લેખની પંક્તિ ૭ માં જણાવાયું છે કે, વજ્રધરવાળી રાણીને પુત્રરત્ન સાંપડયું છે. આ પુત્ર યુવરાજ હોવા સંભવ છે. તેથી લેખ કોતરાવવાના સમયે તેની ઉમર માત્ર સાત

(૬) જો દીક્ષા લીધી હોય તો તો તેમને રાજકાજ સાથે સંબંધ પણ રહી ન શકે, તેમ પોતે એકજ સ્થળે નિરંતર રહી પણ ન શકે. પરંતુ જો નિવૃત્ત અવસ્થામાં રહેવા માંડયું હોય તો તેના નામની આણ પણ ચાલુ રહે, બીજાનો રાજ્યાભિષેક કરવાની જરૂરિયાત પણ ન રહે, તેમ પોતે એક જ સ્થાન ઉપર (હાથીગુંફાના બે માળવાળા પ્રાસાદમાં) લાંબોકાળ રહી પણ શકે.

એટલે સંભવિત છે કે, તેણે દીક્ષા નહીં લીધી હોય, પણ તદ્દન નિવૃત્ત દશામાં રહેવાનું પસંદ કર્યું હશે. જેથી જ. આં. હિ. રી. સો. પુ. ૨ પૃ. ૧૪માં જે શબ્દો લખ્યા છે. as a sanyashi (જુઓ ઉપર) તે વ્યાજબી લાગે છે.

(૭) હાથીગુંફાનો આખો લેખ જ તેની રાણીએ કોતરાવ્યો દેખાય છે તેથી અંહી તે શબ્દો અમે વાપર્યા છે'

જૈ. સા. સં. ખંડ ત્રીજે અંક ૪ ના લેખમાં પૃ. ૩૬૬ ઉપર પંક્તિ ૮માં લખ્યું છે કે 'કલિંગ ચક્રવર્તી ખારવેલે જ પોતે કોતરાવેલ શિલાલેખ' જ્યારે તેજ પુસ્તકમાં પૃ. ૩૭૪ પંક્તિ ૫ માં "એની સ્ત્રીએ એને બરાબર જ ચક્રવર્તી કહેલ છે." આ પ્રમાણે શબ્દો છે તે બતાવે છે કે શિલાલેખ કોતરાવનાર તો રાણી છે, નહીં કે ખારવેલ પોતે; આ પ્રમાણે જૈનસાહિત્ય સંશોધકે વિશેષ ચોક્કસાઈ પૂર્વક નોંધ લીધી દેખાતી નથી.

પરંતુ લેખમાં એવા અનેક શબ્દો માલૂમ પડે છે કે જેથી લેખ કોતરાવનાર રાણી પોતે છે એમ સાબિત થઇ શકે છે; જેવા કે-

પંક્તિ ૨=તેઓએ નવ વર્ષ સુધી યુવરાજ
,, ૭=તેઓની ગૃહિણી વજ્રધરવાળી
,, ૮=એમના કર્મોના અવદાનો સંતોષથી
,, ૧૦=મહાવિજયપ્રસાદ તેઓએ આડત્રીસ લાખ...વડે બનાવરાવ્યો

(૮) ગત પરિચ્છેદે આ પ્રસંગનું વિવેચન કરતાં આપણે એવો અનુમાન બાંધ્યો હતો કે સમતશિખર પહાડની તળેટી જેમ પ્રિયદર્શિનના ધૌલી જાગૌડાના ખડક લેખ વાળા સ્થાને સંભવે છે તેમ આ હાથીગુંફા લેખવાળા સ્થાને-ભુવનેશ્વરના ગામે-પણ સંભવે છે તે અનુમાન હવે અવાસ્તવિક ઠરે છે.

(૯) જુઓ ઉપરની ટી. નં. ૬

વર્ષની જ ગણી શકાશે. એટલે યુવરાજની આવી નાની વયમાં, રાજા ખારવેલે દીક્ષા લેવાનું મુનાસબ ન પણ ધાર્યું હોય. પરંતુ નિવૃત્ત અવસ્થામાં રહેવાથી, રાજ્યનું હિત પણ સાચવી શકાય તેમ પોતાના આત્માનું કલ્યાણ પણ સાધી શકાય. આ પ્રકારના બેવડા ઉદ્દેશથી તેણે ઉદયગિરિ ઉપર વાસો કરવાનું ઠરાવ્યું હોય; જેથી ત્યાં સિંહપ્રસ્થવાળી[૧૦] રાણીએ તેને યોગ્ય પ્રાસાદ બંધાવરાવ્યો છે તથા તે સમય બાદનું રાજાનું જીવન વૃત્તાંત કોતરાવવાનું અટકાવવું પડ્યું છે.

ત્રીજું—નં. ૧ માં દોરેલ અનુમાનને, એક બીજી સ્થિતિથી સમર્થન મળે છે. ગુફાના લેખમાં તેની રાણીએ રાજા ખારવેલની રાજ્ય અવસ્થાનો કેવળ ૧૪ વર્ષનો જ ચિતાર આપ્યો છે. આમ કરવાનું કારણ શું હશે? જે રાણી સ્વપતિનાં પરાક્રમ આટલી ઝીણી ઝીણી વિગતોમાં ઉતરીને, ભવિષ્યની પ્રજાને જણાવવાને શક્તિવતી હોય તે શું એકાએક વર્ણન કરતાં સ્તંભિત બની જાય ખરી? ઉલટું આવા પરાક્રમશીલ અને કાબેલ રાજાના ઉત્તર જીવનમાં તો વિશેષ ને વિશેષ ગૌરવશાળી કાર્યો બનવા પામે કે જેની ઉદ્‌ઘોષણા કર્યાથી, ભાવી પ્રજાના હૃદયમાં તે રાજાનાં ચારિત્ર્ય તથા સમસ્ત જીવન વિશે, કાંઇ ઓર જ ભાતના ઉદ્‌ભવવા પામે! આ પરિસ્થિતિ જોતાં કાં તો રાજાના જીવનમાં જ પરિવર્તન થઈ ગયું હોય, અથવા તો રાણી પોતે જ આ દુનિયામાંથી અદૃશ્ય થવા પામી હોય અથવા શિલાલેખ જ રાજા ખારવેલના રાજ્યે ચૌદમે વર્ષે કોતરાવાયો હોય.રાણીજી વિશે તો કાંઈ જાણવામાં આવ્યું જ નથી એટલે તે બાબતનો[૧૧] વિચાર લંબાવવા માટે હૃદય ના પાડે છે. પરંતુ સંભવ છે કે શિલાલેખ જ રાજ્યકાળના ચૌદમા વર્ષે ઘડાયો હોય; અથવા વિશેષતઃ રાજા ખારવેલના જીવનનો પલટો થયો હોય તે બનવાજોગ છે. જેમ શિલાલેખનું કોતર કામ ત્યાં આગળથી અટકી જતાં આપણે અનુમાન દોરવા લલચાઇએ છીએ, તેમ રાજા ખારવેલના માનસિક વલણનો જે ખ્યાલ ખૂદ રાણીએ લેખમાં કોતરી બતાવ્યા છે તે પણ, તેજ અનુમાનને દૃઢ બનાવે છે. ગુફાલેખની પંક્તિ ૧૪–૧૫ અને ૧૬ ની હકીકત જોતાં સ્પષ્ટ થતું જાય છે કે, રાજાનું મન સંસારથી ઉદ્‌વિગ્ન થતું રહ્યું છે અને તેથી ધર્મકાર્યમાં પોતે વિશેષ ને વિશેષ પ્રવૃત્ત થતો દેખાયા કરે છે. ઉપરાંત ચૌદમી પંક્તિમાં તો વિશેષપણે ઉદ્‌ગાર કાઢી બતાવાયા છે કે, રાજા ખારવેલે જીવ અને શરીરની પરીક્ષા કરી લીધી (જીવ અને શરીર પારખી લીધું) એટલે સઘળી પરિસ્થિતિનો વિચાર કરતાં, એવું અનુમાન દૃઢતર થતું

(૧૦) સિંહપ્રસ્થવાળી રાણી સિંધુલા, પટરાણી નહીં હોય; જો હોત તો પોતે પોતા માટે, પટરાણી શબ્દ જ વાપરત.

આ કારણથી માનવું પડશે કે વજ્રધરવાળી રાણીને જે પુત્ર પ્રસવ થયો છે તે યુવરાજ જ હશે. યુવરાજની માતા હોય તેજ પટરાણી કહેવાય એવો પણ નિયમ નહીં હોય; નહીં તો વજ્રધરવાળી રાણી શબ્દ ન લખતાં પટરાણી લખાત. એટલે અનુમાન કરાય છે કે, જે રાણીને પ્રથમ પરણી લાવે તેજ પટરાણી કહેવાય પછી તે, યુવરાજની જનેતા હોય કે ન હોય (સરખાવો "તેનું કુટુંબ"વાળા પારિગ્રાફની હકીકત)

જ્યારે વજ્રધરવાળી રાણી તેમજ આ સિંધુલા રાણી–બેમાંથી એકને પટરાણીનું પદ લગાડાયું નથી ત્યારે પ્રશ્ન થાય છે કે તે કોણ? અને તેણે કાં લેખ કોતરાવવામાં ભાગ લીધો નહીં હોય?

(૧૧) એક વખત એવું અનુમાન દોરી જવાયું હતું કે સિંધુલારાણી પોતેજ રાજા ખારવેલ રાજ્યે ૧૪મા વર્ષે મરણ પામી હોવાથી તેના આઘાતને લીધે રાજાએ ગમગીન બની રાજકાજ છોડી દીધું હશે અને પોતે નિવૃત્તઅવસ્થામાં કે દીક્ષા લઇને મુનિઅવસ્થામાં રહેવાનું પસંદ કર્યું હશે. આ કલ્પનાને, આગળ લખેલ 'નિઃશ્રય' શબ્દથી ટેકો મળતો થયો. કેમકે ગત મનુષ્યના શ્રેયાર્થે ધર્મ કાર્ય કરવાનું ઉચિત મનાય છે. તે હેતુથી જ રાજા ખારવેલે પંક્તિ ૧૪–૧૫–૧૬ માં વર્ણવેલ ધર્મકાર્યો કર્યા હોય. પણ જ્યારે વિચાર આવે છે કે મૃત્યુ પામેલ તેમજ હયાત રહેલ મનુષ્યના કલ્યાણ માટે પણ ધર્મકાર્યો તો કરી શકાય છે ત્યારે તે સર્વ વિચાર ફેરવી નાંખવા રહે છે. રાણી સિંધુલાને જીવતી અવસ્થામાં માનવી રહે છે તેમજ તેણીને લેખના કોતરનાર તરીકે પણ ગણવી રહે છે માત્ર જે ફેર કરવો રહે છે તે 'નિઃશ્રય'ના અર્થનો જ; તેનો અર્થ 'કલ્યાણ માટે' ન કરતાં 'નિશ્ચયપણે'ના ભાવાર્થમાં લેવો. એટલે બધું બરાબર યથાસ્થિત લાગી જશે.

જાય છે કે, ખારવેલે દીક્ષા નહીં લેતાં, તદ્દન નિવૃત્ત-અવસ્થા ધારણ કરીને, ગુંફાવાળા સ્થાને નિવાસ રાખ્યો હશે; જેથી રાજસત્તા અને કાર્યભાર ભલે તેના નામે ચાલ્યાં કરે પરંતુ પોતે તેમાં સક્રિયપણે ભાગ લે નહીં.

ઉપરમાં દોરી કાઢેલાં ત્રણે અનુમાન જો ઐતિહાસિક સંજોગોથી સત્ય પુરવાર થઇ જાય-સંભવ છે કે સત્ય જ ઠરશે, કેમકે જ્યાં સુધી અને જેટલા પ્રમાણમાં રાજા ખારવેલના જીવન સંબંધી માહિતી મળી શકી છે ત્યાં સુધી અને તેટલા પ્રમાણમાં તે સર્વને અનુમાનિક સંજોગોથી સમર્થન મળી રહે છે એટલે નિશ્ચિતપણે માનવું રહેશે કે, રાજા ખારવેલનું રાજ્ય ૩૬ વર્ષ પર્યંત ચાલ્યું છે અને પોતે ૬૧ વર્ષનું આયુષ્ય ભોગવી મરણ પામ્યો છે. પરંતુ વચ્ચે જ્યારે પોતે ૪૦ વર્ષની ઉમરે પહોંચ્યો હતો ત્યારે, સંસારની મોહમાયાથી જાગૃત થતાં, આત્મકલ્યાણને[૧૨] અર્થે તદ્દન નિવૃત્ત અવસ્થા ગાળવા, રાજમહેલનો ત્યાગ કરી પાસે આવેલ ઉદયગિરિ પર્વત ઉપર સિંધુલા રાણીએ પોતા માટે નિવાસને માટે બે મજલાનો પ્રાસાદ ખાસ બંધાવરાવ્યો હતો તેમાં રહેવાનું ઠરાવ્યું હતું; જેથી પોતે સંસારથી દૂરને દૂર પણ રહે તેમજ યુવરાજ તદ્દન શિશુવયનો હોવાથી રાજકારોબાર ચલાવાનું જે રાજકર્મચારીઓને સોંપાયું હતું તેઓ, પ્રસંગ પડતાં તેમની સલાહ અને દોરવણીનો લાભ પણ ઉઠાવી શકે; તેમજ રાજાની વિદ્યમાનતાને લીધે, પડોશનો કોઇ રાજા કલિંગની સત્તા ઉપર આક્રમણ લાવવાની હિંમત પણ ધરી ન શકે. આ પ્રમાણે સ્થિતિનો નિરધાર થતાં, ઉપરમાં જે આંકડા આપણે નિર્દિષ્ટ કર્યા છે તે કાયમ જ ઠરે છે એમ સમજવું.

**તેનું કુટુંબ**

હાથીગુંફાના લેખમાં તેની બે રાણીઓનાં નામો તો સ્પષ્ટપણે વાંચવામાં આવે છે જ; તેમાંની (એકનું) નામ વજ્રધરવાળી રાણી જાહેર થયું છે; જેણીને પેટે (જુઓ પંક્તિ. ૭ મી)રાજાના અભિષેક થયા બાદ સાતમે વર્ષે યુવરાજશ્રીનો જન્મ થયો છે. એટલે યુવરાજશ્રીના જન્મની સાલ ૯૮+૭=૧૦૫ મ. સં. =ઈ. સ. પૂ ૪૨૨ તરીકે નોંધવી રહેશે. અને (બીજીનું) નામ આ શિલાલેખ કોતરાવનાર તરીકે પોતાને સિંહપ્રસ્થવાળી સિંધુલા તરીકે જેણે ઓળખાવી છે તે સમજાય છે. એટલે આ લેખકોતરનો બનાવ રાજ્યાભિષેક પછીના ચૌદમાવર્ષે અને મ. સં. ૯૮+૧૪=૧૧૨ મ. સં =ઈ. સ. પૂ. ૪૧૫ માં થયાનો નોંધવો પડશે (૩) ઉપરાંત આ બેમાંથી કોઈ રાણીએ પોતાના નામ સાથે પટરાણી પદ જોડેલું ન હોવાથી સમજાય છે કે તેણી વળી ત્રીજી જ વ્યક્તિ હશે. (૪) વળી એક પુસ્તકમાં લખાયું નજરે પડે છે કે,[૧૩] He (Kharvela) married the daughter of Hathisāh or Hathisimha, the grandson of Lālaka[૧૪]=લાલકના પૌત્ર હઠીશાહ ઉર્ફે હઠીસિંહની કુંવરી વેરે ખારવેલનું લગ્ન થયું હતું. આ હકીકત જો સત્ય ઠરે તો આ રાણી ચોથી ઠરી શકે (૫) આ ઉપરાંત એક અન્ય લેખકે[૧૫] વળી એમ જણાવ્યું છે કે Not only the Kalingas had trade in Persian gulf as well

(૧૨) એટલે કે આત્મા અને પુદ્ગલ વચ્ચેના તફાવત વિશે પોતે પૂરેપુરો માહિતગાર બની ગયો. આત્મસ્વભાવમાં રમણતા અનુભવવા લાગ્યો. (વળી ગત પરિચ્છેદમાં તે સંબંધનો ખુલાસો તથા ટીકાઓ વાંચો.)

(૧૩) કૅા. ઈ. પૃ. ૧૬ જુઓ.

(૧૪) આ હઠીસિંહ કે હઠિશાહ કોણ તથા તેમના દાદા લાલકનું રાજકીય જગતમાં સ્થાન શું હતું ને તેમનો પ્રદેશ કયો હતો તે કાંઇજ સ્પષ્ટ કર્યું નથી; એટલે તે સંબંધી કોઈ પ્રકારનો તર્કવિતર્ક કરવો નકામો જાય તેમ છે. છતાં એક વાત એમ જચે છે કે, જેમ ચષ્ઠણવંશી રાજાઓને (જુઓ ઉપરમાં પુ. ૩ પૃ. ૩૩૪થી આગળ) એક સમયે 'શાહવંશી' ઠરાવ્યા હતા તેમ આ લાલક તથા હઠિશાહ પણ તે વંશના કદાચ હોય, અને તેમ માની તેમને અફઘાનિસ્તાન તરફની પ્રજા ધારી રાજા ખારવેલનો શરીર સંબંધ તે દેશની રાજકુંવરી વેરે બંધાયાનું અન્ય લેખકે જણાવ્યું છે તેમ માની લેવાયો હોય તો (જુઓ નીચે નં. ૫ વાળી રાણીની હકીકત) તેને ટેકો મળતો કહેવાશે.

(૧૫) જ. આં. હિ. રી. સો. પુ. ૨ ભાગ ૧ પૃ. ૨૪.

Ballabhi and Pātala but Kharvela had married a princess of Vazira, west of the land of the Madras, beyond the present Afghan border=ઇરાની અખાત, તેમજ વલ્લભી[16](રાજ્ય) અને પાતલ સાથે કલિંગ-દેશના વતનીઓનો વેપાર ચાલતો હતો એટલું જ નહીં પણ, વર્તમાન અફગાનિસ્તાનની હદની પેલી પાર[17], જે મદ્રાઝ (માદ્રજ) પ્રજાનો મુલક છે તેની પશ્ચિમે આવેલ વઝીરા (પ્રદેશ)ની એકાદ રાજકુંવરીને ખારવેલ પરણ્યો હતો." આ વાત વિચારવા જેવી છે. તેમણે આધાર બતાવ્યો હોત કે અન્ય હકીકત જણાવી હોત તો તેની સત્યાસત્યતા તપાસવાનું અનુકૂળ થઈ પડત. અમારા મત પ્રમાણે તે અસંભવિત લાગે છે. કેમકે પ્રથમ દરજ્જે તો જે ભૌગોલિક સ્થિતિ તેમણે ચીતરી બતાવી છે તે જ કપોલકલ્પિત છે. ઇરાની અખાત, વલ્લભીરાજ્ય અને પાતલના મુલક[18]નું નામ જ્યાંસુધી લેવાયું છે ત્યાંસુધી તો બહુ વાંધો ઉઠાવવા જેવું દેખાતું નથી. પરંતુ, અફગાનિસ્તાનની સરહદની પેલી પાર મદ્રાઝ-(માદ્રઝ) પ્રજાનો મુલક ગણાવે છે, અને તેનીયે પશ્ચિમે વજીરા (હાલ જેને વઝીરસ્તાન કહેવાય છે તે કદાચ હશે) કહે છે તે બરાબર લાગતું નથી; કેમકે મદ્ર-પ્રજાનો મુલક[19]—મહાભારત વિખ્યાત રાજા પાંડુની રાણી માદ્રીનું મહિયર—તો પંજાબમાં આવેલ રાવી અને ચિનાબ નદી વચ્ચેનો પ્રદેશ ગણાવાય છે. વળી વઝિરસ્તાનનો પ્રાંત અફગાનિસ્તાનમાં (અગ્નિખૂણે) પ્રવેશ કરતાં જ આવે છે એટલે માદ્ર પ્રજાના મુલકને, અફગાનિસ્તાનની સીમાની પેલે પાર કહેવો અને તેની યે પશ્ચિમે વઝીરસ્તાનને કહેવો તે બધું અસંગત દેખાય છે. છતાં એક વખત માની લ્યો કે, માદ્ર-પ્રજાના મુલક અને વઝીરાપ્રદેશનાં સ્થાનને નિશ્ચિત કરવામાં આપણે ભૂલ ખાધી છે અથવા તો લેખકે જ ક્યાંક સ્થાનનાં નામ કે દિશાસૂચન લખતાં મતિભ્રમ સેવ્યો છે તો પણ મુખ્ય વાંધો તો રાજા ખારવેલના જીવનવૃત્તાંતની ઐતિહાસિક સ્થિતિ જ ઉભો કરે છે. તે સમયે આખો ઉત્તર અને પશ્ચિમ હિંદ, નંદ રાજાઓની સત્તામાં હતો. ખરી વાત છે કે વચ્ચે થોડાંક વર્ષ ત્યાં તેમની સત્તા બહુ નબળી પડી હતી, પરંતુ રાજા ખારવેલના રાજકાળના ઉત્તરાર્ધમાં તો નવમા નંદની સત્તા બહુ મજબૂતપણે ત્યાં સ્થાપિત થઈ ગઈ હતી. (જુઓ પુ. ૧ ના અંતે, રાજા નંદ બીજાના તથા નવમા નંદના રાજ્યવિસ્તાર બતાવતા નકશાઓ) એટલે રાજા ખારવેલે તે બાજુ વિજય પ્રાપ્ત કરવા કોઈ જાતનો પ્રયાસ સેવ્યાની કલ્પના પણ અસ્થાને ઠરે છે. ઉપરાંત રાજા ખારવેલે આખા જીવન દરમિયાન ઉત્તર હિંદ તરફ જ્યાં આંખ સરખી પણ ફરકાવી નથી, ત્યાં ચડાઈ લઈ જવા જેવી સ્થિતિ જ ક્યાંથી સંભવે? છતાં, માનો કે ચડાઈ કર્યા વિના જ, માત્ર પોતાના દેશના વેપારીઓ ત્યાં જતા આવતા હોવાથી, અને ત્યાંની સ્થિતિથી વાકેફગાર બનીને તેમણે જ તે પ્રદેશના અને પોતાના દેશના રાજકુટુંબ સાથે લગ્નસંબંધ બંધાવી દીધો હોય તોપણ એટલું તો ખરૂંજને, કે રાજા ખારવેલે આ પ્રકારનું જો કોઈ પણ લગ્ન કર્યું હોય તો તે પોતે રાજકાજમાંથી નિવૃત્તિ લીધી તે પૂર્વે જ થયું હોવું જોઈએ. અને તેમ થયું હોય તો હાથીગુંફાના લેખમાં તેનો નિર્દેશ કરાયા વિના રહેવાય જ નહીં. તેમ સંસારની મોહ-જાળમાંથી મુક્ત થવા જ્યારે નિવૃત્તિ સેવાતી હોય ત્યારે તે અવસ્થામાં તો લગ્ન કરીને, પાછી સાંસારિક વિટંબણા માથે વહોરી લેવા જેવું કરવાનું માની શકાય જ નહીં. મતલબ કે સર્વ પરિસ્થિતિ તપાસતાં, આ લેખક મહાશયના કથનને ટેકો મળતો દેખાતો

(૧૬) સૌરાષ્ટ્રમાં આવેલું વલ્લભીવંશીઓનું રાજ્ય કહેવાનો અર્થ સમજાય છે.

(૧૭) સરખાવો ઉપરની ટીકા નં. ૧૪

(૧૮) જુઓ. પુ. ૧ પૃ. ૨૨૧ સિંધુ નદી જ્યાં સમુદ્રમાં મળે છે ત્યાં તેના મુખ આગળના ત્રિકોણાકાર પ્રદેશને આ નામથી ઓળખવામાં આવતો હતો.

(૧૯) જુઓ પુ. ૩. પૃ. ૧૫૧ ટી. નં. ૧૭.

નથી જ. છતાં અમુક પ્રકારે હકીકત[૨૦] આવી રહી છે તો તેની ખોજ કરવી તે આપણું કર્તવ્ય ગણાય. એટલે સંશોધનરસિક વિદ્વજ્જનોને તે કાર્ય ઉપાડી લેવાની વિનંતિ છે. છતાં હમણાં વિશેષ પુરાવા ન મળે ત્યાંસુધી ઉપરની સર્વે હકીકત કબૂલ રાખતાં, તેને પાંચ રાણી હોવાનું માનવું રહે છે.

પુત્રપુત્રીઓ બાબતમાં શિલાલેખથી જણાય છે કે ઈ. સ. પૂ. ૪૨૨ માં તેને ત્યાં યુવરાજનો જન્મ થયો હતો. સંભવ છે કે આ યુવરાજ જ વક્રગ્રીવ નામ ધારણ કરીને પાછળથી કલિંગપતિ તરીકે તેની ગાદીએ બેઠો છે. તે સિવાય વિશેષ પુત્ર-પુત્રી હતાં કે કેમ તે ક્યાંય સ્પષ્ટ રીતે દર્શાવાયું નથી જ. પણ સાહિત્યગ્રંથોમાં આલેખાયલી હકીકતથી સમજાય છે કે, તેને વૈરાગ્યક[૨૧] નામે એક બીજો પુત્ર હશે. જેટલી હકીકત ઉપલબ્ધ થાય છે તે ઉપરથી આટલું તારવી શકાય છે. વિશેષ તો પ્રાચીન ઈતિહાસની અનેક વિગતોની પેઠે હજુ સુધી અંધકારમાં જ પડ્યું રહ્યું છે એમ સમજી લેવું.

**રાજ્યવિસ્તાર તથા પ્રાસંગિક વિવેચન**

જો કે રાજા ખારવેલનો રાજઅમલ છત્રીસ વર્ષ જેટલો લાંબો કાળ ચાલ્યો છે, છતાં ઇતિહાસના આલેખન માટે ઉપયોગી થઈ શકે તેવું તત્ત્વ ધરાવતો હાથીગુંફા લેખ સિવાય અન્ય કોઈ દસ્તાવેજ કે પુરાવો અદ્યાપિ પર્યંત હાથ લાગ્યો નથી. એટલે પ્રાચીન સમયના સર્વે રાજકર્તાઓ કે તેમના રાજઅમલ વિશે, જેમ વારંવાર બનતું આવ્યું છે તેમ આ રાજવીના સંબંધમાં પણ કેટલેક અંશે તો આપણે મૌન જ સેવવું પડશે. છતાં જ્યારે કેવળ એક હાથીગુંફાના લેખ ઉપરથી પણ તેની કારકીર્દીના પ્રથમના તેરેક વર્ષ જેટલો કાળ મહત્વપૂર્ણ બનાવોના બ્યાનથી તથા ઇતિહાસને પણ ગૌરવવંતો બનાવે તેવી સામગ્રીથી ભરપૂર થઈ પડેલો જોઈ શકાય છે, ત્યારે સહજ એટલું તો અનુમાન કરી શકાય જ કે તેના રાજ્યકાળનો શેષ ભાગ પણ આવાં જ ઉપયોગી—રાજકીય નજરે તેમજ પ્રજાદષ્ટિએ—કાર્યથી અનલંકૃત તો રહ્યો નહીં જ હોય? સિવાય, ઉપર જેમ એક લેખકના કથનથી, આપણે એવો અનુમાન દોરી ગયા છીએ કે તેણે રાજકાજમાંથી તેમજ સંસારિક કામમાંથી નિવૃત્તિ—અનાસક્તિ—ધારણ કરી લીધી હતી.

હવે તેના રાજ્યકાળના પ્રથમના તેર વર્ષનો ઇતિહાસ નિહાળીએ. જો કે આખાયે શિલાલેખમાં દર્શાવેલી હકીકતનું એક પછી એક પંક્તિ લઈને ક્રમાનુસાર વિવેચન તો આપણે ગત પરિચ્છેદોમાં આપી ગયા છીએ જ. પરંતુ એક જ સ્થાને સમુહરૂપે જે વિવેચન એક પારિગ્રાફના રૂપમાં કરવું જોઈએ તે કરવાનું ત્યાં બની શકે નહીં, તેથી અત્ર જરૂર જોગું વર્ણન આપીશું. શિલાલેખની સમગ્ર પ્રશસ્તિના વાંચનની સમાલોચના કરતાં એક વિવેચકે એવો સાર દોરી બતાવ્યો છે કે,[૨૨] "ખારવેલ એક વર્ષ વિજય માટે નીકળતો અને બીજા વર્ષે ઘેર રહેતો. મહેલ વિગેરે બનાવરાવતો, દાન દેતો, તેમજ પ્રજાહિતનાં કાર્યો કરતો." આ ઉચ્ચારણ કેવળ સત્ય જ છે. પણ આપણે અત્યારે તો માત્ર તેની વિજયપ્રાપ્તિના પ્રસંગનો ઉલ્લેખ કરવાનો જ હોવાથી, અન્ય ધાર્મિક તેમજ પ્રજા ઉપયોગી કાર્યોનું વિવેચન આગળ ઉપર છોડીશું અને અત્ર તો માત્ર તેનાં પરાક્રમનાં વર્ણન કરવાનું જ કાર્ય હાથ ધરીશું.

જ્યારે તેના પિતા વૃદ્ધિરાજનું મરણ નીપજ્યું ત્યારે તે તેની સમીપમાં પણ કદાચ નહીં હોય એમ પરિ-

---

(૨૦) જ્યાં સુધી વિશેષ પાકો નિર્ણય ન થાય ત્યાં સુધી વધારેમાં વધારે એટલું જ સલામતીપૂર્વક માની લઈએ કે તેની પ્રજાના માણસો તે તરફના ભાગ તરફ વેપારી સંબંધમાં જોડાયલા રહેતા હોવાથી એકબીજાને જાણીતા થયા હતા. (સરખાવો આગળ ઉપર સુમાત્રા, જાવા, આર્કીપેલેગોની હકીકત પૃ. ૩૫૬માં જણાવેલી છે તે).

(૨૧) આની હકીકત માટે આગળ ઉપર રાજા મયુરધ્વજના વૃત્તાંતે જુઓ.

(૨૨) જૈન સાહિત્ય સંશોધક પુ. ૩ અંક ૪થો પૃ. ૩૭૪.

સ્થિતિ જોતાં બનવા પામ્યું હશે એવા અનુમાન ઉપર આપણે આવ્યા છીએ, એટલે રાજ્યધૂરા બરાબર સંભાળી લેવાના સંયોગોમાં કે તેવી કોઈ તૈયારીમાં તે નહોતો તેવા સમયે તેનો રાજ્યાભિષેક થવા પામ્યો હતો એમ કહી શકાય. છતાં શિલાલેખની પ્રથમની બે પંક્તિમાં લખાયલી હકીકતથી સમજાય છે કે, તેણે રાજ્યસંચાલનની તાલીમ લેવા ઉપરાંત અમુક દરજ્જે લડાઈ લઇ જવાની અને તેની દોરવણી કરી સાંગોપાંગ પાર ઉતારવાની શકિત પણ મેળવી લીધી હતી. એટલે ગમે તેવા કફોડા સંજોગમાં તેણે રાજ્યલગામ ગ્રહણ કરી હતી છતાં, રાજદ્વારી કુનેહ વાપરી રાજગાદીની સ્થિરતા જમાવવામાં જ પ્રથમનું વર્ષ તેને પસાર કરવું પડયું હતું. આ તેનું રાજકીય ડહાપણ હતું. પરંતુ એક અન્ય વ્યકિત, જે તેની માફક તાજેતરમાં જ તે સમયે ઉગતી જતી હતી તેણે તેના આ ડહાપણને અન્ય સ્વરૂપે જ ગણી કાઢયું હતું. આ વ્યક્તિ બીજું કોઈ નહીં, પરંતુ અંધ્રવંસની સ્થાપના કરનાર રાજા શ્રીમુખ શાતકરણી સમજવો. તે પણ રાજા ખારવેલની લગભગ ઉમરનો હતો. તેમ તેણે પણ પોતાના પિતા મગધપતિ રાજા નંદ બીજાના રાજઅમલે ખૂબ રાજકાજની તાલીમ લીધી હતી. આજ અરસામાં નંદ બીજો મરણ પામ્યો હતો અને તેની ગાદીએ તેની ક્ષત્રિયાણી રાણી પેટે જન્મેલ નાના કુંવરોનો હક્ક સ્વીકારાયેલ હોવાથી, શૂદ્રાણી રાણી પેટે જન્મેલ આ શ્રીમુખ, નંદ બીજાનો જ્યેષ્ઠ પુત્ર હોવા છતાં, મગધપતિ બનતો અટકી પડયો હતો. એટલે તેણે પોતાના બીજા સહોદર સાથે મગધમાંથી રૂસણાં લઇ, મધ્યપ્રાંતના રસ્તેથી દક્ષિણ હિંદમાં ઉતરવા માંડયું હતું. પ્રથમમાં જબલપુર પાસેનો પ્રદેશ કબજે કરી ત્યાંના મહારથીને તાબે કરી ત્યાં રાજગાદી સ્થાપવાનો મનસૂબો કરી રહ્યો હતો. માત્ર ૭ માસ જેટલી અવધિમાં જ પ્રદેશ જીતતો જીતતો તે, રાજા ખારવેલના રાજ્યની પશ્ચિમ હદ સુધી પોતે પહોંચી ગયો; અને ઉપરમાં જણાવ્યા પ્રમાણે રાજા ખારવેલ જે કફોડા અને કપરા સંજોગોમાં તખ્તનશીન થયો હતો તે પરિસ્થિતિનો લાભ લેવા તત્પર થયો. તેના મનમાં એમ કે, આ ૭ માસમાં જ મગધથી છૂટો પડીને જબરદસ્ત પ્રદેશનો સ્વામી પોતે બની શકયો છે એટલે તેની વિગ્રહ કરવાની શક્તિ પણ અતુલ છે, તેમ પોતે રાજદ્વારી પટુતા ખેલવામાં પણ કુશળ છે; જેથી આ ઉગતા ખારવેલને પણ તુરતમાં જ દાબી દેશે. આવી કલ્પનામાં તે આગળ ને આગળ ધસી, કલિંગની સરહદ ઉપર આક્રમણ લઇ ગયો. એટલે તુરત જ પોતાની શક્તિનો કે સંયોગોનો જરા પણ વિચાર કે કનવાર કર્યા વિના[૨૩] સાહસિક ખારવેલ પોતે જ સૈન્યની સરદારી લઇને તેનો સામનો કરવા મેદાન પડયો. બન્નેનો ભેટો થયો. મહાસંગ્રામ મંડાયો. યુદ્ધમાં રાજા શ્રીમુખને પીઠ ફેરવવી પડી; એટલે સુધી કે રાજા ખારવેલે તેનો પીછો પકડયો અને ઠેઠ નાસિક સુધી નસાડી મૂકયો તથા પોતાનો ખંડિયો બનાવી "આંધ્રભૃત્યા :"ની છાપ[૨૪] તેના શીરે ચોંટાડી ત્યારે તે જંપ્યો. આ પ્રમાણે ગાદીએ બેસતાં વેંતજ, મહાપરાક્રમી એવા રાજા શ્રીમુખ જેવા રાજકીય હરીફ ઉપર ફતેહ મેળવી, હિંદના પશ્ચિમ કિનારા સુધીના મુલક ઉપર પોતાનો વિજયવાવટો ફરકતો કરી શકયો હતો, તેમ આંધ્રપતિનાં સરદારો જેવા રાષ્ટ્રિકો અને ભોજકોને પણ પરાજીત કરી દીધા હતા. એટલે આ બેવડા વિજયથી નર્મદા અને કૃષ્ણા નદી વચ્ચેના સર્વ પ્રદેશ ઉપર તેનું સ્વામિત્વ સ્વીકારાયાનું ગણવું રહેશે. તે બાદ નિયમ પ્રમાણે એક વર્ષ આરામ લઇને વળી કૃષ્ણા નદીની દક્ષિણે પ્રયાણ કર્યું. એમ વર્ષ દર વર્ષ ઉત્તરોત્તર ચડાઈ કર્યા કરીને, પલ્લવ, ચોલા અને પાંડય રાજાઓને શરણાગત કરીને, દક્ષિણ હિંદના મદુરાનગર સુધીનો દેશ જીતી લીધો હતો. વચ્ચે પ્રસંગ મળતાં—મગધપતિ

(૨૩) જુઓ હાથીગુંફા લેખની ચોથી પંક્તિ.

(૨૪) આ કારણથી જ રાજા શ્રીમુખ તથા તેની પાછળ આવનાર પાંચ છ રાજાઓ 'આંધ્રભૃત્યાઃ'તરીકે ઓળખાવાયા છે. શુંગભૃત્યાઃ અને આ આંધ્રભૃત્યાઃ ના અર્થમાં શું ફેર રહ્યો છે તે માટે જુઓ ઉપરમાં. પૃ. ૨૮૪ ટી. નં. ૪૭

આંધ્રભૃત્યાઃની છાપ કયારથી ઉતરી ગઇ છે તે આખો વિષય બહુ રસિક છે તે સઘળું શાતવહન વંશના વૃત્તાંતે જણાવવામાં આવશે.

બૃહસ્પતિમિત્ર ઉર્ફે નંદ આઠમા ઉપર હલ્લો લઇ જઇ પોતાના પગે નમાવી પેલી કલિંગજીન મૂર્તિ જે, આ નંદ આઠમાના દાદા નંદિવર્ધન ઉર્ફે નંદ પહેલો, પોતાના દાદા ક્ષેમરાજ પાસેથી ઉઠાવી લઇ ગયો હતો તે, પાછી પોતાની પાટનગરે લઇ આવ્યો હતો. આ જ સમયે દક્ષિણ હિંદમાંના મદુરા પાસે જમાવટ કરી પડેલ પેલા સિંહલદ્વીપવાળા લુટારૂ ટોળાના સરદારને કાને આ વિજયના સમાચાર આવી લાગતાં, આગળ વધવાની જે તૈયારી કરી રહ્યો હતો, તે પડતી મૂકીને પાછો નાસી ગયો હતો. એટલે વળી નિયમ પ્રમાણે એક વર્ષના આરામ બાદ રાજા ખારવેલે દક્ષિણમાં જઇ મદુરા શહેરમાં બલ્કે તેની આસપાસના મુલકમાં જે નાની નાની મંડીઓ-બજાર-જેવી સ્થિતિ, ઉપરની લુટારૂ અને બદમાસ ટોળીએ ધામા નાંખીને ઉભી કરી હતી તે બધી ઉખેડી નાંખી તેમનું નામ નિશાન કાઢી નાંખ્યું.[૨૫] આમ કરીને ઠેઠ કન્યાકુમારી સુધીનો મુલક નિષ્કંટક બનાવ્યો તથા કલિંગ ઉર્ફે ઉરીય, તામીલ અને તેલગુ એ ત્રણે ભાષા બોલતી પ્રજાના જે વિભાગ કેટલાયે વર્ષોથી પડી ગયા હતા તેનું એકીકરણ કરી મૂક્યું[૨૬] અને પોતાના ત્રિકલિંગ સામ્રાજ્યની સ્થાપના કરી દીધી. આ સમયથી ત્રિકલિંગાધિપતિ સમ્રાટ ચક્રવર્તી ખારવેલના ઉપનામને પોતે લાયક ઠર્યાનું કહી શકાશે.

આ સ્થિતિએ પહોંચતાં ઇ. સ. પૂ. ૪૧૫ની સાલ આવી પહોંચી. તે સમયે મગધપતિ તરીકે નવમાં નંદનો રાજ્યાભિષેક થઇ ચૂક્યો હતો. તેના વ્યવહાર અને રાજકુશલ મહાઅમાત્ય મંત્રી શકડાળની રાજનીતિથી ઉત્તર હિંદની અંધાધૂંધી અદૃશ્ય થવા લાગી હતી તથા ક્રમેક્રમે નંદ નવમાની સત્તા ઉત્તર હિંદમાં જામવા માંડી હતી એટલે પણ રાજા ખારવેલને ઉત્તર હિંદ તરફ નજર નાંખવાની જરૂર નહોતી પડી; તેમ પંચમ આરાજન્ય કાળભગવાનની પેલી ભૂમિતૃષ્ણાની અસરથી તે હજુ વિમુખ હતો[૨૭] તેથી દક્ષિણ હિંદનું સાર્વભૌમત્વ મળી જતાં તે નિરાંત વાળીને બેસી રહ્યો હતો. એટલે આત્મકલ્યાણ સાધવામાં જ તેનું ચિત્ત પરોવવા લાગ્યું. તે માટે દક્ષિણ હિંદના આ ચક્રવર્તીએ ધર્મરાજ્યના ચક્રની પ્રાપ્તિ કરવામાં જ શેષ જીવન ગાળવા માંડ્યું.

તેના રાજદ્વારી જીવન વિશે હાથીગુંફાના લેખાધારે આપણે જે જાણી શક્યા છીએ તે ઉપર પ્રમાણે છે. પરંતુ એક લેખક[૨૮] એટલે સુધી જણાવવાની હિંમત કરી છે કે, Kharvela had sea-borne trade with Persia. Probably he had also colonies in Burmah and further India=ખારવેલના (સમયે) ઇરાન સાથે દરિયાઇ માર્ગે વેપાર ચાલતો હતો. વિશેષ સંભવિત છે કે, બર્મા અને દૂરના હિંદમાં તેના સંસ્થાનો પણ હતાં. તેમની કહેવાની મતલબ એ છે કે, જેમ હિંદની

(૨૫) આ બનાવ રાજા ખારવેલ ગાદીએ બેઠા પછી અગિયાર વર્ષે બન્યો હોવાનું લેખ ઉપરથી સમજાય છે. હિસાબ કરતાં તેનો સમય મ. સં. ૯૮+૧૧=૧૦૯=ઇ. સ. પૂ. ૪૧૮ આવે છે. (જુઓ નીચેની ટીકા નં. ૨૬ નું લખાણ).

(૨૬) નગરના દેહ સંઘાતને તોડ્યો. એમ જે લખાણ છે તે નીચેનો પ્રસંગ સમજવો.

રાજા ઉદયાશ્વના વૃત્તાંતે જણાવી ગયા છીએ કે, તેના પુત્ર અનુરૂદ્ધ અને સૈન્યપતિ નાગદશકે દક્ષિણહિંદ ઉપર જીત મેળવી સિંહલદ્વીપની ભૂમિને પણ મગધપતિની આણામાં લાવી મૂકી હતી. તેનો સમય આપણે (જુઓ પુ. ૧ સમયાવલીમાં ઇ. સ. પૂ. ૪૯૧=મ. સં. ૩૬થી ઇ. સ. પૂ. ૪૮૨=મ. સં. ૪૫ની હકીકત) જે ઠરાવ્યો છે તે આ દેહસંઘાતની બીના સાથે સરખાવવી પડશે. તેમાં ૧૧૩ વર્ષ લિપિજ્ઞોએ વાંચ્યો છે પરંતુ સંભવિત છે કે જેમ પંક્તિ પાંચમાનો આંક પ્રથમ ૧૬૫ ઉકેલાયો હતો અને હવે ૧૦૩ માન્ય રહ્યો છે, તેમ અહીં પણ સ્ખલના થઇ હોય જ્યારે ખરી રીતે તે આંક ૭૩-૬૩ કે તેની આસપાસનો હોય.

(૨૭) તેમ રાજા નંદે પણ દક્ષિણ હિંદ તરફ નજર ફેરવી નથી. બાકી જો તેણે ધાર્યું હોત તો ઇ. સ. પૂ. ૪૧૫ થી જ્યારે ખારવેલે નિવૃત્તિ અંગીકાર કરી અને ૩૯૩માં મરણ પામ્યો તે વચ્ચેના ૨૩ વર્ષમાં તે દક્ષિણ હિંદમાં કાંઇને કાંઇ નવા જૂની કરી શકત. પરંતુ કાંઇ નથી કર્યું તે બતાવે છે કે તેને પણ ભૂપ્રાપ્તિની લોલુપતાનો મોહ લાગ્યો નહોતો.

(૨૮) જુઓ જ. આં. હિ. રી. સો. પુ. ૩. ભાગ ૧ પૃ. ૧૪.

પશ્ચિમ તરફ ઇરાન સુધી તેના સમયે વેપારીઓ વેપાર ખેડતા હતા તેમ હિંદની પૂર્વ તરફના બર્મા અને તેની યે પૂર્વમાં આવેલ, ઇન્ડોચાઇના, સુમાત્રા, જાવા અને આર્કીપિલેગોવાળા દ્વીપો સાથે પણ વેપાર ચલાવતા હતા. બલ્કે બનવાજોગ છે કે, આ બાજુ પૂર્વના દરિયામાં તો રાજા ખારવેલની આણમાં કેટલોક મુલક પણ આવી ગયો હતો. આ વિધાન ઉપર જવાને તે લેખકે કાંઈ ખુલાસો કર્યો નથી એટલે જેમ, ખારવેલના કુટુંબવાળા પારિગ્રાફના વર્ણનમાં તેની એક રાણી સંબંધી તે જ લેખકે કહેલી હકીકતને આપણે અતિશયોક્તિપૂર્ણ ગણીને વિશેષ સંશોધન માટે એક બાજુ રાખી મૂકવી પડી છે, તેમ આ કથનને પણ તેજ કોટિમાં હાલતો રહેવા દઇશું. છતાં માનવાને કારણ મળે છે કે, તેમનું આ અનુમાન, વર્તમાનકાળે જે એક હકીકત આ ટાપુઓના વતનીઓના નામોચ્ચારણને અંગે ઉભી થવા પામી છે તેને અનુસરીને ઘડાવા પામ્યું હોય. [ ટીપ્પણ–આ પ્રશ્ન છણાઇને હજુ છેવટના નિર્ણયાકારે પહોંચ્યો નથી, પરંતુ વાંચ્છુક વર્ગ તેમાં આગળ વધવું હોય તો વધી શકે તે માટે તેમની પાસે કેટલીક વિગતો રજુ કરવા યોગ્ય ધારીએ છીએ. તે સંબંધમાં એક ગ્રંથકારે[૨૯] જણાવ્યું છે કે "The people of Kalinga were the pioneers of Indian colonization in further India and the Indian Archipelago...Kern recognised that South Indian tribes took the most prominent part in the colonization of the Indian Archipelago and among the Simbiring tribe (which means the Black) there are five sub-divisions designated Choliya, Pandiya, Meliyala, Depari and Palawi. In these five names he rightly recognised the South Indian names Chola, Pandya, Pahlava or Pallava and Malayali or Chera= કલિંગની પ્રજા, દૂર પૂર્વના હિંદમાં અને હિંદી આર્કીપિલેગોમાં જઈને વસાહત કરવામાં અગ્રેસર હતી...હિંદી આર્કીપિલેગોની વસાહત જમાવવામાં, દક્ષિણ હિંદની જાતોએ અતિ મહત્ત્વપૂર્ણ હિસ્સો પૂરાવ્યાની હકીકત મિ. કર્ને સ્વીકારી હતી. સિંબિરીંગ (જેનો અર્થ કાળું–સામળું[૩૦] થાય છે) જાતના ચોલિય, પાંડિય, મેલિયલ, દેપારી અને પલવી નામના પાંચ વિભાગ ઓળખાય છે. (વળી) દક્ષિણ હિંદના ચોલા, પાંડિયા, પહલ્વ અથવા પલ્લવ અને મલયલી અથવા ચેરા જેવાં નામોમાં, આ પાંચે નામોની વાસ્તવિકતા હોવાનો તેણે સ્વીકાર કર્યો છે." મતલબ તેમની કહેવાની એ છે કે, સુમાત્રા, જાવા, આર્કીપેલેગોમાં વર્તમાન કાળે વસી રહેલી જે પ્રજા સિંબિરિંગ નામે ઓળખાય છે તેમના પાંચ પેટા વિભાગો છે. તેમનાં નામ આબેહુબ રીતે દક્ષિણ હિંદમાંની પ્રજાને મળતાં આવે છે જેથી તે બન્નેની સામ્યતા–સાદૃશપણું પુરવાર થાય છે. તેમ પ્રાચીન સમયે કલિંગની પ્રજા પણ દરિયો ખેડી દૂરદૂરના મુલકમાં જઇ વસી રહેવાની ખાસિયત ધરાવતી હતી એટલે બધા સંજોગો મળતા આવી રહે છે. વળી પોતાના કથનના ટેકામાં જણાવે છે કે[૩૧], "The Kalingan origin of the earliest colonists from India does not depend merely on the terms now applied to Indians in the Archipelago but also on definite Archæological and historical evidence=આર્કીપેલેગોમાંના હિંદીઓને જે નામોથી સંબોધવામાં આવે છે તેથી જ તેઓ અગાઉના વખતમાં હિંદમાંથી આવ્યા હતા અને કલિંગની પ્રજામાંથી

(૨૯) જુઓ આર. ડી. બેનરજી કૃત હિસ્ટરી ઓફ ઓરીસ્સા ભાગ ૧ પૃ. ૯૩ મુદ્રિત કલકત્તા ૧૯૩૦

(૩૦) સિંબિરિંગ એટલે કાળું; અને દક્ષિણ હિંદની પ્રજા પણ, દેશની અતિ ઉષ્ણતાને અંગે કાળી ચામડીવાળી બની રહી છે. એટલે તે પરથી તેમનું સામ્ય બતાવવાનો આ પ્રયાસ છે.

(૩૧) મજકુર પુસ્તક પૃ. ૯૪.

ઉતરી આવેલા કાંઈ પુરવાર થતા નથી, પરંતુ સ્થાપત્યના અને ઐતિહાસિક અન્ય પુરાવાથી પણ તે સાબિત થઈ શકે છે." મતલબ કે તેમના આ કથનને તેઓ કેવળ અનુમાન નહીં પણ એક ઐતિહાસિક સત્ય બિના લેખવાનું સૂચવે છે. તેમની સૂચના આપણે વધાવી લઈએ તોપણ એટલું જ કહી શકાય કે, સુમાત્રા, જાવા અને આર્કીપેલેગોની વસતીનો અમુક ભાગ, મૂળે કલિંગની પ્રજામાંથી ઉતરી આવ્યો હતો. પરંતુ એમ તો સાબિત થયું નહીં જ કહેવાય કે તે પ્રાંતો રાજા ખારવેલની સત્તામાં આવી ગયા હતા. તે જ પ્રમાણે કલિંગપ્રજા અંગેની ઇરાની અખાત તરફની સ્થિતિ પણ થવા પામી હતી[૩૨].]

ઉપર પ્રમાણે તેનું રાજદ્વારી જીવન અને રાજ્ય-વિસ્તારનું વિવેચન હાથીગુંફાના લેખમાંથી જેટલું તારવી શકાયું તેટલું આલેખી બતાવ્યું છે. ધાર્મિક વિવેચન નીચેના પારામાં જણાવ્યું છે.

**ધાર્મિક તથા સામાજીક જીવન**

લેખની હકીકતથી જાહેર થયું છે કે, જેમ તે રાજકીય બાબતમાં રસ લઈ રહ્યો હતો તેમ ધાર્મિક અને સામાજીક જીવનમાં પણ સાથે સાથે પ્રવૃત્ત રહ્યા કરતો હતો; તેથી આપણે તેને પોતાના જીવનના એક વર્ષે લડાઈના રણ-ક્ષેત્રે ઝઝુમતો અને બીજે વર્ષે કાંઇક પ્રજોપયોગી કે આત્મકલ્યાણનું કાર્ય કરતો નિહાળી રહ્યા છીએ. લેખમાં પ્રથમના તેર વર્ષના બનાવનું દર્શન કરાવાયું છે તેમાંથી અડધોઅડધ રાજકીય પ્રવૃત્તિનો સમય બાદ કરતાં ૭ એક વર્ષ આ પ્રકારનાં જીવનનાં રહેશે. તેનો વૃત્તાંત અનુક્રમ વાર તેમજ વિસ્તારથી સમજુતિ સાથે લેખના અનુવાદવાળા પરિચ્છેદે અપાયો છે. અત્ર તેનો ટૂંક સાર જણાવીએ કે, એકાદ વરસ તેણે રાજનગરે કોલ્લા વિગેરેની મરામત કરવામાં ગાળ્યું હતું, એકાદ વર્ષ કુમારિપર્વત–ગોરથગિરિ ઉપર વિહારો–સ્તૂપો ઇત્યાદિ બનાવવામાં, તેમજ એક વર્ષ પોતાના વંશના સ્થાપક અને તે પર્વત ઉપર મોક્ષપદને પામેલ એવા મહામેઘવાહન વિજય પ્રવૃત્તચક્ર કરકંડુ મહારાજની કાયનિષિદી બનાવવામાં ગાળ્યું હતું. વળી એક વર્ષે તે પ્રાંતમાં દુષ્કાળ પડવાથી પૂર્વે ખોદાયેલી ગંગા નદીમાંથી નહેર લંબાવા, પીવાનું પાણી આપી તેમજ ખેતીના કાર્યને સરળ બનાવી, પ્રજાને રાહત આપતાં કાર્યો કરવામાં અને કર માફ કરી રાજસૂય યજ્ઞ કરવામાં પણ ગાળ્યું હતું. તેમ એક વર્ષે વળી, ગોદાવરી અને કૃષ્ણા નદી વચ્ચેના પ્રદેશમાં પહ્લવ રાજાને હરાવીને ત્યાં મહાવિજયપ્રાસાદ લગભગ ૩૮ લાખના દ્રવ્યના ખર્ચે ઉભો કરાવ્યો હતો.[૩૩] ઉપરાંત જે શ્રુતજ્ઞાનનો લોપ થવાનો નિર્માયો હતો તેમાંના એક પૂર્વના ૬૪ અધ્યાયને ફરી લખાવી–વિશેષ નકલો ઉતરાવીને વહેંચી દેવરાવી–તે જ્ઞાનને જીવંત બનાવવામાં એક વર્ષ ગાળ્યું હતું. વિશેષમાં ઉપરના સર્વેને ટપી જાય તેવું જે કાર્ય તેણે ઉપાડયું હતું અને જે માટે મોટો રણસંગ્રામ ખેડવા પણ તૈયાર હતો, તે તો પેલી કલિંગજીન મૂર્તિને મગધમાંથી પાછી લાવી સ્વસ્થાને પુનઃસ્થાપિત કરવાને લગતું હતું. આ પ્રમાણેનાં ૭ વર્ષનાં સામાજીક કાર્યો કરતાં, વચ્ચે પોતાને ત્યાં યુવરાજના જન્મનો ખુશાલીવાળો પ્રસંગ સાંપડતાં, તેને પણ યથોચિત રીતે ઉજવ્યો હતો.

ઉપર વર્ણવેલા બનાવના વાચનથી એક વાત સ્પષ્ટ રીતે એ તરી આવે છે કે તેણે ભલે સામાજીક અને ધાર્મિક કાર્યો કરી બતાવ્યાં છે, છતાં ઉંડાણમાં ઉતરીને જોઇશું તો તેમાં વિશેષ પણે તો, જેને કેવળ ધાર્મિક દૃષ્ટિએ આત્મહિતનાં અને કલ્યાણ માર્ગનાં કહેવાય, તેવાંજ કાર્યોનો સમાવેશ થતો હતો. ચોખ્ખું અને કેવળ પ્રજાને ઉપયોગી કહી શકાય તે તો માત્ર નહેરવાળું જ કહી શકાય તેમ છે. અને તે પણ જો કુદરતે તે સમયે અવકૃપા ન કરી હોત, તો નહેરવાળું કામ તે હાથ ધરત કે કેમ તે એક પ્રશ્ન જ થઈ રહેત.

---

(૩૨) જુઓ ઉપર પૃ. ૩૫૨ ટી. નં. ૧૪

(૩૩) આ સ્થાને આવડો મોટો અને મહામુલો મહાવિજય પ્રાસાદ ઉભો કરાવવાને શું કારણ તેને મળ્યું હતું તે તેના જીવન પ્રસંગમાંથી તારવી શકાતું નથી.

એટલે આપણે તેનું જીવન લોકોપયોગી કાર્યમાં વ્યતીત કર્યાને બદલે લોકને પિડિત કરવાથી કે અન્ય પ્રકારે હેરાન કરી રંજાડવામાંથી દૂર રહ્યું હતું એમ કહીએ, અથવા તેમ પણ નહિ તો છેવટે પ્રજા કલ્યાણનાં કાર્યો પરત્વે તેણે તટસ્થવૃત્તિ કે ઉદાસીન વૃત્તિવાળું જીવન પસાર કર્યું હતું એમ કહીએ, તો પણ વાસ્તવિક લેખાશે.

અંતમાં તેણે પોતે ઉપાસકનાં વૃત્તો લઈ, સ્વકલ્યાણને અર્થે નિવૃત્ત થઈ ગિરિનિવાસ સેવી લીધો હતો. હવે જે હકીકત અન્ય સ્થાને જણાવવાયલી ક્યાંય દૃષ્ટિએ ચડતી નથી તે ઉપર વાચક વર્ગનું ધ્યાન ખેંચીને આ પારીગ્રાફ સમાપ્ત કરીશું.

તે ચુસ્ત જૈન હતો એ વાત તો નિર્વિવાદ રીતે સિદ્ધ થઈ ગઇ છે. અને તેથી જ તેણે કલિંગજીન મૂર્તિનું મહાત્મ્ય પિછાણીને મગધપતિ જેવા બળવાન સમ્રાટની સામે ચવાનું તથા ઠેઠ તેના રાજમહેલ સુધી પહોંચી જઈ તે મૂર્તિ ઉપાડી લાવવાનું જોખમ ખેડવા જેવું સાહસ ઉપાડયું હતું. આ વિશે મિ. જાલ કાર્પેન્ટીઅર નામના વિદ્વાને સમાલોચના કરતાં ઉદ્‌ગાર કાઢયા છે કે,[૩૪]—why should he have chosen so strange an object, if he had not been a believer in the Jina= જો તે ( રાજા ખારવેલ ) જીનનો ઉપાસક—અનુયાયી ન હોત તો, શા માટે તેણે આવી વિચિત્ર વસ્તુને (જીનમૂર્તિને) લડાઈના ઉત્પાદન–કારણરૂપ પસંદ કરી હોત ? મતલબ કે તે જૈન હોવાથી જ, તેણે તે મૂર્તિ માટે લડી કાઢવાનું પ્રાણુસમાન ગણ્યું હતું. વળી આપણને, એક નહીં પણ બબે ( જુઓ ઉપરમાં પૃ. ૩૫૧માં. ક્રૌ. ડ. વાળું, તેમજ તેજ પૃષ્ઠ ઉપરનું જ. આં. હિ. રી. સો. ના લેખકનું અવતરણ ) વિદ્વાનોએ સૂચવ્યું કે રાજા ખારવેલના સમયે કલિંગના પ્રજાજનો પશ્ચિમે ઇરાની અખાત સુધી અને પૂર્વમાં આર્કીપેલેગોના ટાપુ સુધી વેપારાર્થે દરિયાઇ સફરે જતા હતા તથા હિસ્ટરી ઓફ ઓરિસાના વિદ્વાન ગ્રંથકારે તો ભારપૂર્વક તેમાં ઉમેરો કરી બતાવ્યો છે કે ત્યાંની વસી રહેલી પ્રજા મૂળે દક્ષિણ હિંદની કલિંગ પ્રજામાંથી ઉતરી આવ્યાના સ્થાપત્ય વિષયક અને ઐતિહાસિક પુરાવા પણ મળી આવે છે એટલે આ ત્રણેય કથનોનું એકીકરણ કરીશું તો માનવું પડશે કે, રાજા ખારવેલના સમયે પર્યટન ખેડતા શાહ સોદાગરો કે તેમના આશ્રિતજનોએ જ ત્યાં વસાહત કરવા માંડી હશે; તેમ થયું હોય તો તેઓની સાથે તેમના ધર્મનાં અવશેષો લઈ જવામાં આવ્યાં હોય અને ત્યાં તેનું બીજારોપણ થયું હોય તે સમજી શકાય તેવું છે. પરંતુ આ વિદ્વાન મહાશયને બીજાઓના મતને સંમત થતા જે કેટલીક મુશ્કેલીઓ આવે છે તે અન્ય રીતે વ્યક્ત કરતાં જણાવે છે કે[૩૫] (૧) Trikalinga form cannot be proved to have existed in the first century B. C. or A. D.=ઇ. સ. પૂ. ની કે ઇ. સ. ની પહેલી સદી સુધી ત્રિકલિંગ એવા શબ્દનું–રૂપનું–અસ્તિત્વ જ પૂરવાર થઇ શકતું નથી. એટલે તેમનું કહેવું અને માનવું એમ થાય છે કે, ત્રિકલિંગ એવો શબ્દ જ જ્યાં ઇ. સ. ની કેટલી યે સદી બાદ વપરાશમાં આવ્યાનું દેખાય છે ત્યાં કલિંગ પ્રજામાંથી ઉત્પન્ન થયેલ આ પ્રજા સુમાત્રા–જાવા ઈ. માં આવીને જો વસી હોય તો તેનો સમય તો તેનાથી પણ મોડો જ થાય. જ્યારે ખારવેલનો સમય આપણી માન્યતા પ્રમાણે ઇ. સ. પૂ.ની ચોથી ને પાંચમી સદીનો તથા વિદ્વાનોની માન્યતા પ્રમાણે તેનાથી અઢીસો વર્ષ બાદ એટલે ઈ. સ. પૂ.ની બીજી સદીમાં છે. આવા સંજોગોને લીધે બન્ને વસ્તુનો મેળ બેસતો થતો નથી એટલે કલિંગની પ્રજામાંથી તે બાજુની પ્રજાનો ઉદ્‌ભવ માની શકાય જ નહીં. (૨) વળી પોતે જણાવે છે કે[૩૬] The question of the religion of the original colonists to further India and the Indian

(૩૪) ઇં. એ. ૧૯૧૪ પૃ. ૧૭૩.

(૩૫) જુઓ હિસ્ટરી ઑફ ઓરિસા પૃ. ૧ પૃ. ૯૫.

(૩૬) તેજ પુસ્તક પૃ. ૯૬.

Archipelago is still the subject of a very great controversy...Results of excavations prove the earliest Indian colonists were Hindus i. e. Brahmanical faith, then Buddhism while Jainism does not appear at all= દૂર પૂર્વના હિંદ અને હિંદીઆર્કીપેલેગોના મૂળવતનીઓના ધર્મ વિશે હજુ પણ તીવ્ર મતભેદ ચાલે છે—ખોદકામનાં પરિણામે તો એમ સાબિત થાય છે કે હિંદમાંથી આવનારા (હિંદીઓ) પ્રથમ બ્રાહ્મણધર્મના હિંદુઓ અને પછી બૌદ્ધો હતા; જ્યારે જૈનોનું તો નામ નિશાન પણ નથી. એટલે તેમનું મંતવ્ય એમ છે કે હિંદીઆર્કીપેલેગોમાં જે લોકો હિંદમાંથી આવીને પ્રથમથી વસ્યા હતા, તેઓ અનુક્રમે બ્રાહ્મણધર્મના, તથા બૌદ્ધધર્મના જ હોવાનું, શોધખોળ-ખોદકામથી મળી આવતી વસ્તુઓ ઉપરથી સાબિત થાય છે. અને જૈનો તો હતા જ નહીં. એટલે આ વસાહતોના ધર્મ વિશે તીવ્ર મતભેદ રહે છે. મતલબ એ છે કે, ખોદ કામનું પરિણામ જુદી વસ્તુ બતાવે છે અને વિદ્વાનોની માન્યતા ભિન્ન થાય છે. એટલે એમની મુંઝવણ એ છે કે; એકબાજુ ખોદકામ એમ પોકારે છે કે, હિંદમાંથી વસાહત જે થઇ હતી તે બ્રાહ્મણોની અને બૌદ્ધોની હતી અને તેમને—તે હિંદુઓને—ત્રિકલિંગ—કલિંગના સમુદ્રમાંના કોઈ દેશની પ્રજા તરીકે માનો તો તેમની તે પ્રદેશમાં થયેલી આયાત ઈ. સ. પૂ. ની બે સદીની કે બહુતો ઈ. સ. ની બીજી સદીની માનવી જોઇએ; પરંતુ ત્રિલિંગ શબ્દનો ઉપયોગ જ ઈ. સ. ની કેટલીયે સદીબાદ વપરાશમાં આવ્યો છે, એટલે તે બન્ને હકીકત મળતી આવતી નથી માટે તેમના ધર્મ વિશે તીવ્ર મતભેદ રહે છે. તેમના આ બન્ને મંતવ્યના કથનમાંથી તાત્પર્ય એ નીકળે છે કે, ખોદકામથી અલબત્ત સાબિત થાય છે કે આર્કીપેલેગોના વતનીઓ મૂળે બ્રાહ્મણ કે બૌદ્ધ સંસ્કૃતિને ભજનારા હોવા જોઈએ અને તેમની આયાત ઇ. સ. ની બીજી સદીમાં મોડામાં મોડી થઈ હોવી જોઇએ, પરંતુ જે હિંદુઓ વહેલામાં વહેલા ત્યાં આવીને વસ્યા હોય તે Talaing તલૈંગ[૩૭] (બર્મામાં વસતી એક જાત )જ હતા. તલૈંગ તે ત્રિકલિંગમાંથી ઉદ્ભવ્યો છે. અને ત્રિકલિંગનો ઉદ્ભવ જ ઈ. સ. ની ઘણી સદી બાદ થયો છે. એટલે સંસ્કૃતિના ઉદ્ભવનો સમય મોડામાં મોડો ઈ. સ. ની બીજી સદીનો જે ખોદકામ પુરવાર કરી રહ્યો છે તે આ ત્રિકલિંગ શબ્દની ઉત્પત્તિના સમય સાથે ( ઇ. સ. ની ઘણી સદીનો મનાય છે માટે ) મેળ ખાતો નથી. માટે સંસ્કૃતિ કયા ધર્મની ગણવી તે વિશે અત્યારે તો બહુમતભેદ રહ્યો ગણવો પડશે. અથવા ઉપરના મંતવ્યને ઉથલાવીને બીજા રૂપમાં રજુ કરીએ કે તેમના મંતવ્યનું સમાધાન થઈ જાય અને તેમની મુંઝવી રહેલી મુશ્કેલીઓનો ઉકેલ આવી ગયો કહેવાય, તે રૂપ આ પ્રમાણે કહી શકાય; કે જો ત્રિકલિંગ શબ્દનું અસ્તિત્વ ઈ. સ. પૂ. ની બીજી સદીનું અથવા મોડામાં મોડું, ઈ. સ. ની બીજી સદીનું પુરવાર થઈ જાય તો ત્રિકલિંગની પ્રજા બર્મામાં થઈ ને, હિંદી આર્કીપેલેગોમાં જઈ વસી રહી ગણાય અને તે પ્રમાણેની સ્થિતિ સર્જાય તો ખોદકામના પરિણામને પણ સમર્થન મળતું ગણાય; વળી તે પ્રમાણે થતાં, ત્યાં પ્રથમ બ્રાહ્મણો અને પછી બૌદ્ધો આવ્યા કહેવાય. એટલે કે જો એમ પુરવાર કરી દેવાય કે ત્રિકલિંગ શબ્દની વપરાશ ઈ. સ. ની બીજી સદીમાં અથવા તે પૂર્વેમાં પણ હતી જ તો, બધી ઘડ ( ઐતિહાસિક તેમજ સ્થાપત્યની ) બંધબેસતી થઈ જાય છે. આ પ્રમાણે વસ્તુ

(૩૭) તે પુસ્તક પૃ. ૯૫:-

It is now universally acknowledged that tho Talaing people of Burma though of Mon origin, obtained their name from Tri-kaling =હવે તો સર્વત્ર માન્ય થઇ પડયું છે કે, બર્માની તલૈંગ પ્રજાની ઉત્પત્તિ, ભલે મોનમાંથી થઈ છે પરંતુ તે તલૈંગનું મૂળ તો ત્રિકલિંગમાંથી જ છે. (કહેવાની મતલબ એ છે કે બર્મામાં જેને તલૈંગ કહેવાય છે, તેનું મૂળ અત્યારે તો મોનમાંથી થયું મનાય છે, પરંતુ આધેઆધે જતાં તો તેનું મૂળ ત્રિકલિંગ પ્રજામાંથી જ મળે છે તે સર્વત્ર સ્વીકારાયલી બીના તરીકે જ લેખાય છે.

સ્થિતિ છે કે નહિ તેજ હવે આપણે જોવું રહે છે.

જોકે મજકુર વિદ્વાન લેખકે, પોતાની રીત પ્રમાણે, તેજ પુસ્તકમાં આગળ જતાં પૃ. ૯૭ થી ૧૦૭ સુધી પાસીફીક મહાસાગરમાં આવેલ અનેક ટાપુઓની પુરાતત્ત્વ ને લગતી હકીકતો વિશે અનેક વિદ્વાનોનાં ઉતારા લઇ અમુક નિર્ણય ઉપર આવવા મહેનત તો કરી છે, પરંતુ છેવટ તો અનિશ્ચિતજ રહ્યું છે. તોપણ એટલું સ્પષ્ટ થાય છે કે, તેઓ મિ. પેરી નામના વિદ્વાનના મતને વધારે મજબૂત અને વજનદાર લેખી અત્યાર સુધીના હિંદી અને યુરોપી વિદ્વાનો જે મત ધરાવે છે તેને કાંઇક ભ્રાંતિજનક (are obsessed) ગણાવે છે. પરંતુ ભૂલવું જોઇતું નથી કે તેમનું આ મંતવ્ય, ઉપરં દર્શાવી ગયેલ તેમના વિચારોને આશ્રયીને બંધાયેલ છે. એટલે અમારા મતે વિદ્વાનોની માન્યતા છે તે વ્યાજબી લાગે છે. વિદ્વાનોનું મત તેમણે આ શબ્દોમાં વ્યક્ત કર્યું છે. [૩૮] They (In India and Europe, the majority of scholars) therefore look upon Indo-nesia as being colonized by Aryans either two centuries before or after the birth of Christ=તેઓ (હિંદી અને યુરોપી વિદ્વાનોનો મોટો ભાગ) તેટલા માટે એવા મતના છે કે ઇ. સ. પૂ. ની અથવા તો ઇસુના જન્મ પછીની બે સદી પૂર્વે, આર્ય પ્રજા ઇન્ડોનિશિયામાં (સુમાત્રા જાવા અને આર્કીપેલીગોવાળા ટાપુઓમાં) આવીને વસી રહી હતી. આમાં આર્યન પ્રજા એટલે હિંદી સંસ્કૃતિથી રંગાયલી પ્રજા સમજવી રહે છે. એટલે તેમની માન્યતા એવી છે કે, આર્યન પ્રજા જો ઇન્ડોનિશિયામાં જઇને વસી હોય તો, તેનો સમય ઇ. સ. પૂ. ની કે ઇ. સ. ની બીજી સદી પૂર્વનો જ હોવો જોઇએ. આ પ્રમાણે વિદ્વાનોનો મત એક બાજુ છે. વળી પૃ. ૩૫૬ માં જણાવી ગયા છીએ કે ત્રિકલિંગ પ્રજા પશ્ચિમ અને પૂર્વના દરિયામાં પર્યટન કરી ત્યાં વસાહત કરી રહી હતી તે બીજો મત છે. હિસ્ટરી ઓફ ઓરીસ્સાના વિદ્વાન લેખકના મત પ્રમાણે સ્થાપત્ય વિષયક અને ઐતિહાસિક પુરાવાથી સાબિત થઇ શકે છે કે ઇ. સ. પૂ. ની અથવા તો ઇ. સ. ની એકાદ સદીના અરસામાં ત્યાં હિંદી પ્રજાએ વસવાટ કર્યો હતો એ પ્રમાણે ત્રીજો મત છે. રાજા ખારવેલના જીવન વૃત્તાંતથી હવે આપણે જાણી શકયા છીએ કે તેનો સમય ઇ. સ. પૂ. ચોથી સદીનો હતો તેમજ તે પોતે ત્રિકલિંગાધિપતિ હતો તથા તેની આણ ચક્રવર્તી સમાન હતી. આ સર્વે સ્થિતિનો–ચારે મતનો–જો સાર એકત્ર કરી ગુંથીશું તો માનવાને કારણ રહે છે કે, હિંદની તે સમયની આર્યન પ્રજા–આખો ત્રિકલિંગ–આર્ય સંસ્કૃતિથી પ્રદિપ્ત બની રહ્યો હતો. તેથી તે પ્રજાને આર્યન જ કહેવાય. વળી તેમની જ–તૈલંગ નામની–ઓલાદ બર્મામાં જઇને વસી હતી તેથી પ્રજાએ દૂર પૂર્વના હિંદમાં જઇને વસવા માંડયું હોયતો તેમાં કાંઇ શંકા જેવું કે આશ્ચર્ય પામવા જેવું નથી.

ઉપર પ્રમાણે એક વખત સાબિત થઇ ગયું કે, ત્રિકલિંગની આર્યન પ્રજા સૌથી પ્રથમ ઇન્ડોનિશિયામાં જઇ વસી હતી અને તેમનો સમય ઇ. સ. પૂ. ની બે કે ચાર સદીનો છે; તો પછી તે આર્યન પ્રજા કયા ધર્મની હતી તે પુરવાર કરવું તે તો સહજ વાત છે. જોકે વિદ્વાન મહાશયે તો એમ જણાવ્યું છે કે, પ્રથમ બ્રાહ્મણ અને પછી બૌદ્ધ સંસ્કૃતિ ત્યાં પ્રવેશવા પામી છે જ્યારે જૈનોનું તો નામ નિશાન પણ નથી. છતાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, આ પ્રમાણે તેમનો જે મત બંધાયો છે તે આર્યન પ્રજા ત્યાં ઇસ્વીસનની કેટલીયે સદી બાદ જવા પામી છે એવી હકીકત ઉપરથી છે; બાકી ત્યાંના પુરાતત્ત્વની મૂર્તિઓ ઉપરથી પોતે, ત્યાંની આર્યન પ્રજાની વસાહત વિશે જે મત પ્રદર્શિત કરી શકયા છે, તે વસ્તુઓ વિશે બોલતાં[૩૯] જણાવે છે "one peculiar feature of these statues is disproportionate size of the ears–which we find in Jain and Buddhistic images of India from the Gupta

(૩૮) જુઓ મજકુર પુસ્તક પૃ. ૧૦૫.

(૩૯) હિસ્ટરી ઓફ ઓરીસાનું પુસ્તક પહેલું પૃ. ૯૯.

period downwards=આ પુતળાંની ખાસ વિશિષ્ટતા તો તેમના કાનનું અસમાન કદ છે (એટલે કે માથું અને ધડ; તે એના પ્રમાણમાં કાનની લંબાઈ જે જોઇએ તે કરતાં વિશેષ છે) આ પ્રમાણેની સ્થિતિ, ગુપ્ત સમયના પછીની જૈન અને બૌદ્ધની મૂર્તિઓમાં આપણી નજરે પડે છે." એટલે તેમનું કહેવું એમ છે કે મૂર્તિના કાન જોતાં, તે ઇ. સ. ની ત્રીજી કે ચોથી સદીના કાળની જૈન અને બૌદ્ધ મૂર્તિના જેવી દેખાય છે. ધ્યાન રાખશો કે અહીં તેમણે બ્રાહ્મણ ધર્મ કે વૈદિક સંસ્કૃતિનું નામ જ લીધું નથી; જ્યારે પ્રથમ વખતે તેમણે જ મત આપ્યો છે કે, વૈદિક સંસ્કૃતિ પહેલી પ્રવેશી હતી અને પછી જ બૌદ્ધ છે અને જૈનનું તો નામનિશાન પણ નથી. આ ઉપરથી સમજાય છે કે તેમને પોતાને અમુક નિર્ણય ઉપર આવવાને બહુ કઠિન લાગ્યું છે. લગભગ દશેક વર્ષ ઉપર ડૉક્ટર નાગ નામના બંગાળી વિદ્વાન જેઓ ખાસ આ સુમાત્રા અને જાવાની મુલાકાતે ગયા હતા તેમણે પાછા આવતાં પોતાને થયેલ ત્યાંનાઅનુભવ ઉપર મુંબઈમાં ધી રૉયલ એશિયાટિક સોસાઈટીની શાખામાં એક સરસ પ્રવચન આપ્યું હતું. તેમાં પણ એવો જ ધ્વનિ નીકળતો હતો કે આ સર્વ બૌદ્ધ સંસ્કૃતિનો જ પ્રતાપ હતો. મતલબ કે તેમણે પણ વૈદિક સંસ્કૃતિને પ્રાધાન્ય આપ્યું નહોતું જ. આટલી તવારીખથી સમજાય છે કે, આર્યન પ્રજામાંની વહેલામાં વહેલી જે કોઇ પણ સંસ્કૃતિ તે બાજુ જવા પામી હોય તો વૈદિક નહીંજ પરંતુ તે બૌદ્ધ કે જૈન જ છે. આ બેમાંથી પહેલી કઈ જવા પામી છે તે એક ગૌણ વિષય છે. છતાં યે જો આપણે ઐતિહાસિક ઘટનાઓના આધારે એટલું પણ કહી શકીએ છીએ કે, રાજા ખારવેલના સમયે એટલે ઇ. સ. પૂ. ની ચોથી સદીથી ત્રિકલિંગના વતનીઓ બર્મામાં ઉતરવા મંડયા હતા, અને ત્યાં તેમને તૈલંગ નામથી ઓળખતા હતા; તેમજ કાળે કરીને તેમની શાખાપ્રશાખાઓ, ઇન્ડોનિશિયામાં પહોંચી હતી; તો પછી નીચે જણાવેલી ત્રણ સ્થિતિ જેવી કે (૧) આ શાખાપ્રશાખા બૌદ્ધ સંસ્કૃતિ વાળી જ હતી (૨) કે જૈન અને બૌદ્ધ સંસ્કૃતિ બહારથી જોનારને બન્ને, એક સરખીજ લાગતી હોવાથી (જુઓ પુ. ૨ માં પ્રથમના બે પરિચ્છેદનું વર્ણન) વિદ્વાનો તે બે વચ્ચેનો તફાવત પારખી શક્યા નથી તેથી જ એવું ઉચ્ચારણ કરતા થયા છે (૩) કે પછી અશોક અને પ્રિયદર્શિન સમ્રાટના શિલાલેખ વચ્ચેની ભિન્નતા નહીં સમજાયલી હોવાથી જેમ એકની કૃતિ બીજાને નામે ચડાવી દેવાઈ છે–દેવાય છે, તેમ અહીં પણ બનવા પામ્યું છે; તેમાંથી કઈ સ્થિતિ હોવાનું વાસ્તવિક છે તે સંશોધનનો એક મહત્ત્વનો વિષય બની રહે છે.

જેમ બન્ને જણા જૈનધર્માનુયાયી હતા તેમ અનેક બાબતોમાં તેઓ સરખા દરજ્જે મૂકાય તેવા ગુણો ધરાવતા હતા. એકે જેમ કલિંગજીનમૂર્તિનો કબજો મેળવવા આકાશપાતાળ એક કર્યું હતું તેમ બીજાએ કલિંગદેશ પોતાને હસ્તક લેવા માટે પોતાની જીંદગીમાંનું અજોડ યુદ્ધ ખેલ્યું હતું. આ બન્ને પ્રસંગોમાં બન્ને જણાને સ્વધર્મી એટલે જૈનાવલંબી રાજાઓ સાથે જ બાથ ભીડવી પડી હતી તેટલે દરજ્જે સમાન પ્રસંગો લાધ્યાનું કહી શકાય. એકે પોતાના ધર્મનાં દ્યોતક સ્મારક તરીકે થોકબંધ દ્રવ્ય ખર્ચી મહાવિજય નામે પ્રાસાદ, અર્હન કાયનિષિદી સ્તૂપો, શ્રમણવિહારો ઈ. બંધાવી તેના નિભાવાર્થે પૂજકોને દાન આપ્યાં છે તથા કાયમી પગાર બાંધી આપ્યા છે ત્યારે બીજાએ, લાખો અને કરોડોની સંખ્યામાં નવાં જ જીનાલયો, મૂર્તિઓ (ધાતુની તેમજ પાષાણની અને કોઈ કોઈ પ્રસંગે સુવર્ણની–કિંમતી પદાર્થોની) બંધાવ્યાં છે તેમ અનેકના જીર્ણોદ્ધાર કરાવ્યાં છે. એટલે કે બન્નેએ સ્વધર્મરક્ષણાર્થે નવીન પ્રવૃત્તિ આદરવામાં તથા જે હતી તેને કાયમી બનાવવા માટે એકસરખો પુરૂષાર્થ સેવ્યો છે. તેમ બન્ને જણાએ દાનશાળાઓ તથા ધર્મશાળાઓ, પણ બંધાવી છે. બન્ને જણાએ યુદ્ધમાં એકસરખાં પરાક્રમ અને શૌર્ય જેમ દાખવ્યાં છે તેમ પરાજીત પ્રત્યે હૃદયની ઉદારતા બતાવી તેઓને તેમના અસલના સ્થાન ઉપર પુનઃસ્થાપિત પણ કર્યા છે. દેખીતી રીતે

**પ્રિયદર્શિન સાથે ખારવેલની સરખામણી**

આ પગલું ભરવામાં જો કે બન્ને સરખા દેખાય છે છતાં એક રીતે પ્રિયદર્શિનનો નંબર તેમાં ઉંચો મૂકી શકાશે; કેમકે, રાજા ખારવેલના સમયે પરાજીતનાં રાજ્યો સામ્રાજ્યમાં ભેળવી લેવાની તૃષ્ણાનો જન્મ થયો નહોતો, બલ્કે તે હજુ ઉદ્‌ભવમાં હતી જ્યારે સમ્રાટ પ્રિયદર્શિનના સમયે તો તેવી ભાવના ફાલીફૂલીને મોટા વૃક્ષરૂપે પણ થવા પામી હતી; છતાં તેણે જીતાયલાં રાજ્યો જેમનાં હતાં તેમને પાછાં સુપ્રત કરી દીધાં છે તે તેના હૃદયની વિશાળતા હતી એટલું તો કહેવુંજ પડશે. બન્ને જણાએ ધર્મપ્રચાર અર્થે પણ પ્રયત્ન સેવ્યો જ છે; છતાં કહેવું પડે છે કે રાજા ખારવેલે માત્ર વ્યાપાર નિમિત્તે પર્યટને જતા શાહ સોદાગરના કાફલાઓ દ્વારા જ તેવાં પગલાં ભર્યાનું કહી શકાય; ભલે આ પગલાં, પૂર્વમાં પાસિફીક મહાસાગરમાં આવેલ ઇન્ડોનીશીયા દ્વીપો સુધી અને પશ્ચિમમાં ઈરાની અખાત સુધી લંબાયાં હતાં, પરંતુ તે તેની પોતાની જ સ્ફુરણાથી ઉદ્‌ભવેલ કરતાં, વિશેષપણે તો વ્યાપારીઓએ સ્વોત્સાહથી ભર્યાં હતાં એમ સમજાય છે; જ્યારે સમ્રાટ પ્રિયદર્શિને તો ધર્મપ્રચારને વેગ આપવાને કેમ જાણે એક ખાતું જ રાજ્યખર્ચે ઉપજાવી કાઢીને નિભાવ્યે રાખ્યું હોય તેમ દેખાય છે. એટલું જ નહીં પણ તેની કાર્યવાહીના સર્વોપરી અધિકાર પદે પણ પોતે જ રહી નિયમિતપણે તેની દેખરેખ અને દોરવણી કર્યે રાખી છે. તેથી સ્વભાવિક છે કે ઉત્તરમાં મધ્ય એશિઆ સુધી, પશ્ચિમે એશિયાઈ તુર્કીના સિરિયા સુધી ધર્મપ્રચાર કરવામાં તેમજ તેનાથી દૂર પ્રદેશોના રાજવીઓ સાથે મિત્રાચારી બાંધવામાં તે ફળીભૂત થયો છે. એટલે એકના રાજ્યે ધર્મવિસ્તારનું ક્ષેત્ર પૂર્વ તરફ લંબાયું હતું જ્યારે બીજાના સમયે પશ્ચિમ તરફ લંબાયું હતું. પરંતુ ફળની દીર્ઘતા, ચોક્કસતા અને સંગીનપણાની અપેક્ષાએ તો, પ્રિયદર્શિનને ખાતે વિશેષ યશ નોંધવો જ રહે છે. લોકરંજન માટે બન્નેએ સમાજો, ઇત્યાદિ કાર્યો કર્યાં દેખાય છે, છતાં રાજા ખારવેલે સીધી રીતે પ્રજા-સુખને સ્પર્શે તેવાં કાર્યો હાથ ધર્યાનું દેખાતું નથી. જો કે તેણે નહેર ખોદાવવાનું કાર્ય કર્યું છે પરંતુ તે સ્વોલ્લાસથી પાર પાડ્યું હોય, તેના કરતાં કુદરતે પાડેલી ફરજને લીધે ઉપાડ્યું હોય એમ વિશેષપણે દેખાઈ આવે છે; જ્યારે પ્રિયદર્શિને મનુષ્યોનાં કલ્યાણ માટે તો પોતાનો ઉત્સાહ સતત ચાલુ રાખ્યો હતો એટલું જ નહીં, પરંતુ પશુઓના આરામ માટે સારા રસ્તાઓ બંધાવવાનું, રસ્તા ઉપર વૃક્ષો ઉભાં કરાવવાનું અને તેમને તથા વટેમાર્ગુઓ માટે આરામગૃહો બંધાવવાનું પણ તે ભૂલ્યો નથી. ઉપરાંત બિમાર પડતાં મનુષ્યો અને પશુઓ માટે દવાખાનાં અને રૂગ્ણાલયો પણ નિભાવ્યાં છે. જ્યારે ખારવેલના હિસ્સે તેમાંનું કાંઇ જ નોંધાયું નથી. અલબત્ત ખારવેલના પક્ષામાં એટલું જરૂર મૂકી શકાશે કે તેણે કોઈ રીતે પ્રજાપીડનની વૃત્તિ દાખવી નથી બલ્કે તદ્દન ઉપેક્ષા-વૃત્તિ જ કેળવ્યે ગયો સમજાય છે. અથવા સંક્ષિપ્તમાં કહી શકાય કે રાજા ખારવેલનો રાજ્ય અમલ પ્રજાકિય કાર્યો કરવામાં શૂન્યવત્ હતો જ્યારે સમ્રાટ પ્રિયદર્શિનનો રાજ્ય અમલ સર્વક્ષેત્રી અને પ્રગતિકારી હતો; એટલું જ નહીં પરંતુ તે, અહર્નિશ પ્રજાકલ્યાણની ભજના અને ચિંતવન કરતો જ દેખાય છે. રાજા ખારવેલના આવા વલણ માટે કદાચ કહી શકાશે કે તેના સમયે કાળદેવની-અવસર્પિણી કાળની-અસર એટલી બધી થવા પામી નહોતી કે જેથી એક રાજાને પ્રજાકલ્યાણ તરફ સતત ધ્યાન આપવું પડે. રાજ્યવિસ્તારની બાબતમાં, એક સામાન્ય રાજવી કરતાં રાજા ખારવેલ જો કે અતિ વિસ્તૃત પ્રદેશ ઉપર પોતાની હકુમત સ્થાપવામાં ફતેહમંદ નીવડ્યો હતો, છતાં મહારાજા પ્રિયદર્શિનની તુલનામાં તો તેનો રાજ્યવિસ્તાર માત્ર ત્રીજા કે ચોથા ભાગનો જ કહી શકાશે. એટલે રાજ્યવ્યવસ્થાને અંગે મહારાજા પ્રિયદર્શિનના આખા યે જીવનમાં બુદ્ધિચાતુર્યની થયેલી જે અથાગ ખિલવટ સહેજે તરી આવે છે તેમાંથી રાજા ખારવેલની પ્રતિભા દર્શાવે તેવીનું તો, ઘણે અંશે ન્યૂન-બલ્કે શૂન્ય કહો તોપણ ચાલી શકે તેટલું જ પ્રદર્શન થયું છે.

આ પ્રમાણે કેટલીક બાબતમાં બન્નેનો દરજ્જો સરખો હોવાનું જેમ નોંધી શકાય તેવું છે તેમ ઘણી યે બાબતમાં એકનો વધારે અને બીજાનો ઓછો હોવાનું પણ દેખાઈ આવે છે. છતાં બે ત્રણ મુદ્દા

એવા છે કે જેમાં પ્રિયદર્શીનનો નંબર ખારવેલ કરતાં ઘણો નીચે ઉતરી જાય છે. તેમાંનો એક તો એ કે પ્રિયદર્શિને ભલે પોતાની કીર્તિ જગઆશકારા કરવાની ઉમેદથી, શિલાલેખો અને સ્તંભલેખો ઉભા નથી કરાવ્યા છતાં યે જાણ્યે અજાણ્યે તેણે પોતાનું નામ તો કોતરાવ્યું છે જ, જ્યારે રાજા ખારવેલે શિલાલેખ ઉભો કરાવવાનું તો અલગ રાખો પરંતુ ક્યાંય પોતાનું નામ સુદ્ધાંત કોતરાવવાની પણ દરકાર રાખી નથી. તે સઘળું તેની રાણીએ જ કરાવ્યું દેખાય છે અને તેમાં પણ રાજા ખારવેલે કોઇ જાતનો આદેશ કર્યો હોય કે ઇચ્છા પ્રદર્શિત કરી હોય એવું યે સમજાતું નથી. બીજું એ છે કે બન્ને જણા, ઉપાસક વૃત્તો લેવાં સુધીના દરજ્જે પહોંચ્યા તો છે જ, પરંતુ રાજા ખારવેલ તેથી યે આગળ વધીને રાજ્યલગામ મૂકી દઇ તથા તદ્દન નિવૃત્ત થઈ સ્વઆત્મકલ્યાણ સાધવામાં પણ રત્ત થયો દેખાય છે જ્યારે પ્રિયદર્શિન વૃત્ત લીધાં પછી આગળ વધવામાં તદ્દન અટકી જ ગયો છે. સરખામણીના આટલા આટલા અંશો હોવા છતાં, સમ્રાટ પ્રિયદર્શિન પશુ-કલ્યાણના માર્ગો અખત્યાર કરવામાં જેમ નિરાળો પડી જાય છે તેમ રાજા ખારવેલ એક બાબતમાં તદ્દન જ નોખો પડી જાય છે. પુસ્તકોદ્ધારનું અને સૂત્રસંરક્ષણનું કાર્ય રાજા ખારવેલે જ માત્ર કરી બતાવ્યું છે જ્યારે સમ્રાટ પ્રિયદર્શિને તે દિશામાં કિંચિત્ પણ પ્રયાસ સેવ્યો દેખાતો નથી. તે માટે બનવા જોગ છે કે કદાચ સ્થિતિ અને સંજોગો જ જવાબદાર હોવા જોઈએ અથવા હશે. આપણે એમ તો નથી જ કહી શકતા કે મહારાજા પ્રિયદર્શિન પુસ્તકનું મહત્ત્વ આંકવામાં રાજા ખારવેલ કરતાં કોઇ રીતે પશ્ચાત્ પડી જતો હતો અથવા તે બાબતમાં તે અજ્ઞ હતો પરંતુ અમારૂં કહેવું તો એટલું જ છે કે તેમના હસ્તે તેવું કાર્ય થવા પામ્યું નથી; પછી કારણ ગમે તે હોય.

બાકી રાજા ખારવેલનું ઉગ્ર જૈનધર્મ પ્રત્યે બળતું હતું તે દૃષ્ટિએ તો મહારાજા પ્રિયદર્શિન અને રાજા ખારવેલને એક જ કક્ષામાં મૂકવા રહે છે.

### (૪) વક્રગ્રીવ : પર્વતેશ્વર

રાજા ખારવેલનું મરણ થતાં, કલિંગપતિ તરીકે તેમના યુવરાજ કુમાર વક્રગ્રીવનો રાજ્યાભિષેક થયો હતો. તેનો રાજ્યઅમલ મ. સં. ૧૩૪ થી ૧૫૫ = ઇ. સ. પૂ. ૩૯૩ થી ૩૭૨ સુધીના ૨૧ વર્ષનો ગણી શકાશે. તેનો જન્મ મહારાજા ખારવેલની વજ્રધરવાળી રાણીના પેટે મ. સં. ૧૦૫ ( તેના રાજ્યાભિષેક બાદ સાતમે વર્ષે[૪૦] એટલે ૯૮ + ૭ = ૧૦૫ ) = ઈ. સ. પૂ. ૪૨૨ માં થયો હતો. એટલે પોતે ગાદીપતિ તરીકે ઇ. સ. પૂ. ૩૯૩ માં બિરાજમાન થયો ત્યારે તેની ઉમર બરાબર ત્રીસ વર્ષની હતી[૪૧] અને ૨૧ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો છે એટલે તેનું આયુષ્ય ૫૧ વર્ષનું હતું એમ કહી શકાશે.

મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તે કેવી રીતે, પ્રથમ નાનો મુલક મેળવીને ત્યાં પોતાની ગાદી કરવાથી મૌર્યવંશની સ્થાપના કરી હતી તથા તે બાદ આવશ્યક લાગતાં પાસેના પાર્વતીય પ્રદેશના અધિપતિની કુમક મેળવી તે વખતના મગધસમ્રાટ નંદનવમાની ઉપર આક્રમણ લઈ જઇ તેને હરાવી પોતે ઈ. સ. પૂ. ૩૭૨=મ. સં. ૧૫૫ માં મગધ સમ્રાટ બન્યો હતો, તે સર્વ વૃત્તાંત આપણે પુ. ૨ માં ચંદ્રગુપ્તના વૃત્તાંતે વિસ્તારથી જણાવી ગયા છીએ. ત્યાંના વૃત્તાંત કરતાં વિશેષ શોધને અંગે જે ખાસ અન્ય વિગતો જણાવવી રહે છે તેનું જ નિર્દેશન અત્ર કરીશું. મુદ્રારાક્ષસ નામે પ્રાચીન સંસ્કૃત નાટક રચાયલું છે તેમાં આ પાર્વતીય પ્રદેશના અધિપતિના નામ તરીકે, જે સામાન્ય નામ કહેવાય તેવું, પર્વત દેશનો સ્વામી: ઇશ્વર=પર્વતેશ્વર જણાવેલ છે. આગળ જતાં આ પર્વતેશ્વરના પુત્ર અને સમ્રાટ ચંદ્રગુપ્ત વચ્ચે જે યુદ્ધ થવા પામ્યું છે તેમાં તેનું નામ મલયકેતુ જણાવેલ છે; તથા ચંદ્રગુપ્તના મહામંત્રી પં. ચાણક્ય પોતાના હોદ્દા ઉપરથી ફારગત થઈ રાજપુરોહિત તરીકે કામ

(૪૦) જુઓ હાથીગુફા લેખ પંક્તિ ૭ તથા ઉપરમાં

(૪૧) આ ઉપરથી સમજાશે કે ખારવેલની ઉમરઉપરથી વિદ્વાનોએ જે એમ જાહેર કર્યું છે કે, તે સમયે ૨૫ મે વર્ષે ગાદી સોંપાતી હતી (જુઓ પૃ. ૨૯૦) તે વાસ્તવિક નથી

કરતો હતો ત્યારે મહામંત્રીની ફરજો જે વ્યક્તિ અદા કરી રહી હતી તેનું નામ રાક્ષસ જણાવ્યું છે. જ્યારે આપણે અહીં પર્વતેશ્વર જેવા સામાન્ય નામને સ્થાને વક્રગ્રીવ અને તેની પાછળ ગાદીએ આવનારનું નામ મકરધ્વજ ઉર્ફે મલયકેતુ જણાવ્યું છે. આ નામો કયાંથી[૪૨] અમને મળી આવ્યાં છે. તેનું બરાબર ચોક્કસ સ્થાન અત્ર મળતું નથી. પરંતુ સર્વ વિગત બરાબર છે એટલે એક વખત ભલે નામોની હેરફેર પુરવાર થઇ જાય તોપણ ઇતિહાસની દષ્ટિએ આલેખાયલી હકીકત તો કાયમ જ રહે છે એમ સમજવું. એટલે ઇતિહાસ આલેખનમાં હાલ તુરત રાજા ખારવેલના પુત્ર અને ઉત્તરાધિકારી તરીકે પર્વતેશ્વરના સ્થાને તે વ્યક્તિનું નામ વક્રગ્રીવ કાયમ રાખ્યું છે. તથા તે વક્રગ્રીવના પુત્ર તરીકે મલયકેતુ ઉર્ફે મકરધ્વજ પણ કાયમ રાખીશું. વળી આ મલયકેતુના પક્ષે રહીને સમ્રાટ ચંદ્રગુપ્તની સામે યુદ્ધમાં ઝઝુમનાર તરીકે વૈરોચક—કે—વૈરોચનનું નામ દેવાયું છે અને તેને મલયકેતુના કાકા તરીકે હોવાનું જણાયું છે. એટલે તે બધાની વચ્ચેનો સગપણ સંબંધ બતાવવા માટે આ સૈન્યપતિ વૈરોચકને, કલિંગપતિ વક્રગ્રીવનો ભાઈ તથા સમ્રાટ ખારવેલનો પુત્ર હોવાનો નિર્દેશ આપણે પૃ. ૩૫૭ માં કરવો પડયો છે. આ સિવાય તેના કુટુંબ વિશે વિશેષ કાંઈ જાણવામાં આવ્યું નથી. પરંતુ તેની ઉમર, ઉપરના પારિગ્રાફે જે ૫૧ વર્ષની લખી છે તેમાં એટલું વધારે સૂચવી શકાશે કે, તેનું મરણ જે આકસ્મિત સંજોગોમાં બનવા પામ્યું હતું ( જુઓ આગળ ઉપર ) તેમ ન થયું હોત તો તેની આયુષ્યદોરી વિશેષ લંબાઈ હોત ખરી.

તેના સામાન્ય કે રાજકીય જીવન વિશે કયાંય ઉલ્લેખ થયેલ વાંચવામાં આવતો નથી પરંતુ એકાદ બે બનાવો નોંધાયાની જે હકીકત બહાર આવવા પામી છે તે ઉપરથી તેનું અનુમાનિક સ્વરૂપ ચિતરી શકાય તેમ છે કે પોતે વિલાસી જીવન ગાળતો હોવો જોઈએ; તેનું મૃત્યુ જે આકસ્મિત સંયોગોમાં થવા પામ્યું છે તે ઉપરથી જ મુખ્યપણે આ અનુમાન બાંધવું પડયું છે તેમજ તેને સમર્થન કરતા બીજા પુરાવાઓ અંધ્રપતિના જીવનમાંથી પણ લબ્ધ થાય છે. તે હકીકત આ પ્રમાણે છે. ખારવેલના વૃત્તાંતમાં પુરવાર કરાયું છે કે, તેણે અંધ્રવંશના સ્થાપક રાજાશ્રીમુખને હરાવી કરી, નસાડીને નાસિક ભેગો કર્યો હતો ત્યારથી આ અંધ્રપતિઓ ખારવેલના[૪૩] ખંડિયા જેવા બની ગયા હતા તથા અંધ્રભૃત્યો તરીકે ઓળખાતા થયા હતા. આ અંધ્રભૃત્યો પાછળથી રાજા વક્રગ્રીવના રાજ્યકાળે વળી સ્વતંત્ર બની બેઠા હતા[૪૪] એમ તેમના સિક્કા ઉપરથી સમજાય છે ( તે માટે જુઓ પુ. ૫ માં તેમના વૃત્તાંતે ) એટલે સ્વભાવિક રીતે એવા અનુમાન ઉપર જવું રહે છે કે, રાજાવક્રગ્રીવ મોજશોખવાળું તથા ઇંદ્રિયાસકત વિલાસી જીવન ગાળતો હોવો જોઈએ. આ દક્ષિણાપથના રાજાઓ, જેઓ ખારવેલના સમયે તેને આધીન હતા તે સ્વતંત્ર બની જવાથી, કલિંગ સામ્રાજ્યની હદ વક્રગ્રીવના સમયે ઘણી સંકુચિત બનવા પામી હતી; છતાંયે કલિંગાધિપતિની ગણના તો મહારાજ્યના એક સમ્રાટ તરીકે જ થતી હતી. એટલા માટે જ પં. ચાણકયે રાજા ચંદ્રગુપ્ત તરફથી મગધ ઉપર ચડાઈ લઈ જવામાં આ વક્રગ્રીવ પર્વતેશ્વરની મદદ મેળવવાની

(૪૨) પ્રાચીન ભારતવર્ષનો આ આખોયે ઇતિહાસ અસલમાં લગભગ દશેક વર્ષ ઉપર લખાયેલ છે. તે સમયે જે કાચી નોંધ હતી તેમાંથી ઉપયોગી ઉતારા કરી કરીને કાચી નોંધ ફાડી નાખવામાં આવી છે, એટલે અત્યારે તેની મેળવણી કરવાનું સાધન રહ્યું નથી. તેથી વિનંતિ કે પ્રગટ થયેલ પુસ્તકોમાંની હકીકત જ્યાં અસંગત દેખાય ત્યાં અત્ર દર્શાવેલી વિગત પ્રમાણે સુધારો કરીને વાંચી લેવો.

(૪૩) ખારવેલના જ ખંડિયા હતા એમ હકીકત નથી; પરંતુ થોડો વખત ખારવેલના અને તેના વંશજ કલિંગપતિના ખંડિયા હતા અને પાછળથી મગધપતિના ખંડિયા થયા હતા. એટલે તેમના ઉપરની સાર્વભૌમસત્તા જો કે ફરી ગઇ હતી ખરી, પરંતુ તેમની પોતાની સ્થિતિ તો જે ભૃત્યા: તરીકે હતી તે તો અમુક વખત સુધી કાયમ જ રહેવા પામી હતી અને એક કરતાં વિશેષ રાજાઓ તેવા હતા માટે બહુવચન વાપરવું પડયું છે.

(૪૪) શ્રીમુખ તો પોતાના શેષ સત્તાકાળમાં આંધ્રભૃત્ય જ રહ્યો હતો પણ તેની પછી ગાદીએ આવનાર તેનો પુત્ર તથા નાનો ભાઈ ઇ. સ્વતંત્ર થઇ ગયા હતા તેથી અત્ર આપણે બહુવચન વાપર્યું છે.

યાચના કરી હતી.

ત્રિકલિંગાધિપતિ રાજા વક્રગ્રીવને અંગ, વંગ અને કલિંગદેશના સમુહવાળો પ્રદેશ રાજા ખારવેલના મરણ બાદ વારસામાં મળ્યો હતો તેમાંના અંગદેશને ચેદિ નામથી ઇતિહાસકારોએ ઓળખાવ્યો છે. આ પ્રદેશનો એક ભાગ જે મગધની સરહદની અડોઅડ પરંતુ રાજા વક્રગ્રીવના સત્તાસ્થાનથી અતિદુર આવેલ હતો તેમજ પર્વતની નાની નાની શૃંખલાવડે વિંટળાયલ હોવાથી પોતાને સુરક્ષિત સ્થાનરૂપ નીવડવા જેવો લાગતો હતો તે પડાવી લઈ, ત્યાં રાજાચંદ્રગુપ્તે પ્રથમ રાજગાદી ઇ. સ. પૂ. ૩૮૧માં સ્થાપી હતી (સ્થાન માટે જુઓ[૪૫] પુ. ૧ માં નવમાનંદના રાજ્ય વિસ્તાર વાળો નકશો) તથા આગળ જતાં વધારે મજબૂત બન્યો હતો. છતાંયે તે કાંઈ મગધપતિ સામે માથું ઉચકવા જેવી સ્થિતિએ તો પહોંચ્યો ન જ કહેવાય. તેમ બીજી બાજુ વખત તો પસાર થયે જ જતો હતો અને એ પણ ચોક્કસ હતું કે 'ભીખનાં હાંલ્લાં કાંઈ શીકે ચડતા નથી' એટલે પં. ચાણક્યે કોઇની મદદ મેળવવા નજર દોડાવવી જ રહી. પરંતુ કોઇ સમર્થ ભૂપતિ તેને ઉપયોગી થાય તેવો તો પર્વતેશ્વર કલિંગપતિજ હતો અને તેને તો પોતાનો દુશ્મન બનાવી દીધો હતો; જેથી તેને પોતાના પક્ષમાં મેળવી લેવો તે અશક્ય જ ગણાતું ? પરંતુ રાજ્ય લોભ શું નથી કરી શકતો ? આ ઉપરથી જ મગધપતિ નવમાનંદ સામેના યુદ્ધમાં મદદે ઉભા રહેવાના બદલામાં રાજાવક્રગ્રીવને અડધું મગધ સામ્રાજ્ય આપવાની શરતે પં. ચાણક્યે પોતાની બુદ્ધિના બળે, પોતાના પક્ષે મેળવી લીધો હતો. તે બાદ બન્ને વચ્ચે મહાયુદ્ધ થયું અને પરિણામે મહાનંદ-નવમાનંદને ગાદી ત્યાગ કરવો પડયો તથા ચંદ્રગુપ્ત મગધપતિ બન્યો ઈ. સ. ૩૧૨=મ. સં. ૧૫૫. હવે ચંદ્રગુપ્તે રાજાવક્રગ્રીવને અપાયલ પોતાનો કોલ પાળવાનો અવસર આવ્યો. તેણે રાજાવક્રગ્રીવને રાજ્યના માનવંત મહેમાન તરીકે મગધમાં પધારી ઇચ્છાપૂર્વક અડધો હિસ્સો લઈ જવા આમંત્રણ આપ્યું. અહીં પણ પં. ચાણક્યે પોતાનું બુદ્ધિ કૌશલ્ય પાછું દાખવ્યું. રાજા વક્રગ્રીવનું વલણ સ્ત્રીસંગી છે તે સારી રીતે જાણતો હતો, એટલે જે સ્વરૂપવતી વિષકન્યા મહાનંદના રાજ્યે હતી તેને, રાજાચંદ્રગુપ્તને શાનમાં સમજાવીને આગળ ધરાવી. રાજા વક્રગ્રીવ તે લાવણ્યમયી લલનાને જોતાં જ કામાતુર થઈ ગયો અને અડધા રાજ્યના બદલામાં તે કન્યાનું પાણિગ્રહણ કરીને જ સંતોષ મેળવવા ઇચ્છા પ્રદર્શિત કરી. ચતુર ચાણક્યને તો એટલું જ જોઈતું હતું. તુરતા તુરત લગ્નની તૈયારી કરાવવા માંડી. લગ્નની ક્રિયામાં, વિષકન્યા રાણીનો હસ્ત મેળાપ થતાં, જે વિધિ કરવાની હતી તેમાં સમય પણ લાગે જ એટલે તે દરમિયાન હસ્તદ્વયમાં-કરસંપુટમાં પરસેવો ઉપન્યો તે દ્વારા રાજા વક્રગ્રીવના શરીરમાં વિષ પ્રવેશ થવાથી તે મુર્છાગત થયો અને પરિણામે ટુંક સમયમાં ત્યાંને ત્યાં જ મૃત્યુવશ થયો. આ બનાવ મગધની ભૂમિ ઉપર બન્યો ગણાય.

આ પ્રમાણે રાજા વક્રગ્રીવને તો રાજ્યનો અડધો ભાગ લેવા જતાં, રાજ્ય તો એક બાજુ રહ્યું પરંતુ ભાગે ન મળ્યો અને ઉલટો જાન ગુમાવવો પડયો. ઈ. સ. પૂ. ૩૭૨. આ બનાવને ચતુર ચાણક્યની રાજકીય શત્રંજમાના અનેક પટખેલનના મંગળાચરણમાંનું એક ગણવું રહેશે.

વક્રગ્રીવ શા માટે નામ પડયું છે ? તેની ડોક વાંકી હતી કે કેમ ? અથવા તો ખરૂં નામ બીજું જ હતું એ મુદ્દા વિશે કાંઈ પ્રકાશ પડતો નથી.

### (૫) મલયકેતુ; મકરધ્વજ, મયૂરધ્વજ.

રાજા વક્રગ્રીવનું મરણ મગધની ભૂમિ ઉપર થવા પામ્યું હતું તે આપણે ઉપરમાં જોઇ ગયા છીએ. એટલે કલિંગ દેશમાં તેના મરણ વિશે અનેક ગપગોળા ઉડવા માંડયા હતા. યુવરાજ મલયકેતુએ કલિંગની રાજ્યલગામ હાથમાં તો લીધી પરંતુ પોતાના પિતાનું મૃત્યુ શંકાસ્પદ સંજોગોમાં

(૪૫) પેલી ડોશી અને ખીરપીતું તેનું બાળક તથા પં. ચાણક્યની કામ કરવાની નીતિ-રીતિ; તે ડોશીમાએ ઉલ્લંઘો દીધાનો પ્રસંગ ઈ. ઇ. આ સર્વ હકીકત આ પ્રદેશમાં બનવા પામી હતી એમ સમજવું.

થવાથી—અને તે પણ મૈત્રી ધરાવતા રાજાના દરબારમાં થવાથી—તેના મનમાં ઘણો ખટકો રહી જવા પામ્યો હતો. એટલે તેણે કાંઈક આવેશમાં અને કાંઈક રોષમાં ચંદ્રગુપ્તના મગધદેશ ઉપર ચડાઈ કરવાનું નક્કી કર્યું.

રાજા ખારવેલના મરણ સમયે જોકે સારોયે દક્ષિણહિંદ કલિંગને તાબે હતો પરંતુ તેના મરણ બાદ રાજા વક્રગ્રીવે પોતાના વિલાસી જીવનને અંગે ઘણોખરો ભાગ ગુમાવી દીધો હતો; જેને અસલમાં અંગદેશ કહેવાતો હતો, તે જેમ રાજા ચંદ્રગુપ્તે પોતે મગધપતિ બન્યો તે પહેલાં હસ્તગત કરી લીધો હતો તેમ બાકીના અંગદેશ—વરાડ પ્રાંતના ભાગમાં તથા પશ્ચિમઘાટ વાળા પ્રદેશમાં જે અંધ્રપતિ શ્રીમુખે રાજા ખારવેલના ભૃત્યઃ તરીકે આણ સ્વીકારી હતી અને જેનો પુત્ર અત્યારે ગાદીએ હતો તે પણ સ્વતંત્ર બની ગયો હતો. એટલે તેટલો ભાગ પણ કલિંગના સામ્રાજ્યમાંથી બાતલ થઈ જ ગયો કહેવાય. અધુરામાં પુરૂં, તે ગૌતમીપુત્ર યજ્ઞશ્રીએ તથા તેના પછી આવનાર ત્રીજા અંધ્રપતિ તેના કાકા કૃષ્ણ વસિષ્ઠ-પુત્રે, નિઝામી રાજ્યવાળો ભાગ પણ પડાવી લીધો હતો. ચોલા, પલ્લવ અને પાંડ્ય રાજા વિશે જો કે બહુ જાણવામાં આવ્યું નથી પરંતુ સંભવિત છે કે, કાં તેઓ સ્વતંત્ર બની ગયા હોય અથવા તો ઉપર વર્ણવેલા બીજા અને ત્રીજા શાતકરણીના તાબે ગયા હોય. ગમે તેમ બનવા પામ્યું હોય પરંતુ એટલી સ્થિતિ નક્કી છે કે, તે સઘળા કલિંગપતિની આણમાંથી તો ખસી ગયા હતા જ. ટૂંકમાં કહી શકાશે કે વક્રગ્રીવના મરણ સમયે કલિંગના સામ્રાજ્યની હદ બહુ જ સંકુચિત બની ગઈ હતી. આ કારણથી રાજા મલયકેતુના નશીબે બહુ નાનો પ્રદેશ જ હાથમાં આવ્યો હતો એમ કહેવું પડશે. એટલે જ્યારે ચંદ્રગુપ્તે, મલયકેતુના પિતા વક્રગ્રીવની મદદ લીધી હતી ત્યારે પોતે ભલે નાનકડા પ્રદેશનો જ રાજવી હતો, પરંતુ અત્યારે તો તે મોટા રાજ્યનો માલિક બની બેઠો હતો. તેમાંયે મગધ સામ્રાજ્યની ભૂમિમાંથી જે કાંઈ ભાગ પડવાનો હતો, તે હવે રાજાવક્રગ્રીવનું મરણ થતાં તેના હિસ્સામાંજ રહી જવા પામ્યો હતો. એટલે અત્યારે ચંદ્રગુપ્ત સમ્રાટ ઉપાડયો પણ ઉપડે નહીં તેવો બની ગયો હતો. આ પ્રમાણે એક પક્ષે મલયકેતુની અને બીજા પક્ષે ચંદ્રગુપ્તની સ્થિતિ રાજ્ય વિસ્તાર પરત્વે બની રહી હતી. છતાં મલયકેતુએ ઉપર કહી ગયા પ્રમાણે સમ્રાટ ચંદ્રગુપ્તના દરબારે અકસ્માતથી પોતાના પિતાના નીપજેલા અવસાનને અંગે પ્રગટી નીકળેલા રોષને લીધે ચડાઈ લઈ જવા ઈચ્છા કરી હતી. તે પ્રમાણે યુદ્ધ પણ થયું હતું જેના પરિણામે તેની હકુમતમાં ઉલટો વિશેષ કાપ મૂકાયો તેમજ તે પોતે બોજ ગુમાવી બેઠો. કદાચ તે યુદ્ધમાં મરણ પણ પામ્યો હોય. કોઈ રીતે કાંઈ ચોક્કસ સ્થિતિ ઉચ્ચારી શકાય તેમ નથી. એટલે હાલ તો અનુમાન કરવું રહે છે કે, ઉપરના યુદ્ધ બાદ જો તે જીવતો રહેવા પામ્યો હોય તો પણ બહુ જ નામોશી ભરેલી સ્થિતિમાં, અને એકદમ નાના પ્રદેશ ઉપર જ અધિકાર ભોગવતો પડી રહ્યો હોય. વળી તે બાદ થોડા વર્ષમાં તેનું મરણ નીપજતાં ચેદિવંશની સમાપ્તિ થઈ ગઈ ગણાશે તથા કલિંગદેશ હમેશને માટે મગધ સામ્રાજ્ય-નો એક અંશ બની ગયો ગણાશે. આ બનાવનો સમય આપણે અંદાજે ઈ. સ. પૂ. ૩૬૧ નો મૂકીશું.

ચેદિવંશની સમાપ્તિ થઈ ગયાનું આપણે એટલા ઉપરથી જણાવવું પડે છે કે મૌર્ય ચંદ્રગુપ્તના પૌત્ર સમ્રાટ અશોકવર્ધનના દરબારમાં જે ગ્રીક એલચી મેગેસ્થનીસ આવ્યો હતો તેણે હિંદના કેટલાંક વિદ્યમાન રાજ્યો વિશે હકીકતો જણાવી છે તેમાં આંધ્ર રાજ્યનું નામ લેવાયું છે પરંતુ ચેદિનું નામ દેખાતું નથી. એટલે ચેદિવંશનું નામ જ કાંતો તેના સમયે તદ્દન લુપ્ત થઈ ગયું કહેવાય અથવા તો ચેદિવંશની સ્થા-પના જ મેગેસ્થેનીસના સમય બાદ થઈ હશે એમ માની લેવું જોઈએ. પરંતુ આપણે સાબિત કરી ગયા છીએ, તેમજ હાથીગુંફાનો લેખ પણ જણાવે છે કે, રાજા નંદના સમયે આ ચેદિવંશનો રાજા ક્ષેમરાજ હૈયાત પણ હતો જ. એટલે કે નંદવંશ અને ચેદિવંશ એક વખત સમકાલીન પણે વર્તતા હતા અને એક બીજાની હરીફાઈમાં રાજ ચલાવ્યે જતા હતા; જેથી સાબિત થઈ ગયું કે, ચેદિવંશ મેગેસ્થેનીસના સમય

પૂર્વે અસ્તિત્વમાં હતો જ.[૪૬] પરંતુ જ્યારે તે હિંદમાં આવ્યો ત્યારે ચેદિવંશ નહોતો. આ ઉપરથી અનુમાન થાય છે કે, રાજા મલયકેતુના મરણ બાદ તે વંશની સમાપ્તિ થઇ ગઇ હોવી જોઇએ. તેનો સમય ઈ. સ. પૂ. ૩૬૧ નો જે જણાવ્યો છે તેનાથી કદાચ બે વર્ષ આઘો પાછો હોય તો તે જુદી વસ્તુ કહેવાય.

(૪૬) ઉપરમાં રાજા ખારવેલનો સમય વિચારતાં, તથા તે શુંગપતિ પુષ્યમિત્રનો સમકાલીન કોઈ રીતે ન હોઈ શકે તેની દલીલો કરતાં, જે લગભગ વીસેક મુદ્દા ટાંક્યા હતા તેમાં પૃ. ૩૨૦ ટી. નં. ૨૦માં જણાવેલ હકીકતનો જેમ ઉમેરો કરવો રહે છે તેમ આ બીનાનો પણ ઉમેરો કરવો પડશે.

# પરિશિષ્ટ

ચેદિવંશના જીવન મરણ સાથે સંબંધ ધરાવતા અથવા કહો કે તેના નામ માત્રને દુનિયાની જાણમાં લાવનાર હાથીગુંફાના લેખનું અને રાજા ખારવેલનું વૃત્તાંત આ ખંડમાં આપવામાં આવ્યું છે. અત્યાર સુધી તો તે બન્નેને જે હકીકત સીધી રીતે ઐતિહાસિક દષ્ટિએ સ્પર્શતી હતી તેમનું જ વર્ણન ઉપરના પરિચ્છેદોમાં કરાયું છે; પરંતુ કેટલીક હકીકત એવી પણ છે કે જે ચેદિવંશને કે હાથીગુંફાના લેખને સીધી રીતે સ્પર્શતી નથી, છતાં તેના વર્ણન ઉપર આડકતરી રીતે અસર કરે તેવી દેખાય છે અથવા તો તે લેખની હકીકતની સાથે કોઇક રીતે ગુંથાયલી માલૂમ પડી છે; એટલે તેને પણ, જ્યારે આ પરિચ્છેદે તે લેખનો પ્રસંગ ઉપસ્થિત થયો છે ત્યારે, સાથે સાથે જણાવી દેવાય તો વાસ્તવિક ગણાશે; તે ગણત્રીએ તેવી અલગ પડી જતી વિગતોને આ સ્વતંત્ર પરિશિષ્ટમાં ઉતારવી યોગ્ય ધારી છે.

રાજા ખારવેલ જૈનધર્માનુયાયી છે તેમજ હાથીગુંફાના લેખમાં દર્શાવાયલી અનેક હકીકતો પણ તેના ધર્મની સાથેજ સંકલિત થયેલી છે એટલું હવે નક્કી થયું છે. વળી તે સર્વ બીના લેખના આધારે જણાયેલ હોવાથી તેને અફર અને અટળ જ માનવી રહે છે. આટલી વાત ખીલે બંધાયાથી ભારતીય ઇતિહાસમાં આવતી તથા નજરે પડતી અનેક બાબતોમાં ખરૂં શું છે તે તપાસી જોવાને, કસવાને અને તે ઉપરથી અંતિમ નિર્ણય ઉપર આવવાને, આપણને એક માપ-ચાવી-કાટલું હાથ આવી ગયું છે એમ જરૂર કહી શકાશે જ.

ધર્મ એ એવી વસ્તુ છે કે દુન્યવી જડ પદાર્થો કરતાં, આત્માના ચૈતન્યમય અને તેજપૂંજ સરીખા પદાર્થો સાથે તે વિશેષતઃ જકડાયલી રહેલી છે; એટલે જ તેની અગત્યતા, જ્યાં જડ વસ્તુનું પ્રાધાન્ય મનાતું હોય, ત્યાં જેટલી સ્વીકારવામાં આવતી હોય, તેના કરતાં જ્યાં ચેતનવંતા આત્માના ગૌરવની પીછાન કરવામાં આવતી હોય, ત્યાં અનેકાંશે વિશેષતઃ સ્વીકારાય છે. આ કારણથી દુનિયાના સર્વ દેશો કરતાં, ભારત દેશમાં ધર્મની બાબત ઉપર વિશેષ જોર-શોર દેવાય છે. આ એક સ્થિતિ થઈ. બીજી સ્થિતિ એ છે કે, જ્યાં સુધી આત્મગુણને તેની સ્વસ્થિતિમાં રહેવા દેવામાં આવે અને જડતાને પણ તેની સ્વીકૃત અધિકાર જેટલું જ મહત્ત્વ આપવામાં આવે, ત્યાંસુધી તો વિશ્વભરમાં બધું નૈસર્ગિક રીતે જ ચાલ્યાં કરે છે તેવું દેખાય. પરંતુ જેવું જડ કે ચૈતન્યમય વસ્તુના અધિકાર ઉપર આક્રમણ થવા માંડયું[1] કે ખળભળાટ થવાનો, થવાનો ને થવાનો જ; જેટલું આક્રમણનું પ્રમાણ વધારે, તેટલો ખળભળાટ-ક્રાંતિ વધારે. એટલે સામાજીક કાર્યો કે જેમાં ચેતનવંતા ધર્મને, જડ ગણાતી રૂઢીઓ અને વ્યવહારો સાથે કામ લેવાનું હોય છે, ત્યાં નાનાં પ્રમાણમાં આક્રમણોને અવકાશ રહેતો હોવાથી નાના પ્રકારના ખળભળાટ થતા દેખાય છે. જ્યારે રાજક્રાંતિઓમાં અથવા તો રાજકીય ક્ષેત્રોમાં, રાજસત્તાના જોરે

(૧) ધર્મ શબ્દમાં જ્યાં પૂર્વ સમયે ચેતન ભરેલું હતું ત્યાં અત્યારે જડતાની ભાવના ઘર કરતી જાય છે. એટલે હૃદયના ભાવ સાથે જે ધર્મને અસલમાં સંબંધ હતો તે હવે નષ્ટ થઈ ગયો છે અને કેવળ બાહ્ય જે અંગો હતાં તેને જ ધર્મના નામથી સંબોધાવા મંડાયું છે. તેથી વર્તમાનકાળે વૈદિકધર્મી હોય તેણે શિવમંદિરે જવું, અર્ઘ્ય ચડાવવું, નાવું ધોવું, ગાયત્રીના બે પાઠ મોઢેથી બોલી જવા એટલે પતી ગયું; જૈનધર્મીએ નવકાર ગણવા, મંદિરે જવું, ચાંદલો કરવો, બહુ ત્યારે નાહીને પૂજા કરવી એટલે પત્યું. આ પ્રમાણે બાહ્યના વિધિવિધાનને જ-જડ પદાર્થને જ-ધર્મ તરીકે ઓળખવામાં આવી રહ્યો છે. આટલે દરજ્જે આત્મા અને જડ વસ્તુઓના અધિકાર ક્ષેત્રે આક્રમણ થયાનું ગણવું પડશે.

ધડમૂળથી ફેરફાર કરાતા હોઇને, તે સમયે થતા ખળભળાટ-પલટાઓ-ક્રાંતિઓ જ્વાળામુખીરૂપે પ્રગટી નીકળતાં જણાય છે. હિંદુસ્તાન ઉપર અનેક રાજસત્તાઓએ પોતાનો અધિકાર ભોગવ્યો છે, તે તો સ્પષ્ટ છે જ; તેમ રાજસત્તા, તે પણ આઠ પ્રકારના ગણાતા મદમાનો એક છે જ. એટલે રાજસત્તા જ્યાં સુધી પોતાના મદને અંકુશમાં રાખીને વર્ત્યા કરે, ત્યાં સુધી તો બહુ વાંધા જેવું દેખાતું નથી જ; અથવા બહુ બહુ તો, ઉપરમાં જણાવ્યા પ્રમાણે સામાજીક ક્ષેત્રોમાં દેખાઈ આવતા ખળભળાટ જેવા છમકલાં જ અંહી તંહી નજરે પડયાં કરે; પરંતુ જેવો તે મદ તેની હદ કુદાવી ગયો કે કયાં આગળ તે અટકી જશે તે કહેવું કે કલ્પવું જેમ અશકય છે તેમ, તેમાંથી નીપજતાં પરિણામનું પણ સમજી લેવું. એટલે જ સર જોન બર્ડવુડ સાહેબનું કથન જે પૃ. ૨૩૦ ઉપર ટાંકી બતાવ્યું છે કે "ભારતવર્ષ મેં જીતની ધાર્મિક ઔર રાજનીતિક-ક્રાંતિયાં હુઈ હૈ, ઇતની સંસાર કે અન્ય કિસિ દેશમેં નહીં હુઈ" તેની યથાર્થતા તુરત સમજી શકાશે. અત્યારે આપણા ઉપર પાશ્ચાત્ય સંસ્કૃતિમાં તરબોળ થયેલી રાજસત્તાનો અમલ ચાલતો હોવાથી, તેના ગુણદોષ આપણામાં પ્રવેશવા પામ્યા છે. તેમની રાજનીતિ, સત્તામદને અમુક પ્રકારે સંયમમાં રાખીને કામ લેવાની હોવાથી, ધર્મક્ષેત્રે કે સામાજીકક્ષેત્રે મોટો ખળભળાટ થતો નજરે નથી પડતો. પરંતુ તેમની નીતિ, ધર્મમાં રહેલા આત્મતત્વને મંદપ્રવાહથી ખસેડી, સ્વસંસ્કૃતિની જડમય અસર પ્રસરાવવાની હોવાથી, તેમણે ભારતસંતાનોને અપાતી કેળવણીનો વહીવટ પોતાના કાબૂમાં લીધો અને તેનું પાન ગળથૂથીમાંથી કરાવીને ઉછેર કરવા માંડયો: એટલે જેમ જેમ કેળવણી પ્રાસાદિત વર્ગ ઉમરે પહોંચવા માંડયો તેમ તેમ તેની જડતા દેખાવા માંડી. આ કથનની સત્યતાના પુરાવા સારાયે ભારતવર્ષના ચારે ખૂણેથી, કેળવણીના પ્રતાપે આપણા હિંદીઓના થયેલ મનોપરિવર્તન અને ચારિત્ર્યસંબંધી સંભળાતી ફરિયાદો અને રોદણાં ઉપરથી અત્યારે આપણને મળી આવે છે; એટલા ઉપરથી જ આપણા દેશબંધુઓએ તક મળતાં જ તે કેળવણીનો રાહ બદલાવવાના નિશ્ચય ઉપર આવીને, તેના ખરા માર્ગે જવાનું પ્રયાણ કરવા માંડયું છે. આ સ્થિતિ તો વર્તમાનકાળની થઈ. પરંતુ ભારત ઉપર જ્યારે મોગલાઈ ચાલતી હતી ત્યારે તે સંસ્કૃતિનું પ્રાબલ્ય જામી પડયું હતું; તે પૂર્વે મુસ્લીમ મહજબના અનેક વિદેશી રાજકર્તાઓનો રાજવહીવટ ચાલતો હતો ત્યારે તેમની સંસ્કૃતિએ જોર પકડયું હતું; તેમ તે પૂર્વે જ્યારે ગુપ્તવંશી અને રાજપુત ક્ષત્રિયોની સંસ્કૃતિનો અધિકાર તપી રહ્યો હતો ત્યારે વળી તેમની સંસ્કૃતિનો સૂર્યોદય થઈ રહ્યો હતો. આ પ્રમાણે સંસ્કૃતિના આક્રમણ અને વિકાસનો ઇતિહાસ કહેવાય. આ બીજી સ્થિતિ થઈ. આ બે પ્રકારેજ સ્થિતિ સદાય પ્રવર્તતી રહે છે.

ઉપરના પારિગ્રાફમાં બે પ્રકારની જે નૈસર્ગિક વસ્તુસ્થિતિ હોવાનો ચિતાર આપ્યો છે, તે કુદરતી નિયમ પ્રમાણે ચાલ્યા જ કરે છે, તેમાં કોઇને દોષ આપવો રહેતો નથી; તેમજ બે ત્રણ સંસ્કૃતિના જે દૃષ્ટાંતો ઉપરમાં અપાયાં છે તે બધાં એવા સમયના છે કે આ પુસ્તકના વર્ણન માટે આપણે ઠરાવેલી મર્યાદાને કાંઈ સંબંધ જ નથી એટલે આપણે તે છોડી દેવાં રહે છે. પરંતુ વર્ણનની સમયમર્યાદામાં જે વસ્તુસ્થિતિ આવી પડતી હોય તેનો ખ્યાલ તો આપણે આપવો જ રહે. તેમજ જે કાળનો ઇતિહાસ આપણે આલેખી રહ્યા છીએ તે કાળે સારાયે ભારતવર્ષમાં ત્રણ સંસ્કૃતિ જ વિદ્યમંતી હતી. એટલે જે સમયે જે સંસ્કૃતિના રાજકર્તા રાજસત્તા ઉપર હોય તે સમયે તે સંસ્કૃતિ સૌથી વધારે તરવરતી નજરે પડે તે દેખીતું જ છે. પછી તેવું વર્ણન કરનાર કે તેવી સંસ્કૃતિનું જોર હતું એમ કહેનાર, ગમે તે મતનો અનુયાયી હોય તોપણ તેમાં તેનો દોષ શું? તેણે તો જે વસ્તુસ્થિતિ પોતાને સત્ય તરીકે લાગે તે વિનાસંકોચે તેમજ ગોપવ્યા વિના નિષ્પક્ષપાતપણે, દાખલા દલીલો સાથે વિધિપૂર્વક સપ્રમાણ બતાવવી જ રહે; નહીં તો પક્ષપાત કર્યાનો અથવા તો વસ્તુગોપનનો દોષ તેને શીરે ઉલટો આવી પડવાનો જ. જો આ વસ્તુસ્થિતિ

બરાબર ખ્યાલમાં રખાય તો વાચકવર્ગ તુરત સમજી શકશે કે, આવી પરિસ્થિતિમાં તે પ્રમાણે વસ્તુના આલેખનારનો દોષ? કે વર્તમાન પરિસ્થિતિ અન્વયે બંધાઈ ગયેલ સ્વનિર્ણિત મતને દૃઢપણે વળગી રહીને આલેખાયલી વસ્તુને જોનારનો દોષ?

વસ્તુસ્થિતિ આ પ્રમાણે પ્રવર્તતી રહેલી હોઈને, આટલો લાંબો પ્રસ્તાવ કરવો જરૂરી લાગ્યો છે. હવે આ પરિશિષ્ટમાં આલેખવા ધારેલી ઐતિહાસિક ઘટનાઓ સમજાવવા પ્રયત્ન કરીશું. પ્રથમ આપણે, નહપાણ ક્ષહરાટ અને ગૌતમીપુત્ર શાતકરણી–રાણી બળશ્રીના પૌત્ર સંબંધી ઘટના વિચારીએ. આ બન્ને રાજવીઓએ પોતાના નામે નાસિકની ગુફાઓમાં સ્તંભો ઉભા કરાવ્યા છે.[૨] આ સ્તંભોના શીરોભાગે સિંહ અને વૃષભ કોતરાયલ છે. સ્તંભની કારીગરી વિશે આપણે આ સ્થાને કાંઈ ઉલ્લેખ કરવાની જરૂર નથી. (ઇચ્છુકવર્ગે, ફરગ્યુસન સાહેબ કૃત હિસ્ટરી ઑફ ઇન્ડીયન અને ઇસ્ટર્ન આર્કીટેકચર ભાગ ૧ પૃ. ૧૮૫ નું વર્ણન જોઈ લેવું). પરંતુ આ પ્રાણીચિત્રો વિશે તથા તે રાજાઓના ધર્મ વિશે બે શબ્દો કહેવાના છે. વિદ્વાનોએ આ બન્ને સ્તંભોને બૌદ્ધધર્મનાં પ્રતીકસમાં માન્યાં છે. છતાં ખૂબી એ છે કે, નહપાણને જૈનધર્મી હોવાનું હવે તેઓ સ્વીકારતા થયા છે તથા ગૌતમીપુત્રને અથવા તો આખા શાતવહનવંશને અને તેથી કરીને તેમાંના કેટલાક રાજાઓ જે શાતકરણી નામે ઓળખાતા થયા છે તેમને, વૈદિકમતાનુયાયી હોવાનું ઠરાવે છે. દેખીતું જ છે કે વૈદિક અને જૈન રાજાઓ બૌદ્ધધર્મનાં પ્રતીકો ઉભાં કરાવે તે વિધાન જ બુદ્ધિને અનુસરતું નથી; ત્યારે ખરૂં શું હોઇ શકે તે તત્ત્વજીજ્ઞાસુને જાણી લેવાની જરૂર હોય છે જ. વાસ્તવિક તો એ જ છે કે, દરેક રાજા પોતપોતાના ધર્મનું જ સ્મારક ઉભું કરાવે. તેમાં નહપાણ તથા તેના જ્ઞાતિબંધુ સર્વ ક્ષહરાટો–જૈનધર્માનુયાયીઓ હતા, તે આપણે તેમનાં વૃત્તાંતનું આલેખન કરતાં સાબિત કરી બતાવ્યું છે (જુઓ પુ. ૩ પૃ. ૨૫૩થી ૨૬૩). જ્યારે શાતવહનવંશનો સ્થાપક રાજા શ્રીમુખ પોતે તથા તેના વંશજો મુખ્યભાગે (વચ્ચે થોડાક અપવાદ સિવાય; ઇ. સ. ૭૮માં જ્યાંસુધી તેમાંના એક રાજા ગૌતમીપુત્રે વૈદિકધર્મ અંગીકાર કરીને શકસંવત પ્રવતાવ્યો નહોતો ત્યાંસુધી તેઓ જૈનો જ હતા;) તે હકીકત પ્રસંગોપાત ઉપરના ભાગોમાં આપણે જણાવી દીધી છે. વળી આ ગૌતમીપુત્રના સિક્કા ઉપરથી (જુઓ પુ. ૨ સિક્કા ચિત્ર આંક નં. ૭૫–૭૬) પણ સાબિત થાય છે કે તે જૈનધર્મી હતો. તેમ તેણે શકારિ વિક્રમાદિત્યની સંગાથે (જુઓ ઉપરમાં તેનું જીવનચરિત્ર) રહીને જૈનતીર્થના અવતંસ સમાન શત્રુંજય ઉપર અમુક અમુક ધર્મકાર્યો કરાવ્યાનું પણ નોંધાયું છે. એટલે સ્પષ્ટ થાય છે કે ગૌતમીપુત્ર પોતે પણ જૈનમતાનુયાયી હતો જ. વળી પુ. ૫ માં તેમના સ્વતંત્ર અધિકારનું વર્ણન કરતાં સવિસ્તરપણે આ હકીકત શિલાલેખ અને સિક્કાઓના પુરાવાથી આપણે સાબિત કરી આપીશું. એટલે હાલ તો તેનો સ્વીકાર કરીને જ આગળ વધીશું. મતલબ એ થઈ કે રાજા નહપાણ તથા ગૌતમીપુત્ર શાતકરણી બન્ને જણા ધર્મે જૈનો જ હતા. એટલે તેમણે જે સ્તંભો ઉભા કરાવ્યા છે તેમાં, જે કોઈ દૃશ્ય કોતરાવ્યાં હોય તે સર્વેમાં, તે ધર્મના સિદ્ધાંતને અનુસરીને જ કામ લેવાયું હોય તે દેખીતું જ છે. આ નિયમનો સ્વીકાર કરાય તો એ પણ સ્પષ્ટ થઈ જાય છે કે, સિંહ અને વૃષભાદિ પશુઓ તે સમયે જૈનધર્મસૂચક ચિન્હો જ[૩]

(૨) બલ્કે કહો કે, જે સ્તંભો ત્યાં ઉભા કરાયા છે તેમને ઓળખાવવા માટે વિદ્વાનોએ, નહપાણ પીલર અને ગૌતમીપુત્ર પીલર એવાં નામો આપ્યાં છે.

(અ) નહપાણ સ્તંભ, નં. ૮ના નામે ઓળખાતી નાસિકગુફાની ઓશરીમાં ઉભો કરેલ છે. (બ) ગૌતમીપુત્ર સ્તંભ નં. ૩ની ગુફામાં આવેલ છે.

(૩) સિંહ તે જૈનોના ૨૪ મા તીર્થંકર શ્રી મહાવીરનું લંછન–ઓળખચિન્હ–છે જ્યારે વૃષભ તે પહેલા શ્રી ઋષભદેવનું ચિન્હ છે.

હતાં. (ભલે આ સમયબાદ અનેક ધર્મક્રાંતિઓના સમયે તેનું અનુકરણ અન્યધર્મીઓએ કરી વાળ્યું હોય તે વસ્તુ જુદી છે) એટલે આ નિયમ-સિદ્ધાંતને આપણે તે ધર્મનાં દૃશ્યોનું રહસ્ય ઉકલનાર એક ચાવીરૂપ ગણીશું.

હવે બીજાં બે દૃષ્ટાંતો લઈશું. સંકિસા અને તિરહુટ પીલર્સ (જુઓ ચિત્ર આકૃતિ નં. ૪૯ તથા ૫૦). આ બન્નેને વિદ્વાનોએ બૌદ્ધધર્મી જાહેર કર્યા છે. પરંતુ આમાંનો તિરહુટસ્તંભ તો સમ્રાટ પ્રિયદર્શિનની કૃતિ છે; તેની ટોંચે સિંહાકૃતિ પણ છે. સમ્રાટ પ્રિયદર્શિનના વૃત્તાંતે પુરવાર કરી અપાયું છે કે તે રાજા જૈનધર્મી હતો અને તેણે પોતાના ધર્મના છેલ્લા પ્રવર્તક શ્રી મહાવીરના જીવનમાંના અમુક પ્રસંગને અંગે ત્યાં સ્તંભ ઉભો કરાવ્યો હતો.[૪] વળી તે મહાવીરનું ઓળખ ચિન્હ-લંછન, સિંહ હોઇને તેણે તે સ્તંભના શિરોભાગે ગોઠવી દીધો છે. મતલબ કે તિરહુટ સ્તંભ જૈનોનો છે. તેવી જ રીતે સંકિસા પીલરનું પણ સમજવું. ફેર એટલો જ કે, આ સ્તંભની ટોંચે હાથી છે. અલબત આ હાથીનું માથું ખંડિત થયેલું હોવાથી માત્ર ધડ જ ઉભું રહેલું દેખાય છે. પરંતુ તેનું ચિત્ર એવા પ્રકારે લેવાયલું છે કે ઘણા ઘણા વિદ્વાનોએ તેને સિંહ જ માની લીધો[૫] હતો. હવે તે ભ્રમ નીકળી ગયો છે અને તે હાથી જ છે એમ સ્પષ્ટ થયું છે. આ હાથીના ચિન્હને પણ જૈનધર્મ સાથે જ[૬] સંબંધ છે. તેની સાથે બૌદ્ધધર્મને શું સંબંધ હોઈ શકે તે અમારી જાણમાં નથી. હોય તો તે ઉપર કોઈ સજ્જન જરૂર પ્રકાશ પાડે એમ આપણે ઈચ્છીશું. એટલે હવે સમજવું રહે છે કે આ બન્ને સ્તંભો પણ જૈનધર્મને જ લગતા છે.

ઉપરમાં સ્તંભોની હકીકત તપાસી છે. હવે ચરણ પાંદુકા હોય તેવાં દૃશ્યોની હકીકત વિચારીએ. તે માટે બે ચિત્રો રજુ કર્યાં છે. તે બન્ને આ પુસ્તકના મુખપૃષ્ઠે જોડેલ છે.[૭] આ બન્ને ચિત્રોનું પ્રાપ્તિ-સ્થાન અમરાવતીસ્તૂપ નામે ઓળખાતો ટોપ, જે ઠેકાણેથી મળી આવ્યો છે તે જ છે; અથવા એમ કહો કે તે સ્તૂપના જ આ અંશો છે.[૮] આ અમરાવતી સ્તૂપને મહાવિજયપ્રાસાદ કહેવાયો છે; તેમજ હાથીગુંફાના લેખથી હવે સાબિત થઈ ગયું છે કે તે રાજા ખારવેલે બંધાવ્યો છે. એટલે કે આ અમરાવતી સ્તૂપ તથા તેનું સ્થાન જૈનધર્મનું જ સ્થાન છે. વળી પુ. ૧ પૃ. ૧૫૦ થી આગળના વર્ણને આપણે સાબિત કરી ગયા છીએ કે આ સ્થાને ઈ. સ. પૂ. ૫૮૦ના સમયમાં બેન્નાતટનગર નામનું મહા સમૃદ્ધિવાળું અને શ્રીમંત જૈન વેપારીઓથી વસેલું શહેર આવી રહ્યું હતું; અનુમાન થાય છે કે આ શહેરનો નાશ[૯] ઈ.સ.પૂ.

---

આ સ્તંભોને અત્યાર સુધી બૌદ્ધધર્મના મનાયા છે એટલે આ પશુઓના ચિન્હોને બૌદ્ધધર્મ સાથે શું સંબંધ છે તે જાણવાની દરેકને ઇચ્છા થાય જ.

(૪) વિશેષ અધિકાર સમ્રાટ પ્રિયદર્શિનનું સ્વતંત્ર જીવન વૃત્તાંતનું પુસ્તક અમે બહાર પાડવાના છીએ તે જુઓ.

(૫) હિસ્ટરી ઓફ ઇન્ડીઅન એન્ડ ઇસ્ટર્ન આર્કીટેક્ચર પુ. ૧. પૃ. ૫૮. The shaft is surmounted by an elephant but so mutilated that even in the 7th cent., the Chinese traveller Hiuen Tsiang mistook it for a lion=સ્તંભની ટોંચે હાથી છે પણ તે એવી ખંડિત અવસ્થામાં છે કે, ઈ. સ.ની ૭ મી સદીમાં પેલા ચિનાઈ યાત્રિક હુએનશાંગે તેને સિંહ ધારી લીધો હતો.

(૬) ઉપરની નં. ૩ ની ટીકામાં જેમ ચોવીસમા અને પ્રથમ તીર્થંકરનાં લંછનની હકીકત છે તેમ અત્ર જણાવેલ હસ્તી તે બીજા તીર્થંકરનું ચિન્હ ગણાય છે.

(૭) મિ. જેમ્સ ફરગ્યુસન કૃત હિ. ઈ. ઇ. આ. પુ. ૧. પૃ. ૨૨૩ અને ૪૫ ઉપરથી અનુક્રમે લીધાં છે.

(૮) જેમ્સ ફરગ્યુસન સાહેબે જણાવ્યું છે કે—From bas-relief at Amaravati અમરાવતી સ્તૂપના કોતરકામ ઉપરથી લીધેલ છે.

(૯) આ બધા વર્ણન માટે ઉપરમાં પૃ. ૩૧૭ થી આગળ જુઓ.

ની ૧ લી સદી કે તે અરસામાં થયો હશે. આ બધા પુરાવાને એકત્રિત કરીને ગૂંથવામાં આવે તો એક જ સાર નીકળી શકશે કે અમરાવતી સ્તૂપ જૈનધર્મનું જ સ્મારક છે. એટલે આ ચરણપાદુકાવાળાં બંને દશ્યો બૌદ્ધનાં નથી પરંતુ જૈનોનાં છે એમ સાબિત થયું ગણાશે.

ચરણપાદુકાઓ અને આવાં દશ્યોને વિદ્વાનો ભલે બૌદ્ધધર્મનાં જણાવે છે છતાંયે તે સંબંધી તેમણે દર્શાવેલા વિચારો આપણે જાણવા જેવા છે. કોતરકામની ઓળખના ઊંડા અભ્યાસી અને તે બાબતમાં જેમણે બે મોટાં પુસ્તકો બહાર પાડ્યાં છે તથા જે એક સત્તાસમાન લેખાય છે તેવા મિ. જેમ્સ ફરગ્યુસન જણાવે છે કે[10] As repeatedly mentioned, there is as little trace of any image of Buddha or Buddhist figure being set up for worship, much before the Christian Era=વારંવાર કહેવામાં આવ્યું છે તેમ, બુદ્ધદેવની કોઈ મૂર્તિની અથવા બૌદ્ધધર્મને લગતી કોઈ આકૃતિની, ઇ. સ.નો આરંભ થયો તે પહેલાં લાંબા કાળે પૂજા નિમિત્તે સ્થાપના થઈ હોય, તેનું જરા પણ ચિન્હ કે નિશાની મળી આવતી નથી. મતલબ કહેવાની એ છે કે, ઈસવી સનનો આરંભ થયો ત્યાં સુધી તો બૌદ્ધધર્મમાં કોઇ આકૃતિ કે પ્રતિમા જેવું પૂજનને માટે હતું જ નહીં. અથવા બીજા શબ્દોમાં કહીએ તો એવી મતલબ થઈ કે, ઇસવીના શકનો આરંભ થયો તે પૂર્વે બૌદ્ધધર્મીઓમાં પૂજન માટે કોઈ જાતની પ્રતિમા કે આકૃતિ નહોતી જ; હોય તો યે હજુ ચરણ કે પાદુકા હોવા સંભવ છે. જ્યારે ઉપરનાં ચારે દશ્યોમાં (નહપાણ, ગૌતમીપુત્ર, સંકિસા અને તિરહુટ સ્તંભોમાં) તો આકૃતિઓ સ્થાપન થયાની જ સ્થિતિ બતાવી છે. એટલે તેમના શબ્દોથી જ સિદ્ધ થયું કે આ સ્તંભોને બૌદ્ધધર્મ સાથે લાગતું વળગતું નથી. બૌદ્ધની મૂર્તિ સંબંધી જેમ આ વિદ્વાનનો મત પડ્યો છે તે જ પ્રમાણે તેવા એક બીજા વિદ્વાને ભારહુત સ્તૂપ કે જે અત્યારે મોટા ભાગે બૌદ્ધધર્મનું સ્મારક હોવાનું મનાઈ રહ્યું છે તેમાંના કેટલાંક ચિત્રો ઉપરથી પોતાનો[11] મત રજુ કરતાં જણાવ્યું છે કે, "As usual, the Buddha himself is not delineated at the Bharhuta Stupa=હમેશની પેઠે ભારહુત સ્તૂપમાં બુદ્ધદેવની આકૃતિ—રેખાચિત્ર પાડવામાં આવ્યું નથી" એટલે તેમના કહેવાની મતલબ એમ છે કે, જ્યાં જ્યાં બુદ્ધદેવ (બૌદ્ધધર્મ સંબંધી) સંબંધી સ્મારક કરવું હોય અથવા તેમની સ્થાપના બતાવવી હોય—તેમનું પ્રતિબિંબ દર્શાવવું હોય, ત્યાં ત્યાં હમેશાં, મૂર્તિ રૂપે જ તે ખડું કરાય છે; જ્યારે ભારહુતના સ્તૂપમાં તેમ કરવામાં આવ્યું દેખાતું જ નથી. તાત્પર્ય કે ભારહુતના સ્તૂપને બીજાઓ ભલે બૌદ્ધધર્મના દ્યોતક તરીકે લેખતા હશે, પરંતુ પોતાને તે બાબતમાં શંકા ઉદ્ભવી છે; કેમકે જો તે ધર્મનું સ્થાન તે હોત તો, હમેશની પ્રણાલિકા મુજબ તે સ્થાને બુદ્ધદેવની પ્રતિમા જ પધરાવી હોત; નહીં કે ચરણ પાદુકા. આ કારણથી પોતે તે ભારહુતના સ્થાનને બૌદ્ધસ્થાન લેખતા અચકાય છે.

ઉપરમાં રજુ કરેલાં છ એ દષ્ટાંતો વિદ્વાનોની માન્યતા પ્રમાણે બૌદ્ધધર્મનાં દ્યોતક નથી, પરંતુ જૈનધર્મનાં તે સ્મરણ ચિન્હો છે એમ આપણે દાખલા દલીલોથી પુરવાર કરી બતાવ્યું છે. વળી આગળ પાછળના સંજોગો અને હકીકતને આધારે તે બધું કહેવામાં આવ્યું છે એટલે તેમાં શંકાને સ્થાન પણ રહેતું નથી. છતાં કોઈ ને એમ શંકા ઉદ્ભવે કે, આ બધા પુરાવા અને તેમાં કરેલી ચર્ચા પરોક્ષ—Indirect—જેવી કહેવાય, તેના કરતાં જો પ્રત્યક્ષ-direct—પુરાવા તે માટેના મળી આવે, અથવા રજુ કરાય તો તે વિશેષ વજનદાર કહેવાય. તેથી તેમનાં મનનું સમાધાન કરવા માટે ઓર બીજાં બે દશ્યો રજુ કરીશું.

(૧૦) જુઓ હિ. ઈ. ઇ. આ. પુ. ૧. પૃ. ૧૨૨.

(૧૧) બુ. ઈ. પૃ. ૧૫.

આ બે દૃશ્યો કોઈ કોતરકામમાંથી ઉતારેલ કે ક્યાંકથી ઉપજાવી કાઢેલ નમુના નથી, પરંતુ જૈન-ધર્મના ૨૩ મા તીર્થંકર ગણાતા શ્રી પાર્શ્વનાથની પ્રતિમાઓ જ છે. પ્રતિમારૂપે છે એટલે તેની ઓળખ માટે બીજી કોઇ દલીલોની જરૂર જ રહેતી નથી. તે બન્નેને અત્રે આકૃતિ નં. ૩૬ અને ૩૭ તરીકે રજુ કરી છે તથા તેનું પ્રાપ્તિસ્થાન પણ, રાજા ખારવેલના મહાવિજયપ્રાસાદવાળું અમરાવતી–અથવા બેન્નાતટનગર[૧૨]જ છે. એટલે હવે નિર્વિવાદિતપણે કબૂલ કરવું રહે છે કે અમરાવતીસ્તૂપ જૈનનો જ છે.

જેમ ઉપર પુરવાર કરી ગયા છીએ કે આવાં દૃશ્યો અને ચિત્રો બૌદ્ધમતનાં નથી તેમ તે ચિત્રોને, દૃશ્યોને અથવા કોતરકામને, વૈદિક ધર્મ સાથે પણ સંબંધ હોવાનું સંભવિત નથી; આ બાબતમાં એક અઠંગ અભ્યાસી અને વિદ્વાનનું[૧૩] મત એમ છે કે "There is no trace of images in the Vedas or in the laws of Manu or any of the older books of the Hindus=વેદશાસ્ત્રોમાં કે મનુભગવાનની કાયદાપોથીમાં અથવા તો હિંદુઓના કોઈ પણ પૌરાણિક ગ્રન્થોમાં મૂર્તિ (પ્રતિમા)ની કાંઇ નિશાની (ઉલ્લેખ) જ મળતી નથી." તાત્પર્ય કે વૈદિક મતમાં મૂર્તિઓની સ્થાપના કરવાનું પ્રાચીન કાળે હતું જ નહીં. ત્યારે તો વૈદિક મતવાળાઓ જે હવે મૂર્તિને પૂજતા થયા છે તે પણ પુરાણો રચાયા પછી જ; એટલે ઇ. સ.ની ચોથી સદી બાદ જ થયા હશે એમ માનવું રહે છે. અને તેમજ હોય તો સહેજે સિદ્ધ થઇ જાય છે કે જગન્નાથજીની મૂર્તિઓ પણ વૈદિક ધર્મને લગતી નહીં હોવી જોઇએ જે હકીકત આપણે ઉપરના પરિચ્છેદે લંબાણ વિવેચનથી સમજાવી ગયા છીએ.

અત્ર રજુ કરવામાં આવેલ આઠે નમુનાથી હવે નિશ્ચિત થઇ ગયું કહેવાશે કે, અત્યાર સુધી જે વસ્તુઓ અમુક ચિન્હોને લીધે બૌદ્ધોની વિદ્વાનોએ માની છે તેમાં હવે સુધારો કરવાની અનિવાર્ય જરૂર છે. જેમ બૌદ્ધધર્મની મનાઇ રહેલી બાબતમાં ચેતવણીનો અવાજ ઉઠાવવાની આ પ્રમાણે જરૂરિયાત પીછાનવામાં આવી છે, તેમ વૈદિક તીર્થધામ જેવા વિશ્વવિખ્યાત જગન્નાથપુરીની ત્રિમૂર્તિ સંબંધમાં, હાથીગુંફાના લેખ ઉપરથી થયેલ ઉકેલને લીધે તેમજ ઉપર ટાંકેલા નિષ્ણાત વિદ્વાનના અભિપ્રાય પછી, વૈદિક મતને લગતી મનાતી મૂર્તિઓ પરત્વે પણ, ચેતવણીથી કામ લેવાની આવશ્યકતા હવે દેખાવા લાગી ગણાશે.



(૧૨) આ. સ. રી. ઇ. પૃ. ૧૫ માં અમરાવતી સ્તૂપનું વર્ણન જુઓ. પુ. ૧. પૃ. ૧૫૨ થી આગળ જુઓઃ આ પુસ્તકે પૃ. ૩૧૮–૧૯ જુઓ.

(૧૩) જુઓ હિ. ઈ. ઇ. આ. પુ. ૧ પૃ. ૧૨૨.

# વંશાવલિઓ

## (૧) ગર્દભીલ વંશ (અવંતિપતિ)

| | મ. સં. | મ. સં. | વર્ષ | ઇ. સ. પૂ. | ઈ. સ. પૂ. |
|---|---|---|---|---|---|
| (૧) ગંધર્વસેનઃ દર્પણઃ ગર્ધરૂપ | ૪૫૩ | ૪૬૩ | ૧૦ | ૭૪ | ૬૪ |
| શક પ્રજાનું રાજ્ય (૪૬૩ થી ૪૭૦ = ૬૪ થી ૫૭ = ૭ વર્ષ) | | | | | |
| (તેમનાં નામ તથા રાજઅમલ માટે નીચે શક રાજાઓનો કોઠો જુઓ) | | | | | ઇ. સ. |
| (૨) વિક્રમાદિત્ય (શકારિ) | ૪૭૦ | ૫૩૦ | ૬૦ | ૫૭ | ૩ |
| (અંતરગત) શંકુ ૪૭૦–૪૭૦=૬ માસ | | | | | |
| ( ,, ) ભર્તૃહરી ૪૭૦ થી કેટલાંક વર્ષ | | | | ઈ. સ. | ઈ. સ. |
| (૩) માધવાદિત્ય | ૫૩૦ | ૫૭૦ | ૪૦ | ૩ | ૪૩ |
| (૪) ધર્માદિત્ય | ૫૭૦ | ૫૮૦ | ૧૦ | ૪૩ | ૫૩ |
| (૫) વિક્રમચરિત્રઃ માધવસેન | ૫૮૦ | ૬૨૦ | ૪૦ | ૫૩ | ૯૩ |
| (૬–૭) બે રાજાઓ | ૬૨૦ | ૬૩૪ | ૧૪ | ૯૩ | ૧૦૭ |
| (૮) ભાઈલ્લ | ૬૩૪ | ૬૪૫ | ૧૧ | ૧૦૭ | ૧૧૮ |
| (૯) નાઈલ્લ | ૬૪૫ | ૬૫૯ | ૧૪ | ૧૧૮ | ૧૩૨ |
| (૧૦) નાહડ | ૬૫૯ | ૬૬૯ | ૧૦ | ૧૩૨ | ૧૪૨ |
| | | કુલ વર્ષ | ૨૦૯ | | |

## (૨) શક રાજાઓ (અવંતિપતિ)

| | મ. સં. | મ. સં. | વર્ષ | ઈ. સ. પૂ. | ઈ. સ. પૂ. |
|---|---|---|---|---|---|
| (૧) અમ્લાટ | ૪૬૩ | ૪૬૩ | ૦॥ | ૬૪ | ૬૪ |
| (૨) ગોપાળ | ૪૬૩ | ૪૬૪ | ૦॥ | ૬૩ | ૬૩ |
| (૩) પુષ્પક | ૪૬૪ | ૪૬૫ | ૧ | ૬૩ | ૬૨ |
| (૪) શર્વિલ | ૪૬૫ | ૪૬૭ | ૨॥ | ૬૨ | ૬૦ |
| (૫) અજ્ઞાતઃ બદનામ | ૪૬૭ | ૪૭૦ | ૨॥ | ૬૦ | ૫૭ |
| | | કુલ વર્ષ | ૭ થી ૭॥ | | |

ઉપરનો ગર્દભીલવંશ જ્યારે અવંતિની ગાદીએ નહોતો ત્યારે આ શક રાજાઓના હાથમાં ગાદી આવી પડી હતી.

## (૩) ચેદિવંશ (કલિંગપતિ)

(અનુસંધાન પુ. ૧ પૃ. ૩૯૨ ઉપરથી)

| | મ. સં. | મ. સં. | વર્ષ | ઇ. સ. પૂ. | ઈ. સ. પૂ. |
|---|---|---|---|---|---|
| (૧) ક્ષેમરાજ | ૫૨ | ૮૮ | ૩૬ | ૪૭૫ | ૪૩૯ |
| (૨) વૃદ્ધિરાજઃ બુદ્ધરાજ | ૮૮ | ૯૮ | ૧૦ | ૪૩૯ | ૪૨૯ |

| | મ. સં. | મ. સં. | વર્ષ | ઈ. સ. પૂ. | ઈ. સ. પૂ. |
|---|---|---|---|---|---|
| (૩) ભિખ્ખુરાજ: ખારવેલ; ધર્મરાજ | ૯૮ | ૧૩૪ | ૩૬ | ૪૨૯ | ૩૯૩ |
| (૪) વક્રગ્રીવ: પર્વતેશ્વર | ૧૩૪ | ૧૫૫ | ૨૧ | ૩૯૩ | ૩૭૨ |
| (૫) મલયકેતુ: મલયધ્વજ | ૧૫૫ | ૧૬૫ | ૧૦ | ૩૭૨ | ૩૬૨ |
| | | કુલ વર્ષ | ૧૧૩ | | |

ત્રણે વિભાગ સાથે મળીને એકંદર વર્ષ, અનુક્રમે ૨૧+૬૨+૧૧૩=૧૯૬

## (૪) કુશાન વંશ (મથુરાપતિ)

| | ઈ. સ. | ઈ. સ. | વર્ષ | કુશાન સંવત | કુશાન સંવત |
|---|---|---|---|---|---|
| (૧) કડફસીઝ પહેલો | ૩૧ | ૭૧ | ૪૦ | — | — |
| (૨) કડફસીઝ બીજો: વેમ | ૭૧ | ૧૦૩ | ૩૨ | — | — |
| (૩) કનિષ્ક પહેલો | ૧૦૩ | ૧૨૬ | ૨૩ | ૧ થી | ૨૩ |
| (૪) વસિષ્ક: જુષ્ક: વઝેષ્ક | ૧૨૬ | ૧૩૨ | ૬ | ૨૩ ,, | ૨૯ |
| (૫) હુવિષ્ક: હુષ્ક | | | | | |
| સાદો રાજકર્તા | ૧૩૨ | ૧૪૩ | ૧૧ | ૨૯ ,, | ૪૦ |
| મહારાજાધિરાજ | ૧૪૩ | ૧૬૩=૨૦ | | | |
| (૬) કનિષ્ક બીજો | ૧૩૨<br>૧૪૩ | ૧૪૩=૧૧<br>૧૬૬ | ૫૩ | ૪૦ ,, | ૯૩ |
| (૭) વાસુદેવ પહેલો | ૧૬૬ | ૨૩૪ | ૬૮ | ૯૩ ,, | ૧૩૧ |
| (૮ થી ૧૪) સાત રાજાઓ | ૨૩૪ | ૨૮૦ | ૪૬ | ૧૩૧ ,, | ૧૭૭ |
| | | કુલ વર્ષ | ૨૪૯ | | |

આખો કુશાન વંશ આશરે ૨૪૯ વર્ષ ચાલ્યો છે. તેમાં એકંદરે ચૌદેક રાજાઓ થયા છે. વચ્ચે કુશાન સંવત ૪૦ થી ૬૦ સુધીના વીસ વર્ષના ગાળામાં બે શાખાઓ થઈ ગઈ હતી.

## (૫ અ) ચષ્ઠણ વંશ (અવંતિપતિ)

| | ઈ. સ. | ઈ. સ. | વર્ષ | ચષ્ઠણ સં. | ચષ્ઠણ સં. |
|---|---|---|---|---|---|
| (૧) સમોતિક (ક્ષત્રપ) | ૧૦૩ | ૧૧૭ | ૧૪ | ૧ | ૧૪ |
| (૨) ચષ્ઠણ ક્ષત્રપ | ૧૧૭ | ૧૩૨=૧૫ | | ૧૪ | ૨૯ |
| મહાક્ષત્રપ | ૧૩૨ | ૧૪૨=૧૦ | ૩૫ | ૨૯ | ૩૯ |
| રાજા | ૧૪૨ | ૧૫૨=૧૦ | | ૩૯ | ૪૯ |
| જયદામન (ક્ષત્રપ) | ૧૩૨ | ૧૫૨=૨૦ | ૦ | | |
| (૩) રૂદ્રદામન | ૧૫૨ | ૧૮૫ | ૩૩ | ૪૯ | ૮૨* |
| (૪) દામજદશ્રી | ૧૮૫ | ૨૦૬ | ૨૧ | ૮૨ | ૧૦૩* |
| (૫) રૂદ્રસિંહ પહેલો | ૨૦૬ | ૨૨૨ | ૧૬ | ૧૦૩ | ૧૧૯ |

| | ઇ. સ. | ઇ. સ. | વર્ષ | ચષ્ઠણુ સં. | ચષ્ઠણુ સં. |
|---|---|---|---|---|---|
| ( ૬ ) જીવદામન | ૨૨૨ | ૨૨૫ | ૩ | ૧૧૯ | ૧૨૨ |
| ( ૭ ) રૂદ્રસેન પહેલો | ૨૨૫ | ૨૪૭ | ૨૨ | ૧૨૨ | ૧૪૪ |
| ( ૮ ) સંઘદામન | ૨૪૭ | ૨૪૮ | ૧ | ૧૪૪ | ૧૪૫ |
| ( ૯ ) દામસેન | ૨૪૮ | ૨૬૩ | ૧૫ | ૧૪૫ | ૧૬૦* |
| (૧૦) યશોદામન | ૨૬૩ | ૨૬૫ | ૨ | ૧૬૦ | ૧૬૨ |
| (૧૧) વિજયસેન | ૨૬૫ | ૨૭૫ | ૧૦ | ૧૬૨ | ૧૭૨ |
| (૧૨) દામજદશ્રી | ૨૭૫ | ૨૮૦ | ૫ | ૧૭૨ | ૧૭૭* |
| (૧૩) રૂદ્રસેન બીજો | ૨૮૦ | ૩૦૧ | ૨૧ | ૧૭૭ | ૧૯૮* |
| (૧૪) વિશ્વસિંહ | ૩૦૧ | ૩૦૪ | ૩ | ૧૯૮ | ૨૦૧ |
| (૧૫) ભર્તૃદામન | ૩૦૪ | ૩૨૦ | ૧૬ | ૨૦૧ | ૨૧૭ |
| અવંતિમાંથી ગાદી ઉઠાવી લીધા પછી | | | ૨૧૭ | | |

## (પઞ) ચષ્ઠણુવંશ (ચાલુ) (અવંતિપતિ તરીકે નહીં)

| | ઇ. સ. | ઇ. સ. | વર્ષ | ચષ્ઠણુ સં. | ચષ્ઠણુ સં. |
|---|---|---|---|---|---|
| (૧૬) વિશ્વસેન (ક્ષત્રપ) | ૩૨૦ | ૩૩૦ | ૧૦ | ૨૧૭ | ૨૨૭ |
| (૧૭) રૂદ્રસેન બીજો (ક્ષત્રપ) | ૩૩૦ | ૩૪૨ | ૧૨ | ૨૨૭ | ૨૩૯* |
| (૧૮) યશોદામન બીજો (ક્ષત્રપ) | ૩૪૨ | ૩૫૯ | ૧૭ | ૨૩૯ | ૨૫૬* |
| (૧૯) રૂદ્રદામન બીજો (સ્વામી) | ૩૫૯ | ૩૭૩ | ૧૪ | ૨૫૬ | ૨૭૦ |
| (૨૦) રૂદ્રસેન ત્રીજો (સ્વામી) | ૩૭૩ | ૪૦૪ | ૩૧ | ૨૭૦ | ૩૦૧* |
| (૨૧) સિંહસેન (સ્વામી) | ૪૦૪ | ૪૧૩ | ૯ | ૩૦૧ | ૩૧૦ |
| (૨૨) રૂદ્રસેન ચોથો (સ્વામી) સત્યસિંહ (સ્વામી) | ૪૧૩ | ૪૧૩ | ૦॥ | ૩૧૦ | ૩૧૦ |
| (૨૩) રૂદ્રસિંહ ત્રીજો (સ્વામી) | ૪૧૩ | ૪૩૪ | ૨૦॥ | ૩૧૦ | ૩૩૧* |
| | | કુલ વર્ષ | ૧૧૪ | | |

---o---

* રાજ્યસત્તાનો અંદાજ લખ્યો છે. છતાં ફેર પડશે તો ૧-૨ વર્ષનોજ; અને તે કાં રાજ્યલગામ ગ્રહણ કરવાના સમયમાં અથવા તો રાજકર્તા તરીકે બંધ પડયાના સમયમાં; પરંતુ સરવાળે સમય તો સાચોજ ઠરશે.

અવંતિપતિ તરીકેનો સમય ૨૧૭ વર્ષ
અવંતિપતિ તરીકે નહીં તેવો ૧૧૪ ,,

૩૩૧ કુલ વર્ષ

# સમયાવળી

**સમજૂતિઃ—**

(૧) દરેક બનાવનું વર્ણન કયા પાને છે તે બતાવવા તેનો આંક સાથે આપ્યો છે. છૂટો આંક તે વાંચનના પૃષ્ઠસૂચક છે કૌંસનો આંક તે ટીકાના પૃષ્ઠસૂચક છે.

(૨) જ્યાં એક જ બનાવની બે સાલ જાણવામાં આવી છે ત્યાં વિશેષ માનનીય લાગી તે અહીં જણાવી છે, અને શંકાશીલ લાગી તે કૌંસમાં જણાવી છે.

(૩) જેની સાલ અંદાજી ગણીને માત્ર ગોઠવી દીધી છે તે માટે (?) આવી નીશાની મૂકી છે.

| ઈ. સ. પૂ. | મ. સં. પૂ. | બનેલ બનાવ તથા આ પુસ્તકમાં તેનું સ્થાન |
|---|---|---|
| ૯મી સદી | ... | બાવીસમા જૈન તીર્થંકર શ્રી નેમનાથનો વારો તે વખતે ચાલતો હતોઃ ૬૧ |
| ૮૭૭ | ૨૫૦ | શ્રી પાર્શ્વનાથે પ્રરૂપણા આપવી શરૂ કરી. ૨૪૭ |
| આઠમી સદી | ... | ૨૩મા તીર્થંકર શ્રી પાર્શ્વનાથનો વારો ૬૧ઃ તે વખતે બે જ ધર્મ પ્રવર્તતા હતા. એક વૈદિક અને બીજો જૈન. ૬૦ |
| છઠ્ઠી શતાબ્દિ ... | | બૌદ્ધધર્મનો ઉદય થયો. ૬૦ |
| ૫૮૩–૧ | ૫૬–૫૪ | કુમાર શ્રેણિક બેન્નાતટ નગરમાં ગોપાળ તરીકે ૩૧૮. |
| ૫૮૦ | ૫૩ | શ્રેણિક મગધપતિ બન્યો ૩૧૮. |
| ૫૬૮ | ૪૧ | શ્રી મહાવીરે દીક્ષા લીધી (૨૪૮). |
| ૫૫૯ | ૩૨ | મહાવીરને દીક્ષા લીધે નવમું વર્ષ ૨૭૩. |
| ૫૫૮ | ૩૧ | કરકંડુનું ગાદીએ બેસવું / કલિંગપતિ બન્યો } ચેદિવંશની સ્થાપના ૨૭૩–૭૪, ૩૪૫,(૫૬૩)(૫૬૫) ૨૭૨, ૨૭૩, ૨૪૮, ૨૭૪, ૨૩૧. |
| ૫૫૮થી ૫૩૭; | ૩૧–૧૦ | ચેદિવંશનો વહીવટ, રાજા મેઘવાહને સ્થાપના કરી ત્યારથી તેનું મરણ નીપજ્યું અને રાજા શ્રેણિકે કલિંગને મગધ સામ્રાજ્યમાં ભેળવી લીધું ત્યાંસુધી ૨૩૨, ૨૩૬. |
| ૫૫૬ | ૨૯ | મહાવીરને જ્ઞાનપ્રાપ્તિ ૨૪૭ (૨૪૮), ૨૭૩, ૩૪૫ઃ પાર્શ્વનાથના શાસનની સમાપ્તિ અને મહાવીરના શાસનની શરૂઆત ૨૪૭. |
| ૫૩૭થી ૪૭૪; | ૧૦થી મ.સં. ૪૭ | ચેદિવંશના બીજા વિભાગનો વહિવટઃ રાજા ક્ષેમરાજે સ્વતંત્ર બની પુનરૂદ્ધાર કર્યો ત્યાંસુધીનો ૨૩૨. |
| ૫૩૭થી ૫૨૬; | ૧૦થી ૧ | અંગદેશ મગધના શાસનમાં હતો ૨૩૭. |
| ૫૩૭ | ૧૦ | રાજા સુરથ ગાદીએ બેઠો ૨૭૨. (ચેદિવંશના બીજા વિભાગની શરૂઆત થઇ). |
| ૫૨૭ | ... | મહાવીરનું નિર્વાણ ૨૩, ૩૦, ૨૭૧, ૨૭૨, ૨૭૪ઃ મહાવીરના સંવતનો આરંભ |
| | મ.સં. | ૧૦૬, ૨૭૧. ૨૮૮ (૨૯૧), રાજા ચંડનું મૃત્યુ ૨૩, ૩૦. |
| ૫૨૩ | ૪ | પંચમ આરાની આદિ (સમય બદલાતો ચાલ્યો). (૨૯૧, (૩૦૯). |
| ૫૨૦ | ૭ | શ્રી બુદ્ધભગવાનનું પરિનિર્વાણઃ તેમના સંવતની શરૂઆત ૧૦૬. |
| ૫૦૭ | ૨૦ | શ્રી જંબુસ્વામીને જ્ઞાનપ્રાપ્તિ ૩૧૫. |
| ૪૯૪ | ૩૪ | પાટલિપુત્રની સ્થાપના (૩૧૮). |
| ૪૯૨ સુધી | ૩૫ સુધી | ત્રિકલિંગમાંના બે પ્રાંતો–વંશ અને કલિંગ–કરકંડુના જામાતૃકલિંગપતિની હકુમતમાં હતા ૨૩૭. |
| ૪૯૧–૮૨ | ૩૬–૪૫ | ઉદયાશ્વે સિંહલદ્વીપસુધીની જમીન મગધ સામ્રાજ્યમાં આણી (૩૫૫). |

| | | |
|---|---|---|
| ૪૮૮ | ૩૯ | શ્રી ભદ્રબાહુસ્વામી (ચંદ્રગુપ્ત મૌર્યના ગુરૂ)ની દીક્ષા ૩૧૫. |
| ૪૮૨થી ૪૫૨ | ૪૫થી ૭૫ | સિંહલદ્વીપમાં અંધાધૂંધી–લૂંટારૂની રાજસત્તા ૨૯૭. |
| ૪૭૪થી ૩૬૧= | ૫૩થી ૧૬૬ | ચેદિવંશના ત્રીજા વિભાગનો વહિવટ ૨૩૨ (૨૪૯), ક્ષેમરાજે કલિંગની ગાદી કબજે કરી (૪૭૫, ૨૪૨, ૨૪૩, ૨૭૨). ચેદિવંશના ત્રીજા વિભાગની આદિ (૩૩૯). |
| ૪૭૫ થી | ૪૬૮ | સાત વર્ષના ગાળામાં ક્ષેમરાજે ઓરિસાના પ્રાંતો જીતીને કલીંગમાં ભેળવી લીધા, ૨૪૩. |
| ૪૭૪ | ૫૩ | અનુરૂદ્ધનું મરણ ૨૩૧. |
| ૪૭૨ | ૫૫ | નંદિવર્ધનનો રાજ્યાભિષેક ૨૬૭. |
| ૪૬૮ | ૫૯ | ક્ષેમરાજ નંદિવર્ધન સાથે યુદ્ધમાં ઉતર્યો ૨૪૩: નંદિવર્ધને કલિંગ ઉપર ચડાઈ કરીને કલિંગજીન મૂર્તિ મગધમાં ઉપાડી લઈ ગયો ૨૪૪. |
| ૪૬૮ | ૫૯ | મગધમાં બે કુદરતી કોપ: એક અનાવૃષ્ટિનો ૨૮૯; બીજો કોપ અતિવૃષ્ટિનો ૨૮૯ (૪૬૨ ?); ૨૯૦ (૪૫૮). |
| ૪૬૮ પૂર્વે | ૫૯ પૂર્વે | મગધમાં રાજા નંદે નહેર ખોદાવી હતી ૨૮૯. |
| ૪૬૭ | ૬૦ | નંદિવર્ધનની અવંતિ ઉપરની સત્તા ચાલુ હતી ૨૩. |
| ૪૬૩ | ૬૪ | જંબુસ્વામીનું નિર્વાણ (૩૦૮); તે સમય બાદ કેટલીક ચીજોનો ઉચ્છેદ થયો ૩૧૫. |
| ૪૫૮ પૂર્વે | ૫૯ પૂર્વે | જૈનધર્મ ઉડીસામાં હતો તેની સાબિતી (૩૦૧). |
| ૪૫૬ | ૭૧ | નંદિવર્ધનનું મૃત્યુ ૨૭૪–૩૪૫. |
| ૪૫૪ | ૭૩ | રાજા ખારવેલનો જન્મ ૩૪૮. |
| ૪૪૯ | ૭૮ | ખારવેલ યુવરાજપદે ૩૪૮. |
| ૪૩૯ | ૮૮ | રાજા ક્ષેમરાજનું મરણ ૨૪૨–૨૪૯. |
| ૪૩૨ | ૯૫ | સિંહલદ્વીપમાં અભયવિજયના રાજ્યની શરૂઆત ૨૬૨; તેનો રાજ્યાભિષેક ૨૮૨, ૨૯૭. |
| ૪૨૯ | ૯૮ | રાજા વૃદ્ધિરાજનું મરણ અને ખારવેલનું કલિંગપતિ બનવું ૨૫૫, ૨૬૨, ૨૭૨. (વિદ્વાનોની માન્યતા પ્રમાણે ઇ. સ. પૂ. ૧૮૩): યુવરાજ ખારવેલની સીલોન ઉપર ચડાઈ ૨૬૨. |
| ૪૨૯ | ૯૮ | ખારવેલનો રાજ્યાભિષેક ૨૭૧, ૨૮૩, ૨૮૮, ૨૯૬. |
| ૪૨૯થી ૩૯૩ | ૯૮થી ૧૩૪ | રાજા ખારવેલનો સમય (૨૮૦) (૩૧૮) ૩૪૮. |
| ૪૨૮ | ૯૯ | મગધપતિ નંદ બીજાનું મરણ ૨૮૩. |
| ૪૨૭ | ૧૦૦ | શતવહનવંશની સ્થાપના (૨૭૧) ૨૮૩, (૨૮૪). |
| ૪૨૫ | ૧૦૨ | આંધ્રવંશી આદ્યપુરૂષોનો સમય ૨૬૬–૨૫૫; બેન્નાતટનગરની જાહોજલાલી ચાલુ હતી ૩૧૮; તે જાહોજલાલી ઈ. સ. પૂ. ત્રીજી સદી સુધી જળવાઈ રહી હતી ૩૧૮. |
| ૪૨૩ | ૧૦૪ | રાજા ખારવેલે છઠ્ઠાવર્ષે રાજસૂય યજ્ઞ કર્યો ૨૯૩. |
| ૪૨૨ | ૧૦૫ | ખારવેલના યુવરાજ વક્રગ્રીવનો જન્મ (૨૯૪), ૩૫૧, ૩૫૩, ૩૬૩. |
| ૪૨૧ | ૧૦૬ | રાજા ખારવેલે મહાવિજય પ્રાસાદ બંધાવ્યો ૩૨૧. |
| ૪૧૮ | ૧૦૯ | રાજા ખારવેલે દક્ષિણહિંદમાં લૂટારૂટોળીએ બંધાવેલ મંદિરો નાશ કર્યો (૩૫૫). |
| ૪૧૫ | ૧૧૨ | હાથીગુંફાનો લેખ કોતરાવાયો ૩૫૧; ખારવેલે પુસ્તકોદ્ધાર કર્યો ૩૧૬. |

| | | |
|---|---|---|
| ચોથી સદી | ... | અંધ્રપતિઓનો સમય ૨૬૬. |
| ૩૯૩ | ૧૩૪ | રાજા ખારવેલનું મૃત્યુ ૨૭૧. |
| ૩૯૩થી૩૭૨ | ૧૩૪થી ૧૫૫ | રાજા વક્રગ્રીવનો રાજ્યકાળ ૩૬૩. |
| ૩૮૧–૮૨ | ૧૪૬–૪૫ | ચંદ્રગુપ્તે મૌર્યવંશની સ્થાપના કરી ૨૬૮, ૩૬૫. |
| ૩૭૨ પૂર્વે | ૧૫૫ પૂર્વે | અમરાવતીનો મહાવિજયપ્રાસાદ આ સમયે હૈયાત હતો ૩૨૦. (આપણી ગણત્રીએ ઇ. સ. પૂ. ૪૩૦થી ૩૯૪માં તેનું નિર્માણ થયું છે). |
| ૩૭૨ | ૧૫૫ | રાજા ચંદ્રગુપ્ત મગધસમ્રાટ બન્યો પર્વતેશ્વર વક્રગ્રીવની મદદથી નવમાનંદને હરાવીને ૩૬૩, ૩૬૫: અવંતિની પૂર્ણ જાહોજલાલી ચંદ્રગુપ્તરાજ્યે ૨૪; નંદવંશનો અંત ૨૬૮; વક્રગ્રીવનું મરણ ૩૬૫. (ચોથા રાજાનું મરણ ૨૩૨). |
| ૩૭૧થી૩૫૭ | ૧૫૬થી ૧૭૦ | શ્રી મહાવીરની પાટે ભદ્રબાહુનો સમય ૩૦૯; (તેમના સમયમાં મગધદેશે બે દુષ્કાળ પડયા હતા). |
| ૩૬૧ | ૧૬૬ | કલિંગદેશ મગધ સામ્રાજ્યનું અંગ બન્યો ૩૬૬: ચેદિવંશનો અંત ૩૬૭. |
| ૩૫૭ | ... | શ્રી મહાવીરની ગાદીએ સ્થૂલીભદ્રજી હતા (૨૯૧). |
| ૩૫૬ | ૧૭૧ | જૈનાગમનો હ્રાસ થવાની આગાહી ૩૧૦ |
| ૩૫૬ | ૧૭૦ | શ્રી ભદ્રબાહુનું સ્વર્ગ ૩૧૫, ૩૧૨: ભદ્રબાહુ અંતિમ શ્રુતકેવળી ૩૧૦; ચંદ્રગુપ્ત રાજા દીક્ષા લઇને ગુરૂશ્રી ભદ્રબાહુ સાથે ચાલી નીકળ્યા ૩૧૦; શ્રી મહાવીરની ગાદીએ સ્થૂલભદ્રજી (૨૦૧). |
| ૩૨૭ | ... | અલેકઝાંડરનું હિંદમાં આવવું ૨૯૬. |
| ૩૨૭થી ૩૧૪ | ... | ગ્રીક બાદશાહ સિકંદરશાહના સૂબાઓની પંજાબ ઉપર સત્તા ૧૨૪ |
| ૩૧૪થી ૧૯૦ | ... | હિંદુ રાજાઓની (પ્રિયદર્શિન અને તેના પુત્રોની) પંજાબ અને કાશ્મિર ઉપરની સત્તા ૧૨૪ |
| ૩૦૪ | ... | હિંદમાં (યુ. પી. વાળા પ્રાંતોમાં, ખાસ કરીને તે વખતની કૌશાંબી નગરીની આસપાસમાં) દુષ્કાળ હતો (૨૯૧) |
| ૩૦૦ની આસપાસ | | રાણી નાગનિકાનો શિલાલેખ ૨૫૪ |
| ત્રીજી ચોથી સદી | | આંધ્રપતિનો સમય ૨૬૬ |
| ૨૯૮થી ૨૮૦ | ... | યજ્ઞશ્રી (અંધ્રવંશી)નો સમય (૩૧૮) |
| ૨૮૦થી ૨૪૪ | ... | પુલુમાવી( ,, ) ,, (૩૧૮) |
| ૨૮૭–૧ | ... | કલિંગપતિ અને દક્ષિણાપથના શાતકરણીને પ્રિયદર્શિને હરાવ્યો ૨૧૨. |
| ૨૪૨થી ૫૦૦ | ... | બૌદ્ધધર્મને લીધે હિંદુધર્મ ઢંકાઇ ગયો હતો એવી માન્યતા ૧૫૭. |
| ૨૨૫ | ... | મ્લેચ્છ પ્રજામાં આર્ય સંસ્કૃતિનું પ્રમાણ ઓછું હતું; પરંતુ ઇ. સ. ૧૦૦ સુધી આર્યો સાથેના સહવાસમાં રહીને તેઓ સુધરી ગયા હતા ૧૬૪; જાલૌકે મ્લેચ્છોને હરાવ્યા ૧૬૪. |
| ૨૦૦ | ... | સમ્રાટ પ્રિયદર્શિનના મરણ બાદ તેના પુત્રો, જમાઈ વિ. તે તે દેશના સ્વામી બની બેઠા ૧૦૫. |
| ત્રીજો સૈકો | | એશિયાના ઘણા ખરા ભાગોમાં જૈન સંસ્કૃતિનો પ્રચાર થવા પામ્યો હતો ૧૬૬ |
| ૧૯૦ | ... | પતંજલી મહાશયનું મરણ ૨૯૬. |

| | |
|---|---|
| ૧૮૮ ... | રાજા પુષ્યમિત્રનો રાજ્યાભિષેકનો સમય (વિદ્વાનોના મતે) ૨૬૧, ૨૬૨, ૨૬૮, આપણી માન્યતા પ્રમાણે રાજા પુષ્યમિત્રનું મરણ ૨૯૬. |
| ૧૮૩ ... | રાજા ખારવેલના રાજ્યાભિષેકની માન્યતા (વિદ્વાનોનો મત) ૨૬૮, ૨૬૧, ૨૬૯. |
| ૧૬૯ ... | શાતકરણી, શાલીવાહન અને ખારવેલ સમકાલીન હોવાની વિદ્વાનોની માન્યતા (૨૬૭). |
| ૧૫૯ ... | ક્ષહરાટ સંવતની સ્થાપના; ભૂમક જ્યારથી મહાક્ષત્રપ બન્યો ત્યારથી તેની શરૂઆત ૧૦૬. |
| ૧૫૧ ... | શુંગવંશી રાજા બળમિત્ર–ભાનુમિત્રના મામા કાલિકસૂરિનો સમય (૧૨). |
| ૧૨૯ ... | જુષ્કપુર વસાવાયાનો સમય ૧૬૩. |
| ૧૨૭થી ૭૪ ... | ગર્દભીલ રાજાવાળા કાલિકસૂરિનો સમય (૧૨). |
| ૧૧૪ ... | ક્ષહરાટ ભૂમકનું મરણ ૧૯૫. |
| ૮૫ ... | ઈન્ડોપાર્થિઅન શહેનશાહ મોઝીઝના રાજ્યની શરૂઆત ૪૨. |
| ૮૧ ... | શકારિ વિક્રમાદિત્યનો જન્મ ૩૫. |
| ૭૪ ... | નહપાણનું મરણ ૨; ગર્દભીલવંશની સ્થાપના ૨; રાજા દર્પણ, ગધરૂપ; ગંધર્વસેનનું ગાદીએ આવવું ૩, ૫, ૭; કાલિકસૂરિના યુગ પ્રધાનપદનો ત્યાગ (૧૨). |
| ૭૪થી ઇ. સ. ૪૫ સુધી | પંજાબ અને સૂરસેન ઉપર ઈન્ડોપાર્થિઅન શહેનશાહ, મોઝીઝ, તથા તેના વંશજો અઝીઝ પહેલો, અઝીલીઝ, અઝીઝ બીજો તથા ગોંડોફારનેસની સત્તા જામી પડી હતી ૧૨૪. |
| ૬૪ ... | રાજા ગર્દભીલે અવંતિની ગાદીનો ત્યાગ કર્યો ૩; શકપ્રજાનું રાજ્ય અવંતિ ઉપર શરૂ થયું ૩. |
| ૬૪થી ૫૭ ... | શક રાજ્ય અવંતિના પ્રદેશ ઉપર ૩; (તેમાં પાંચ રાજાઓ થયા; અમ્લાટ, ગોપાળ, પુષ્પક, શર્વિલ અને બદનામ; પૃષ્ઠ ૨૦). |
| ૬૦ ... | રાજા ગર્દભીલનું મૃત્યુ ૩. |
| ૫૭ ... | વિક્રમ સંવત્સરની સ્થાપના અઝીઝ પહેલાના વખતથી થઈ હોય એવી વિદ્વાનોની માન્યતા ૬૮, ૭૬; પરંતુ તે ખોટી છે ૭૭; વિક્રમ સંવતની શરૂઆત શકારિ વિક્રમાદિત્યના રાજ્યારોહણથી થઈ છે ૧૦૬; શકારિ વિક્રમાદિત્યનો સમય (૩૩૩); શકપ્રજાના રાજ્યનો અંત અને શકારિ વિક્રમાદિત્યનું ગાદીએ આવવું ૩, ૭, ૪૧, ૬૭, ૭૯, ૮૨; શકારિ વિક્રમાદિત્યનું યુદ્ધ શક સાથે કારૂર મુકામે ૮૨; વિક્રમાદિત્યે શકપ્રજાનું નિકંદન કાઢયું ૬૭ (૬૭) (૭૮). કોઈ પણ સાર્વભૌમ સત્તાધારી રાજાએ અત્યાર સુધી સંવત શરૂ કર્યો હોય એમ જણાયું નથી ૬૩. |
| | શાતવહનવંશી રાજા હાલને વિક્રમ સંવતનો સ્થાપક કહી શકાય નહીં; કારણકે તે ઇ. સ. પૂ. ૫૭ પછી દશેક વર્ષે થવા પામ્યો છે ૭૩. |
| | સર કનિંગહામની ગણત્રીએ, વિક્રમ સંવતની ગણના ૫૬॥ ઇ. સ. પૂ. છે. નહીં કે ૫૬માં (૨૧) (૮૨). |
| ૭૮ ... | શક પ્રજાનું નિકંદન ગૌતમીપુત્ર શાતકરણીએ કાઢયું (વિદ્વાનોનો મત) ૬૭–૭૧. |

| | | |
|---|---|---|
| ૫૭ | ૪૭૦ | વિદિશાનું ઉજ્જડ બનવાપણું ૨૫. (તેની સ્થાપના ૫૨૭માં હોવાથી ૪૫૦ વર્ષની જાહોજલાલી તેણે ભોગવી કહેવાય). શકારિ વિક્રમાદિત્ય અને શકનું યુદ્ધ; કારૂર મુકામે ૮૨. |
| ૪૭ | ૪૮૦ | શાતકરણી રાજા અરિષ્ટકર્ણનું મૃત્યુ ૨૨-૪૧. |
| ૨૫-૨૦ | ૫૦૨-૫૦૭ | પુલુમાવી શાલિવાહને, કારમદક રાજાને હરાવીને તેની પુત્રીવેરે લગ્ન કર્યું ૨૧૨. |
| ૪ | ૫૨૩ | ઈસુ ભગવાનનો જન્મ ૧૦૬, ૧૧૨, ૧૧૩. |
| ઈ. સ. ૧ | ૫૨૭ | ઇસ્વીસનની આદિ થઈ, ઈસુ ભગવાનના જન્મ પછી ૩ વર્ષે. |
| ૩-૪ | ૫૩૦-૧ | વિક્રમાદિત્યઃ વિક્રમસિંહના રાજ્યની સમાપ્તિ ૭૯ઃ મરણ (૫૨) અને માધવાદિત્યનું ગાદીએ આવવું ૭, ૫૨. |
| ૬ | ૫૩૩ | રાજા હાલ શાલિવાહનનું મરણ (૫૨). |
| ૨૭થી ૫૭ | ૫૫૪-૫૮૪ | આચાર્ય શ્રી વજ્રસ્વામીનો સમય ૫૧, ૫૨. |
| ૩૧ | ૫૫૮ | કડફસીઝ પહેલો ગાદીએ આવ્યો (૩૧થી ૭૧) ૧૩૫, ૧૪૦, ૨૨૩. (વિદ્વાનોના મતે ૪૦થી ૭૮; ૧૨૮). |
| ૪૩ | ૫૭૦ | માધવાદિત્યનું મરણ અને ધર્માદિત્યનું ગાદીએ આવવું ૭, ૫૨. |
| ૪૫ | ૫૭૨ | ઇન્ડોપાર્થિઅન શહેનશાહ ગોંડોફારનેસ ઉત્તર હિંદમાંથી ગાદી ખાલી કરીને ઈરાનની ગાદીએ બેઠો ૪૨, ૫૦, ૧૩૨, ૧૪૦. |
| ૪૯ | ૫૭૬ | ચષ્ઠણ મહાક્ષત્રપનું મરણ ૧૮૬; રૂદ્રદામનનો રાજ્યકાળ ૪૯થી ૭૨; ૧૮૬. |
| ૫૩ | ૫૮૦ | ધર્માદિત્યનું મરણ અને માધ્વવસેન; વિક્રમચરિત્રનું ગાદીએ આવવું ૭, ૫૨. |
| ૬૦ | ૫૮૭ | તક્ષિલા વિષે જુઓ નીચે ૭૦ની સાલ. |
| ૭૦ | ૫૯૭ | કુશાનોએ તક્ષશિલાનો નાશ કર્યો તેવી માન્યતા ૧૪૪;કોઇકે ૬૦ની સાલ પણ કહી છે. |
| ૭૧ | ૫૯૮ | કડફસીઝ પહેલાનું મરણ અને કડફસીઝ બીજાનું ગાદીએ આવવું ૧૩૫, ૧૪૦, ૧૪૧, (૧૩૫) ૧૪૪, ૨૨૩; કડફસીઝ બીજો (૭૮થી ૧૧૦; ૧૨૮ વિદ્વાનોના મતે). આપણા મતે ૭૧થી ૧૦૩. |
| ૭૭ | ૬૦૪ | ચિનાઈ ઓલાદના સરદારના વંશની સ્થાપના ગણી શકાય ૧૪૩. ખલત્સ ગામે વેમકડફસીઝના શિલાલેખમાં જે આંક છે તેના સંવતની આદિ. ૧૪૩ |
| ૭૮ ? | ૬૦૫ ? | ગર્દભીલવંશનો અંત ૩. |
| ૭૮ | ૬૦૫ | શક સંવતની સ્થાપના ૧૦૧, ૧૦૬; રાજા અઝીઝે તે સ્થાપ્યો નહોતો ૧૦૦; શક સંવતની સ્થાપનાના સમય વિશે શંકા (૯૬), ૧૮૮. |
| ૮૦ | ૬૦૭ | વેમ અને ચિનાઈ સરદાર સાથેનું યુદ્ધ. ૧૪૪ |
| ૯૩ | ૬૨૦ | વિક્રમચરિત્ર; માધવસેનનું મરણ ૭ (૪૪, ૩); ૫૪. |
| ૯૫ | ૬૨૨ | તક્ષિલાનો નાશ, ૧૪૫. ઉપરમાં ૭૦ ની સાલ જુઓ. |
| ૧૦૩-૧૨૬ | ૬૩૦-૬૫૩ | કનિષ્ક પહેલો ૨૨૩, ૧૬૩, ૧૦૬, ૧૩૫ (૧૨૦થી ૧૬૦; ૧૨૮). |
| ૧૦૩-૧૧૭ | ૬૩૦-૬૪૪ | ધ્યમોતિક ક્ષત્રપનો શાસનકાળ ૨૨૩. |
| ૧૦૩ | ૬૩૦ | ચષ્ઠણ સંવતની આદિ થઇ છે એની સાબિતીની નોંધ ૧૦૨, ૧૩૧; કુશાન સંવતની સ્થાપના કનિષ્ક પહેલાએ કરી ૨૨૩; ચષ્ઠણશકની સ્થાપના થઈ ૨૨૩; કુશાનવંશી રાજાઓની સત્તા (૭૮, ૫૦, ૧૦૬, ૨૦૫, ૧૯૩, ૧૦૬, ૨૦૫, ૧૮૪)૧૦. |
| ૧૦૬ | ૬૩૩ | સારનાથનો શિલાલેખ (રાજા કનિષ્ક પહેલાનો) ૨૨૩. |

| | | |
|---|---|---|
| ૧૦૭ | ૬૩૪ | નામ ન જણાયલ એવા ગર્દભીલવંશી બે રાજાઓના રાજઅમલનો અંત ૭; રાજા ભાઈલ્લનું ગાદીએ આવવું ૭ (૪૪; ૩). |
| ૧૧૨ | ૬૩૯ | મથુરાનો શિલાલેખ (રાજા કનિષ્ક પહેલાનો) ૨૨૩. |
| ૧૧૫–૧૭ | ૬૪૨–૬૪૪ | ધ્યમોતિકનું મરણ અને ચષ્ટણનું ક્ષત્રપ થવું ૧૯૪, ૨૦૬, ૨૦૮, ૨૨૩. |
| ૧૧૭–૧૩૨ | ... | ચષ્ટણના ક્ષત્રપપદનો સમય ૧૬૩. |
| ૧૧૮ | ૬૪૫ | ભાઈલ્લ ગર્દભીલનું મૃત્યુ અને નાઈલ્લનું ગાદીએ આવવું ૭ (૫૫; ૩). |
| ૧૨૦ | ૬૪૭ | કનિષ્કપુર વસાવવાનો સમય ૨૨૩. |
| ૧૨૧ | ... | માણિક્યાલનો શિલાલેખ (રાજા કનિષ્ક પહેલો) ૨૨૩. |
| ૧૨૩ | ૬૫૦ | હુવિષ્કપુર–હુષ્કપુર વસાવવાનો સમય ૧૬૩. |
| ૧૨૬–૧૩૨ | ... | વસિષ્ક–વઝેષ્ક, જુષ્કનો રાજ્યકાળ ૨૨૩, ૧૩૫. |
| ૧૨૭ | ... | ઇસાપુરનો શિલાલેખ (રાજા વાસિષ્કનો) ૨૨૩. |
| ૧૨૮ | ... | કનિષ્ક બીજાનો જન્મ ૨૨૩. |
| ૧૨૯ | ... | જુષ્કપુર વસાવવાનો સમય ૧૬૩. |
| ૧૩૧ | ... | સાંચીનો શિલાલેખ (રાજા વાસિષ્કનો). |
| ૧૩૨ | ... | નાઈલ્લ ગર્દભીલનું મરણ અને નાહડનું ગાદીએ આવવું ૭ (૬૯; ૩). |
| ૧૩૨થી ૧૪૩ | ... | નાહડનું મરણ અને ગર્દભીલવંશનો અંત ૭, ૫૫; (૭૮; ૩); ધ્યમોતિકના પુત્ર ચષ્ટણે અવંતિની ગાદી હાથ કરી ૬, ૫૫. |
| ૧૩૨–૧૪૨ | ... | ચષ્ટણનું મહાક્ષત્રપપદ ૨૨૩; તેટલા જ સમય માટે રાજા હુવિષ્ક રીજંટ તરીકે અને કનિષ્ક બીજાની સગીર અવસ્થા ૨૨૩, ૧૩૫, ૧૬૩ (૧૬૦થી૧૮૨; ૧૨૮). |
| ૧૩૬ | ... | મથુરાનો શિલાલેખ (હુવિષ્કનો) ૨૨૩ |
| ૧૪૨ | ... | કનિષ્ક બીજાનો રાજ્યાભિષેક થયો ૨૨૩: તેજ સમયે મહાક્ષત્રપ ચષ્ટણને સ્વતંત્રતા મળી ૨૨૩.કનિષ્કબીજાની સાથે ચષ્ટણની મૂર્તિ મળી છે તેનો નિર્માણકાળ. |

૧૪૩થી ૧૬૩ હુવિષ્ક મહારાજાધિરાજ ૧૩૫.

૧૪૨–૧૫૨ ચષ્ટણની કારકીર્દિ અવંતિપતિ તરીકે ૨૨૩. (૧૪૦, ૧૪૧, ૧૪૨ આ બધી સાલો પણ કહી શકાય તેમ છે; ૧૯૫, ૧૯૬; પરંતુ ૧૪૩ વધારે બંધબેસતી ગણાશે).

૧૪૨–૧૯૮ કનિષ્ક બીજો મથુરાપતિ તરીકે ૨૨૪ (૧૪૩થી ૧૯૬ પણ ગણાય છે). (૧૨૦થી ૧૬૦; ૧૨૮ વિદ્વાનોની માન્યતા).

૧૪૩ રાજા ચષ્ટણે અવંતિપતિ બની ચષ્ટણશક સ્થાપ્યો, પરંતુ તેનો આરંભ પોતાના પિતા ખ્યમોતિકે જ્યારથી ક્ષત્રપપદ ધારણ કર્યું ત્યારથી એટલે ૧૦૩થી ગણી છે ૨૨૩.

૧૪૪ આરાનો શિલાલેખ (કનિષ્ક બીજાનો) ૨૨૪.

૧૪૫ રાજા ચષ્ટણે આંધ્રપતિને હરાવીને તુંગભદ્રા નદી સુધી હકાવી મૂકયો ૨૨૪, ૧૯૬.

૧૫૨ રાજા ચષ્ટણનું મરણ; ૨૦૮. જયદામનનું મહાક્ષત્રપ થવું (?) ૧૯૬, ૧૯૮, ૨૨૪; જયદામનનું મરણ (?) ૨૦૬, ૨૦૭ અને રૂદ્રદામનનું મહાક્ષત્રપ થવું ૨૨૪.

૧૫૨–૧૭૫ રૂદ્રદામન અવંતિપતિનો શાસનકાળ ૨૨૪.

૧૫૪ વર્ડકનો શિલાલેખ (હુવિષ્કનો) ૨૨૪.

૧૬૩ મથુરાનો શિલાલેખ (હુવિષ્કનો) ૨૨૪.

૧૬૭ યુરોપમાં પ્લેગ જે ફાટી નીકળ્યો હતો, તે પશ્ચિમે વધીને પ્રથમ પાર્થિઅન શહેનશાહતને ભરખી ગયો અને ત્યાંથી હિંદમાં વધીને તેણે કુશાનવંશનો નાશ કર્યો એવી માન્યતા છે પણ વાસ્તવિક નથી. ૧૮૦.

૧૭૫ રૂદ્રદામનના રાજ્યનો અંત ૨૦૭.

૧૯૯–૨૩૬ વાસુદેવ પહેલાનો રાજ્યકાળ ૨૨૪, ૧૩૫, ૧૭૭ (૧૮૨થી ૨૨૦; ૧૨૮ વિદ્વાનોની માન્યતા) (૧૯૬થી ૨૩૪); પોતાના બાપિકા જૈનધર્મનું પરિવર્તન કર્યું ૨૧૬.

૨૩૬–૨૮૨ કુશાનવંશી અંતિમ રાજાઓનો શાસનકાળ ૨૨૪, ૧૩૫, ૧૭૭ (૨૨૦થી ૨૬૦; ૧૨૮ વિદ્વાનોની માન્યતા).

૨૪૯ ઈશ્વરદત્ત નામના સરદારે કલચૂરિ સંવત ચલાવ્યો એવી વિદ્વાનોની માન્યતા છે પણ તે અસત્ય છે. ૨૩૩.

૨૬૧–૬૪ આભિર ઈશ્વરદત્તે ચષ્ઠણવંશી પોતાના સરદારથી સ્વતંત્ર થઈ પોતાનો નવો વંશ ચલાવ્યો ૨૨૨.

૨૮૨ ગુપ્તવંશના આદ્યપુરૂષે કુશાનવંશનો અંત આણ્યો તથા પોતે મથુરાપતિ બન્યો ૨૨૪. (૨૮૦ પણ કહેવાય છે ૧૮૦).

૨૮૨ (૨૮૦) કુશાનવંશનો અંત (૨૩૪–૨૮૦) અને કુશાનસંવતની સમાપ્તિ ૨૦૫.

૩૦૦ જગન્નાથજીનું મંદિર તે બૌદ્ધસ્તૂપ હતો અને તેનો નાશ થયો છે એવો વિદ્વાનનો એક મત ૩૨૪, ૩૨૫, ૩૨૯, ૩૩૨, ૩૩૪, ૩૩૯, ૬૪૧.

૩૧૯ ગુપ્તસંવત્સર ચંદ્રગુપ્ત પહેલાએ શરૂ કર્યો ૧૮૯, ૨૨૦. ગુપ્તસંવત ચાલ્યો ૯૧.

૩૧૯ સુધી ચષ્ઠણશક ત્યાં સુધી ચાલ્યો (૪૪).

૩૧૯–૩૩૦ ચંદ્રગુપ્ત પહેલો; વિક્રમાદિત્ય પહેલો ૭૯; અવંતિ જીતી લઈ ત્યાં ગાદી કરી ૧૮૯, ૧૯૨ તથા કલિંગમાં ધર્મક્રાંતિ ૩૩૯.

૩૭૪ સમુદ્રગુપ્તનું મરણ અને ચંદ્રગુપ્ત બીજો ગાદીએ બેઠો ૨૨૧.

૩૭૫થી ૪૧૪ ચંદ્રગુપ્ત બીજોઃ વિક્રમાદિત્ય બીજો ૭૯.

૪૧૩ ચંદ્રગુપ્ત બીજાનું મરણ ૨૨૧.

૪૧૪ કુમારગુપ્ત પહેલાએ ચષ્ઠણવંશી સ્વામીરાજાઓને ઊઠાડી મૂકી, તે વંશનો અંત આણ્યો. ૨૨૧ (૪૨૩; ૨૦૫).

૪૧૪–૪૫૬ કુમારગુપ્ત પહેલાનું રાજ્ય ૨૨૧.

૪૨૩ ચષ્ઠણશકની સમાપ્તિ ૨૦૫ (જુઓ ૪૧૪).

૪૩૩ (?) (સર કનિંગહામના મતે) ઉજ્જૈનીના વિક્રમાદિત્યે મંત્રિગુપ્ત નામના સુબાને કાશ્મિરની ગાદીએ નીમ્યો ૬૯.

૪૫૬–૪૮૦ સમુદ્રગુપ્તનું રાજ્ય ૨૨૧.

૪૮૦થી ૪૯૫ કુમારગુપ્ત; વિક્રમાદિત્ય ત્રીજો, તેનો રાજ્યકાળ ૭૯.

૪૯૦ હૂણપ્રજાના સરદાર તોરમાણે અવંતિ જીતી લઈ ત્યાં ગાદી કરી ૨૨૧; ગુપ્તવંશી સમ્રાટના ભટ્ટારક સૈન્યપતિએ સ્વતંત્ર થઈ કાઠિયાવાડના વલ્લભીપુરે પોતાની ગાદી સ્થાપી ૨૨૧.

પાંચમી સદી ગુપ્તવંશી સમ્રાટોની ચેદિદેશ ઉપર સત્તા ૨૩૩.

૫૧૦ પરિહારવંશની ઉત્પત્તિ ૨૨૧.

૫૧૦થી ૫૩૩ હૂણ સરદાર મિહિરકુળનું રાજ્ય (૨૨૧).

૫૧૫ વિક્રમાદિત્ય બીજો (જેનો અમલ ૫૧૫થી ૫૫૦ માન્યો છે); તેણે વિક્રમ સંવત્સરની સ્થાપના કર્યાની માન્યતા ૭૪. (પરમારવંશી યશોધર્મનઃ વિક્રમાદિત્યઃ શિલાદિત્ય ૫૧૫થી ૫૫૦, વિકલ્પે ૫૪૦થી ૫૯૦); ૭૯.

૫૩૧ શકારિ વિક્રમાદિત્યે (હૂણારિ વિક્રમાદિત્ય જોઈએ) લડેલ કારૂરના યુદ્ધ (મંદસોર જોઇએ)ની સાલ ૮૨, ૯૦, (૫૩૪, ૮૦); (૫૩૧, ૮૨).

૫૩૧–૩૩ અગ્નિકુલિય રાજપૂતોએ હૂણપ્રજાનો નાશ કર્યો ૨૨૨; ૯૨; અગ્નિકુલિય રાજપૂતોની શાખાએ માલવસંવતની શરૂઆત કરી ૧૦૬; માલવપતિ યશોધર્માએ કારૂર મુકામે મિહિરકુલને હરાવ્યાની વાત ડૉ. હૉર્નેલે અને ડૉ. ફીલહૉર્ને કરી છે ૭૪. પણ તે ઈ. સ. પૂ. ૫૭માં યુદ્ધ થયું છે ૭૫. જ્યારે અગ્નિકુલિય રાજપૂતોએ હૂણપ્રજાને જે હાર ખવરાવી છે તે મંદસોર મુકામે યુદ્ધ થયું છે (૫૪૪).

૫૩૩ અગ્નિકુલિય રાજપૂતોની ઉત્પત્તિ ૩૩૦

૫૫૦આસપાસ પરમારવંશી વૃદ્ધ ભોજદેવ–વૈદિકમત પ્રમાણે કવિબાણ અને મયૂરવાળા અને જૈનમત પ્રમાણે ભક્તામર સ્તોત્રવાળા માનતુંગસૂરિના સમકાલીન ૮૦.

૫૮૦ યયાતિકેશરી રાજાએ ભુવનેશ્વરનું મંદિર બંધાવવા માંડ્યું ૩૩૦, ૩૨૫, ૩૨૯, ૩૩૧, ૩૪૧.

છઠ્ઠી સદી અશોકવર્ધન મૌર્યની એક શાખા બંગાળ પ્રાંત ઉપર રાજ્ય ચલાવી રહી હતી ૨૬૩.

૬૩૪ શ્રી હર્ષવર્ધનનો સમય ૭૫.

૬૫૫ આશરે ભુવનેશ્વરનું મંદિર સંપૂર્ણ થયું ૩૨૯.

૬૯૦થી ૭૫૦ ભવભૂતિ અને વાક્પતિરાજનો સમય (૩૨૧).

સાતમી સદી મહમદ પયગંબર સાહેબનો સમય ૧૬૬.

સાતમી સદી શશાંકરાજા બંગાળપતિ ૩૨૧.

૭૨૦થી ૭૮૦ પરમારવંશી દેવશક્તિનું રાજ્ય (વિક્રમાદિત્ય નામ સંભવે છે) ૭૯.

૭૩૩થી ૭૫૯ ચૌલુક્યવંશી વિક્રમાદિત્ય પહેલાનું રાજ્ય ૭૯.

૭૫૪ વિક્રમ સંવત ૮૧૧ લખેલ એવો પહેલો શિલાલેખ ૭૮, (૯૩).

૭૫૯થીઆગળ ચૌલુક્યવંશી વિક્રમાદિત્ય બીજાનું રાજ્ય ૭૯.

૭૬૯ વિક્રમ સંવત ૮૨૬નો શિલાલેખ ૭૮ (૯૩).

૭૮૮થી ૮૨૦ શ્રી શંકરાચાર્યજીનો સમય (૩૩૧).

આઠમી સદી બંગાળ તરફના મુલકમાં ધર્મકીર્તિ ૩૩૧.

૮૪૦ વિક્રમસંવત ૮૯૭નો શિલાલેખ મળી આવેલ છે ૭૮ (૯૩).

૮૭૦થી ૯૧૫ માલવપતિ ભોજદેવઃ આદિવરાહઃ ઉપમિતિ ભવપ્રપંચાના કર્તા સિદ્ધર્ષિવાળા (વિ. સં. ૯૬૦) ૮૦; ભોજદેવ ગ્વાલિયરપતિ (આદિવરાહ ભોજદેવ માલવપતિનો સમકાલીન) બપ્પભટ્ટસૂરિવાળા રાજા આમ્રદેવનો પૌત્ર થાય ૮૦.

૯૯૬થી૧૦૫૫ ભોજદેવ; શિલાદિત્ય; પ્રતાપશીલ; મુંજરાજા ઉર્ફે પૃથ્વીવલ્લભનો ભત્રિજો તથા વાદિવેતાલ શાંતિસૂરિનો પ્રબોધિત ૮૦.

૧૦૦૯ શત્રુંજય મહાત્મ્ય પુસ્તક લખાયું ૭૦. (૪૦૯ની સાલ તેમાં લખાઈ છે).

૧૧મી સદી કલચૂરિવંશના રાજાઓનો અમલ ચેદિદેશ ઉપર; તેવી માન્યતા ૨૩૨–૨૩૩.

૧૧૯૮ વર્તમાન જગન્નાથજીનું મંદિર રાજા અનંગ ભીમદેવે બંધાવ્યું ૩૨૪, ૩૨૯, ૩૩૧.

૧૬૦૦આસપાસ જૈનકવિ સમયસુંદરની હૈયાતી (૩૦૨).

૧૮૫૧ કનિંગહામ સાહેબને સાંચીમાં જગન્નાથના જેવી ત્રિમૂર્તિ સાંપડી ૩૨૭.

૧૮૮૨ પટણાની નજીકથી બે યક્ષમૂર્તિ ખોદકામ કરતાં મળી આવી (૩૦૨).

૧૯૩૦ બેઝવાડા નજીક મોટા મડ મળી આવ્યાની મદ્રાસ સરકારની જાહેરાત ૩૧૯.




આકૃતિ નં. ૫૬ ]　　　　[ વર્ણન પૃષ્ઠ ૧૪




આકૃતિ નં. ૫૭ ]　　　　[ વર્ણન પૃષ્ઠ ૪૦




આકૃતિ નં. ૫૮ ]

[ વર્ણન પૃષ્ઠ ૫૩




આકૃતિ નં. ૫૯ ]

[ વર્ણન પૃષ્ઠ ૧૫૦




આકૃતિ નં. ૬૦ ]  [ વર્ણન પૃષ્ઠ ૧૭૫




આકૃતિ નં. ૬૧ ]  [ વર્ણન પૃષ્ઠ ૧૭૭

# વિષયો શોધી કાઢવાની

# ચાવી

**તેની સમજ**:—જે આંક લખ્યા છે તે પૃષ્ઠ સૂચક છે કૌંસમાં જે આંક લખ્યા છે તે પૃષ્ઠો ઉપરની ટીકાનું લખાણ છે એમ સમજવું.

આખા પુસ્તકમાં જે વિશેષ રસપ્રદ વિષયો લાગ્યા તેની જ નોંધ અહીં લીધી છે. બાકી કેટલીક માહિતી 'શું અને કયાં' જોવાથી પણ મળી શકે એમ છે.

અહીં બતાવેલા વિષયના ત્રણ વિભાગ પાડયા છે.

(अ) વિદ્યાજ્ઞાનને સ્પર્શે તેવા સર્વ સામાન્ય વિષયોનો (आ) સામાન્ય જ્ઞાન સંબંધી (इ) મુખ્ય ભાગે જૈનધર્મને લાગે તેવા; જો કે આ વિભાગ તો માત્ર રેખાદર્શન જેવા જ છે તે સર્વેની વચ્ચે મર્યાદાની લીટી દોરી શકાય તેવી સ્થિતિ નથી જ.

## (अ) વિદ્યાને લગતા સર્વ સામાન્ય વિષયો.


**અગ્નિકુલીય** રાજપૂતોની ચાર શાખામાં ચૌલુકયનો સમાવેશ થાય કે? (૯૧)
**અઝીઝ** પહેલાએ વિક્રમશક ચલાવ્યો છે તે મતની પોકળતા ૬૭ (દલીલ નં. ૨) ૭૬ (દલીલ નં. ૧૦)
**અલબરૂનીનાં** કેટલાંયે કથનો ભૂલ ખવરાવનાર છે તેમાંનું એક દૃષ્ટાંત ૭૪
**અલેકઝાંડરના** મરણ વિશેની માન્યતા કદાચ ફેરવવી પડે (૧૫૧)
**અવંતિની** ગાદી કનિષ્ક બીજાને સહેલાઈથી મળી જતી હતી છતાં નથી લીધી તેની તપાસ ૧૭૬-૧૯૬
**અરિષ્ટકર્ણ** શાત અને શકપતિ બદનામ વચ્ચેનું યુદ્ધ ૨૨
**ઉજ્જૈની** અને વિદિશાનું રાજપાટ તરીકેનું ભિન્ન ભિન્ન સમયનું વર્ણન ૨૪-૨૫ તથા ટીકાઓ
**એકહજાર વર્ષ** (આ પુસ્તકની મર્યાદાવાળા)માં જે સંવત્સરો વપરાયા છે તેનાં નામો ૬૪
**આંધ્રપતિ** અરિષ્ટકર્ણના આસરે ગયેલ ગર્દભીલ રાજપુત્રોનું વર્ણન ૧૪, ૨૧
**ઈશ્વરદત્તનો** સમય વિદ્વાનોએ ઇ. સ. ૨૪૯ ઠરાવ્યો છે તથા કલચૂરિઓનો અગીઆરમી સદી ઠરાવ્યો છે અને બંનેને ચેદીવંશના ઠરાવી દીધા છે તેની સત્યાસત્યતા વિશે લીધેલી તપાસ ૨૩૩ (૨૩૩)
**અંગ**, બંગ, અને કલિંગનું ત્રિક વિદ્વાનો બતાવે છે તેની સત્યાસત્યતાની લીધેલ તપાસ ૩૪૬-૭
**૧૦૩નો આંક** હાથીગુંફાના લેખમાં છે તેને નંદ કે મૌર્ય સંવતનો વિદ્વાનો માને છે તે વાસ્તવિક નથી. ૨૬૭થી ૭૪; ૨૮૬થી ૮૮, ૩૪૫
**૧૦૩નો આંક** ચેદિસંવતનો હોઈ શકે કે? ૩૪૫
**કનિષ્ક** નામવાળી વસ્તુઓ મથુરામાંથી મળી આવે છે તેનો નિર્માતા કનિષ્ક પહેલો કે બીજો, અને તેનાં કારણો ૧૭૬

**કનિષ્કવંશી**ઓ ચષ્ઠણવંશીની પેઠે જૈનધર્મી "સૂર્યચંદ્ર"ને માનનારા છે તેનું હાથ લાગેલ દૃશ્ય ૧૭૯
**કનોજ** અને ગ્વાલિયરની ગાદીનું જોડાણ તથા સગપણ સંબંધ (૯૩)
**કલિયુગ** સંવતની આદિ (૩૫)
**કડફસીઝ** બીજા પછી રાજઅમલની હિંદમાં થતી જમાવટ ૫૪
**કનિષ્કપુર**, જુષ્કપુર અને હુષ્કપુરની સ્થાપનાના સમયનો વિચાર ૧૬૩
**કારૂ**રની લડાઈ વિક્રમાદિત્યે લડી નાંખી હતી (૬૬)
**કારદમક** રાજા અને શાતકરણીના સંબંધ વિશે તથા રૂદ્રદામનનો સંબંધ ગોઠવાયો છે તેનું વર્ણન ૨૧૧–૧૨
**કારૂર** અને મંદસોરના સ્થાનનો નિર્દેશ (૭૨) ૭૩, (૮૨); સ્થાન અને સમયની ચર્ચા ૮૧થી આગળ; ૭૪ (જુઓ મંદસોર)
**કુશાન** કડફસીઝને ગર્દભીલવંશી ઠરાવવાની યુક્તિ ૧૧
**કુશાન** અને ચષ્ઠણને શક કહેવાય કે? ૯૯– (૯૭); તે બાબત મિ. સ્મિથ અને પ્રો. રેપ્સનનો મત ૧૦૦
**કુશાનવંશી** રાજાની જાતિ કઈ? ૯૯
**કુશાનવંશી**ઓ પ્રથમમાં જૈનધર્મીઓ હતા તેનું વિવેચન ૧૫૪થી આગળ, ૧૬૦ (૧૬૦)
**કુશાન** કારકીર્દીમાંથી પ્રકાશ માંગી લેતા આઠ મુદ્દાઓ ૧૫૯
**કુશાનવંશ**નો અંત પશ્ચિમદેશની મહામારીએ આણ્યો છે તેવી વિદ્વાનોની માન્યતા છે તેની લીધેલ તપાસ ૧૮૦–૧
**કનિષ્ક**, હુવિષ્ક અને વઝેષ્કના નામવાળા શિલાલેખની લીધેલ તપાસ ૧૩૦
**કનિષ્ક** અને તેમ વચ્ચેના દશ વર્ષના ગાળાવિશેના મતની ચર્ચા, ૧૩૨, ૧૪૯ (૧૪૯)
**કડફસીઝ** પહેલાના ૪૦ વર્ષ કે બીજાના ૪૦ વર્ષ? ૧૪૨–૧૪૪
**કુશાન** અને હૂણપ્રજાનો ઈતિહાસ; તેમને આર્ય કહેવાય કે? ૧૧૯થી આગળ
**કુશાનો**ને ચીનાઈ સરદારો સાથેના લોહી સંબંધની સંભાવના ૧૨૦ (૧૨૦), ૧૨૩, ૧૩૯, ૧૪૩
**કુશાન**, ચષ્ઠણ અને હૂણના મૂળ પ્રદેશ વિશે સમજ ૧૨૩
**કુશાન** અને તુશારવંશનું જોડાણ ૧૨૫
**કુશાનવંશી**ઓની વંશાવળી તથા નામાવળી ૧૨૩થી આગળ
**કુશાન** અને કડફસીઝ પહેલાની વચ્ચેનો સંબંધ ૧૩૮
**ક્ષેમરાજ** અને નંદિવર્ધન વચ્ચેના કલિંગજીન પ્રતિમા બાબત યુદ્ધના ઈસારા ૨૪૩–૪૪, ૨૪૮, ૪૯
**ક્ષત્રપ** અને સ્વામી બિરૂદના અધિકારના તફાવતની સમજ (૧૯૨)
**ખલતસ** ગામ, લદાખ કે પાસ આવેલું, તેના લેખમાં ૧૮૩ના આંક છે તેની સમજ ૧૪૨–૧૪૩ (૨૦૩)
**ખારવેલ**ના સમયે વેપારીપ્રજા, પૂર્વ તથા પશ્ચિમમાં ખૂબ ફેલાઈ હતી તેના પુરાવા ૩૫૨, ૩૫૫, ૩૫૬
**ખારવેલના** રાજ્ય વિસ્તારની લીધેલી તપાસ ૩૫૨થી ૩૫૬
**ખારવેલ**ને અને પુષ્યમિત્રને વિદ્વાનો સમકાલીન ગણાવે છે તે અશક્ય પુરવાર કરવાને અપાયેલી બે ડઝન જેટલી દલીલો (૩૦૩), ૨૬૪–૫, ૩૫૨થી ૨૬૨, ૨૯૪–૯૫ (૩૨૦)
**ખારવેલ**નો નિશ્ચિત કરી આપેલ સમય ૨૭૧, ૨૬૨
**ખારવેલ** અને ડિમિટ્રીઅસ સમકાલીન ઠરાવાય છે તે સત્ય કે અસત્ય ૨૬૦ (૨૬૦) ૨૯૫
**ખારવેલે** મગધ ઉપર એક વખત હુમલો કર્યો છે કે બે વખત તેની ચર્ચા ૩૦૦
**ખારવેલે** પાંડ્ય દેશ ઉપર કેટલી વખત સવારી કરી તેનું ચિત્રદર્શન ૩૦૪
**ખારવેલે** લીધેલ ઉપાસક વૃત્ત ૩૦૪

